# માનવ અર્થશાસ્ત્ર

લેખક
નરહરિ દ્વારકાદાસ પરીખ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# માનવ અર્થશાસ્ત્ર

धर्मादर्थश्च कामश्च ।


લેખક

નરહરિ દ્વારકાદાસ પરીખ






નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

"જે અર્થશાસ્ત્ર કોઈ પણ વ્યક્તિના કે રાષ્ટ્રના વિકાસ અથવા કલ્યાણની આડે આવે . . . તથા જે એક દેશને બીજા દેશની લૂંટ ચલાવવાની છૂટ આપે તે અર્થશાસ્ત્ર અનીતિમય છે, પાપરૂપ છે"

(યંગ ઇન્ડિયા, તા. ૧૩-૧૦-૧૯૨૧) —ગાંધીજી

"આપણાં ગામડાં પાયમાલ થઈ ગયાં છે, કારણ આપણને સાચું અર્થશાસ્ત્ર અને સાચું સમાજશાસ્ત્ર આવડતું નથી."

(યંગ ઇન્ડિયા, તા. ૧૩-૩-૧૯૨૭) —ગાંધીજી

# નિવેદન

સને ૧૯૩૦માં નાશિક જેલમાં કિશોરલાલભાઈ અને હું લગોલગ બિસ્તરા નાખીને ઠીક ઠીક વખત સાથે રહ્યા. બીજી વાતોની સાથે આપણા આર્થિક પ્રશ્નોની અમે ઠીક ઠીક છણાવટ કરી. કૉમ્યુનિસ્ટ મિત્રો સાથે પણ અમારે સારી ચર્ચાઓ થતી. વળી કેટલાક વિદ્યાર્થીઓ મારી પાસે ગામડાંના પ્રશ્નો તથા ખાદીનું અર્થશાસ્ત્ર શીખવા આવતા. એમાં સ્વાભાવિક રીતે જ અર્થશાસ્ત્રોના સિદ્ધાન્તોની ચર્ચા કેટલીક વાર નીકળતી, અને એ વિષય ઉપર ગુજરાતીમાં સારું પુસ્તક નથી એની ખોટ પણ વર્તાતી. કિશોરલાલભાઈ મને ઘણી વાર કહેતા કે 'તમે અર્થશાસ્ત્ર ઉપર એક પુસ્તક લખી નાખો.' હું કહેતો કે 'ઘણી ચોપડીઓ વાંચવી પડે અને એટલો વખત શી રીતે કાઢવો?' ત્યારે એ કહેતા કે 'કોઈ ચોપડી જોયા કર્યા વિના જેટલું યાદ હોય તેટલું જ જાણે વિદ્યાર્થી આગળ વાત કરતા હોઈએ તેમ આપણી નવી દૃષ્ટિએ લખી નાખવું' નાશિક જેલમાંથી તો અમે સજા પૂરી કર્યા પહેલાં છૂટી ગયા. ત્યાર પછી ૧૯૩૨માં ભાઈ મહેરઅલી અને હું બેલગામ જેલમાં સાથે થઈ ગયા. અમારી ઇચ્છા તો સાથે રહેવાની ઘણી હતી, પણ અમને જુદી જુદી બરાકોમાં રાખવામાં આવ્યા હતા, છતાં રોજ સાંજે ચારથી પાંચ અમે મળતા અને આંટા મારતાં મારતા વાતો કરતા. એમણે પણ મને બહુ આગ્રહ કર્યો કે તમારે અર્થશાસ્ત્ર ઉપર એક વિસ્તૃત પાઠ્યપુસ્તક લખવું જ જોઈએ. ત્યાર પછી પણ ભાઈ મહેરઅલી જ્યારે જ્યારે મને મળ્યા છે ત્યારે ત્યારે મારી પાસે અર્થશાસ્ત્રના પાઠ્યપુસ્તકની ઉઘરાણી તેમણે કરી જ છે. મુખ્યત્વે કરીને આ બે ભાઈઓની પ્રેરણાથી આ પુસ્તક લખવા હું પ્રવૃત્ત થયો એમ કહી શકાય. એમની પ્રેરણાથી જાગેલો સંકલ્પ આટલો મોડો પણ પાર પાડી શકું છું તે માટે આનંદની વૃત્તિ સાથે આ બન્ને પ્રિયજનો પ્રત્યે આભારની વૃત્તિ પણ અનુભવી રહ્યો છું.

અત્યાર સુધી મોટા ભાગના અર્થશાસ્ત્રીઓએ મૂડીદારી પ્રથાનું સમર્થન કર્યું છે અને કોઈ પણ રીતે સંપત્તિનું ઉત્પાદન શી રીતે વધારે થાય એ વસ્તુને જ મહત્ત્વ આપ્યું છે. અર્થશાસ્ત્રના પાઠ્યપુસ્તકની પ્રસ્તાવનામાં લખવામાં આવે છે ખરું કે, સંપત્તિ તો સાધન છે, સાધ્ય તો માણસની સુખસગવડ જ હોવું જોઈએ; પણ ત્યાર પછી આખા પુસ્તકમાં માણસની સુખસગવડનો અને માણસનું શું થાય છે તેનો વિચાર જ થતો નથી.

સંપત્તિ જ સાધ્ય બની જાય છે. કુદરત પાસેથી ખેંચી શકાય તેટલું વધારે ખેંચી ભૌતિક સાધનસંપત્તિમાં બને તેટલો વધારો કરવાની જ યોજનાઓ વિચારાય છે. મનુષ્યરૂપી સંપત્તિના કુશળની તથા તેના ખરા ઉપયોગની અને વિકાસની કશી યોજના નથી હોતી, એટલું જ નહિ પણ એનો વિચાર સરખો કરવામાં આવતો નથી. જે વસ્તુઓનું ઉત્પાદન જરૂર કરતાં ઓછું થતું હોય તેનું ઉત્પાદન વધારવાની યોજના જરૂર કરવી જોઈએ, પણ તેમાં કેવળ વધારે માલ પેદા કરવાનો જ વિચાર નહિ રાખવો જોઈએ, પણ ઉત્પાદન કાર્યમાં લાગેલા માણસોનું શું થાય છે એ પણ જોવું જોઈએ. એ કામ કરતાં એની શક્તિઓ કુંઠિત નહિ થઈ જવી જોઈએ પણ ખીલવી જોઈએ. માણસનું સુખ અને પ્રગતિ તેને માત્ર વધારે વસ્તુઓ વાપરવા મળે, તેમાં નથી, પણ જેમાંથી તેની બધી શક્તિઓ ખીલે એવું કામ તેને મળી રહે અને જીવન, પોતાના તેમ જ સમાજના વિકાસને પોષક થાય એવા વિવિધ વ્યવસાયોથી ભરેલું તે બનાવી શકે, તેમાં છે.

આ પુસ્તકમાં તમામ આર્થિક પ્રશ્નોનો વિચાર માનવ સુખ અને પ્રગતિનો ખ્યાલ નજર સામે રાખીને જ કર્યો છે. તેથી જ પુસ્તકનું નામ मानव अर्थशास्त्र રાખ્યું છે. આ નામ રાખવામાં બીજો હેતુ એ પણ છે કે એમાં કોઈ એક વર્ગના કે એક દેશના હિતની દૃષ્ટિએ જ વિચાર કરવામાં નથી આવ્યો, પણ આખા માનવ સમાજના હિતની દૃષ્ટિએ — ગાંધીજીના શબ્દોમાં સર્વોદયની દૃષ્ટિએ વિચાર કરવામાં આવ્યો છે.

મૂડીશાહી અને સામ્રાજ્યશાહીની સામે આજે આખી દુનિયામાં પ્રચંડ બળવો જાગ્યો છે. એ લોકો આ વસ્તુ સમજી ગયા છે, અને પોતાની હસ્તી ટકાવી શકાય ત્યાં સુધી ટકાવી રાખવા સારુ પોતાના વિરોધમાં ઊભાં થયેલાં નવાં બળો સાથે માંડવાળ કરવાના પ્રયત્નો પણ કરી રહ્યા છે. અર્થશાસ્ત્રના જે જૂના સિદ્ધાન્તોનો લાભ લઈને મૂડીશાહી પોસાઈ અને જામી, એ જૂના સિદ્ધાન્તોની ભાષામાં મૂડીદારો પણ હવે વાત નથી કરતા. सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः । એ સૂત્રને અનુસરી તેઓ થોડું તો થોડું પણ જેટલું સાચવી શકાય એટલું સાચવવામાં શાણપણ સમજે છે. તેમનો શાણો સ્વાર્થ તેમની પાસે પણ મજૂરોના કલ્યાણની અને સામાજિક સલામતીની વાતો બોલાવે છે. છતાં આપણી 'આર્ટ્સ'ની તથા વેપારી કૉલેજોમાં હજી પેલું જૂનું અર્થશાસ્ત્ર જૂની ઢબે જ શીખવાય છે. હરીફાઈને નિરંકુશ રાખવી, જરૂરિયાતો વધારતા જવી, મૂલ્યની આંકણી માંગ અને છતને ધોરણે જ થઈ શકે, કોઈ પણ રીતે માલ સસ્તો બનાવવો, જાહેરખબરોથી અને વેચવાની કુશળતાથી એ માલ માટે ઘરાકો ઊભા કરવા, — એવી એવી વસ્તુઓમાં જ

આર્થિક પ્રગતિ રહેલી છે, એવા વિચિત્ર ખ્યાલો મગજમાં ભરીને આપણા જુવાન વિદ્યાર્થીઓ કૉલેજોમાંથી બહાર પડે છે. વિદ્યાર્થીઓના મગજમાં ભરવામાં આવતા આ ખોટા ખ્યાલોનું ખોટાપણું ઉઘાડું પાડી, અર્થશાસ્ત્રના સમાજને હિતકારી થાય એવા સાચા સિદ્ધાન્તો રજૂ કરવા એ પણ આ પુસ્તકનો એક ઉદ્દેશ છે. જો કે આજની સરકારી કૉલેજોમાં આ ચોપડી પાઠ્યપુસ્તક તરીકે ચાલે એવી આશા હું સેવતો નથી, તો પણ આ ચોપડી કૉલેજના વિદ્યાર્થીઓ વાંચશે તો તેમના મગજમાં ભરવામાં આવતા પેલા ખોટા ખ્યાલોને સુધારવાનું અને અર્થશાસ્ત્રને તેના ખરા સ્વરૂપમાં સમજવાનું એક સાધન મળી રહેશે એવી આશા તો હું રાખું જ છું.

આ પુસ્તક લખતી વખતે અત્યારની અર્થવ્યવસ્થામાં જોવામાં આવતાં મુખ્ય મુખ્ય નીચેનાં અનિષ્ટો મારી નજર સામે રહ્યાં છે:

૧. દુનિયાભરમાં વ્યાપેલી ભયંકર બેકારી અને આર્થિક બિન-સલામતી.

૨. મજૂરોને અડધે પેટે રહેવું પડે એવી કંગાળ રોજી.

૩. મજૂરો પ્રત્યે અમાનુષી વર્તાવ.

૪. આર્થિક અસમાનતા — જેમાં સમાજને ઉપયોગી થાય એવો કશો કામધંધો કર્યા વિના મિલકતદાર માણસ બેઠી આવક ખાઈ શકે છે અને આખો દિવસ સમાજને બહુ આવશ્યક હોય તેવું તનતોડ વૈતરું કરનારને પેટપૂર ખાવાનું પણ નથી મળતું. વળી જુદા જુદા કામધંધામાં થતી કમાણીમાં પણ ભારે વિષમતા છે. એક બાજુ નિર્વાહ પણ ન થઈ શકે એટલી ઓછી રોજી મળે છે અને બીજી બાજુ લાખના લેખે ગણાય એટલી કમાણી થાય છે.

૫. યુદ્ધ માટેનાં શસ્ત્રાસ્ત્રો તથા ભોગવિલાસની સામગ્રીના ઉત્પાદન પાછળ થતો પ્રાકૃતિક તેમ જ માનવસંપત્તિનો બગાડ. તે જ પ્રમાણે ખોરાકમાં ચાલી રહેલી ભેળસેળ તથા જૂઠી જાહેરખબરો દ્વારા થતા અનર્થકારી વસ્તુઓના વેચાણને લીધે થતો બગાડ.

૬. પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓ — જેવી કે અનાજ, દૂધ, શાકભાજી, કપડાં, મકાન, વગેરે — એનું જોઈએ તે કરતાં ઓછું ઉત્પાદન.

૭. અર્થપ્રવૃત્તિનો પ્રેરક હેતુ લોકોને જરૂરિયાતની વસ્તુઓ ઉત્પન્ન કરવાનો નહિ, પણ નફો મેળવવાનો, નાણાં કમાવાનો.

૮. તેને લીધે આખી અર્થવ્યવસ્થા ઉપર નાણાંપતિઓનો અંકુશ.

૯. માણસને જડ અને ગુલામ બનાવી નાખનારાં યંત્રોનો વધતો જતો ઉપયોગ.

૧૦. અન્યાયી અને લૂંટેરા આન્તરરાષ્ટ્રીય વેપાર મારફત યંત્ર-ઉદ્યોગોમાં પછાત દેશોનું — ખાસ કરીને તેનાં ગામડાંનું શોષણ અને ગામડાંની કંગાળિયત.

આ બધાં અનિષ્ટો દૂર કરવા આપણે શું શું કરવું જોઈએ તેની ચર્ચા આ પુસ્તકમાં સ્થળે સ્થળે તે તે વિષયને અનુલક્ષીને કરી છે.

આ પુસ્તક લખવામાં ટાઉસિગ, ટૉમસ તથા સેલિગ્મૅનનાં 'અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો' (પ્રિન્સિપલ્સ ઑફ ઇકૉનૉમિક્સ) એ ત્રણ પુસ્તકોનો મેં ઠીક ઠીક ઉપયોગ કર્યો છે. આપણા દેશને લગતી હકીકત માટે પ્રિન્સિપાલ જથાર અને બેરીના 'ઇન્ડિયન ઇકૉનૉમિક્સ' તથા પ્રો. વાડિયા અને મર્ચન્ટના 'અવર ઇકૉનૉમિક પ્રૉબ્લેમ' એ પુસ્તકોનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે. એ ઉપરાંત પણ બીજાં અનેક પુસ્તકોમાંથી હકીકતો લીધી છે. એ સઘળાનો હું ઋણી છું. પણ એ બધા લેખકોથી મારું દૃષ્ટિબિન્દુ નિરાળું જ છે. વિવિધ આર્થિક પ્રશ્નો ઉપર આ પુસ્તકમાં મેં જે વિચારો અને અભિપ્રાયો દર્શાવ્યા છે તે તો ગાંધીજીના તે તે વિષયો ઉપરના વિચારો હું જેવા સમજ્યો છું તેને અનુસરીને જ છે. મોટે ભાગે તો ગાંધીજીનાં લખાણોને જ હું અનુસર્યો છું છતાં એવું બને કે ગાંધીજીના તરીકે કહેલા કેટલાક વિચારો માટે હું ગાંધીજીનાં લખાણોમાંથી આધાર ન આપી શકું. ગાંધીજીની અનેક મહત્ત્વની પ્રવૃત્તિઓમાં આટલું લાંબું લખાણ વાંચવાનો બોજો તેમની ઉપર નાંખવાનું મને દુરસ્ત નથી લાગ્યું. એટલે ગાંધીજીના તરીકે દર્શાવેલા બધા જ વિચારો માટે ગાંધીજીનું પ્રમાણપત્ર મારી પાસે નથી, પણ ગાંધીજીના વિચારો હું જેવા સમજ્યો છું એ પ્રમાણે અહીં દર્શાવ્યા છે, એ ધ્યાનમાં રાખવાની વાચકોને મારી વિનંતિ છે.

છેલ્લાં ૨૮ વર્ષથી કાકાસાહેબ તથા કિશોરલાલભાઈ સાથે નિકટ સંપર્કમાં રહી કામ કરતો આવ્યો હોવાથી જીવનને લગતા લગભગ દરેક પ્રશ્ન વિષે તેમની સાથે ચર્ચા કરવાના પ્રસંગો આવ્યા છે અને તેથી આ પુસ્તકમાં દર્શાવેલા ઘણા વિચારો મને એ બેની પાસેથી મળેલા છે. આ પુસ્તકનું લખાણ એ બે ભાઈઓને વાંચી જવાનું મેં કહ્યું હોત તો તેઓ જરૂર વાંચી જાત અને તેમાં બહુ કીમતી સુધારા વધારા પણ કરત. પણ તેમ કરવા જતાં પુસ્તક બહાર પાડવામાં વિલંબ થાય એટલે એ લાભ પણ મેં જતો કર્યો છે. આ પુસ્તકની બીજી આવૃત્તિ છાપવાનો પ્રસંગ આવશે તો તે વખતે એ લાભ લઈને આ પુસ્તકમાં રહેલી ન્યૂનતાઓ પૂરી કરવાની ઉમેદ રાખું છું. બીજાં ભાઈબહેનોને પણ સુધારા, વધારા અથવા કાપકૂપ કરવા વિષે સૂચનો કરવા વિનંતી કરું છું.

નાણાંબજાર વિષે મને જાતઅનુભવ નહિ હોવાથી નાણું અને શરાફી (બૅન્કિંગ) વિષેનાં પ્રકરણો લખવાનું મારે માટે મુશ્કેલ હતું પણ એ બાબતમાં એ વિષયના નિષ્ણાત શ્રી. બલુભાઈ મજમુદાર, જેમની સાથે સને ૧૯૪૪માં સાબરમતી જેલમાં રહેવાનો લાભ મને મળ્યો, તેમના તરફથી મને ઘણી

કીમતી સલાહસૂચનાઓ મળી છે. વળી મારી વિનંતી સ્વીકારી તેમણે નાણાં-બજાર ઉપર એક વિસ્તૃત લેખ પણ લખ્યો છે, જે લેખનો આ પ્રકરણો લખવામાં તેમણે મને છૂટથી ઉપયોગ કરવા દીધો છે. જો કે એમાંથી પણ મારી સમજ પ્રમાણે મેં લીધું છે અને લખ્યું છે અને અભિપ્રાયો તો મારા જ છે. એટલે મારે કહેવું જોઈએ કે આ પ્રકરણોમાં જે કાંઈ ગુણ હોય તેના યશના ભાગી શ્રી. બલુભાઈ છે અને જે કાંઈ દોષ હોય તેની પૂરેપૂરી જવાબદારી મારી છે. શ્રી. બલુભાઈની મદદ માટે તેમનો આભાર માનવાની આ તક લઉં છું.

આ પુસ્તકનું લખાણ છાપવા આપતાં પહેલાં વિદ્યાપીઠના મારા સાથી ભાઈ વિઠ્ઠલદાસ કોઠારી આખું તપાસી ગયા છે, અને તેમણે કેટલાંક ઘણાં કીમતી સૂચનો કર્યાં છે; તે પ્રમાણે કેટલીક જગાએ મેં પુસ્તકમાં ફેરફાર પણ કર્યા છે. વળી તેમણે તૈયાર કરેલી અર્થશાસ્ત્રની પરિભાષા જે આ પુસ્તકમાં છેવટે આપવામાં આવી છે તેનો લાભ પણ મેં લીધો છે. જો કે પુસ્તકને બને તેટલું સરળ બનાવવાના હેતુથી જ્યાં સુધી પારિભાષિક શબ્દો વાપર્યા વિના ચાલે ત્યાં સુધી મેં એવા શબ્દો નથી વાપર્યા. વળી ભાઈ વિઠ્ઠલદાસે મહેનત લઈને આ પુસ્તકની વર્ણાનુક્રમી સૂચિ તૈયાર કરી છે તે બદલ તેમનો હું ઋણી છું.

આ પુસ્તક પ્રજા સમક્ષ મૂકતાં હું ક્ષોભ અનુભવી રહ્યો છું. હું આ વિષયનો વ્યવસ્થિત અભ્યાસી નથી. એને કારણે આ પુસ્તકમાં અનેક ત્રુટીઓ રહી ગઈ છે તેનું મને ભાન છે. વળી મારા બધા વિચારો હું ચોક્કસ ભાષામાં નથી મૂકી શકયો તેનું પણ મને ભાન છે. છતાં આવા પુસ્તકની આપણી ભાષામાં જરૂર વર્તાવાથી મેં આ સાહસ ખેડ્યું છે. એ કેટલે દરજ્જે યોગ્ય થયું છે તેનો નિર્ણય સુજ્ઞ વાચકો કરશે.

સેવાગ્રામ

તા. ૧૦-૧૨-૧૯૪૫

**નરહરિ પરીખ**

# અનુક્રમણિકા

## ભાગ પહેલો : પ્રાસ્તાવિક



## ભાગ બીજો : ઉત્પાદન

## ભાગ ત્રીજો : વિનિમય

## ભાગ ચોથો : વહેંચણી

## ભાગ પાંચમો : વ્યય

## ભાગ છઠ્ઠો : નવીન અર્થરચના



## ભાગ સાતમો : મૂળ ઉદ્યોગો

# પ્રકરણ ૧લું

# અર્થશાસ્ત્ર એટલે શું?

### માણસની જરૂરિયાતો

૧. દરેક માણસને પેટપૂરતું ખાવા જોઈએ, શરીરના રક્ષણ માટે કપડાં જોઈએ, અને રહેવા માટે ઘર જોઈએ. સભ્ય માણસના જીવનની આ પ્રાથમિક જરૂરિયાતો ગણાય. એના વિના જીવન નભી શકતું નથી. માણસ ગમે તે પ્રવૃત્તિ કરતો હોય પણ આટલા વિના માણસને ચાલે નહિ. પોતાના જીવનની આ પ્રાથમિક જરૂરિયાતો વિષે પણ બેદરકાર એવા કોઈ અવધૂત જોગી જતિ હોય, પણ એવા વિરલ હોઈ અપવાદરૂપ હોય છે. બહુજનસમાજને તો પહેલી ચિંતા પોતાના જીવનની આ પ્રાથમિક જરૂરિયાતોની જ કરવી પડે છે. કોઈ પણ સમાજ સુવ્યવસ્થિત અને સુખી ત્યારે જ થઈ શકે, જ્યારે એ સમાજમાં રહેતાં સૌની આ પ્રાથમિક જરૂરિયાતો સારી રીતે પૂરી પડતી હોય. પણ માણસને પોતાની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પડી રહે તેથી કદી સંતોષ થતો નથી. વધારાની સગવડો ઊભી કરવા માટે તથા પોતાના શરીરની બાબતમાં તેમ જ આસપાસની વસ્તુઓની બાબતમાં શોભા અને શણગાર લાવવા પણ તે શરૂથી જ પ્રવૃત્તિ કરતો આવ્યો છે. રોટલો હાથમાં લઈને ખાવાથી પણ ભૂખની તૃપ્તિ તો થાય, પણ માણસ તેમ કરતો નથી. ખાવાની ચીજો સારી રીતે મૂકવા માટે થાળી બનાવે છે, ખાવાના પ્રવાહી પદાર્થો માટે વાડકી રાખે છે, જમવા બેસવા માટે પાટલા અથવા બીજાં આસનોની જોગવાઈ કરે છે. એવી રીતે માણસ પોતાની જરૂરિયાત સંતોષવાની દરેક ક્રિયામાં સગવડનાં સાધનો વધારતો જાય છે અને તે સાથે સાથે તેમાં શોભા અને કળા ઉમેરવાની પણ તેની વૃત્તિ રહે છે. આમ જેમ જેમ સમાજ આગળ વધે છે તેમ તેમ માણસની જરૂરિયાતો વધતી જાય છે અને તે પૂરી પાડવા માટે એ પોતાની પ્રવૃત્તિ વધારતો જાય છે.

૨. માણસે પોતાની જરૂરિયાતો વધારતા જવું એને પ્રચલિત અર્થ-શાસ્ત્રીઓ સુધારાની અને પ્રગતિની નિશાની ગણે છે. પણ જરૂરિયાતો વધાર્યે જવી અને તે પૂરી પાડવાની પ્રવૃત્તિ પાછળ જ મંડ્યા રહેવું એ કાંઈ મનુષ્ય-જીવનનું ધ્યેય ન હોઈ શકે. વળી સુધારો અને પ્રગતિ જરૂરિયાતો અને સુખસગવડોના મોટા ખટાટોપમાં રહેલાં નથી પણ મનુષ્યની ઉચ્ચ ભાવનાઓ --- જેવી કે બંધુત્વ, સહકાર, ન્યાય, સ્વાતંત્ર્ય, વગેરે — એના વિકાસમાં રહેલાં

છે. આવી ઉચ્ચ ભાવનાઓને ભોગે માણસ પોતાની જરૂરિયાતો વધારવા પાછળ અને તે પૂરી પાડવા સારુ ઉત્પાદન વધાર્યે જવા પાછળ જ મંડ્યો રહે એ કાંઈ સુધારો કે પ્રગતિ ન કહેવાય. વળી વધારી મૂકેલી જરૂરિયાતો સૌને તો મળી શકતી નથી અને આખા જનસમાજને વધારી મૂકેલા ધોરણે વસ્તુઓ મળી રહે કે કેમ એ શંકાસ્પદ છે. અત્યારે તો જેઓએ પોતાની જરૂરિયાતો વધારી મૂકી છે તેઓ પોતાની વધારી મૂકેલી જરૂરિયાતો પૂરી પાડવાનું બીજાને ભોગે, બીજાને કંગાળ રાખીને જ કરી શકે છે. વળી તેઓ જુલમ અને અન્યાય આચરી રહ્યા છે. અત્યારે ચાલી રહેલા વિશ્વયુદ્ધનાં કારણોમાં ઊંડા ઊતરીએ તો જણાશે કે પોતાને આગળ વધેલી અને સુધરેલી માનતી પ્રજાઓનો અને એ પ્રજાઓમાં પણ પોતાને આગળ વધેલા માનતા અમુક વર્ગોનો સ્વાર્થ, અન્યાય અને જુલમ એ મુખ્ય કારણ છે.

**૩.** પરંતુ સાથે સાથે એ સ્પષ્ટ સમજી લેવું જોઈએ કે કષ્ટ, અગવડ તથા કંગાલિયતમાં રહેવું એ પણ આપણું ધ્યેય નથી અને ન હોવું જોઈએ. કષ્ટમય, અગવડભરેલું અને કંગાળ જીવન ગાળતા સમાજમાં ઊંચા વિચારો અને ઉચ્ચ ભાવનાઓનો ઉદય થઈ શકતો નથી. આજે આપણા દેશના ગરીબ અને પછાત વર્ગોની એ સ્થિતિ છે. એટલે જીવન સગવડવાળું બને તથા બધી રીતે આરોગ્યવાન અને સ્ફૂર્તિમય રહી શકે એટલી જરૂરિયાતો તો સૌને મળી રહેવી જોઈએ. આવી જરૂરિયાતો વિચારપૂર્વક નક્કી કરી તેની ઇચ્છાપૂર્વક મર્યાદા આંકવી એ સમાજના સુખસંતોષ માટે બહુ આવશ્યક અને ઇષ્ટ છે. તેમ કરવાથી જ માણસનું ખરું સુખ અને ખરો સંતોષ વધે છે અને તેમ કરવામાં જ માનવજાતિનો ખરો વિકાસ અને વિશ્વની શાન્તિ રહેલાં છે.

### જરૂરિયાતો શી રીતે પૂરી પડે છે ?

**૪.** આપણી કેટલીક જરૂરિયાતો એવી છે કે જે માટે આપણે ખાસ શ્રમ કરવો પડતો નથી. દાખલા તરીકે હવા આપણી એવી જરૂરિયાત છે, જે વિના આપણને ચાલી જ ન શકે. પણ તે દરેકને વિના શ્રમે મળે છે. તે જ પ્રમાણે સૂર્યના તાપનું છે. ખુલ્લામાં રહેતાં માણસોને હવા અને તડકો શ્રમ કર્યા વિના જોઈએ તેટલાં મળે છે. તે જ પ્રમાણે નદી કે સરોવરને તીરે રહેતાં માણસોને ત્યાં જઈને લઈ આવવાનો શ્રમ કરે તેટલામાં જ પાણી મળે છે. આ બધી વસ્તુઓ જીવનને માટે બહુ જ આવશ્યક અને મહત્ત્વની છે. પણ તે વિના શ્રમે અને વિના મૂલ્યે મળી રહે છે. તે સાચે જ અમૂલ્ય છે. તેના બદલામાં કોઈ આપણને ગમે તેટલું મૂલ્ય આપે તો પણ આપણે તે વિના ન ચલાવી શકીએ એ અર્થમાં એ અમૂલ્ય છે, અને તેનું આપણને કશું મૂલ્ય બેસતું નથી એ અર્થમાં પણ તે અમૂલ્ય છે.

૫. આપણી બીજી જરૂરિયાતો જેવી કે ખોરાકની, કાપડની, ઘરની, એવી છે કે મહેનત કર્યા વિના તે માણસને મળી શકતી નથી. માણસની સામે વિશાળ કુદરત પડેલી છે. જમીનને ખોદી ખેડી વાવી તેમાં માણસ પોતાને જોઈતાં અનાજ, ફળ, શાક વગેરે ઉગાડે છે. વળી તેમાં કપાસ ઉગાડી તેમાંથી કપડાં તૈયાર કરે છે. જંગલોમાંથી ઝાડ કાપી તેમાંથી બળતણ માટે લાકડાં તથા ઘર બનાવવાનાં સાધનો ઊભાં કરે છે. ખાણો ખોદી તેમાંથી કોલસા, લોઢું, તેલ વગેરે અનેક પદાર્થો કાઢે છે. ઢોરને મારી તેનું માંસ ખાય છે અને ચરબી, ચામડાં વગેરેનો ઉપયોગ કરે છે અથવા ઢોરને પાળી તેમની પાસેથી દૂધ, ઘી, ઊન, એવી વસ્તુઓ મેળવે છે. ઢોરની પાસેથી વાહનની તેમ જ બીજી જાતની મજૂરી પણ લે છે. હવા અને પાણીનો પણ શક્તિ તરીકે ઉપયોગ કરે છે. માણસને વાપરવાની તમામ વસ્તુઓ — જેને આપણે ધન અથવા સંપત્તિ કહીશું — તેનું મૂળ કુદરતમાં રહેલું છે. કુદરતે પોતાના ભંડાર મોકળે હાથે માણસની સામે ખુલ્લા મૂકયા છે. તેમાંથી માણસ મહેનત કરીને પોતાને જોઈતી વસ્તુઓ પેદા કરી લે છે.

૬. આપણે એમ કલ્પીએ કે દરેક માણસ પોતાને જોઈતી તમામ વસ્તુઓ પોતે જ પેદા કરી લે, અને પોતે જ વાપરે, તો તો જગતનો વ્યવહાર તદ્દન સાદો હોય; કોઈને એકબીજા સાથે કશી લેવાદેવા ન હોય. પણ બહુ પ્રાચીન કાળમાંયે દુનિયામાં કદી એ પ્રમાણે ચાલ્યું હોય એવું જાણ્યામાં નથી. માણસની ઉત્પત્તિ થઈ ત્યારથી જ તે ટોળામાં રહેતો જોવામાં આવ્યો છે. આખું ટોળું ભેગું મળીને પોતાને જોઈતી વસ્તુઓ મેળવી લે અને સૌ ભેગા મળીને જ તે વાપરે. અત્યારે તો આપણો વ્યવહાર બહુ જટિલ એટલે કે અટપટો અથવા ગૂંચવણિયો થઈ ગયો છે. ખેડૂત ખેતર ખેડીને અનાજ પકવે પણ તેનું હળ કોઈ બીજાએ એટલે સુથારે બનાવેલું હોય, તે માટેનું લાકડું જંગલમાંથી કોઈ બીજો જ માણસ કાપી લાવ્યો હોય, તે હળમાંની કોશનું લોઢું કોઈક ખાણમાંથી વળી ત્રીજા જ માણસે ખોદી કાઢયું હોય અને તે ટીપીને કોશ બનાવનાર કોઈ ચોથો જ હોય. વળી પોતાની ખેતીના કામમાં પણ ખેડૂતે બીજા મજૂરોની મદદ લીધી હોય. આમ જો ગણવા બેસીએ તો ખેતરમાં અનાજ પકવવામાં સેંકડો માણસોએ પોતપોતાનો ફાળો આપેલો માલમ પડે. માણસ એકલ રહેનાર પ્રાણી નથી, પણ સામાજિક પ્રાણી છે. ઘણા માણસો એકઠા થઈને, એક બીજા સાથે સહકાર કરીને પોતાના સમાજને જોઈતી વસ્તુઓ ઉત્પન્ન કરે છે.

## અર્થશાસ્ત્રનું વસ્તુ

૭. સમાજને જોઈતી વસ્તુઓ બનાવી લેવાની પ્રવૃત્તિમાં, દરેક માણસ પોતાને જે વધારે આવડતું હોય તે કામ કરે છે. પોતે બનાવેલી વસ્તુઓ

બીજાને આપી અથવા બીજાને માટે કામ કરી તેના બદલામાં પોતાને જોઈતી ચીજો અને સેવાઓ તે લે છે. કેટલાક માણસો ખેતીનું કામ કરે છે, કેટલાક વણાટનું કામ કરે છે, કેટલાક મોચીનું કામ કરે છે. વળી કેટલાક ઉત્પન્ન થયેલો માલ તેના વાપરનારાઓને પહોંચાડવાનું કામ કરે છે. એમાં છૂટક તથા જથાબંધ ખરીદ કરનારા તથા વેચનારા વેપારીઓ હોય છે. તેમ જ એક જગ્યાએથી બીજી જગ્યાએ માલ પહોંચાડનારા વણઝારા–ગધેડાંવાળા, પોઠવાળા, ઊંટવાળા તથા ગાડાવાળાથી માંડીને મોટરલૉરીવાળા તથા રેલવાળા, અને જળમાર્ગે એ કામ કરનારા નાના મછવાવાળાથી માંડીને મોટી સ્ટીમરોવાળા હોય છે.

૮. આવી રીતની માલની લેવડદેવડ, ખરીદવેચાણ અથવા તો માલનો અદલોબદલો નજીક નજીકનાં સ્થળો વચ્ચે થાય છે, તેમ દૂર દૂરનાં સ્થળો વચ્ચે પણ થાય છે. આજે આપણી રોજની વપરાશની કેટલીયે વસ્તુઓ બહુ દૂર દૂરના દેશાવરથી આવે છે. દીવાસળી સ્વીડનથી આવે છે. ઘાસતેલ બ્રહ્મદેશ તથા અમેરિકાથી આવે છે. લોઢાની વસ્તુઓ ઇંગ્લંડ, જર્મની તથા જપાનથી આવે છે. એમ જો હિસાબ ગણવા બેસીએ તો દરેક દેશ બીજા દેશની કોઈ ને કોઈ વસ્તુ વાપરે છે. અને બીજા દેશમાં કોઈ ને કોઈ વસ્તુ મોકલે છે. માલના આ જાતના અદલાબદલાના વહેવારને વસ્તુઓ અથવા સંપત્તિનો વિનિમય કહેવામાં આવે છે. એવો વિનિમય અગાઉ તો વસ્તુ સાટે વસ્તુનો જ કરવામાં આવતો પણ તેમાં બહુ અગવડ પડવા માંડી એટલે વિનિમય માટે સર્વમાન્ય થઈ પડે એવું એકાદ કોઈ માપ શોધવાના પ્રયત્નો ચાલ્યા. જુદી જુદી વસ્તુઓને આવા માપ તરીકે વાપરવાના અનેક પ્રયોગ કર્યા પછી આજે સોનારૂપાના સિક્કાને અથવા તેના પ્રતિનિધિરૂપ ગણાતી કાગળની નોટોને સૌ દેશોએ વિનિમયના સર્વમાન્ય માપ તરીકે સ્વીકાર્યાં છે. ચોક્કસ ગુણના, વજનના અને આકારના ચાંદીસોનાના સિક્કાને તથા તેની પ્રતિનિધિરૂપ નોટોને નાણું કહે છે. પોતે બનાવેલી ચીજ નાણું લઈને માણસ બીજાને આપે છે અને એ નાણાં વડે પોતાને જોઈતી સઘળી ચીજો માણસ ખરીદ કરે છે. આવી રીતના અદલાબદલા કરવા માટે વસ્તુઓની કિંમત ઠરાવવાના પ્રશ્ન ઊભા થાય છે. કિંમત શી રીતે ઠરાવવામાં આવે છે અને કિંમત નક્કી થવામાં કયાં કયાં બળો કેવો ભાગ ભજવે છે એ અર્થશાસ્ત્રમાં બહુ મહત્ત્વનો વિષય ગણાય છે.

૯. કિંમત નક્કી થયા પછી પણ ઘણા પ્રશ્નો ઊભા થાય છે. જો આખી વસ્તુ એક જ માણસના શ્રમથી બની હોય તો તો એ વસ્તુની આખી કિંમત ઉપર એના બનાવનારનો હક ગણાય. પણ આપણે જોયું કે એક નાની વસ્તુની બનાવટમાં પણ ઘણા માણસોએ જુદી જુદી રીતે ફાળો આપ્યો હોય છે. એટલે વસ્તુની કિંમતમાંથી વસ્તુ બનાવવામાં ફાળો આપનાર

દરેક માણસને કેટલો હિસ્સો મળે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ખાદીનો દાખલો લઈએ તો તે માટે કપાસ પકવનાર, કપાસને પીલનાર, રૂને પીંજીને પૂણી બનાવનાર, એ પૂણીમાંથી સૂતર કાંતનાર અને એ સૂતરને વણનાર એમ જુદા જુદા માણસો હોય છે. એ સઘળી ક્રિયા કરનારાઓને તેમના કામના બદલામાં મજૂરી મળે છે અને એવી બધી મજૂરીના કુલ ખર્ચ ઉપરથી ખાદીની કિંમત નક્કી થાય છે. અથવા એમ પણ કહી શકાય કે ખાદી વેચાય ત્યારે એની જે કિંમત ઊપજે છે તે ખાદી તૈયાર કરવામાં જેમણે ફાળો આપ્યો હોય છે તેમની વચ્ચે પોતપોતાની મજૂરીના પ્રમાણમાં વહેંચાઈ જાય છે. અનેક માણસોના સહકારથી ઉત્પન્ન થતી સંપત્તિની વહેંચણીને અંગે બહુ મહત્ત્વના અને ન્યાય તથા નીતિના, બહુ સૂક્ષ્મ વિચારણા માગી લે એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

૧૦. ઉત્પન્ન થયેલી સંપત્તિનો ઉપભોગ કેવી રીતે કરવો એ પણ બહુ મહત્ત્વનો વિષય છે. કોઈ પણ વસ્તુનો પૂરેપૂરો ઉપયોગ કરી લેવો એટલે કે એ વસ્તુનો જરા પણ બગાડ ન થવા દેવો એ વસ્તુના ઉપભોગ અથવા તો વ્યયમાં ખૂબ જ મહત્ત્વનું છે. અત્યારે માનવજાતિ પાસે જેટલી સંપત્તિ છે તેનો જો સદ્‌વ્યય થાય તો માણસજાતના સુખનું પ્રમાણ ઘણું વધી જાય. પણ આપણે આ પુસ્તકમાં જોઈશું કે આજે તો આપણે વસ્તુઓનો ભારે દુર્વ્યય કરી રહ્યા છીએ.

૧૧. આમ અર્થને લગતી માણસ જે પ્રવૃત્તિ કરે છે તેના ઉત્પાદન, વિનિમય, વહેંચણી તથા વ્યય અથવા ઉપભોગ એવા મુખ્ય વિભાગ પડી જાય છે. એ ચારે વિભાગને લગતા માણસના વ્યવહારોનું વિવેચન કરી તેને લગતા નીતિનિયમો તારવી કાઢવાનો પ્રયત્ન કરી એનું જે શાસ્ત્ર રચવામાં આવ્યું છે તેને અર્થશાસ્ત્ર કહે છે. તેમાં કોઈ એક વ્યક્તિ કે વર્ગના હિતની દૃષ્ટિએ નહિ પણ આખા જનસમાજના હિતની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે છે, અથવા કરવો જોઈએ. કરવો જોઈએ એટલા માટે કહ્યું છે કે આજે વસ્તુતઃ એ પ્રમાણે બનતું નથી. દરેક દેશના અર્થશાસ્ત્રીઓએ પોતાના દેશનું ઉત્પાદન અને વેપાર શી રીતે વધે એનો જ વધારે વિચાર કર્યો છે. એ ઉત્પાદન અને વેપારમાંથી બહુ થોડા માણસો લાભ ઉઠાવી જાય છે અને બહુજનસમાજ તો પોતાની પ્રાથમિક જરૂરિયાતો જેટલું પણ મેળવી શકતો નથી એ અનિષ્ટ તરફ હમણાં હમણાં જ અર્થશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચાયું છે.

### અર્થશાસ્ત્રનો ઉદ્દેશ

૧૨. જે સ્વરૂપમાં અને જે પદ્ધતિએ આજે આ વિષય ચર્ચાય છે, એટલે કે આજે જેને અર્થશાસ્ત્ર કહેવામાં આવે છે તેનો ઉદય અને તેનો

વિકાસ છેલ્લાં ત્રણસો વર્ષમાં જ થયો છે. યુરોપની ચાંચિયા પ્રજાઓએ સાતે સમુદ્ર ખૂંદી વળી, વેપારને નામે ત્રિખંડવ્યાપી લૂંટ ચલાવી એની સાથે આ શાસ્ત્રનો ઉદય થયો છે, અને યુરોપમાં કારખાનાં અને મૂડીદારીનો વિકાસ થયો, તેની સાથે આ શાસ્ત્રનો વિકાસ થયો છે. એટલે મહાજુલમ, અન્યાય અને શોષણ સાથે પ્રચલિત અર્થશાસ્ત્રનો ઉદય અને વિકાસ સંકળાયેલાં છે. આર્થિક પ્રગતિને નામે યુરોપના અર્થશાસ્ત્રીઓએ યુરોપની પ્રજાઓના આ જુલમ, અન્યાય અને શોષણનો બચાવ પણ કર્યો છે. આજે દુનિયામાં આપણે જોઈએ છીએ કે થોડાક શ્રીમંત માણસોને કોઈ વસ્તુની કમી નથી હોતી અને બહુ મોટા ગરીબવર્ગને પેટપૂરતું ખાવાનું પણ નથી મળતું. આ અન્યાયી વિષમતાનું કારણ એ છે કે અર્થપરત્વેના આપણા વ્યવહારો જે શાસ્ત્રને અનુસરીને ચાલે છે તે શાસ્ત્રનો સાચો ઉદ્દેશ અને તે શાસ્ત્રનું સાચું સ્વરૂપ આપણને સમજાયું નથી. અર્થશાસ્ત્રનો સાચો ઉદ્દેશ તો એવા નિયમો શોધી કાઢવાનો હોવો જોઈએ કે જે અનુસાર આપણા અર્થ પરત્વેના બધા વ્યવહારો એવી રીતે ગોઠવી શકાય, જેથી સમાજમાં કોઈને પણ કશી આર્થિક વિટંબણા ન પડે. એટલે કે દરેક માણસને પૂરતું કામ મળી રહે અને જે પૂરતું કામ કરે તેને પોતાની વાજબી જરૂરિયાતની બધી વસ્તુઓ મળી રહે. કોઈ પણ અર્થવ્યવસ્થા સમાજને હિતકારી ત્યારે જ કહેવાય જ્યારે સમાજની દરેક વ્યક્તિને પોતાની શક્તિ મુજબ પોતાને અનુકૂળ કામો કરવાની પૂરેપૂરી તકો મળી રહે એટલે કે એ કામ કરવામાં જે સાધનો કે ઓજારો જોઈએ તે મળવામાં કોઈ જાતનો અંતરાય ન આવે, એ કામ માટે જે કુદરતી સાધનો જોઈએ તેનો જરૂર પ્રમાણે ઉપયોગ કરવાની પૂરેપૂરી છૂટ હોય. વળી પોતે કરેલા કામમાંથી થયેલું ઉત્પન્ન અથવા તેમાંથી મળેલા ફળનો લાભ બીજાઓ ગેરવાજબી કે ખોટી રીતે ઉઠાવી ન જાય. ટૂંકમાં સમાજમાં ભૂખમરો ને કંગાલિયત ન હોય, એક દેશ બીજા દેશનું, તેમ જ દેશમાંનો એક વર્ગ બીજા વર્ગનું શોષણ ન કરી શકે. એવી અર્થવ્યવસ્થા શી રીતે ઉપજાવી શકાય એ બતાવવાનું કામ અર્થશાસ્ત્રનું છે.

**૧૩.** આમાં એ યાદ રાખવાનું છે કે અર્થ અથવા સંપત્તિ એ તો માત્ર સાધન છે. અર્થશાસ્ત્રનો મૂળ અને મુખ્ય ઉદ્દેશ તો એ સાધનનું સાચું સ્વરૂપ તથા તેનું ઉત્પાદન, વિનિમય, વહેંચણી, વ્યય, એ બધું કેવી રીતે ગોઠવાય જેથી માનવજાતિનાં સુખશાન્તિ અને કલ્યાણ સાધી શકાય તેનું વિવેચન કરવાનો છે. એટલે કે અર્થશાસ્ત્રના વિચારમાં અર્થ અથવા સંપત્તિ એ સાધન છે, માનવજાતિનું સુખ અને કલ્યાણ એ સાધ્ય છે. પણ અત્યારની અર્થપ્રવૃત્તિ તપાસીએ તો જણાય છે કે સાધનને જ સાધ્ય ગણી કાઢવામાં

આવ્યું છે. આજે બહુ મોટા જનસમુદાયની આર્થિક દશા તરફ દુર્લક્ષ આપી ઉત્પાદન શી રીતે વધારવું અથવા તો નફો શી રીતે મેળવવો એ વિચાર જ પ્રધાન થઈ ગયો છે. એ વિચારને ટેકો આપનારા અર્થશાસ્ત્રીઓ પણ પડેલા છે અને અર્થશાસ્ત્રને નામે ઘણા અનર્થો ઊભા થવા પામ્યા છે.

## અર્થશાસ્ત્રના નિયમો

**૧૪.** કોઈ પણ વિષયનું શાસ્ત્રીય વિવેચન કરવા માટે અથવા શાસ્ત્ર રચવા માટે આપણે તે વિષયને લગતી હકીકતોનું ઝીણવટથી નિરીક્ષણ કરીને હકીકતોનો સંગ્રહ કરી તેનું પદ્ધતિસર વર્ગીકરણ કરીએ છીએ, અને આવી વૈજ્ઞાનિક ઢબે ગોઠવેલી હકીકતો ઉપરથી તેને લગતા સર્વસામાન્ય નિયમો તારવી કાઢીએ છીએ. આ પુસ્તકમાં આપણે જોઈશું કે અર્થશાસ્ત્રના પણ આવા નિયમો અથવા કાયદા નક્કી કરવા પ્રયત્નો થયા છે.

**૧૫.** ભૌતિકશાસ્ત્રો જેવાં કે પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર વગેરે, એના કાયદા જેટલી ચોકસાઈ અને પૂર્ણતાએ પહોંચ્યા છે, તેટલી ચોકસાઈ અને પૂર્ણતાએ અર્થશાસ્ત્રના નિયમો પહોંચેલા ન ગણાય. ગુરુત્વાકર્ષણનો કાયદો હરકોઈ દેશમાં અને હરકોઈ કાળે લાગુ પડવાનો જ. તમે બે માપ હાઈડ્રોજનનાં લઈ તેની સાથે એક માપ ઑક્સિજનનું મેળવો એટલે પાણી બનવાનું જ. એવું અર્થશાસ્ત્રના કાયદાની બાબતમાં બનતું જોવામાં આવતું નથી. કારણ ભૌતિક વિજ્ઞાનમાં જડ વસ્તુઓ એકબીજા ઉપર અસર કરતી જોવામાં આવે છે, જ્યારે અર્થશાસ્ત્ર તો એક સામાજિક શાસ્ત્ર હોઈ તેમાં વિવિધ સ્વભાવો, વિવિધ વિચારો, વિવિધ લાગણીઓ અને વિવિધ આદર્શોવાળા માણસોની પ્રવૃત્તિઓ અને એકબીજા સાથેના વ્યવહારો ભાગ ભજવે છે. મનુષ્યસ્વભાવ સર્વદેશમાં અને સર્વકાળે એક સરખો ન જ હોય. તેથી જ ઍડમ સ્મિથે માણસને સર્વદેશમાં અને સર્વકાળે સ્વાર્થનું પૂતળું માનીને પોતાના અર્થશાસ્ત્રના નિયમો તારવ્યા તે ઘણાખરા ખોટા પડ્યા છે અને અનર્થકારી પણ નીવડ્યા છે. રિકાર્ડોએ માણસને એક જડ ઉત્પાદક યંત્ર ગણીને, મજૂરને હમેશાં તે માંડમાંડ જીવતો રહી શકે એટલો જ મજૂરીનો દર મળવાનો એવો કાયદો શોધી કાઢીને એને અર્થશાસ્ત્રમાં સ્થાપિત કર્યો તે ભારે અન્યાય અને જુલમનું નિમિત્ત થઈ પડ્યો. એટલે આ કાયદામાં આજે ફેરફારો થઈ રહ્યા છે. અર્થશાસ્ત્રના કાયદા કદી ફરે નહિ એવા અફર અથવા કાયમી હોય એવું કશું નથી.

**૧૬.** વળી દેશ અને કાળ પરત્વે પણ અર્થશાસ્ત્રના નિયમો બદલાતા જોવામાં આવે છે. માલકી હકના કાયદાનો દાખલો લઈએ. જ્યારે તે માનવજાતિની પ્રગતિ માટે આવશ્યક જણાયો ત્યારે ધીમે ધીમે તેનો વિકાસ થયો.

અને માલકી હકમાં અનેક અંગોનો સમાવેશ થયો. પણ આજે એ શોષણ, બેકારી, અને આળસનું કારણ બનેલો હોઈ માનવહિતમાં અંતરાયરૂપ થઈ પડેલો જોવામાં આવે છે. એટલે તેના ઉપર ઠીક ઠીક કાપ મુકાવા માંડ્યા છે. અને ઉત્પાદનનાં સાધનો ઉપરથી તો તે બિલકુલ નાબૂદ થઈ જવો જોઈએ એટલે સુધી વાત પહોંચી છે. જેમ કાળ પરત્વે તેમ દેશ પરત્વે પણ અર્થશાસ્ત્રના નિયમો અથવા કાયદા બદલાય છે. કોઈ પણ દેશનું અર્થશાસ્ત્ર તે દેશની ભૌગોલિક પરિસ્થિતિ એટલે કે આબોહવા, જમીનનું સ્વરૂપ, પર્વતો, નદીઓ, સમુદ્રો વગેરેની સગવડો અગવડો ઉપર આધાર રાખે છે. વળી ભૌગોલિકની સાથે ઐતિહાસિક કારણોને લીધે પણ અમુક દેશના માણસોનો સ્વભાવ અમુક પ્રકારનો બંધાઈ જાય છે. એ સ્વભાવ ઉપર પણ તે દેશના અર્થશાસ્ત્રનો આધાર રહે છે. ઇંગ્લંડના અર્થશાસ્ત્રથી જર્મનીનું અર્થશાસ્ત્ર જુદું છે. ઇંગ્લંડે પરદેશનાં બજારો હસ્તગત કરી પોતાનો માલ એ બજારોમાં ઠાલવીને એ દેશોનું શોષણ કરવા માંડ્યું અને પોતાના એ શોષણને ટકાવી રાખવા માટે અપ્રતિબદ્ધ વેપારની નીતિ જ અર્થશાસ્ત્રને માન્ય હોઈ શકે એવો સિદ્ધાન્ત કાઢ્યો, ત્યારે જર્મની જે નવા ઉદ્યોગો શરૂ કરતું હતું તેના અર્થશાસ્ત્રીઓએ રક્ષિત વેપારનીતિનો પુરસ્કાર કર્યો. વળી જે અપ્રતિબદ્ધ વેપારનીતિએ ઇંગ્લંડને તવંગર બનાવ્યું તે જ નીતિ હિંદુસ્તાન ઉપર તેણે જબરદસ્તીથી લાદી અને તેથી એ કંગાળ બન્યું. ઇંગ્લંડ અથવા જર્મની જેવા નાના દેશો પોતાના ઉદ્યોગો યંત્રો મારફત જ ચલાવે એ પોસાય અથવા યુનાઇટેડ સ્ટેટ્સ જેવા વિશાળ પણ બહુ આછી વસ્તીવાળા દેશને યંત્રોનો આશ્રય લેવો પડે એ પણ સમજાય. પરંતુ હિંદુસ્તાન જેવો વિશાળ ક્ષેત્રફળ તેમ જ વિશાળ વસ્તીવાળો દેશ પોતાના બધા ઉદ્યોગો યંત્રો મારફત ચલાવવા બેસી જાય તો દેશની ચાલીસ કરોડની વસ્તીમાંથી ત્રીસ કરોડ ઉપરની વસ્તીને બેકાર બનવું પડે; અથવા બધી જ વસ્તીને યંત્રોદ્યોગમાં લગાડવામાં આવે તો એટલો બધો માલ ઉત્પન્ન થાય કે તેનું શું કરવું તેનો કશો ઇલાજ જડે નહિ. આમ દરેક દેશ માટે આર્થિક નિયમો અથવા કાયદા તે તે દેશની પરિસ્થિતિને અનુકૂળ આવે એમ જુદા જુદા હોય. જે વસ્તુ એક દેશને માટે અમૃતસમાન હોય તે બીજા દેશને વિષસમાન થઈ પડે. ઇંગ્લંડ જેવા ઠંડા દેશમાં ત્યાંના લોકોને દારૂ આવશ્યક લાગતો હશે અને ઝાઝું નુકસાન નહિ કરતો હોય, પણ હિંદુસ્તાન જેવા ગરમ પ્રદેશમાં તો એ પાયમાલી કરનાર જ નીવડે. રૂંવાટીવાળાં ચામડાંના કોટ કૅનેડા કે સ્કૉટલૅંડ જેવા અતિઠંડા દેશોમાં આવશ્યક ગણાય, જ્યારે ગરમ દેશમાં તે બોજા સમાન થઈ પડે. ગોમાંસને યુરોપ અમેરિકાના લોકો ભાવતો ખોરાક ગણે છે પણ હિંદુસ્તાનમાં — ખાસ કરીને હિંદુ લોકો મરી જાય પણ એને ન અડે.

૧૭. આમ કાળ પરત્વે, દેશ પરત્વે અને તે તે મનુષ્યસમાજના સ્વભાવ તથા આદર્શો પ્રમાણે અર્થશાસ્ત્રના કાયદા જુદા જુદા હોય છે. વળી જેમ ભૌતિકશાસ્ત્રના કાયદામાં માણસ ફેરફાર કરી શકતો જ નથી તેવું અર્થશાસ્ત્રના કાયદાનું નથી. કારણ અર્થશાસ્ત્રના કાયદા પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે અને માણસ પોતાના પુરુષાર્થથી પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવી શકે છે, અને પરિસ્થિતિમાં ઘણો ફેરફાર પણ કરી શકે છે. દાખલા તરીકે ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિ હોય છતાં ખાસ કરીને જીવનની પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં દરેક દેશ સ્વાવલંબી અને સ્વયંપૂર્ણ રહેવામાં પોતાની સલામતી માને છે. આવી જરૂરિયાતોની ચીજો પોતાના દેશમાં પેદા કરવાને બદલે બીજા દેશમાંથી મંગાવતાં બહુ સોંઘી પડે તો પણ સોંઘામોંઘાના કાયદાને બાજૂએ મૂકી તે તે દેશના લોકો ભારે જહેમત ઉઠાવીને પણ એવી સ્વાવલંબી સ્થિતિ પ્રાપ્ત કરવા તથા ટકાવી રાખવા મહેનત કરે છે. આનો અર્થ એટલો જ થયો કે અર્થશાસ્ત્ર એ સર્વકાળે અને સર્વદેશમાં એકસરખી રીતે પ્રવર્તતું શાસ્ત્ર નથી. છતાં એને શાસ્ત્ર એટલા માટે કહીએ છીએ કે અમુક કાળે અમુક દેશમાં કેવી પરિસ્થિતિ પ્રવર્તે છે તે જોઈ, તે પરિસ્થિતિનાં કારણો તપાસી એ પરિસ્થિતિ અને કારણોમાં આપણી અર્થપ્રવૃત્તિ કેવી રીતે ચલાવીશું તો જનસમાજની પ્રગતિ અને કલ્યાણ સાધી શકાશે તેનો શાસ્ત્રીય ઢબે વિચાર કરીને આપણી અર્થપ્રવૃત્તિના નિયમો આપણે તારવી શકીએ છીએ.

# પ્રકરણ ૨ જું

## અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર

૧. વિવિધ પ્રકારના માનવવ્યવહારો અને સંબંધોનો આખા જનસમાજની સુખશાન્તિ, પ્રગતિ અને કલ્યાણની દૃષ્ટિએ વિચાર અને વિવેચન કરનારાં શાસ્ત્રોને માટે સામાન્ય રીતે સમાજશાસ્ત્ર શબ્દ વપરાય છે. સંપત્તિના સ્વરૂપ અને તેના ઉત્પાદન વગેરે પરત્વે માનવવ્યવહારોનો વિચાર અર્થશાસ્ત્ર કરતું હોઈ તે સમાજશાસ્ત્રની એક શાખા ગણાય છે. રાજનીતિ, ધારાશાસ્ત્ર, સમાજરચના, નીતિશાસ્ત્ર એ બધાં પણ માનવવ્યવહારોને લગતાં શાસ્ત્રો હોઈ સમાજશાસ્ત્રની જ શાખાઓ છે. અર્થશાસ્ત્રમાં માનવજાતિની સુખશાન્તિ વગેરે અર્થે જેમ સંપત્તિને સાધન ગણ્યું છે, તેમ રાજ્યનીતિમાં રાજ્યવ્યવસ્થાને તથા રાજ્યસંસ્થાઓને, ધારાશાસ્ત્રમાં કાયદાને, સમાજરચનામાં સામાજિક વ્યવસ્થા તથા સામાજિક સંસ્થાઓને અને નીતિશાસ્ત્રમાં સદાચાર અથવા નીતિમય વ્યવહારના સિદ્ધાન્તો અને નિયમોને સાધનો ગણ્યાં છે. આ બધાં શાસ્ત્રોનો ઉદ્દેશ એક જ હોઈ, તેઓ એકબીજા સાથે ખૂબ જ સંકળાયેલાં છે. દરેક શાસ્ત્રની અસર બાકીનાં બધાં શાસ્ત્રો ઉપર હંમેશાં પડ્યાં જ કરે છે. એમાંનું કોઈ પણ શાસ્ત્ર બીજા શાસ્ત્રની અવગણના કરે તો અનર્થ જ ઉપજે. જૂના અર્થશાસ્ત્રીઓ આ બધાં શાસ્ત્રોનો એકબીજા સાથેનો સંબંધ અને એકબીજા ઉપરનું અવલંબન બરાબર જોઈ શક્યા ન હતા; અને તેથી તેમનું અર્થશાસ્ત્રનું આકલન ખામીવાળું થયું. જુદા જુદા દેશોમાં મનુષ્યે કરેલી આર્થિક પ્રગતિનો ઇતિહાસ તપાસીશું તો જણાશે કે રાજનીતિએ, નીતિશાસ્ત્રે તેમ જ ધાર્મિક માન્યતાઓએ સમાજની અર્થપ્રવૃત્તિ ઉપર ભારે અસર પાડી છે. આ બધાં સામાજિક શાસ્ત્રો એકબીજા સાથે કેવી રીતે સંકળાયેલાં છે તેનો બહુ આછો ખ્યાલ જ અહીં આપી શકાશે.

### રાજનીતિ સાથે સંબંધ

૨. રાજ્યવ્યવસ્થા અને રાજ્યસંસ્થાઓનાં સ્વરૂપ કેવાં હોય તો તે વ્યવસ્થા અને સંસ્થાઓને અધીન રહેતા સમાજની સુખશાન્તિ અને પ્રગતિ સાધી શકાય એનું વિવેચન કરી એના નિયમો તારવી કાઢવા એ રાજનીતિનો પ્રધાન ઉદ્દેશ છે. સંપત્તિના ઉત્પાદનની અને વહેંચણીની જુદી જુદી રીતોને એટલે કે સમાજની અર્થરચનાને અનુસરીને જુદે જુદે કાળે રાજનીતિનો

વિચાર જુદી જુદી રીતે થયો છે, તથા અમુક પ્રકારની રાજ્યવ્યવસ્થા તથા રાજ્યદ્વારી સંસ્થાઓનો ઉદય થયો છે. દાખલા તરીકે ગુલામી પ્રથા હસ્તીમાં હતી અને ઉત્પાદનને અંગે મહેનતમજૂરીનાં સઘળાં કામો ગુલામો પાસે કરાવવામાં આવતાં ત્યારે ગુલામી પ્રથાને આવશ્યક ગણી માન્ય રાખવામાં અને ગુલામો પોતાના માલીકોને બરાબર અધીન રહીને પૂરું કામ કરે તેનો બંદોબસ્ત કરવામાં ખરી રાજ્યનીતિ મનાતી. કેટલોક કાળ થયાં અર્થવ્યવસ્થા મૂડીશાહી ધોરણ ઉપર ચાલે છે, અને દરેક દેશમાં રાજ્યતંત્રે એને સારો ટેકો આપ્યો છે. પણ મૂડીશાહી આજે સમાજની સુખશાન્તિ અને પ્રગતિમાં અંતરાયરૂપ થઈ પડી છે. સમાજનાં બધાં આર્થિક બળો ચોમેરથી એના ઉપર આક્રમણ કરી રહ્યાં છે. એના પાયા હચમચી રહ્યા છે. ત્યારે હજી પણ જુનવાણી રાજ્યદ્વારી પુરુષો અને તેમની અસર નીચે ચાલતાં રાજ્યતંત્રો તો એનું રક્ષણ કરવા જ મથી રહ્યાં છે. બીજી તરફથી જોઈએ તો રશિયા જેવા દેશમાં મૂડીશાહીને તોડી પાડવાના હેતુથી રાજ્યસત્તા અમુક પક્ષે હસ્તગત કરી મૂડીશાહીનો વિનાશ કરવામાં રાજ્યસત્તાનો પૂરેપૂરો ઉપયોગ પણ કરવા માંડ્યો છે. આપણા દેશમાં અંગ્રેજોએ પોતાની રાજ્યસત્તાનો ઠીકઠીક ઉપયોગ કરીને અહીંની જૂની ખેતી અને ગ્રામઉદ્યોગપ્રધાન તથા આર્થિક રીતે લગભગ સ્વયંસંપૂર્ણ ગામડાંવાળી સમાજવ્યવસ્થા અને અર્થવ્યવસ્થા છિન્નભિન્ન કરી નાંખી છે, અને પરદેશનાં તેમ જ આ દેશનાં મૂડીશાહી તત્ત્વોને ટેકો આપ્યો છે. ત્યારે અહીંની બ્રિટિશ સત્તાની સામે ઊભાં થયેલાં રાજ્યદ્વારી બળો વળી પાછાં આપણા દેશની એ જૂની અર્થવ્યવસ્થાને આવશ્યક ફેરફારો સાથે સજીવન કરવાને મથી રહ્યાં છે.

૩. આમ રાજ્યદ્વારી આંદોલનો અને કાર્યક્રમો તથા આર્થિક આંદોલનો અને કાર્યક્રમો હમેશાં એકબીજા ઉપર અસર પાડ્યાં જ કરે છે. જોકે સમગ્ર ઇતિહાસનું વ્યાપક દૃષ્ટિએ અવલોકન કરતાં એમ જોવામાં આવે છે કે લાંબે ગાળે તો રાજ્યતંત્રોને સમાજમાં પ્રવર્તતાં આર્થિક બળોને તથા તેને લઈ અમલમાં આવતી અર્થરચનાને અનુસરવું પડે છે. દાખલા તરીકે નાના પાયા ઉપર અને સ્થાનિક જરૂરિયાતોને માટે ઉત્પાદનની પ્રથા જ્યાં સુધી ચાલુ હતી ત્યાં સુધી રાજ્યો પણ નાનાં નાનાં જ હતાં. કોઈક ભારે મહત્ત્વાકાંક્ષી અને કીર્તિલોભી વિજેતા જાગતો તો તે વિશાળ પ્રદેશો જીતી પોતાનું સામ્રાજ્ય જમાવતો પણ તેનું મરણ થતાં જ સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ જતું. વળી આવાં રાજ્યો અથવા સામ્રાજ્યો લશ્કરી સત્તા ધારણ કરતાં એટલું જ. સમાજની બીજી બધી પ્રવૃત્તિઓમાં તેઓ દખલ કરતાં નહિ. પરંતુ આજે મોટાં કારખાનાં ઊભાં થવાને પરિણામે તેના

રક્ષણને માટે કેન્દ્રિત સત્તાવાળાં મોટાં રાજ્યતંત્રો હસ્તીમાં આવ્યાં છે. રાજ્યસત્તા આર્થિક બાબત ઉપર અસર પાડી શકે છે તેનો એક મોટો દાખલો અત્યારના નોટચલણના ફુગાવાનો છે. આ ફુગાવાએ આખા દેશના અર્થતંત્રમાં ઉથલપાથલ કરી નાંખી છે. વળી આજે કોઈ પણ સરકાર પોતાની આંતરરાષ્ટ્રીય નીતિ પોતાના અર્થિક પ્રશ્નને અનુસરીને જ નક્કી કરે છે. અને તેમાં નાણાં સંબંધી નીતિ બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. એક રાષ્ટ્રની બીજા રાષ્ટ્ર સાથેની હરીફાઈ કેવળ વિજેતા બનવાની કીર્તિ અથવા નામના માટેની નથી રહી પણ મુખ્યત્વે કરીને આર્થિક સ્વરૂપની જ હોય છે. દરેક રાષ્ટ્રનું રાજ્યતંત્ર દુનિયામાં જ્યાંથી મળી શકે ત્યાંથી પોતાના દેશ માટે કાચો માલ મેળવવા તથા પોતાના રાષ્ટ્રમાં બનતો માલ બીજા દેશોમાં વેચવા માટેનાં બજારો કબજે કરવા મથી રહ્યું છે. અત્યારની મોટી આન્તરરાષ્ટ્રીય હરીફાઈ અને તેમાંથી પેદા થયેલા વિશ્વવ્યાપી યુદ્ધના મૂળમાં મુખ્ય કારણરૂપ અત્યારની આર્થિક હરીફાઈ જ છે.

### ધારાશાસ્ત્ર સાથે સંબંધ

૪. અર્થનીતિની રાજનીતિ સાથેની સંલગ્નતા જેટલા પ્રમાણમાં જોવામાં આવે છે તે કરતાં અર્થરચનાની ધારાશાસ્ત્ર તથા કાયદા સાથેની સંલગ્નતા વધુ પ્રમાણમાં અને વધુ સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. જેમના હાથમાં રાજ્યદ્વારી સત્તા હોય તેઓ કેટલીક વાર પોતાની મરજી મુજબ કાયદા ઘડતા જોવામાં આવે છે ખરા, પણ સમાજમાં પ્રવર્તતાં વિવિધ બળોને તથા સમાજની સાચી આવશ્યકતાઓને બરાબર ધ્યાનમાં લીધા વિના જેઓ આપખુદીથી કાયદા ઘડવા બેસે તેઓ સાચા ધારાશાસ્ત્રી ન કહેવાય અને એવાઓના ઘડેલા કાયદા ઝાઝો વખત ટકી પણ ન શકે. ગમે એવી પ્રબળ રાજસત્તા પણ આવા આપખુદ કાયદાઓનો અમલ ઝાઝો વખત કરાવી શકતી નથી. ધારાશાસ્ત્રીનું ખરું કાર્ય તો એ છે કે સમાજની પ્રગતિને પોષક જણાતી અને સમાજમાં લાંબા વખતથી ચાલતી આવેલી અને બહુજનસમાજને માન્ય થઈ પડેલી પરંપરાઓ, રૂઢિઓ તથા માન્યતાઓને કાયદાનું રૂપ આપી ચોક્કસ અને મૂર્ત રૂપમાં મૂકવી. કેટલીક વાર એવું બને છે કે અમુક રીતરિવાજ અથવા રૂઢિ તેની શરૂઆતમાં સમાજને પોષક હોય પણ પરિસ્થિતિ બદલાઈ જવાને કારણે સમાજને હાનિકર્તા થઈ પડ્યાં હોય. બુદ્ધિમાન અને પ્રાગતિક વિચારના લોકો એનું હાનિકર્તાપણું સમજતા પણ હોય છતાં બહુજનસમાજ પરંપરાને વળગી રહેવાની જડતાને કારણે જ એવા રીતરિવાજ તથા રૂઢિઓને છોડી ન શકતો હોય ત્યારે પણ ધારાશાસ્ત્રી પ્રાગતિક લોકમતનો આશ્રય લઈ કાયદો ઘડીને બહુજનસમાજની પેલી જડતા ઉપર આક્રમણ કરે છે. આમ જ્યાં લોકમત જ્ઞાનપૂર્વકનો અને નિશ્ચિત હોય ત્યાં તો કાયદો લોકમતને અનુસરે જ છે. પણ જ્યાં લોકમતમાં

ભિન્નતા હોય ત્યાં કાયદો પ્રાગતિક લોકમતનો આશ્રય લઈ અજ્ઞાન અને જડ લોકમતને ઘડવાનું કામ કરે છે. બાળલગ્ન અથવા વિધવાવિવાહની છૂટને લગતા કાયદા આ પ્રકારના છે. મદ્યનિષેધ જેવી બાબતમાં બૂરી આદતનો ભોગ થઈ પડેલા માણસોને તેમની નબળાઈમાંથી બચાવી લેવાનું કામ કાયદો કરે છે. પણ તે સફળતાથી ત્યારે જ કરી શકે છે જ્યારે લોકમત અનુકૂળ હોય છે. લોકમતને ઠોકરે મારીને કોઈ પણ કાયદો ઝાઝો વખત ટકી શકે એવું બનતું નથી. અમેરિકામાં દારૂનિષેધનો કાયદો કરવામાં આવ્યો હતો પણ લોકમત તેને અનુકૂળ નહિ હોવાથી ત્યાંનો કાયદો દારૂનિષેધ કરાવવામાં સફળ થઈ શક્યો નથી. જ્યારે આપણા દેશમાં દારૂની સામે લોકમત હમેશાં પ્રબળ જ રહેલો હોવાથી કૉન્ગ્રેસ સરકારે જુદાજુદા પ્રાન્તમાં દારૂનિષેધનું કામ કાયદાની મદદથી ઉપાડ્યું ત્યારે તેને એકદમ સફળતા મળી.

૯. આપણે હવે આર્થિક બાબતોને લગતા કેટલાક કાયદાના દાખલા લઈ અર્થશાસ્ત્ર અને ધારાશાસ્ત્રનો સંબંધ સ્પષ્ટ કરીશું. માલકીહક અને વારસાહક જે આજે સર્વમાન્ય છે, તેનો વિચાર કરીએ. ખેડવા માટે જમીનની ખોટ નહોતી, પણ એ જમીનને ખૂબ મહેનત કરી સાફસુફ કરવામાં આવે ત્યારે એ ખેતીના ઉપયોગમાં લઈ શકાતી, ત્યારે જે ટોળીએ કે કુટુંબે કાળજીપૂર્વક મહેનત કરીને તે જમીન સાફસુફ કરી હોય તેનો તેના ઉપર માલકીહક સુરક્ષિત હોય, અને તેના વંશજોનો વારસાહક પણ માન્ય થાય, તો જ તે ટોળી અથવા કુટુંબને એ જમીન સાફસુફ કરવાની ચીવટ રહે. આજે એક કુટુંબ ખૂબ મહેનત કરે અને આવતી કાલે બીજું કુટુંબ આવીને તેને હાંકી કાઢી શકે એમ હોય ત્યાં સ્વાભાવિક જ છે કે કોઈને મહેનત કરવાની હોંશ ન રહે. પરિણામે એવા સમાજમાં આર્થિક પ્રગતિ અટકી પડે, એટલે સમાજની સુસ્થિતિ અને આર્થિક પ્રગતિની ખાતર જ આ હકો પ્રથમ તો એક અલિખિત કાયદા તરીકે સ્વીકારાયા. જેમ જેમ સમાજ આગળ વધતો ગયો તેમ તેમ આ હકમાં બક્ષિસ આપી શકવાનાં તથા એવાં બીજાં પણ તત્ત્વો દાખલ થયાં અને છેવટે એને કાયદાનું રૂપ આપવામાં આવ્યું. હવે આજે, જ્યારે સમાજનો એક બહુ નાનો પણ સત્તાધારી વર્ગ આ હકોને જોરે બહુ મોટી માલમિલકત અને ઉત્પાદનનાં લગભગ બધાં જ સાધનો પોતાને કબજે કરી બેઠો છે, અને એ સાધનો ઉપર પોતાની શરતે જ મજૂરો પાસે કામ કરાવે છે અને ઘણાને તો કામ વિના બેકારી ભોગવવી પડે છે, ત્યારે આ જ કાયદા જે પહેલાંના વખતમાં સમાજની આર્થિક પ્રગતિ માટે આવશ્યક હતા તે આજે આર્થિક પ્રગતિમાં અંતરાયરૂપ થઈ પડ્યા છે. નવાં ઊભાં થયેલાં આર્થિક બળોનો અને પલટાતી જતી અર્થવ્યવસ્થાનો આ કાયદા અવરોધ કરી રહેલા

દેખાય છે. તેથી સમાજની આર્થિક પ્રગતિને માટે આ કાયદામાં ભારે સુધારા કરવાનું અને અત્યાર સુધી માન્ય થઈ પડેલા હકોને મર્યાદિત કરવાનું આવશ્યક થઈ પડયું છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના અર્થવ્યવહારોને લગતા કેટલાયે કરારો જેને અત્યારનો કાયદો માન્ય રાખે છે તે બાબતમાં જોવામાં આવે છે કે આપણી આર્થિક સુવ્યવસ્થા અને આર્થિક પ્રગતિ જે ન્યાય માગે છે તેને કાયદાનો ન્યાય પહોંચી શકતો નથી. જમીન ઉપરના કેવળ માલકીહકને દાવે કશી પણ મહેનત કર્યા વિના કેટલાયે જમીનદારો પોતાના ખેડૂતોને આજે ચૂસી રહ્યા છે; અથવા નાણાં માટે ચોમેરથી ઘેરાયેલો દેણદાર પચાસ કે પંચોતેર ટકા વ્યાજ આપવાનો કરાર લખી આપે તો એ કરારને જોરે અત્યાર સુધી તો લેણદાર દેણદારને પૂરેપૂરો નિચોવી શકતો હતો. આમ આર્થિક ન્યાય અને કાયદાના ન્યાય વચ્ચે ઘણી વાર વિસંગતતા ઊભી થતી હોવાથી માલકીહકના, વારસા-હકનાત થા લેણદેણને લગતા કાયદામાં ધરમૂળના ફેરફારો કરવાની જરૂર ઊભી થઈ છે.

૬. એક બીજો દાખલો લઈ આ વસ્તુ વધારે સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીશું. આપણી મિલોના કામદારોના મજૂરીના દરનો તથા મજૂરોને માટેની બીજી આવશ્યક સગવડોનો પ્રશ્ન વિચારીએ. માલિક અને કામદાર વચ્ચેનો આર્થિક ન્યાય તોળતાં જ્યાં કામદારોને મજૂરીના દર વધુ મળવા જોઈએ એ વિષે કશી શંકાને સ્થાન પણ નથી હોતું ત્યાં કાયદો મજૂરોને વધારે દર અપાવી શકતો ન હતો. કાયદો તો કહેતો કે માલિકો અને મજૂરો મજૂરીના દર વિષે જે કરાર કરવો હોય તે કરવાને સ્વતંત્ર છે. કરાર કરનારા બે પક્ષમાંથી એક પક્ષ ઓછો સંગઠિત, રાજ્યતંત્રમાં ઓછી લાગવગવાળો, અને તેથી નિર્બળ હોઈ ન્યાય મેળવી શકવા સમર્થ નથી, એ વસ્તુની કાયદો દરકાર કરતો ન હતો. વળી મજૂરોને અમુક સગવડો ને લાભો મળવા જોઈએ એ આર્થિક તેમ જ બીજી બધી દૃષ્ટિએ ગમે તેટલું ન્યાયયુક્ત હોવા છતાં કાયદો તેમાં વચ્ચે પડતો નહિ. છેવટે જ્યારે મજૂરોએ પોતાનું સંગઠન કરીને ન્યાય મેળવવા હડતાળો પાડવા માંડી ત્યારે ધારાશાસ્ત્રીઓ જાગ્યા અને મજૂરીના દર વિષે તેમ જ કામદારોની સુખસગવડ વિષે તેમ જ મજૂરો અને માલિકો વચ્ચેના બીજા સંબંધોના નિયમન વિષે તેમને કાયદા ઘડવા પડ્યા. જો કે જેટલી ઝડપથી સુધારા થવાની જરૂર છે એટલી ઝડપથી સુધારા થતા નથી એ દૃષ્ટિએ તો એ કાયદા બહુ ન્યૂનતાવાળા ગણાય. લોકમત જાગૃત થઈને જોર કરે ત્યારે કાયદો નવી અમલમાં આવતી અર્થવ્યવસ્થાને મદદ કરવા તૈયાર થાય છે. પણ એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે કાયદો નવાં આર્થિક બળો ઉત્પન્ન કરી શકતો નથી. મજૂરો સંગઠિત થવા માંડ્યા ત્યાર પછી કાયદો એમની વહારે ધાયો. કિસાનોનું સંગઠન થાય

તો જમીનદારો ઉપર કાયદાના અંકુશ મુકાય. નવાં આર્થિકબળને નૈતિક બળના ટેકાની જરૂર પડે છે તે કાયદાથી નહિ પણ સંગઠન અને સ્વાવલંબનથી આવી શકે છે. કાયદો તો પછીથી એ આર્થિક બળોને અનુસરે છે.

## સમાજરચના સાથે સંબંધ

૭. કુટુંબસંસ્થાનો, લગ્નની વિવિધ પ્રથાઓનો, તેમ જ વર્ણવ્યવસ્થાનો આપણે વિચાર કરીએ તો તેના મૂળમાં સમાજની અમૂક અર્થરચના માલૂમ પડશે. સમાજના અમુક મુખ્ય મુખ્ય ધંધાઓ માટે સંયુક્ત કુટુંબવ્યવસ્થા અનુકૂળ હતી, જુદા જુદા ધંધાને અંગે વર્ણવ્યવસ્થા થઈ અને વર્ણવ્યવસ્થામાંથી લગ્નસંબંધોની અમુક મર્યાદાઓ બંધાઈ. આમ આ સામાજિક સંસ્થાઓના ઉત્પાદક કારણ તરીકે અમુક પ્રકારની અર્થરચના માલૂમ પડે છે, પણ આ સંસ્થાઓએ રૂઢ થયા પછી સમાજનાં બીજાં ક્ષેત્રોમાં પણ માનવજાતિનો વિકાસ સાધવામાં પોતાનો ફાળો આપ્યો છે. દાખલા તરીકે અર્થશાસ્ત્રના શ્રમ-વિભાગના તત્ત્વને અનુસરીને જ આપણા દેશમાં વર્ણવ્યવસ્થા હસ્તીમાં આવી, અને તેનો વિકાસ થયો એ વિષે શંકા નથી. પણ સમાજના આર્થિક વિકાસમાં સહાયભૂત થવા ઉપરાંત આપણી વર્ણવ્યવસ્થાએ જ્યાં સુધી તે શુદ્ધ સ્વરૂપમાં રહી ત્યાં સુધી રાજદ્વારી, સાંસારિક, નૈતિક તેમ જ ધાર્મિક ક્ષેત્રમાં પણ આપણો વિકાસ સાધ્યો. કુટુંબસંસ્થા અને લગ્નસંસ્થાનું પણ એમ જ કહી શકાય. અર્થવ્યવહાર સિવાયના બીજા વ્યવહારોમાં પણ આ સંસ્થાઓ માનવજાતિને બહુ ઉપકારક થઈ પડી છે અને તે કારણે આખી દુનિયાના તમામ સમાજોમાં એ એટલી બધી દૃઢમૂલ થઈ છે કે માણસને માટે એ અતિશય સ્વાભાવિક થઈ પડી છે, અને તેથી પવિત્ર પણ મનાઈ છે. માનવતાની ઊંચામાં ઊંચી લાગણીઓ અને ઊંચામાં ઊંચા ગુણો આ સંસ્થાઓએ ખીલવ્યા છે, અને હજી વિશેષ ખીલવવાની શક્તિ આ સંસ્થાઓમાં રહેલી છે. જો કે બદલાયેલી અર્થરચનાની આ સંસ્થાઓ ઉપર થોડી ઘણી અસર પડ્યા વિના રહેવાની નથી. છતાં અર્થવ્યવસ્થા બદલાતાં આ સંસ્થાઓને હસ્તી ધરાવવાનું કાંઈ કારણ નહિ રહે, અને તેથી કરીને એ નાબૂદ થઈ જશે એમ બનવાનું નથી.

૮. આપણે જોઈ ગયા કે રાજ્યસત્તા અને કાયદા સાથેના આર્થિક બળોના ઘર્ષણમાં છેવટે આર્થિક બળો વિજયી નીવડે છે. પણ ઉપર જણાવેલી માનવજાતિને સ્વાભાવિક થઈ પડેલી સંસ્થાઓ સાથેના ઘર્ષણમાં આર્થિક બળો વિજયી નીવડે એવો સંભવ નથી. આ સંસ્થાઓના પાયા ઉપર રચાયેલા સમાજતંત્રને છિન્નભિન્ન કરી નાંખે એવું અર્થતંત્ર રચવાના જે પ્રયત્નો થશે તે કદાચ થોડો વખત ઉત્પાત મચાવી શકશે પણ અંતે નિષ્ફળ જવાના એમ લાગે છે. વર્ણ-વ્યવસ્થાનું એવું છે કે દુનિયાના સઘળા દેશોમાં શ્રમવિભાગને અંગે અને સમાજના

જુદા જુદા વર્ગોની રહેણીકરણીને અંગે એ કોઈ ને કોઈ રૂપમાં જોવામાં આવે છે ખરી. પણ આપણા દેશમાં આ વ્યવસ્થાનો વધારે વિચાર થયો છે અને તેની રચના જન્મના ધોરણ ઉપરાંત ગુણકર્મના વધારે શાસ્ત્રીય ધોરણ ઉપર થઈ છે.* એક જાતનો ધંધો કરનારાં કુટુંબો અમુક વર્ણનાં ગણાય અને પછી એ વર્ણમાં જ એ ધંધો વંશપરંપરા ચાલ્યાં કરે જેથી આનુવંશિક સંસ્કારોનો તથા બાલ્યાવસ્થાથી જ એ જાતની કેળવણીનો લાભ એ ધંધાની ખીલવણીને મળે, અને સમાજનો અર્થવ્યવહાર શાન્તિથી ચાલે એ વિચારસરણી વર્ણવ્યવસ્થાના સિદ્ધાન્તની પાછળ રહેલી છે. પરંતુ આર્થિક પ્રવૃત્તિઓમાં ખુલ્લી હરીફાઈનું તત્ત્વ પ્રચાર પામ્યું તેને પરિણામે વર્ણવ્યવસ્થા બીજા દેશોમાં તેમ જ આપણા દેશમાં છિન્નભિન્ન થઈ ગઈ છે. બીજી બાજુથી એ અમર્યાદ હરીફાઈ સમાજની પ્રગતિ અને સુખશાન્તિ સ્થાપવામાં નિષ્ફળ નીવડી છે, એટલું જ નહિ પણ તેણે આખી દુનિયાને યુદ્ધની જ્વાળાઓમાં સપડાવી છે. એટલે અર્થતંત્રને જો માનવજાતિને ઉપકારક બનાવવું હશે અને દુનિયામાં સુખશાન્તિ તથા પ્રગતિ સાધવી હશે તો તેને વર્ણવ્યવસ્થાનો સિદ્ધાંત સ્વીકારી તેને અનુકૂળ થયા વિના ચાલવાનું નથી.

### નીતિશાસ્ત્ર સાથે સંબંધ

૯. મોટા ભાગના અર્થશાસ્ત્રીઓની એવી માન્યતા છે કે અર્થશાસ્ત્રને નીતિશાસ્ત્ર અથવા ધર્મનીતિ સાથે કશી લેવા દેવા જ ન હોય. તેઓ કહે છે કે જે માણસને દારૂ પીવાની આદત પડી ગઈ છે અને જેને દારૂ વિના ચાલતું નથી તે માણસની દારૂ એ જરૂરિયાત છે, અને દારૂ બનાવનાર તથા દારૂ વેચનાર એ જરૂરિયાત પૂરી પાડવાનું કામ કરે છે, માટે એમની પ્રવૃત્તિ વિષે અર્થશાસ્ત્ર કશો વાંધો ઉઠાવી શકે નહિ. દારૂની આદત સારી છે કે બૂરી અને દારૂનો ધંધો ઇષ્ટ છે કે અનિષ્ટ એનો વિચાર નીતિશાસ્ત્ર ભલે કરે પણ અર્થશાસ્ત્ર તો એ જરૂરિયાતને અને એ ધંધાને સ્વીકારી લઈને જ આગળ ચાલશે.

૧૦. જુનવાણી વિચારના કેટલાક અર્થશાસ્ત્રીઓ તો આ બે શાસ્ત્રોને એકબીજાનાં વિરોધી ગણે છે. અર્થશાસ્ત્રના જનક ગણાતા ઍડમ સ્મિથે પોતાના પ્રસિદ્ધ ગ્રંથમાં આખા અર્થશાસ્ત્રનો વિચાર જ એક એવા ધોરણ ઉપર કર્યો છે કે તેમાંથી આ દેખીતો વિરોધ પ્રચાર પામ્યો છે. માણસની સ્વાર્થબુદ્ધિને જીવનનો પ્રવર્તક હેતુ ગણી એના ઉપરથી અર્થશાસ્ત્રના નિયમો તારવી કાઢવાનો ઍડમ સ્મિથે પ્રયત્ન કર્યો છે. એ કહે છે કે અર્થશાસ્ત્રનો પાયો

* આપણા દેશમાં અત્યારે જે જ્ઞાતિપ્રથા ચાલે છે તે આ વર્ણવ્યવસ્થા નથી એ ધ્યાનમાં રાખવાનું છે. વર્ણવ્યવસ્થાની વધુ વિગતવાર ચર્ચા માટે જુઓ આગળ વર્ણવ્યવસ્થા ઉપરનું પ્રકરણ.

માણસની સ્વાર્થબુદ્ધિ છે અને નીતિશાસ્ત્રનો પાયો માણસમાં રહેલી દયા તથા પરોપકારની વૃત્તિ છે. આ બે વૃત્તિઓનો મેળ ખાય એમ નથી. માણસ કેવળ અર્થપરાયણ જ છે, એમ તેણે માની લીધું છે, અને કહ્યું છે કે માણસને અર્થપરાયણ ગણીને જ જે અર્થશાસ્ત્રનો વિચાર કરવામાં આવે તે જ શુદ્ધ અર્થશાસ્ત્ર. અર્થશાસ્ત્રના પોતે તારવેલા શાસ્ત્રીય નિયમોના અમલમાં દયા, પરોપકાર, વગેરે માનવતાભરી વૃત્તિઓને એણે વિક્ષેપક અંગો તરીકે વર્ણવી છે. આમાં ભૂલ એ થઈ છે કે અર્થશાસ્ત્ર તેમ જ નીતિશાસ્ત્ર એ બન્ને શાસ્ત્રોનો ઉદ્દેશ માનવજાતિની પ્રગતિ અને કલ્યાણ સાધવાનો હોઈ એક જ છે, એ ભુલાઈ ગયું છે. અર્થશાસ્ત્રને કેવળ અર્થોત્પાદનનું શાસ્ત્ર ગણીને વિચાર કરવામાં આવ્યો છે. અર્થશાસ્ત્રને પણ માનવજાતિની પ્રગતિ અને કલ્યાણનો વિચાર કરનારું શાસ્ત્ર ગણીએ તો માનવતાની વૃત્તિઓને એ શાસ્ત્રના નિયમો રચવામાં નિર્ણાયક અંગો ગણવી જોઈએ અને માણસની સ્વાર્થવૃત્તિ — જે સ્વાર્થવૃત્તિ સામાજિક કલ્યાણની અવગણના કરી કેવળ પોતાનો આર્થિક લાભ જ જુએ છે, — તેને વિક્ષેપક અંગ તરીકે ગણવી જોઈએ. સામાજિક કલ્યાણની દૃષ્ટિએ વિચારતાં તો સાચી અર્થપ્રવૃત્તિ અને સાચો અર્થલાભ નીતિથી કદી વિરોધી હોઈ જ ન શકે એટલું જ નહિ પણ નીતિને અનુસરવાથી જ, નીતિ ઉપર નિર્ભર રહેવાથી જ સાધી શકાય. પ્રામાણિકતા ઉત્તમ નીતિ છે એ સૌ કોઈ સ્વીકારે છે. એ નીતિનો ભંગ કરવાથી કોઈ વ્યક્તિને તત્કાળપૂરતો કદાચ આર્થિક લાભ થાય. પણ એ નીતિનો ભંગ કરવાથી સમાજની અર્થવ્યવસ્થા તો બરાબર ન જ જળવાઈ રહે. કારણ એકબીજા સાથેના આર્થિક વ્યવહારોની કશી સ્થિરતા ન રહે. વળી જે વ્યક્તિ કે સમાજ નીતિઅનીતિનો વિચાર કર્યા વિના કેવળ સ્વાર્થને પ્રાધાન્ય આપી પોતાની પ્રવૃત્તિ ચલાવે છે તે ચારિત્ર્યમાં અને છેવટે બુદ્ધિબળમાં પણ શિથિલ થયા વિના રહેતો જ નથી. તેથી પણ એ નીતિની સાથે અર્થને પણ ગુમાવી બેસે છે. અત્યારના મૂડીદારી અર્થોત્પાદને માણસનો વિચાર કર્યા વિના માલના ઢગલા કરવા માંડ્યા, તેમાંથી એ માલના ખરીદનારા મેળવવાની મુશ્કેલી ઊભી થઈ અને તેમાંથી દુનિયાને ત્રાહિ ત્રાહિ પોકરાવનારાં યુદ્ધો ફાટી નીકળ્યાં એ આપણે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ. તેથી જ આપણા શાસ્ત્રકારોએ ધર્મથી અવિરુદ્ધ એવા અર્થ અને કામને જ વિહિત કહ્યા છે.

## પ્રકરણ ૩ જું

# સંપત્તિની વ્યાખ્યા

### સર્વસુલભ સંપત્તિ

૧. હવા, પાણી, સૂર્યનો તાપ એ માણસના જીવન માટે બહુ જરૂરની વસ્તુઓ છે, અને તેથી એક રીતે તો એ અમૂલ્ય સંપત્તિ ગણાય. પણ તે મેળવવા માટે માણસને શ્રમ કરવો પડતો નથી. જેને જોઈએ તેને પૂરતા પ્રમાણમાં તે મળી રહે છે. આવી વસ્તુઓને વિનાશ્રમે મળતી અથવા સર્વ-સુલભ સંપત્તિ કહેવામાં આવે છે. આવી વસ્તુઓ ઉપર સાધારણ રીતે માલકી કે કબજો ધરાવી શકાતાં નથી, અને કદાચ ધરાવી શકાય તોપણ તે ધરાવવાની કોઈ બહુ દરકાર કરતું નથી. વળી, આવી વસ્તુઓનાં ખરીદી કે વેચાણ એટલે કે અદલોબદલો કે વિનિમય પણ ચાલતાં નથી. અર્થશાસ્ત્રમાં આવી સંપત્તિનો આપણે બહુ વિચાર કરવાનો આવતો નથી. આવી સર્વસુલભ સંપત્તિને આર્થિક સંપત્તિ કહેવામાં આવતી નથી.

### આર્થિક સંપત્તિ

૨. આર્થિક સંપત્તિ એને કહેવામાં આવે છે જેમાં આપણી જરૂરિયાત પૂરી પાડવાનો ગુણ અથવા શક્તિ હોવા ઉપરાંત, જે જોઈતા પ્રમાણમાં તથા આપણને જ્યાં તેનો ખપ હોય ત્યાં મેળવવા માટે શ્રમ કરવો પડતો હોય, અથવા તો આપણી માંગના પ્રમાણમાં તે એટલી ઓછી અથવા વિરલ હોય કે તેની માલકી માટે હરીફાઈ ઊભી થાય. કુદરત ઉપર શ્રમ કરી માણસ શી રીતે ઉપભોગયોગ્ય સંપત્તિ નિર્માણ કરે છે તે પહેલા પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ. માંગના પ્રમાણમાં ઓછી હોવાને કારણે વસ્તુ શી રીતે સંપત્તિ બને છે એનો મોટામાં મોટો દાખલો ખેડવાની જમીનનો છે. જૂના વખતમાં વસ્તી ઓછી હતી ત્યારે માણસ પોતાની મરજી પડે તે જમીનમાં ખેતી કરી શકતો. પણ વસ્તી વધ્યા પછી લોકોની માંગના પ્રમાણમાં જમીનની તંગી પડવા માંડી એટલે તેના ઉપર માલકીની પ્રથા શરૂ થઈ અને જમીન આર્થિક સંપત્તિ ગણાવા માંડી. એટલે આર્થિક સંપત્તિ કાં તો શ્રમપ્રાપ્ય હોય કાં તો વિરલ હોય.

૩. અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે અમુક સ્થળે જે વસ્તુ સર્વસુલભ હોઈ આર્થિક સંપત્તિમાં ન ગણાય તે બીજે સ્થળે શ્રમપ્રાપ્ય હોઈ આર્થિક સંપત્તિ બને. નદીકિનારે રેતી સર્વસુલભ છે, પણ મકાન બાંધવા માટે

પાયામાં પૂરવા કે ચૂનામાં ભેળવવા રેતી જોઈતી હોય તો તે નદીએથી વહી લાવવી પડે છે એટલે શ્રમપ્રાપ્ય થાય છે અને તેની કિંમત આપવી પડે છે. તદ્દન આછી વસ્તીવાળા પ્રદેશમાં જંગલમાંનું લાકડું મફત મળે, પણ શહેરમાં તે લાવતાં મહેનત પડે અને કાઠીની ભારીના પૈસા આપવા પડે. હવા જેવી ચીજ પણ કોઈ કોઈ વાર શ્રમપ્રાપ્ય થાય છે. ખુલ્લા મેદાનમાં હવા સર્વસુલભ છે, પણ સભાગૃહમાં ઘણાં માણસો એકઠાં થયાં હોય ત્યાં હવા માટે પંખા મૂકવા પડે એટલે તેની પાછળ શ્રમ ખર્ચવો પડે છે અને તેથી તેની કિંમત ગણાય છે. તેવું જ પાણીનું છે. નદીને કિનારે પાણી મફત મળે, પણ આપણે ઘેર પાણીનું એક બેડું લાવવાના અમુક પૈસા આપવા પડે. એટલે એનું એ પાણી નદી-કિનારે સર્વસુલભ કહેવાય, જ્યારે આપણે ઘેર શ્રમપ્રાપ્ય થાય છે અને તેથી આર્થિક સંપત્તિ બને છે.

૪. વિના શ્રમે મળતી વસ્તુ પણ જો મર્યાદિત પ્રમાણમાં જ મળી શકતી હોય એટલે કે સર્વસુલભ ન હોય તો તેના ઉપભોગ માટે હરીફાઈ ઊભી થાય છે. ઉપર જમીનનો દાખલો તો આપ્યો જ છે. જંગલો, ખાણો, પાણીના ધોધ એ પણ આ જ ન્યાયે આર્થિક સંપત્તિ બને છે. થોડાક બીજા દાખલા પણ વિચારીએ. નર્મદા નદીના પટમાં રેલ ઊતરી ગયા પછી જે કાંપવાળી જમીન રહે છે તે મર્યાદિત હોય છે. તે જમીન ખેડવા ઇચ્છનારા ઘણા ઉમેદવારો હોય છે તેથી તેની ઉપર સરકાર પોતાની માલકી રાખે છે અને તે ખેડવા ઇચ્છનાર પાસેથી દર વર્ષે ભારે કિંમત ઉપજાવે છે. એ જ પ્રમાણે જંગલમાંનાં લાકડાં, સમુદ્રના પાણીમાંથી થતું મીઠું, એ ચીજો એવી છે કે તેને માટે કોઈને શ્રમ કરવો પડતો નથી, છતાં સરકારે કાયદાથી આવી વસ્તુઓના ઇજારા રાખેલા હોય છે તેથી તે દુર્લભ થાય છે અને તેને માટે પૈસા ખર્ચવા પડે છે. વળી ઉલ્કા એટલે કે ખરતા તારાના પથ્થર, એ જ્યારે પડે ત્યારે વિનાશ્રમે પ્રાપ્ત થાય છે. પરંતુ તે કવચિત જ પડે છે અને વૈજ્ઞાનિક સંશોધન માટે તે બહુ ઉપયોગી ગણાય છે તેથી તેની કિંમત બહુ ભારે ઊપજે છે. આવી બધી વસ્તુઓ આર્થિક સંપત્તિના પેટામાં ગણાય છે.

૫. આપણાં અત્યારનાં શહેરોમાં પાણીની મોટી ટાંકીઓ હોય છે. તેમાં પાણી એકઠું કરી, મોટામોટા નળો દ્વારા, આખા શહેરમાં ઘેરઘેર પાણી પૂરું પાડવામાં આવે છે. બાળકોને એમ લાગે કે આપણે નળ ખોલીએ કે તરત આપણને મફત પાણી મળે છે. પણ આ પાણી મફત નથી હોતું. મ્યુનિસિપાલિટીને તે ઘેરઘેર પહોંચાડવા મોટું ખર્ચ કરવું પડ્યું હોય છે અને તે બદલ પાણી લેનાર પાસેથી દર વર્ષે અમુક કરના રૂપમાં પાણીના પૈસા તે લે છે. એટલે આ પાણી આર્થિક સંપત્તિ કહેવાય.

## સાર્વજનિક સંપત્તિ

૬. પણ રસ્તા ઉપર મોટો નળ હોય ત્યાંથી પાણી પીનારા, અથવા જાહેરબાગમાં ફરવા જઈ બાગનો ઉપભોગ કરનારા, અથવા નદી ઉપર બાંધેલા પુલ ઉપરથી પસાર થનારા બધાને કંઈ કર ભરવાનો નથી હોતો. તેમને તો આ વસ્તુઓ મફત મળે છે એમ કહેવાય. છતાં આને આપણે વિના શ્રમે મળતી સર્વસુલભ વસ્તુઓમાં નહિ ગણી શકીએ. કોઈકને તો તે માટે શ્રમ કરવો જ પડ્યો છે. એટલે એ અર્થમાં તે શ્રમપ્રાપ્ય જ છે. વળી તે માટે કર ભરનારાને તો પૈસા આપવા જ પડ્યા હોય છે. પણ તેનો ઉપભોગ હરકોઈ માણસ કરી શકે છે; તેને માટે કાંઈ પણ શ્રમ ન કરનાર અથવા કરના રૂપમાં કાંઈ પણ ફાળો ન આપનાર પણ તેનો ઉપભોગ કરી શકે છે. આવી વસ્તુઓને સાર્વજનિક સંપત્તિ એવું નામ અપાય.

૭. કઈ કઈ વસ્તુઓ સાર્વજનિક રાખવી, તે પૂરી પાડવા કોણે ખર્ચ કરવું, તે ખર્ચ કેવી રીતે મેળવી લેવું, જો તે લોકો ઉપર કર નાખીને મેળવી લેવાનું હોય તો તેનો ઉપભોગ કરનાર દરેક ઉપર કર નાખવો કે તેની નજીકના પ્રદેશમાં રહેતા લોકો ઉપર કે તેમાંનાય અમુક વર્ગો ઉપર કર નાખવો, આવા આવા પ્રશ્નોનો વિચાર કરની મીમાંસામાં આવે છે.

## કુદરતી સાધનસંપત્તિ

૮. સર્વસુલભ સંપત્તિનો વિચાર અર્થશાસ્ત્રમાં ઓછો કરવાનો આવે છે. પરંતુ તે બાબતમાંયે એટલું તો ધ્યાનમાં રાખવાનું છે જ કે કોઈ પણ પ્રદેશમાં જેમ વિના શ્રમે મળતી અથવા સર્વસુલભ વસ્તુઓનું પ્રમાણ વધારે તેમ તે પ્રદેશ વધારે સંપત્તિવાળો ગણાય. પણ એવા પ્રદેશમાં રહેતા લોકોને વિના શ્રમે મળતી વસ્તુઓ મબલક મળે છે તેથી એ લોકો વધારે જાહોજલાલી ભોગવે છે, એમ હંમેશાં બનતું નથી. આફ્રિકાના કેટલાયે પ્રદેશોમાં જ્યાં હજી પ્રાથમિક અવસ્થામાં જ જીવન ગુજારતા લોકો રહે છે ત્યાં કુદરતની સાધનસંપત્તિ ગમે તેટલી હોવા છતાં ત્યાંના લોકો તેને ઉપભોગયોગ્ય બનાવી શકતા નથી એટલે એ લોકો સંપત્તિમાન કે ધનવાન ન ગણાય. કુદરતે બક્ષેલી સંપત્તિની દૃષ્ટિએ આપણો દેશ બહુ ધનવાન ગણાય. આપણે ત્યાં ખેતીઉપયોગી પુષ્કળ જમીન છે, જેમાંથી વિવિધ વસ્તુઓ મળે એવાં વિશાળ જંગલો છે, જાતજાતની ખાણો છે, સુંદર નદીઓ છે, જેમાંથી વીજળી જેવી ભૌતિક શક્તિ ઉત્પન્ન કરી શકાય એવા પાણીના મોટા મોટા ધોધ છે. આ બધાં માટે આપણે કશો શ્રમ કરવો પડેલો નથી, કુદરતે મોકળે હાથે આ સંપત્તિ આપણને બક્ષી છે, છતાં આપણો દેશ આજે દુનિયાના બહુ ગરીબ દેશોમાંનો એક છે. એનું કારણ આપણી રાજકીય પરાધીનતા ઉપરાંત આપણી પોતાની કેટલીક ત્રૂટીઓ પણ છે

જ. અને રાજકીય પરાધીનતા પણ આપણી આવી ત્રૂટીઓ તથા નબળાઈને લીધે જ આવી છે ને ? કુદરતી સાધનસંપત્તિની સાથે માનવબુદ્ધિ તથા માનવશ્રમનો યોગ થાય ત્યારે જ ઉપભોગયોગ્ય સંપત્તિ સમાજને મળે છે. વળી એ સંપત્તિનું રક્ષણ કરી તેનો સારામાં સારો ઉપયોગ કરવાની શક્તિ પણ એ સમાજમાં હોવી જોઈએ. એવો સમાજ જ સંપત્તિમાન અથવા ધનવાન થાય છે.

## નાણું અને સંપત્તિ

૯. પ્રચલિત લોકમાન્યતા મુજબ પૈસાને સંપત્તિ અથવા ધન ગણવામાં આવે છે. સાધારણ વ્યવહારમાં આ વાત સાચી જણાય છે. કારણ જેની પાસે પૈસો હોય તે પોતાને જોઈતી હરકોઈ વસ્તુ તે વડે મેળવી શકે છે. દરેક સમાજે વસ્તુઓનો અદલોબદલો અથવા વિનિમય કરવાના એક સાધન અથવા માપ તરીકે પૈસાનો અથવા નાણાંનો સ્વીકાર કર્યો છે તેથી જ આમ બની શકે છે. ચાંદીસોનાના સિક્કાને અથવા તેના અવેજી તરીકે વપરાતી નોટોને જો વિનિમયના સાધન તરીકે ગણવાનું બંધ થઈ જાય તો ચાંદીસોનાના સિક્કામાં રહેલી ધાતુની ધાતુ તરીકે માણસને જેટલી ઉપયોગિતા હોય, દાખલા તરીકે ઘરેણાં માટે, એટલે દરજ્જે જ એ સંપત્તિ રહે અને નોટો તો કેવળ કાગળિયાં જ બની જાય. વિનિમયના સાધન તરીકેનો ગુણ બાદ કરીએ તો ચાંદીસોનાના સિક્કામાં માણસની જરૂરિયાત પૂરી પાડવાનો એટલે માણસને ઉપયોગી થવાનો ગુણ બહુ ઓછો છે, અને નોટોમાં તો મુદ્દલ નથી. કોઈ શહેરમાં ગમે તેટલું ચાંદીસોનું અથવા ચાંદીસોનાનું નાણું હોય પણ બહારથી ત્યાં પાણી, અનાજ તથા બીજી જરૂરિયાતની વસ્તુઓ આવતી બંધ થઈ જાય તો પેલું ચાંદીસોનું અથવા તેના સિક્કા ખાવાપીવાના કે પહેરવાઓઢવાના કશા કામમાં ન આવે.

## અમૂર્ત સંપત્તિ

૧૦. અત્યાર સુધી સંપત્તિ તરીકે આપણે ભૌતિક અથવા મૂર્ત વસ્તુઓનો વિચાર કર્યો. પણ કેટલીક અને બહુ મહત્ત્વની સંપત્તિ અમૂર્ત પણ હોય છે. સંપત્તિનું એક મહત્ત્વનું લક્ષણ માણસની જરૂરિયાતો સંતોષવાનું ગણીએ તો શિક્ષક ભણાવે છે, સિપાહી દેશના રક્ષણ માટે લડે છે, દાક્તર દરદીના ઉપચાર કરે છે, વકીલ કાયદાની સલાહ આપે છે, નોકર કામ કરે છે, આ બધી કામગીરીઓ અથવા સેવાઓ પણ એક જાતની સંપત્તિ છે. કારણ આવી કામગીરીઓ અથવા સેવાઓથી સમાજની જરૂરિયાતો સંતોષાય છે, અને સમાજની આર્થિક પ્રગતિ પણ સધાય છે. ઉદ્યોગધંધાના યોજકો, ઇજનેરો, વૈજ્ઞાનિકો, શોધકો, જુદા જુદા વિષયના નિષ્ણાતો, એ સઘળાની કામગીરીઓ સમાજની આર્થિક પ્રગતિમાં બહુ મહત્ત્વનો ફાળો આપે છે.

**૧૧.** સમાજના રીતરિવાજથી અથવા રાજ્યના કાયદાથી માણસને જે હકો પ્રાપ્ત થાય છે તે પણ આવી જ એક પ્રકારની અમૂર્ત સંપત્તિ છે. કોઈ માણસને પોતાનું ઘર કે જમીન વેચી નાખવાં હોય તો બીજો ખરીદનાર જે કિંમત આપવા તૈયાર થાય તે કિંમતે તેના પડોશીને એ વેચાણ રાખવાની પ્રથમ પસંદગી રહે છે. તેને સફીલદારીનો હક કહેવામાં આવે છે. આ પણ એક જાતની સંપત્તિ જ છે. પુસ્તકના લેખક તથા પ્રકાશકને પ્રકાશનહક મળે છે, દવા કે યંત્રના શોધકને પેટન્ટ મળે છે, વેપારીને પોતાના માલનો ટ્રેડમાર્ક મળે છે, આવા બધા હકો આર્થિક સંપત્તિ છે, કારણ તે સમાજની આર્થિક વ્યવસ્થા જાળવવામાં મદદરૂપ થઈ પડતા હોઈ સમાજની અમુક જરૂરિયાત પૂરી પાડે છે. માણસો તેને મૂલ્યવાન ગણી તેની માલકી ધારણ કરે છે અને જરૂર પડયે તેનું ખરીદવેચાણ પણ કરે છે.

**૧૨.** આટલી ચર્ચા ઉપરથી સંપત્તિનાં મુખ્ય લક્ષણો તારવી કાઢીને નીચે નોંધશું :

૧. **उपयोगिता** : માણસને ઉપયોગી થવાનો એટલે કે તેની જરૂરિયાત પૂરી પાડવાનો એ વસ્તુમાં અથવા કામગીરી કે સેવામાં ગુણ હોવો જોઈએ.

૨. **श्रमप्राप्यता** : એટલે કે તે મેળવતાં માણસને કાંઈ શ્રમ પડે એમ હોય. વિના મૂલ્યે મળે એવી વસ્તુ હોય તોપણ તે એટલી મર્યાદિત પ્રમાણમાં હોય કે સર્વસુલભ ન થઈ શકે, તેને પણ આર્થિક સંપત્તિ ગણવામાં આવે છે.

૩. **अधीनता** : એટલે કે માણસ તેનો કબજો ધારણ કરી શકે એમ હોય. વાદળમાં ઘણી વીજળી ઉત્પન્ન થાય છે અને પવન સૂસવતો હોય ત્યારે એની શક્તિ ઘણી હોય છે, પરંતુ માણસ પોતાને અધીન કરી તેને ખપમાં આણે ત્યારે જ તે સંપત્તિ થઈ શકે છે.

૪. **विनिमययोग्यता** : સંપત્તિમાં ગણાવા માટે વસ્તુ એવી હોવી જોઈએ કે જેનો વિનિમય થઈ શકે. એટલે કે એ આપીને એના બદલામાં બીજી વસ્તુ લઈ શકાય એમ હોય. માણસનામાં તંદુરસ્તી હોય તેથી તે વધારે કામ કરી શકે અને વધારે સંપત્તિ ઉત્પન્ન કરી શકે પણ તંદુરસ્તીને અર્થશાસ્ત્રમાં સંપત્તિ ગણવામાં નથી આવી, કારણ પોતાની તંદુરસ્તી તે બીજાને આપી શકતો નથી, તે તંદુરસ્તીનો વિનિમય થઈ શકતો નથી. તે જ પ્રમાણે માણસની બીજી શક્તિઓ–ગાવાની, નાચવાની અથવા બીજી આવડતો–સુથારી કામની, લુહારી કામની, એ સંપત્તિ નથી ગણાતી, કારણ માણસથી જુદી પાડી તેનો વિનિમય થઈ શકતો નથી. જો કે આ માણસો સમાજને જે સેવા આપે તે તો સંપત્તિ છે જ. ગાનારા અને નાચનારા ભેગા થઈ, જલસો કરી, પ્રેક્ષકો અને શ્રોતાઓના ચિત્તનું રંજન કરે તો તેમની એ સેવા–પેલો જલસો, એ

સંપત્તિ કહેવાય. સુથાર મેજ ઘડે અથવા લુહાર લોઢું ટીપે એ સંપત્તિ કહેવાય. પણ સુથાર કે લુહારની આવડત સંપત્તિ ન કહેવાય. શિક્ષક શિક્ષણ આપવાનું કામ કરે એ તેની સેવા સંપત્તિ ગણાય, પણ શિક્ષક સંપત્તિ ન ગણાય. આ ભેદ સહેજ સૂક્ષ્મ છે પણ ધ્યાનમાં રાખવા જેવો છે. જેમ કોઈ પ્રદેશમાં ગમે તેટલી કુદરતી સાધનસંપત્તિ હોય પણ માણસ તેના ઉપર શ્રમ કરી તે સાધનસંપત્તિને ઉપભોગયોગ્ય બનાવે છે ત્યારે જ તે અર્થશાસ્ત્રમાં સંપત્તિ ગણાય છે. તેમ જ માણસમાં ગમે તેટલી શક્તિઓ હોય પણ જ્યારે તે શક્તિઓને પોતાની કામગીરી અથવા પોતાની સેવા દ્વારા પોતાને અથવા બીજા માણસોને ઉપભોગયોગ્ય બનાવે છે ત્યારે જ તે સંપત્તિ ગણાય છે. એટલે કે માણસ જાતે સંપત્તિ નથી પણ સંપત્તિનો ઉત્પાદક છે. છતાં માણસને ગુલામ અથવા ગુલામ જેવો બનાવીને તેની બધી શક્તિઓ અને આવડત ઉપર તેનો માલિક અધિકાર ચલાવી શકે અને તે શક્તિઓ અને આવડતોને પરિણામે ઉત્પન્ન થતી બધી વસ્તુઓનો લાભ પેલો માલિક જ લઈ શકે ત્યારે તે સંપત્તિ જેવો બની જાય છે ખરો.

**૧૩.** એટલે કે જે પદાર્થમાં માણસની જરૂરિયાત પૂરી પાડવાનો ગુણ હોય, જે શ્રમપ્રાપ્ય હોય અથવા તેની માંગના પ્રમાણમાં દુર્લભ અથવા વિરલ હોય, જેની ઉપર માણસ કબજો ધારણ કરી શકે તેવી હોય અને જેમાં વિનિમયયોગ્યતા હોય તે સંપત્તિ ગણાય.

## પ્રકરણ ૪ થું

# અર્થ અને અનર્થ

૧. ગયા પ્રકરણમાં આપણે સંપત્તિની વ્યાખ્યા બાંધવાનો પ્રયત્ન કર્યો અને તેનાં મુખ્ય મુખ્ય લક્ષણો જોઈ ગયા. સંપત્તિનું પહેલું લક્ષણ ઉપયોગિતાનું ગણાવ્યું છે, એ વિષે જરા ઊંડા ઊતરીને વિચાર કરવાની જરૂર છે. દારૂનો દાખલો લઈએ. જે માણસને દારૂ પીવાની ટેવ પડી હોય, તે એ વસ્તુને પોતાને ઉપયોગી માને છે, અને પૈસા આપીને ખરીદ કરે છે. આધુનિક અર્થશાસ્ત્રીઓ કહે છે કે દારૂની ગણના પણ સંપત્તિ અથવા અર્થમાં થવી જોઈએ, કારણ તેનામાં માણસને ઉપયોગી થવાની, માણસની વાસના તૃપ્ત કરવાની શક્તિ રહેલી છે. દારૂ પીવાની માણસની વાસના સારી છે કે નરસી, જે માણસ એ વસ્તુ પોતાને ઉપયોગી માને છે તે ખરી રીતે માને છે કે ખોટી રીતે તેનો વિચાર કરવાનું કામ અર્થશાસ્ત્રનું નથી. એ કામ તો નીતિશાસ્ત્રનું છે! આવી રીતે અર્થશાસ્ત્રને નીતિથી જુદું પાડીને અર્થશાસ્ત્રીઓએ મોટો અનર્થ ઊભો કર્યો છે. દારૂ કે અફીણ જેવી કેફી વસ્તુઓના વેપારમાંથી ખૂબ ધન પ્રાપ્ત કરી શકાય એ ખરું, પણ એ વસ્તુઓથી તથા એના વેપારથી માણસજાતનું કલ્યાણ કે પ્રગતિ સધાતાં નથી. ઊલટું, એ વસ્તુઓ માણસજાતને દુઃખી કરવામાં કારણભૂત થાય છે. અર્થશાસ્ત્રનું લક્ષ્ય તો માણસજાતની પ્રગતિ અને કલ્યાણ સાધવું એ જ છે. સંપત્તિ અથવા અર્થ એ માટેનું માત્ર સાધન છે. જે સાધન એ ન સાધી શકે તે અર્થ નહિ પણ અનર્થ, સંપત્તિ નહિ પણ વિપત્તિ ગણાવું જોઈએ.

૨. વળી એકની એક વસ્તુ તેના ઉપયોગ અનુસાર અર્થ કે અનર્થ, સંપત્તિ કે વિપત્તિ બને છે. દારૂ પીને માણસ ગાંડો બને ત્યારે એ અનર્થકારી છે. પણ એ જ દારૂ જેને શરીરે વા આવ્યો હોય તેના વાવાળા ભાગ ઉપર ચોળવામાં આવે ત્યારે અર્થકારી બને છે. એટલે સાચી સંપત્તિનું મૂળ એ વસ્તુનો માણસની ઉપયોગ કરવાની રીત તથા શક્તિ અને આવડતમાં રહેલું છે.

૩. આપણે કહી ગયા કે કોઈ દેશમાં ખૂબ વસ્તુઓ નીપજતી હોય તેથી કાંઈ એ દેશ અર્થવાન અથવા સુખી નથી થઈ શકતો. સમાજનું હિત અને પ્રગતિ સધાય તેવી રીતે એ વસ્તુઓને વાપરતાં ત્યાંના લોકોને આવડે છે કે કેમ તે ઉપરથી એ દેશ સાચા અર્થમાં ધનવાન છે કે કેમ તેનું માપ નીકળે. સંપત્તિનો સાચો અર્થ સમજવા માટે 'તમારી પાસે શું છે?' એટલો જ નહિ

પણ 'તમે એનો શો ઉપયોગ કરો છો?' એ પ્રશ્ન પણ આપણે પૂછવો જોઈએ. ગમે તેટલી સારી અને ગુણકારી વસ્તુ પણ જો તે સમજદાર અને કુશળ માણસના હાથમાં હોય તો જ સંપત્તિ થઈ શકે છે, એટલે કે વ્યક્તિ તથા સમાજનું હિત સાધી શકે છે. દૂધની ઉપયોગિતા વિષે બે મત નથી. પણ જ્યાં માનવબાળકોને દૂધ વિના ટળવળવું પડતું હોય ત્યાં કોઈ શ્રીમંત માણસ પોતાનાં કુરકુરિયાંને સારી પેઠે દૂધ પાઈ દેતો હોય, અથવા લોકો ભૂખે મરતા હોય ત્યારે એના રસોડામાં ખોરાકનો સારી પેઠે બગાડ થતો હોય, ત્યાં દૂધ તથા ખોરાક સંપત્તિ તરીકે સમાજના ઉપયોગમાં નથી આવતાં. તેનો યોગ્ય ઉપયોગ નથી થતો એટલે તે સંપત્તિ જ મટી જાય છે. લોખંડનો ઉપયોગ હળની કોશ બનાવવામાં પણ થાય અને પ્રાણ લે એવાં હથિયારો બનાવવામાં પણ થાય. વળી એ જ જીવલેણ હથિયારનો ઉપયોગ એક માણસ હિંસ્ર પશુ અથવા લૂંટારા સામે આત્મરક્ષણ અર્થે કરે અને બીજો માણસ કોઈ નિર્દોષ માણસનું ખૂન કરવામાં કરે. આમ એક જ વસ્તુ તેના ઉપયોગ પરત્વે સંપત્તિ કે વિપત્તિ બને છે.

૪. આ ભયંકર વિશ્વયુદ્ધમાં લડાઈનાં સાધનો પાછળ અબજો રૂપિયા ખર્ચાઈ ચૂક્યા છે અને હજી ખર્ચાયે જાય છે, એ સંપત્તિનો ભારે અનર્થકારી બગાડ છે. જે રાષ્ટ્રો વેપારને નામે અન્યાય અને જુલમ કરી બીજા દેશોનું ધન લૂંટી રહ્યાં હતાં તેમને એવી બીક પેઠી કે બીજું રાષ્ટ્ર પોતાના કરતાં જબરું થઈ જશે. દરેકે પોતાની લશ્કરી તૈયારી ખૂબ કરવા માંડી. મોટાં સામ્રાજ્યો જમાવી બેઠેલાં જૂનાં રાષ્ટ્રોની માફક પોતાનું પણ મોટું સામ્રાજ્ય જમાવવાની ઉમેદવારીવાળાં નવાં રાષ્ટ્રોએ પોતાનું બળ વધારવા મોટાં લશ્કરો તૈયાર કરવા માંડ્યા અને સાધન સરંજામ વધાર્યે જ ગયાં. આ બધાં લશ્કરી સાધનસરંજામ કહેવાય છે તો સંપત્તિ પણ એ દુનિયાને મહાવિપત્તિરૂપ થઈ પડ્યાં છે. જે સાધનો અને મહેનતમજૂરીનો ઉપયોગ લોકોની સુખાકારી અને શાંતિ અર્થે થઈ શક્યો હોત તેનો ઉપયોગ સમાજોપયોગી કશું કામ નહિ કરનારા અને એક બીજાનો સંહાર કરવાને ઉદ્યુક્ત થયેલા એવા લશ્કરના માણસોને પોષવામાં તથા સાધનસરંજામ વધાર્યે જવામાં થાય છે. તેને લીધે માનવપ્રગતિનો કાંટો પાછો ઠેલાય છે એ વિષે શંકા નથી.

૯. પોતે જેને સંપત્તિ માની બેઠું છે તેનું વધારે પ્રમાણમાં ઉત્પન્ન કેમ થાય તેનો જ વિચાર આધુનિક અર્થશાસ્ત્ર મુખ્યત્વે કરે છે. વળી એ સંપત્તિના મૂલ્યની આંકણી માનવસુખના ગજથી નહિ પણ બજારમાં તેનાં જે નાણાં ઊપજે તેના ગજથી કરવામાં આવે છે. પોતાના માલનાં નાણાં કેટલાં ઊપજશે તેનો વિચાર જ ઉત્પાદકના મનમાં પ્રધાન રહે છે. એ વસ્તુ લોકોને ઉપયોગી કેટલી થશે, લોકોની એ કેટલી સુખાકારી સાધી શકશે, એ વસ્તુ તરફ ઉત્પાદકની

જેમ અર્થશાસ્ત્રીઓનું પણ દુર્લક્ષ રહે છે. વસ્તુ તૈયાર કરતાં કેટલું ખર્ચ થશે તેની આંકણી પણ નાણાંના ગજથી જ કરવામાં આવે છે. તે ઉત્પન્ન કરતાં મજૂરોને કેટલું કષ્ટ પડે છે, તેમનાં શરીર કેટલાં ઘસાઈ જાય છે, તેમની આવરદા કેટલી ઓછી થાય છે, તેમનાં મન અને બુદ્ધિ ઉપર કેટલી અનિષ્ટ અસર થાય છે, તેમનાં જીવન કેટલાં નીરસ અને નિઃસત્વ થઈ જાય છે તેનો વિચાર કોઈ કરતું નથી. માણસ બજારમાં કપડું લેવા જાય ત્યારે એ કપડું કેમ વાર મળે છે એનો જ તે વિચાર કરશે, પણ જો તે મિલનું કપડું હોય તો પીંજણખાતામાં કામ કરતા મજૂરોના ફેફસાંમાં કેટલી ઝીણ અથવા ફીટી ગઈ અને તેથી તે ક્ષયરોગનો ભોગ થઈ પડયો, તાણાખાતામાં મજૂરને કેટલું તણાઈ મરવું પડયું કે સાળખાતામાં કેટલું વણાઈ જવું પડયું તેનો વિચાર તેને ભાગ્યે જ આવશે. કોઈ નવી શોધની બાબતમાં અથવા તો નવું સાહસ ઉપાડવાની બાબતમાં પણ તેની યોજનાનો વિચાર કરતી વખતે માનવજીવન ઉપર એટલે માણસની સુખાકારી અને પ્રગતિ ઉપર તેની શી અસર થશે તેનો વિચાર કરવાની કોઈની ફરજ નથી ગણાતી. તેમાંથી નાણાં શી રીતે વધારે મળશે તેનો જ વિચાર કરવા સૌ બેસી જાય છે.

૬. અર્થશાસ્ત્રનો સાચો ઉદ્દેશ તો સંપત્તિને સસ્તી અને માણસને મોંઘો બનાવવાનો છે. તેને બદલે આજે અવળો જ ક્રમ ચાલી રહ્યો છે. માણસ બિચારો સસ્તો થઈ ગયો છે, અને સંપત્તિ મોંઘી થઈ છે. કોઈક શ્રીમંત સુંદરીને પોતાની ટોપીમાં ખોસવા માટે કે ગળે વીંટાળવા માટે સુંવાળાં પીછાં કે મુલાયમ રુવાંટીવાળાં ચામડાં જોઈએ, તેનાં મોંમાગ્યાં દામ આપવા તે તૈયાર થાય છે અને તેથી લોભાઈને કેટલાય શિકારીઓ નિર્દોષ પ્રાણીઓના શિકાર કરવા નીકળી પડે છે અને પોતાના જાન જોખમમાં નાખે છે. એવી જ કોઈ સુંદરીના કંઠ કે હાથના શણગાર માટે કેટલાયે મરજીવા મોતી કાઢવા જીવને જોખમે દરિયામાં ડૂબકીઓ મારે છે. અને આવી તો કેટલીયે ભોગવિલાસની ચીજો મેળવવામાં તથા બનાવવામાં લોકો પોતાનાં શરીર જોખમમાં નાખે છે અથવા ઘસી નાખે છે, અને કુદરતને લૂંટે છે.

૭. સમાજની સુખાકારીનો આધાર જેવી રીતે સંપત્તિના વાજબી ઉપભોગ અથવા વ્યય ઉપર છે, તેવી જ રીતે સંપત્તિની ન્યાયપુરઃસર વહેંચણી ઉપર પણ છે. ખેતરમાં પાકેલા કપાસમાંથી કાપડ તૈયાર થઈને વાપરનારના હાથમાં જાય ત્યાં સુધીમાં અનેક ક્રિયાઓ જુદા જુદા માણસો કરે છે. આ બધાને પોતપોતાના મહેનતાણાનો યોગ્ય બદલો મળવો જોઈએ. પણ તે નથી મળતો, તેથી અમુક માણસો ઓછું કામ કરવા છતાં ખૂબ શ્રીમંત અને બીજા માણસો તનતોડ મજૂરી કરવા છતાં બહુ ગરીબ જોવામાં આવે છે. કોઈ દેશના કુલ

ધનનો સરવાળો ઘણો મોટો હોવા છતાં જો ધનનો મોટો ભાગ દેશના થોડા શ્રીમંતોના જ કબજામાં હોય અને વસ્તીનો મોટો ભાગ ગરીબ સ્થિતિમાં હોય તો એ દેશ સંપત્તિમાન ન ગણાય, કારણ દેશના કુલ ધનના સરવાળાના પ્રમાણમાં દેશની કુલ સુખાકારી અને પ્રગતિનો સરવાળો મોટો નહિ આવે.

૮. એટલે જ્યાં સુધી અર્થવ્યવસ્થા કેવળ માની લેવામાં આવેલી સંપત્તિના ઉત્પાદન અને તેનાં કેટલાં નાણાં ઊપજશે તે ઉપર નજર રાખીને ગોઠવાય છે પણ માનવસુખનો વિચાર તેમાં થતો નથી, ત્યાં સુધી દુનિયામાં સુખશાંતિ સ્થપાવી અશક્ય છે. કારખાનામાં કામના કલાક, મજૂરીના દર, મજૂરોનાં ગંદાં રહેઠાણ, જમીનનાં આકરાં ગણોત, નાણાં ધીરનારની વ્યાજખોરી, ખેડૂતોની ખરાબી અને દુનિયાભરમાં વ્યાપી રહેલી ભયંકર બેકારી અને કંગાલિયત — આવા આવા અનેક આર્થિક પ્રશ્નોનો ઉકેલ લાવવામાં પ્રચલિત અર્થશાસ્ત્ર આજે અસમર્થ નીવડ્યું છે તેનું મુખ્ય કારણ એ જ છે કે તેની નજર માણસ ઉપર નહિ પણ પૈસા ઉપર ચોંટી છે.

# પ્રકરણ ૫ મું

# આર્થિક જીવનનો વિકાસ

૧. દુનિયામાં પેદા થયા પછી ઘણા કાળસુધી માણસે જંગલી વનસ્પતિ તથા જંગલી કંદમૂળ અને ફળ ઉપર ગુજારો ચલાવ્યો છે. ખોરાકની શોધમાં એ પચીસપચાસના ટોળામાં રખડતો અને ઋતુ તથા હવાની અનુકૂળતા અથવા પ્રતિકૂળતા પ્રમાણે ખોરાકની છૂટ અથવા તંગી અનુભવતો. પરંતુ માણસ પોતાની હસ્તીના છેક પ્રારંભકાળમાંયે કેવળ વનસ્પત્યાહારી ન હતો, માંસાહારી પણ હતો. એટલે જ્યાં મળી આવે ત્યાં પોતાના ખોરાકમાં માંસ તથા માછલીનો ઉપયોગ કરતો. કોઈ કોઈ વાર મનુષ્યમાંસ પણ ખાતો.

### મૃગયાવૃત્તિ

૨. જમીનમાંથી કંદમૂળ ખોતરી ખાવા તથા જંગલી ફળ વીણવાની સાથે સાથે જ, જ્યાં પશુપક્ષીઓ મળી શકે એમ હતું ત્યાં તે શિકાર પણ કરતો. પાસે કાંઈક સાધન અથવા હથિયાર ઓજાર હોય તો શિકાર કરવાનું વધારે ફાવે એટલે માણસની બુદ્ધિ એની શોધ પાછળ દોડી. માણસે હથિયાર-ઓજારની શોધ કરી અને એનો ઉપયોગ કરવા માંડ્યો ત્યારથી એ બીજાં પ્રાણીઓથી જુદો પડ્યો. આ હથિયારઓજારની બનાવટનો વિકાસ એ જ મોટે ભાગે આર્થિક પ્રગતિનો ઇતિહાસ છે. પહેલાં હથિયાર અને ઓજારમાં કશો જ ભેદ ન હતો. જે વસ્તુઓ જમીન ખોતરવામાં અને કંદમૂળ ખોદી કાઢવામાં વપરાતી તે જ વસ્તુઓ હુમલો અને બચાવ કરવા માટે પણ વપરાતી. લાકડી, પથરા, જાનવરનાં હાડકાં, દાંત તથા દંતૂસળ એ છેક આરંભકાળનાં હથિયાર તેમ જ ઓજાર હતાં. વેલા વડે અથવા મૂળિયાં વડે લાકડીને પથ્થર બાંધીને માણસે ગદા જેવું હથિયાર બનાવ્યું. તેનો ઉપયોગ હાથે પકડીને તેમ જ છૂટું ફેંકીને મારવામાં તેણે કરવા માંડ્યો. લડાઈ સિવાયનાં બીજાં કામોમાં પણ આ હથિયારનો ઉપયોગ કરવાથી ઓછા શ્રમે વધારે કામ થવા માંડ્યું. વળી ચામડાની દોરીઓ અથવા આંતરડાં વડે મોટી લાકડીઓને અણિયાળા પથ્થર અથવા મોટા દાંત બાંધી એણે જબરું હથિયાર બનાવ્યું. આમ હથિયાર ઓજારોમાં સુધારા કરવામાં માણસે પોતાની અક્કલ ચલાવવા માંડી. પણ જ્યારે તેને અગ્નિનો ઉપયોગ કરવાનું સૂઝ્યું ત્યારે તો તેણે પ્રગતિના પંથમાં એક બહુ મોટું પગલું આગળ ભર્યું. જે વસ્તુ બીજાં પ્રાણીઓને ભય અને ત્રાસરૂપ લાગતી

તે વસ્તુને માણસે આધીન કરી પોતાની સેવામાં લગાડી દીધી. પ્રથમ અગ્નિ અકસ્માત ભભૂકી ઊઠતા દાવાનળમાંથી જ માણસને મળેલો. અગ્નિ પ્રગટાવવાનું માણસને બહુ મોડું આવડ્યું છે. એટલે દરેક ટોળીએ પોતે મેળવેલા અગ્નિનું બહુ કાળજીપૂર્વક જતન કરવા માંડ્યું. તેઓએ તેમાં દિવ્યતા તથા પવિત્રતાનું આરોપણ કર્યું. અગ્નિનું જતન કરી તેને નિરંતર સળગતો રાખવો એ એક ધાર્મિક કાર્ય મનાવા લાગ્યું. આગળ ઉપર બે લાકડાંના અથવા બીજા પદાર્થોના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરવાની કળા માણસને હાથ લાગી. છેક આરંભકાળના જેવી પ્રાથમિક દશામાં રહેતી આજની કેટલીયે વનવાસી કોમોને ઘર્ષણથી અગ્નિ પેદા કરવાની રીત આવડે છે છતાં સાચવી રાખેલા નિરંતર સળગતા અગ્નિમાં ખોયું ઘાલી તે સળગાવી તે વડે અગ્નિમાંથી અગ્નિ પ્રગટાવવાની સહેલી રીત જ સૌ વાપરે છે. વૈદિક અગ્નિહોત્રીઓને ત્યાં, પારસી અગિયારીઓમાં, તથા કૅથલિક ખ્રિસ્તી દેવળોમાં અગ્નિ નિરંતર સળગતો રાખવાની જે ધાર્મિક પ્રથા આજે પણ ચાલુ છે તેનું મૂળ પ્રાચીન કાળની અગ્નિની દુર્લભતા અને સાર્વત્રિક ઉપયોગિતામાં રહેલું છે.

૩. અગ્નિનો ઉપયોગ કેવળ ગરમી માટે જ નહિ પણ ખોરાક રાંધવા માટે તથા ખોરાકને શેકીને લાંબો વખત રહી શકે તેવો બનાવવા માટે પણ થયો. સાધારણ રીતે એમ કહી શકાય કે આસપાસની કુદરત પ્રમાણે જ મનુષ્યજીવન ઘડાય છે, છતાં અગ્નિના વિવિધ પ્રકારના ઉપયોગની શોધ પછી માણસ કુદરત ઉપર પ્રમાણમાં વધુને વધુ કાબૂ મેળવવા લાગ્યો છે. અગ્નિનો મોટામાં મોટો ઉપયોગ તો ઓજારોમાં સુધારા કરવા માટે થયો છે. માણસે ધાતુઓનો ઉપયોગ કરવા માંડ્યો ત્યારથી અગ્નિનું મહત્ત્વ ઘણું જ વધી ગયું છે.

૪. અહીં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આ બધા સુધારા કરવામાં માણસને હજારો વર્ષ લાગી ગયાં છે. આપણને જડી આવેલાં જૂનામાં જૂનાં ચકમકનાં હથિયાર એક લાખ વર્ષ પહેલાંનાં છે. આ બધાં વર્ષોમાં માણસે હાડકાં તથા પથ્થરને ઘસીને, છોલીને તથા સફાઈદાર બનાવીને તેમાંથી બાણ, છરી, ભાલા, હથોડા, ઘંટી તથા કરવત બનાવ્યાં છે. આ બધું બનાવવામાં માણસે મોટે ભાગે તો પોતાના શરીરના બાહ્ય અંગોનું જ અનુકરણ કર્યું છે. કરવત બનાવવાનું તેને દાંત પરથી સૂઝ્યું છે, મુક્કી ઉપરથી હથોડો સૂઝ્યો છે, વાળેલી આંગળી ઉપરથી હૂકનો ખ્યાલ આવ્યો છે, લંબાવેલા હાથ ઉપરથી ભાલો સૂઝ્યો છે અને તીણા નાક ઉપરથી છરી સૂઝી છે. વાસણોની બાબતમાં પણ આવું જ બન્યું છે. પશુનાં શીંગડાં ઉપરથી લાંબા પ્યાલા બનાવવાનું, અંદરથી પોલાં લાકડાં ઉપરથી ટોપલા બનાવવાનું અને તૂંબડાં ઉપરથી લોટા બનાવવાનું માણસને સૂઝ્યું. શરૂઆતમાં તો કુદરતી રીતે મળી આવતી પેલી ચીજો જ માણસ વાપરતો પણ

ધીમે ધીમે માટીનાં અને આગળ ઉપર ધાતુનાં વાસણો તેણે બનાવવા માંડયાં. કુંભારવિદ્યાની શોધ એટલી બધી મહત્ત્વની મનાય છે કે ઇતિહાસકારો માનવસંસ્કૃતિમાં તેને એક મોટી ક્રાંતિકારી શોધ ગણે છે. પથ્થર પછી ઘણે કાળે માણસે ધાતુઓનો ઉપયોગ કરવા માંડયો અને તેમાં અગ્નિએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો.

૫. નવાં નવાં ઓજારો, નવાં નવાં સાધનો તથા નવી નવી વસ્તુઓની શોધખોળ અને તેના વિકાસમાં માણસની અર્થવૃત્તિ ઉપરાંત ધર્મવૃત્તિએ પણ ઠીક ઠીક ભાગ ભજવ્યો છે તેની અહીં નોંધ કરવી જોઈએ. માણસ કેવળ પોતાની આર્થિક જરૂરિયાતો પૂરી પાડીને બેસી રહ્યો નથી. પોતાની આસપાસની કુદરતને નિહાળીને તે ઉપરથી આ બધું કોણે બનાવ્યું હશે, શા માટે બનાવ્યું હશે, મરી ગયા પછી આપણું શું થતું હશે એવા વિચારો પણ તેણે કરવા માંડયા છે. તેને અંગે સૂર્ય, મેઘ, વાયુ વગેરે શક્તિશાળી અને ઉપકારી વિભૂતિઓને દેવો ગણી તેમની આરાધના તેણે કરવા માંડી. વળી આ સઘળી વિભૂતિઓના મૂળ કારણરૂપ તથા પ્રાણીમાત્રનું પાલનપોષણ કરનાર એવા સર્વશક્તિમાન અને દયાનિધિ દેવાધિદેવ અથવા પરમાત્માની કલ્પના કરી તેની ઉપાસના પણ તે કરવા લાગ્યો. તેને અંગે તેણે અનેક ધાર્મિક ક્રિયાઓ તથા યજ્ઞયાગાદિ કરવા માંડયા. એ બધાના વિધિઓ, તે કરવાનાં શુભ મુહૂર્તો, એ બધું નક્કી કરતાં કરતાં તેણે પ્રકૃતિવિજ્ઞાનની કેટલીયે શોધો કરી તથા અનેક નવી નવી વસ્તુઓ પણ બનાવી.

૬. ઇતિહાસના આ બહુ લાંબા કાળને, જે કાળમાં માણસ મુખ્યત્વે શિકાર કરીને પોતાનું ગુજરાન ચલાવતો, દરિયાકિનારે રહેતો માણસ માછલાં વીણી તથા પકડીને તે ઉપર ગુજારો ચલાવતો, તે કાળને મૃગયાવૃત્તિનો કાળ કહેવામાં આવે છે. જો કે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે માણસ કેવળ શિકાર ઉપર જ ગુજારો નહોતો ચલાવતો, જંગલી ફળ અને કંદમૂળનો પણ તેના ખોરાકમાં ઠીકઠીક ફાળો હતો. સંભવ છે કે સશક્ત પુરુષો શિકારની પાછળ ભટકતા હશે તે વખતે ઘરડાં, સ્ત્રીઓ તથા બાળકો ફળ વીણવાનું અને કંદમૂળ ખોતરી કાઢી એકઠાં કરવાનું કામ કરતાં હશે.

## ગોપવૃત્તિ

૭. જેમ જેમ શિકારની મુશ્કેલી પડવા માંડી હશે તેમ તેમ, અલબત્ત પ્રથમ તો અકસ્માત જ, માણસને સૂઝયું હશે કે શિકાર કરીને ખોરાક મેળવવાની અનિશ્ચિત અને જોખમભરેલી રીત કરતાં તથા પશુઓને મારીને ખાઈ જવા કરતાં, પશુઓને પાળવા અને ઉછેરવામાં આવે તો વધુ સહેલાઈથી, વધુ નિશ્ચિતપણે અને વધુ પ્રમાણમાં ખોરાક મેળવી શકાય. વળી પશુ પાસેથી ખોરાક મેળવવા ઉપરાંત, તેનો ભારવહન તથા સવારી તરીકે પણ ઉપયોગ

થાય. તેને મારી નાખ્યા વિના તેના વાળ અને ઊન લઈ તેમાંથી કાપડ પણ બનાવી શકાય અને કૂતરાં જેવાં પશુઓનો ચોકી કરવામાં પણ ઉપયોગ કરી શકાય. આમ મૃગયાવૃત્તિ છોડીને માણસે પશુ પાળવા માંડયાં. આને આપણે પશુપાલનનો અથવા ગોપવૃત્તિનો કાળ કહીશું.

૮. પશુને પાળવાથી ખોરાક તથા બીજી જરૂરિયાતની ચીજો પ્રમાણમાં સહેલાઈથી મળવા માંડી એટલે ઢોર ઉપર કાયમનો કબજો રાખવાની વૃત્તિ માણસમાં જાગી અને તેમાંથી તેના ઉપર ખાનગી માલકી હકની ભાવનાનો ઉદય થયો. તેને પરિણામે વધારે ઢોરવાળો વધારે ધનવાન અને ઓછાં ઢોરવાળો ઓછો ધનવાન એવા સામાજિક વર્ગભેદ પણ ઉત્પન્ન થવા માંડયાં.

૯. પણ દરેક પ્રદેશમાં મૃગયાવૃત્તિ પછી ગોપવૃત્તિ જ શરૂ થઈ એમ નથી બન્યું. બધા જ પ્રદેશમાં પાળવા યોગ્ય પશુ મળી શકે તેમ ન હતું, અને બધે જ પશુઓને ચરવા માટે વિશાળ બીડો પણ ન હતાં. એટલે જ્યાં ભૌગોલિક પરિસ્થિતિ અને આબોહવા અનુકૂળ હતાં ત્યાં જ ગોપવૃત્તિ શરૂ થઈ.

## કૃષિવૃત્તિ

૧૦. ગોપવૃત્તિ પછી કૃષિવૃત્તિનો યુગ બેસે છે. પણ દરેક પ્રદેશમાં ગોપ અથવા પશુપાલક ખેડૂત બની શક્યો નથી. મૃગયાવૃત્તિ અને મચ્છીમારીના યુગમાં જ જૂજ પ્રમાણમાં ખેતીની શરૂઆત થયેલી જોવામાં આવે છે. એટલે કૃષિવૃત્તિ એ ગોપવૃત્તિમાંથી ઉદ્ભવી છે એમ પણ ન કહેવાય. જંગલી ફળ અને કંદમૂળ વીણવાની પ્રવૃત્તિમાંથી જ સ્વાભાવિક રીતે ખેતીનો ઉદય થયો છે. જ્યારે માણસે નિહાળ્યું કે પોતે જે ફળ ખાય છે તેનું બી જમીનમાં પડીને ઊગી નીકળે છે અને તેણે એ પણ જોયું કે જમીન ખોતરવાના કામમાં આંગળી કરતાં લાકડી વધારે કામ આપે છે ત્યારથી ખેતીની શરૂઆત થઈ ગણાય. જંગલી પ્રાણીઓનો શિકાર કરવાને બદલે તેને પાળવામાંથી ગોપવૃત્તિ શરૂ થઈ, તેમ જંગલી છોડને કેળવવાથી કૃષિવૃત્તિનો ઉદય થયો. કેટલાક ઇતિહાસકારો એમ પણ માને છે કે ગોપવૃત્તિની ખિલવણી શિકારીઓને હાથે નથી થઈ પણ પ્રાથમિક દશાના ખેડૂતને હાથે જ થઈ છે.

૧૧. અહીં એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે કે કૃષિવિદ્યાનો આરંભ શિકારીઓની સ્ત્રીઓ અને દીકરીઓએ ટોળીના કે કુટુંબના ગુજરાનમાં મદદગાર સાધન તરીકે કર્યો છે. એટલું જ નહિ પણ ચામડાંને સાફ કરવાં, તેને સાંધીને ઓઢવા તથા પહેરવા યોગ્ય બનાવવાં, ચામડાંની વાધરીઓ બનાવવી, આંતરડાંમાંથી તાંત તૈયાર કરવી તથા આગળ ઉપર ઝાડની રેસાવાળી છાલને ટીપી ટીપી તેનાં કપડાં બનાવવાં, પશુના વાળ તથા ઊનમાંથી કપડાં બનાવવાં, પશુઓની

માવજત કરવી, તેને દોહવાં, દુઝાણું ચલાવવું, ખોરાક રાંધવો, એ બધાં કામ સ્ત્રીઓ જ કરતી. ટૂંકમાં કહી શકાય કે જીવનને વધુ સગવડભરેલું બનાવનારા મોટા ભાગના ગૃહઉદ્યોગોની ખિલવણી સ્ત્રીઓએ જ કરી છે. પુરુષો તો શિકારની શોધમાં નીકળી પડતા, અને ગોપવૃત્તિની શરૂઆત થઈ ત્યારે પશુઓને ચારવા લઈ જતા, પશુઓને ચારવા માટેનું એક સ્થળનું બીડ ખલાસ થઈ જાય એટલે બીજા બીડની શોધમાં ફરતા તથા બીડના કબજા માટે કોઈ વાર લડાઈઓ પણ લડતા.

૧૨. આ રીતે માનવ ઇતિહાસનો બહુ લાંબો ગાળો તો તદ્દન સાદી અને પ્રાથમિક સ્વરૂપની અર્થપ્રવૃત્તિમાં જ ગયો છે. વિશેષ આર્થિક પ્રગતિ તો તદ્દન આધુનિક કાળમાં જ થઈ છે એમ કહેવાય. અત્યાર સુધીની અર્થ-વ્યવસ્થા સ્વયંસંપૂર્ણ અથવા સ્વાવલંબી સ્વરૂપની હતી. દરેક ટોળી અથવા કુટુંબ પોતાને જે જોઈએ તે પોતે જ પેદા કરી લેતું અને વાપરતું. ગોપવૃત્તિ અને કૃષિવૃત્તિના શરૂઆતના કાળમાં તો દરેક ટોળી અને કુટુંબ સંપૂર્ણ રીતે સ્વાવલંબી રહ્યાં છે. પરંતુ આગળ ઉપર ટોળીઓ અને કુટુંબોમાં ગુલામોને દાખલ કરેલા જોવામાં આવે છે. શરૂઆતમાં તો કુટુંબના માણસો સાથે જ ગુલામો પણ કામ કરતા અને ખાતાપીતા. આગળ ઉપર તેમાં ભેદ પડવા માંડ્યા. કુટુંબના માણસો ઓછું કામ કરે અથવા હળવાં હળવાં જ કામ કરે અને ગુલામો વધારે અને કઠણ પ્રકારનાં કામ કરે એવું થવા માંડ્યું. ખાવા પીવામાં પણ કાંઈક ભેદભાવ દાખલ થવા માંડ્યા. પણ આ અર્થવ્યવસ્થામાં એક વસ્તુ નક્કી હતી કે તમામ ઉત્પાદન અને ઉપભોગ ટોળી અથવા કુટુંબની અંદર સીમિત હતું.

૧૩. વખત જતાં, જે ટોળી અથવા કુટુંબને જે વસ્તુઓ પેદા કરવાની કુદરતી અથવા તો બીજી રીતે મેળવેલી વધારે સગવડો હોય તેની પાસે તે વસ્તુઓનો વધારો પડવા માંડ્યો, અને તેની બીજી ટોળી અથવા કુટુંબ સાથે આપલે કરવાની પ્રથા શરૂ થઈ. શરૂઆતમાં તો આવી આપલે એકબીજાને રાજી કરવા, તથા પરસ્પર સદ્ભાવ કેળવવા ભેટના રૂપમાં થવા માંડી. આગળ ઉપર એક ટોળી અથવા કુટુંબ બીજી ટોળી અથવા કુટુંબને કાંઈ આપે તો તે એની પાસેથી બદલામાં કાંઈ મેળવવાની આશા રાખવા માંડ્યું. જ્યાંસુધી આવી આપલેના પ્રસંગ થોડા ઊભા થતા અને દરેક ટોળી અથવા કુટુંબ પોતાને જોઈતી મોટા ભાગની વસ્તુઓ પોતે જ પેદા કરી લેતું ત્યાં સુધી આ અર્થવ્યવસ્થા ચાલુ રહી ગણાય. પરંતુ જ્યારથી આપલેના વ્યવહારો વધતા ગયા તથા ટોળીવ્યવસ્થા બિલકુલ નાબૂદ થઈ ગઈ અને કુટુંબો ગામ બાંધીને રહેવા લાગ્યાં ત્યારથી આ તદ્દન કુટુંબપર્યાપ્ત અર્થવ્યવસ્થાનો અંત આવ્યો ગણાય.

## વાણિજ્યવૃત્તિ

**૧૪.** દરેક કુટુંબ પોતાને જોઈતી સઘળી અથવા મોટા ભાગની વસ્તુઓ પોતે ઉત્પન્ન કરી લેતું બંધ થયું એટલે વાણિજ્યવૃત્તિની શરૂઆત થઈ કહેવાય. હવે, કુટુંબ પોતાની જરૂરિયાત કરતાં અમુક વસ્તુઓ વધારે ઉત્પન્ન કરવા લાગ્યું, અને એ વધારાની વસ્તુઓ બીજાઓને આપીને પોતાને જોઈતી બીજી વસ્તુઓ બીજાઓ પાસેથી તેણે લેવા માંડી. આ પ્રથાની શરૂઆતમાં આર્થિક ઘટક ટોળી અથવા કુટુંબ મટીને ગામ બને છે. ગામમાં મુખ્ય ધંધો તો ખેતી જ રહે છે, પણ તેની સાથે ખેતીને પોષક સુથારના, લુહારના, કુંભારના વગેરે જુદા જુદા ધંધા કરનારાં અલગ કુટુંબો હસ્તીમાં આવે છે, અને ગામ સ્વયંસંપૂર્ણ અર્થવ્યવસ્થાનું ઘટક બને છે. પણ દરેક ગામને પોતાને જોઈતી સઘળી જ વસ્તુઓ પેદા કરી લેવાની કુદરતી સગવડો ન હોય. દાખલા તરીકે કોઈ ગામમાં ઘઉં જ વધારે પકવી શકાય એમ હોય ત્યારે કોઈ ગામમાં ચોખા જ વધારે પકવી શકાય એમ હોય. એટલે ધીમે ધીમે એક ગામને બીજા ગામ સાથે આપલે કરવાના પ્રસંગો પણ ઊભા થતા જાય છે. આ જાતની આપલે કરવા માટે અમુક અમુક ગ્રામસમૂહો વચ્ચે મેળા, હાટ તથા બજારો મંડાવાની પ્રથા અમલમાં આવે છે. ઋતુના તથા ધાર્મિક તહેવારોને પ્રસંગે, ખાસ કરીને તીર્થોને સ્થળે મેળા ભરાય છે અને પોતપોતાને જોઈતી વસ્તુઓની આપલે ત્યાં થાય છે. આ આપલેના વ્યવહારો તહેવારોને પ્રસંગે તથા તીર્થનાં સ્થળોએ કરવામાં સ્પષ્ટ અથવા ગર્ભિત હેતુ એ જણાય છે કે પરસ્પર આપલે કરનારા બંને પક્ષ ધર્મનું — ન્યાય અને નીતિનું પાલન કરવાની ચીવટ રાખે, પવિત્ર દિવસે અને પવિત્ર સ્થળે આપલેનો આખો વહેવાર શુદ્ધ ભાવથી કરે, કોઈ એક બીજાને છેતરવાનો વિચાર ન કરે. આવા પ્રસંગો બહુ લાંબે ગાળે આવતા હોઈ આપલેની જરૂરિયાતો માટે ઓછા પડવા માંડે ત્યારે નજીકનાં તીર્થસ્થળે દર અઠવાડિયે એક વાર હાટ અથવા ગુજરી ભરવાનો રિવાજ શરૂ થાય છે. પછી આવાં સ્થળોએ કાયમનાં બજાર ઊભાં થાય છે અને બજાર ચલાવનારા વેપારીવર્ગની આસપાસ કારીગરોની અને બીજા લોકોની વસ્તી વધતાં ત્યાં નાનાં મોટાં શહેર ઊભાં થાય છે.

**૧૫.** શરૂઆતમાં સુથાર, લુહાર, વણકર વગેરે ધંધાદારી લોકો ખેડૂત ઉપર અવલંબિત રહેતા. કેટલાક તો ચોમાસામાં જાતે ખેતી પણ કરતા. દરેક ગામમાં આ ધંધાદારી વર્ગ વસવાયાને નામે ઓળખાતો અને જમીનના માલિક ખેડૂતો કરતાં ઓછો પ્રતિષ્ઠિત ગણાતો. ખેડૂતની જરૂરિયાતનાં બધાં કામો કરતાં વખત મળે તો જ તે બીજી વસ્તુઓ બનાવી શકતો અને એવી રીતે બનાવેલી વસ્તુઓ મેળામાં અથવા હાટમાં વેચવા જતો. પણ સ્થાયી

બજારવાળાં શહેરો ઊભાં થતાં આમાંનો જે કારીગરવર્ગ શહેરોમાં જઈને વસ્યો તે પ્રમાણમાં વધારે સ્વતંત્ર થયો અને બીજાઓ સાથે સમાનતાનો દરજ્જો ભોગવવાની અભિલાષા પણ તેનામાં જાગી. કારણ કાચો માલ પસંદ કરી તે ખરીદવાથી માંડીને તેમાંથી પોતાનાં બાંધેલાં ઘરાકો માટે અથવા તો બજાર માટે તૈયાર માલ બનાવીને વેચવા સુધીની બધી જ ક્રિયાઓ એ પોતે કરતો અને તેથી એ બધી રીતે સ્વતંત્ર હતો. પણ આવા કારીગર પાસે વધારે મૂડી ન હોય એટલે પોતાને જોઈતો તમામ કાચો માલ, એ માલ પેદા થવાની મોસમ વખતે તે ખરીદી રાખી શકતો નહિ. એટલે મોસમ વખતે મોટા જથામાં કાચો માલ ખરીદી રાખી જેમ જેમ જરૂર પડે તેમ તેમ કારીગરને તે પૂરો પાડનારો એક વેપારીવર્ગ ઊભો થયો. પછી તો આ વેપારીએ કારીગરનો તૈયાર માલ જેમ જેમ બનતો જાય તેમ તેમ ખરીદી લેવા માંડ્યો. એટલે કાચા માલની ખરીદ માટે તેમ જ તૈયાર માલના વેચાણ માટે કારીગરને વેપારી ઉપર આધાર રાખવાનું થયું. તેઓ ગામડાંમાં હતા ત્યારે જેમ ખેડૂતો ઉપર અવલંબિત હતા તેમ શહેરોમાં તેમનો મોટો ભાગ વેપારીઓ ઉપર અવલંબિત રહેવા લાગ્યો.

**૧૬.** આમ ક્રમે ક્રમે ખેતી ઉપરાંત બીજા ઉદ્યોગો હસ્તીમાં આવ્યા અને તે ઉદ્યોગની આવડતવાળા કારીગરોની બનાવેલી વસ્તુઓ કેવળ એટલા સ્થાનિક પ્રદેશમાં જ નહિ પણ દૂર દૂર લઈ જઈ વેચવાનું કામ વેપારીઓ કરવા લાગ્યા. પહેલાં જે કુટુંબ પાસે વિશાળ જમીન હોય અથવા બહુ ઢોર હોય તે જ કુટુંબ ધનવાન ગણાતું પણ હવે વેપાર કરી ધન કમાનારા શ્રીમંત વેપારીઓનો વર્ગ હસ્તીમાં આવ્યો. જોકે મોટા જમીનદારોના પ્રમાણમાં આ વેપારીવર્ગ બહુ નાનો હતો. અને દૂરના પ્રદેશમાં વેચવા માટે બનાવવાની વસ્તુઓ બનાવનાર કારીગરવર્ગ પણ નાનો હતો. મોટા ભાગના કારીગરો તો ગામડાંમાં તેમ જ શહેરમાં એ વસ્તુ વાપરનાર ઘરાકને માટે વર્દી મુજબ જ વસ્તુઓ તૈયાર કરનારા હતા.

**૧૭.** દુનિયાના બધા જ સુધરેલા દેશોમાં આ પરિસ્થિતિ હતી. તેમાં બહુ મોટું પરિવર્તન તો યુરોપના વહાણવટીઓએ અમેરિકાની શોધ કરી અને પૂર્વના દેશો સાથે વેપાર ચલાવવાના દરિયાઈ માર્ગો શોધી કાઢ્યા ત્યાર પછી જ થયું છે. પૂર્વના દેશો સાથે વેપાર કરવા માટે જે વેપારી કંપનીઓ ઊભી થઈ તેમને પોતપોતાના દેશની રાજ્યસત્તાએ પટ્ટા આપીને પોતાનો ટેકો આપ્યો. આ વેપારી કંપનીઓની પ્રવૃત્તિ શુદ્ધ વેપારને બદલે વિશેષે કરીને લૂંટના સ્વરૂપની હતી. અમેરિકામાંથી અઢળક સોનું તો કેવળ એકઠું કરવાને શ્રમે જ યુરોપમાં આવ્યું અને હિંદુસ્તાન તથા બીજા પૂર્વના દેશો સાથેના

વેપારમાંથી પણ યુરોપની પ્રજાઓએ — ખાસ કરીને ઇંગ્લંડે — અઢળક ધન ઉસરડયું. અત્યાર સુધી જે ઉદ્યોગો હાથકારીગરીથી ચાલતા અને જે ચલાવવામાં મનુષ્યબળ અથવા પશુબળનો જ ઉપયોગ કરવામાં આવતો તેમાં વરાળશક્તિનો ઉપયોગ કરવાની શોધ થઈ અને તે માટે મોટાં કારખાનાં ઊભાં કરવાની જરૂર પડી ત્યારે એ કારખાનાં ઊભાં કરવા માટે જોઈતી મૂડી અમેરિકામાંથી ખેંચી લાવેલા અને પૂર્વના દેશોમાંથી વેપારને નામે લૂંટી લાવેલા ધનમાંથી યુરોપની પ્રજાઓને — ખાસ કરીને ઇંગ્લંડને મળી રહી અને તેમાંથી આધુનિક ઔદ્યોગિક યુગનો આરંભ થયો.

## ઔદ્યોગિક વૃત્તિ

૧૮. આપણે ઉપર જોઈ ગયા તેમ શરૂઆતમાં તો મૂડીદાર વેપારીઓએ કાચા માલની ખરીદી કરી તેમાંથી તૈયાર માલ બનાવવા માટે કારીગરને એ પૂરો પાડવા માંડ્યો અને પછી તૈયાર થયેલો માલ કારીગર પાસેથી લઈને તે વેચવાનું કામ પણ તેણે કરવા માંડ્યું. આમ મૂડીદાર વેપારીનું કામ ઉત્પાદનની શરૂઆતમાં અને ઉત્પાદનને અંતે રહેતું. પણ ધીમે ધીમે એણે કારીગરોને કામ કરવા સારુ પોતાનાં મકાનોમાં બોલાવવા માંડ્યા. કારીગરો પોતપોતાનાં ઓજારો લઈને મૂડીદારને ત્યાં કામ કરવા જતા. પછી ઉત્પાદન માટે જેટલાં ઓજારો જોઈએ તે પણ મૂડીદારે પૂરા પાડવા માંડ્યાં. આ ઓજારોની જગ્યાએ ભૌતિક શક્તિથી ચાલતા સંચા ગોઠવાયા એટલે મૂડીદારનું મકાન જે નાના કારખાના જેવું હતું તેનું રૂપાંતર મોટી મિલમાં થયું. ઉત્પાદન માટે જરૂરી સાધનો — કાચો માલ, સંચા તથા ઓજારો, મકાનો — એ બધું જ મૂડીદારે વસાવ્યું. કારીગરો મિલના મજૂર બન્યા. હવે તેમને સીટી વાગ્યે હાથ હલાવતા કારખાનામાં જવાનું અને પોતાને સોંપેલું કામ કરી સીટી વાગ્યે ત્યાંથી હાથ હલાવતા બહાર નીકળવાનું એટલું રહ્યું. કાચો માલ ખરીદવાની તેમ જ તૈયાર થયેલો માલ વેચવાકારવવાની જવાબદારી મૂડીદાર ઉપર જ હતી એટલે મજૂરને તો કાચા માલ સાથે, સંચા કે ઓજાર સાથે, તૈયાર માલ સાથે કે તેના વેચાણ સાથે કશી જ નિસ્બત રહી નહિ. આમ કારીગર મજૂર બન્યો અને કેવળ પોતાની મજૂરીનો ધણી રહ્યો.

૧૯. મિલો જેમ મોટી થતી ગઈ તેમ આ મિલોને અંગે જરૂરી એવા જુદાં જુદાં કામકાજ કરનારા, કાચા માલની ખરીદ કરી મિલોને તે પૂરો પાડવાનું કામ કરનારા, સંચા પૂરા પાડનારા, તૈયાર થયેલો માલ મિલ પાસેથી ખરીદી લઈ નાના છૂટક વેપારીઓને તથા ઘરાકોને પહોંચાડનારા — એવા જુદા જુદા વર્ગો ઊભા થયા. આ બધા જ વર્ગો ઠીક ઠીક મૂડી ધરાવનારા હોય. પછી વળી મૂડીનું પ્રાબલ્ય જેમ વધવા માંડ્યું તેમ આ બધાં જ કામ

એક એક મૂડીદાર કંપની કરવા લાગી. આજે એવી પણ કંપનીઓ છે જે પોતાને જોઈતો તમામ જાતનો કાચો માલ ઉગાડવાથી માંડીને તૈયાર માલ છેક વ્યક્તિગત ઘરાકને પહોંચે ત્યાં સુધીની બધી જ ક્રિયાઓ પોતે જ કરે છે. તેઓ પોતાનાં જ ખેતરો, જંગલો અને ખાણો રાખે છે, પોતાની જ રેલ્વેઓ રાખે છે, પોતાની મિલો માટે જોઈતા સંચા પણ પોતે જ બનાવે છે અને પોતાની મિલોમાં તૈયાર થયેલો માલ વેચવા માટે દુકાનો પણ પોતાની રાખે છે. ફોર્ડ મોટર કંપની પોતાની જ લોઢાની અને કોલસાની ખાણો રાખે છે, પોતાને જોઈતું રબર પોતાનાં જ જંગલોમાં પેદા કરી લે છે, પોતાને જોઈતું ચામડું પોતાના જ કારખાનામાં તૈયાર કરે છે, પોતાને જોઈતા સંચા પોતે બનાવે છે, અને નાની નાની રેલ્વેઓ પણ પોતે રાખે છે. અમેરિકાનાં કેટલાંયે શહેરોમાં રોટી પૂરી પાડનારી એવી કંપનીઓ છે જે ઘઉં ઉગાડવાથી માંડીને તેના આટાની તૈયાર રોટી ઘરાકને ઘેર પૂરી પાડવા સુધીનું કામ કરે છે.

**૨૦.** આ પ્રથામાં સ્વાભાવિક રીતે જ ઉત્પાદન બહુ મોટા પાયા ઉપર થાય છે. બજારપીઠ અનુકૂળ હોય ત્યારે કાચો માલ મોટા જથામાં ખરીદી લેવામાં આવે છે અને સારો ભાવ ઊપજે ત્યારે વેચવા માટે તૈયાર થયેલો માલ મોટા જથામાં સંઘરી રાખવામાં આવે છે. મોટી મિલ બારે મહિના ચાલ્યાં જ કરે અને ઢગલાબંધ માલ પેદા થયાં જ કરે એટલે ઘણી વાર લોકોની માગણી કરતાં પણ વધારે માલ તૈયાર થઈ જાય છે. તે વેચાય તે સારુ નવી જરૂરિયાતો ઊભી કરવાનું પ્રચારકામ છાપાંમાં લેખો દ્વારા તથા લલચાવનારી જાહેરાતો દ્વારા ચાલે છે. ઘરાક વર્દી આપે ત્યાર પછી માલ તૈયાર કરવાની જૂના વખતની શાન્ત અને પરસ્પર મેળવાળી પ્રથાની જગ્યાએ ઉત્પાદન વધારવાની અને તૈયાર થયેલો માલ બને તેટલા ઊંચા ભાવે વેચવાની ધાંધલવાળી અને તીવ્ર હરીફાઈવાળી પ્રથા દુનિયાને ખૂણેખાંચરે પણ શરૂ થઈ ગઈ છે.

**૨૧.** મોટા ઉદ્યોગો માટે મોટા પ્રમાણમાં કાચો માલ ખરીદવાને માટે, કારખાનાંના મકાનો માટે, માલ પેદા કરવાના સંચાઓ માટે, મજૂરોને મજૂરી ચૂકવવા માટે તથા કારખાનાનો તૈયાર થયેલો માલ વેચાય ત્યાં સુધી સંઘરી રાખવા માટે પુષ્કળ નાણાંનું રોકાણ થાય છે. આ નાણાં પૂરાં પાડવાનું કામ શરાફો અને બૅન્કો કરે છે. જેમ ઉત્પાદન મોટા પાયા ઉપર થાય છે તેમ કારખાનાવાળાઓને મોટા પ્રમાણમાં નાણાંવાળાઓ ઉપર આધાર રાખવો પડે છે. એટલે કારખાનાં ચલાવનારા ઉદ્યોગપતિઓના જેવો બૅંકોનો વહીવટ કરનારા નાણાંપતિનો વર્ગ હસ્તીમાં આવે છે. મોટી મોટી મૂડીદારી કંપનીઓ તથા જંગી બૅન્કોના દુનિયાના જુદા જુદા દેશોમાં આર્થિક હિતસંબંધો સ્થાપિત થાય છે એટલે તેના રક્ષણ માટે વધુ વિશાળ અને વધુ બળવાન રાજદ્વારી સત્તાની

જરૂર પડે છે. પોતપોતાના દેશના ઉદ્યોગપતિઓ તથા નાણાંપતિઓના આર્થિક હિતસંબંધોની રક્ષા કરનારી આ રાજદ્વારી સત્તાઓમાં પણ અંદર અંદર તીવ્ર સ્પર્ધા ચાલે છે. અને તેમાંથી ભયંકર યુદ્ધો પેદા થાય છે.

**૨૨.** આપણે અગાઉ કહી ગયા છીએ કે સંપત્તિનું મૂળ ઉદ્‌ભવસ્થાન તો કુદરત — મુખ્યત્વે કરીને જમીન જ છે. છતાં આજે જે વસ્તુઓ આપણે વાપરીએ છીએ તેમાંના મોટા ભાગની વસ્તુઓની છેવટની બનાવટ અને કુદરત અથવા જમીન વચ્ચે ઘણું મોટું અંતર પડી ગયું છે. વળી આજે ખેતીમાં અથવા તો વેપારમાં પણ, એવડા મોટા ગંજાવર નફા મેળવી શકાતા નથી, જેટલા ઉદ્યોગમાંથી મેળવી શકાય છે. આપણા આર્થિક વિકાસના શરૂઆતના કાળમાં જેની પાસે વધારે જમીન હોય તે માણસ શ્રીમંત ગણાતો, બીજા યુગમાં શ્રીમંતાઈ વેપારીને ઘેર વસી અને આજે મોટા ઉદ્યોગપતિઓ જ લક્ષ્મીપતિઓ થઈ શકે છે, તેથી આ યુગને ઔદ્યોગિક યુગ કહેવામાં આવે છે. જે દેશો ઉદ્યોગમાં આગળપડતા છે તે બીજી બધી રીતે પણ આગળપડતા ગણાય છે અને દુનિયામાં સૌથી વધુ સત્તા પણ એ જ ભોગવે છે.

**૨૩.** આ પ્રકરણમાં આર્થિક જીવનને આપણે મૃગયાવૃત્તિ, ગોપવૃત્તિ, કૃષિવૃત્તિ, વાણિજ્યવૃત્તિ અને ઉદ્યોગવૃત્તિ એ ક્રમમાં — બહુ જ ચોક્કસ રીતે નહિ પણ સ્થૂલ રીતે એ ક્રમમાં — વિકાસ પામતું જોઈ ગયા. આપણું આર્થિક જીવન પ્રથમ પશુ ઉપર, પછી ખેતી ઉપર અને પછી ખનિજ ઉપર આધાર રાખતું વિકાસ પામ્યું છે એમ પણ કેટલાક અર્થશાસ્ત્રીઓ કહે છે. કેટલાક વળી વસ્તુવિનિમય ઉપર આધાર રાખતી અર્થવ્યવસ્થા, નાણાં ઉપર આધાર રાખતી અર્થવ્યવસ્થા અને આંટ ઉપર આધાર રાખતી અર્થવ્યવસ્થા એવા ત્રણ ક્રમ ગોઠવે છે. અત્યારની અર્થવ્યવસ્થાને આંટ ઉપર આધાર રાખતી એટલા માટે કહેવામાં આવે છે કે અત્યારે દેશદેશાવર વચ્ચે માલની જે મોટી આપલે થાય છે તેની કિંમત પેટે એક દેશમાંથી બીજા દેશમાં નાણાં વસ્તુતઃ મોકલવામાં આવતાં નથી પણ એક દેશમાંથી આવેલા માલની કિંમત પેટે બીજા દેશમાં મોકલવામાં આવેલા માલની કિંમતના હવાલા નંખાય છે. દેશદેશાવર વચ્ચે વેપાર કરનારી પેઢીઓનો પરસ્પર વિશ્વાસ હોય, તેઓ એકબીજાની આંટ કબૂલ રાખતા હોય તો જ આ જાતનો વહેવાર શક્ય બને. કેટલાક વળી સંપત્તિ ઉપર સામુદાયિક માલકીમાંથી રૂપાંતર થતે થતે ખાનગી માલકીવાળી અર્થવ્યવસ્થા અથવા રૂઢિ અને રીતરિવાજથી બંધાયેલી અર્થ-વ્યવસ્થામાંથી ખુલ્લી હરીફાઈવાળી અર્થવ્યવસ્થા એવા ક્રમ પણ સૂચવે છે. આ બધામાં કાંઈક કાંઈક તથ્ય તો છે જ. પણ આપણે જે ક્રમમાં આર્થિક જીવનના વિકાસને વર્ણવ્યો છે તે ક્રમ વિકાસના ઇતિહાસને વધુ સ્પષ્ટ કરે છે.

૨૪. અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે એક વૃત્તિમાંથી અથવા એક ક્રમમાંથી બીજી વૃત્તિના અથવા બીજા ક્રમની શરૂઆત થાય છે ત્યારે પહેલી વૃત્તિ તદ્દન નાબૂદ થઈ જાય છે એમ નથી બનતું. આજે પણ દુનિયાના લગભગ દરેક સુધરેલા ગણાતા દેશમાં આ પાંચે વૃત્તિઓ ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવે છે. આપણા દેશમાં તો છે જ. ઉદ્યોગવૃત્તિમાં વધુ ધન કમાઈ શકાય છે તે ઉપરથી અત્યારના અર્થશાસ્ત્રીઓ ભલે તેને મહત્ત્વ આપતા હોય પણ વાણિજ્ય અને ઉદ્યોગ વિના ઘડીભર જગત નભી શકે, પણ કૃષિવૃત્તિ અને ગોપવૃત્તિ વિના જગતનો નિર્વાહ ચાલી જ ન શકે. એટલે વાણિજ્ય અને ઉદ્યોગ, કૃષિ અને ગોપવૃત્તિને ભોગે નહિ પણ એને પોષક થાય એ રીતે પોતાની પ્રવૃત્તિને નિયંત્રિત કરે એ આવશ્યક છે.

## પ્રકરણ ૬ ઠ્ઠું

# અર્થોત્પાદનની પદ્ધતિઓનો વિકાસ

**૧.** હવે આપણી આર્થિક પ્રગતિને આપણે બીજા ક્રમમાં — અર્થોત્પાદનની પદ્ધતિઓના વિકાસના ક્રમમાં તપાસીશું.

### સ્વ-પર્યાપ્ત કુટુંબ

**૨.** ગયા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે આપણા આર્થિક જીવનની શરૂઆત આર્થિક બાબતમાં સંપૂર્ણ રીતે સ્વપર્યાપ્ત અને સ્વાવલંબી એવી ટોળીઓ અને આગળ ઉપર કુટુંબો દ્વારા થઈ. કુટુંબને જોઈતી તમામ વસ્તુઓનું ઉત્પાદન કુટુંબની અંદર જ, કુટુંબનાં માણસો દ્વારા જ અને કુટુંબને માટે જ થતું. કુટુંબનાં જ માણસો ઉત્પાદન કરતાં, અને કુટુંબનાં જ માણસો ઉપભોગ કરતાં. કુટુંબની દરેક વ્યક્તિ આખા કુટુંબ માટે કામ કરતી અને કુટુંબમાં જ ઉત્પન્ન થયેલી વસ્તુઓ કુટુંબની દરેક વ્યક્તિ વાપરતી. આગળ ઉપર જ્યારે ગુલામી પ્રથા શરૂ થઈ ત્યારે ઘરનાં કામો તથા વધારે મહેનતમજૂરીનાં કામો ગુલામો પાસે કરાવવામાં આવતાં. પણ ગુલામો કુટુંબનાં અંગ જ ગણાતા એટલે અર્થોત્પાદન સ્વાવલંબી કુટુંબમાં જ પર્યાપ્ત રહ્યું.

### સ્વ-પર્યાપ્ત ગામ

**૩.** પરંતુ કાળે કરીને કુટુંબોને લાગવા માંડ્યું કે પોતાને જોઈતી તમામ વસ્તુઓ પોતે જ પેદા કરી લે એમાં બહુ અગવડ અને મુશ્કેલી છે. કુટુંબની બહારના માણસો સાથેનો સહકાર અનિવાર્ય અને સગવડભરેલો જણાવા લાગ્યો. એટલે દરેક કુટુંબે પોતાને જે વસ્તુ પેદા કરવાની અથવા બનાવવાની અનુકૂળતા હતી તે વસ્તુઓ વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરવા માંડી અને એ વધારાની વસ્તુના બદલામાં કુટુંબની બહારનાં બીજાં માણસોની મદદ લેવા માંડી અથવા બીજાં કુટુંબોએ ઉત્પન્ન કરેલી વસ્તુઓ લેવા માંડી. એક કુટુંબનો બીજાં કુટુંબો સાથે સહકાર વધતાં અનેક કુટુંબો એક સાથે રહેવા લાગ્યાં અને તેમાંથી ગામ બંધાયાં. દરેક ગામમાં મોટા ભાગનાં કુટુંબો તો ખેડૂતોનાં જ હતાં પણ ખેતીની પેદાશ ઉપરાંતની જીવનને આવશ્યક બીજી વસ્તુઓ તથા ખેતીને માટે જરૂરી ઓજારો વગેરે પેદા કરવાના જુદા જુદા ધંધા કરનારાં કુટુંબો હવે હસ્તીમાં આવ્યાં. આમ ખેડૂત ઉપરાંત સુથાર, લુહાર, વણકર, મોચી, કુંભાર વગેરે ધંધા કરનારાં કુટુંબો દરેક ગામમાં આવશ્યક ગણાવા લાગ્યાં.

૪. ગામનાં ખેડૂતકુટુંબો ઘણે ભાગે એક બાપની પ્રજા હોય એમ બનતું. ગામની બધી જમીન એમની માલકીની ગણાતી. શરૂઆતમાં એ માલકી સામુદાયિક સ્વરૂપની હતી. કાળે કરીને દરેક કુટુંબની પોતપોતાની જમીન ઉપર અલગ અલગ માલકી સ્થાપિત થઈ.

## ગુલામી પ્રથા

૫. ઉપર આપણે ગુલામી પ્રથા શરૂ થયાનો ઉલ્લેખ કર્યો છે તેનો અહીં થોડો વિચાર કરી લઈશું. માણસજાત જેમ પોતાની હસ્તીના આરંભકાળથી એક બીજા સાથે હળીમળીને કામ કરતી આવી છે તેમ એક બીજા સાથે લડતી પણ આવી છે. ટોળીસમાજમાં ટોળીની અંદર અંદર તો સંપૂર્ણ સહકાર પ્રવર્તતો, પણ એક ટોળી બીજી ટોળી સાથે કેટલીક વાર સહકાર કરતી તો કેટલીક વાર લડતી પણ ખરી. પરાજિત પક્ષનાં માણસો જીવતાં પકડાય તો સ્ત્રીઓને ટોળીમાં પત્નીઓ તરીકે રાખી લેવામાં આવતી અને પુરુષોને મારી નાખવામાં આવતા. પુરુષોને મારી નાખવાની પાછળ ખ્યાલ એ રહેતો કે જો તેમને જીવતા રહેવા દેવામાં આવે તો ફરી વળી પોતાનું બળ સંગઠિત કરી તેઓ લડવા આવે અને ફરી લડાઈ થાય. માટે બીજી લડાઈનો અવકાશ રહેવા દેવો તેના કરતાં પરાજિતોને મારી નાખવામાં જ સલામતી રહેલી છે એમ મનાતું. તે જ પ્રમાણે સમાજનો ભયંકર ગુન્હો કરનારને અથવા કરપીણ કૃત્ય કરનારને ફરી એવો ગુન્હો કે એવું કૃત્ય થવાનો અવકાશ ન રહે એ હેતુથી, મારી નાખવામાં જ તે કાળના સમાજને ન્યાય લાગતો. પણ ન્યાય અને તેની સાથે દયાની ભાવના કાંઈક વિશેષ વિકાસ પામી એટલે પરાજિત અથવા ગુનેગારને જાનથી મારી નાખવાને બદલે તેને જીવતો રાખી બંધનમાં રાખવાની પ્રથા શરૂ થઈ. કેદી રાખેલા માણસને ખવડાવવું તો પડે જ એટલે તેની પાસેથી કામ લેવાનું શરૂ થયું. આ રીતે ગુલામી પ્રથાની શરૂઆત થઈ હોય એમ લાગે છે. ગુલામ પાસેથી કામ લેવા માટે તેના ઉપર સતત ધાક રાખવી પડે અને સતત દેખરેખ પણ રાખવી પડે અને એ રીતે એ પ્રથામાં આજે આપણને બળજબરી અને અન્યાય દેખાય છે પણ એ પ્રથાની શરૂઆત તો તે કાળની ન્યાય અને દયાની ભાવનાને અનુસરીને થઈ હશે. આ ગુલામો અર્થોત્પાદનના કામમાં એટલા બધા ઉપયોગી અને અનિવાર્ય જણાયા કે પ્લેટો, ઝેનોફોન અને ઍરિસ્ટોટલ જેવા ધર્મનીતિના પુરસ્કર્તા ફિલસૂફોએ પણ એ પ્રથાનો બચાવ કર્યો છે. ગુલામો વિના સમાજનું અર્થતંત્ર ચાલી શકે એમ તેઓ કલ્પી જ શકતા ન હતા. ગુલામો સાથે બહુ માણસાઈભર્યો અને દયાવાળો વર્તાવ થવો જોઈએ એવો આગ્રહ તેઓએ જરૂર કર્યો છે. પણ ગુલામી પ્રથા અન્યાયી છે એમ તેમણે કહ્યું નથી. પરાજિત કેદીઓ અને ગુનેગારો ઉપરાંત બીજી રીતે પણ

ગુલામો બનાવવામાં આવતા. પોતાનું દેવું નહિ ભરી શકનાર માણસ દેવા બદલ પોતાની જાત વેચી લેણદારનો ગુલામ બનતો અથવા બીજાને વેચાઈ તેનો ગુલામ બની લેણદારનું દેવું ચૂકવતો. આપણાં પુરાણોમાં હરિશ્ચંદ્ર રાજાએ પોતાની રાણી તથા કુંવર બ્રાહ્મણને વેચ્યાનો તથા પોતે જાતે ચાંડાળને ત્યાં વેચાયાનો દાખલો સુપ્રસિદ્ધ છે. આ ઉપરાંત ગુલામોની સંતતિ પણ ગુલામ જ ગણાતી. આમ સમાજમાં ગુલામોની સંખ્યા વધવા માંડી.

૬. આ ગુલામી પ્રથા દુનિયાના સૌ દેશોમાં ચાલેલી જોવામાં આવે છે. કોઈ દેશમાં લાંબો વખત ચાલી છે તો કોઈ દેશમાં ટૂંકો વખત ચાલી છે. કોઈ દેશમાં બહુ વ્યાપક અને કડક રૂપમાં તો કોઈ દેશમાં બહુ ઓછા પ્રમાણમાં અને નરમ રૂપમાં ચાલી છે. આપણાં ઇતિહાસપુરાણો જોતાં આપણા દેશમાં આ પ્રથા બહુ વ્યાપક રીતે પ્રચલિત હોય તેમ દેખાતું નથી. શહેરોમાં ઘરકામ માટે લોકો ગુલામો રાખતા હોય એમ જણાય છે, પણ ખેતી વગેરે અર્થોત્પાદનનાં કામો માટે આપણા લોકોએ ગુલામો ઉપર આધાર રાખ્યો હોય એમ દેખાતું નથી. ઇસ્લામમાં સમાનતાની ભાવનાને વધારે અમલી રૂપ આપવામાં આવ્યું છે. છતાં તેમનામાં પણ ગુલામી પ્રથા જોવામાં આવે છે. જોકે ગુલામ કાયમ પરાધીન રહે અને હલકો જ ગણાય એવું તેમણે કર્યું નથી. ગુલામને મુક્તિ આપવી એ મુસલમાનોમાં બહુ સ્તુત્ય કર્મ ગણાયું છે. શક્તિશાળી ગુલામો મુક્ત થઈને સુલતાનના અને બાદશાહના પદ સુધી પહોંચ્યાના દાખલા ઇસ્લામની તવારીખમાં છે. કુતુબુદ્દીન બાદશાહ ગુલામ હતો અને આખો ગુલામવંશ આપણા દેશમાં રાજ્ય કરી ગયો છે.

૭. આપણે પાછા ગુલામી પ્રથાની શરૂઆતના કાળ તરફ વળીએ. મૃગયાવૃત્તિ સમાજમાં જ્યાં દરેક માણસ દરરોજ મહેનત કરીને પોતાનું રોજનું ગુજરાન ચલાવતો ત્યારે ગુલામ રાખવામાં ખાસ કશો લાભ ન હતો. ગોપવૃત્તિ તથા કૃષિવૃત્તિમાં ઢોર તથા જમીન ઉપર ખાનગી માલકી રાખવાની પ્રથા શરૂ થઈ અને ગોપકુટુંબો પોતે સાચવી શકે તે કરતાં વધારે ઢોર રાખતાં થયાં તથા ખેડૂતકુટુંબો પાસે પોતે ખેડી શકે તે કરતાં વધારે જમીન આવી ત્યારે જ ગુલામ પાસેથી કામ લેવામાં આર્થિક લાભ જણાવા લાગ્યો. પણ ખેડવા લાયક બધી જમીનો ઉપર કબજા થઈ ગયા અને દરેક કુટુંબ પાસે મર્યાદિત જમીન રહી ત્યારે ગુલામની પાસે કામ કરાવવામાં બહુ આર્થિક લાભ ન રહ્યો અને બીજી અગવડો પણ દેખાવા માંડી. ગુલામ માંદો હોય અને કામ કરી શકે એમ ન હોય ત્યારે પણ તેને ખવડાવવું પડે. ગુલામનાં બૈરાંછોકરાંને પાળવાં પોષવાં પડે અને ગુલામ જો અકસ્માત્ મરી જાય તો પોતાની એક મિલકત નાશ પામ્યા જેવું થાય. વળી ગુલામ રાજીખુશીથી કામ કરનારો તો

હોય જ નહિ એટલે તે ધાર્યું કામ ન આપે, તેના કામમાંથી વધુ ઉત્પન્ન ન થાય અને તેના કામમાં કુશળતા પણ ન આવે. આમ માણસ ઉપર ગુલામીનાં બંધન લાદવામાં આર્થિક નુકસાન દેખાવા માંડ્યું. તેની સાથે બન્ને પક્ષે નીતિની હાનિ પણ થતી હતી. આ પ્રથાથી માલિક તેમ જ ગુલામ બન્નેની માણસાઈ હણાયાં કરતી હતી. ગુલામી પ્રથામાં રહેલા નૈતિક દોષો કેટલાક પ્રાચીન રોમન લેખકોએ સમાજ આગળ સબળ રીતે રજૂ કર્યા છે. આમ નૈતિક તેમ જ આર્થિક બન્ને કારણોએ સમાજના વધારે દીર્ઘદૃષ્ટિવાળા લોકોએ ગુલામો ઉપરનાં બંધન ધીમે ધીમે ઓછાં કરવા માંડ્યાં. આ મુક્ત થયેલા ગુલામોને એમના માલિકો પોતાને ફાવે ત્યાં રળી ખાવા છોડી દે તો ગુલામો બહુ કફોડી દશામાં આવી પડે અને ભૂખે મરી જાય એવો વિચાર માલિકોએ કદાચ કર્યો હશે. કારણ ગુલામો પાસે ઉત્પાદનનાં કશાં જ સાધનો હતાં નહિ.

## હાળી પ્રથા

૮. એટલે મુક્ત થયેલા ગુલામને કામ આપવાની જવાબદારી માલિકે ઉપાડી લીધી અથવા તેના ઉપર નાખવામાં આવી. અને એક નવી પ્રથા શરૂ થઈ. મુક્ત થયેલો ગુલામ મુકરર માલિકને ત્યાં જ કામ કરવા બંધાયેલો ગણાવા લાગ્યો. કામ કરાવનાર અને કરનારની વચ્ચે સ્થાયી ઘરાકીના રૂપનો સંબંધ બંધાયો. આ પ્રથાના મૂળમાં પણ, કેટલાક લેખકો કહે છે એમ માલિકોના કેવળ સ્વાર્થનું જ કારણ નહિ હોય, પણ તેમાં દયા અને ન્યાય પણ સમાયેલાં હોવાં જોઈએ. આપણી અત્યારની ન્યાય અને દયાની ભાવના મુજબ આ કથન આપણને કાંઈક વિચિત્ર લાગે. પણ ન્યાય અને દયાની ભાવનાઓનો પણ ઉત્તરોત્તર વિકાસ થયો છે, અને તેની વિગતોમાં વધારો થયે જ ગયો છે. એટલે આજને ધોરણે આપણે તે કાળનો ન્યાય તોળવા ન બેસી શકીએ.

૯. ગુલામ દિવસ અને રાત માલિકને આધીન અને માલિકના કુટુંબ સાથે જોડાયેલો રહેતો તેને બદલે હવે તે પોતાની અલગ ઝૂંપડીમાં પોતાના કુટુંબ સાથે રહેતો થયો. જ્યારે તે ગુલામ હતો ત્યારે માલિકની મરજી મુજબ જ તે લગ્ન કરી શકતો અને તેનાં સંતાનો પણ માલિકનાં ગુલામ ગણાતાં તેને બદલે હવે તેને પોતાની મરજી મુજબ લગ્નસંબંધો બાંધવાની છૂટ મળી. કામની બાબતમાં પણ માલિકનો સીધો ડારો તેમના ઉપર ન રહ્યો. પણ ગુજરાન મેળવવા માટે કામ કર્યા સિવાય છૂટકો ન હતો અને કામ ખેડૂતના કબજામાં હતું એટલે છૂટા થયા પછી પણ એ ખેડૂત ઉપર અવલંબિત તો રહ્યો જ.

૧૦. મુક્ત થયેલા ગુલામોમાંથી કેટલાક ખેતીની મજૂરી કરવા લાગ્યા અને કેટલાક જેમને સુથારી, લુહારી વગેરે ધંધા આવડતા તેમણે તે ધંધા કરવા

માંડયાં. હવે ગુલામને બદલે તેઓ દહાડિયા, હાળી, વસવાયા તથા વેઠિયા એવે નામે ઓળખાવા લાગ્યા. જેઓ ખેતીનું કામ કરતા તેમને મજૂરી કરવા બદલ ખેડૂતને ઘેર ખાવાનું, અનાજનું ભાથું અથવા કોઈક વાર રોકડ મજૂરી ગામના રિવાજ મુજબ બાંધ્યા પ્રમાણે મળતી. વસવાયાંને પણ પોતાના કામ બદલ વરસૂંદ તથા બીજો અવેજ ગામના રિવાજ મુજબ મળતો. આ લોકો ગુલામ મટી મજૂર બન્યા ખરા, પણ અત્યારની માફક જેનું કામ કરવું હોય તેનું કામ કરવાની તેમને છૂટ નહોતી. વળી ખેડૂતોને પણ જેની પાસે કામ કરાવવું હોય તેની પાસે કામ કરાવવાની છૂટ ન હતી. બંને વચ્ચે રિવાજ મુજબ બાંધેલી ઘરાકીનો સંબંધ હતો. હાળી કે વસવાયા પોતાના બાંધેલા ઘરાકોને છોડી બીજે કામ કરવા જઈ શકતા નહિ અને ખેડૂતો પણ પોતાના બાંધેલા હાળી કે વસવાયાને છોડી બીજાને કામે બોલાવી શકતા નહિ. વળી આ બધાં હાળી તથા વસવાયાં કુટુંબોને પોતાના ભરણપોષણ જોગું બરાબર મળી રહે છે કે નહિ તેની કાળજી રાખવાની નૈતિક જવાબદારી ખેડૂતકુટુંબોને માથે ગણાતી.

**૧૧.** ગુલામીનાં બંધન છૂટવાની આ આખી ક્રિયા નીચેના પાંચ ક્રમમાં થઈ હોય એમ જણાય છે:

૧. ગુલામ નાસી નહિ જાય એવો ભરોંસો પડવા માંડ્યો એટલે તેને હરવા ફરવાની છૂટછાટ મળી; ૨. પછી માલિકને ત્યાં કામ ન હોય તેવા નવરાશના વખતમાં બીજું કામ કરવાની છૂટ મળી અને તેમાંથી જે મળે તે ગુલામ પોતાની પાસે રાખી શકવા લાગ્યો; ૩. ગુલામ મટી તે હાળી કે વસવાયાની સ્થિતિમાં આવ્યો. લગ્નસંબંધમાં તે અત્યાર સુધી માલિકને આધીન હતો તેને બદલે પોતાની મરજી મુજબ લગ્ન કરવાની તેને છૂટ મળી અને પોતાનાં સંતાન ઉપર માલિકોનો કશો અધિકાર ન રહ્યો. વળી પોતાનાં કુટુંબ સાથે તે અલગ ઝૂંપડીમાં રહેવા લાગ્યો. આપણે અત્યાર સુધી જે વર્ણન કર્યું છે તેટલા કાળમાં ઉપરની ત્રણ છૂટો તેને મળી છે. બીજી બે છૂટો હવે પછીના ક્રમમાં મળે છે. ૪. હાળી કે વસવાયાની સ્થિતિમાં આવ્યા પછી પણ પોતાના બાંધેલા ઘરાકને ત્યાં જ અથવા તેને માટે કામ કરવું પડતું, પણ હવે અઠવાડિયે કે મહિને અમુક દિવસ ખેડૂત કે જમીનદારને ત્યાં વેઠે કામ કરવા જવું પડે તે સિવાય પોતાને જ્યાં કામ કરવા જવું હોય ત્યાં જઈ શકે એમ થયું. ૫. નક્કી કરેલી વિઘોટી ભાગના રૂપમાં અથવા તો રોકડ નાણાંના રૂપમાં ભરવાની શરતે બીજી બધી રીતે સ્વતંત્ર ખેડૂત તરીકે જમીન ખેડી ખાવાની છૂટ મળી.

**૧૨.** આ બધો કાળ અર્થોત્પાદનનું ઘટક એક એક અલગ ગામડું જ હતું. એટલે કે આખા ગામને જોઈતી તમામ વસ્તુઓ તે તે ગામમાં પેદા કરવામાં અથવા તૈયાર કરવામાં આવતી.

### કસબા અથવા શહેરો—કારીગર અને વેપારી

૧૩. દરેક ગામ સંપૂર્ણ સ્વાવલંબી બનીને બેસી રહે, એ અગવડભરેલું લાગવા માંડયું એટલે એક ગામની વધારાની પેદાશનો અદલોબદલો બીજા ગામની વધારાની પેદાશ સાથે થવા માંડયો. આ જાતના અદલાબદલા માટે શરૂઆતમાં નિયતકાલીન હાટો અને પછીથી કાયમી બજારો ઊભાં થયાં. આ બજારોની આસપાસ સ્વાભાવિક રીતે જ વેપારીઓ અને કારીગરોએ વસવાટ કરવા માંડયો એટલે ત્યાં કસબા અથવા શહેરો ઊભાં થયાં. ગામડાંમાં જે વણકર, સુથાર, લુહાર વગેરેનો ધંધાદારી વર્ગ હતો તેમાંનાં વધારે કુશળતાવાળાં અને સાહસી કુટુંબો શહેરમાં જઈને વસ્યાં. ગામડાંમાં તેઓ પોતપોતાના ધંધાને લગતાં સાદાં કામ જ કરી જાણતાં. પણ શહેરમાં જઈને તેમણે પોતાની કારીગરીને વિશેષ ખીલવી અને નવા નવા કસબ અને હુન્નર પણ શોધ્યા. ગામડામાં તેઓ વસવાયાંની પરાધીન સ્થિતિમાં હતાં ત્યાંથી શહેરમાં જઈ સ્વતંત્ર અને કાંઈક પ્રતિષ્ઠિત પણ થયાં. પોતાના કામ માટે જોઈતો કાચો માલ પોતે જ પસંદ કરીને ખરીદતાં, તેના ઉપર પોતે જ મહેનત કરી તેનો તૈયાર માલ બનાવતાં અને એ તૈયાર માલ પોતે જ વેચતાં. આમ તેઓ બધી રીતે સ્વતંત્ર હતાં. કેટલાંક શહેરોમાં તો જુદા જુદા ધંધાનાં આ કારીગર કુટુંબોએ પોતાના રક્ષણ માટે મહાજનો બાંધ્યાં. કેટલોક કાળ તો આ મહાજનો સારી પેઠે ખીલ્યાં અને ફૂલ્યાંફાલ્યાં. ધીમે ધીમે એ મહાજનો પોતપોતાના ધંધાના ઇજારદાર જેવાં બની ગયાં. જૂનાં કુટુંબોએ નવાં કારીગરકુટુંબોને પોતાનાં મહાજનોમાં દાખલ કરવાનું બંધ કર્યું. જે કુટુંબ મહાજનનું સભ્ય ન હોય તેની પ્રતિષ્ઠા સ્વાભાવિક રીતે ઓછી ગણાતી. મહાજનનાં સભ્ય હોય એવાં કુટુંબોએ પોતાનું ઉત્પાદન વધારવા માટે સભ્ય ન હોય તેવા કારીગરોને પોતાને ત્યાં કામે બોલાવવા માંડયા અથવા તેમને ઊધડ કામ સોંપવા માંડયું, અને એ કારીગરોની મહેનતમાંથી લાભ ઉઠાવવા માંડયો. આવાં કુટુંબો સ્વાભાવિક રીતે જ વિશેષ ધનવાન થયાં. તેઓએ જાતે કામ કરવાનું ધીમેધીમે છોડવા માંડયું અને બીજા કારીગરોના કામ ઉપર દેખરેખ રાખવાનું તથા કાચો માલ મોટા પ્રમાણમાં ખરીદી રાખી તેમાંથી કારીગરો પાસે તૈયાર માલ બનાવરાવી વેચવાનું કામ કરવા માંડયું. આમ કેટલાક કારીગરો વેપારીવર્ગમાં ભળી ગયા. મોટા ભાગના કારીગરો કાચો માલ મેળવવા માટે તથા પોતે તૈયાર કરેલો માલ વેચવા માટે વેપારીઓ ઉપર આધાર રાખતા થઈ ગયા. આમ દેખરેખ રાખનારો તથા ખરીદવેચાણ કરનારો વેપારીવર્ગ અને કેવળ કારીગરીનું કામ કરનારો કારીગરવર્ગ એમ બે વર્ગ જુદા પડ્યા.

## ઠકરાત પદ્ધતિ

૧૪. ગામડાં સ્વપર્યાપ્ત અને સ્વાવલંબી મટવા માંડ્યાં અને વેપારીવર્ગ વિશેષ બળવાન થયો તેના વચગાળાના ઇતિહાસમાં એવો કાળ આવે છે જ્યારે ગોપજીવન ગાળતી ભટકતી જાતિઓનું, કૃષિજીવન ગાળતી અને સ્થિર વસવાટ કરીને રહેલી જાતિઓ ઉપર આક્રમણ શરૂ થાય છે. કૃષિજીવન ગાળનારી પ્રજાઓએ આર્થિક પ્રગતિ વિશેષ સાધી હતી અને સંસ્કૃતિનાં બીજાં અંગો પણ વિશેષ ખીલવ્યાં હતાં પણ તેની સાથે તેઓ શરીરબળમાં અને ખડતલ-પણામાં નરમ પડવા માંડી હતી. ગોપજીવન ગાળનારી પ્રજાઓ લડાયક જુસ્સામાં, લડાયક કળામાં અને સંગઠિત આક્રમણ કરવામાં તેમના ઉપર સરસાઈ ભોગવતી હતી. રોમન સામ્રાજ્ય ઉપરના ગૉથ, હૂણ વગેરે જાતિઓના, હિંદુસ્તાન ઉપર શક, હૂણ વગેરે જાતિઓના અને ચીન ઉપર મોન્ગોલ જાતિઓના હુમલા આનાં દૃષ્ટાંત છે.

૧૫. આ વિજેતાઓ આખા જિતેલા પ્રદેશ ઉપર પોતાનો માલકી હક સ્થાપિત કરી તેમાં આવેલાં ગામ પોતાના મળતિયા સરદારો અથવા ઠાકોરોને વહેંચી આપતા. ગામની જમીન ઉપર માલકી ભોગવતાં ગામનાં જૂનાં ખેડૂતકુટુંબોને બદલે પેલા ઠાકોરો ગામના માલિક થઈ પડ્યા અને ખેડૂતકુટુંબોની સ્વતંત્રતા નષ્ટ થઈ. જે સંબંધ ખેડૂતકુટુંબોએ પોતાના હાળી તથા વસવાયાં સાથે બાંધ્યો હતો તે સંબંધ આ ઠાકોરોએ પેલા ખેડૂતકુટુંબો તથા ગામના વસવાયા–કારીગરો સાથે બાંધ્યો. ખેડૂતોને જમીન ખેડવા દેવાના બદલામાં તેમની પાસેથી પાકનો અમુક ભાગ લેવા ઉપરાંત પોતાને ત્યાં અઠવાડિયાના અમુક દિવસ વેઠ કરાવવાની તથા બીજા લાગાઓ નાખવાની પ્રથા એમણે ચલાવી. વસવાયા — કારીગરો પાસેથી પણ દર વરસે અમુક તૈયાર વસ્તુઓ લેવા ઉપરાંત અઠવાડિયાના અમુક દિવસ વેઠ લેવા માંડી. આવા ઠાકોર અથવા જમીનદારના બંધન નીચેના ખેડૂતોને તથા વસવાયાને અંગ્રેજીમાં 'સર્ફ' કહેવામાં આવે છે. આપણે 'સર્ફ'ને માટે કિસાન શબ્દ વાપરીશું. પેલા જમીનદાર સરદારને આપણે ઠાકોર એ નામ આપીએ તો આ પદ્ધતિને 'ઠકરાત પદ્ધતિ' કહી શકાય. (અંગ્રેજીમાં એને 'ફ્યૂડલ સિસ્ટમ' કહે છે.) આ ઠકરાત પદ્ધતિ દુનિયાના દરેક દેશોમાં ઓછાવત્તા પ્રમાણમાં ચાલી છે. રોમન સામ્રાજ્યના અંત પછીથી તે સોળમા સૈકા સુધી આ પદ્ધતિ આખા યુરોપમાં બહુ વ્યાપક સ્વરૂપમાં જોવામાં આવે છે. આપણા દેશમાં પણ ઇસ્વીના છઠ્ઠા સૈકા પછી આ પદ્ધતિ અમલમાં આવેલી જણાય છે અને આજે પણ દેશી રાજ્યોના રૂપમાં હસ્તી ધરાવે છે. બધે જ એ પદ્ધતિનાં લક્ષણો લગભગ એક સરખાં જોવામાં આવે છે.

૧૬. પોતાની સત્તા નીચેના ગ્રામપ્રદેશની વચમાં કોઈ પહાડી અથવા બીજી રીતે સુરક્ષિત સ્થળ પસંદ કરી ત્યાં કિલ્લો બાંધી ઠાકોર રહે છે. પોતાની રૈયતનું ચોરલૂંટારા તથા બીજા ઠાકોરોના આક્રમણથી રક્ષણ કરવું અને દુઃખી તથા પીડિતની વહારે ધાવું, શરણે આવેલાનું કોઈ પણ ભોગે રક્ષણ કરવું એ તેમનું બિરુદ ગણાય છે. મૂળે તો આ ઠાકોરો આક્રમણકારીઓ હતા પણ તેઓ પોતાના તાબાની રૈયતનું રક્ષણ કરવાની જવાબદારી માથે લે છે એટલે તેમનામાં ધીમે ધીમે ક્ષાત્ર ગુણો ખીલે છે. વળી સમાજને ઉપયોગી કામો કરવા તરફ પણ તેમનું મન વળે છે. આપણા દેશમાં આ ઠાકોરોએ નહેરો, તળાવો વગેરે મોટાં મોટાં લોકોપયોગી કામો ઘણાં કરાવ્યાં છે. પણ એક બીજાને નમાવી મોટા ગણાવાની સ્પર્ધા અને એક બીજા સાથેનાં પેઢીગત વેરઝેર એ એમના વિનાશનું કારણ બન્યાં છે. ચાલુ લડાઈઓને લીધે તેઓ પૈસેટકે ખુવાર થતા ત્યારે શ્રીમંત વેપારીઓને કનડીને તથા લૂંટીને તેમની પાસેથી પૈસા પડાવતા. વેપારીઓએ મહાજનો બાંધી અને કેટલાંક શહેરોમાં તો એ મહાજનોએ લશ્કરી સત્તા પણ જમાવી આ ઠાકોરો સામે માથું ઊંચક્યું છે. યુરોપમાં 'ક્રૂઝેડ' (ખ્રિસ્તીઓનાં યાત્રાનાં પ્રાચીન સ્થળો મુસલમાનોને કબજે હતાં તેમના કબજામાંથી છોડાવવા ખ્રિસ્તીઓએ મુસલમાનો સામે પોકારેલી ધાર્મિક જેહાદ) નાં યુદ્ધો વખતે ઘણા ઠાકોરો પોતાની જમીન-જાગીર વેપારીઓને વેચીને લડવા ગયેલા. ક્રૂઝેડની લડાઈઓમાં ઘણા ઠાકોરો પાયમાલ થઈ ગયા અને પરિણામે વેપારીવર્ગનું જોર વધ્યું.

## યંત્ર-ઉદ્યોગોનો આરંભ

૧૭. વેપારીઓ શી રીતે મોટા મૂડીદાર અને સત્તાવાળા બન્યા, યુરોપના વહાણવટીઓએ અમેરિકા ખંડ શોધી કાઢ્યો તથા પૂર્વના દેશોમાં પહોંચવાના દરિયાઈ માર્ગો શોધી કાઢ્યા, રાજ્ય તરફના પટાવાળી મોટી વેપારી કંપનીઓ હસ્તીમાં આવી અને યુરોપમાં અમેરિકા તેમ જ પૂર્વના દેશોમાંથી અઢળક ધન આવવા માંડ્યું, ભૌતિક શક્તિની અને તે વડે યંત્રો ચલાવવાની શોધ થયા પછી એ ધનસંચય મોટાં કારખાનાં ઊભાં કરવામાં મૂડી તરીકે કામ આવ્યો એ બધું ગયા પ્રકરણમાં કહેવાઈ ગયું.

૧૮. હવે હાથ ઉદ્યોગનું સ્થાન યંત્ર-ઉદ્યોગો લે છે. આ પદ્ધતિમાં કારીગરની સ્વતંત્રતા પૂરેપૂરી હરાઈ ગઈ એ આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છીએ. કાચો માલ વેપારી પાસેથી લઈ પોતાને ઘેર જ બેસી એને તૈયાર માલ બનાવી આપનારા કારીગરો તો ગયા જ પણ તેની સાથે પોતાનાં ઓજારો લઈને વેપારીને ત્યાં કારીગરીનું કામ કરવા જનારા કારીગરો પણ અદશ્ય

થયા. સંચા એટલા કીમતી હોય કે કોઈ કારીગર પોતાના પદરથી એ વસાવી ન શકે. વળી તે ચલાવવા માટે જોઈતી ભૌતિક શક્તિ પણ તે મેળવી ન શકે. સંચા ભૌતિક શક્તિથી ચલાવવાના હોઈ બધાં કારખાનાં એક સ્થળે કેન્દ્રિત થવા માંડ્યાં અને કારખાનાંમાં કામ કરનારા મજૂરોને પોતાનાં ઘરબાર છોડી આવાં કારખાનાં પાસે રહેવા જવું પડ્યું. ગામડાંમાં જેમને ખેતીમાં પૂરતું કામ નહોતું મળી શકતું તેઓ પણ કારખાનાંમાં કામ કરવા જવા લાગ્યા. કારીગર જ્યારે પૂરેપૂરો વેપારી–મૂડીદાર ઉપર અવલંબિત બની ગયો હતો ત્યારે પણ તેનું સ્વતંત્ર ઘર તો રહ્યું જ હતું પણ હવે તો કારખાનાંને લીધે નવાં શહેરો ઊભાં થયાં અથવા જૂનાં વિસ્તાર પામ્યાં ત્યાં એને હવા અજવાળાની, પાણીની તથા બાજરૂ વગેરેની કોઈ જાતની સગવડ વિનાનાં, ઘર નહિ પણ ઘોલકાં જેવાં રહેઠાણમાં ભાડે રહેવાનું થયું. કારખાનાંમાં ગજા ઉપરાંત કામ કરવાનું અને કોઈ પણ જાતની સગવડ વિના ગંદકીમાં ગીચોગીચ રહેવાનું એવી યંત્ર-ઉદ્યોગના આરંભકાળમાં મજૂરની દશા હતી. તે વખતના પ્રમાણમાં આજના મજૂરોની સ્થિતિ ઘણી સારી ગણાય, ત્યારે બેકારીનો કાયમી ભય અને ઘણી વખત પ્રત્યક્ષ બેકારી એ મજૂરોનું આજે મોટામાં મોટું દુઃખ છે.

### મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓ

૧૯. આ પદ્ધતિનો વિશેષ વિકાસ એક બહુ મોટા ફેરફારને લીધે થયો એ નોંધવા જેવું છે. વેપાર જ્યારે મોટા પાયા ઉપર ચાલવા લાગ્યો અને તેમાં મોટી મૂડી રોકાવા લાગી, ત્યારે એક જ કુટુંબને એ ચલાવવાનું ગજા ઉપરવટ થઈ પડ્યું. એટલે બે ચાર અથવા તેથી પણ વધારે કુટુંબો ભાગીદારીમાં જોડાઈ મોટી મોટી વેપારી પેઢીઓ ચલાવવા લાગ્યાં. આ પેઢીઓ દૂર દૂરના દેશો સાથે વેપાર ખેડતી. વેપાર ઉપરાંત આવી મોટી પેઢીઓ શરાફીનું કામ પણ કરતી, વેપારને અંગે ઊભી થતી નાણાંની લેવડદેવડ આવી શરાફી પેઢીઓ મારફત થતી. એક દેશની નામાંકિત પેઢી પોતાની આંટ ઉપર બહુ દૂરના બીજા દેશની નામાંકિત પેઢી ઉપર હૂંડીઓ લખતી અને તે પરસ્પર સ્વીકારાતી.

૨૦. છતાં આ પદ્ધતિમાં એક ન્યૂનતા રહેતી. પેઢીના દરેક ભાગીદારની કુલ મિલકત આખી પેઢીના કુલ દેવા માટે જવાબદાર ગણાતી. તેને લીધે પેઢીનું કામ બહુ મોટા પાયા ઉપર વિકસાવતાં દરેક ભાગીદારને સંકોચ રહ્યાં કરતો. ઓગણીસમી સદીમાં મર્યાદિત જવાબદારીવાળી પેઢીઓ — લિમિટેડ કંપનીઓ — સ્થાપવાની કાયદામાં વ્યવસ્થા થઈ ત્યારથી ઘણા ભાગીદારોની નાની નાની રકમો એકત્રિત કરી તે વડે વેપારઉદ્યોગ ચલાવવાની મોટી સગવડ થઈ. લિમિટેડ કંપનીમાં જેટલા ભાગીદાર થાય તેઓ, પોતે જેટલી

રકમનો ભાગ રાખ્યો હોય તેટલી રકમ પૂરતા જ કંપનીના દેવા અથવા નુકસાન માટે જવાબદાર ગણાય. દાખલા તરીકે એક લાખ રૂપિયાની કંપનીમાં કોઈ વ્યક્તિએ એક હજાર રૂપિયાનો ભાગ (શૅર) રાખ્યો હોય તો એ કંપનીના દેવા અથવા નુકસાન માટે પેલી વ્યક્તિ તેના એક હજાર રૂપિયા પૂરતી જ જવાબદાર ગણાય. કંપનીને ગમે તેટલું નુકસાન ગયું હોય તો પણ પેલા હજાર રૂપિયા ઉપરાંત તેની બાકીની મિલકત ઉપર કંપનીના લેણદારનો કશો હકદાવો ચાલે નહિ. કાયદાની આ સગવડને લીધે ગમે તેવડી મોટી કંપની હોય તેમાં પણ ભાગીદાર થવાની માણસને હિંમત આવી અને ઘણા લોકોની નાની નાની મૂડીઓ એકત્રિત કરીને તે વડે બહુ મોટી મૂડી ઊભી કરી મોટા ઉદ્યોગો ચલાવવાની ભારે સગવડ થઈ.

### યોજક

**૨૧.** અત્યાર સુધીની પ્રથામાં કારીગર અથવા મજૂર અને મૂડીદાર વેપારી અથવા મૂડીદાર ઉદ્યોગપતિ એ બે વર્ગ હતા. હવે એક ત્રીજો વર્ગ ઊભો થયો. અત્યાર સુધી એવું બનતું કે વેપારઉદ્યોગ ચલાવવા માટે જે આવડત, ચાતુર્ય, દૂરંદેશી, સાહસ અને વ્યવસ્થાશક્તિ જોઈએ, તે કોઈ માણસમાં હોય તો પણ જો તેની પાસે મોટી મૂડી ન હોય તો તે મોટો વેપાર કે ઉદ્યોગ ચલાવી શકતો નહિ. પણ હવે તો પોતાની પાસે બહુ મોટી મૂડી ન હોય છતાં ઉપર જણાવ્યા તે બધા ગુણો હોય તો ઘણા નાના ભાગીદારોની મૂડી એકત્રિત કરી તે મોટી વેપારી કે ઉદ્યોગની કંપની ઊભી કરી તે ચલાવી શકે. આ ત્રીજા વર્ગને આપણે યોજક એ નામ આપીશું. આ યોજક આખી કંપનીનો કર્તાહર્તા અને લગભગ માલિક હોય તેમ વર્તે છે, જો કે કાયદા મુજબ તે પોતાના વહિવટ માટે કંપનીના ભાગીદારોને જવાબદાર ગણાય છે. પણ અત્યારના કહેવાતા લોકતંત્રમાં રાજકાજની બાબતમાં મતદારનો જેટલો નામનો જ હિસ્સો હોય છે અને જેટલી નામની જ અસર રાજકાજ ઉપર તે પાડી શકે છે તેટલો નામનો હિસ્સો અને તેટલી નામની અસર પોતાના ભાગના પ્રમાણમાં દરેક ભાગીદાર કંપનીના કામકાજમાં પાડી શકે છે.

**૨૨.** પહેલાંની ભાગીદારી પેઢીઓમાં દરેક ભાગીદારની અમર્યાદિત જવાબદારી ઉપરાંત એવું હતું કે કોઈ ભાગીદાર મરી જાય અથવા બદલાય તો એ પેઢી બંધ થાય પણ આ નવી મર્યાદિત જવાબદારીવાળી અથવા લિમિટેડ કંપનીઓમાં તો ભાગીદાર પોતાનો ભાગ (શૅર) બીજા કોઈને પણ વેચી શકે, બક્ષિસ આપી શકે અને મરણ બાદ તેનો ભાગ તેના વારસને મળી શકે અથવા વસિયતનામું કરીને જેને આપવો હોય તેને આપી શકે. આ બધી અનુકૂળતાઓને લઈને સારી કંપનીઓમાં ભાગીદાર થવા ઘણા લોકો

તૈયાર થાય છે, અને ભાગીદારોની ગમે તેટલી ફેરફારી થાય તો પણ કંપનીઓ સ્થિરતાથી કામ કરી શકે છે. લોકોમાં પણ આવી લિમિટેડ કંપનીઓની આંટ સારી રહે છે કારણ તેના હિસાબકિતાબ તથા બીજા વહીવટ ઉપર સરકારનો અંકુશ રહે છે.

૨૩. આ બધું છતાં મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓની એક ત્રુટી અહીં નોંધવી જ જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે 'કાયદાથી સ્થાપિત સંસ્થાને આત્મા નથી હોતો.' વેપારી અથવા શરાફ પોતાની આબરૂ, આંટ કે વચન માટે ખુવાર થવા પણ તૈયાર થઈ જાય, પરંતુ આવી કંપનીઓ પાસેથી તેવી આશા રહેતી નથી. જે વેપારી પોતાના વૈયક્તિક વ્યવહારમાં જેટલી નેકદિલી સાચવવાની કાળજી રાખે છે તેટલી કાળજી એ જ વેપારી કોઈ લિમિટેડ કંપનીનો એજન્ટ અથવા ડાયરેક્ટર બને ત્યારે કંપનીના વ્યવહાર માટે રાખવાની દરકાર નથી રાખતો. ઘણીયે કંપનીઓના ડાયરેક્ટરો તો પૂરી હકીકત પણ જાણતા નથી હોતા. તેવા પાસેથી નાના નાના ભાગીદારો (શૅર હોલ્ડરો)નું હિત સાચવવાની આશા પણ શી રખાય? જૂના વખતમાં જમીનદારો પોતાના ખેડૂતોને તથા વસવાયાંને તેમ જ વેપારીઓ પોતાના કારીગરોને અમુક રીતે ચૂસતા એની ના નથી, છતાં તેઓ એકબીજાના સીધા સંપર્કમાં રહેતા હોઈ તેમની વચ્ચે એક પ્રકારનો અંગત સંબંધ, માનવતાનો સંબંધ રહેતો. જમીનદારો અને વેપારીઓ પોતાના ખેડૂતો, વસવાયાં કે કારીગરોના સુખદુઃખમાં ભાગ લેતા અને તેમની અડીઓપટી સાચવતા. પણ અત્યારની મર્યાદિત જવાબદારીવાળી મોટી મિલો અને કંપનીઓમાં તે તે કંપનીના ભાગીદારોનો તો તેના કામદારો અથવા મજૂરો સાથે કશો જ સંબંધ નથી હોતો, એટલું જ નહિ પણ પેલા યોજક જે સાધારણ રીતે મિલમાલિક કહેવાય છે તેઓ પણ પોતાના હજારો કામદારો અથવા મજૂરોને ઓળખે અથવા તેમના અંગત સંબંધમાં આવે એમ બનતું નથી. માલિકની એટલું જ જાણવાની અને એટલી જ કાળજી રાખવાની ફરજ ગણાય છે કે પોતાની કંપનીમાં કામ કરતા બધા મજૂરો બરાબર કામ કરે છે કે નહિ અને તેમને, તેમની ઠરાવેલી મજૂરી ચૂકવાય છે કે નહિ. આ ઉપરાંત તેઓ ક્યાં રહે છે, શું ખાય છે પીએ છે, તેમનાં બાળબચ્ચાંનું શું થાય છે, તેઓ કેવું જીવન ગાળે છે, માંદે સાજે શી રીતે ગુજારો ચલાવે છે — એ બધું જોવાનું અંગત સંબંધમાં જ શક્ય હોય છે — તે જાણવાની કે તેમાં મદદ કરવાની માલિકની ફરજ ગણાતી નથી. જો કે આવી કેટલીક ફરજો હવે કાયદાથી માલિકો ઉપર નખાવા લાગી છે.

૨૪. ગયા પ્રકરણમાં આર્થિક જીવનના વિકાસમાં આપણે જોયું કે બીજી વૃત્તિ અમલમાં આવી એટલે પહેલી વૃત્તિ સદંતર નાશ પામી એવું બન્યું નથી. તેવી જ રીતે અર્થોત્પાદનની પદ્ધતિઓમાં એક પદ્ધતિ અમલમાં આવી એટલે તેની પહેલાંની પદ્ધતિ સાવ નાબૂદ થઈ ગઈ એમ બન્યું નથી. દુનિયાના દરેક દેશમાં યંત્ર-ઉદ્યોગો શરૂ થઈ ગયા હોવા છતાં, અને શહેરો સંખ્યા તેમ જ કદમાં વધવા માંડ્યાં છતાં, ગામડાં બિલકુલ નાબૂદ થયાં નથી અને ત્યાં અર્થોત્પાદનની જૂની પદ્ધતિઓ ચાલુ પણ છે. ઇંગ્લંડ જેવા યંત્રઉદ્યોગમાં વિશેષ આગળ વધેલા અને બહુ નાના વિસ્તારવાળા દેશમાં ગામડાં બહુ જૂજ રહેવા પામ્યાં છે પણ આપણો દેશ તો થોડાંક શહેરો બાદ કરતાં ગામડાંનો જ દેશ છે. વળી આપણા દેશનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી અને વસ્તી બહુ વિશાળ હોવાથી બધા જ ઉદ્યોગોને યંત્રમય કરી નાખવાનું આપણને અનુકૂળ આવે એમ નથી. એટલે આપણે ત્યાં તો ગામડાં રહેવાનાં જ અને ગ્રામઉદ્યોગો પણ રહેવાના. અલબત્ત એ જૂની પદ્ધતિઓમાં શક્ય તેટલા સુધારા કરી, તેને આ જમાનાને અનુકૂળ બનાવવી પડશે. વળી તેમાં પેસી ગયેલી ખામીઓ તથા અન્યાય, શોષણ અને જુલમનાં તત્ત્વોને પણ નાબૂદ કરી નાખવાં પડશે.

### અત્યારની અર્થરચનામાં રહેલું શોષણ

૨૫. ઉપર જણાવેલી જુદી જુદી અર્થોત્પાદનની પદ્ધતિઓમાં કેવળ મહેનતમજૂરી કરનારા વર્ગને નજરમાં રાખી આ વિકાસક્રમની સમાલોચના કરનારા કેટલાક લેખકો તેના ત્રણ ક્રમ નીચે પ્રમાણે ગણાવે છે :

૧. જાતગુલામી; ૨. હાળી-ગુલામી તથા વસવાયાં ગુલામી (અંગ્રેજીમાં જેમને 'સર્ફ' કહેવામાં આવે છે); અને ૩. નાણાં-ગુલામી. પહેલી બે પદ્ધતિને ગુલામી શા માટે કહી છે એ સ્પષ્ટ છે. આ છેલ્લી પદ્ધતિમાં ખેડવા માટે જમીન મેળવવા માટે સરકારને તથા જમીનદારને રોકડ વિઘોટી અથવા સાંથ આપવાને બંધાયેલા તથા શાહુકારોના દેવામાં સપડાયેલા ખેડૂતો, વેપારીના પંજામાં સપડાયેલા કારીગરો, મિલમજૂરો તથા રોકડ મજૂરી લઈ કામ કરનારા તમામ મજૂરો ગુલામી જેવી દશા ભોગવે છે. આ ત્રણે જાતની મજૂરી કરનારાને ગુલામની કોટિમાં એટલા માટે મૂક્યા છે કે પોતાના ગુજરાન માટે કામ મેળવવા સારુ તેઓને માલિકવર્ગ ઉપર આધાર રાખવો પડે છે, એ માલિકવર્ગ પોતાને લાભ થાય એવી શરતે જ તેમને કામ આપે છે અને મજૂરોની મહેનતના ફળનો મોટો ભાગ ઉડાવી જાય છે. જાતગુલામીમાં બળજબરી પ્રત્યક્ષ હોય છે. હાળી-ગુલામીમાં એ બળજબરી રીતરિવાજ અને રૂઢિનાં બંધનનું સ્વરૂપ લે છે અને તે મારફત ખેડૂત તથા વસવાયા ઉપર દબાણ લાવવામાં આવે છે. આ છેલ્લી નાણાં-ગુલામીમાં સીધું દબાણ કશું નથી હોતું, પણ તેનાં બંધન વધારે વ્યાપક, વધારે

સખ્ત અને વધારે જુલમી છે. પોતાની જમીનનો માલિક ગણાતો એવો ખેડૂત પણ આ નાણાં-ગુલામીમાં સપડાયો છે. ખેડૂતને ત્યાં અનાજ પાકે છે, નાણાં નથી પાકતાં. નાણાં તો સરકાર પાડે છે અને તે સરકારની પાસે તથા મોટા મૂડીદારો અને શાહુકારો પાસે હોય છે. પણ ખેડૂતોને પોતાના બધા કરવેરા નાણાંમાં આપવાના હોય છે. કરવેરાના ભરણાનો હપ્તો જ્યારે શરૂ થાય ત્યારે પોતાનો માલ વેચવાની તેને રૂખ હોય કે નહિ પણ નાણાં મેળવવા માટે પેલા શાહુકારો અને વેપારીઓ નક્કી કરે એ ભાવે તેને પોતાનો માલ વેચવો પડે છે. આ જાતના શોષણને લીધે તે પોતાની આવકખર્ચનું ખાતું સરભર નથી કરી શકતો એટલે શાહુકારના દેવામાં સપડાય છે. તેનું વ્યાજ અને કાંધાં ભરવા માટે વળી પોતાનો પકવેલો માલ શાહુકારોને તેઓ માગે તે ભાવે વેચી નાખવો પડે છે. આમ નાણાંની તંગીની ચક્કીમાં તેઓ પિલાયે જ જાય છે. પેટે પાટા બાંધીને પણ તેમને મજૂરી કરવી પડે છે અને ગુલામી જેવી દશા ભોગવવી પડે છે. આ બધું નાણાં મારફત થાય છે તેથી આ પદ્ધતિને નાણાં-ગુલામી કહી છે.

૨૬. જોકે હવે ખેડૂતો અને મજૂરો પોતાનું સંગઠન કરી આ ગુલામીમાંથી છૂટવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પોતાનાં સંગઠિત મહાજનો દ્વારા તેઓ જમીનદાર અને મૂડીદાર સામે લડી શકે છે અને રાજકારભાર ઉપર પણ અસર પાડી શકે છે. રશિયામાં તો તેઓએ રાજ્યસત્તા પણ હસ્તગત કરી છે. ઉત્પાદનનાં સાધનો ઉપર ખાનગી માલકી હક હોઈ જ ન શકે એવી જબરદસ્ત હિલચાલ શરૂ થઈ છે. આમ ઉત્પાદનની પદ્ધતિના વિકાસમાં ચોથા ક્રમની શરૂઆત થઈ છે. આ ચોથા ક્રમમાં ઉત્પાદનનાં કાર્યોમાં જાતમહેનત કરનારાઓ અત્યાર સુધીનાં સઘળાં બંધનોમાંથી મુક્ત થઈ આઝાદ બનશે અને દુનિયાભરમાંથી ગુલામીનાં તમામ તત્ત્વો નેસ્તનાબૂદ થઈ જશે એવી આશા બાંધવામાં આવે છે.

### ભવિષ્યની અર્થરચના

૨૭. શાસ્ત્રીય સમાજવાદના પ્રણેતા કાર્લ માર્ક્સે અર્થોત્પાદનના આ આખા વિકાસક્રમને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસી એવી ઉપપત્તિ ઘટાવી છે કે આ આખા વિકાસમાં આર્થિક બળોએ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જે કાળે ઉત્પાદનની જે પ્રથા શરૂ થઈ તે કાળે તેમાં આર્થિક લાભ જણાયો તેથી જ એ શરૂ થઈ અને જે કાળે નાબૂદ થઈ તે કાળે તેમાં આર્થિક હાનિ જણાઈ તેથી જ તે નાબૂદ થઈ. આ બધામાં ન્યાય તથા દયાની ભાવના અને બીજાં એવાં નૈતિક બળોએ ખાસ ભાગ ભજવ્યો નથી. નીતિનિયમો વિષે એ કહે છે કે સમાજમાં જે નીતિનિયમો પ્રવર્તતા જોવામાં આવે છે, તે, તે વખતની અર્થોત્પાદનની પદ્ધતિને અનુકૂળ થવા માટે અને તેનું સમર્થન કરવા માટે જ, શોધી કાઢવામાં આવેલા

હોય છે. અર્થથી નિરપેક્ષ એવી શુદ્ધ અને સ્વતંત્ર નીતિ, ન્યાય કે ધર્મ જેવી કોઈ વસ્તુ જ નથી. સમાજની તમામ પ્રવૃત્તિ — રાજ્યપ્રકરણી, નૈતિક, ધાર્મિક — સઘળી અર્થાનુસારી જ છે. ઉત્પાદનની અત્યાર સુધીની બધી જ પદ્ધતિઓ મહેનતમજૂરી કરનાર વર્ગના શોષણ ઉપર રચાઈ છે, અને તેથી તેમાં સ્થિરતા રહી નથી. ઉત્પાદનની જે પદ્ધતિ અમલમાં આવે છે તેના ગર્ભમાં જ તે પદ્ધતિના દોષ બીજરૂપે રહેલા હોઈ, એ પદ્ધતિ જેમ જેમ વિકાસ પામતી જાય છે અને વ્યાપક થતી જાય છે તેમ તેમ પેલા દોષો મોટું રૂપ પકડે છે, અને એ પદ્ધતિને આર્થિક રીતે અશક્ય બનાવી તેને તોડી નાખે છે. જૂની જમીનદારી પદ્ધતિ શરૂઆતમાં જાતગુલામોના અને પછીથી હાળી તથા વસવાયાના શોષણ ઉપર નભી અને ફૂલીફાલી. પછી વેપારી પદ્ધતિ કારીગરોના શોષણ ઉપર ખીલી અને અત્યારની મૂડીદારી પદ્ધતિ મજૂરોના શોષણ ઉપર ખીલી છે અને ટકી રહી છે. આ પદ્ધતિનો મોટામાં મોટો દોષ એ છે કે એક તરફથી ઉત્પાદન વધતું જાય છે ત્યારે બીજી તરફથી મજૂરી કરનારા બહુ મોટા વર્ગની કંગાલિયત અને બેકારીને કારણે એ મોટા વર્ગની ખરીદશક્તિ ઘટતી જાય છે. આ મોટી વિસંગતતાને લીધે વખતોવખત આર્થિક ઉત્પાતો થયાં કરે છે. આ પ્રથા પડું પડું થઈ રહી છે. પણ રાજ્યના લશ્કરી બળના ટેકા વડે એ નભી રહી છે. એમાં મોટા દોષરૂપ રહેલી તીવ્ર અને વ્યાપક હરીફાઈએ યુદ્ધને અનિવાર્ય બનાવી મૂક્યું છે અને આખા વિશ્વને એ યુદ્ધની જ્વાળાઓએ ઘેરી લીધું છે. એ પદ્ધતિ એવડા મોટા વ્યાપક અન્યાય, જુલમ અને સર્વનાશનું કારણ થઈ પડી છે કે એનું તૂટી પડવું એ વિકાસના આગળના ક્રમ માટે અનિવાર્ય છે. આ બધું ઐતિહાસિક દૃષ્ટિએ તપાસી કાર્લ માર્ક્સે એવી આગાહી કરી છે કે મૂડીદારો અને મજૂરોના વર્ગવિગ્રહમાં મૂડીદાર વર્ગનો સદંતર નાશ થઈ જશે, ઉત્પાદનનાં તમામ સાધનો ઉપરથી ખાનગી માલકી નાબૂદ થઈ સમાજની માલકી સ્થપાશે, યંત્રોની મદદથી માણસ તનતોડ મજૂરીમાંથી મુક્ત થશે અને આખા સમાજની આર્થિક રહેણીનું ધોરણ ઊંચું લાવી શકાશે અને તેટલા માટે સઘળા દેશમાં સઘળા પ્રકારનું ઉત્પાદન યંત્રોદ્વારા જ થવું જોઈશે, રાષ્ટ્રના મૂડીદાર અને સત્તાધારી વર્ગે મજૂરવર્ગનું શોષણ કરવા માટે જ રાષ્ટ્રભાવના ઉપજાવી કાઢી છે. એ રાષ્ટ્રભાવના પણ સદંતર નિર્મૂળ થઈ જશે અને રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચેના ભેદભાવ વિના દુનિયાભરના મજૂરોનું એકચક્રી સંગઠન અને સર્વોપરિત્વ સ્થપાશે.

૨૮. કાર્લ માર્ક્સની આ ઉપપત્તિ અને આગાહીનું વિશેષ વિવેચન તો આગળ સમાજવાદના પ્રકરણમાં આપણે કરીશું. અહીં એટલું જ નોંધીશું કે આ બધા વિકાસમાં કેવળ આર્થિક બળોએ જ ભાગ ભજવ્યો છે એમ કહેવું

એ હકીકતો સાથે બંધબેસતું નથી. આપણે જોઈ ગયા છીએ કે જાત-ગુલામીની પ્રથાની શરૂઆત તેમ જ જાતગુલામનું હાળી કે વસવાયાંમાં થયેલું રૂપાન્તર એ બંનેની પાછળ કેવળ સ્વાર્થ નહિ પણ ન્યાય અને દયાની ભાવના—જેવી તે વખતે ખીલેલી હતી તેવી —રહેલી હતી. પણ છેક પ્રાચીન કાળની વાત છોડી દઈ અર્વાચીન કાળના દાખલા લઈએ. પ્રાચીન કાળની જાતગુલામી દુનિયામાંથી બધે જ નાબૂદ થઈ ગયા પછી એણે ફરી પાછી દેખા દીધી છે. યુરોપની પ્રજાઓએ આફ્રિકામાં તથા પાસિફિક મહાસાગરના ટાપુઓમાં વસાહતો સ્થાપી ત્યારે ત્યાંની વિશાળ ખેતી માટે તેમણે ગુલામી પ્રથા શરૂ કરી. અને એમાં એમને સારી પેઠે લાભ પણ હતો. પરંતુ એ પ્રથાની સામે યુરોપની પ્રજાઓમાં નૈતિક વિરોધ પ્રગટ્યો અને તેથી કરીને જ એ નાબૂદ થઈ છે. વળી યુનાઈટેડ સ્ટેટ્સનાં દક્ષિણનાં સંસ્થાનોમાં પણ વિશાળ ખેતીને માટે જ અમેરિકનોએ ગુલામી પ્રથા શરૂ કરી તેની સામે પણ નૈતિક વિરોધ પ્રગટ્યો અને ઉત્તરનાં સંસ્થાનોએ નૈતિક ભાવનાથી પ્રેરાઈને જ દક્ષિણનાં સંસ્થાનો સાથે લડાઈ કરી એ પ્રથાને નાબૂદ કરાવી છે. આ ગુલામી પ્રથા ગેરકાયદે જાહેર થયા પછી ગોરા વસાહતીઓએ હિંદુસ્તાનમાંથી અમુક વર્ષની બંધણી (ઍગ્રીમેન્ટ)થી મજૂરોને લઈ જઈ તેમની પાસે કામ કરાવવાની પ્રથા શરૂ થઈ. એ પ્રથાને ગિરમીટ (ઍગ્રીમેન્ટનું અપભ્રંશ) પ્રથા કહેવામાં આવે છે. તેમાં પણ ગુલામીનાં તત્ત્વો ઠીક ઠીક પ્રમાણમાં હતાં. એ પ્રથા પણ હિંદુસ્તાની પ્રજાના નૈતિક વિરોધને લીધે નાબૂદ કરવી પડી છે. બાકી એમાં ગિરમીટિયા-મજૂરોને રાખનારા ગોરા વસાહતીઓને તો લાભ જ હતો. એમને એમાં નુકસાન દેખાવા માંડ્યું તેથી એ પ્રથા બંધ થઈ એવું કશું નથી થયું. આપણા દેશમાં સુરત જિલ્લામાં ખેતીના મજૂરો તરીકે દુબળા રાખવાની પ્રથા ચાલે છે. તેમાં પણ ગુલામીનાં તત્ત્વો સારી પેઠે છે. વળી એ પ્રથામાં તો દુબળાના માલિકો જે ધણિયામાઓ કહેવાય છે તેમને બહુ આર્થિક લાભ પણ નથી. છતાં ધણિયામાઓ એ પ્રથા છોડવા રાજી નથી. છતાં તેની સામે સારી પેઠે નૈતિક વિરોધ જાગ્યો છે અને એ કારણે જ એ પ્રથાનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. ઇતિહાસમાં તો એમ જોવામાં આવે છે કે અર્થોત્પાદનની પદ્ધતિ જ્યારે દોષયુક્ત જણાય છે એટલે કે એ વિશેષ અન્યાય અને જુલમનું કારણ થઈ પડે છે ત્યારે એ પદ્ધતિની સામે આર્થિક બળો માથું ઊંચકે તે પહેલાં નૈતિક બળો માથું ઊંચકે છે. આર્થિક બળો સમાજની રચના ઉપર અસર પાડે છે તેની ના નથી. પણ જ્યારે એ નીતિની સાથે સુસંગત હોય ત્યારે જ સ્થાયી અને શુભ અસર પાડી શકે છે, અને સમાજની પ્રગતિમાં ફાળો આપી શકે છે.

૨૯. આપણે ઉપર કાર્લ માર્ક્સની આગાહીની નોંધ કરી ગયા. એના જેવું ઐતિહાસિક વિવેચન કરીને નહિ પણ અત્યારના આર્થિક અને સામાજિક બળોની નાડ પારખીને ગાંધીજીએ આર્થિક વિકાસના આગળના ક્રમ તરીકે જે કાર્યક્રમ આપણા દેશ આગળ અને તેની મારફત દુનિયા આગળ રજૂ કર્યો છે તેની નોંધ લઈશું. તેઓ યંત્રોના ઉપયોગના વિરોધી નથી પણ એમને એમ લાગ્યું છે કે અત્યારના સમાજને યંત્રોની ઘેલછા લાગી છે અને તેથી માણસ યંત્રનો માલિક બનવાને બદલે તેનો ગુલામ બન્યો છે. નવા નવા યંત્ર-ઉદ્યોગો શરૂ કરવામાં આમ જનતાની ગમે તેટલી બરબાદી થાય તો પણ એ તરફ દુર્લક્ષ રાખીને યંત્ર ઉદ્યોગોની હિમાયત કરવામાં આવે છે. તેની સામે સમાજને ગાંધીજી ચેતવે છે અને યંત્રની મર્યાદા આંકી બની શકે તેટલું ઉત્પાદન નાના પાયા ઉપર અને હાથ ઉદ્યોગ મારફત કરવાની સલાહ આપે છે. અત્યારે ઉત્પાદક કારીગર અને ઉપભોગ કરનાર જનતા વચ્ચે, એ બેયનું શોષણ કરનારા અનેક વર્ગો ઊભા થયા છે. પણ ઉત્પાદનની પદ્ધતિ બને તેટલી સ્વપર્યાપ્ત અને સ્વાવલંબી કરી નાખી એ વચલા વર્ગોના શોષણને તેઓ નાબૂદ કરવા ઇચ્છે છે, અને સમાજની દરેક વ્યક્તિના સર્વાંગી વિકાસ માટે પૂરેપૂરો અવકાશ રહે અને વિશ્વશાંતિ તથા સર્વોદયમાં અંતરાય ન આવે એવી રીતે રાજ્યતંત્રની, તથા અર્થતંત્રની યોજના તેઓ કરવા ઇચ્છે છે.

૩૦. કાર્લ માર્ક્સની આગાહી મુજબ કાર્યક્રમનો પ્રયોગ રશિયામાં થયેલી સને ૧૯૧૭ની ક્રાન્તિ પછી સરમુખત્યારી રાજ્યસત્તા મારફત એટલે હિંસક સાધનો દ્વારા રશિયામાં ચાલી રહ્યો છે. ગાંધીજીએ પણ હિંદુસ્તાનમાં આવી ચંપારણ્યમાં સત્યાગ્રહનો પ્રયોગ કર્યો ત્યારથી એટલે સને ૧૯૧૭થી જ પોતાના કાર્યક્રમનો આરંભ શાંતિમય ઉપાયો દ્વારા કર્યો છે. એટલે આ બંને પ્રયોગો એક જ વખતે શરૂ થયા છે. જોકે રશિયાનો પ્રયોગ રાજસત્તા મારફત ચાલ્યો હોવાથી આજ સુધી એક રીતે કહીએ તો એણે દુનિયાને કાંઈક આંજી નાખી હતી. એને મુકાબલે ગાંધીજીનો પ્રયોગ મોળો લાગતો હતો. પણ ચાલુ વિશ્વયુદ્ધની જ્વાળાઓમાં આખી દુનિયા સપડાઈ, અને તેમાં રશિયા જે ભાગ ભજવી રહ્યું છે તે જોઈ રશિયાના પ્રયોગ વિષે વિચારવાન લોકોના દિલમાં શંકા ઉત્પન્ન થઈ છે.

એ બેય કાર્યક્રમનો વિગતવાર વિચાર આગળના પ્રકરણોમાં આપણે કરીશું.

# પ્રકરણ ૭મું

## આર્થિક પ્રગતિના પાયા

૧. અત્યાર સુધીમાં માનવજાતિએ જે આર્થિક પ્રગતિ સાધી છે તે અમુક તત્ત્વોને આવશ્યક અથવા અનિવાર્ય શરતો તરીકે સ્વીકારી લીધાથી જ સાધી શકાઈ છે એમ પ્રચલિત અર્થશાસ્ત્રીઓનું માનવું છે. એ તત્ત્વોમાં પ્રમુખ તત્ત્વો તરીકે તેઓ નીચેનાં ગણાવે છે : (૧) જરૂરિયાતોની વૃદ્ધિ; (૨) ખાનગી માલકી હક; (૩) ખુલ્લી હરીફાઈ; અને (૪) આર્થિક સ્વાતંત્ર્ય. આ ચારે તત્ત્વોનું વિવેચન કરી, એને લીધે સાચી આર્થિક પ્રગતિ એટલે કે મનુષ્યજાતિને કલ્યાણકારી પ્રગતિ કેટલે દરજ્જે સધાઈ છે અને કેટલે દરજ્જે આ તત્ત્વો એવી પ્રગતિ સાધવામાં અંતરાયરૂપ નીવડ્યાં છે એનો આપણે વિચાર કરીશું.

### જરૂરિયાતોની વૃદ્ધિ

૨. જરૂરિયાતો વધારવી એ સુધારા અને પ્રગતિની નિશાની ગણાય છે એ આપણે પહેલાં કહી ગયા છીએ. કોઈ પણ વસ્તુની માણસને જરૂરિયાત લાગવા માંડે છે ત્યારે જ તે શી રીતે મેળવવી એનો વિચાર કરે છે, અને મેળવવાની રીત શોધી કાઢી તે માટે મહેનત કરે છે. આપણામાં કહેવત છે કે પેટ કરાવે વેઠ. માણસને પેટ ન લાગ્યું હોત તો માણસ કશું જ ન કરત. આ વસ્તુ માણસની પ્રાથમિક જરૂરિયાતોને માટે તદ્દન સાચી છે. જો કે પોતાની પ્રાથમિક જરૂરિયાતો ઉપરાંત માણસમાં કુદરતી રીતે જ રહેલી કળા અને શણગારની વૃત્તિને સંતોષવા પણ માણસ શ્રમ કરે છે. વળી જીવનની કેટલીક નાની મોટી સુખસગવડો પણ સંસ્કારી અને સમાજોપયોગી જીવન માટે આવશ્યક છે. એટલે માણસ કેવળ પ્રાથમિક જરૂરિયાતો પૂરી પડે તેથી સંતોષ પામી બેસી રહેતો નથી. પરંતુ તે ઉપરથી એમ કહેવું કે માણસે પોતાની જરૂરિયાતો નિરંતર વધાર્યે જ જવી, ઉપભોગનાં નવાં નવાં સાધનો રોજ ને રોજ નિર્માણ કર્યે જ જવાં અને તે પ્રાપ્ત કરવા મહેનત કર્યે જ જવી, તો એ બરાબર નથી. કેવળ આર્થિક સુખસગવડો વધાર્યાં કરવી એ કાંઈ માનવ-જીવનનું ધ્યેય નથી. જો આપણે એક આર્થિક અને સામાજિક ન્યાય તરીકે આટલું સ્વીકારીએ કે માણસ જેટલી વસ્તુઓનો કે સેવાઓનો ઉપભોગ કરે તેના બદલામાં એ વસ્તુઓ અને સેવાઓના પૂરા અવેજ જેટલી સમાજોપયોગી

મહેનત તેણે પોતે કરવી જ જોઈએ, તો તો માણસને પોતાની જરૂરિયાતો અને તેના ઉપભોગ ઉપર અંકુશ મૂક્યા વિના ચાલે જ નહિ. આપણા ચાર પુરુષાર્થની પરિભાષા પ્રમાણે કામ, અર્થ અને ધર્મનો વિચાર કરીએ તો જણાય છે કે માણસ પોતાના કામ–પુરુષાર્થ એટલે કે ઉપભોગના પુરુષાર્થ ઉપર કાંઈને કાંઈ અંકુશ ન મૂકે ત્યાં સુધી અર્થ–પુરુષાર્થ – નવી ભાષામાં અર્થોત્પાદનની પ્રવૃત્તિ – સિદ્ધ કરી શકે જ નહિ. અને એ પ્રવૃત્તિ ઉપર કહ્યા તેવા સામાજિક અને આર્થિક ન્યાયને અનુસરીને એટલે કે નીતિધર્મને અનુસરીને કરવી હોય તો અર્થોત્પાદનને પણ નિયંત્રિત અને મર્યાદિત કર્યા વિના ચાલે જ નહિ. એટલે કે માણસે ધર્મ સિદ્ધ કરવો હોય, જીવનને પરિપૂર્ણ રીતે વિકસાવવું હોય, તથા સમાજને બને તેટલું વધારે ઉપયોગી અને હિતકારી બનાવવું હોય, તો તેણે કામ અને અર્થની પ્રવૃત્તિઓને અમુક હદે રોકવી જ પડે. પણ અત્યારે તો એક એવો વિચિત્ર કાર્યવિભાગ ચાલ્યો છે કે અમુક વર્ગ (જે બહુ નાનો પણ સત્તાધારી છે તે) ઉપભોગ અથવા વ્યય કર્યાં કરે, અને બીજો વર્ગ (જે બહુ મોટો પણ દબાયેલો છે તે) ઉત્પાદન માટેની બધી મજૂરી કર્યાં કરે. આ કાર્યવિભાગમાં ભોક્તા વર્ગની ભોગ–સામગ્રી અને વિલાસવૈવિધ્યની કશી હદ જ રહેતી નથી. પછી આ આયતારામો પોતાની સ્થિતિ ટકાવી રાખવા મહેનતમજૂરી કરનારા ઉત્પાદક વર્ગને દબાયેલો રાખી તેનું શોષણ કરવાની અનેક યુક્તિઓ રચે છે અને તેના રૂપાળા સિદ્ધાન્તો ઉપજાવી કાઢે છે.

૩. જરૂરિયાતોનો વધારો એ સુધારાની નિશાની છે એ સિદ્ધાન્તનો વળી બીજો એક દુરુપયોગ થઈ રહ્યો છે. જે દેશો હુન્નરઉદ્યોગમાં તથા બીજી રીતે પછાત ગણાય છે તેમને સુધારવાની ફરજ હુન્નરઉદ્યોગમાં આગળ વધેલા દેશો ઉપર આવી પડી છે એવો ડોળ એ દેશના મૂડીદારો અને સત્તાધારીઓ કરવા લાગ્યા છે. પોતાના દેશ માટે જોઈએ તે કરતાં અતિઘણું વધારે ઉત્પાદન પોતાનાં કારખાનાંમાં યંત્રોની મદદથી તેઓ કરે છે અને પછી પોતાનો માલ ખપાવવા માટે આવા પછાત ગણાતા દેશોને પોતાનાં બજાર બનાવે છે. પોતે ઉપજાવી કાઢેલી કેળવણી દ્વારા, લલચાવનારી જાહેર ખબરો દ્વારા તથા વિધિનિષેધ વિનાના બીજા અનેક ઉપાયો દ્વારા પેલા પછાત દેશોમાં નવી નવી જરૂરિયાતો ઉપજાવી કાઢી, પોતાનો માલ તેમનાં બજારોમાં ખડકી એના બદલામાં એ દેશોની કાચી પેદાશ તથા એ દેશના લોકોની મજૂરી તેઓ કબજે કરે છે. પતાસું આપીને સોનાની કલ્લી કાઢી લેવાનો તેઓ ધંધો માંડે છે. આ આખું નાટક પછાત ગણાતા દેશોની જરૂરિયાતો વધારી એમને સુધારવાના ડોળને માટે જ ભજવાય છે. કોઈ જગાએ ફોસલાવી પટાવીને તથા કોઈ જગાએ બળ-

જબરીથી વધરાવી મૂકેલી ખોટી જરૂરિયાતો પેલી પ્રજાઓનાં દુઃખ અને કંગાલિયતનું કારણ બને છે. સાર એ છે કે ભોગવિલાસ અને સુખચેન તો દુનિયામાં મુઠ્ઠીભર લોકો જ ભોગવી શકે છે અને કરોડો લોકો તો ભૂખે મરતાં અને ટાઢે ઠરતાં જ રહે છે. સુધારો અને પ્રગતિ મુઠ્ઠીભર લોકોને માટે જ નહિ પણ સારો માનવસમાજ માટે હોય તો જ તે ખરો સુધારો, ખરી સભ્યતા તથા ખરી પ્રગતિ કહી શકાય. એ જરૂરિયાતોનો વધારો કર્યે નથી સધાવાનાં, પણ તેનું વિચાર અને ઇચ્છાપૂર્વક નિયમન કરવાથી જ સાધી શકાશે. દુનિયાના દરેક સમાજમાં, દરેક દરેક માણસને પોતાના શરીરનિર્વાહને માટે આવશ્યક એટલો પૌષ્ટિક અને સ્વચ્છ ખોરાક મળે, શરીરના ઢાંકણ તથા રક્ષણ માટે આવશ્યક એટલાં સ્વચ્છ અને સાદાં કપડાં મળે તથા ટાઢ, તડકો અને વરસાદથી બચવાને માટે સારી હવાઅજવાશવાળું સુઘડ ઘર મળે એ એનો અધિકાર છે અને તેટલું એ મેળવતો થાય એવી અર્થવ્યવસ્થા શોધી કાઢવી એ અર્થ-શાસ્ત્રનું કામ છે. આ ઉપરાંત દરેક સમાજમાં તમામ બાળકોને અમુક ઉંમર સુધી કેળવણી લેવાની પૂરેપૂરી સગવડ હોય; વળી દરેક માણસને શરીર તથા મનને આસાયેશ આપવા તથા દિલ બહલાવવા નિત્ય તેમ જ નૈમિત્તિક અમુક આરામ મળે એ પણ આ અર્થવ્યવસ્થામાં હોવું જોઈએ.

૪. ટૂંકમાં આર્થિક પ્રગતિની સાથે આર્થિક સુખશાન્તિનો પાયો જરૂરિયાતોની અમર્યાદ વૃદ્ધિ નહિ પણ સૌની આવશ્યક જરૂરિયાતો પૂરી પડે એવી રીતનું નિયમન, એ છે. પણ જરૂરિયાતો વધારવી ઇષ્ટ ન ગણાય અને અર્થોત્પાદન માટે મહેનત કરવાની દરેકની ફરજ મનાય તો જીવન શુષ્ક ન થઈ જાય? બુદ્ધિ અને હૃદયનો વિકાસ કેવી રીતે થાય? શ્રીમંત માણસોના આશ્રયથી જ જે પોષાઈ શકે એમ છે અને અર્થોત્પાદનની ફરજમાંથી મુક્ત હોવાને લીધે મળતી પુષ્કળ નવરાશને કારણે જ જેનું સર્જન થઈ શકે છે એવી સાહિત્ય, સંગીત વગેરે લલિતકળાઓનું શું થાય? આ પ્રશ્નોના ઉત્તર આપવાનું આ સ્થાન નથી. અહીં એટલું જ જણાવીશું કે ઉપર કહ્યા મુજબ આખા જનસમાજની જરૂરિયાતો પૂરી પડી રહે, તેમાંથી સુખ, શાન્તિ, સંતોષ તથા આરોગ્યના જે ફુવારા ઊડશે તેમાંથી સાહિત્ય, સંગીત, કળા, તત્ત્વચર્ચા, વૈજ્ઞાનિક સંશોધન એ બધું આજે છે તે કરતાં બહુ મોટા અને વધુ સારા પ્રમાણમાં આપોઆપ પ્રગટ થશે. અત્યારે પણ સાચી કળા અને ઉન્નતિને પંથે લઈ જનારા સાહિત્યનું સર્જન, પેલા રોજ ને રોજ પોતાની જરૂરિયાતો વધાર્યે જનારા અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેનારા આયતારામો કરતા નથી. શરીરના અને બુદ્ધિ તથા હૃદયના વિકાસ માટે પણ શારીરિક શ્રમનું અમુક પ્રમાણ જરૂરનું છે. તેને અવકાશ ન મળે તેટલી હદ સુધી

સુખસગવડનાં સાધનો વધારવાથી, તો એ સગવડો ભોગવી ભોગવીને ઘણી વાર માણસ અપંગ અને મંદબુદ્ધિ બની જાય છે. જીવનની સંસ્કારિતાને જો આપણે એના સાચા અર્થમાં સમજીએ તો એનું મૂળ આર્થિક અને સામાજિક અન્યાયમાંથી પેદા થતા ધનવૈભવ, એશઆરામ અને ભોગવિલાસમાં નથી પણ ન્યાય અને બંધુત્વને પોષનારા સાચા શ્રમમાં રહેલું છે.

### ખાનગી માલકી હક

૯. વિવિધ પ્રકારની સંપત્તિ ઉપર વ્યક્તિઓ પોતાનો માલકી હક ધરાવી શકે એ વિચાર અને સમજ આપણા હાડમાં એટલી બધી ઊંડી પેસી ગઈ છે કે માલકી હકને આપણે એક કુદરતી હક જ માનવા લાગ્યા છીએ. પરંતુ માલકી હક એ માણસની સાથે જ જન્મેલી વસ્તુ નથી. સમાજમાં ચાલતા આર્થિક વ્યવહારોના બહુ લાંબા ક્રમમાંથી આ હકનો ધીમે ધીમે વિકાસ થયો છે. જ્યારે તદ્દન પ્રાથમિક દશામાં રહેતાં માણસો બીજાં પ્રાણીઓ કરે છે તેમ ખોરાક મળી આવે કે તરત ખાઈ જતાં અને સંગ્રહ કરી રાખવા જેવું માણસ પાસે કશું હતું જ નહિ ત્યારે માલકી હકનો પ્રશ્ન જ ઉપસ્થિત થયો ન હતો. વળી આપણે એ જોઈ ગયા છીએ કે માણસ કદી એકલ જીવન ગાળનાર ન હતો પણ ટોળીમાં રહેતો. એટલે જે ખોરાક જડી આવતો તે આખી ટોળી એકઠી મળીને ખાતી. પછી જ્યારે ખોરાકની વસ્તુઓ વધુ વખત રાખી શકાય એવી શોધ માણસે કરી ત્યારે તેના ઉપર વૈયક્તિક નહિ, પણ સામુદાયિક સ્વરૂપની માલકી રાખવાની પ્રથા શરૂ થઈ. પહેલી વૈયક્તિક માલકી શરીર શણગારની વસ્તુઓ જેવી કે પથરા, પીંછાં વગેરે ઉપર થઈ. પછી પહેરવેશની જે થોડી ચીજો માણસ પાસે હતી તેના ઉપર થઈ. ત્યાર પછી પોતે બનાવેલાં હથિયાર ઓજારો ઉપર અને વાસણકુસણ ઉપર થઈ. પણ આ બધી અંગત વાપરની વસ્તુઓ કહેવાય. આપણે આજે મિલકતનો જે અર્થ કરીએ છીએ એ અર્થમાં એ કાંઈ મિલકત ન કહેવાય. આપણે પશુ પાળવા માંડ્યાં ત્યાર પછી જ મિલકતનો ખ્યાલ શરૂ થયો અને માલકી હક એ કાંઈ મહત્ત્વની વસ્તુ છે એમ મનાવા લાગ્યું. જ્યાં સુધી લોકો એક સ્થળેથી બીજે સ્થળે પોતાનાં રહેઠાણ બદલ્યાં કરતા ત્યાં સુધી માલકી હક જંગમ વસ્તુઓ ઉપર જ રહ્યો. પછી માણસે જેમ જેમ ખેતી કરવા માંડી અને જમીન કેળવવા માંડી તેમ તેમ એને સ્થિર વસવાટ કરીને રહેવાનું થયું. ખેડૂતકુટુંબોએ પોતે સાફ કરીને કેળવેલી જમીન ઉપર અને પોતાનાં રહેવાનાં ઘર ઉપર માલકી હક સ્થાપિત કરવાનું શરૂ કર્યું.

૬. ભવિષ્યમાં કામ આવે તે માટે સંઘરો કરી રાખવાની વૃત્તિને પરિણામે મિલકતનો ઉદ્દય થયો એમ ગણીએ તો પણ આ સંઘરો કરી રાખવાની વૃત્તિને

વિશેષ ઉત્તેજન તો માલકી હકને સમાજમાં માન્યતા મળવા લાગી, ત્યારે જ મળ્યું એમ ગણાય. માલકી હક સમાજમાં માન્ય થતો ગયો તેમ તેમ પોતાને જોઈએ તે કરતાં વધુ ઉત્પન્ન કરવાની વૃત્તિ, પોતે કરેલા ઉત્પન્નને કરકસરથી વાપરવાની, તથા ભવિષ્યના ઉપયોગ માટે સાચવીને સંઘરી રાખવાની વૃત્તિ, એ ગુણો અને ટેવો માણસમાં ખીલવા લાગ્યાં. માણસ રોજનું રોજ જેટલું ઉત્પન્ન કરે તેટલું તરત વાપરી નાખે ત્યાં સુધી જીવનમાં સ્થિરતા ન આવે અને કોઈ જાતની આર્થિક પ્રગતિ સાધી ન શકાય. ઘડપણ, માંદગી, આફત એવા પ્રસંગો માટે પણ સંગ્રહ હોવો જોઈએ, તેમ જ ભવિષ્યના વિશેષ ઉત્પાદનમાં કામ લાગે તે માટે પણ સંગ્રહ હોવો જોઈએ. આપણે આગળ જોઈશું કે વ્યવસ્થિત અને વિશેષ ઉત્પાદન માટે મૂડી આવશ્યક છે. આ મૂડીનો સંચય માણસજાત પોતાના ઉત્પાદનમાંથી કરકસર કરી કરીને જમાનાઓ થયાં જે બચત કરતી આવી છે તેને લીધે થયો છે. અત્યારે આપણે ઉત્પાદનની જે વિપુલ સાધનસામગ્રીઓ —જેનું બીજું નામ મૂડી છે— ભોગવી રહ્યા છીએ તેનું કારણ આપણા પૂર્વજોએ શ્રમ કરીને કરેલા ઉત્પાદનમાંથી તેઓ બચાવીને મૂકતા ગયા એ જ છે. અત્યારની આપણી મૂડી એ આપણા પૂર્વજોનો સંચિત શ્રમ જ છે.

૭. પોતે પેદા કરેલી તથા સંઘરી રાખેલી વસ્તુઓ ઉપર પોતાનો માલકી હક કાયમ રહે તો જ માણસની વધારે પેદા કરવાની અને તેમાંથી બચાવીને પોતાને માટે અથવા સમાજને માટે સંઘરી રાખવાની વૃત્તિને ઉત્તેજન મળે. આમ માલકી હકનો ઉદ્‌ભવ સમાજને બહુ ઇષ્ટ લાગેલી જરૂરિયાતમાંથી એટલે કે સામાજિક હિતના વિચારમાંથી જ થયો છે. તેથી જ આજે દુનિયાના દરેક દેશમાં તે તે દેશની રૂઢિઓ અને કાયદા માલકી હકને માન્ય રાખે છે અને તેને સુરક્ષિત રાખવાની કાળજી રાખે છે. પરંતુ સમાજના ભલા માટે શરૂ થયેલી વસ્તુઓમાં પણ કાળબળે અનિષ્ટ તત્ત્વો દાખલ થવા પામે છે અને પહેલાં જે વસ્તુ સમાજને હિતકારી હોય તે, પરિસ્થિતિ બદલાતાં સમાજને અહિતકારી થઈ પડે છે. એટલે માલકી હકની પ્રથા અત્યારે સમાજને કેટલે દરજ્જે હિતકારી છે તે આપણે વિચારવું જોઈએ.

૮. શરૂઆતમાં જમીન સર્વસુલભ હતી તેનો જેણે પહેલો કબજો કરીને પોતાના ઉપયોગમાં લેવાનું શરૂ કર્યું, તથા જે વસ્તુઓ શ્રમપ્રાપ્ય હતી તેને પોતાના શ્રમથી જેણે ઉપભોગયોગ્ય બનાવી, તે વસ્તુનો એ માલિક મનાયો. બીજાઓ તેની પાસેથી એ વસ્તુઓ બળજબરીથી પડાવી ન લે તે માટે એ વસ્તુઓનું રક્ષણ કરવાની તાકાત તેનામાં હોય એ પણ આવશ્યક હતું. કેટલાક વિજેતાઓએ આ કબજેદાર માલિકોને હરાવીને તેમના કબજાની મિલકત ઉપર પોતાનો માલકી હક બળજબરીથી સ્થાપિત કર્યો એવું પણ ઠીક ઠીક પ્રમાણમાં

બન્યું છે. એટલે માલકી હકની મૂળ ઉત્પત્તિ ભલે સમાજહિત વિચારીને થઈ હોય પણ તેની સ્થિરતાનો આધાર તો તેનું રક્ષણ કરવાની તાકાત ઉપર જ રહ્યો છે. આજે એક સમાજ અથવા તો એક રાષ્ટ્રની અંદર તે તે સમાજ અથવા રાષ્ટ્રના કાયદા માલકી હકને રક્ષણ આપે છે, પણ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે માલકી હકનો ઝગડો ઊભો થાય ત્યારે તેનો છેવટનો ફેંસલો તો બળજબરીની કસોટીથી જ થાય છે. વળી રાષ્ટ્રની અંદર પણ જે વર્ગ સત્તાધારી હોય છે અથવા જે વર્ગની સત્તાધારી વર્ગમાં લાગવગ હોય છે તે વર્ગ પરોક્ષ રીતે પેલી સત્તાનો લાભ લઈ સારી પેઠે મિલકત સંપાદન કરી શકે છે અને વિશાળ મિલકતો ઉપર માલકી હક ધરાવે છે. આજે દુનિયામાં સ્થાવર કે જંગમ હરકોઈ સ્વરૂપની જેટલી સંપત્તિ છે તેનો ઘણો મોટો ભાગ — ખાસ કરીને ઉત્પાદનનાં સાધનો તો લગભગ તમામ — દરેક દેશના બહુ નાના વર્ગના કબજામાં છે અને એ કબજો તે તે દેશની લશ્કરી સત્તાને બળે તેઓ ટકાવી રાખે છે. દરેક દેશમાં માલિક અથવા મૂડીદાર વર્ગની સત્તાધારી લશ્કરી વર્ગ સાથે ગાંઠ બંધાઈ છે, દરેક દેશમાં અકિંચન મજૂરિયાત વર્ગનું પ્રમાણ બહુ મોટું હોવા છતાં એનું કશું ચાલતું નથી અને એ વર્ગની મજૂરીમાંથી મૂડીદારો મોટા નફા કરે છે. આપણા દેશમાં મોટામાં મોટો ઉદ્યોગ ખેતીનો છે. પણ ખેતી ઉપયોગી ઘણી જમીન જેઓ બિલકુલ ખેતી કરતા નથી એવા થોડા જમીનદારો તથા શાહુકારોના હાથમાં છે. જ્યાં જમીન ખેતી કરનારા ખેડૂતોના હાથમાં છે ત્યાં પણ એ જમીન ઉપર લેણદાર શાહુકારોના એવડા મોટા બોજા છે કે ખેડૂતોના હાથમાં પોતાની મહેનતનું ફળ રહેતું નથી. આમ આજે માલકી હકને જોરે ચોમેરથી શોષણ ચાલી રહ્યું છે. એટલે જે હક એક વખત આર્થિક પ્રગતિ માટે આવશ્યક હતો તે આજે ખરી આર્થિક પ્રગતિમાં અંતરાયરૂપ થઈ પડ્યો છે.

૯. અત્યારના કાયદામુજબ ખાનગી માલકી હકમાં મુખ્યત્વે કરીને નીચેની પાંચ બાબતોનો સમાવેશ થાય છે. ૧. માણસ ગમે તેટલી એટલે કે અમર્યાદ જથામાં ખાનગી મિલકત ધારણ કરી શકે; ૨. પોતાની મિલકત પોતે દિલ ચાહે તેમ વાપરી શકે; ૩. પોતાની મરજી મુજબ બક્ષિસ આપી શકે; ૪. વેચાણના અથવા બીજા કોઈ પણ કરારથી પોતાની મિલકતની ચાહે તે વ્યવસ્થા કરી શકે; ૫. પોતાના મરણ પછી મિલકત વારસામાં આપી શકે.

૧૦. દુનિયાની તમામ આધુનિક સરકારો ઓછાવત્તા ફેરફાર સાથે આ હકોને માન્ય રાખે છે. છતાં સમાજના હિત ખાતર આ હકો ઉપર અંકુશ મુકાવાની જરૂરિયાત વિષે લોકમત બહુ પ્રબળ થયો છે. અને સરકારોને એ લોકમતને માન આપવાની ફરજ પડવા માંડી છે. મિલકતવેરો, આવકવેરો,

વારસાવેરો એ બધા માલકી હક ઉપર અંકુશ મૂકવાના કાયદાના પ્રયાસો છે. ઇંગ્લંડ જેવા દેશમાં લડાઈ પહેલાં પણ મોટી મિલકતો ઉપર વારસાવેરો લગભગ ૭૦ ટકા સુધી પહોંચ્યો હતો. અને આ યુદ્ધને લીધે આવકવેરો લગભગ બધા જ દેશમાં ૮૦ ટકા ઉપર પડે છે. લડાઈનું કારણ ન હોય તો આવા અંકુશો મૂડીદારો પાસે સ્વીકારાવવાનું મુશ્કેલ પડે; પણ લડાઈને લીધે તેઓ એ સ્વીકારી લે છે. એક વાર આ અંકુશો સ્વીકારવાની ટેવ પડી છે એટલે જો આ અંકુશો લડાઈ પછી પણ ચાલુ રહે તો માલકી હકનો ત્રાસ અમુક અંશે ઓછો થાય ખરો.

૧૧. પણ ઘણા અર્થ-શાસ્ત્રીઓને આટલા અંકુશોથી સંતોષ નથી. તેઓ તો ચોક્કસ માને છે કે, જ્યાં સુધી ઉત્પાદનનાં સાધનો ઉપરથી ખાનગી માલકી હકને નાબૂદ ન કરો, ઉત્પાદનનાં બધાં જ સાધનો સામાજિક માલકીનાં ન બનાવો ત્યાં સુધી સમાજમાં ન્યાયી અર્થવ્યવસ્થા સ્થપાઈ શકવાની નથી. અલબત્ત આ વસ્તુ કાયદાની મદદ વિના એટલે કે રાજદ્વારી સત્તા વિના સાધી શકાય એમ નથી. એટલે આ જાતના ફેરફારમાં માનનારો વર્ગ રાજદ્વારી સત્તા કબજે કરી શકે તો જ આ સુધારો થઈ શકે.

૧૨. ગાંધીજી પોતાને અર્થશાસ્ત્રી માનતા નથી છતાં આખી દુનિયાનું અર્થતંત્ર બદલાવી નાખે એવા ક્રાન્તિકારી આર્થિક કાર્યક્રમો તો એમણે આપણા દેશ આગળ રજૂ કર્યા જ છે. તેઓ આ પ્રશ્નને જુદી જ રીતે વિચારે છે. તેઓ કહે છે કે તમે ઉત્પાદનનાં સાધનો ઉપરથી ખાનગી માલકી હક નાબૂદ કરો તો પણ સમાજને માટે એ સાધનોની વ્યવસ્થા કરી તેને ઉત્પાદનના કામે લગાડનાર વ્યવસ્થાપકો તો જોઈશે જ. તો પછી અત્યારના માલિકો જેમને આ વ્યવસ્થાનો અનુભવ છે, તેઓ જ એ કામ કરતા થઈ જાય એવું શા માટે ન કરવું? તેઓ ભલે માલિક કહેવાય પણ તેઓ પોતાના હકનો દુરુપયોગ ન કરી શકે તે માટે તેમના ઉપરના અસરકારક અંકુશો યોજી કાઢવા જોઈએ. આવા અંકુશો વડે ગાંધીજી આ હકના સ્વરૂપમાં ધરમૂળના ફેરફારો કરવા માંગે છે. મિલકતદાર અને મૂડીદાર ભલે માલિક રહે, પણ પોતાના હક ભોગવવા કરતાં પોતાની ફરજો બજાવવાની જવાબદારી તેના ઉપર વિશેષ રૂપે નાખવાનું તેઓ કહે છે. અત્યાર સુધી માલિકના હકો કયા કયા તેની જ વાતો બહુ થઈ છે. અને એ હકોના રક્ષણ માટે કાયદા પણ ઘડાયા છે. પણ માલિકની ફરજો વિષે લોકમત પ્રબળ નથી થયો અને તેથી એ બાબતમાં કાયદાએ પણ ખાસ મહત્ત્વનું એવું કશું કર્યું નથી. ગાંધીજી માલિકને પોતાની મિલકતના નિરંકુશ માલિક મટાડી સમાજ પ્રત્યેની જવાબદારી અને ફરજોવાળા ટ્રસ્ટી બનવાનું કહે છે. ટ્રસ્ટી તરીકે મિલકતની વ્યવસ્થા સમાજના હિતને અર્થે એ કરે. આજે તો મિલકતની વ્યવસ્થામાંથી પોતાને વધારેમાં

વધારે નફો શી રીતે મળે એ તરફ એની દૃષ્ટિ હોય છે, પણ ટ્રસ્ટી તરીકે તો એ મિલકત સમાજને વધારેમાં વધારે હિતકારી શી રીતે થાય એ વિચાર તેને રાખવો પડે. વળી મિલકતમાંથી થતા તમામ નફાનો તે એકલો જ હકદાર ન હોય, પણ વ્યવસ્થાપક તરીકેના વાજબી મહેનતાણાનો જ તે હકદાર હોય. માલિકને આ રીતનો ટ્રસ્ટી બનાવવામાં લોકમતને બળે જેટલે દરજ્જે કાયદો એટલે કે રાજ્યસત્તા મદદ કરવા તત્પર થાય એટલે દરજ્જે એની મદદ તેઓને ઇષ્ટ છે પણ એ મદદ પૂરતી ન થઈ પડે તો મજૂરો જેઓ મૂડીના ખરા ઉત્પાદકો છે — અત્યારે દુનિયા પાસે જે મૂડી છે તે પણ પહેલાંના મજૂરોના જ સંચિત શ્રમનું ફળ છે — તેમણે માલિકોનો શાન્તિમય સાધનો વડે પ્રતિકાર કરી તેમને પોતાની ફરજો બજાવવાની ફરજ પાડવી જોઈએ. મજૂરવર્ગ માલિકવર્ગનો શાન્તિમય અસહકાર કરે તો આ બની શકે એવું છે. કારણ બીજાઓના સ્વેચ્છાએ કે પરાણે આપેલા સહકાર વિના ધન ભેગું કરી શકાતું નથી એટલું જ નહિ પણ જેની પાસે હોય તેનાથી એ ભોગવી પણ શકાતું નથી.

૧૩. ખાનગી માલકી હકની બાબતમાં અત્યારે મોટામાં મોટું અનિષ્ટ એ ઊભું થયું છે કે માલિકો કોઈ પણ જાતનું સમાજ-ઉપયોગી કામ કર્યા વિના તેમાંથી થતી આવક ભોગવી શકે છે. જે માણસ જમીન જાતે ખેડતો હોય તેના ઉપર તે માલકી હક ધરાવે તે યોગ્ય અને આવશ્યક ગણાય, પણ જમીનનું મોં પણ ન જોયું હોય એવા માણસો આજે વિશાળ જમીનોના માલિક થઈ પડ્યા છે અને બીજાઓને ખેડવા દેવા બદલ તેમની પાસેથી આકરાં ગણોત લે છે. પોતે જે ઓજારો વડે કામ કરે તેના ઉપર માણસનો માલકી હક હોય એ સમજાય એવું છે. પણ આજે તો જે સંચા અને ઓજારો ઉપર પોતે માલકી હક ધરાવે છે તે સંચાઓ અને ઓજારો કેમ ચલાવવા કે કેમ વાપરવાં એ તેને આવડતું નથી, અને છતાં એ સંચાઓ અને ઓજારો ઉપર કામ કરતા મજૂરોની મજૂરીમાંથી એને મોટા નફા મળે છે. પોતાને અને પોતાના કુટુંબને રહેવા માટે તથા પોતાનો કામધંધો કરવા માટે ઘર જોઈએ તેના ઉપર તેનો માલકી હક સમજી શકાય, પણ આજે તો જે ઘરનો પોતાને કશો જ ઉપયોગ નથી તેના ઉપર માણસ માલકી હક ધરાવી, તેમાં બીજાને રહેવા દેવા બદલ તેમની પાસેથી ભાડાં લે છે. એટલે માલકી હકને જરૂરિયાત કે કામધંધા સાથે કશો જ સંબંધ રહ્યો નથી. પણ માલકી હક એ નફો અને સત્તા મેળવવાનું સાધન થઈ પડ્યો છે. વળી આ નફો સમાજને ઉપયોગી કશી કામગીરીના પ્રમાણમાં મળે છે એમ પણ નથી. માણસ કશું જ કામ ન કરે છતાં એને નફો મળે છે. વળી માલિકને જે હક અને સત્તા મળે છે

તેની સાથે તેની કશી જવાબદારી હોવી જોઈએ, પણ અત્યારના માલિકો ઉપર તો કશી પણ જવાબદારીનાં બંધન નથી.

**૧૪.** માલકીના મુખ્ય મુખ્ય પ્રકારો નીચે આપ્યા છે. જે ઉપરથી ક્યા માલકી હક વાજબી છે અને કયા ગેરવાજબી છે એનો ખ્યાલ આવશે.

૧. શારીરિક જરૂરિયાતો તથા સગવડો માટે અંગત વપરાશની વસ્તુઓ ઉપરની માલકી.

૨. જે જમીન માલિકો પોતે ખેડતા હોય તથા જે ઓજારો અને સાધનો તેના માલિકો પોતે પોતાના ધંધા માટે વાપરતા હોય તેના ઉપરની માલકી.

૩. લેખકોના પ્રકાશનહકો તથા સંશોધકોના 'પેટન્ટ'ના હકો ઉપરની માલકી.

૪. જેમાંથી વ્યાજ, ડિવિડન્ડ, ભાડાં, કમિશન વગેરે, જેવી બેઠી આવક મળ્યાં કરે એવી મિલકતો ઉપરની માલકી.

૫. પોતાની કશી મહેનતને કારણે નહિ પણ સામાજિક અથવા આર્થિક ઉથલપાથલોને કારણે તથા સટ્ટાખોરીમાંથી થતા મોટા નફા ઉપરની માલકી.

૬. ઇજારા હકને લીધે થતા નફા ઉપરની માલકી.

૭. શહેરોમાં વધી ગયેલી કિંમતોવાળી જમીનો ઉપરની માલકી.

૮. ઇનામો, વતનો, જાગીરો વગેરે ઉપરની માલકી.

ઉપરનું વર્ગીકરણ બહુ મોટું મોટું છે છતાં તેમાં ઘણીખરી મિલકતોનો સમાવેશ થઈ જાય છે. એ ઉપરથી જણાય છે કે પહેલા ત્રણ પ્રકારની મિલકતને તેના માલિકની કોઈ ને કોઈ પ્રકારની સીધી જરૂરિયાત તથા મહેનત સાથે સંબંધ છે. બીજી બધી મિલકતો એવી છે જેમાં માલિક કોઈ જાતની સામાજિક જવાબદારી ઉપાડ્યા વિના આળસુ રહી બેઠી આવક ભોગવી શકે છે. પહેલાં તો માલિકને પોતાની મિલકત સાચવવાની તથા તેની વ્યવસ્થા કરવાની પણ ચિંતા રહેતી, પણ હવે કેટલીક મિલકતો તો એવી થઈ છે જેમાં માલિકને કશું જ કરવાપણું ન રહે. દા. ત. જૉઇન્ટ સ્ટૉક કંપનીના શૅર-હોલ્ડરને તેનું વ્યાજ કેટલું આવે છે તે ઉપરાંત કશું જોવાપણું રહેતું નથી. ઇનામદાર અથવા જાગીરદાર પોતાની ઇનામી જમીન અથવા જાગીર બીજાને અમુક વરસને પટે આપી દે તો એને કશું જ કર્યા વિના આવક મળ્યાં કરે છે.

**૧૯.** આજે માલકી હકની સાથે કશી જ જવાબદારીઓ જોડાયેલી નથી તેથી એ મહા અનર્થનું અને સમાજને ભારે વિપત્તિરૂપ આર્થિક અસમાનતાનું કારણ થઈ પડ્યો છે. માણસ મિલકત તો જ ધારણ કરી શકે જો તે એનો પોતાને માટે મહેનતમજૂરી કરવાના સાધન તરીકે ઉપયોગ કરે અથવા પોતાને માટે મહેનતમજૂરી કરવા કરતાં મિલકત વધારે મોટી હોય તો એની બરાબર સાચવણી કરી, સામાજિક હિત માટે તેની એ વ્યવસ્થા કરે. તે બદલ ભલે

તે વાજબી મહેનતાણું લે. પણ નવરા પડ્યા રહી તેમાંથી બેઠી આવક ખાવાનો અથવા મોટા નફા કરવાનો હક તો નાબૂદ થવો જ જોઈએ. આજે એ હક આર્થિક પ્રગતિને રોકી રહ્યો છે.

### હરીફાઈ

૧૬. માણસે પોતાનો ખોરાક મેળવવા સારુ જ્યાં સુધી કેવળ કુદરત સાથે જ બાથોડિયાં માર્યાં ત્યાં સુધી તેણે એક જાતનો જીવનસંગ્રામ ખેલ્યો ખરો, પણ આપણે જેને આર્થિક હરીફાઈ કહીએ છીએ તે તો પહેલી ત્યારે જ શરૂ થઈ જ્યારે ખોરાકની અછત જણાવા લાગી અને એક ટોળીને બીજી ટોળી સાથે ખોરાકનાં સાધનો માટે લડાઈમાં ઊતરવું પડ્યું. પરંતુ માનવસમાજમાં હરીફાઈનું આ તત્ત્વ દાખલ થયું તે પહેલાં પોતાની ટોળીની અંદર અંદર સહકાર અને સહાયવૃત્તિનાં તત્ત્વો ખીલ્યાં હતાં. એ તત્ત્વોને લીધે જ ટોળી સંગઠિત થઈ શકી અને બીજી ટોળી સાથે સફળતાથી હરીફાઈમાં ઊતરી શકી. એટલે હરીફાઈ કરતાં સહકાર અને સહાયવૃત્તિ વિશેષ પ્રાચીન છે. એ વિના હરીફાઈ શક્ય પણ નથી.

૧૭. બીજાં પ્રાણીઓમાં અને માણસમાં તફાવત એ છે કે કુદરત પાસેથી જે રૂપમાં વસ્તુઓ મળે તે રૂપમાં જ બીજાં પ્રાણીઓ એ વાપરે છે, જ્યારે માણસ તેના ઉપર શ્રમ કરી તેને વિશેષ ઉપભોગયોગ્ય બનાવે છે. માણસ નવી નવી સંપત્તિ નિર્માણ કરતો જાય છે અને અનેક માણસોના સહકારથી નિર્માણ કરેલી સંપત્તિમાંથી વધુમાં વધુ હિસ્સો પોતાને એકલાને મળે તે માટે તે હરીફાઈ પણ કરે છે. માણસ વધુ મેળવી શકે તે પહેલાં વધુ ઉત્પન્ન થવું જોઈએ એ સહેજે સમજાય તેવી વાત છે. આપણે જોઈ ગયા છીએ કે દરેક માણસ અથવા દરેક કુટુંબ અથવા દરેક ગામ અથવા દરેક દેશ પોતાને જોઈતી બધી જ વસ્તુઓ ઉત્પન્ન કરી શકતાં નથી. પોતાને ત્યાં જોઈએ તે કરતાં વધુ બનેલી વસ્તુઓનો બીજાં કુટુંબ, ગામ કે દેશ સાથે વિનિમય કરવો જ પડે છે. આ વિનિમયની ક્રિયામાં પણ વિશેષ લાભ ખાટી જવા એક બીજા સાથે હરીફાઈ ચાલે છે.

૧૮. હરીફાઈના તત્ત્વને આર્થિક પ્રગતિના પાયા તરીકે માનનારાઓ તેનો પૂર્વપક્ષ નીચે પ્રમાણે રજુ કરે છે:—

હરીફાઈમાં વધુ લાભ ઉઠાવવા માટે પ્રથમ તો દરેક પક્ષ પોતાનું ઉત્પન્ન વધારવા પ્રયત્ન કરે છે. એટલે ખાનગી માલકી હકની પ્રથાની માફક આ હરીફાઈની પ્રથા પણ સંપત્તિના વિશેષ ઉત્પન્ન અને સંચયને પોષણ આપે છે. જ્યાં સુધી કોઈ પણ વસ્તુનો ઉત્પાદક એક જ હોય ત્યાં સુધી કશી હરીફાઈ ઊભી ન થાય. એ વસ્તુની જેને જરૂર હોય તેની પાસેથી તે ગમે

તેટલી કિંમત લઈ શકે અને પોતે ગમે તેટલો મોટો નફો કરી શકે. પણ એનો નફો જોઈને એ જ વસ્તુના અનેક ઉત્પાદકો થાય છે ત્યારે દરેક ઉત્પાદક પોતાની વસ્તુઓ ખપાવી દેવા માટે તેને વધુ સારી અને વધુ સસ્તી બનાવવા પ્રયત્ન કરે છે. વસ્તુ સસ્તી અને સારી બનાવવા માટે કાચા માલની પેદાશ તથા વપરાશમાં બહુ કાળજીપૂર્વક કરકસર કરે છે, શ્રમનો બચાવ શી રીતે થાય તેના રસ્તા શોધે છે, પોતાની આવડત અને કારીગરી ઉત્તરોત્તર વધારવા પ્રયત્ન કરે છે, પોતાના ઓજારોમાં વખતોવખત સુધારા કરે છે અને હરેક રીતે પોતાના ઘરાકને રીઝવવા તે વધારેમાં વધારે પ્રયત્ન કરે છે. વળી કોઈ ઉત્પાદકને અમુક વસ્તુ બનાવવાની કુદરતી સગવડો બહુ હોય અને એ વસ્તુ બનાવવામાં એની હરીફાઈમાં ઊતરવું મુશ્કેલ હોય ત્યારે એ વસ્તુની અવેજીમાં એના જેવું અને જેટલું કામ આપી શકે એવી બીજી વસ્તુ શોધવાનો પણ પ્રયત્ન ચાલે છે. એને પરિણામે લોકો પાસે વિવિધ વસ્તુઓ ઉત્તરોત્તર સારી જાતની અને સસ્તા દામની આવી પડે છે. એટલે તેઓ પોતાની જરૂરિયાતનું ધોરણ ઊંચું કરી શકે છે. તેથી જ હરીફાઈના તત્ત્વને આર્થિક પ્રગતિના પાયારૂપ ગણ્યું છે.

૧૯. અત્યારે આર્થિક હરીફાઈ વસ્તુ વસ્તુ વચ્ચે, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, બજાર બજાર વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે અને દેશ દેશ વચ્ચે ચાલે છે. ટીનનાં પતરાંનાં વાસણો, ઘાસતેલના ડબા, ટીનનાં પીપ એણે માટીની ગોળીઓ તથા કોઠીઓને હાંકી કાઢી; છાપરાં માટેનાં પતરાંએ નળિયાંને હાંકી કાઢ્યાં, દીવાબત્તી માટે વપરાતાં દીવેલનાં કોડિયાંને ઘાસતેલના ફાનસે હાંકી કાઢ્યાં અને ઘાસતેલના ફાનસને વીજળીની બત્તીએ હાંકી કાઢવા માંડ્યું છે; આ વસ્તુ વસ્તુ વચ્ચેની હરીફાઈના દાખલા છે. મજૂરો વચ્ચે, કારકૂનો વચ્ચે, શિક્ષકો વચ્ચે એક જ કામ ઓછા પગારે કરવાની જે હરિફાઈ ચાલે છે તે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની હરીફાઈના દાખલા છે. મુંબઈ મોટું બંદર થતાં ત્યાં જબરું બજાર જામ્યું એટલે સુરતનું બંદર તથા બીજાં પણ નાનાં અનેક બંદરો તૂટ્યાં એ બજાર વચ્ચેની હરીફાઈનો દાખલો છે. લડાઈ શરૂ થઈ તે પહેલાં દુનિયાનું મોટામાં મોટું નાણાંબજાર લંડન હતું તેની ન્યુ યૉર્કે હરીફાઈ કરવા માંડી હતી અને લડાઈ પછી અર્થરચના લડાઈ પહેલાં હતી તેવી જ રહે એમ જો માનીએ — જે બનવું અશક્યવત્ છે — તો દુનિયાનું મુખ્ય નાણાંબજાર ન્યુ યૉર્ક થાય એવો ઘણો સંભવ છે. એ પણ બજાર બજાર વચ્ચેની હરીફાઈનો દાખલો છે. પોતાના દેશના ઉદ્યોગધંધા માટે બીજા દેશનાં બજારો કબજે કરવા દરેક દેશ પ્રયત્ન કરે છે તે દેશ દેશ વચ્ચેની હરીફાઈ છે. મૂડીદારો અને મજૂરો વચ્ચેની હરીફાઈ અને મૂડીદારોમાં પણ જમીનદારો, વેપારીઓ અને ઉદ્યોગપતિઓ વચ્ચેની હરીફાઈ એ વર્ગ વર્ગ વચ્ચેની હરીફાઈ છે. આ

બધી હરીફાઈઓએ આ જમાનામાં ભયંકર સ્વરૂપ પકડયું છે. આર્થિક હરીફાઈ એટલે કે વેપાર રોજગારની અને ઉદ્યોગધંધાની હરીફાઈ, હોવી તો જોઈએ શાન્તિમય સ્વરૂપની પણ એણે તો આખી દુનિયાનાં ખાંડાં ખખડાવ્યાં છે અને નિઃશસ્ત્ર તથા નિર્દોષ લોકો ઉપર આગ વરસાવવા માંડી છે.

૨૦ હરીફાઈનાં આ ભયંકર પરિણામો જોતાં આર્થિક પ્રગતિનો પાયો હોવાનો હરીફાઈનો દાવો ટકી શકે એમ નથી. જ્યાં બે પક્ષ વચ્ચે સ્પર્ધા અથવા મુકાબલો થાય ત્યાં એક વિજેતા બને અને બીજો પરાજિત થાય એમ બનવાનું જ. બે ઉત્પાદકો અથવા બે વેપારીઓ વચ્ચે હરીફાઈ ચાલે છે ત્યારે જે હારે છે તે પાયમાલ થઈ જાય છે. તેનું કારખાનું અથવા તેની પેઢી તારાજ થઈ જાય છે. એનો ધક્કો એ કારખાનામાં કે પેઢીમાં હિતસંબંધ ધરાવતા અનેકને લાગે છે અને તેમ થતાં જે બગાડ અને બરબાદી થાય છે તેનો બોજો છેવટે તો આખા સમાજ ઉપર જ પડે છે. કેટલીક વખત તો એક હરીફ બીજાને તોડી પાડી છેવટે પોતે એકલો ઊભો રહી લાભ ખાટી શકે તે માટે એટલે સુધી હરીફાઈમાં ઊતરે છે કે પોતાની પડતર અથવા પોસાય એટલી કિંમત કરતાં પણ સસ્તે દરે માલ વેચવા તૈયાર થાય છે. જો તે બહુ જ સાધનસંપન્ન હોય તો લાંબો વખત નુકસાન ખમીને પણ બીજા પક્ષને હરાવે છે અને પછી પોતાને મનમાનતો નફો કરે છે. પણ બન્ને પક્ષ સરખા બળવાન અથવા સરખા નબળા હોય તો બન્ને તારાજ થાય છે. મજૂરો અથવા બીજા કામદારો આવી હરીફાઈમાં ઊતરે છે ત્યારે સખતમાં સખત કામ અને ઓછામાં ઓછા દર મજૂરોને સ્વીકારવા પડે છે. દેશ દેશ વચ્ચેની હરીફાઈએ તો આખી દુનિયાનો કચ્ચરઘાણ વાળવા માંડયો છે.

૨૧. વળી હરીફાઈથી માલ સારો અને સસ્તો મળે છે એ દાવો પણ ચાલી શકે તેવો નથી. જેમ જેમ હરીફાઈ વધતી જાય છે તેમ તેમ સારો માલ તો ઓછો જ થતો જાય છે. બજારો સસ્તા પણ તકલાદી અને નકલી માલથી ખડકાય છે. સારો માલ એટલો સસ્તો બનાવી જ નથી શકાતો એટલે તે બનતો બંધ થઈ જાય છે. માલ સસ્તો બનાવવા માટે હલકી બનાવટનો, ભેળવાળો અને નકલી માલ બનાવવામાં આવે છે. હરીફાઈમાં ઊતરવું એટલે પ્રામાણિકતા, ન્યાય, એવી બધી વસ્તુઓને નેવે મૂકવી એમ જ સર્વત્ર મનાય છે. એટલે માલ સારો નહિ પણ સસ્તો મળે છે ખરો. અને આવા અન્યાયને પરિણામે માલ સસ્તો મળે તેથી પણ શું? માણસ જેમ ઘરાક છે, ઉપભોગ કરનાર છે તેમ ઉત્પાદક પણ છે જ ને? ઘરાકને માલ સસ્તો આપવા ખાતર મજૂરને મજૂરી ઓછી આપવામાં આવે ત્યારે ઉપભોગ કરનાર તરીકે તેને જે લાભ થાય તે માટે ઉત્પાદક તરીકે તેને નુકસાન વેઠવું પડે છે. વળી ઉત્પાદક મજૂર

તો સમાજનું બહુ મોટું અંગ છે. એના હિતની અવજ્ઞા કરીને ઉત્પાદનની કોઈ પણ રીત ચલાવવામાં આવે તે અનર્થકારી જ ગણાવી જોઈએ. ઉત્પાદક મજૂરને ભોગે માલ સસ્તો બને તેથી સમાજને લાભ કરતાં નુકસાન જ વધારે થાય છે.

૨૨. હરીફાઈના પૂર્વપક્ષમાં હરીફાઈના જે લાભો બતાવવામાં આવ્યા છે તે કાલ્પનિક છે. કારણ અત્યારના સમાજમાં, જ્યાં આર્થિક તથા રાજદ્વારી અસમાનતા છે, જુદા જુદા વર્ગોની કેળવણી અને શક્તિની બાબતમાં અસમાનતા છે, કાળાગોરાના ભેદ પ્રવર્તી રહ્યા છે ત્યાં શુદ્ધ હરીફાઈ શક્ય જ નથી. આપણે આ પુસ્તકમાં સ્થળે સ્થળે જોઈશું કે એકબીજા સાથે સોદા કરનારા, એકબીજા સાથે કરારમાં ઊતરનારા બે પક્ષો અનેક રીતે અસમાન સ્થિતિ ભોગવતા હોવાથી તેમના સોદા અને કરારો મોટે ભાગે એક પક્ષના લાભના જ થાય છે. એટલે હરીફાઈને આર્થિક પાયારૂપ માનવામાં મોટી ભૂલ જ થાય છે. આર્થિક પ્રગતિનો સાચો પાયો તો સહકાર તથા તેની સાથે જોડાયેલાં સંપ અને ન્યાયનાં તત્ત્વો છે.

## આર્થિક સ્વાતંત્ર્ય

૨૩. આપણે જોઈ ગયા છીએ કે ઇતિહાસના આરંભકાળથી માણસ આર્થિક બાબતમાં કોઈને કોઈ રીતે પરાધીનતા ભોગવતો આવ્યો છે. તદ્દન આદિ વનવાસી ઉપર માણસે ઉપજાવેલાં બીજાં કશાં બંધન નહતાં ત્યારે પણ તે કુદરતને આધીન તો હતો જ. વળી પોતાનાં કરતાં બીજો વધુ જબરો વનવાસી હોય તેનાથી તેને ડરીને ચાલવું પડતું. પોતાની ટોળીની જે રૂઢિઓ કે રીત-રિવાજો હોય તેના બંધનમાં પણ તેને રહેવું પડતું. જ્યારે ગુલામી પ્રથા શરૂ થઈ ત્યારે ગુલામ ઉપર તો વિશેષ બંધનો લાદવામાં આવ્યાં. કુટુંબની અને આગળ ઉપર ગ્રામસમાજની સંપત્તિના કુલ ઉત્પાદનમાં મોટો હિસ્સો ગુલામનો હોય તો પણ સંપત્તિની વહેંચણીમાં તેનો હિસ્સો બહુ નાનો રહેતો. ગુલામ ઉપરનું બંધન એ શરીરબળનું બંધન હતું. ગુલામી પ્રથામાંથી હાળી પ્રથા અને વસવાયાં પ્રથા અમલમાં આવી ત્યારે સીધું શરીરબળનું બંધન ઢીલું કરવામાં આવ્યું પણ રૂઢિઓ તથા રીવાજોનો અમલ બહુ સખ્તાઈથી થતો. શહેરોમાં વેપારીઓ અને કારીગરો આ જૂની રૂઢિઓથી કાંઈક સ્વતંત્રતા ભોગવતા થયા ખરા. પણ ત્યાંયે આગળ ઉપર નવા રિવાજો અને નવાં બંધનો ઊભાં થયાં. આ રિવાજોનો અમલ શહેરોમાં ગામડાંના જેટલી સખ્તાઈથી નહોતો થતો. પણ કારીગરોને જેમ જેમ મૂડીની જરૂર પડવા માંડી તેમ તેમ તેઓ વેપારીઓના દેવાના બંધનમાં સપડાતા ગયા. વેપારી કારીગરને અગાઉથી કાચો માલ પૂરો પાડવાના રૂપમાં નાણાં ધીરતો અને પોતાની મૂડી તથા વ્યાજની વસુલાત પેટે કારીગરનો તૈયાર માલ પોતાની મરજી મુજબના ભાવે ખરીદી

લેતો. આમ આજે જેને આર્થિક સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે તે જાતનું આર્થિક સ્વાતંત્ર્ય પ્રાચીન કાળમાં બહુ ઓછું હતું. આજનું આર્થિક સ્વાતંત્ર્ય પણ નામનું જ છે. મજૂરી કરનારા મોટા જનસમુદાય માટે તો એ બેકારી ભોગવવાનું અને ભૂખે મરવાનું જ સ્વાતંત્ર્ય છે. જ્યારે પ્રાચીન કાળનું પારતંત્ર્ય એટલું કઠોર ન હતું, કારણ તે વખતે અર્થસત્તા કે રાજ્યસત્તા આજના જેવી કેન્દ્રિત અને સર્વગ્રાહી નહોતી.

૨૪. ઘણાં ઐતિહાસિક કારણો જેની વિગતોમાં ઊતરવાનું આ સ્થળ નથી, તેને પરિણામે સોળમા સૈકામાં દુનિયાના દરેક આગળ પડતા દેશમાં રાજાઓ આપખુદ સત્તા ધારણ કરતા જોવામાં આવે છે. દરેક દેશમાં પ્રજા પણ રાજાની આ આપખુદ સત્તાને વધાવી લે છે. હિંદુ રાજનીતિ મુજબ રાજાની સત્તા ઉપર બ્રાહ્મણો અને ધર્મશાસ્ત્રોનો અંકુશ હોવા છતાં રાજાને વિષ્ણુનો અવતાર માન્યો છે. મુસલમાની અમલ થયો ત્યારે મુસલમાન સુલતાનો અને બાદશાહો પ્રત્યે પણ હિંદુ પ્રજાની એ ભાવના કાયમ રહી. યુરોપમાં પહેલાં એવું કાંઈ હોય એમ જણાતું નથી પણ ત્યાંયે સોળમા સૈકાથી રાજાના ઈશ્વરદત્ત હકો (ડિવાઈન રાઈટ્સ ઑફ કિંગ)નો વાદ જન્મ પામે છે અને તેનો સારી પેઠે પ્રચાર થાય છે. બધી સત્તા એકહથ્થુ કરવી હોય તો, પોતાના રાજ્યની અંદર ગ્રામપંચાયતો દ્વારા તથા વેપારી મહાજનો દ્વારા અનેક મંડળો જે સત્તા અને સ્વરાજ્ય ભોગવે એ રાજાને ન પોસાય એટલે આવી સ્વરાજ્ય ભોગવતી સઘળી સંસ્થાઓને રાજા તોડી પાડે છે. પોતાના રાજ્યની અંદર દરેક ક્ષેત્રમાં રાજાની સત્તા સર્વોપરિ ગણાય છે, તેની મરજી વિરુદ્ધ અને તેની રજા લીધા સિવાય કોઈ પણ મહત્ત્વની પ્રવૃત્તિ, પછી તે સામાજિક હો, ધાર્મિક હો કે આર્થિક, પ્રજાથી ઉપાડી શકાતી નથી. આપણા દેશમાં આ કાળ મોગલ સામ્રાજ્યનો કાળ છે. મોગલ બાદશાહોએ પણ સત્તા બને તેટલી કેન્દ્રિત અને એકહથ્થુ કરી છે પણ આપણો દેશ બહુ વિશાળ હોવાથી તથા વધારે વસ્તી ગામડાંમાં હોવાથી અને એ કરતાં પણ વિશેષ તો આપણી રાજ્યસત્તાની ભાવના યુરોપ કરતાં ભિન્ન હોવાથી, તેઓએ પ્રજાના સમાજવ્યવહારમાં કે ધર્મવ્યવહારમાં દખલ કરી નથી. તેમ ગ્રામપંચાયતો તથા વેપારીઓનાં અને કારીગરોનાં મહાજનોની સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓને પણ તોડી નાખી નથી. આપણા દેશની આ સ્વરાજ્ય ભોગવતી સંસ્થાઓ તો બ્રિટિશ અમલમાં યુરોપીય પદ્ધતિની કેન્દ્રિત રાજ્યસત્તાને લીધે જ તૂટી.

૨૫. અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં રાજાની એકહથ્થુ સત્તાની સામે સમાજ-હિતૈષી ફિલસૂફો અને લેખકોએ પ્રજા સ્વાતંત્ર્યની ભાવનાને જાગૃત કરી. તેને પરિણામે અઢારમા સૈકાને અંતે ફ્રાન્સમાં મોટો રાજ્યવિપ્લવ થયો. એ વિપ્લવની

જ્વાળામાં ફ્રાન્સનો રાજા, જમીનદાર સરદારો અને મોટી મોટી જાગીરોવાળા મહંતો અને ધર્માચાર્યો ભસ્મ થઈ ગયા એટલું જ નહિ પણ યુરોપના બધા દેશોનાં રાજસિંહાસનો ડોલી ઊઠ્યાં. વિપ્લવને અંતે ફ્રાન્સ સિવાય બીજા દેશોમાં રાજાઓની હસ્તી કાયમ રહી ખરી પણ તેમની સત્તા નિયંત્રિત થઈ ગઈ અને દરેક દેશના રાજ્યતંત્રમાં પ્રજાનો અવાજ સંભળાય એવી વ્યવસ્થા ઊભી થવા લાગી. રાજાઓની એકહથ્થુ સત્તાના કાળમાં રાજાની મરજી વિરુદ્ધ અને પરવાનગી વિના પ્રજા કશી જ પ્રવૃત્તિ ન કરી શકે એવું હતું તેના પ્રત્યાઘાત તરીકે એવો વાદ હસ્તીમાં આવ્યો કે પ્રજાની આર્થિક, સામાજિક કે ધાર્મિક કોઈ પ્રવૃત્તિમાં રાજ્યતંત્રે બિલકુલ દખલ ન કરવી. દરેકને પોતાની માન્યતા પ્રમાણે વર્તવાની અને પોતાને યોગ્ય લાગે અને પસંદ પડે તે પ્રવૃત્તિ કરવાની છૂટ હોવી જોઈએ. દરેક માણસ પોતાને ઠીક લાગે એ ધર્મ પાળી શકે, પોતાને પસંદ પડે તે ધંધો કે વેપાર રોજગાર કરી શકે અને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે પોતાની મિલકતનો ઉપયોગ કરી શકે. દરેક માણસમાં પોતાની મેળે જ પોતાનું હિત સમજવાની અને પોતાનો સ્વાર્થ શેમાં રહેલો છે એ જોવાની શક્તિ હોય છે, એટલે પોતાને જે તકો મળે તેનો ઉપયોગ કરવાનું કોઈ માણસ ચૂકશે જ નહિ અને પોતાનો સ્વાર્થ સમજી લઈ તે પ્રમાણે પોતાની બધી શક્તિઓ વાપરશે. અને દરેક માણસ પોતાની શક્તિનો વધારેમાં વધારે ઉપયોગ કરશે એટલે આખા સમાજનું હિત આપોઆપ સચવાશે. આ વાદમાં વૈયક્તિક સ્વાર્થ અને સમાજહિત વચ્ચે કશો ભેદ છે જ નહિ એમ ગૃહીત કરી લેવામાં આવ્યું, અને વૈયક્તિક સ્વાર્થને છૂટાદોર મળ્યા.

**૨૬.** આ જ કાળ યુરોપમાં ભૌતિક શક્તિની શોધનો કાળ હતો. મૂડીદારોએ ભૌતિક શક્તિથી ચાલતાં મોટાં કારખાનાં ઊભાં કર્યાં અને મજૂરો તેમાં ચુસાવા અને પિલાવા લાગ્યા. પ્રાચીન તથા મધ્યકાળમાં ખેડૂત તથા વસવાયા વર્ગ જમીનદારને અધીન હતો અને કારીગરવર્ગ વેપારીઓને અધીન હતો છતાં જમીનદારોએ અને વેપારીઓએ તેમની સાથે માણસાઈ ભર્યો વર્તાવ રાખવો જોઈએ એ ભાવના સમાજમાં પ્રવર્તતી હતી. તે માટે સામાજિક રીતરિવાજ અને રૂઢિના અંકુશો પણ હતા. પણ વ્યક્તિ સ્વાતંત્ર્યને નામે નિરંકુશ રીતે વૈયક્તિક સ્વાર્થ સાધવાની ફિલસૂફીના આ જમાનામાં મૂડીદારને કોઈ કશું કહી શકે એમ ન હતું. મજૂરીના દરની બાબતમાં, કામના કલાકની બાબતમાં તથા કામની પસંદગીમાં મજૂરો મૂડીદારો સાથે સ્વતંત્ર રીતે કરારમાં ઊતરે છે અને તેઓ પોતાનો સ્વાર્થ સમજીને જ એ કરારનો રાજીખુશીથી સ્વીકાર કરે છે એ ફિલસૂફીનો પ્રચાર અર્થશાસ્ત્રીઓ હાવકું મોં રાખીને કરતા. મજૂરો જો કારખાનામાં ચુસાતા અને પિલાતા હોય

તો પોતાની રાજીખુશીથી તેઓ તેમ કરે છે એમ મનાવવામાં આવતું. રાજ્ય-સત્તા તો સિદ્ધાન્તની રૂએ વચ્ચે પડી શકે એમ હતું નહિ. વળી લોકમત બધો મૂડીદારની તરફેણમાં હતો કારણ આ કહેવાતી પ્રજાસત્તાના કાળમાં રાષ્ટ્રભાવના પૂર જોસમાં ચાલતી હતી. દરેક દેશની ભૌગોલિક ચતુઃસીમાની અંદર વસતી દરેક વ્યક્તિના દિલમાં એવી આકાંક્ષા પેદા કરવામાં તથા પોષવામાં આવતી કે પોતાનું રાષ્ટ્ર બીજાં રાષ્ટ્રો સાથે યુદ્ધમાં વિજયી થાય, પોતાના રાષ્ટ્રનો ભૌગોલિક વિસ્તાર વધે, પોતાનું રાષ્ટ્ર બીજાં રાષ્ટ્રોને મુકાબલે કળા કૌશલ્યમાં શ્રેષ્ઠ ગણાય, વેપારી હરીફાઈમાં બીજાને હરાવી બીજા દેશમાંથી ધન ખેંચી લાવે, તથા પોતાના રાષ્ટ્રની કીર્તિ દેશદેશાન્તરમાં ગવાય. આ બધી કીર્તિ, જાહોજલાલી, સત્તા કે ધનમાંથી દેશના મોટા ભાગના લોકોને તો કશો જ લાભ ન મળે અને તેમના રોજના જીવનમાં પણ કશો સુધારો ન થાય, છતાં પોતાના રાષ્ટ્રને જે મળ્યું તે જાણે પોતાને જ મળ્યું એમ માની દરેક દેશની આમજનતા રાષ્ટ્રના વિજયો અને ધનવૈભવ જોઈ રાચે છે, અને તેમાં ગૌરવ લે છે. જ્યાં આવી ભાવના પૂર જોસમાં ચાલતી હોય ત્યાં પોતાના દેશમાં અઢળક ધન આવે અને તેની કીર્તિ બધે ફેલાય એનો વિરોધ કોણ કરી શકે? વ્યક્તિના કહેવાતા આર્થિક સ્વાતંત્ર્યનો વાદ એટલી મજલે પહોંચ્યો કે આઠ દસ મજૂરો ભેગા થઈને મજૂરીના વધુ દર મેળવવા કે બીજી સગવડો મેળવવા જો મંડળ બાંધે તો તે પણ વ્યક્તિસ્વાતંત્ર્યમાં અંતરાયરૂપ થયું એમ ગણાતું. વળી કહેવાતી પ્રજાસત્તામાં પ્રજાને નામે મૂડીદારો જ સત્તા ભોગવતા. હજી મતદારમંડળોની રચના એટલી બધી ખામીવાળી હતી કે પ્રજા તરફથી ચૂંટાયેલી ગણાતી પ્રજાસભામાં પ્રજાનું પ્રતિનિધિત્વ બરાબર આવે એવી કશી વ્યવસ્થા હતી જ નહિ. એટલે મૂડીદારો ઉપર રાજ્યસત્તાનો કે લોકમતનો કશો અંકુશ હતો નહિ. એક વાદ તરીકે દરેક વ્યક્તિ આર્થિક બાબતમાં સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે એમ કહેવાતું, પણ એ વાદને પરિણામે વ્યવહારમાં તો બળિયાના બે ભાગનો ન્યાય જ તોળાતો.

૨૭. આ જ આર્થિક સ્વાતંત્ર્યને નામે દેશ દેશ વચ્ચે ખુલ્લા વેપારની નીતિ હોવી જોઈએ એવો વાદ પણ પ્રચારમાં આવ્યો. કોઈ પણ દેશનું રાજ્યતંત્ર તે દેશના આયાત નિકાસના વેપારમાં જકાત નાંખીને કે બીજી રીતે કશો પ્રતિબંધ મૂકે તે અર્થશાસ્ત્રના સિદ્ધાંતથી વિરુદ્ધ મનાવા લાગ્યું. ખુલ્લા વેપારની નીતિથી જ સારામાં સારો અને સસ્તામાં સસ્તો માલ દરેક દેશની પ્રજાને મળી શકે માટે એક દેશના બીજા દેશ સાથેના વેપારમાં કોઈ પણ જાતનો અંતરાય ન નાંખવો જોઈએ એમ મનાવવામાં આવ્યું. આનું પરિણામ પણ એ આવ્યું કે જે દેશ ઉદ્યોગધંધામાં — ખાસ કરીને યંત્ર-ઉદ્યોગમાં —

આગળ વધ્યો હોય તે બીજા દેશને ચૂસવા લાગ્યો. એટલે આમાં પણ બળિયાના બે ભાગનો ન્યાય જ તોળાવા માંડ્યો.

૨૮. કોઈ રાક્ષસ અને વેંતિયાને એકબીજા સાથેનો વહેવાર નક્કી કરવાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય હોય તો તેમાં વેંતિયાનો જ મરો થાય એ દીવા જેવી ચોખ્ખી વાત છે. વેંતિયાને પોતાનું સ્વાતંત્ર્ય શા ખપમાં લાગે? સ્વાતંત્ર્ય પણ સમાજની પ્રગતિમાં અને સમાજના હિતમાં ત્યારે જ ઉપકારક થઈ શકે છે જ્યારે સમાજમાં સમાનતા પ્રવર્તતી હોય છે. સમાન બળવાળા બે પક્ષો વચ્ચે લેવડદેવડના કે બીજા કરાર તદ્દન સ્વતંત્ર રીતે થાય તેમાં બન્ને પક્ષ પોતપોતાનું હિત જાળવી શકે. પણ જ્યાં એક પક્ષ બહુ બળવાન હોય અને બીજો તદ્દન નબળો હોય ત્યાં એ બન્ને વચ્ચેની સ્વતંત્રતાનો બધો લાભ બળવાન પક્ષને જ મળે. એટલે જો ન્યાય સાચવવો હોય તો બળવાન પક્ષ ઉપર સામાજિક જવાબદારીના યોગ્ય અંકુશ હોવા જ જોઈએ.

૨૯. વળી બન્ને પક્ષ સમાન હોય, પણ તેઓ જો એકબીજાનો દ્વેષ કરતા હોય, લાગ મળ્યે એકબીજાને તોડી પાડવાની વૃત્તિ બન્ને પક્ષમાં હોય ત્યાં પણ સમાજની સુખશાન્તિ અને પ્રગતિમાં અંતરાય આવે છે. બે સમાન પક્ષમાં પણ સામાજિક કલ્યાણની વૃત્તિ હોય, બન્નેમાં બંધુત્વની ભાવના હોય તો જ એ સમાન પક્ષની સ્વતંત્રતા સામાજિક ઉત્કર્ષમાં સહાયરૂપ થઈ શકે છે. નહિ તો પાડા પાડા લડે અને ઝાડનો ખોડો નીકળે એવું થાય છે. બે બળિયાની લડાઈ ચાલે એમાં પ્રજાવર્ગ નાહકનો હેરાન થાય છે. આ વિચારસરણી ધ્યાનમાં રાખીને જ ફ્રેન્ચ વિપ્લવના પ્રેરક કારણરૂપ ફિલસૂફોએ વિપ્લવના ઘોષણાસૂત્ર તરીકે સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વની ભાવનાઓ લોકોને મોઢે ચડાવી હતી. તેમાંથી સ્વતંત્રતાની ભાવના દુનિયામાં પ્રવર્તમાન થઈ અને આજે પણ આદર્શરૂપે સ્વીકારાય છે, છતાં જ્યાં સુધી સમાનતા અને બંધુત્વ સિદ્ધ નથી થયાં ત્યાં સુધી સમાજહિતની ખાતર સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવા જ પડશે. કારણ બળવાન પક્ષની સામાજિક જવાબદારીના ભાન વિનાની કેવળ સ્વાર્થપરાયણ સ્વતંત્રતા અને નિર્બળ પક્ષની પોતાનું હિત સાચવવાની શક્તિ વિનાની પાંગળી સ્વતંત્રતા, એ બન્ને સમાજને હાનિકારક છે. એ સ્વતંત્રતા શબ્દનો દુરુપયોગ અને વિડંબના જ છે.

૩૦. આ વસ્તુ બીજા સામાજિક વ્યવહારોની માફક અર્થવ્યવહારમાં પણ સ્વીકારાવા માંડી છે. દરેક દેશમાં મિલમાલેકો અને મજૂરો વચ્ચેના વ્યવહારમાં મજૂરોના હિતનું રક્ષણ કરવા તથા જમીનદારો, શાહુકારો તથા ખેડૂતો વચ્ચેના વ્યવહારમાં ખેડૂતના હિતનું રક્ષણ કરવા સરકાર વચ્ચે પડીને કાયદા કરે છે. કેટલાક ઉદ્યોગધંધા તો સરકાર પોતાને જ હસ્તક લઈ ચલાવે

છે. ખાનગી મૂડીદારોની નફાખોરી તથા વ્યાજખોરી અટકાવવા સરકારો પ્રયત્નશીલ થવા માંડી છે. ગરીબોના ખાસ લાભાર્થે શહેરોમાં મ્યુનિસિપાલિટીઓ ઇસ્પિતાલો ચલાવવાની, સારાં ઘર બાંધવાની એવી એવી પ્રવૃત્તિઓ કરે છે. લોકો તરફથી પણ દયા અને પરોપકારનાં કામ તરીકે અનાથાશ્રમો વગેરે ચાલે છે. પણ આ બધું ઉપલકિયા દેખાવનું છે. દેશમાં હજી રાજ્ય-કારભારમાં કર્તાકારવતા વર્ગ મૂડીદારોનો જ છે અથવા મૂડીદારો પોતાનાં નાણાંને બળે અને બીજી લાગવગથી કર્તાકારવતા વર્ગને પોતાના હાથ પર રાખે છે. એટલે આવા પ્રયત્નોથી મજૂરો, ખેડૂતો તથા બીજા ગરીબ અને દલિત વર્ગના હિતોનું સારી રીતે રક્ષણ થઈ શકતું નથી.

૩૧. માલિક અને મૂડીદાર વર્ગના બરોબરિયા થવા સારુ મજૂરો એ પોતાનાં મહાજન બાંધી માલિકો સાથે ટક્કર લેવા માંડી છે, તેમાંથી સમાનતાની સ્થાપના થવાની વધારે આશા છે. દરેક પ્રકારના શોષિત વર્ગો હવે પોતપોતાનાં આવાં મહાજનો બાંધવા લાગ્યા છે. પણ આ મહાજનોનું સંગઠન હરીફાઈ અને દ્વેષના તત્ત્વ ઉપર બાંધવા જેટલે દરજ્જે પ્રયત્ન થશે તેટલે દરજ્જે આ પ્રયત્નોમાં પણ સમાજનું કુશળ નથી. આ મહાજનોનું સંગઠન ન્યાય અને માનવતા અથવા બંધુત્વના ધોરણ ઉપર કરવા પ્રયત્નો થવા જોઈએ.

૩૨. ટૂંકમાં, માણસ જ્યાં સુધી સમાજમાં રહે છે ત્યાં સુધી માણસની નિર્ભેળ સ્વતંત્રતા શક્ય જ નથી. કોઈ પણ જાતની જવાબદારીનો અંકુશ સ્વીકાર્યા વિના બીજાને ભોગે જે પોતાની સ્વતંત્રતા વાપરવા જાય તે સમાજને હાનિ જ પહોંચાડે. તેમ બીજી તરફથી આપણા બધા જ વ્યવહારો કોઈ બાહ્ય અથવા ઉપરી સત્તાના અંકુશ નીચે જ હોય એ પણ ઇષ્ટ નથી. એટલે એક છેડે આપખુદ સત્તાના અંકુશ અને બીજે છેડે બિન-જવાબદાર નિરંકુશ વ્યવહારની છૂટ, એ બેની વચ્ચે સાચી અને હિતકારી સ્વતંત્રતાનું સ્થાન નક્કી કરવું જોઈએ. સ્વાતંત્ર્યની સાથે સમાનતા અને બંધુતાની ભાવનાઓ પૂરતા પ્રમાણમાં સમાજમાં ખીલે તો જ એ સ્વાતંત્ર્ય હિતકારી થાય અને સમાજની સુખશાન્તિ અને પ્રગતિ સાધવામાં ફાળો આપી શકે.

## પ્રકરણ ૧લું

# કુદરત

૧. સંપત્તિની વ્યાખ્યા આપણે આપી ગયા છીએ. એ સંપત્તિ જે રીતે નિર્માણ થાય એ બધી ક્રિયાઓ અથવા પ્રવૃત્તિઓને ઉત્પાદન કહી શકાય. ઉત્પાદનની પ્રવૃત્તિ દ્વારા માણસની જરૂરિયાતોને પૂરી પાડવા માટે મૂળ પદાર્થમાંથી ઉપભોગ-યોગ્ય નવી નવી વસ્તુઓ આપણે બનાવીએ છીએ અથવા જે હોય તેની ઉપયોગિતામાં વધારો કરી તેને વિશેષ ઉપભોગયોગ્ય બનાવીએ છીએ. માણસની કેટલીક કામગીરીઓ અથવા સેવાઓ દ્વારા પણ સમાજની જરૂરિયાતો પૂરી પડે છે. એ કામગીરી અને સેવાઓને પણ સંપત્તિ ગણવામાં આવે છે. માણસને ઉપયોગમાં આવે એવી અને વિનિમયમાં જેનું મૂલ્ય આંકી શકાય એવી ભૌતિક તેમ જ અ-ભૌતિક અથવા અશરીરી સંપત્તિ હસ્તીમાં આણવી એનું નામ ઉત્પાદન.

૨. ભૌતિક સંપત્તિના ઉત્પાદનમાં આપણે કોઈ નવો પદાર્થ નિર્માણ નથી કરતા. એ માનવ શક્તિની બહારની વસ્તુ છે. પણ કુદરત પાસેથી આપણને જે મળી આવે છે તેના ઉપર શ્રમ કરી તેને ઉપભોગયોગ્ય બનાવીએ છીએ.

૩. અશરીરી સંપત્તિમાં માણસની કામગીરીઓ અથવા સેવાઓ આવી જાય છે. એ સંપત્તિનું મૂળ કુદરતમાં નહિ પણ માનવશક્તિ અને આવડતમાં રહેલું છે. એ કેળવણી દ્વારા ખીલે છે.

૪. જો કે ભૌતિક વસ્તુઓના ઉત્પાદનમાં પણ કેળવણી મહત્ત્વનો ભાગ ભજવે છે. નવી નવી શોધોને લીધે ભૌતિક પરિસ્થિતિમાં તેમ જ ભૌતિક વસ્તુઓના ઉત્પાદનમાં ઘણા સુધારા થયા છે, એ કેળવણીના જ પ્રતાપ છે. તે જ પ્રમાણે કુદરત પણ માનવીશક્તિ, આવડત અને સ્વભાવ કેળવવામાં ઘણો ફાળો આપે છે.

૫. કોઈ પણ દેશની કે સમાજની આર્થિક સ્થિતિનું માપ કાઢવામાં મુખ્યત્વે ભૌતિક સંપત્તિનું ઉત્પાદન જ ગણતરીમાં લેવામાં આવે છે. એ ઉત્પાદનમાં મુખ્ય અંગો અથવા કારણો ચાર છે: ૧. કુદરત; ૨. શ્રમ; ૩. મૂડી; અને ૪. યોજક.

૬. અર્થશાસ્ત્રનાં અંગ્રેજી પુસ્તકોમાં કુદરતને બદલે જમીન શબ્દ વાપરવાનો રિવાજ છે. ઉત્પાદનના એક આવશ્યક અંગ તરીકે યોજકને ગણવાની પ્રથા શરૂ નહોતી થઈ ત્યારે જમીન, શ્રમ અને મૂડી એ ત્રણ ઉત્પાદનનાં અંગો ગણાતાં.

એ અંગોને ત્રણ જજ્જામાં ગોઠવવાં હોય તો જૂની કહેવતને સહેજ ફેરવી આપણે જમીન, જોર અને જર એ ત્રણને ઉત્પાદનનાં અંગો કહી શકીએ.

૭. આ પ્રકરણમાં આપણે કુદરતનો વિચાર કરીશું. જે દેશને જેવી કુદરતી પરિસ્થિતિ મળે છે તે પ્રમાણે તે દેશનું આર્થિક જીવન ઘડાય છે. પરિસ્થિતિ અનુકૂળ હોય તો જોઈતી વસ્તુઓનું સહેજે ઉત્પાદન કરી શકાય અને લોકો સુખસગવડ ભોગવી શકે. પરિસ્થિતિ પ્રતિકૂળ હોય તો જોઈતી વસ્તુઓના ઉત્પાદનમાં બહુ મુશ્કેલીઓ પડે અને લોકોને કષ્ટમય જીવન ગાળવું પડે. કુદરતી પરિસ્થિતિ નીચેની પાંચ વસ્તુઓ ઉપર આધાર રાખે છે:

૧. આબોહવા; ૨. ભૂપૃષ્ઠની રચના; ૩. ભૂસ્તરની રચના; ૪. ભૌગોલિક સ્થાન; ૫. વનસ્પતિ તથા પશુપક્ષી.

૧. આબોહવા: માણસ હજી પૃથ્વીના બહુ ઓછા ભાગ ઉપર વસવાટ કરી શક્યો છે. બન્ને ધ્રુવપ્રદેશની આસપાસના અતિ ઠંડા પ્રદેશમાં તથા વિષુવવૃત્તની આસપાસના અતિ ઉષ્ણ પ્રદેશના બહુ મોટા ભાગમાં વસ્તી બહુ જ આછી, નહિ જેવી છે. દુનિયાની વસ્તીનો મોટો ભાગ સમશીતોષ્ણ પ્રદેશમાં વસે છે. આપણા દેશના તથા ચીનના કેટલાક ભાગો તથા યુરોપખંડના કેટલાક દેશો બહુ જ ગીચ વસ્તીવાળા છે. ઠંડી, ગરમી, વરસાદ, સૂકી અથવા ભેજવાળી હવા, ઋતુના ફેરફાર, પાણીની સગવડ એ બધું જ્યાં અનુકૂળ હોય ત્યાં સંસ્કૃતિઓ ખીલી છે. જ્યાં આ બધી વસ્તુઓની પ્રતિકૂળતા છે ત્યાં માણસ વસતો જોવામાં આવે તો પણ એ તદ્દન પ્રાથમિક અને વનવાસીની દશામાં જ હોય છે.

૨. ભૂપૃષ્ઠની રચના: પહાડ પર્વતો, નદીઓ, રતીનાં રણ, જંગલો, ઊંચીનીચી કે સપાટ જમીન, સમુદ્રકાંઠો, એ બધાં માણસના આર્થિક જીવન ઉપર બહુ અસર કરે છે. પહાડી પ્રદેશમાં રહેનારનું જીવન, સપાટ પ્રદેશમાં રહેનારનું જીવન, અને સમુદ્રકાંઠે રહેનારનું જીવન એ એકબીજાથી તદ્દન જુદાં હોય છે. તે જ પ્રમાણે નદીની આસપાસના ખેતીવાળા પ્રદેશમાં રહેનારનું જીવન, ઊંચાનીચા અને બીડવાળા પ્રદેશમાં રહેનારનું જીવન તથા રેતીના રણ પ્રદેશમાં રહેનારનું જીવન, એ પણ એકબીજાથી તદ્દન ભિન્ન હોય છે. તેમની ખોરાકની વસ્તુઓ, પહેરવેશ, ઘરની બાંધણી, તથા સામાજિક રીતરિવાજો જુદાં જુદાં હોય છે. નદીઓ ચોમાસામાં રેલાઈને કાંપ ઘસડી લાવી જમીનને ફળદ્રૂપ બનાવે છે, ત્યારે કેટલીક વાર જમીનને ઘસડી પણ જાય છે. જો કે વધારે ભાગે એ મદદ જ કરે છે. જે નદીઓ નૌકાગમ્ય હોય તે વાહન વ્યવહારમાં મદદ કરે છે. બધી જ નદીઓ સામાન્ય રીતે પ્રદેશને સપાટ, ફળદ્રૂપ અને વધુ વસવાટ યોગ્ય બનાવવામાં મદદ કરે છે. સમુદ્રકાંઠો પણ જ્યાં ખાડીઓવાળો હોય ત્યાં વહાણવટા માટે અને મચ્છીમારના ધંધા

માટે વધુ ઉપયોગી થઈ પડે છે. આપણા દેશની સંસ્કૃતિ ખીલવવામાં ઉત્તર હિંદુસ્તાનમાં હિમાલય પર્વતે તથા સિંધુ, સતલજ અને ગંગાયમુનાનાં નદી-કુટુંબોએ અને દક્ષિણ હિંદુસ્તાનમાં સહ્યાદ્રિ પર્વત તથા વચમાંના ઊંચા પ્રદેશે તેમ જ ગોદાવરી, કૃષ્ણા તથા કાવેરીનાં નદી-કુટુંબોએ ખૂબ ફાળો આપ્યો છે. મધ્ય પ્રદેશને ફળદ્રૂપ કરવામાં એવો જ ફાળો નર્મદા, તાપી, ચંબલ, શોણ વગેરે નદીઓએ આપ્યો છે.

૩. **ભૂસ્તરની રચના :** જમીનના ઉપરના તળમાં જમીનનો પ્રકાર—કાળી, ગોરાડુ, બેસર વગેરે — તથા એની ફળદ્રુપતા અર્થોત્પાદનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. વળી જમીનની અંદરના પડમાં જાત જાતની ધાતુઓની તથા કોલસા અને લોઢાની ખાણો તથા તેલના કૂવા, જ્યાં હોય છે તે પ્રદેશનું આર્થિક મહત્ત્વ બહુ વધી જાય છે.

૪. **ભૌગોલિક સ્થાન :** પૃથ્વીના ગોળા ઉપર અમુક પ્રદેશ કયે સ્થળે આવેલો છે તેનું પણ આર્થિક મહત્ત્વ છે. પ્રદેશ જે અક્ષાંશ ઉપર આવેલો હોય, સમુદ્રની સપાટીએથી જેટલો ઊંચો હોય, સમુદ્રથી જેટલે દૂર કે નજીક હોય, તેમ જ પર્વતમાળાની જે બાજુએ આવેલો હોય, તે પ્રમાણે તે પ્રદેશની આબોહવામાં અને તેને કારણે અર્થોત્પાદનના ગુણમાં તથા માણસના જીવનમાં ફેર પડે છે. આપણા દેશનો ઉત્તર તરફનો ભાગ સમશીતોષ્ણકટિબંધમાં આવેલો હોવા છતાં સમુદ્રથી દૂર, તેમ તેની સપાટીથી બહુ ઊંચો ન હોઈ તેની અંદર અત્યંત ઠંડી હવાથી માંડીને અત્યંત ગરમ હવા સુધીની વિવિધતા રહેલી છે. તેના ઘડતરમાં હિમાલય પર્વતનો ફાળો બહુ મોટો છે. અરબી સમુદ્રમાંથી તેમ જ બંગાળી ઉપસાગરમાંથી ઉત્તર તરફ જતાં ચોમાસાનાં વાદળાંને તે રોકી એ પ્રદેશને વરસાદ આપે છે, ઉત્તરમાં તિબ્બત તરફથી આવતી અતિ ઠંડી અને સૂકી હવાને તે રોકે છે અને સિંધુસતલજ, ગંગાયમુના તથા બ્રહ્મપુત્રા વગેરે નદીઓને આખા પ્રદેશમાં વહેવડાવી તેને ફળદ્રુપ કરે છે. દક્ષિણ હિંદુસ્તાન ઉષ્ણકટિબંધમાં આવેલું હોવા છતાં તે આખો પ્રદેશ સમુદ્રની સપાટીથી ઊંચો હોઈ તથા સમુદ્રની નજીક હોઈ ત્યાં બહુ ગરમી નથી પડતી. વળી સહ્યાદ્રિ પર્વત અરબી સમુદ્રમાંનાં ચોમાસાનાં વાદળાંને રોકી કોંકણ અને મલબારના આખા પશ્ચિમ કાંઠાના પ્રદેશને મનમાન્યો વરસાદ આપી ફળદ્રૂપ બનાવે છે, ત્યારે પોતાની બીજી બાજુના એટલે પૂર્વ તરફના પ્રદેશમાં ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે નદીઓ વહેવડાવી તેને ફળદ્રૂપ કરે છે.

૫. **વનસ્પતિ તથા પશુપક્ષી :** જંગલો તથા બીજી વનસ્પતિ અને પાળવા યોગ્ય પશુઓ તથા પંખીઓ એ પણ દેશની આર્થિક સ્થિતિમાં પોતાનો ફાળો આપે છે. આપણો દેશ જંગલની પેદાશમાં પણ ઠીક ઠીક સમૃદ્ધ છે તથા

ગાય, ભેંસ, હાથી, ઊંટ, ઘોડા, ગધેડાં, બકરાં, ઘેટાં વગેરે પશુ સમૃદ્ધિ પણ દેશમાં સારી છે.

૮. કુદરતી પરિસ્થિતિ અથવા કુદરતની પ્રાદેશિક રચના, માણસની રહેણી કરણી, સ્વભાવ, આર્થિક જીવન વગેરે ઉપર જે અસર પાડે છે તેમાં બીજી બધી વસ્તુઓ કરતાં નદી અને સમુદ્ર વિશેષ ભાગ ભજવે છે. તેથી દુનિયામાં ઉદય પામેલી અત્યાર સુધીની બધી સંસ્કૃતિઓને આપણે નદી અથવા સમુદ્રની આસપાસના પ્રદેશમાં ખીલેલી જોઈએ છીએ. પ્રાચીન ભારતીય સંસ્કૃતિ સપ્તસિંધવ અને ગંગાયમુનાના પ્રદેશમાં ખીલી છે. પ્રાચીન દ્રાવીડ સંસ્કૃતિ ગોદાવરી, કૃષ્ણા તથા કાવેરીના પ્રદેશમાં તેમ જ અરબી સમુદ્ર અને બંગાળી ઉપસાગરના કાંઠા પ્રદેશમાં ખીલેલી હોવી જોઈએ. ચીનની સંસ્કૃતિ હ્વાંગહો તથા યાંગ્સેક્યાંગ નદીના પ્રદેશમાં, બાબીલોન અને ખાલ્ડિયાની સંસ્કૃતિ યુફ્રેટિસ અને ટાઈગ્રિસના પ્રદેશમાં, તથા મિસરની સંસ્કૃતિ નાઈલ નદીના પ્રદેશમાં ખીલી છે. ગ્રીસ, રોમ, કાર્થેજ અને ફિનિશિયાની સંસ્કૃતિઓ ભૂમધ્ય સમુદ્રની આસપાસ ખીલી છે. ડેન્માર્ક, હોલૅન્ડ, બેલ્જિયમ તથા ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને જર્મની એ દેશોની સંસ્કૃતિનો ઉદય ઉત્તર સમુદ્રની આસપાસ થયો ગણાય. જાપાનને આપણે જાપાની સમુદ્ર અને પ્રશાન્ત મહાસાગરની સાથે જોડીએ પણ અમેરિકાને આપણે કયા સમુદ્ર કે નદી સાથે જોડીશું? પણ હવે કોઈ દેશને આ રીતે જોડવાની જરૂર નથી. ઉપર જણાવેલી ગોઠવણી પ્રાચીન સંસ્કૃતિઓ પૂરતી જ ઠીક છે. કારણ વાહન અને સંદેશાના સાધનોમાં નવી નવી શોધો કરીને તેમાં માણસે એટલો બધો સુધારો કર્યો છે કે હવે એકબીજા સાથેના વ્યવહારમાં દેશકાળનાં બંધન ખાસ અંતરાયરૂપ રહ્યાં નથી.

૯. માણસ પોતાના ભૌગોલિક પરિવેષ્ટનોને આધીન રહીને કદી બેસી રહ્યો જ નથી. એ પરિવેષ્ટનો ઉપર ઉત્તરોત્તર વિજય મેળવવાનો તેનો પુરુષાર્થ એ જ માણસ જાતની આર્થિક પ્રગતિનો ઇતિહાસ છે. આબોહવામાં ફેરફાર કરવો અતિ મુશ્કેલ હોવા છતાં વેરાન પ્રદેશમાં ઝાડો વાવીને તથા સૂકા પ્રદેશમાં દૂરની નદીઓમાંથી નહેરો વહેવડાવીને માણસે તે તે પ્રદેશની આબોહવામાં ઠીક ફેરફાર કર્યા છે. આપણા ગુજરાતમાં ચરોતરનો પ્રદેશ જે બગીચા જેવો દેખાય છે તે માણસની મહેનતનું જ પરિણામ છે. વળી કેટલાક પ્રદેશોમાં નદીઓમાં મોટા મોટા બંધ બાંધી તેમાંથી બારે મહિના ખેતીને માટે પાણી લેવાની માણસે વ્યવસ્થા કરી છે. નાઈલ નદીના કેટલાક મોટા બંધ તથા સિંધુ નદીની સક્કર બરાજ એ જાણીતા દાખલા છે. પંજાબમાં બહુ વરસાદ નથી પડતો પણ તેમાં વહેતી પાંચ નદીઓમાંથી નહેરો કાઢીને જ માણસે તેને ફળદ્રૂપ બનાવ્યો છે. બિકાનેરના રાજાએ સતલજ

નદીમાંથી મોટી નહેર કાઢી પોતાના રાજ્યના કેટલાક રણપ્રદેશને લીલોછમ બનાવ્યો છે. કાયમ પાણી ભરાઈ રહેતું હોય એવી તથા કળણવાળી જમીનોમાંથી કાંસ કાઢી એ જમીનને સૂકી કરી માણસે ખેતીના ઉપયોગમાં લીધી છે. ખારાશવાળી ઉસર જમીનમાં દરિયાની ભરતીનું પાણી ન આવી શકે એવી વ્યવસ્થા કરી, તથા ત્યાં ચોમાસાનું મીઠું પાણી ભરી રાખી માણસે એવી જમીનને પણ ખેતી ઉપયોગી બનાવી છે. વળી ખાડાટેકરાવાળી જમીનના ટેકરાવાળા ભાગને ખોદી નાખી તથા નીચાણવાળા ભાગ તરફ મોટા મોટા પાળા બાંધી એવી જમીનને સપાટ કરી, ખેતીના ઉપયોગમાં લીધી છે. જમીનમાં ખાતર નાખી તથા પાકની શાસ્ત્રીય ઢબે ફેરબદલી કરીને પણ જમીનને વધારે ફળદ્રૂપ બનાવવામાં આવે છે. નદી અને ઝરણાંના ધસમસતા પ્રવાહોથી પહાડની બાજુઓને ધોવાઈ જતી અટકાવવા ત્યાં ઝાડો વાવી જંગલો ઉગાડવામાં આવે છે. એને લીધે પ્રવાહોનો જોસ રોકાય છે અને મોટી રેલો આવતી અટકાવી શકાય છે. અત્યારે નદીઓમાં ભયંકર રેલો આવતી આપણે સાંભળીએ છીએ તેનું કારણ, જંગલો સાચવવા અને ઉગાડવાની બાબતમાં કાંઈક ખામી હોય એમ લાગે છે.

૧૦. જંગલી વનસ્પતિ ઉપર મહેનત કરીને માણસે નવાં નવાં ધાન્ય અને નવાં નવાં ફળ ઉપજાવ્યાં છે. દુનિયાના જુદા જુદા દેશોમાં આજે જે બધાં ફળઝાડ અને ધાન્યના છોડ જોવામાં આવે છે તે અસલ તે તે દેશની જ પેદાશ હતી એમ પણ નથી. માણસે પોતે જેમ સ્થળાંતર અને દેશાંતર કર્યું છે તેમ તેણે ફળઝાડ અને ધાન્યના છોડને પણ કરાવ્યું છે. વળી જંગલી હાલતમાં રહેતાં પશુઓના વંશવેલા સુધારી માણસે વધુ દુધાળ, વધુ માંસાળ તથા ભાર ખેંચવામાં વધુ જોરદાર અને દોડવામાં વધુ વેગવાન એવાં પશુ બનાવ્યાં છે. હાથી, ઊંટ તથા ઘોડાને તો માણસે યુદ્ધ માટે પણ કેળવ્યા છે. લશ્કરનો ભાર ખેંચવા માટે ઘોડાગધેડાની જાતિના સંયોગથી માણસે ખચ્ચર નીપજાવ્યું છે. ટીપુ સુલતાને પોતાની તોપો ખેંચવા માટે બળદની એક ખાસ જાત ઉછેરી હતી. સંદેશવાહક તરીકે માણસે કબૂતરનો ઉપયોગ કર્યો છે. ચોકીમાં મદદરૂપ થવા માટે કૂતરાને કેળવીને પોતાનો સાથી બનાવ્યો છે અને શિકારમાં મદદરૂપ થવા માટે કૂતરા, ચિત્તા તથા બાજપક્ષીને માણસે કેળવ્યાં છે.

૧૧. કેટલાક ઉદ્યોગો માટે હવામાં અમુક નક્કી પ્રમાણમાં ઉષ્ણતા તથા ભેજ બધો વખત કાયમ રહે એ આવશ્યક હોય છે. બહારની હવા ગમે તેટલી ગરમ કે ઠંડી હોય અને તેમાં દિવસના જુદા જુદા ભાગમાં ગમે તેટલા ફેરફાર થતા હોય છતાં કારખાનામાં કૃત્રિમ રીતે નક્કી પ્રમાણમાં જ ઉષ્ણતા તથા ભેજ બધો વખત એક સરખાં કાયમ રહે તેવી રીતો શોધી કાઢવામાં

આવી છે. તે જ પ્રમાણે સભાગૃહોમાં, ઘરના ઓરડામાં, તથા રેલના ડબ્બામાં માણસને જોઈએ તેવી હવા રાખવાની ગોઠવણ કરી શકાય છે. આ યુદ્ધમાં તો રેતીનાં સળગતાં રણોમાં પણ અંદર બેઠેલાં માણસો માટે ઠંડી હવા કાયમ રહે એવી ટૅન્કોનો ઉપયોગ થયો છે.

**૧૨.** આમ કુદરત ઉપર અનેક રીતે કાબૂ મેળવી માણસે પોતાની આસપાસની કુદરતને પોતાને અનુકૂળ બનાવવા ભગીરથ પ્રયત્નો કર્યા છે, અને તેમ કરી પોતાની આબાદી અને પ્રગતિ સાધી છે. છતાં છેવટે તો કુદરત આગળ માનવશક્તિ કશી વિસાતમાં નથી, એ આપણે ભૂલવું ન જોઈએ. કુદરત જ્યારે રૂઠે છે અથવા કોપે છે — મોટા ધરતીકંપ થાય છે, મોટા જલપ્રલય થાય છે, જળને સ્થાને સ્થળ અને સ્થળને સ્થાને જળ થઈ જાય છે, મોટા દુકાળ પડે છે, ત્યારે માણસ તેની આગળ લાચાર બની જાય છે. આમ અર્થના ક્ષેત્રમાં છેવટે તો કુદરત જ સ્વામિની રહે છે.

**૧૩.** કુદરતનાં જુદાં જુદાં અંગોનો માણસ શો શો ઉપયોગ કરે છે અને તેમાંથી શું શું મેળવે છે તેની ટૂંકી નોંધ અહીં કરીશું.

૧. **जमीन :** ખેતી કરીને ધાન્ય, ફળ, શાકભાજી, ઘાસચારો તથા બીજી વસ્તુઓ. વળી બીડનો ઢોરના ચરણ તરીકે ઉપયોગ.

૨. **जंगलो :** ઇમારતી તથા જલાઉ લાકડાં તથા ગુંદર, લાખ, રાળ, રબર, વાંસ વગેરે બીજી પેદાશ.

૩. **खाणो :** હીરા, કોલસા, તેલ, લોઢું, જાતજાતની ધાતુઓ વગેરે.

૪. **नदीओ तथा सरोवरो :** રોજના વપરાશનું પાણી, ખેતી માટે પાણી સીધું તેમ જ નહેરોદ્વારા, જ્યાં એવી સગવડ હોય ત્યાં વહાણવટું.

૫. **झरणां तथा धोध :** વીજળી.

૬. **समुद्र कांठो :** અનુકૂળ હોય ત્યાં બંદર, મચ્છીમારી, નાળિયેર વગેરેની પેદાશ.

૭. **समुद्र :** વહાણવટા માટે. કેટલેક સ્થળેથી મોતી તથા પરવાળાં. તેમાંથી મોટા મગરમચ્છ પણ પકડવામાં આવે છે.

૮. **पर्वतो :** કુદરતી રીતે જ માણસને અમુક સગવડો અને રક્ષણ આપે છે. તેમાં માણસે તીર્થસ્થાનો, હવા ખાવાનાં સ્થળો તથા લશ્કરી મથકો પણ ઊભાં કર્યાં છે.

૯. **वायुप्रवाहो :** તેની દિશા તથા કાળ જાણી લઈને માણસ તેનો વહાણવટામાં ઉપયોગ કરે છે.

૧૦. **पशुपक्षीओ :** એમની પાસેથી માંસ, ચામડાં, ચરબી, ઊન, વાળ, પીંછાં, દૂધ, ઈંડાં વગેરે માણસ મેળવે છે. તે ઉપરાંત ભારવહન, સવારી,

ચોકી, યુદ્ધ, શિકાર એમાં પણ તેનો ઉપયોગ કરે છે. મધમાખી જેવાં જંતુઓ પાસેથી પણ માણસ મધ અને મીણ લૂંટી લે છે. મધમાખીઓને પાળવામાં પણ આવે છે.

**૧૪.** આ રીતે કુદરતે તો બહુ મોકળે હાથે પોતાના ભંડાર આપણી સામે ખુલ્લા મૂક્યા છે. પણ માણસે તેમાંથી કેટલું લેતા રહેવું અને કેવી રીતે લેતા રહેવું એ બહુ વિચારવા જેવો પ્રશ્ન છે. અત્યારના વિજ્ઞાને કુદરત પાસેથી આપણે શી રીતે વધુ ને વધુ લઈ શકીએ એની અનેક રીતો શોધી છે અને હજી નવી નવી રીતો શોધવા પાછળ એ લાગ્યું છે. પણ પોતાના ભંડારમાંથી ગયેલી વસ્તુની પુનઃ પૂર્તિ કરવાની કુદરતની જેટલી શક્તિ હોય તે કરતાં તેની પાસેથી વધારે લઈ લેવું એ કુદરતનો ઉપયોગ કર્યો ન કહેવાય, પણ તેની લૂંટ ચલાવી કહેવાય. અને અત્યારે આપણે જે રીતે કુદરત ઉપર મારફાડ કરી તેની લૂંટ ચલાવીએ છીએ એ રીતે કુદરતના ભંડાર પણ ખૂટવા આવે તો નવાઈ નહિ. દા. ત. જમીનમાં બિલકુલ ખાતર નાંખ્યા વિના આપણે પાક લીધાં જ કરીએ તો જમીન તદ્દન કસ વિનાની થઈ જાય અને પાક આપતી બંધ થાય. તેથી ઊલટું રાસાયણિક ખાતરો વડે જમીનને વધારે પડતી ઉત્તેજિત કરી તેની પાસેથી તેના કુદરતી ગજા ઉપરાંત પાક લઈએ તો પણ જમીન થાકી જાય અને તેની પાક આપવાની શક્તિ ઘટી જાય. જંગલમાં જેટલાં ઝાડ ફરી ઊગી શકે તે કરતાં આપણે વધારે કાપી લઈએ તો જંગલ સાફ થઈ જાય. પૃથ્વીના પેટાળમાં તેલના કૂવા છે તથા લોઢાની, કોલસાની અને બીજા અનેક પદાર્થોની ખાણો છે, તે અનેક વર્ષોની પ્રાકૃતિક પ્રક્રિયાથી નિર્માણ થઈ હશે. એ વસ્તુઓ આપણે વધારે પડતી લઈ લઈએ તો વહેલી મોડી ખૂટી જાય. તેલ અને કોલસા વિષે એવો ભય પેદા પણ થયો છે. કુદરત પાસેથી આ વસ્તુઓ લેવાની આપણી રીતો પણ એટલી ખામીવાળી છે કે આપણા હાથમાં જેટલું આવે છે તે કરતાં અનેકગણો બગાડ થાય છે. વળી કુદરત પાસેથી આપણે જેટલું લઈએ છીએ તેનો સદુપયોગ જ કરીએ છીએ એમ પણ નથી. મોટા ભાગનું તો નકામું અને ખોટા કામમાં વેડફી મારીએ છીએ. કુદરતી સાધનસંપત્તિનો ઉપયોગ આખી માનવજાતની સુખસગવડની વસ્તુઓ બનાવવા માટે કરવાને બદલે બહુ નાના વર્ગની ભોગવિલાસની અને આળપંપાળની વસ્તુઓ માટે થાય છે. અત્યારના યુદ્ધમાં કુદરતી સાધન સંપત્તિનો આપણે જે બગાડ કરી રહ્યા છીએ તે કુદરત ઉપર માણસ તરફથી આચરવામાં આવતા ભયંકર અત્યાચારોનું એક પ્રત્યક્ષ અને સચોટ ઉદાહરણ છે. એટલે કુદરતનો યોગ્ય, જરૂરી અને ડહાપણભર્યો ઉપયોગ કરવામાં સાચું અર્થશાસ્ત્ર સમાયેલું છે.

# પ્રકરણ ૨ જું

## શ્રમ

૧. ગયા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે કુદરતે પોતાના ભંડાર મોકળે હાથે આપણી આગળ ખુલ્લા મૂક્યા છે. તેમાંથી શ્રમ કરીને માણસ પોતાને જોઈતી ચીજો મેળવી લે અથવા બનાવી લે છે. અર્થ અથવા સંપત્તિ ગણાય એવી કોઈ પણ વસ્તુ શ્રમ વિના નીપજતી નથી. એટલે જે માણસ અર્થનો ઉપભોગ કરે તેણે અર્થોત્પાદનના કામમાં પોતાનો ફાળો આપવો જ જોઈએ એ શુદ્ધ ન્યાયની વાત છે. કુદરતના તંત્રનું નિરીક્ષણ કરતાં સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે શ્રમ અથવા જાતમહેનત પ્રાણીમાત્રને સારુ અનિવાર્ય છે. આજીવિકાને અર્થે પ્રત્યેક મનુષ્યે કાંઈ ને કાંઈ મજૂરી કરવી જોઈએ, શરીર વાંકું વાળવું જોઈએ, એ આ દુનિયાનો અટળ નિયમ છે. બાઈબલમાં કહ્યું છે કે 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે અને ખાજે.' ગીતાજીમાં કહ્યું છે, 'યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોર છે.' આ યજ્ઞ એટલે સમાજને ઉપયોગી થઈ પડે તેવી કોઈ પ્રકારની જાતમહેનત અથવા પ્રવૃત્તિ. આ વચનો ધર્મશાસ્ત્રનાં છે, પણ અર્થશાસ્ત્ર માટે પણ એટલાં જ મહત્ત્વનાં છે.

૨. કોઈ પણ સમાજની અર્થવ્યવસ્થા ન્યાયયુક્ત અને સુખશાંતિમય ત્યારે જ થઈ શકે જ્યારે પોતાને તેમ જ પોતાના મજૂરી ન કરી શકે તેવા આશ્રિતોને જોઈતી ઉપભોગની વસ્તુઓ માટે આવશ્યક હોય તેટલો અને સમાજને ઉપયોગી થઈ પડે તેવો શ્રમ દરેક સ્ત્રી પુરુષ કરે. છતાં આવો સમાજને ઉપયોગી થઈ પડે એવો શ્રમ, જેને ઉત્પાદક શ્રમ કહેવામાં આવે છે, તે કરવાનો કંટાળો, એવો શ્રમ ટાળવાની વૃત્તિ સમાજમાં ઊભી થઈ છે. તેનું કારણ શું? અર્થ તથા અનર્થના પ્રકરણમાં અર્થ અથવા સંપત્તિ વિષે પ્રવર્તતા ભ્રામક ખ્યાલોનો આપણે વિચાર કરી ગયા છીએ. તેવા જ ભ્રામક ખ્યાલો શ્રમ કરવાની આવશ્યકતા, શ્રમના પ્રકાર, તે પ્રકાર પરત્વે શ્રમની પ્રતિષ્ઠા, તથા શ્રમના બદલા અથવા મહેનતાણા વિષે સમાજમાં પ્રવર્તે છે. માણસની શક્તિ અનુસાર અને પોતાને તથા સમાજને આવશ્યક હોય એવો શ્રમ એ તત્ત્વતઃ તો આનંદદાયક વસ્તુ છે, ક્લેશમય કે કંટાળાભરેલી નથી. શ્રમના એ તાત્વિક સ્વરૂપનું તથા શાથી એ કંટાળાભરેલો થઈ પડ્યો છે તેનું વિવેચન આ પ્રકરણમાં કરીશું.

૩. માનવઉદ્યોગના મૂળમાં રહેલા શરીરવ્યાપારો તપાસીએ, તો એક બહુ મહત્ત્વની વસ્તુ આપણા ધ્યાન ઉપર એકદમ આવે છે. જીવનનાં ધારણ-પોષણ માટે જે વ્યાપારો આવશ્યક છે તે દરેક વ્યાપારની સાથે પ્રકૃતિએ અમુક શારીરિક અથવા શારીરિક અને માનસિક મિશ્ર એવો સ્પષ્ટ આનંદ અથવા રસ મૂકેલો છે. ખેતી કરવી, પશુપાલન કરવું, આશ્રયસ્થાન બાંધવું, ખાવુંપીવું, પહેરવુંઓઢવું, સંતાનોત્પત્તિ કરવી, સંતાનનું રક્ષણ કરવું અને ઉછેરવાં, એ પ્રવૃત્તિઓમાં અંતરાય નાંખતાં આક્રમણોનો પ્રતિકાર કરવો — આ બધી પ્રવૃત્તિઓ જીવનને માટે આવશ્યક છે. તે વિના વ્યક્તિશરીરનું તેમ જ સમાજશરીરનું ધારણપોષણ થાય જ નહિ. આ બધી પ્રવૃત્તિઓમાં તે પ્રવૃત્તિ કરવા માટેની જાણે લાંચ જ ન હોય તેમ આનંદ અથવા રસ રહેલો છે. વળી આ બધી પ્રવૃત્તિઓમાં શ્રમ અથવા ઉદ્યોગના તત્ત્વની સાથે મનોરંજન અને કળાનાં તત્ત્વો જેવાં કે નૃત્ય, ગાન, શણગાર વગેરે પણ રહેલાં છે. આ પ્રવૃત્તિઓ પ્રાણીમાત્રમાં જોવામાં આવે છે. મનુષ્યેતર પ્રાણીઓ આ બધી પ્રવૃત્તિ જ્ઞાનપૂર્વક નથી કરતાં. કીડી, મધમાખી અથવા ઊધઈનું જીવન જોઈએ તો પોતાની જાતિ સમસ્તના ધારણપોષણ તથા વિકાસને અર્થે તેમાંની દરેક વ્યક્તિ જે ઉદ્યોગ કરે છે અને જરૂર પડે ત્યારે મરવા સુધીનો ત્યાગ કરે છે તે અદ્ભુત હોય છે. તેમાં બહુ દૂરંદેશી પણ સમાયેલી હોય છે. છતાં આ બધામાં જ્ઞાનનું તત્ત્વ બહુ ઓછું હોઈ તેમની બધી પ્રવૃત્તિઓ અને તેમનો કાર્યવિભાગ નિશ્ચિત સ્વરૂપનો જ હોય છે. તેમનામાં વ્યક્તિવિશિષ્ટતા બહુ ઓછી જોવામાં આવે છે. માણસની પ્રવૃત્તિઓમાં જેમ જેમ જ્ઞાન અને બુદ્ધિ વધારે ભાગ ભજવતાં જાય છે તેમ તેમ તેનામાં પોતાના વ્યક્તિત્વનું ભાન વધારે ને વધારે જાગૃત થતું જાય છે. તેમાંથી વિશેષ અને વિવિધ પ્રકારની કામનાઓ અથવા જરૂરિયાતો જન્મ પામે છે. તે વિશેષ કામનાઓએ જ માણસને નવા નવા ઉદ્યોગો શોધવાને અને કરવાને પ્રેર્યો છે. વળી દૂરના ઉદ્દેશોની સિદ્ધિને અર્થે વર્તમાનના પોતાના સુખોપભોગ ઉપર જ્ઞાનપૂર્વક અંકુશ મૂકવાની તૈયારીમાં માણસની આર્થિક પ્રગતિનું બીજ રહેલું છે. માણસ જેટલું ઉત્પન્ન કરતો ગયો તેટલું તત્કાળ વાપરી નાખતો ગયો હોત તો માણસે અર્થની બાબતમાં આજે જે પ્રગતિ કરી છે તે, એ ન કરી શક્યો હોત.

૪. જુદા જુદા પ્રકારનાં કામ અથવા શ્રમ કરવાની સાથે રસદાયક તથા મનોરંજક પ્રવૃત્તિ કરવાની પ્રથા બહુ પ્રાચીન કાળથી જોવામાં આવે છે. એકલા અથવા સાથમાં કામ કરતી વખતે ગાવાની અથવા તાલબદ્ધ ક્રિયા કરવાની પ્રથા દુનિયામાં લગભગ સાર્વત્રિક છે. કેટલાક માણસો ધારે છે તેમ માણસની કામનાઓનો તથા તેની તૃપ્તિ માટેના શ્રમનો વિકાસ અમુક તર્કનિર્ણિત

ક્રમમાં — એટલે કે પ્રથમ પોતાની મુખ્ય જરૂરિયાતોની વસ્તુઓ પ્રાપ્ત કરી લેવા માટે ઉદ્યોગ કરવો, પછી સગવડો અને આરામની વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરવો, અને પછી શોભાશણગાર, મોજશોખ તથા સુખચેનની વસ્તુઓ માટે ઉદ્યોગ કરવો — એમ નથી થયો; પરંતુ આ બધી વસ્તુઓ સાથે સાથે જ ચાલતી આવી છે.

૯. આમ શ્રમ અથવા ઉદ્યોગ એ વસ્તુ મૂળે અનાકર્ષક કે ન ગમે તેવી નથી. છતાં આજના સમાજમાં એવી સ્થિતિ પ્રવર્તે છે કે તેને લઈને લોકોમાં મહેનતમજૂરી પ્રત્યે, કામ કરવા પ્રત્યે, અણગમો અને કંટાળો જોવામાં આવે છે. માણસ કોઈ કામ પોતાની રાજીખુશીથી, હોંશથી, પોતાના શોખને ખાતર કરે ત્યારે એ કરતાં તે કંટાળતો નથી, પણ જ્યારે એ જ કામ તેની મરજી ન હોય ત્યારે પણ ફરજિયાત કરવું પડે તો તે કંટાળી જાય છે. કોઈ આપણી ઉપર દંડો લઈને ઊભો રહે અને જબરદસ્તીથી આપણી પાસે કામ કરાવે તો જ ફરજ પડી એટલો જ કાંઈ ફરજિયાતનો અર્થ નથી. આપણને અમુક કામ ન ગમતું હોય, બીજું કામ કરવા આપણે તૈયાર હોઈએ, પણ સંજોગો એવા હોય કે આપણે એ ન ગમતું કામ ન કરીએ તો આપણને કે આપણાં આશ્રિતોને ખાવાનું ન મળે, ત્યાં પણ કામ ફરજિયાત જ છે. વળી માણસને પોતાની મહેનતનું ફળ પૂરેપૂરું ન મળતું હોય પણ બીજા ખાઈ જતા હોય અને સંજોગો એવા હોય કે બીજાને ખાઈ જતા તે રોકી શકતો ન હોય ત્યારે પણ તે કામ કરવામાં માણસોને રસ કે આનંદ રહેતો નથી. કામનો હેતુ અથવા ઉદ્દેશ જાણ્યા કે સમજ્યા વિના કામ કરવામાં પણ રસ નથી પડતો. જ્ઞાનપૂર્વક કામ કરવામાં વધારે રસ પડે છે. વળી માણસને જ્યારે ગજા ઉપરાંતનું કામ કરવું પડે છે ત્યારે પણ તે કામથી ઝટ કંટાળી જાય છે. અત્યારે ખેડૂત તથા મજૂર વર્ગમાં લોકો જાણે નિસાસા નાંખીને ના છૂટકે કામ કરતા જોવામાં આવે છે, તેનાં કારણ તપાસીએ તો તેમાં ફરજિયાતપણું, ગજા ઉપરવટ કામ, તેમ જ મહેનતનું ફળ બીજો ખાઈ જતો હોય તે ત્રણે વસ્તુઓ જોવામાં આવશે. દરેક માણસને પોતાની શક્તિ કે ગજા પ્રમાણે જ સ્વેચ્છાથી કામ કરવાનું હોય, અને તે કામ કરતાં શરીરને જેટલો ઘસારો લાગે તે પૂરવા જેટલું તે કામના બદલાના રૂપમાં તેને મળી રહેતું હોય, તો આજે કામનો જે કંટાળો જોવામાં આવે છે તે ન હોય. કેટલાંક કામ ખૂબ જ સમાજોપયોગી તથા સમાજની સુસ્થિતિ માટે અનિવાર્ય હોવા છતાં ઓછાં પ્રતિષ્ઠિત મનાયાં છે, એટલું જ નહિ પણ ભંગી જેવાનાં કામો તો ઘૃણાપાત્ર પણ મનાયાં છે. અને એ કામ કરનારને સમાજે હડધૂત કર્યો છે. આવાં કામોમાં મહેનતાણું પણ બહુ ઓછું મળે છે. ત્યારે કેટલાંક કામ સમાજને પ્રમાણમાં ઓછાં ઉપયોગી

હોવા છતાં પ્રતિષ્ઠિત ગણાયાં છે અને તેમાં મહેનતાણું પણ બહુ ભારે મળતું હોય છે. આ કારણે પણ સમાજમાં કામ પ્રત્યે ખાસ કરીને મહેનતમજૂરીનાં કામ પ્રત્યે અણગમો અને કંટાળો ઊભો થયો છે.

૬. કોઈ પણ જાતના ફેરફાર વિના લાંબા વખત સુધી એકની એક ક્રિયા કર્યાં કરવાની હોય ત્યારે પણ માણસને કામ કંટાળાભરેલું લાગે છે અને શરીરને ઘસારો વધારે પહોંચે છે. વસ્તુઓનાં ઉત્પાદનમાં યંત્રોનો ઉપયોગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ મોટા ભાગના મજૂર વર્ગને એક જ પ્રકારનું એક સરખું કામ લાંબો વખત કરવાનું આવે છે. કારખાનામાં સંચા ઉપર કામ કરનારને આખો દિવસ અમુક રીતે સંચો ચલાવ્યાં જ કરવાનો હોય છે, અથવા સંચો ચાલતો હોય તેના ઉપર કાંઈ આડુંઅવળું ન થઈ જાય તેની કાળજી રાખતા ઊભા રહેવાનું હોય છે. તેમાં તેને ખાસ કુશળતા વાપરવાની નથી હોતી, વિચાર કરવાનો નથી હોતો, તેમ કામની ફેરબદલી કરવાની પણ નથી હોતી. તેથી ઊલટું હાથઓજારો વડે કામ કરનાર કારીગરને પોતાની કુશળતા વાપરવાનો અવકાશ ઘણો રહે છે. વળી વસ્તુની બનાવટમાં શરૂથી તે અંત સુધીની બધી ક્રિયાઓ તેને જ કરી લેવાની હોય, એટલે તેની આખી યોજના તેને ગોઠવવાની હોય છે. જુદી જુદી ક્રિયા કરવામાં તેને કામની ફેરબદલી પણ થાય છે, અને છેવટે તૈયાર થએલી વસ્તુના રૂપમાં પોતાની મહેનત અને કુશળતાનું ફળ જોવાનો સંતોષ અને આનંદ પણ તેને મળે છે.

૭. કારકુનીના કામમાં પણ એકની એક વસ્તુની નોંધ કર્યા કરી સાંજ પડયે તેની આવક જાવકના સરવાળા કરી હિસાબ મેળવી આપવાનો હોય, ત્યાં માણસ કંટાળી જાય છે અને તેના શરીરને વધારે ઘસારો પહોંચે છે. કામ જ્યારે એક જ પ્રકારનું હોય ત્યારે માણસના એક જ અંગને અથવા એક જ પ્રકારની શક્તિને વધારે કામ પહોંચે છે અને બીજાં અંગો તથા બીજી શક્તિઓને નિષ્ક્રિય રહેવું પડે છે. જે અંગને અથવા શક્તિને વધારે પડતો શ્રમ પડે છે તેને વધારે ઘસારો પડવાથી નુકસાન પહોંચે છે, ત્યારે બીજાં અંગોને અને શક્તિઓને નિષ્ક્રિય રહેવાથી નુકસાન પહોંચે છે. આમ કોઈ પણ માણસને આખો દિવસ એકસરખું, એક જ પ્રકારનું કામ કરવાનું હોય તે તેને નુકસાનકારક છે અને કંટાળાભરેલું પણ લાગે છે.

૮. માણસનાં બધાં અંગોને અને બધી શક્તિઓને પૂરતું કામ મળે — પૂરતું એટલે જોઈએ તેટલું, નહિ વધારે, નહિ ઓછું — તો માણસને ઓછામાં ઓછો ઘસારો પહોંચે અને સરવાળે વધારેમાં વધારે કામ થાય. સખત મહેનતનું કામ પણ જ્યાં સુધી થાક ન ચડે ત્યાં સુધી ઠંડે પહોરે કરવાનું સારૂં લાગે

છે. એટલે ઠરે પહોરે એવું સખ્ત મજૂરીનું કામ હોય, ત્યાર પછી વળી હળવું પણ ઘરની બહાર ખુલ્લામાં કરવાનું એવું કામ હોય, પછી વળી છાંયે બેસી કરવાનું કામ હોય, અમુક વખત પોતાના શોખનું જ એવું કાંઈ ખાસ કામ હોય, અમુક વખત સામાજિક સહવાસમાં ગાળવાનો હોય, અમુક વખત નવું જ્ઞાન મેળવવામાં ગાળવાનો હોય, અમુક વખત રમતગમત કે વાર્તાવિનોદ હોય, એમ આખો દિવસ કામની એવી રીતે વહેંચણી કરી હોય કે તેમાં શરીરને તથા બુદ્ધિને જોઈએ તેટલો જ શ્રમ તેમ જ આવશ્યક આરામએશ મળી રહે, તો વધારેમાં વધારે કામ થાય, વધારેમાં વધારે સગવડ સચવાય, માણસનો વિકાસ વધારેમાં વધારે થાય અને વ્યક્તિનો તેમ જ સમાજનો સુખસંતોષ પણ વધારેમાં વધારે સધાય.

## પ્રકરણ ૩ જું

# ઉત્પાદક અને અનુત્પાદક શ્રમ

૧. અર્થશાસ્ત્રમાં ઉત્પાદક શ્રમ અને અનુત્પાદક શ્રમ એવા શ્રમના બે ભેદ પાડવામાં આવે છે. જે શ્રમને પરિણામે કોઈ પણ નવી વસ્તુ ઉત્પન્ન થાય તે જ ઉત્પાદક શ્રમ એમ ગણીને જૂના અર્થશાસ્ત્રીઓ માત્ર ખેતીને જ ઉત્પાદક શ્રમ ગણતા. ખેડૂત જમીનને સાફ કરી, ખેડી તેમાં એક કણ વાવી અનેક ઉત્પન્ન કરે છે માટે તેનો જ શ્રમ એ ખરો ઉત્પાદક શ્રમ. આગળ ઉપર ખેડૂતની સાથે પશુપાલકનો શ્રમ પણ ઉત્પાદક શ્રમમાં ગણાવા લાગ્યો. પણ વણકર, સુથાર, લુહાર વગેરે લોકો જો કે જુદી જુદી વસ્તુઓ તૈયાર કરે છે પણ તેઓ માત્ર મૂળ વસ્તુનું રૂપાંતર કરવાનું કામ કરે છે, ખેડૂતની કે પશુપાલકની માફક તેઓ એકનું અનેક નથી કરી શકતા. તેથી એ લોકોનો શ્રમ ઉત્પાદક ન હતો કહેવાતો. પરંતુ આ બાબત જેમ ઊંડો વિચાર થતો ગયો તેમ જણાયું કે મૂળ વસ્તુ જે કાચા સ્વરૂપમાં હોય તેના ઉપર મહેનત કરી માણસના ઉપયોગમાં આવે એવાં જુદાં જુદાં રૂપ એ કાચા માલને આ લોકો ન આપે તો મૂળ વસ્તુ મોટે ભાગે નકામી જ પડી રહે. આ લોકોના શ્રમથી જ માણસની અમુક જરૂરિયાતો પૂરી પડે છે અને તેની સુખસગવડ સધાય છે માટે તેમનો શ્રમ પણ ઉત્પાદક ગણવો જોઈએ. એમ તો ખેડૂત એક કણમાંથી અનેક કણ કરે છે એમ આપણે માનીએ છીએ, બાકી એને પણ કણ વાવ્યા પછી તો વરસાદ અને તાપ ઉપર જ આધાર રાખવો પડે છે. વળી વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઈએ તો એક કણમાંથી અનેક કણ થાય છે તેમાં હવા, પાણી, તાપ, જમીનનો રસકસ વગેરે પદાર્થોમાં રહેલાં અનેક તત્ત્વોનું જ રૂપાંતર થઈને અનેક કણ થયેલા હોય છે. આમ વિચાર કરતાં અર્થશાસ્ત્રીઓ એટલે સુધી પહોંચ્યા કે જે શ્રમને પરિણામે કોઈ પણ સ્થૂળ, દૃશ્ય પદાર્થ ઉત્પન્ન થાય અને તે માણસને ઉપયોગી હોય તો તે શ્રમને ઉત્પાદક શ્રમ ગણવો. એટલે ખેડૂતની સાથે કપાસ લોઢનાર, રૂ પીંજનાર, પૂણીઓ કાંતનાર, સૂતરનું કાપડ વણનાર, ઝાડ કાપનાર, લાકડું વહેરનાર, સુથાર, લુહાર વગેરે ઉત્પાદક શ્રમ કરનારા લેખાયા. પછી વિચાર એ ચાલ્યો કે ખેતરમાં પાકેલા અનાજને માથે મૂકીને, ગાડામાં ભરીને કે બીજાં વાહનો દ્વારા તેની જેમને જરૂર હોય તે લોકોને ઘેર પહોંચાડનારના શ્રમનું શું? ઝાડ કાપ્યું પણ ત્યાર પછી તેનું લાકડું સુથારને ત્યાં પહોંચે ત્યારે સુથાર તેને

છોલીને, વહેરીને તથા કાપીને તેમાંથી જુદી જુદી વસ્તુઓ બનાવે છે ને? અને તૈયાર થયેલી વસ્તુઓ, બનાવનાર પોતે અથવા બીજો માણસ વાપરનારને ઘેર પહોંચાડે છે ત્યારે કામમાં આવે છે ને? એટલે જેમ ઘણોખરો કાચો માલ તેનું રૂપાંતર થાય ત્યારે ઉપયોગમાં આવે તેવો થાય છે તેમ જ કાચો અથવા તૈયાર થયેલો માલ, તેને એક સ્થળેથી બીજે સ્થળે જ્યાં જરૂર હોય ત્યાં લઈ જવામાં આવે એટલે કે તેનું સ્થળાંતર થાય ત્યારે જ તે ઉપયોગમાં આવે છે. આ પ્રમાણે માલનું સ્થળાંતર ન કરવામાં આવે તો ખેતરમાં પડ્યું પડ્યું અનાજ સળી જાય. ધારો કે અમુક વસ્તુઓ જ્યાં પાકતી હોય ત્યાં જ વપરાય તો પણ વધારાની વસ્તુઓ નકામી જ પડી રહેને? તેમ જે વસ્તુઓ જે સ્થળે ન બનતી હોય ને જો બીજે સ્થળેથી ત્યાં ન લાવવામાં આવે તો પેલા લોકોને તે વાપરવા મળે જ નહિ. આમ સ્થળાંતર કરનારાઓનો શ્રમ આવશ્યક અને ઉપયોગી છે એ સહેજે સમજી શકાય એવું છે. એટલે અર્થ-શાસ્ત્રીઓએ તેને પણ ઉત્પાદક શ્રમમાં સ્થાન આપ્યું. વરાળ, વીજળી વગેરે ભૌતિક શક્તિઓને માણસના ઉપયોગમાં આણવાની શોધ થઈ અને તેને લીધે માલ બનાવવાનાં મોટાં મોટાં કારખાનાં ઊભાં થયાં તેથી દુનિયાની અર્થવ્યવસ્થામાં ભારે ક્રાન્તિ થઈ. પણ તે શક્તિના ઉપયોગથી રેલવે, આગબોટ, મોટર વગેરે વાહનોની વ્યવસ્થા થઈ તેણે, તથા સંદેશા મોકલવા માટે તાર, ટેલિફોન અને વાયરલેસની શોધ થઈ તેણે આ કારખાનાં કરતાં પણ બહુ મોટી ક્રાન્તિ કરી છે. આજે દુનિયામાં દેશકાળનાં અંતરો અંતરાયરૂપ નથી રહ્યાં અને હરકોઈ દેશના લોકો જુદા જુદા દેશમાં તૈયાર થયેલો માલ વાપરતા જોવામાં આવે છે, અને જુદા જુદા દેશના લોકો સાથે વાતો કરતા જોવામાં આવે છે. પરંતુ આ સાધનોનો લાભ થોડા જ લોકો લઈ શકે છે, અને દેશને ખૂણે ખાંચરેથી ધનસંપત્તિ ઢસડાઈને મોટાં શહેરોમાં આ થોડા લોકોના હાથમાં એકઠી થવા લાગી છે. કેટલીક વસ્તુઓ તો એક સ્થળેથી બીજે સ્થળે નિરર્થક વહી જવામાં આવે છે. એટલે સરવાળે આખી માણસ જાત આ સગવડોથી સુખી થઈ છે કે કેમ તે વિચારવા જેવો પ્રશ્ન છે.

૨. સ્થળાંતર કરવાનું એટલે કે વાહનવ્યવસ્થા ચલાવનારનું કામ ઉત્પાદક શ્રમમાં ગણાય તેની સાથે જ વેપાર અને દુકાનદારી કરનારાના કામનો પ્રશ્ન ઊભો થાય છે. તદ્દન પ્રાથમિક અવસ્થામાં, જ્યાં નાના નાના સમાજો પોતાને જોઈતી બધી વસ્તુઓ પોતે જ તૈયાર કરી લેતા હોય ત્યાં દુકાનદારો કે વેપારીઓની જરૂર ન પડે. પણ આજે તો ભાગ્યે જ કોઈ સમાજ એવો હશે જ્યાં વેપારી કે દુકાનદાર વિના ચાલે. અમુક ગામમાં કે અમુક પ્રદેશમાં કયો કયો માલ કેટલા પ્રમાણમાં જોઈશે તેનો અંદાજ કાઢી વેપારી એટલો

માલ ત્યાં મંગાવવાની વ્યવસ્થા કરે છે. જથાબંધ માલ મંગાવનાર વેપારી વળી છૂટક દુકાનદારને તે માલ વેચે છે અને તેને ત્યાંથી માલ વાપરનાર ઘરાક પોતાને જ્યારે જોઈએ ત્યારે અને જોઈએ તેટલો માલ લઈ આવે છે. વાહન-વ્યવસ્થાના કામમાં મોટી મોટી સ્ટીમર અને રેલવે કંપનીઓથી માંડીને નાના વહાણવટીઓ, મોટરવાળા, ગાડાવાળા, તથા ઊંટ, ગધેડાં કે બળદની પોઠોવાળા વણઝારા એમ અનેક માણસો રોકાયલા હોય છે, તેમ વેપારના કામમાં પણ જથાબંધ વેપારીઓ, છૂટક દુકાનદારો, માલની ખરીદ અને વેચાણ કરનારા આડતિયાઓ, દલાલો, માલનાં નાણાં એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચાડવાની વ્યવસ્થા કરનારી શરાફી પેઢીઓ અને બેંકો તથા માલનો વીમો ઉતારનારી વીમા કંપનીઓ એ બધાં આવી જાય છે. દુનિયાના અત્યારના અર્થવ્યવહારમાં આ બધાં સાધનો અને તે સાધનોના ચાલકો બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે, એટલે તેમનો શ્રમ પણ ઉત્પાદક શ્રમ ગણાયો છે.

૩. પછી એ વિચાર ચાલ્યો કે શિક્ષક, ધર્મોપદેશક, ન્યાયાધીશ, વકીલ, દાક્તર એ લોકો જે શ્રમ કરે છે તે ઉત્પાદક ગણાય કે કેમ? તેઓ પોતાના ધંધાને સંસ્કારપોષક ધંધા ( Liberal Profession ) કહેવડાવે છે, અને તેમનો દાવો એવો છે કે પોતાની આવડત તથા કામગીરી દ્વારા તેઓ સમાજને એટલા બધા ઉપયોગી થઈ પડે છે કે તેમના વિના સમાજને સંસ્કારનું પોષણ ન મળે, અને સમાજનું તંત્ર પણ સુવ્યવસ્થિત ન ચાલે. જોકે આ લોકો કશો માલ બનાવતા નથી કે ઘરાકને માલ પહોંચાડવાનું કામ કરતા નથી, પણ તેમની સેવાઓ દ્વારા સમાજની શારીરિક તેમ જ માનસિક તન્દુરસ્તી સચવાય છે એવો તેમનો દાવો છે. શિક્ષક કહે છે કે અમે લોકોને કેળવણી આપીને નીતિપરાયણ, સંસ્કારી તથા કાર્યકુશળ બનાવીએ છીએ ને તેને પરિણામે જ તમારો અર્થ-વ્યવહાર સરળ રીતે અને કુશળતાથી ચાલે છે. વળી વિદ્યા ભણીને હોશિયાર થયેલા લોકો ઉત્પત્તિનાં સાધનોમાં સુધારા કરી શકે છે અને નવાં નવાં સાધનો પણ યોજી શકે છે, એટલે જો કે અમે પ્રત્યક્ષ માલના ઉત્પાદનનું કામ નથી કરતા તો પણ અમારી સેવા અથવા કામગીરીને પરિણામે સમાજની સંપત્તિમાં વધારો થાય છે. વકીલો અને ન્યાયાધીશો કહે છે કે માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં પડતા ઝઘડા પતાવવાનું કામ અમે કરીએ છીએ, તેથી જ ટંટાફિસાદ અને લડાલડી અટકે છે. ધર્મોપદેશક કહે છે કે અમે ઉપદેશ આપી લોકોને નીતિના માર્ગ ઉપર રાખીએ છીએ તેથી જ સમાજનો વ્યવહાર શાંતિથી ચાલે છે. દાક્તરો કહે છે કે લોકોનું આરોગ્ય સાચવવામાં અમે ફાળો આપીએ છીએ, તેથી લોકો પોતાના કામધંધા સારી રીતે કરી શકે છે અને સુખી રહે છે. એ જ રીતે સાહિત્ય, સંગીત અને કલાની સામગ્રી પૂરી પાડનારા કવિઓ,

સાહિત્યકારો, સંગીતવિદો, નર્તકો, નટો, ચિત્રકારો, શિલ્પીઓ એ બધા પોતાનો શ્રમ પણ ઉત્પાદક જ ગણાવો જોઈએ એમ કહે છે. કારણ હૃદયમાં ઉચ્ચ ભાવોનું ઉદ્દીપન થતાં જે શુદ્ધ અને સંસ્કારી આનંદ મળે છે તેથી માનવજીવન સમૃદ્ધ થાય છે, અને સમાજમાં સુખનું પરિમાણ વધે છે. આ પ્રમાણે પોલીસ તથા લશ્કરમાં તેમ જ બીજાં ખાતાંઓમાં કામ કરનારા સરકારી નોકરો દાવો કરે છે કે અમારી મહેનત વિના લોકોના જાનમાલની સલામતી ન રહે, કોઈ જાતની સુવ્યવસ્થા ન રહે અને સમાજમાં અંધેર દશા પ્રવર્તે. જેટલે દરજ્જે આ બધા ધંધાવાળા માણસોનો તથા સરકારી નોકરોનો દાવો સાચો છે અને સચ્ચાઈથી તેઓ પોતાનાં કામ કરે છે તેટલે દરજ્જે તેમનો શ્રમ જરૂર ઉત્પાદક શ્રમ ગણાવો જોઈએ. કારણ સમાજની સુવ્યવસ્થા, લોકોનું આરોગ્ય અને સુખાકારી, નીતિનિયમોનું પાલન, ઇન્સાફની વ્યવસ્થા, સાહિત્ય અને કેળવણીદ્વારા જ્ઞાન અને સંસ્કારની અભિવૃદ્ધિ તથા માણસની તમામ શક્તિઓની ખિલવણી એ બધું ખાવાપીવા તથા પહેરવાઓઢવાનાં સાધનો જેટલું જ સમાજને આવશ્યક છે. અને જેમ માણસને ઉપયોગી સ્થૂલ પદાર્થને આપણે અર્થ અથવા સંપત્તિ ગણીએ તેમ માણસને ઉપયોગી આવી સેવાઓને પણ અર્થ અથવા સંપત્તિ ગણવી જોઈએ.

૪. હવે રહ્યો ઘરકામ કરનારો નોકરોનો વર્ગ. આ લોકોના શ્રમને ઉત્પાદક ગણવા વિષે બહુ મતભેદ છે. માણસ અપંગ હોય, માંદો હોય, અશક્ત હોય, ત્યારે તેનું અંગત અને ઘરનું કામ બીજા કરી દે એ સમજી શકાય એવું છે. અથવા કોઈ માણસ બીજા વ્યવસાયોમાં એટલો બધો ગૂંથાયેલો રહેતો હોય કે તેને આ કામો કરવાનો વખત જ ન રહેતો હોય, અને તે પોતાનો બધો વખત વધારે મહત્ત્વનાં અને વધારે લોકોપયોગી કામોમાં ગાળતો હોય, તો તેનાં અંગત કામ તેના સાથીઓ પ્રેમપૂર્વક કરી દે, એ પણ સમજી શકાય એવું છે. આવા માણસોનું કામ કરી દેનાર માણસોના કામને સમાજની શ્રમવ્યવસ્થામાં સ્થાન છે, પરંતુ જે લોકો શ્રીમંતપણાની મોટાઈ બતાવવા માટે અથવા પોતાના આળસને જ પોષવાને માટે પોતાના કામનો ભાર બીજા ઉપર નાખે છે તેઓ તો સમાજની અર્થવ્યવસ્થાને તેમ જ સમાનતાની ભાવનાને એટલું નુકસાન જ પહોંચાડે છે. આ દૃષ્ટિએ અંગત અને ઘરકામ કરનારા નોકરોના શ્રમની પરીક્ષા કરીએ તો જેમનો શ્રમ ઉત્પાદકની કોટિમાં આવે એવા નોકરો બહુ ઓછા નીકળશે. એટલે સમાજમાં જેમ આવા નોકરચાકરોની સંખ્યા ઓછી હોય તેમ સારું.

૫. ઉપરના વિવેચન ઉપરથી તમામ ઉત્પાદન ક્રિયાઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય :

૧. કૃષિ : કૃષ્=ખેંચવું ઉપરથી. જમીનમાંથી સંપત્તિ ખેંચી કાઢવાના ધંધા તેમાં ખેતી ઉપરાંત જંગલો તથા ખાણોમાંથી બધી જાતનો કાચો માલ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિઓ આવી જાય.

૨. પશુપાલન : દૂધ, માંસ, ઊન, વાળ, ચામડાં, ચરબી, વાહન, સવારી, વગેરે કામ માટે ઢોર પાળવા તથા ઉછેરવાની પ્રવૃત્તિઓ. મચ્છીમારીનો સમાવેશ પણ આ પેટામાં જ કરીશું.

૩. હુન્નર ઉદ્યોગ : કાચા માલનું રૂપાન્તર કરી તેમાંથી વિવિધ પ્રકારનો તૈયાર માલ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિઓ.

૪. વાહન : કાચા તથા તૈયાર માલને એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવાની પ્રવૃત્તિ.

૫. વેપાર : જથ્થાબંધ તથા છૂટક માલ વેચવાની દુકાન, આડત, દલાલી, શરાફી, બૅંક, વીમા કંપની વગેરે ધંધાને લગતી પ્રવૃત્તિઓ.

૬. સંસ્કારપોષક ધંધા : ધર્મોપદેશકની, શિક્ષકની, ન્યાયની વ્યવસ્થા કરનારાની, તથા લોકોને નીરોગી રાખનારાઓની પ્રવૃત્તિઓ. સાહિત્ય, સંગીત, ચિત્રકળા, મૂર્તિવિધાન, શિલ્પ વગેરે સર્જનાત્મક કળાઓને લગતી પ્રવૃત્તિઓ પણ આ પેટામાં જ મૂકવી જોઈએ.

૭. રાજ્યવ્યવસ્થા : સરકારી નોકરોની તથા મ્યુનિસિપાલિટીના તેમ જ લોકલબોર્ડના નોકરોની, તથા પોલીસ અને લશ્કરની પ્રવૃત્તિઓ.

૮. ઘરકામ : નોકરચાકરનાં કામ.

૯. વ્યાયામ, ખેલ, પહાડોમાં ભટકવું, દરિયા ખેડવા અથવા પ્રવાસો કરવા એવી પ્રવૃત્તિઓને શેમાં ગણીશું? આવી પ્રવૃત્તિ કરનારનું શરીર નીરોગી રહે છે, સુદૃઢ થાય છે અને તેને આનંદ પણ મળે છે. પણ આ લાભો કેવળ તે વ્યક્તિને મળે છે. આ પ્રવૃત્તિઓ સામાજિક ન કહી શકાય. એટલે તે તે વ્યક્તિને એ લાભદાયી હોવા છતાં આપણે ઉત્પાદક પ્રવૃત્તિઓમાં એને નહિ ગણીએ. જોકે એમાં એ પ્રવૃત્તિના ઉદ્દેશ પરત્વે વિવેક કરવાનો રહે છે. માણસ જો ભૌગોલિક કે ઐતિહાસિક સંશોધનો કરવા પહાડોમાં ભટકતો હોય અથવા દરિયા ખેડતો હોય અથવા તો જુદા જુદા દેશોના રીતરિવાજ વગેરે જાણી તે ઉપરથી લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ થાય તેવાં પ્રવાસવર્ણનો લખવા મુસાફરી કરતો હોય તો તેની પ્રવૃત્તિ ઉત્પાદક થઈ શકે. વળી તીર્થયાત્રાની ખાતર, શોખની ખાતર અથવા તન્દુરસ્તી સુધારવા જે માણસ પહાડમાં ફરતો હોય તેની પ્રવૃત્તિ અનુત્પાદક ભલે હોય, પણ જે મજૂર તેનો સામાન ઊંચકીને ચાલતો હોય તેની પ્રવૃત્તિ તો આવા માણસની જરૂરિયાતો પૂરી પાડે છે એટલે ઉત્પાદક ગણાવી જોઈએ.

૭. એકની એક વસ્તુ એના હેતુ અને ઉપયોગ પરત્વે અર્થ અથવા અનર્થ બને છે, તેવું જ શ્રમનું પણ છે. અત્યારે તમામ વસ્તુઓ અને પ્રવૃત્તિઓના મૂલ્યની આંકણી નાણાંના ગજથી કરાય છે, એટલે જેમાંથી ધનપ્રાપ્તિ થાય તે શ્રમ ઉત્પાદક એવો ખ્યાલ પ્રચલિત છે. પણ અત્યારે જે આર્થિક અથવા ઉત્પાદક પ્રવૃત્તિઓ કહેવાય છે તેની આંકણી માનવજાતિની સુખસગવડ અને પ્રગતિના ગજથી કરવામાં આવે તો જેમાંથી ધનપ્રાપ્તિ થાય છે અને તેથી ઉત્પાદક ગણાય છે એવી ઘણી પ્રવૃત્તિઓ કેવળ નકામી નહિ પણ ખરેખરો અનર્થ કરનારી માલૂમ પડે.

૮. ખેતીના ધંધામાં તંબાકુ અથવા અફીણની ખેતી કરવાનો અથવા તાડી કાઢવા માટે ખજૂરાં ઉછેરવાનો શ્રમ જરૂર અનર્થકારી છે. પશુપાલનમાં સાઠમારીઓ માટે અથવા શરતોમાં ઉતારવા માટે હાથી, વાઘસિંહ, સાંઢ તથા ઘોડાના ઉછેર પાછળ જે શ્રમ ખર્ચાય છે તે પણ ચોક્કસ અનર્થકારી ગણાય.

૯. અત્યારે ઊભાં થયેલાં મોટાં મોટાં કારખાનાં અને વાહન તથા વેપારના જબરદસ્ત તંત્રનો બહુ મોટો ભાગ જનતાનું સુખ વધારતો નથી, પણ દુઃખ ઊભું કરે છે. જ્યારે અનેક લોકોને કપડાં વિના ટાઢે થરથરવું પડતું હોય ત્યારે બહુ બારીક અને નકશીદાર કપડાં તૈયાર કરવા પાછળ અનેક માણસોનો શ્રમ ખર્ચાય તેમાં શ્રમનો ચોખ્ખો દુરુપયોગ જ છે. દિવસોના દિવસો આળસુ અને નવરા પડ્યા રહી કંટાળી જનારા લોકો પોતાનો કંટાળો દૂર કરવા એશઆરામ અને ભોગ વિલાસની પુષ્કળ સગવડોવાળી રેલવેટ્રેનો અથવા સ્ટીમરો અથવા વિમાનોમાં મુસાફરી કરવા નીકળે, અને એ લોકોની મુસાફરીની સગવડ પાછળ સેંકડો અને હજારો માણસોનો શ્રમ ખર્ચાય, તે લાખો માણસોના જીવનની જરૂરિયાતોને ભોગે જ થાય છે. હુન્નરઉદ્યોગ અને વેપારની કેટલીયે વ્યવસ્થા આજે એવી ચાલી રહી છે જેમાં પાર વિનાનો શ્રમ નિરર્થક ખર્ચાય છે. ઉદાહરણાર્થે, આપણા દેશમાં રૂ જોઈએ તેટલું પાકે છે અને આપણા દેશના લોકોને જોઈએ તેટલું કાપડ તેમાંથી બનાવી લેવાની આવડત પણ આપણા લોકોમાં છે, છતાં આપણા દેશમાંથી વિલાયત અને જપાન રૂ મોકલવામાં આવે છે અને તેમાંથી ત્યાંનાં કારખાનાંમાં કાપડ તૈયાર થઈને અહીં આવે છે. આમાં રૂની ગાંસડી બાંધવાનો, તેને રેલવે તથા સ્ટીમર મારફત પરદેશ લઈ જવાનો, ત્યાં વળી ગાંસડીઓ ખોલવાનો તથા લઈ જતાં તેમાં જે કચરો ભરાયો હોય તે સાફ કરવાનો અને તેમાંથી કાપડ બન્યા પછી વળી તેની ગાંસડીઓ બાંધી રેલ્વે અને સ્ટીમરો મારફત આપણા દેશમાં એ કાપડ લાવવાનો, આ બધો શ્રમ કેવળ નિરર્થક થાય છે. વળી ઘરાકને જોઈતો માલ પૂરો પાડવા જે વેપાર જરૂરનો હોય તે યોગ્ય છે, પણ જેમાં

માલની કશી લેવડદેવડ ન થવાની હોય અને અનેક યુક્તિપ્રયુક્તિઓ કરીને કૃત્રિમ રીતે ભાવમાં વધઘટ ઊભી કરવામાં આવે તેના તફાવત જ આપવા-લેવાના હોય, એવી જે સટ્ટાની પ્રવૃત્તિ તે નકામી છે, એટલું જ નહિ પણ પ્રામાણિકતાથી ચાલતા વેપારમાં દખલ કરનારી છે. ખોટી અને લલચાવનારી જાહેરખબરો દ્વારા લોકોને લગભગ બીનજરૂરી અથવા નુકસાનકારી ચીજોનો પ્રચાર કરવામાં આવે છે, તે પ્રવૃત્તિ પણ સમાજને હાનિકારક હોઈ અનર્થકારી છે.

૧૦. આ જ પ્રમાણે ધર્મને નામે પ્રજામાં વહેમ અને દુરાચાર ફેલાવનારા મહારાજો અને ભગતો; કેવળ આળસમાં જીવન વ્યતીત કરનારા અને પોતાને જોગી, જતિ કે વેરાગી કહેવડાવનારા બાવાઓ, ફકીરો વગેરે; ભવિષ્ય કહી આપવાનો ડોળ કરનારા જોશીઓ, ધર્માદાને નામે લોકો પાસે પૈસા કઢાવી મોજમઝા કરનારા મહન્તો, પોતાને ધર્મગુરુઓ અથવા ધર્મોપદેશક કહેવડાવનારા અનેક ઢોંગી માણસોની પ્રવૃત્તિ કેવળ નિરર્થક જ નથી, પણ સમાજને હાનિકારક છે. ઇનસાફની વ્યવસ્થાના કામમાં પણ ઘૂસી ગયેલા કજિયા-દલાલો, પંચાતિયાઓ અને ચૌદશિયાઓ તો સમાજને નુકસાન જ કરે છે. દાક્તરોમાં પણ ઊંટવૈદો અને પ્રજાનાં શરીર નિઃસત્ત્વ થઈ જાય એવી યાકૂતિઓ વગેરે આપનારાની પ્રવૃત્તિ સમાજને હાનિકારક જ છે.

૧૧. સરકારી ખાતાંના નોકરોની તેમ જ પોલીસ અને લશ્કરી ખાતાના માણસોની પ્રવૃત્તિ વિષે પણ આપણે વિવેક કરવો જ જોઈએ કે જેટલે દરજ્જે એ પ્રવૃત્તિઓથી પ્રજાસમસ્તનું સાચું હિત જળવાય એટલે દરજ્જે જ એ પ્રવૃત્તિ સમાજને ઉપયોગી છે. તેમાં પણ જ્યાં સત્તાની હરીફાઈ અને ખોટી લાગવગ તથા લોકોનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ થાય છે, ત્યાં એ પ્રવૃત્તિ અનર્થકારી જ છે.

૧૨. જે સર્જનાત્મક કળાઓ કહેવાય છે તે ક્ષેત્રમાં પણ પારવિનાનો દંભ અને અનર્થ ચાલે છે. સાચા સાહિત્યકારો અને કળાધરો ઓછા હોય છે, પણ નામધારી ઘણા હોય છે. માણસની હીનવૃત્તિઓને ઉત્તેજિત કરનારાં પુસ્તકો, ગીતો, ચિત્રો, મૂર્તિઓ વગેરે નિર્માણ કરનારાની પ્રવૃત્તિ તો સમાજને અવળે અને અનીતિને માર્ગે જ ચડાવે છે. ઘરકામ કરનારા નોકરો વિષે તો આપણે વિચાર કરી જ ગયા છીએ. ચોર, ડાકુ, મવાલી, ગુંડા, ભિખારીઓ એ બધાની પ્રવૃત્તિ હાનિકારક છે એ વિષે તો કાંઈ મતભેદ જ નથી; પણ દારૂનાં પીઠાં, વેશ્યાગૃહો, તથા જુગારખાનાં જેને સરકાર તરફથી તેમના ધંધા માટે પરવાના મળે છે એ ચલાવવાની પ્રવૃત્તિમાં પડેલાના શ્રમની ઉત્પાદક શ્રમમાં ગણના કરનારા અર્થશાસ્ત્રીઓ પડેલા છે. એ લોકોની દલીલ એક જ છે કે

માણસની જરૂરિયાત અથવા કામના યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર અર્થશાસ્ત્રે કરવાનો નથી. જે વસ્તુઓની લોકોમાં માગણી થાય તે વસ્તુઓ પૂરી પાડનારાના શ્રમ ઉત્પાદક ગણાય. આ વિચાર ભૂલભરેલો છે. કારણ આવા માણસોની પ્રવૃત્તિ સમાજને નુકસાન જ પહોંચાડે છે, અને જે સમાજમાં આવા માણસોને પોતાની પ્રવૃત્તિ ચલાવવાના પરવાના મળે છે તે સમાજ કેવળ નીતિની દૃષ્ટિએ જ નહિ પણ આર્થિક બાબતમાં યે અધોગતિએ પહોંચે છે.

**૧૩.** શુદ્ધ અર્થદૃષ્ટિએ વિચાર કરતાં જેમના શ્રમથી માનવ સુખ સંતોષ અને પ્રગતિ સધાય તેવાના જ શ્રમને ઉત્પાદક શ્રમ ગણવો જોઈએ અને તેમને જ તેમના શ્રમના પ્રમાણમાં વાજબી બદલો મળવો જોઈએ. તે સિવાયના બીજાઓની કમાણી તે ખોટી રીતે મેળવેલી કમાણી જ કહેવાય. છતાં આ કસોટીએ જેઓ ઉત્પાદક શ્રમ કરનારાની ગણતરીમાં ન આવી શકે એવા ઘણા માણસો બહુ મોટી કમાણી કરતા જેવામાં આવે છે. તેથી સમાજમાં આર્થિક અસમાનતા, દુઃખ અને કંગાલિયત ઉત્પન્ન થાય છે.

# પ્રકરણ ૪થું
## મૂડી

૧. જમીન વગેરે કુદરતી સાધનસંપત્તિ સિવાયની તમામ સંપત્તિ જેનો ઉપયોગ બીજી વધુ સંપત્તિના ઉત્પાદનમાં કરવામાં આવે તે મૂડી કહેવાય. અત્યારે આવી ઘણી ઘણી સંપત્તિનો આપણે મૂડી તરીકે ઉપયોગ કરીએ છીએ. જે અનાજનો બી તરીકે બીજું અનાજ ઉગાડવામાં ઉપયોગ કરવામાં આવે તે મૂડી થઈ. ખેતીનો ઉદ્યોગ ચલાવવા ખેડૂત પાસે હળ, લોઢાલાકડાંનાં ઓજારો, ગાડું, બળદ વગેરે હોય તે મૂડી. સુથારનાં ઓજારો, વણકરની સાળ એ તેમની મૂડી. મોટાં કારખાનાંમાં કારખાનાનું મકાન, સંચા, સ્ટોર્સ, તૈયાર માલ બનાવવા ખરીદેલો કાચો માલ, એ બધું મૂડી છે. આપણા આર્થિક વિકાસના બહુ આરંભના કાળથી જ મૂડી હસ્તીમાં આવી છે. તે વખતે તેનું સ્વરૂપ તદ્દન સાદું હતું અને તેનું પ્રમાણ પણ બહુ થોડું હતું. આદિ વનવાસી માણસે લાકડીને પથરો કે ચકમક બાંધી શિકાર કરવા માટે કુહાડી બનાવી તે પહેલી મૂડી થઈ. એ વનવાસીએ ખોરાક સારુ પશુ પાછળ દોડયાં કરવાને બદલે પોતાનો સમય અને શક્તિ, જે વસ્તુ પોતે સીધી વાપરી નાખી શકવાનો ન હતો, પણ જે વસ્તુ વડે પોતાના સીધા ઉપયોગની બીજી વસ્તુઓ મેળવવાનો હતો તેને માટે વાપર્યાં. પોતાનાં સમય અને શક્તિનો ઉપયોગ તેણે મૂડી નિર્માણ કરવામાં કર્યો. એ કામ તેણે પોતાના નવરાશના વખતમાં કર્યું હશે અને એ કામ કરવામાં જેટલા દિવસ જાય તેટલા દિવસનો ખોરાક તેણે સંઘરી રાખ્યો હશે. અત્યારે જે ઘણી વસ્તુઓને આપણે મૂડી તરીકે વાપરીએ છીએ તે પણ એ જ રીતે હસ્તીમાં આવી છે. ઉત્પન્ન થયેલી વસ્તુઓને તત્કાળ વાપરી નાખવાને બદલે, જરૂરજોગી વાપરી, બાકીની ભવિષ્યને માટે સંઘરી રાખીએ; અને પછી આપણો સમય અને શક્તિ આપણી સીધી જરૂરિયાતો પૂરી પાડનારી વસ્તુઓના ઉત્પાદનમાં વાપરવાને બદલે, જે વડે આપણે જરૂરિયાતો પૂરી પાડનારી વસ્તુઓ વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરી શકીએ એવાં ઓજારો, સંચા, સ્ટોર્સ, તે રાખવા માટેનાં મકાનો વગેરે બનાવવામાં આપણે ખર્ચીએ, ત્યારે મૂડી નિર્માણ થાય છે. મૂડી નિર્માણ થવાનું અથવા મૂડી હસ્તીમાં આવવાનું મૂળ કારણ એ જ છે કે આપણે વાપરી નાખીએ અથવા વાપરી શકીએ તે કરતાં વધારે સંપત્તિનું ઉત્પાદન કરીએ, અને એ રીતે બચાવેલી સંપત્તિનો ઉપયોગ બીજી નવી સંપત્તિ નિર્માણ કરવામાં કરીએ. ટૂંકમાં, બચત એ

મૂડીનું પ્રથમ કારણ છે, અને તે માટે દૂરંદેશી, ડહાપણ, કરકસર, ત્રેવડ વગેરે ગુણો આવશ્યક છે.

૨. મૂડી અને પૈસા વચ્ચેનો ફરક હમેશાં ધ્યાનમાં રાખવો જોઈએ. જેમ સંપત્તિ અને પૈસા વચ્ચે ગોટાળો કરવામાં આવે છે તેમ જ મૂડી અને પૈસા વચ્ચે પણ ગોટાળો કરવામાં આવે છે. સાધારણ સંજોગોમાં પૈસાથી જે જોઈએ તે વસ્તુ ખરીદી શકાય છે તેથી પૈસાને જેમ સંપત્તિ કહેવામાં આવે છે તેમ જ પૈસો હોય તો મોટાં કારખાનાં ઊભાં કરી શકાય છે તેથી પૈસાને મૂડી કહેવામાં આવે છે. પૈસાદાર માણસોને મૂડીદાર પણ કહેવામાં આવે છે. પણ તત્ત્વતઃ જેમ સંપત્તિ અને પૈસો જુદી વસ્તુ છે તેમ જ મૂડી અને પૈસો પણ જુદી વસ્તુ છે. પૈસો તો સંપત્તિ તથા મૂડીનું પ્રતીક માત્ર છે. હમણાં ચાલી રહેલા વિશ્વયુદ્ધને કારણે જે અસાધારણ સંજોગો ઊભા થયા છે, તેમાં આ ફેર સ્પષ્ટ દેખાઈ આવે છે. બંગાળમાં અનાજની તંગીને કારણે ભૂખમરો પ્રવર્તી રહ્યો હતો તે કેવળ પૈસાથી દૂર થઈ શકે એમ નહોતું, તે અનાજથી જ દૂર થઈ શકે એમ હતું એ સૌ સમજી ગયા છે. તે જ પ્રમાણે માણસ પાસે ગમે તેટલા પૈસા હોય તો પણ નવું કારખાનું ઊભું કરવા માટે જે વસ્તુઓ આવશ્યક હોય તે બજારમાં ન મળી શકતી હોય તો એ નવું કારખાનું ન ઊભું કરી શકે. એટલે પૈસો નહિ પણ નવા કારખાના માટે આવશ્યક વસ્તુઓ એ જ તત્ત્વતઃ મૂડી છે. વળી, પૈસાથી તમે રોજના વપરાશની વસ્તુઓ ખરીદો, ત્યારે એનો મૂડી તરીકે ઉપયોગ થતો નથી, પણ એ પૈસો ઉત્પાદનનાં સાધનો ખરીદવામાં ખર્ચો ત્યારે જ એનો મૂડી તરીકે ઉપયોગ થાય છે.

૩. અમુક વસ્તુ મૂડી થાય કે નહિ એનો આધાર એ વસ્તુની વપરાશના પ્રકાર અને હેતુ ઉપર રહે છે. કોઈ માણસ ભવિષ્યના વપરાશ માટે ખોરાકની વસ્તુઓ અથવા પૈસો કે સોનું બચાવે પણ તે જો કેવળ દાટી જ રાખે અને પછી જોઈએ ત્યારે પોતાના અંગત ઉપયોગ માટે વાપરે તો તે મૂડી થઈ શકતી નથી. એક જ મકાન જો તે રહેવા માટે વપરાય તો તે મૂડી નથી, પણ તે જ મકાન કારખાના માટે વપરાય, પુસ્તકાલય માટે વપરાય અથવા પ્રયોગશાળા માટે વપરાય તો તે મૂડી થાય છે. પોતાના વાહનનો ઉપયોગ, શોખને ખાતર ફરવા માટે કરવામાં આવે ત્યારે એ મૂડી નથી થતું, પણ ભાડે ફેરવવામાં અથવા ઉત્પાદનના કામમાં કરવામાં આવે ત્યારે એ મૂડી થાય છે.

## મૂડીની વૃદ્ધિ

૪. હવે મૂડીની વૃદ્ધિ શી રીતે થાય છે તે આપણે જોઈશું. ખર્ચ અને આવકના તફાવતને કારણે થતી બચત એ મૂડીનું મૂળ કારણ છે. ખર્ચ કરતાં આવક વધારે હોય તો જ બચત થઈ શકે છે. આર્થિક દૃષ્ટિએ જે દેશો આગળ

વધેલા ગણાય છે, જેવા કે ઇંગ્લંડ અને અમેરિકા, ત્યાં ખર્ચ અને આવક વચ્ચેનો આ તફાવત મોટો છે. એટલે ત્યાં મૂડી વધતી જ જાય છે. પણ આપણા દેશમાં જ્યાં માથા દીઠ સરેરાશ વાર્ષિક આવક રૂ. ૬૦–૬૫ની ગણવામાં આવે છે, ત્યાં એટલી આવકમાં ખર્ચ જ માંડ માંડ પૂરું થઈ રહે અથવા ન થઈ રહે ત્યાં બચત થવાનો સંભવ નથી. વળી આ સરેરાશમાં તો જેમની આવક હજારો અને લાખો થાય છે એવા શ્રીમંતો પણ આવી જાય. એટલે એ થોડા શ્રીમંતો અને ઉપલા મધ્યમ વર્ગના લોકો જ બચત કરી શકે છે. પણ તે આમજનતાને ભોગે થાય છે. બહુ મોટા જનસમુદાયને માટે તો બચત કરવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી. તેઓ તો ઊલટા ઉત્તરોત્તર દેવામાં જ ડૂબતા જાય છે. વાસ્તવિક નિયમ તો એ છે કે જે દેશમાં કુદરતી સાધનસંપત્તિ વિપુલ હોય અને ત્યાંના લોકોને એનો સારી રીતે ઉપયોગ કરતાં આવડતો હોય, એવા દેશમાં મૂડી વધે. અમેરિકામાં આ નિયમ બરાબર પ્રવર્તતો જોવામાં આવે છે. દેશ વિશાળ અને સાધનસંપત્તિવાળો છે, તેના પ્રમાણમાં વસ્તી ઓછી છે.* અને એ ઓછી વસ્તી કુદરતી સાધનસંપત્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં કુશળ છે. એટલે એ સૌથી મોટી આવકવાળો દેશ બની બેઠો છે. પણ ઇંગ્લંડ કાંઈ કુદરતી વિપુલ સાધનસંપત્તિવાળો દેશ નથી, છતાં મોટી આવક ભોગવે છે એ તો આપણા અને આપણા જેવા બીજા દેશોના શોષણથી જ શક્ય બન્યું છે. આપણા દેશમાં કુદરતી સાધનસંપત્તિ વિપુલ હોવા છતાં અને લોકો પણ અક્કલ હોશિયારીવાળા હોવા છતાં, દોઢસો કરતાં પણ વધારે વર્ષોથી ચાલુ રહેલી ચૂસને પરિણામે આપણો દેશ અત્યારે ગરીબ અને જોઈતી મૂડી વિનાનો છે.

૯. આવક અને ખર્ચના તફાવત ઉપરાંત મૂડી વધવાનાં બીજાં સામાન્ય કારણો અર્થશાસ્ત્રીઓ ગણાવે છે તેની અહીં નોંધ કરીશું :

૧. પ્રજામાં ભવિષ્યનો વિચાર કરી તે માટે બચાવી રાખવાની ટેવ હોવી જોઈએ. કુટુંબપ્રેમને લઈને પોતાનાં સંતાનો માટે માણસ કરકસર કરીને બચત કરવા પ્રયત્ન કરે છે. વળી જેને મોટા વેપાર ઉદ્યોગ ખેડવાની મહત્ત્વાકાંક્ષા હોય છે તેઓ પણ તે માટે જરૂરી મૂડી એકઠી કરવા પ્રયત્ન કરે છે.

૨. આવી રીતે બચત કરી સંઘરી રાખવાની વૃત્તિને ત્યારે જ ઉત્તેજન મળે છે જ્યારે દેશમાં જાનમાલની સલામતી હોય છે, અને રાજ્યતંત્ર લોકોના હિતને અર્થે સુવ્યવસ્થિત રીતે ચાલતું હોય છે.

૩. વળી જે કાંઈ બચત કરવામાં આવે તેને કોઈ જાતની આંચ ન આવે એવી રીતે રોકાણ કરવાની સગવડો હોય તો જ એ બચત મૂડી તરીકે કામ

*યુનાઇટેડ સ્ટેટ્સનો વિસ્તાર આપણા દેશ કરતાં લગભગ અઢી ગણો છે, અને વસ્તી આપણા દેશની વસ્તીના ત્રીજા ભાગની છે.

આવે છે. બહુ જ ઊંચી આંટવાળી આબરૂદાર શરાફી પેઢીઓ, બૅન્કો, વીમા કંપનીઓ, લિમિટેડ કંપનીઓ, સહકારી મંડળીઓ, પ્રોવિડંટ ફંડો એમાં બચત રોકવામાં આવે તો એનો ઉપયોગ મૂડી તરીકે થઈ શકે છે. બાકી બચાવીને લોકો ભવિષ્યના ઉપયોગ માટે કેવળ દાટી જ રાખે તો એ બચત મૂડી તરીકે કશા કામની ન કહેવાય.

૪. બચતના આ જાતના રોકાણ માટે વ્યાજનો દર પૂરતો લલચાવનારો હોવો જોઈએ. કેટલાક એવી દલીલ કરે છે કે વ્યાજનો દર નીચો હોય ત્યારે લોકોને વધારે બચત કરવી પડે છે. કારણ ઘણા લોકોની એવી ઇચ્છા હોય છે કે અમુક બચત કરીને તેના વ્યાજની મુકરર આવક કરી નાખવી, જેથી ઘડપણમાં બેઠે બેઠે ખવાય અથવા પાછળનાંને કશી અડચણ ન પડે. જો વ્યાજનો દર નીચો હોય તો આવા લોકોને વધારે બચત કરવી પડે, કારણ તેમ કરે તો જ પોતે ધારેલી મુકરર આવક થઈ શકે. એટલે નીચા વ્યાજના દર મૂડી વધારવામાં નિમિત્ત થાય છે. પણ એકંદરે આ દલીલ ઠીક નથી. મોટે ભાગે તો વ્યાજનો દર વધારે હોય ત્યારે જ બજારમાં નાણાં ખેંચાઈ આવવાનો સંભવ છે. વ્યાજના દર ઉપરાંત રોકેલાં નાણાંની સલામતી એ પણ નાણાં બજારમાં ખેંચાવાનું મોટું કારણ છે.

૬. હવે મૂડીના વિવિધ ઉપયોગ, સ્વરૂપ, તથા રોકાણ પરત્વે તેનું આપણે વર્ગીકરણ કરીશું.

### ૭. ઉપયોગ પરત્વે :

૧. **ખેતીને લગતી મૂડી :** ખેતીમાં ખાતર, બી, હળ તથા બીજાં લોઢા-લાકડાંનાં ઓજારો, બળદ, કૂવો, કોસવરત, દહાડિયા મજૂરોને મજૂરી તથા જ્યાં યંત્રોનો ઉપયોગ થતો હોય ત્યાં ટ્રૅક્ટર, કૂવા માટે ઍન્જિન પંપ વગેરે, એ બધા માટે મૂડીની જરૂર પડે છે.

૨. **વેપારને લગતી મૂડી :** એક જગ્યાએથી બીજી જગ્યાએ માલ લઈ જવા સારુ, ગધેડાં, ઊંટ, પોઠિયા, તથા બળદ ગાડાંથી માંડીને મોટરલૉરી, રેલવે તથા નાનાં વહાણોથી માંડીને મોટી આગબોટોની વાહન વ્યવસ્થા માટે, ડક્કા બાંધવા માટે તથા વેચવા સારુ દુકાનોમાં અને ગોદામોમાં માલ રાખવા માટે મૂડીની જરૂર પડે છે. આ બધાં કામોમાં મજૂરોને રોજી તથા ગુમાસ્તાઓને પગાર ચૂકવવા માટે પણ મૂડીની જરૂર પડે છે.

૩. **ઉદ્યોગને લગતી મૂડી :** (૧) ઉત્પત્તિનાં સાધનો જેવાં કે કારખાનાં માટેનાં મકાનો, માલ સંઘરી રાખવા માટેની ગોદામો, સંચા, ઓજારો, તૈયાર કરવા માટે મૂડીની જરૂર પડે છે.

(૨) આ બધું તૈયાર કરી અથવા જેણે તૈયાર કર્યું હોય તેની પાસેથી ખરીદીને કારખાનું ચાલુ કરવા માટે કાચો માલ તથા જરૂરી સ્ટોર્સ ખરીદવા મૂડીની જરૂર પડે છે.

(૩) મજૂરોને પગાર આપવા માટે પણ મૂડીની જરૂર પડે છે.

મોટાં કારખાનાંમાં તથા યંત્ર-ઉદ્યોગોમાં બહુ મોટી મૂડી જોઈએ છે. પણ જે હાથઉદ્યોગો ગ્રામઉદ્યોગની પદ્ધતિએ ચાલે એટલે કે વણકર પોતાની જ સાળ ઉપર વણે અથવા સુથાર અને લુહાર પોતાનાં જ સાધનો વડે પોતાના ધંધા ચલાવે તેમાં બહુ ઓછી મૂડી જોઈએ.

૪. **नाणां व्यवस्थाने लगती मूडी :** શરાફી પેઢીઓ, બૅન્કો, વીમા કંપનીઓ એ સ્થાપવામાં પણ થોડી ઘણી મૂડીની જરૂર પડે છે. આ સંસ્થાઓ નાની નાની બચતો એકઠી કરી તે મોટા ઉદ્યોગધંધાઓને મૂડી પૂરી પાડવાનું કામ કરે છે. વળી માલની લેવડદેવડને અંગેનાં નાણાં ચૂકવવામાં પણ બૅન્કો ઉપયોગી થાય છે.

**૮. સ્વરૂપ પરત્વે :**

૧. **कुदरती मूडी :** જમીન, જંગલો, ખાણો, જલધોધો વગેરે.

૨. **मनुष्योत्पन्न मूडी :** કારખાનાનાં મકાનો, સંચા, રેલવે લાઈનો, સ્ટીમરો વગેરે.

૩. **खानगी मालकीनी मूडी :** જેના ઉપર અમુક વ્યક્તિઓ માલકી હક ભોગવે છે તેવી મૂડી. આપણા દેશમાં ખેતીમાં, મિલોમાં, કારખાનાઓમાં, બૅંકોમાં તથા વેપારવણજમાં રોકાયેલી મૂડી આ પ્રકારની છે.

૪. **सार्वजनिक अथवा सामाजिक मालकीनी मूडी :** જેના ઉપર એક અથવા વધારે વ્યક્તિઓનો માલકી હક ન હોય પણ જે સામાજિક સંસ્થાઓના અથવા સરકારના કબજામાં હોય અને જેનો ઉપયોગ જનસમાજના લાભને અર્થે કરવામાં આવતો હોય તેવી મૂડી. લોકલબોર્ડની ધર્મશાળાઓ, કૂવા, સડકો; મ્યુનિસિપાલિટીનાં વૉટરવર્કર્સ, ઇલેક્ટ્રિક પાવરહાઉસ, બાગબગીચા, સરકારી માલકીની રેલવેઓ, સડકો, તારટપાલખાતાં, નહેરો વગેરે એ સાર્વજનિક મૂડીના દાખલા છે.

**૯. રોકાણ પરત્વે :**

૧. **फरती मूडी :** ઉત્પાદનના કામમાં એક વખત વાપરી એટલે જે ખલાસ થઈ જાય છે એવી મૂડી. દાખલા તરીકે કાપડની બનાવટમાં રૂ, ખેતીમાં બી તથા ખાતર. વળી કોલસો, તેલ, પેટ્રોલ એ પણ આવી મૂડી છે. મજૂરોને પગાર ચૂકવવા માટે વપરાતાં નાણાં પણ આ જાતની મૂડી છે. આને ફરતી મૂડી નામ એટલા માટે આપ્યું છે કે કાચા માલ ઉપર મજૂરો મજૂરી કરીને તૈયાર માલ બનાવે અને એ માલ વેચાય એટલે આ મૂડી પાછી ફરે છે, અને

ફરી પાછી ઉપર જણાવ્યાં તે બધાં કામોમાં વપરાય છે. દરેક ઉદ્યોગ કે ધંધો ચલાવવા માટે ઓછા કે વધારે પ્રમાણમાં આવી ફરતી મૂડીની જરૂર પડે છે. ખેડૂત ખેતીની શરૂઆત કરે ત્યારે એને ખાતર જોઈએ, વાવવા માટે બી જોઈએ તથા નીંદવા લણવા વગેરેના કામના મજૂરોને રોજી ચૂકવવી જોઈએ. આ બધા માટે અમુક નાણું એણે રોકવું જ જોઈએ. એ નાણું ઉત્પન્ન થયેલો પાક વેચાય ત્યારે એના હાથમાં પાછું આવે છે. વેપારીને દુકાનનું ભાડું આપવા માટે, ગુમાસ્તાઓનો પગાર ચૂકવવા માટે, તથા દુકાનમાં વેચવાનો માલ સ્ટૉકમાં રાખવા માટે મૂડી જોઈએ છે તે જેમ જેમ માલ વેચાતો જાય છે તેમ તેમ તે પાછી ફરતી જાય છે.

૨. **સ્થિર મૂડી:** જે લાંબો વખત ટકે એવી હોય તે સ્થિર મૂડી કહેવાય છે. એમાં વખતો વખત નાણાં રોકવાં પડતાં નથી. પણ એક વાર સામટાં રોકવાં પડે છે. કારખાના માટેનાં મકાન તથા સંચા સ્થિર મૂડી કહેવાય. ખેડૂતનું હળ તથા લોઢાલાકડાંનાં બીજાં ઓજારો, અને અમુક અંશે બળદ પણ સ્થિર મૂડી કહેવાય. રેલવેઓ, નહેરો, મોટરટ્રકો એ પણ સ્થિર મૂડીના દાખલા છે. આવી જાતની મૂડી માટે સ્થિર શબ્દ વાપર્યો છે તે ફરતી મૂડી સાથેના સાપેક્ષ સંબંધમાં જ છે. સ્થિર એટલે કાયમી એવો અર્થ નહિ પણ પ્રમાણમાં વધુ વખત ટકે એવી એટલો જ અર્થ છે. બાકી સંચાને ઘસારો પહોંચે છે, મકાનો જીર્ણ થઈ જાય છે, બળદ ઘરડો થઈ મરી જાય છે. એટલે આ સ્થિર મૂડી કોઈ પાંચ વરસ ટકે એવી, કોઈ દસવીસ વરસ ટકે એવી અને કોઈ કોઈ પચાસ પોણોસો વરસ ટકે એવી હોય છે. એ દરમ્યાન પણ એને સમરાવવાનું અને સારી સ્થિતિમાં રાખવાનું ખર્ચ તો કરવું જ પડે છે. સ્થિર મૂડીમાં બળદ તથા ઢોરઢાંખર હોય તો તેને ખવડાવવું પણ પડે છે. એટલે સ્થિર મૂડી ઉપર પણ અમુક ખર્ચ તો ચાલુ જ રાખવું પડે છે.

૧૦. આ ઉપરાંત પણ મૂડીના કેટલાક પ્રકાર નોંધવા જેવા છે. એક પ્રકારની મૂડી એવી હોય છે જેનો એક કરતાં બીજો ઉપયોગ થઈ જ ન શકે. દાખલા તરીકે, રેલવે માટે ગરનાળું અથવા ઓગદું બાંધ્યું હોય તે બીજા કશા કામમાં આવી શકતું નથી. રેલવેની લાઈન ફેરવી નાખવામાં આવે તો એ ઓગદું ત્યાં એમને એમ જ પડ્યું રહે છે. આવી મૂડીને ડૂબી મૂડી એ નામ આપીશું. એથી ઊલટા પ્રકારની મૂડીને તરતી મૂડી કહીશું. કાપડની મિલ માટે મકાન બાંધ્યું હોય પણ ત્યાં કાપડને બદલે બીજી મિલ ચલાવવી હોય તો મકાનનો ઉપયોગ બીજી મિલના કામમાં પણ થઈ શકે છે. કેટલાક સંચાઓમાં પણ ફેરફાર કરી બીજા કામમાં લઈ શકાય છે. જો કે આવો ફેરફાર કરતાં થોડું ઘણું નુકસાન જાય છે ખરું, પણ આખી મૂડી નકામી જતી નથી.

કેટલીક મૂડી તો બિલકુલ નુકસાન વિના પણ બીજા કામમાં વાપરી શકાય છે. કોલસો, તેલ, વીજળી તમે અનેક કામોમાં વાપરી શકો છો. વળી ભૌતિક તથા વિનિમય થઈ શકે એવી અને વિનિમય ન થઈ શકે એવી અ-ભૌતિક અથવા અંગત, એવો પણ મૂડીનો ભેદ પાડવામાં આવે છે. માણસની આવડત તથા કળા કૌશલ્ય એ અ-ભૌતિક અથવા અંગત મૂડી છે. ગવૈયાનો કંઠ, ચિત્રકારનું હસ્તકૌશલ, ઇજનેરની આવડત, એ બધા આ પ્રકારની મૂડીના દાખલા છે.

## મૂડીની મીમાંસા

૧૧. મૂડી વિષે સામાન્ય રીતે જાણવા જેવી બાબતો આપણે નોંધી ગયા. હવે એનો સાચી આર્થિક પ્રગતિની દૃષ્ટિએ અથવા તો સામાજિક હિતની દૃષ્ટિએ વિચાર કરવાનો રહે છે. આપણે કહી ગયા છીએ કે સમાજના તાત્કાલિક ઉપભોગ માટે જોઈએ તે કરતાં જેટલું વધારે ઉત્પાદન થાય તેટલી વધારે મૂડી હસ્તીમાં આવે. અત્યારે છે તે બધી મૂડી હજારો વર્ષથી થતા આવેલા આ જાતના વધારાનું પરિણામ છે. પણ આપણે ઊંડા ઊતરીને જોઈશું તો જણાશે કે આ સઘળી મૂડી ન્યાયથી એકઠી થયેલી નથી. સંપત્તિના ઉત્પાદનમાં જેમણે ફાળો આપ્યો હોય તેમની સઘળી વાજબી જરૂરિયાતો એ સંપત્તિમાંથી પૂરી પડી રહે ત્યાર પછી જે બચે તે જ ખરી રીતે મૂડી તરીકે રખાવું જોઈએ. પણ આપણે જોઈએ છીએ કે સંપત્તિના ઉત્પાદનમાં મહત્ત્વનો ફાળો આપનારા બહુ મોટા જનસમુદાયની વાજબી તો શું પણ જીવન ટકાવી રાખવા માટે જરૂરી એવી તદ્દન પ્રાથમિક જરૂરિયાતો પણ પૂરી પડતી નથી. અને તેમ છતાં ઉત્પાદનની વ્યવસ્થા કરનારો નાનો વર્ગ સંપત્તિના વાર્ષિક ઉત્પન્નમાંથી ઠીક ઠીક ભાગ મૂડી ખાતે લઈ જાય છે. એટલે મૂડીનો જોવામાં આવતો મોટો સંચય વાજબી અથવા ખરી બચતમાંથી થયેલો નથી. પણ સંપત્તિના ખરા ઉત્પાદકોને એટલે કે મજૂર વર્ગને પેટે પાટા બંધાવીને કરવામાં આવેલો છે. અત્યારની આપણી પાસેની મૂડી એ જમાનાઓ થયાં જાતમહેનત કરીને સંપત્તિનું ઉત્પાદન કરનારા મોટા વર્ગના સંચિત શ્રમનું ફળ છે. તેમ છતાં દુનિયાની અત્યારની લગભગ બધી જ મૂડી ઉપર એક નાનો વર્ગ ખાનગી માલકી ભોગવી રહ્યો છે. મૂડી ઉપરના માલકી હકને બળે સમગ્ર ઉત્પાદનમાંથી બહુ મોટો હિસ્સો એ નાનો મૂડીદાર વર્ગ ઉઠાવી જાય છે અને મહેનતમજૂરી કરનારા વર્ગનું શોષણ નિરંતર ચાલ્યાં જ કરે છે. પરિણામે લગભગ બધા જ દેશોમાં—શ્રીમંત કહેવાતા દેશોમાં પણ બેકારી તથા કંગાળિયત જોવામાં આવે છે.

૧૨. દુનિયાની મૂડીનો સમગ્રપણે વિચાર કરીએ તો બીજો એક મુદ્દો આપણું ધ્યાન ખેંચે છે. જેમ જેમ મૂડીનો સંચય વધતો જાય છે તેમ તેમ ઉત્પાદનનાં અંગોમાં મજૂરીની અપેક્ષાએ મૂડીનું પ્રાબલ્ય વધતું જાય છે. નવા

નવા સંચા અને નવા નવા પ્રકારની ભૌતિક શક્તિનો ઉપયોગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ મજૂરોની જરૂર પ્રમાણમાં ઘટતી જાય છે. યંત્ર-ઉદ્યોગોની સામે હાથઉદ્યોગો તૂટતા જાય છે તે ઉપરાંત યંત્ર-ઉદ્યોગોમાં પણ પહેલાં કરતાં ઓછાં માણસોથી વધુ ઉત્પાદન થતું જાય છે. ઉત્પન્ન થયેલી સંપત્તિનો પ્રમાણમાં બહુ મોટો હિસ્સો મૂડીના માલિકોને મળે છે અને મજૂરીના માલિકને ભાગ ઉત્તરોત્તર ઓછો હિસ્સો આવતો જાય છે. તમામ મૂડી સામાજિક માલકીની કરી નાખવામાં આવે તો આ અનિષ્ટ દૂર થાય ખરું, પણ વધતી જતી મૂડીને કારણે માનવ-શ્રમ ફાજલ પડે એટલે લોકોને પૂરતું કામ ન મળી શકે, અને તેમ છતાં તેમની જરૂરિયાતો તો પૂરી પડવી જ જોઈએ. સમાજવાદી અર્થરચનામાં પણ આ પ્રશ્ન અમુક વખતે આવીને ઊભો થયા વિના ન રહે. અમુક વખતે એટલા માટે કહ્યું છે કે રશિયા જેવા દેશ આગળ આજે એ પ્રશ્ન ન ઊભો થયો હોય તો તેનું કારણ એટલું જ છે કે તેણે પોતાના ફાજલ માણસોને ઠીકઠીક પ્રમાણમાં યુદ્ધસરંજામના કારખાનાંમાં રોકયાં હોવાં જોઈએ અને આજે પ્રત્યક્ષ યુદ્ધમાં રોકી રહ્યું છે. પણ યુદ્ધસરંજામનું ઉત્પાદન તો અનિષ્ટ છે અને તે ઇષ્ટ ગણવામાં આવે તો પણ તેની હદ હોવી જોઈએ. તેથી જ માણસોને બેકાર બનાવી મૂકે એટલી મૂડી કેટલે દરજ્જે વધાર્યે જવી એ મોટો પ્રશ્ન આજના અર્થશાસ્ત્રીઓ આગળ ઉકેલ માટે ઊભો છે. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ગ્રામઉદ્યોગો જેમાં બહુ ઓછી મૂડીની જરૂર પડે છે તેનો પુનરુદ્ધાર કરવો એ એક રામબાણ ઉપાય છે.

૧૩. વળી અત્યારે તમામ અર્થવ્યવહાર નાણાં મારફત ચાલે છે અને તમામ જાતની મૂડીની વ્યવસ્થા પણ નાણાં મારફત જ થાય છે. એ નાણાંનો કબજો અને એની વ્યવસ્થા બહુ જ નાના વર્ગે હસ્તગત કરીને ભારે અટપટી કરી મૂકી છે. આજે નાણાંપતિઓ દુનિયાના તમામ ઉદ્યોગોનું નિયંત્રણ કરી રહ્યા છે. આ નિયંત્રણ એવી ચાલબાજી અને કુનેહથી કરવામાં આવે છે કે લોકોની આંખમાં ધૂળ નાખીને બહુ મોટા પાયા ઉપર દગાફટકા અને છેતરપિંડી ચલાવી શકાય છે. લંડન અને ન્યૂ યૉર્કનાં નાણાં બજારના મોવડીઓ આખી દુનિયાને પોતાની હથેળીમાં નચાવી શકે છે.

૧૪. એટલે આમજનતાના હિત ખાતર તથા સાચી આર્થિક પ્રગતિ એટલે કે સૌને કામ મળી રહે અને કામ કરનાર પોતાના કામનું ફળ પોતે ભોગવી શકે એ ખાતર એ થવું જરૂરી છે કે બહુ નાનો વર્ગ મૂડીને કબજે કરી બેઠો છે તેના હાથમાંથી અથવા તો તેની બાથમાંથી મૂડીને છોડવવી જોઈએ. વળી મૂડી નાણાંપતિઓની ચુંગાલમાંથી છૂટે તે માટે આખી નાણાં-વ્યવસ્થામાં પણ ધરમૂળના ફેરફારો થવા જોઈએ.

૧૯. બીજો પ્રશ્ન મૂડીના ઉપયોગ વિષેનો છે. આજે જે ઉદ્યોગ કે ધંધા જનતાને બહુ જરૂરના હોય તેમાં જ મૂડી રોકાય એવું બનતું નથી. પણ જે ઉદ્યોગ કે ધંધામાં વધુ નફો મળે એમ હોય તેમાં મૂડી રોકાય છે. નફો કરવો, એ નહિ, પણ સમાજની જરૂરિયાતો પૂરી પાડવી એ અર્થપ્રવૃત્તિનું ધ્યેય છે. દરેક દેશમાં સમાજની અનિવાર્ય અને પ્રાથમિક જરૂરિયાતોને પૂરી પાડનારા ઉદ્યોગધંધા જરૂરી પ્રમાણમાં સારી રીતે ચાલે ત્યાર પછી જ જે જરૂરિયાતો ઓછી મહત્ત્વની હોય તેને લગતા ઉદ્યોગધંધા પાછળ ધ્યાન અપાવું જોઈએ. પરંતુ સાધારણ રીતે પ્રાથમિક અને અનિવાર્ય જરૂરિયાતના ઉદ્યોગધંધા કરતાં મોજશોખના ધંધામાં નફો વધારે હોય છે એટલે તેવા ધંધામાં મૂડી રોકવાનું મૂડીદારો પસંદ કરે છે. આને પરિણામે પ્રાથમિક જરૂરિયાતની એટલે કે ખોરાકની વસ્તુઓ જોઈતા પ્રમાણમાં અને સારી જાતની મળતી નથી અને મોજશોખની ચીજો જોઈએ તે કરતાં વધુ મળે છે. આપણા દેશના દાખલાથી આ વસ્તુ વિશેષ સ્પષ્ટ થશે. અત્યારે આપણા દેશમાં ખેતીનો ધંધો લાભદાયી નથી ગણાતો. એટલે સુધી કે ખેડૂત પોતાના આવકખર્ચના બે ટાંટિયા નથી મેળવી શકતો અને દેવું કરીને જ જીવે છે. ખેડૂત ઉપર દેવાનો બોજો ઉત્તરોત્તર વધતો જાય છે, તેનો અર્થ જ એ થયો કે ખેડૂત પોતાના જીવનને માટે જે વસ્તુઓ આવશ્યક ગણે છે તે મેળવી લેવા જેટલું એને ખેતીના ધંધામાંથી મળતું નથી. ખેતીનો ધંધો પોસાય એવો નથી રહ્યો અને ખેતીની પેદાશ ઘટી ગઈ છે તેનાં અનેક કારણોમાં બહુ મોટું કારણ એ છે કે ખેતીમાં જોઈએ તેટલી મૂડી રોકવામાં આવતી નથી. જમીનને સારી રીતે ખાતર આપવું જોઈએ, સારી ખેડ કરવા માટે સારા બળદ જોઈએ, સારું બી જોઈએ, નીંદામણ વગેરેનાં કામ બરાબર તકે મજૂરો રાખી કરાવી લેવા માટે મજૂરને ચૂકવવાનાં નાણાં જોઈએ. આ બધી મૂડી ખેડૂતો પાસે નથી હોતી. ગામડાંના શાહુકારોને પોતાની પાસેનાં નાણાં રોકવાનાં બીજાં દ્વાર ન હતાં ત્યારે તેઓ વાજબી દરે ખેડૂતોને નાણાં ધીરતા. પણ લિમિટેડ કંપનીઓ તથા બૅન્કો સ્થપાયા પછી ગામડાંનું તમામ નાણું શહેરોમાં ઘસડાઈ ગયું, કારણ તેમાં વ્યાજ તથા ડિવિડન્ડ સારાં મળે અને ગામડાંમાં ખેડૂતોને ધીરવામાં એકંદરે નફો ઓછો મળે. એટલે ખેતીના ઉદ્યોગને મૂડીની તંગી પડવા માંડી. મૂડીની તંગી પડી એટલે ખેતી બગડી. આમ ખેતીમાં નફો ન મળે એટલે ત્યાં મૂડી રોકાય નહિ અને મૂડી ન રોકાય એટલે ખેતી વધુ બગડે એવું ભમરાળું ચક્ર ચાલુ થયું. વળી આજે વેરાન ગણાતી પણ ખેતીના ઉપયોગમાં આવી શકે એવી જમીન સુધારીને ખેતીના ઉપયોગમાં લાવવા, તથા નહેરો અને કૂવા મારફત ખેતીને માટે પાણીની વ્યવસ્થા કરવા અમુક સ્થિર મૂડી જેટલા પ્રમાણમાં

રોકાવી જોઈએ તેટલા પ્રમાણમાં આપણા દેશમાં નથી રોકાતી. આવી જ સ્થિતિ આપણા પશુપાલનના અથવા દુઝાણાના ઉદ્યોગની છે. તેમાં મૂડી રોકવાની કોઈ પરવા જ કરતું નથી. દુધાળાં ઢોરની સંખ્યા આપણા દેશમાં બહુ મોટી — દુનિયાનાં કુલ દુધાળાં ઢોરના ત્રીજા ભાગ જેટલી હોવા છતાં આપણા દેશમાં દૂધઘીના વાખા પડે છે. આપણા ખોરાકમાં પણ સારું અનાજ અને પૌષ્ટિક તત્ત્વોવાળો બીજો ખોરાક ઓછો હોય છે. શાકભાજી તથા ફળ તો બહુ મોટા ભાગને ચાખવા પણ મળતાં નથી. આ બધું આપણી પાસે જે થોડીઘણી મૂડી છે તેના ખોટા ઉપયોગનું પરિણામ છે. પણ સમાજની જરૂરિયાતોનો તેની ઉપયોગિતાના ક્રમમાં વિચાર કરી, તે ક્રમમાં જ મૂડીનું રોકાણ ત્યારે જ થઈ શકે જ્યારે મૂડીનો ઉપયોગ કોઈની પણ નફાખોરી માટે નહિ, પણ સમાજની જરૂરિયાતની વસ્તુઓનો વિવેક કરી તેના ઉત્પાદન માટે કરવામાં આવે.

૧૬. ઉપરના વિવેચનનો આશય એવો નથી સમજવાનો કે આપણા દેશમાં ખેતી સિવાયના બીજા ઉદ્યોગ ધંધાને ખીલવવાની જરૂર નથી. આપણા ગામડાંના ઉદ્યોગો જે મરવા પડ્યા છે તેને સજીવન કરવાની બહુ મોટી જરૂર છે. એ ઉદ્યોગો જીવતા થાય તો ખેતીને પણ પોષક થાય. પણ એ ઉદ્યોગો માટે બહુ મોટી મૂડીની જરૂર નથી. મૂડી માટેની ખેંચતાણ ગ્રામઉદ્યોગો અને ખેતી વચ્ચે નથી પણ ખેતી અને શહેરના યંત્ર-ઉદ્યોગો વચ્ચે છે. યંત્ર-ઉદ્યોગો ગ્રામ-ઉદ્યોગોને મારી નાખી ખેતીને પણ ફટકો મારે છે.

# પ્રકરણ ૫ મું

## યોજક

૧. ઘણા માણસોની મૂડી એકઠી કરી લિમિટેડ કંપનીઓ મારફત ઉદ્યોગ-ધંધા ચલાવવાની રીત હસ્તીમાં આવી ત્યારથી ઉત્પાદનના અંગ તરીકે કુદરત, મજૂરી અને મૂડી ઉપરાંત યોજક હસ્તીમાં આવ્યો એ આપણે આગળ જોઈ ગયા છીએ. એમ તો અર્થોત્પાદનની સાદી પદ્ધતિઓમાં પણ, દાખલા તરીકે એક ખેડૂત કુટુંબ પોતાની ખેતી કરે અથવા એક વણકર કુટુંબ સાળ ચલાવે, અથવા કોઈ દુકાનદાર દુકાન ચલાવે કે શરાફ પોતાની પેઢી ચલાવે, તેમાં પણ યોજના, વ્યવસ્થા અને વિવેક વાપરી નિર્ણયો કરવાના હોય છે. પરંતુ ઉત્પાદનનાં જુદાં જુદાં અંગો ઉપર જુદા જુદા માણસોની માલકી હોય એવા ઉદ્યોગ-ધંધામાં આખી વ્યવસ્થા ચલાવવા બુદ્ધિશાળી અને વિવેકશક્તિવાળા અલગ માણસની જરૂર પડે છે. જોકે વિવેકપુરઃસર બધી વ્યવસ્થા કરવી એ પણ શ્રમના જ એક પ્રકારમાં આવી જાય; છતાં યોજકનો આ શ્રમ વિશિષ્ટ પ્રકારનો અને બહુ મહત્ત્વનો હોઈ, આપણે તેનો અલગ વિચાર કર્યો છે. યોજકના શ્રમને બીજી પ્રકારના શ્રમોથી અલગ ગણવાનું એક કારણ એ પણ છે કે બીજા બધા શ્રમ કરનારાને પોતાનું મુકરર કરેલું મહેનતાણું મળે છે, જ્યારે યોજક અમુક સાહસ ખેડે છે અને કોઈ વાર તેને સારો નફો મળે છે, જ્યારે કોઈ વાર નુકસાન પણ વેઠવું પડે છે. જોકે આ જાતનું સાહસ ખેડવાનું તથા નફાનુકસાનની જવાબદારી ભોગવવાનું તો ખેડૂત, વણકર, કારીગર, દુકાનદાર, શરાફ વગેરેને પણ હોય છે પરંતુ આ લોકોને મહેનત, મૂડી બધું પોતાનું જ હોય છે, જ્યારે યોજક તો જુદા જુદા માણસોની મહેનત અને મૂડી એકઠી કરી ઉદ્યોગની યોજના કરે છે અને તેની બધી વિગતોની વ્યવસ્થા કરે છે. તાત્ત્વિક રીતે જોવા જઈએ તો તો યોજકના શ્રમને પણ ઊંચી બુદ્ધિવાળા શ્રમના એક પ્રકાર તરીકે જ ગણવો જોઈએ. પણ ઉપર કહ્યું તેમ તેના વિશિષ્ટ મહત્ત્વને લીધે આપણે તેનો જુદો વિચાર કર્યો છે. તેનું મુખ્ય કામ અનેક માણસોની મૂડી એકત્રિત કરી તે વડે ઉદ્યોગ ઉપાડવાનું સાહસ ખેડી એ ઉદ્યોગમાં વિવિધ પ્રકારના શ્રમ કરનારાઓ — મહા બુદ્ધિશાળી મૅનેજરો, ઇજનેરો તથા વૈજ્ઞાનિકોથી માંડી સાધારણ મજૂરી કરનારાઓને કામે લગાડી ઉત્પાદનનું કામ ચલાવવાનું છે.

૨. યોજકને સામાન્ય રીતે નીચેનાં કામો કરવાનાં હોય છે:

(૧) કયે સ્થળે કયું ઔદ્યોગિક સાહસ સારી અને લાભદાયી રીતે ચાલી શકે એમ છે તેની તે પ્રથમ કલ્પના કરે છે. પછી તેની આખી યોજના અને રચના તે વિચારી કાઢે છે, અને તે માટે અનુકૂળ સ્થળ પસંદ કરે છે.

(૨) એ સાહસ માટે જોઈતી મૂડી ઊભી કરે છે.

(૩) જે માલ તૈયાર કરવાનો હોય તે ઉદ્યોગને લગતા નિષ્ણાતોને રોકી, તેમની સલાહ મુજબ કારખાનાંનાં મકાનો ઊભાં કરવાનું કામ એક તરફથી એ ચાલુ કરે છે અને બીજી તરફથી તે માટે જરૂરી સંચા, ઓજારો વગેરેની વર્દી આપે છે.

(૪) ઉદ્યોગ માટે નિષ્ણાતો, મૅનેજરો, કારકુનો, વૈજ્ઞાનિકો, કામદારો વગેરેને પસંદ કરીને રોકે છે.

(૫) આખા ઉદ્યોગના સંચાલનમાં માણસોના શ્રમનો, યંત્રોનો, બીજા સરસામાનનો, કાચા માલનો વગેરેનો કોઈ પણ જાતનો બગાડ ન થાય અને વધારેમાં વધારે ઉત્પાદન મળે એવી રીતે પોતાના કારખાનામાં કાર્યવિભાગ તથા બીજી વ્યવસ્થા શાસ્ત્રીય ઢબે ગોઠવે છે.

(૬) ઉદ્યોગને અંગે શરૂઆતમાં, તેમ જ ચાલુ હોય ત્યારે, બજારપીઠ જોઈ તમામ જાતના માલની ખરીદી તે કરે છે. બજારમાં ભાવની ચડઊતર થાય તેનું જોખમ તેને ખેડવાનું હોય છે તેથી બજારપીઠ તરફ એને હંમેશાં ધ્યાન રાખતા રહેવું પડે છે અને બજારની રૂખનો સારો અભ્યાસ કરવો પડે છે.

(૭) માલ વાપરનારાઓની અભિરુચિમાં તથા તે અનુસાર સમાજની ફૅશનોમાં જે ફેરફાર થતા જાય તે તેને હંમેશાં લક્ષમાં રાખવા પડે છે.

(૮) વળી જાહેરખબરો તથા બીજા અનેક જાતના પ્રચારદ્વારા લોકોમાં નવી નવી જાતના માલ માટે અભિરુચિ ઉત્પન્ન કરી, નવી ફૅશનો અમલમાં આણી તથા નવી જરૂરિયાતો કેળવીને તે પોતાના માલ માટે નવી માંગ ઊભી કરે છે.

ટૂંકમાં, પોતાના સાહસમાં વધારેમાં વધારે નફો શી રીતે મળે એ તેના સતત ચિંતનનો વિષય હોય છે.

૩. યોજકમાં આવશ્યક ગુણો : ઉપરનાં બધાં કામ તે સફળતાથી કરી શકે તે માટે તેનામાં દૂરંદેશી, વિવેક, ધંધાદારી કુનેહ, માણસોને ઓળખવાની, તેમનો વિશ્વાસ સંપાદન કરવાની તથા તેમની પાસેથી કામ લેવાની શક્તિ, એ ગુણો હોવા જોઈએ. અત્યારના ઉદ્યોગધંધામાં મોટું જોખમ કાયમ રહેલું હોય છે, કારણ લોકોની જરૂરિયાત પહેલેથી જાણી

લઈ, લોકોની માગણી પ્રમાણે ઉત્પાદન થતું નથી, પણ માગણીની અપેક્ષાએ લોકોને જોઈએ તે કરતાં ઘણો વખત અગાઉથી ઉત્પાદન કરવામાં આવે છે. તેથી લોકોની અભિરુચિમાં ફેરફાર થતાં માગણીમાં એકાએક ફેર પડી જાય, મકાન, સંચા વગેરે જે મોટા ખર્ચે ઊભાં કરવામાં આવ્યાં હોય તે નવી શોધખોળને કારણે જુનવાણી ઢબનાં બની જાય, કાચો માલ તથા બીજો સરસામાન યુદ્ધને કે બીજે કારણે મળતો બંધ થઈ જાય અથવા પૂરતા પ્રમાણમાં ન મળે એવું બન્યાં કરે છે. નાણાં બજારની ઉથલપાથલને લીધે આંટના વ્યવહારમાં ખલેલ પહોંચે એવું પણ બને છે. આવાં બધાં કારણોને લઈને ગમે તેટલી કાળજીપૂર્વક કરેલી ગણતરીઓ પણ ઊંધી પડી જાય છે. વળી જુદા જુદા ઉદ્યોગધંધા એકબીજા સાથે સંકળાયેલા હોઈ એક મોટા ધંધાને ધક્કો પહોંચતાં, બીજા ધંધાઓને પણ તેની આંચ લાગે છે. એટલે યોજકમાં આવી બધી પ્રતિકૂળ પરિસ્થિતિઓને પહોંચી વળવાની હિંમત, કુનેહ તથા દૂરંદેશી આવશ્યક છે. વળી અત્યારના બધા ઉદ્યોગધંધા હરીફાઈના ધોરણ ઉપર ચાલે છે અને આ હરીફાઈ ઘણી વાર યુદ્ધના જેવું રૂપ પકડે છે. તેથી લશ્કરી સેનાપતિમાં શિસ્ત મુજબ કામ લેવાની બાહોશી ઉપરાંત વ્યૂહરચનાનું કૌશલ્ય આવશ્યક હોય છે, તેવાં જ બાહોશી અને કૌશલ્ય યોજકમાં પણ આવશ્યક છે. યોજકને માટે 'ઉદ્યોગપતિ' શબ્દ વાપરવામાં આવે છે તે 'સેનાપતિ'ની શબ્દરચનાને અનુસરતો હોઈ બહુ યુક્ત પ્રયોગ છે.

**૪.** યોજકનાં ઉપર જણાવેલાં કામો તથા ગુણો આર્થિક પ્રગતિ માટે આવશ્યક છે ખરાં, પણ અત્યારના યોજકો પોતાની શક્તિ અને પ્રવૃત્તિઓનો ઉપયોગ સમાજની સાચી આર્થિક પ્રગતિ માટે કરે છે કે કેમ એ વિવાદાસ્પદ છે. કેવળ અર્થોત્પાદન વધારવાથી સમાજનું કલ્યાણ નથી થઈ શકતું, સાચી આર્થિક પ્રગતિ નથી સધાતી, એ આ પુસ્તકમાં વખતો વખત કહેવાઈ ચૂક્યું છે. અર્થશાસ્ત્રને લગતા કોઈ પણ પ્રશ્નનો વિચાર કરતી વખતે એ વસ્તુ નિરંતર નજર સામે રાખવાની છે. અત્યારે તો એ યોજક બહુ કુશળ અને ફાવેલો ગણાય છે, જે આખી પરિસ્થિતિનો — એટલે કે નાણાંબજારનો, ખરીદ-વેચાણનો, તથા મજૂરોનો વધારેમાં વધારે લાભ ઉઠાવી શકે; પોતાના સંબંધમાં આવતાં તમામ તત્ત્વોનું વધારેમાં વધારે શોષણ કરી, વધારેમાં વધારે નફો મેળવે. નવા નવા સંચા શોધી તથા મજૂરોના કાર્યવિભાગની નવી નવી રચના કરી ઓછા મજૂરોથી શી રીતે વધારે ઉત્પાદન થાય, કાચા માલની ખરીદમાં શી રીતે ઓછામાં ઓછે દામે પોતાને માલ મળે અને તૈયાર માલના વેચાણમાં પોતાને વધારેમાં વધારે ભાવ શી રીતે મળે એ જ એની દૃષ્ટિ હોય છે. એટલે મજૂરો ચુસાય છે તથા બેકારી પ્રવર્તે છે, કાચો માલ તૈયાર

કરનારને પોતાનું પેટ ભરાય એટલું પણ મળતું નથી અને ઘરાકોને એટલે તૈયાર વસ્તુઓ વાપરનારા મોટા જનસમાજને જે માલ પોતે ખરીદે છે તેનો જીવનની જરૂરિયાતની દૃષ્ટિએ જોતાં પૂરતો અવેજ મળતો નથી. કારણ ગયા પ્રકરણમાં મૂડીને વિષે જોઈ ગયા તેમ યોજકોની શક્તિ પણ પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓના ઉત્પાદન કરતાં જીવનને ઓછી મહત્ત્વની વસ્તુઓના ઉત્પાદન પાછળ વધારે પ્રમાણમાં ખર્ચાય છે. આપણા દેશની ગરીબીનું કારણ પરદેશી ચૂસ ઉપરાંત આપણી ખેતી અને ગ્રામઉદ્યોગોની દુર્દશા એ પણ છે. આપણા યોજકો જો આપણી ખેતી અને ગ્રામઉદ્યોગોની ખિલવણીમાં પોતાની શક્તિ વાપરે તો આખા દેશની આર્થિક સ્થિતિ બહુ જલદી સુધરે. પણ અત્યારે તેઓ યંત્ર-ઉદ્યોગોની ખિલવણી પાછળ જ મંડ્યા હોઈ, પરદેશી ચૂસ ઉપરાંત તેમના યંત્ર-ઉદ્યોગોની ચૂસ પણ ગામડાંને વેઠવી પડે છે. આમ છતાં આપણા યોજકોનો દાવો તો એવો છે કે દેશમાં યંત્રોદ્યોગો ખીલવીને તેઓ દેશની આર્થિક ઉન્નતિમાં ફાળો આપે છે અને એ કારણે દેશમાં પ્રવર્તતી રાષ્ટ્રીય ભાવના અને સ્વદેશીની ભાવનાનો તેઓ લાભ લેવા ઇચ્છે છે. જોકે તેમને પોતાને રાષ્ટ્રભાવના કે સ્વદેશીની બહુ પડી નથી હોતી. કારણ એ ભાવનાઓ અને તેમના નફા તથા સ્વાર્થ એ બેની વચ્ચે ઘર્ષણ ઊભું થાય અને બેમાંથી એકની પસંદગી કરવાની આવે તો તેમનામાં જૂજ અપવાદ સિવાય બીજા બધા શું પસંદ કરે એ વિષે કશી શંકા નથી.

૯. અર્થવ્યવહારમાં યોજકનું કામ જેમ બહુ આવસ્યક અને મહત્ત્વનું છે તેમ જ સમાજના બીજા બધા વ્યવહારોમાં પણ છે. તમામ સાર્વજનિક કાર્યોની ધુરા વહન કરીને સમાજને સંગઠિત કરનાર, સમાજનું સામર્થ્ય વધારનાર, તથા સમાજને ઇષ્ટ દિશામાં વાળી તેને પ્રગતિને પંથે ચઢાવનાર આગેવાન, એ પણ યોજક જ હોય છે. મ્યુનિસિપલ અને લોકલબોર્ડનાં કામ, રાજ્યપ્રકરણી કામો, સાંસારિક વ્યવહાર, ગ્રામસંગઠન એવી બધી પ્રવૃત્તિઓ બાહોશ યોજક વિના ન ચાલી શકે. આ યોજકો પાસે પોતાના બુદ્ધિબળ ઉપરાંત દ્રવ્યબળ તથા મનુષ્યનું સંખ્યાબળ પણ હોય છે એટલે તેમની સત્તા અસાધારણ ગણાય છે. પણ પ્રબળ લોકમત એવો છે કે આ યોજકોએ પોતાની શક્તિનો અને સત્તાનો ઉપયોગ પોતાના અંગત સ્વાર્થ કે લાભ માટે નહિ પણ સમાજના હિતને માટે જ કરવો જોઈએ. કેવળ અર્થના ક્ષેત્રમાં યોજકો ઉપર આવી જાતની ફરજ નાખવામાં આવતી નથી. બીજા યોજકોની માફક આર્થિક ક્ષેત્રના યોજકો પણ કેવળ પોતાના સ્વાર્થ અને અંગત નફા માટે નહિ પણ આખા સમાજના આર્થિક કલ્યાણની ખાતર પોતાની પ્રવૃત્તિ ચલાવતા થશે નહિ, ત્યાં સુધી સાચી આર્થિક પ્રગતિ સાધી શકાવાની નથી.

## પ્રકરણ ૬ઠ્ઠું
## કાર્યવિભાગ

૧. આપણે જોઈ ગયા છીએ કે એકલો માણસ પોતાને જોઈતી બધી વસ્તુઓ પોતે મેળવી લેતો એવી સ્થિતિ તો કદી હતી જ નહિ. માણસ તેના ઉત્પત્તિકાળથી જ સામાજિક પ્રાણી તરીકે સમૂહજીવન ગાળનારો જોવામાં આવે છે. તદ્દન પ્રાથમિક દશામાં રહેતી ટોળીઓ અને પાછળથી કુટુંબો હસ્તીમાં આવ્યાં ત્યારે કુટુંબો પોતાને જોઈતી સઘળી વસ્તુઓ પોતે જ ઉત્પન્ન કરી લેતાં એટલે કે એ ટોળી અથવા કુટુંબને આવશ્યક બધા જ ધંધા તે ટોળી કે કુટુંબમાં ચાલતા. સમાજ જેમ આગળ વધતો ગયો તેમ જરૂરિયાતની જુદી જુદી વસ્તુઓ ઉત્પન્ન કરનારા જુદા જુદા ધંધા કરનારાં કુટુંબો હસ્તીમાં આવવા લાગ્યાં. કામ અથવા ધંધાની આ વહેંચણી માટે શ્રમવિભાગ શબ્દ વાપરવામાં આવે છે. પણ વધારે સાચો શબ્દ તો કાર્યવિભાગ છે. કારણ શ્રમના વિભાગ નથી કરવામાં આવતા પણ કામના વિભાગ કરવામાં આવે છે. શ્રમવિભાગ શબ્દ વધારે પ્રચલિત હોવા છતાં, તે ખોટો હોઈ આપણે કાર્યવિભાગ શબ્દ વાપરીશું.

૨. કાર્યવિભાગનાં મુખ્ય ચાર સ્વરૂપ છે: ૧. નૈસર્ગિક કાર્યવિભાગ. ૨. સામાજિક કાર્યવિભાગ. ૩. ઔદ્યોગિક કાર્યવિભાગ અને ૪. પ્રાદેશિક અથવા ભૌગોલિક કાર્યવિભાગ.

### નૈસર્ગિક કાર્યવિભાગ

૩. સ્વપર્યાપ્ત અને સ્વાવલંબી ટોળીઓ તથા કુટુંબો પોતાને જોઈતી બધી વસ્તુઓ પોતે જ ઉત્પન્ન કરી લેતાં ત્યારે પણ ટોળી કે કુટુંબોની અંદર પુરુષ અને સ્ત્રીની શરીરરચનાના ભેદને કારણે અમુક કાર્યવિભાગ રહેલો જોવામાં આવે છે. પુરુષો શિકાર કરવાનું, ઢોર ચારવાનું, તથા એવાં કામો જેમાં પોતાના રહેઠાણથી બહુ દૂર જવાનું હોય તે કરતા. સ્ત્રીઓને બાળકોને ઉછેરવા તથા સાચવવા માટે ઘેર જ રહેવું પડતું, એટલે તેઓ ઘેર બેઠાં જે કામ થઈ શકે તે કરતી. ગૃહઉદ્યોગો અને ગૃહકળાઓ સ્ત્રીઓએ જ ખીલવી છે એ અગાઉ કહેવાઈ ગયું છે. દીકરીને માટે સંસ્કૃત શબ્દ દુહિતૃ છે તે ઉપરથી જણાય છે કે દીકરીનું કામ દોહવાનું ગણાતું. અંગ્રેજીમાં કુમારિકા માટે સ્પિન્સ્ટર (Spinster) શબ્દ છે. 'સ્પિન' એટલે કાંતવું તે ઉપરથી કુમારિકાનું કામ કાંતવાનું. અંગ્રેજીમાં પત્ની માટે વાઈફ (wife) શબ્દ છે અને વાઈફ શબ્દ એ 'વીવ' (weave) એટલે વણવું તે ઉપરથી બનેલો છે. એટલે વણવાનું

કામ પત્નીનું ગણાતું. આજે પણ દુનિયાના દરેક સમાજમાં આવી જાતનો કાર્ય-વિભાગ જોવામાં આવે છે. પુરુષ બહારના કામધંધા કરે છે અને કમાય છે, જ્યારે સ્ત્રી બાળકોને ઉછેરે છે તથા કેળવે છે અને ઘરની અંદરનો બધો કારભાર સંભાળે છે. જોકે મજૂરિયાત વર્ગમાં સ્ત્રીઓ પણ મજૂરી કરવા જાય છે અને કમાણી કરે છે. દુનિયાની વસ્તીનો બહુ મોટો ભાગ તો મજૂર વર્ગનો જ છે એટલે સમાજના બહુ મોટા ભાગમાં સ્ત્રી અને પુરુષ વચ્ચેનો ઉપર જણાવ્યો તે સ્વાભાવિક, આવશ્યક અને ઇષ્ટ કાર્યવિભાગ બરાબર સચવાતો નથી. પરિણામે સ્ત્રી ઉપર બેવડો બોજો પડે છે. તેને મજૂરી કરવા જવા ઉપરાંત બાળકો ઉછેરવાનાં હોય છે અને ઘરકામ પણ સંભાળવાનું હોય છે. એને લીધે ઘર તરફ તેમ જ બાળકની કેળવણી અને ઉછેર તરફ એ જોઈએ તેવું ધ્યાન આપી શકતી નથી. જ્યાં સુધી બાળક ધાવતું હોય ત્યાં સુધી તો તે સંપૂર્ણ રીતે મા ઉપર આશ્રિત હોય છે અને ધાવણ છોડ્યા પછી પણ લાંબો વખત તે માનો આશ્રય અને માની હૂંફ છોડી શકતું નથી. બાળકની આ કુમળી વયમાં તેને મા પાસેથી જેવી કેળવણી મળે તેવી બીજે કશેથી મળી શકતી નથી. કારણ આ વયમાં તેના ચિત્ત ઉપર જે છાપો તથા સંસ્કારો પડે છે તે કદી ભૂંસાતી નથી. સારી ટેવો પાડવાને માટે પણ આ વય જ ઉત્તમ છે. આ શિશુ અને બાલ્યકાળની કેળવણી ભવિષ્યની આખી કેળવણીના અને જીવનના પાયારૂપ હોય છે. તેથી જ બાળકને સારી રીતે ઉછેરવાના, તથા તેને સારી ટેવો પાડી તથા તેના ઉપર સારા સંસ્કારો પાડી તેને કેળવવાના કામમાંથી, અર્થોત્પાદનના બોજાને લીધે માને જેટલે દરજ્જે વંચિત થવું પડે છે તેટલે દરજ્જે સમાજને મોટી હાનિ થાય છે. બાળક પ્રત્યેના પોતાના કર્તવ્યનું સંપૂર્ણ રીતે પાલન કરીને પતિના ધંધામાં મદદરૂપ થઈ અર્થોત્પાદનમાં કાંઈ ફાળો સ્ત્રી આપી શકતી હોય તો એ યોગ્ય છે, પણ એ એનું મુખ્ય કર્તવ્ય ન જ હોવું જોઈએ. આજે મોટા ભાગની સ્ત્રીઓ એમ નથી કરી શકતી એ અત્યારની અર્થવ્યવસ્થાની મોટી ખામી ગણાવી જોઈએ. પણ કેટલાક સમાજશાસ્ત્રીઓનું માનવું એવું છે કે સ્ત્રીઓ અર્થોત્પાદનના કાર્યોમાં પૂરેપૂરો હિસ્સો લઈને આર્થિક બાબતમાં સ્વાવલંબી અથવા સ્વતંત્ર ન થાય ત્યાં સુધી તેઓ અત્યારે પુરુષો કરતાં ઊતરતી ગણાય છે, પુરુષોને આધીન તેમને રહેવું પડે છે એ તેમની દલિત દશા દૂર થઈ શકશે નહિ. સ્ત્રીઓ અર્થોત્પાદનના કામમાં બરાબર ભાગ લઈ શકે તે માટે તેને બાળકના ઉછેર અને કેળવણીના બોજામાંથી શકય તેટલી મુક્ત કરવી અને એ કામ સમાજે એટલે કે રાજ્યતંત્રે ઉપાડી લેવું અને ધાવણ છોડે કે તરત, અથવા જો તેથીયે પહેલાં બની શકતું હોય તો તે પહેલાં, બાળકોને તેમને માટેનાં ખાસ શિશુગૃહોમાં રાખવાં. આ યોજનાની તરફેણમાં

એમની એક દલીલ એ પણ છે કે બાળકની કુમળી વયમાં તેના યોગ્ય ઉછેર અને સારી કેળવણી માટે જે શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે તેની અપેક્ષા માતા થનારી બધી જ સ્ત્રીઓ પાસે રાખવી એ અશક્ય છે તેથી જે થોડી સ્ત્રીઓ આવી યોગ્યતાવાળી હોય તેમને જ બાળઉછેર અને બાળકેળવણીના કામની વિશેષ તાલીમ આપીને, સમાજનાં તમામ બાળકો સોંપવામાં આવે તો જ આપણે સારી જ્ઞાનવાન પ્રજા નિર્માણ કરી શકીએ. આની સામે કહી શકાય કે શાસ્ત્રીય જ્ઞાનથી વંચિત એવા માના પ્રેમમાં જે શક્તિ છે તે શાસ્ત્રીય જ્ઞાનમાં નથી. બાળકોને પહેલી આવશ્યકતા પ્રેમની છે, પછી શાસ્ત્રીય જ્ઞાનની. વળી શાસ્ત્રીય જ્ઞાનની તાલીમવાળી બધી સ્ત્રીઓ પોતાના હાથ નીચેનાં બાળકોને માના પ્રેમનો અનુભવ કરાવી શકે એ વસ્તુ હજી તો મનુષ્ય સ્વભાવમાં આવી નથી. બીજાં બાળકો પ્રત્યે માનું સ્થાન બરાબર લઈ શકે એવી અપવાદરૂપ કોઈ વિરલ સ્ત્રી નીકળી આવે એ જુદી વાત છે, પણ એવી સ્ત્રીઓ મોટી સંખ્યામાં નહિ મળી આવે એ નક્કી હોવા છતાં આપણે બાળકને માતા પાસેથી વહેલામાં વહેલું છોડાવીને શિશુગૃહોને હવાલે કરીશું તો ત્યાં પ્રેમ વિના બાળકો હિજરાવાનાં અને કરમાવાનાં. એટલે પોતપોતાનાં બાળકોના ઉછેરની અને પ્રારંભિક કેળવણીની જવાબદારી તે તે માતાઓ ઉપર જ રહેવા દઈ તેઓ એ કામ વધારે સારી રીતે કરી શકે તે માટે તેમને સારી કેળવણી આપવાનો પ્રબંધ કરવો તથા અર્થોત્પાદનની જવાબદારીમાંથી આવશ્યકતા મુજબ તેઓ મુક્ત રહે એવી સમાજરચના અને અર્થરચના કરવી એ જ વધારે સ્વાભાવિક અને સુફળદાયી છે.

૪. મધ્યમ અને ઉપલા વર્ગની સ્ત્રીઓનો વિચાર કરતાં જણાય છે કે તેઓ ઉપર અર્થોત્પાદનની જવાબદારી નથી હોતી. તેઓ ઘરકામ અને બાળ-ઉછેરનું જ કામ કરે છે, જો કે ઉપલા વર્ગની કેટલીક સ્ત્રીઓ તો એ કામ પણ પોતાને માથેથી ઉતારી બેઠી છે. તેઓ આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતી થાય અને ઘરનું ક્ષેત્ર છોડી અથવા કહેવામાં આવે છે તેમ રસોડામાં અને બાળબચ્ચાંમાં પુરાઈ રહેવાનું છોડી બહારનાં કામોમાં ભાગ લેતી થાય એવી હિલચાલ ઊપડી છે. આપણે ઉપર કહી ગયા કે બાળઉછેર અને બાળકેળવણી માટે માતાનું સ્થાન લઈ શકે તેવી સ્ત્રીઓ અપવાદરૂપ અને વિરલ જ નીકળવાની. તે જ પ્રમાણે ઘરનું ક્ષેત્ર છોડવાની ઇચ્છાવાળી સ્ત્રીઓ પણ અપવાદરૂપ અને વિરલ જ નીકળવાની, કારણ સ્ત્રીઓ સહજવૃત્તિથી જ પોતાનું ખરું કામ શું છે તે સમજે છે. મોટામાં મોટું અને માનવપ્રગતિ માટે સર્વોપરી મહત્ત્વનું એવું બાળઉછેરનું અને બાળકેળવણીનું કામ સ્ત્રીઓને પોતાના ઘરના ક્ષેત્રમાં મળી રહે છે. યોગ્ય કેળવણીને અભાવે આ કામ કુશળતાથી કરી શકે એવી સ્ત્રીઓ આજે ઓછી છે એ વાત ખરી, પણ સ્ત્રીઓમાં નૈસર્ગિક રીતે જ

આ કામ માટે અનુરાગ છે, એટલે પ્રકૃતિએ નિર્મેલું પોતાનું આ સ્વભાવ-સહજ કામ છોડીને સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય સિદ્ધ કરવા પાછળ દોડે અને પોતાનાં બાળકોનાં ઉછેર અને કેળવણીનું કામ શાસ્ત્રીય ઢબે એ કામ કરવાનો દાવો કરનારી સંસ્થાઓને સોંપી દે એ સ્ત્રીઓ જ સ્વીકારે એમ નથી. સમાજ માટે એ બિલકુલ હિતાવહ પણ નથી. તેથી જ સ્ત્રીઓને પોતાના એ પ્રકૃતિનિર્મિત કામ માટે વિશેષ કેળવણી આપી વિશેષ લાયક બનાવવામાં માનવસુખ અને પ્રગતિ રહેલાં છે. વળી આર્થિક સ્વાવલંબન સિદ્ધ કરવાથી જ સ્ત્રીઓની પરતંત્ર દશા સુધરે એ દલીલ પણ બરાબર નથી, કારણ મજૂરવર્ગની સ્ત્રીઓ આર્થિક સ્વાવલંબન ભોગવે જ છે, છતાં તેઓ કાંઈ સ્વાતંત્ર્ય ભોગવતી જોવામાં નથી આવતી. સ્ત્રીઓની પરાધીનતાનું મોટામાં મોટું કારણ તો એ છે કે માતા તરીકેનું એમનું જે પવિત્ર અને ગૌરવભર્યું કામ છે તે માટે એમને જે કેળવણી મળવી જોઈએ તે મળતી નથી. સારી કેળવણીને અભાવે એ કામ તેઓ બરાબર કરી શકતી નથી. વળી અત્યારની કુકેળવણીને લીધે કેટલીક સ્ત્રીઓ તો પત્નીપણું સ્વીકારવા છતાં માતા થવા ઇચ્છતી નથી. એ પણ એમની પરાધીનતાનું અને એમના લાઘવનું મોટું કારણ છે. બાકી પોતાનું માતા તરીકેનું મહાન કામ તે કામને શોભે એવી કુશળતાથી અને ઉચ્ચ ભાવનાપૂર્વક સ્ત્રીઓ કરતી થઈ જાય તો તેની આગળ આર્થિક સ્વાતંત્ર્ય તો તુચ્છ વસ્તુ છે. કુટુંબના ભરણપોષણ માટે અર્થોત્પાદનની પ્રવૃત્તિ પુરુષ કરે છે તેથી કાંઈ સ્ત્રીઓએ પુરુષોને આધીન જ રહેવું જોઈએ એ વાત ખોટી છે. સમજદાર અને સંસ્કારી કુટુંબોમાં જ્યાં પુરુષ તથા સ્ત્રી પોતપોતાની ખરી ફરજ બજાવે છે ત્યાં એક બીજાને આધીન હોવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. પુરુષ કે સ્ત્રી નથી એકબીજાથી ચઢિયાતાં અને નથી એકબીજાથી ઊતરતાં. તેઓ નથી સ્વાવલંબી કે નથી પરાવલંબી. તેઓ તો પરસ્પરાવલંબી, એકબીજાનાં પૂરક છે. આવા બધા પ્રશ્નો તો સ્ત્રીઓ તથા પુરુષો પોતપોતાનાં સ્વભાવનિર્મિત કાર્યક્ષેત્રો છોડી એકબીજા સાથે હરીફાઈમાં ઊતરે છે ત્યારે જ ઊભા થાય છે.

૯. અને પુરુષ સાથે અણબનાવ થવાથી અથવા તો વિધવા થવાથી સ્ત્રીને પોતાનું તથા પોતાનાં બાળકોનું ભરણપોષણ કરવા માટે અર્થોત્પાદનની પ્રવૃત્તિમાં પડવું પડે તો સ્ત્રીને માટે તે કાંઈ ભારે મુશ્કેલ વાત નથી. જે માણસ મહેનત કરવા તૈયાર હોય તેને ગુજરાનની મુશ્કેલી ન પડવી જોઈએ. પરંતુ આજની પ્રચલિત અર્થવ્યવસ્થામાં બહુ વિષમતા અને અન્યાય હોવાને કારણે આમજનતા માટે જીવનસંગ્રામ બહુ મુશ્કેલ થઈ પડ્યો છે એટલે કોઈ સ્ત્રી આગળ અર્થોત્પાદનનો પ્રશ્ન એકાએક આવી પડે તો તે ગૂંચાઈ જાય

એવું બને છે ખરું. તેનો ઉપાય સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય ભોગવતી થઈ જાય એ નથી, પણ વિષમ અને અન્યાયી અર્થવ્યવસ્થા બદલવી એ છે. આપણામાં કહેવત છે કે "બાપના રાજ્યમાં છોકરાં ન સમાય પણ માના રેંટિયામાં સમાય" આ કહેવતમાં સમાજજીવનની ઘણી ઘણી વાતો સમાયેલી છે. પણ પ્રસ્તુત પ્રશ્ન માટે એક વાત નક્કી છે કે આ કહેવત જ્યારે શરૂ થઈ હશે ત્યારે એવી અર્થવ્યવસ્થા હોવી જોઈએ કે જો ભીડ આવી પડે તો સ્ત્રીઓ અર્થોત્પાદન કરી પોતાનાં બાળકોને સારી રીતે ઉછેરીને મોટાં કરી શકે.

૬. સાર એ છે કે સામાજિક અને આર્થિક વ્યવસ્થાની બીજી જે જે ખામીઓ હોય તે આપણે દૂર કરીએ પણ પુરુષ અને સ્ત્રી વચ્ચે જે પ્રકૃતિનિર્મિત અને સ્વભાવ–સહજ કાર્યવિભાગ પ્રવર્તે છે તેમાં દખલ કરવાની જરૂર નથી.

૭. ત્યારે શું સ્ત્રીઓએ સાર્વજનિક કામોમાં બિલકુલ ભાગ જ ન લેવો? એમ કહેવાનો અમારો આશય નથી. જે સ્ત્રીઓ ઉપર બાળઉછેરની જવાબદારી ન હોય એટલે કે જે સ્ત્રીઓ કુંવારી જ રહેવા ઇચ્છતી હોય, વિધવા હોય અથવા જેમનાં બાળકો મોટાં થઈ ગયાં હોય અને જેઓ વાનપ્રસ્થ જીવન ગાળતી હોય તેવી સ્ત્રીઓ જરૂર સાર્વજનિક કામોમાં ભાગ લઈ શકે. કુંવારી રહેવા ઇચ્છનારી સ્ત્રીઓ સંખ્યામાં હમેશ થોડી રહેવાની, પણ વિધવા અને વાનપ્રસ્થ સ્ત્રીઓ સમાજમાં મોટી સંખ્યામાં હોય અને તેઓએ જરૂર કેળવણીનાં તેમ જ બીજાં સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવો જ જોઈએ. પોતાના આ કામના બદલામાં તેઓ મહેનતાણું લે કે ન લે એ મહત્ત્વની વસ્તુ નથી. અને કૌટુમ્બિક જવાબદારીને કારણે આવી સ્ત્રીઓ સાર્વજનિક કામોમાં કદાચ ભાગ ન લઈ શકે તો પણ એક સ્ત્રી સમાજને ઉપયોગી થઈ પડે એવાં સંસ્કારી અને શક્તિશાળી બે કે ત્રણ બાળકો કેળવે એ કામ પણ કાંઈ નાનુંસૂનું નથી.

## સામાજિક કાર્યવિભાગ

૮. કાર્યવિભાગનો બીજો પ્રકાર સમાજની સુસ્થિતિ માટે આવશ્યક જુદા જુદા ધંધાઓ પરત્વેનો છે. ખેતી, વણાટ, સુથારી, લુહારી, કડિયાકામ, ચમારકામ, મોચીકામ, એ બધા ધંધા કરનારા જુદા જુદા વર્ગ જેમ જેમ હસ્તીમાં આવતા ગયા તેમ તેમ સમાજની આર્થિક પ્રગતિ અને બીજી રીતનો વિકાસ પણ સધાતાં ગયાં જ છે. આ ધંધાઓ કરનારો વર્ગ પ્રત્યક્ષ અર્થોત્પાદન કરનારો છે. પણ સીધી રીતે અર્થોત્પાદનના કામ સાથે સંબંધ નહિ ધરાવતા એવા વર્ગો જેવા કે તત્ત્વચિંતન તથા અધ્યયન અને અધ્યાપનનું કામ કરી સમાજ આગળ જીવનના ઉચ્ચ આદર્શો તથા ધર્મ અને નીતિ જાગૃત રાખનારો બ્રાહ્મણવર્ગ હસ્તીમાં આવ્યો તથા અન્યાય, જુલમ, આક્રમણ, ચોરી,

લૂંટફાટ વગેરે અત્યાચારો સામે પોતાના જાનને જોખમે સમાજનું સંરક્ષણ કરનારો ક્ષત્રિય વર્ગ ઊભો થયો ત્યારે સમાજે આર્થિક વિકાસની સાથે બીજી દિશાઓના વિકાસમાં પણ બહુ મોટું પગલું આગળ ભર્યું. અર્થોત્પાદનનું કામ કરનારામાં પણ ખેતી, ગોપાલન વગેરે ધંધાઓ તથા વેપારવણજ કરનારો વૈશ્યવર્ગ અને કેવળ બતાવેલી મહેનતમજૂરીનાં તથા અંગત પરિચર્યાનાં કામો કરનાર શૂદ્રવર્ગ એમ બે વર્ગ જુદા ઓળખાવા લાગ્યા. આનો અર્થ એ નથી કે બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગે જે જાતનું કામ કરવા માંડયું તે જાતનું કામ, જુદા વર્ગ તરીકે એમની હસ્તી શરૂ થઈ ત્યાર પછી જ સમાજમાં થવા લાગ્યું. માણસ કેવળ અર્થ–પરાયણ, પોતાની શારીરિક જરૂરિયાતો પૂરી પાડીને બેસી રહે એવો તો કદી હતો જ નહિ. ટોળી–સમાજના કાળમાં જ્યારે જુદી જુદી પ્રવૃત્તિઓ અને ધંધા પરત્વે જુદા જુદા વર્ગો હસ્તીમાં નહોતા આવ્યા ત્યારે પણ માણસો પોતાનાં બીજાં કામો સાથે તત્ત્વચિંતન કરતા, ધાર્મિક ક્રિયાઓ કરતા, અધ્યયન અને અધ્યાપન પણ કરતા અને સમાજની સુરક્ષિતતા માટેની આવશ્યક ક્ષાત્ર પ્રવૃત્તિઓ પણ કરતા.

૯. ઉપર જણાવ્યા તેવા જુદા જુદા વર્ગો દુનિયાના દરેક સમાજમાં હસ્તી ધરાવે છે. સમાજની જરૂરિયાતો જેમ જેમ વધતી જાય છે તેમ તેમ ધંધાના પ્રકારો પણ વધતા જાય છે, અને તે કરનારા જુદા જુદા ધંધાદારીઓ હસ્તીમાં આવતા જાય છે. તેમનું વર્ગીકરણ ઉપર જણાવેલા ચાર મુખ્ય વર્ગોમાં દરેક સમાજે ઓછાવત્તા પ્રમાણમાં કર્યું જ છે. પ્રાચીન ગ્રીક ફિલસૂફ પ્લેટોએ સમાજના આ જાતના વર્ગીકરણને શાસ્ત્રીય રૂપ આપવાનો પ્રયત્ન પોતાના 'રીપબ્લિક' પુસ્તકમાં કર્યો છે. પણ શાસ્ત્રીય કહી શકાય તેવું ચોક્કસ વર્ગીકરણ અને સ્પષ્ટ વ્યવસ્થા યુરોપના સમાજોમાં નથી થઈ. હિંદુ સ્મૃતિકારોએ આ વર્ગીકરણને શાસ્ત્રીય રીતે ગોઠવી દરેક વર્ગનાં કર્તવ્યો તથા વૃત્તિઓ નક્કી કરી, તેને 'વર્ણવ્યવસ્થા' એવું નામ આપ્યું છે અને વર્ણવ્યવસ્થાને સમાજની હસ્તી તથા વ્યવસ્થિત પ્રગતિ માટે એક આવશ્યક સિદ્ધાન્ત તરીકે ગણાવી છે. 'વર્ણવ્યવસ્થા'ના સિદ્ધાન્તની ચર્ચા આપણે આગળ અલગ પ્રકરણમાં કરીશું અને તેમાં જ સામાજિક કાર્ય વિભાગના લાભાલાભની ચર્ચા આવી જશે.

## ઔદ્યોગિક કાર્યવિભાગ

૧૦. જુદાં જુદાં કામ માટે જુદા જુદા ધંધાદારી વર્ગ હસ્તીમાં આવ્યા પછી સંપત્તિના ઉત્પાદનનું પ્રમાણ ઠીકઠીક વધ્યું. પણ એ ઉત્પાદનના પ્રમાણમાં બહુ મોટા વેગથી વધારો કરનારું તત્ત્વ એ ઔદ્યોગિક કાર્યવિભાગનું છે. એમાં એક જ ધંધાને લગતી વિવિધ ક્રિયાઓનું પૃથક્કરણ કરી, જુદી જુદી

ક્રિયાઓ જુદા જુદા માણસ મારફત કરાવવામાં આવે છે. અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં એનું પ્રસિદ્ધ ઉદાહરણ એડમ સ્મિથે વર્ણવેલી ટાંકણીની બનાવટનું છે. એક જ માણસ ટાંકણી બનાવવા બેસે અને એને લગતી બધી જ ક્રિયાઓ એ પોતે જ કરતો જાય તો દિવસને છેડે એ માંડ દસ પંદર ટાંકણીઓ બનાવી શકે. પણ એક માણસ વાળો ખેંચી તાર બનાવે, બીજો માણસ એ તારને સીધો કરે, ત્રીજો કાપે, ચોથો એને ઘસીને એનું અણિયું બનાવે, પાંચમો એનું માથું બનાવે, છઠ્ઠો માથું બેસાડે, સાતમો વળી પાણી ચઢાવે એમ એક ટાંકણી બનાવવાના કામને તેણે અઢાર જુદી જુદી ક્રિયાઓમાં વહેંચાતું વર્ણવ્યું છે. એ દરેક ક્રિયા જુદો જુદો માણસ કરે છે. એક માણસ એકલો જ બધી ક્રિયાઓ કરે તો એક દિવસમાં પંદર ટાંકણીઓ બનાવી શકે એમ માની લઈએ તો અઢાર માણસો દિવસને છેડે ૨૭૦ ટાંકણીઓ બનાવી શકે. પણ દરેક ક્રિયા અલગ માણસ કરે છે ત્યારે એ અઢાર માણસોના કામને પરિણામે દિવસને અંતે ૨૭૦૦ ટાંકણીઓ તૈયાર થઈ શકે છે. આજે તો કામની આ રીતની વહેંચણી બહુ આગળ વધી ગઈ છે. ફૉર્ડના મોટરના કારખાનામાં મોટરના બધા ભાગો તૈયાર થઈ ગયા પછી કેવળ એ ભાગોને જોડી ગાડી ઊભી કરવાના કામને પિસ્તાળીસ જુદી જુદી ક્રિયાઓમાં વહેંચી નાખેલું છે. એ બધી ક્રિયાઓ એક લાંબી હારમાં કરવામાં આવે છે. એ હાર ઉપર એક મિનિટના ૭ ફૂટની ઝડપે કામ ચાલે છે. મોટરના ચોકઠાને ‘મડગાર્ડ’ના બ્રૅકેટ લગાડવાથી કામની શરૂઆત થાય છે. જે માણસ બોલ્ટ (એક તરફ માથું એવો પેચવાળો ખીલો) ચઢાવે તેને ચાકી ચઢાવવાની નહિ અને જે માણસ ચાકી ચઢાવે તેને એના પેચ ફેરવી ટાઈટ કરવાની નહિ. એ ક્રિયાઓ જુદા જુદા માણસો કરે. એક માણસ બોલ્ટ જ ચઢાવ્યાં કરે, બીજો માણસ તેના ઉપર ચાકી જ ચઢાવ્યાં કરે, ત્રીજો માણસ તેના પેચ ફેરવીને ટાઈટ જ કર્યા કરે, એ પ્રમાણે દશમે મથકે મોટર ઊભી થાય છે. પછી એને બીજો સર-સામાન લગાડવામાં આવે છે. ચોત્રીસમે મથકે મોટરમાં પેટ્રોલ ભરવામાં આવે છે. ચુંવાળીસમે મથકે રેડિયેટરમાં પાણી ભરવામાં આવે છે અને પિસ્તાળિસમે મથકે આખી મોટર ચાલુ સ્થિતિમાં રસ્તા ઉપર આવીને ઊભી રહે છે. હવે જો એક અથવા બે ચાર માણસો આખી મોટર જોડવાની બધી ક્રિયાઓ કરવાના હોય તો દિવસને છેડે માંડ એક કે બે મોટરો જોડીને ચાલુ કરી શકે, તેને બદલે આ જાતની વ્યવસ્થાથી થોડા માણસો સેંકડો મોટરો જોડીને ચાલુ કરી શકે છે.

૧૧. આ દાખલા તો યંત્રની મદદથી કામ કરવાના થયા. પણ વણાટના હાથ ઉદ્યોગનો દાખલો લઈએ તો તેમાં પણ સ્ત્રી તાણી બનાવે છે, પછી સ્ત્રી

અને પુરુષ એકઠાં મળીને તેને પવાયત કરે છે. પછી એ તાણો સાળ ઉપર ચઢાવવામાં આવે છે. વણકર વણતો હોય ત્યારે એનું છોકરું કોકડાં ભરી આપે છે અને વણતી વખતે તાર તૂટ્યા હોય તો વણકર સાળ ઉપર બેઠો જ રહે છે અને સ્ત્રી અથવા છોકરું તે સાંધી આપે છે. હવે આ બધાં કામ એક જ માણસ કરવા જાય તો ત્રણ જણના સહિયારા કામના ત્રીજા ભાગનું નહિ પણ કદાચ છઠ્ઠા કે દશમા ભાગનું કામ તે કરી શકે. ઘાસની ગંજી ખડકવાનો દાખલો લઈએ. એકાદ માણસ એકલો જ ગંજી ખડકવા જાય તો તે સાવ ઓછું કામ કરી શકે. પણ માણસો હાથ હાથને અંતરે સીડી ઉપર હારબંધ ગોઠવાઈ જાય અને એકના હાથમાંથી બીજાના અને બીજાના હાથમાંથી ત્રીજાના એમ ઘાસની પૂળીઓ ઉપર પહોંચાડવામાં આવે તો ગંજી ઝપાટાબંધ ખડકાતી જાય છે. આ બધાં ઉદાહરણોમાં કામના વિભાગની સાથે કામના સંયોગનું તત્ત્વ પણ જોવામાં આવે છે. મોટર જોડવાના અથવા ગંજી બનાવવાના કામમાં જેમ કામના વિભાગ થાય છે તેમ કામનો સંયોગ પણ થાય છે.

**૧૨.** કાર્યવિભાગ અને કાર્યસંયોગ એ એક જ વસ્તુની અથવા એક જ સિક્કાની બે બાજુઓ છે, એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે. કોઈ પણ વસ્તુ બનાવવા માટે અનેક ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરવી પડે છે. એ ક્રિયાઓનું પૃથક્કરણ કરી જુદા જુદા માણસોમાં જુદી જુદી ક્રિયાઓની વહેંચણી કરવી તે કાર્યવિભાગ. પણ આ અનેક ક્રિયાઓનો ઉદ્દેશ એક વસ્તુ અથવા એક જાતનો માલ તૈયાર કરવાનો હોવાથી આ ક્રિયાઓનો સંબંધ એક બીજા સાથે જોડવો પડે છે અને ક્રિયાઓનું ફળ એકત્રિત કરવું પડે છે. આમ જુદી જુદી ક્રિયાઓનાં પરિણામનું એકીકરણ તે કાર્યસંયોગ. વસ્તુ તૈયાર કરવા માટે જેટલી ક્રિયાઓ કરવી પડે છે તેનો વિચાર કરી કાર્યવિભાગમાં કામના કટકા પાડવામાં આવે છે. કાર્યસંયોગમાં દરેક માણસની મહેનતનો સ્વતંત્ર વિચાર કરી એવી કેટલી ક્રિયાઓ એકત્ર કરવાથી વસ્તુ તૈયાર થઈ શકે એ તરફ દૃષ્ટિ રહે છે. કાર્યવિભાગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ અને તેટલા પ્રમાણમાં જ કાર્યસંયોગ પણ વધતો જાય છે. કાર્યસંયોગ બે પ્રકારનો છે. એક સાદો અને બીજો મિશ્ર. એક કામ કરવા માટે જ્યારે એક જ જાતનો ઘણો શ્રમ એકઠો કરવો પડે છે ત્યારે તે સાદો કાર્યસંયોગ કહેવાય છે. દાખલા તરીકે, એક મોટો પાટડો ઊંચકવો હોય તો ઘણા માણસો તે એકઠા થઈને ઊંચકે છે. ઘર બાંધવા માટે અનેક કડિયા, અનેક સુથાર અને અનેક મજૂરોના કાર્યનો સંયોગ કરવો પડે છે. એ મિશ્ર કાર્યસંયોગ કહેવાય. આ કાર્યસંયોગનું અથવા સહકારનું તત્ત્વ આખા સમાજમાં જ્યાં જુઓ ત્યાં રહેલું છે. અને સમાજ જેમ જેમ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ આ તત્ત્વ વિકાસ પામતું જાય છે.

**૧૩.** અહીં એક વસ્તુ નોંધવા જેવી છે કે દરેક ધંધામાં કાર્યવિભાગના તત્ત્વનો સરખો પ્રયોગ થઈ શકતો નથી. ધંધાના સ્વરૂપ પરત્વે કાર્યવિભાગનો પ્રયોગ ઓછો વત્તો થઈ શકે છે. દાખલા તરીકે, કાચા માલ ઉપરથી તૈયાર માલની બનાવટના ધંધાઓમાં કાર્યવિભાગનો જેટલો વિસ્તાર કરી શકાય તેટલો વિસ્તાર ખેતીના ધંધામાં નથી કરી શકાતો. કારણ ખેતીને લગતી જુદી જુદી ક્રિયાઓ એકી સાથે અથવા એકી વખતે કરવાની હોતી નથી. ચંપલ બનાવવાના ધંધામાં એક માણસ તળિયાં બનાવતો હોય તે જ વખતે બીજો માણસ ઉપરની પટીઓ તૈયાર કરી શકે પણ જ્યારે જમીનમાં ખેડ ચાલતી હોય ત્યારે લણણી ન થઈ શકે. એટલે ખેતીના ધંધામાં તો એક જ માણસ એક પછી એક આ બધી ક્રિયાઓ કરી શકે છે.

**૧૪.** હવે આપણે ઔદ્યોગિક કાર્યવિભાગના લાભ અને નુકસાનની ચર્ચા કરીશું :

ऑद्योगिक कार्यविभागना लाभ : આ કાર્યવિભાગનો મોટામાં મોટો લાભ એ છે કે તેથી એટલીને એટલી જ મજૂરી અને મૂડીથી ઉત્પાદનનું પ્રમાણ ઘણું વધારી શકાય છે અને પરિણામે માલ સસ્તો બને છે. કારણ :

૧. એક ક્રિયા પૂરી કરીને બીજી ક્રિયા ઉપાડતાં કામદારને જે વખત લાગે છે તે વખત બચી જાય છે. જ્યારે એક જ કામદાર એક વસ્તુના ઉત્પાદનમાં જરૂરની સઘળી ક્રિયાઓ પોતે એકલો જ કરે છે ત્યારે એક ઓજાર પડતું મૂકી બીજું ઓજાર વાપરવા માંડવામાં તથા એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં તેનો કેટલોક વખત ચાલ્યો જાય છે. વળી એક કામમાં પરોવાયેલા મનને તેમાંથી કાઢી બીજા કામમાં પરોવતાં પણ વખત લાગે છે. માણસને જો એક જ કામ કરવાનું હોય તો તેનું ચિત્ત એકાગ્ર બની શકે છે અને તેથી એ કામ ઉતાવળું થાય છે.

૨. માણસને એક જ પ્રકારનું કામ કરવાનું હોવાથી મહાવરાને લીધે એ કામ કરવાની તેની કુશળતા તથા ઝડપ વધે છે. ટાઇપિસ્ટની ટાઈપ કરવાની કુશળતા તથા ઝડપ, શરાફની દુકાનના ગુમાસ્તાઓની રૂપિયા ગણવાની ઝડપ તથા ખરાખોટા રૂપિયા પારખવાનું કૌશલ્ય, એ આના દાખલા છે. એકનું એક કામ કરવાનું હોઈ માણસ તેમાં નિષ્ણાત થઈ શકે છે.

૩. કોઈ પણ વસ્તુના ઉત્પાદનને લગતી જુદી જુદી ક્રિયાઓ માટે એક સરખા શ્રમની અથવા એક સરખી કુશળતાની જરૂર નથી હોતી. તેથી કામદારોનું તેમની શારીરિક તેમ જ માનસિક શક્તિ પ્રમાણે વર્ગીકરણ કરી તેમને પોતપોતાની યોગ્યતા પ્રમાણે જુદાં જુદાં કામ સોંપી શકાય છે. જે કામમાં વધારે કુશળતા જોઈએ તે કામ કુશળ માણસોને સોંપી શકાય અને જેમાં ભારે અક્કલ ન

ચલાવવાની હોય તે ઓછા હોશિયાર માણસને સોંપી શકાય. તે જ પ્રમાણે વધારે મહેનતવાળું કામ બળવાન માણસને સોંપી શકાય અને હળવું કામ નબળા માણસને સોંપી શકાય. આ જાતની વ્યવસ્થાથી શરીરમાં ક્યાંક ખોડખાંપણવાળા માણસને પણ એના જોગું કામ સોંપી શકાય છે.

૪. ધંધાની એક અમુક જ ક્રિયા એક માણસને કરવાની હોય એટલી ક્રિયા તે શીખી લે એટલે એને કામે લગાડી શકાય છે. એટલે નવા માણસને ધંધો મેળવતાં પહેલાં કામ શીખી લેવામાં ઝાઝો વખત ગાળવો પડતો નથી અને ઝાઝા દિવસ ઉમેદવારી પણ કરવી પડતી નથી.

૫. મૂડી રોકાણમાં બચત થાય છે. એક ધંધાની બધી ક્રિયાઓ એક માણસને કરવાની હોય તો માણસ દીઠ એ ધંધાને લગતાં તમામ જાતનાં ઓજારોના સેટ રાખવા પડે છે. પણ કાર્યવિભાગને લીધે દરેક માણસને માટે તેણે કરવાની ક્રિયાને લગતા ઓજારથી કામ ચાલે છે.

૬. જેમ જેમ એક ધંધાને લગતી ક્રિયાના વિભાગો અને પેટા વિભાગો પડતા જાય તેમ તેમ દરેક ક્રિયા બહુ સરળ અને જાણે આંખો મીંચીને કરી શકાય એવી થઈ જાય છે. એટલે તે ક્રિયા માટે યંત્રનો ઉપયોગ કરવાનું વધુ સરળ બને છે. માણસના કરતાં યંત્રથી જ એ કામ વધુ સારું અને વધારે પ્રમાણમાં થઈ શકે છે. એટલે નવાં નવાં યંત્રોની શોધ કરવા તરફ મન વળે છે અને જેમ જેમ નવાં યંત્રો શોધાતાં જાય છે તેમ તેમ કાર્યના પેટાવિભાગો વધતા જાય છે.

**औद्योगिक कार्यविभागनां नुकसान :** કાર્યવિભાગનું મોટામાં મોટું નુકસાન એ છે કે મજૂરને તે માણસ મટાડી એક સંચા જેવો બનાવી દે છે. એક માણસને પોતાની જિંદગીને અંતે કહેવું પડે કે 'મેં આખો જન્મારો ટાંકણીનાં માથાં બનાવ્યાં કર્યાં' એ કાંઈ માણસને માટે ગૌરવવાળું ન ગણાય. એ જીવનમાં શું શીખ્યો કે એણે જીવન શું ભોગવ્યું. ?

૨. માણસને જ્યારે એક આખી વસ્તુ બનાવવાની હોય ત્યારે પોતાના કાર્યનું પરિણામ પ્રત્યક્ષ જોઈ તેને એ કામમાં રસ આવે છે. એક સુથારને આખું મેજ પોતાને બનાવવાનું હોય ત્યારે પોતાના કામમાં એને જે રસ આવે છે તેવો રસ તેને ઘણાં મેજોના અમુક ભાગના કટકાઓને રંદો જ માર્યાં કરવાનો હોય ત્યારે નથી આવતો. જુદા જુદા પ્રકારની પોતાની મહેનત અને આવડતનું એકીકરણ કરવામાં જે વિચારશક્તિ અને યોજનાશક્તિનો પ્રયોગ કરવો પડે છે તેનો આવી પેટાક્રિયા કરનારને પ્રસંગ જ આવે નહિ એટલે તેની એ જાતની શક્તિઓ ખીલતી નથી.

૩. માણસે એક જ ધંધાની અથવા ધંધાના એક જ પેટાવિભાગની આવડત ખીલવી હોય અને કોઈ કારણે એ ધંધો પડી ભાંગે ત્યારે એ બેકાર બની જાય છે અને બીજા કામની એને આવડત ન હોય તેથી તેમ જ એનો બીજી રીતે વિકાસ થયેલો ન હોવાથી આવા બેકારોને શું કામ આપવું એ પ્રશ્નનો ઉકેલ લાવવાનું બહુ મુશ્કેલ પડે છે.

૪. કાર્યના આ જાતના પેટા વિભાગને લીધે માણસને કામમાં ઘણી વાર ગજા ઉપરાંત તણાવું પડે છે. ધારો કે ચંપલ બનાવવાનું કામ પાંચ છ વિભાગમાં વહેંચાયેલું હોય તો પટીઓ બનાવનારે તળિયાં તથા બીજી ક્રિયાઓ કરનારની સાથે કામનો મેળ બેસે એ રીતે કામ કરવું જ જોઈએ. બીજા માણસો વધારે ઝડપી હોય તો એણે તેમની સાથે તણાવું જ પડે. આના કરતાં પણ વધારે સચોટ દાખલો તો ફોર્ડ કંપનીમાં મોટરો જોડવાના કામનો આપણે ઉપર કહી ગયા તે છે. એ કામ એક હારમાં ગોઠવેલું હોય છે અને એ હાર ઉપર એક મિનિટના છ ફૂટની ઝડપે કામ ચાલે છે. એક મથકેથી બીજે મથકે કામ ધસારાબંધ ચાલી આવતું હોય ત્યાં વચમાંના કોઈ માણસને દમ મારવા ઊભા રહેવું હોય તો તે થોભી શકતો નથી. કારણ આગલા મથકેથી કામ જ એને ધકેલતું આવે છે. હાથે કામ કરવાનું હોય તેના કરતાં યંત્રો ઉપર કામ કરવાનું હોય ત્યારે આ જાતની તાણ વધારે પડે છે. યંત્ર જે પ્રમાણે ચાલે તે પ્રમાણે માણસને ચાલવું જ પડે છે. હાથ કારીગરી કરતાં યંત્ર–ઉદ્યોગોમાં માણસ ઉપર કાર્યના પેટાવિભાગની માઠી અસર વધારે થાય છે.

૫. કાર્યવિભાગના તત્ત્વને લીધે માણસ એક ક્રિયામાં અથવા એક વિષયમાં નિષ્ણાત થઈ શકે છે એમ કહેવાય છે, પણ માણસ ધંધાની અમુક એક જ પેટાક્રિયામાં અથવા જ્ઞાનની એકાદ જ શાખામાં નિષ્ણાત થાય તે જીવનના વિકાસ માટે ઇષ્ટ છે કે કેમ એ વિચારવા જેવું છે. ખરા નિષ્ણાતનું વર્ણન એક લેખકે એવું કર્યું છે કે દરેક વસ્તુનાં મૂળ તત્ત્વો એ જાણતો હોય અને તેની સાથે એકાદ વસ્તુ વિષે બધું જ વિગતવાર જાણતો હોય. આવો નિષ્ણાત દુનિયાના જ્ઞાનના ભંડારમાં કંઈક ફાળો આપી શકે ખરો. પણ અત્યારના નિષ્ણાતો એક પેટા ક્રિયા કે પેટા વિષય વિષે ઘણું બધું જાણતા હોય છે પણ બાકીની ક્રિયાઓ અને વિષયો વિષે ઘોર અજ્ઞાન ધરાવતા હોય છે. આવું નિષ્ણાત-પણું માણસને સંકુચિત અને કૂવાના દેડકા જેવો બનાવી દઈ દુનિયાને માટે ઘણી વાર જોખમકારક બની જાય છે.

**૧૯.** સાર એ છે કે કાર્ય વિભાગના જે બધા લાભો ગણાવવામાં આવે છે તે કેવળ અર્થના ઉત્પાદનની વૃદ્ધિને લગતા છે. અને ગેરલાભમાં માણસને વધારે પડતી તાણ પડે છે. એની શક્તિઓ કુંઠિત થઈ જાય છે, એની વિચાર શક્તિ

અને યોજના શક્તિ મારી જાય છે અને બેકાર થવાની સ્થિતિ આવી પડે ત્યારે એ લાચાર બની જાય છે, એ છે. માણસને ભોગે આપણે કાંઈ અર્થોત્પાદન કરવાનું નથી. કારણ અર્થ છેવટે તો માણસને માટે છે, માણસ અર્થ માટે નથી. અર્થ સાધન છે, માનવસુખ સાધ્ય છે. એટલે સાધન મેળવવાની એવી રીત તો આપણે ન જ અખત્યાર કરવી જોઈએ જે સાધ્યના હિતમાં જ અંતરાયરૂપ થઈ પડે. અહીં એક વસ્તુ ફરી ધ્યાનમાં રાખવાની છે કે કોઈ પણ ઉદ્યોગને તેની મોટી મોટી થોડી ક્રિયાઓમાં વહેંચી નાખો તો એવો મોટો કાર્યવિભાગ નુકસાનકર્તા નથી, ઘણી વાર આવશ્યક અને ઇષ્ટ પણ હોય છે. કારણ એક ઉદ્યોગમાં પણ માણસને બીજાઓની મદદની જરૂર પડે છે. પણ અત્યારે ક્રિયાઓના નાના નાના ખૂબ જ પેટા વિભાગ પાડી નાખવામાં આવે છે તે અનિષ્ટ છે. યંત્રોની જેમ જેમ શોધો થતી જાય છે તેમ તેમ આ પેટા વિભાગનું પ્રમાણ વધતું જાય છે, અને એ માણસને જરૂર નુકસાનકારી છે.

### પ્રાદેશિક અથવા ભૌગોલિક કાર્યવિભાગ

૧૬. માણસોની માફક અમુક અમુક પ્રદેશો અમુક અમુક પેદાશ તથા ધંધા માટે વિશેષ યોગ્યતાવાળા હોય છે. ગરમ પ્રદેશમાં જે વસ્તુઓ પેદા થઈ શકે તે એટલી સહેલાઈથી ઠંડા પ્રદેશમાં પેદા ન થઈ શકે. વળી પહાડી પ્રદેશની પેદાશ જુદી હોય છે અને દરિયાકાંઠાની જુદી હોય છે. સપાટ પ્રદેશમાં પણ જ્યાં વરસાદનું પ્રમાણ વધારે હોય ત્યાં અમુક પેદાશ થાય અને જ્યાં ઓછું હોય ત્યાં બીજી પેદાશ થાય.

૧૭. જુદા જુદા પ્રદેશ પરત્વેનો આ કુદરતી કાર્યવિભાગ આપણે સ્વીકારીને જ ચાલવું પડે છે. પંજાબમાં ઘઉં તથા કઠોળ માટે વધારે સગવડ છે અને બંગાળમાં ચોખા માટે વધારે સગવડ છે. એટલે ત્યાંના ખેડૂતો એ મુજબ જ ખેતી કરે છે. મલબારમાં નાળિયેરની પેદાશ અને તેને લગતા ધંધા એ જ મુખ્ય છે. તે તે પ્રદેશમાં રહેનારા માણસો પોતાનું જીવન પણ એ રીતે જ ગોઠવી લે છે. પંજાબીઓનો મુખ્ય ખોરાક ઘઉં અને કઠોળ રહે છે, જ્યારે બંગાળીઓનો મુખ્ય ખોરાક ચોખા અને માછલી — ત્યાં મચ્છી વધારે મળી શકતી હોવાથી — એ છે. મલબારના લોકોના ખોરાકમાં નાળિયેરની જુદી જુદી વાનીઓ બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે.

૧૮. ખેતીના ધંધામાં કુદરત ઉપર માણસને જેટલો આધાર રાખવો પડે છે તેટલો બીજા ઉદ્યોગધંધામાં રાખવો પડતો નથી. જો કે બીજા ઉદ્યોગ-ધંધામાં પણ, જ્યાં એ ધંધા માટેનો કાચો માલ જથાબંધ મળી શકતો હોય, કોલસાની, લોઢાની કે બીજી ખાણ નજીકમાં હોય, આબોહવાની અનુકૂળતા

હોય તથા મજૂરોની છત હોય એ પ્રમાણે તે તે પ્રદેશમાં અમુક ધંધા ખીલવવાની વધારે અનુકૂળતા પડે છે ખરી. અત્યારે ઘણા ઉદ્યોગો તો મોટા પાયા ઉપર એટલે શહેરોમાં મોટાં મોટાં કારખાનાંમાં ચાલે છે. આવાં કારખાનાં જે શહેરની નજીકમાં કુદરતની અનુકૂળતાઓ હોય ત્યાં ઊભાં થાય છે.

**૧૯.** આપણા દેશમાં સુતરાઉ કાપડના ઉદ્યોગ અમદાવાદ અને મુંબઈમાં કેન્દ્રિત થયો છે, કારણ નજીકના પ્રદેશોમાંથી રૂ મોટા જથામાં મળી શકે છે. શણનો ઉદ્યોગ કલકત્તામાં કેન્દ્રિત થયો છે. કારણ શણની પેદાશ બંગાળમાં જ બહુ મોટી છે. અને લોઢાનું જંગી કારખાનું જમશેદપુરમાં છે, કારણ કોલસાની તથા લોઢાની ખાણો નજીકમાં છે. આવી રીતે એક ઉદ્યોગને એક શહેરમાં કેન્દ્રિત કરવાના બીજા પણ કેટલાક લાભ છે તે અહીં નોંધીશું :

૧. એક ઉદ્યોગ જે શહેરમાં કેન્દ્રિત થાય તે શહેરમાં એ ઉદ્યોગને લગતા બીજા ઉદ્યોગધંધા, જેવા કે તે ઉદ્યોગને લગતાં યંત્રો બનાવવાના, યંત્રોના ભાગો બનાવવાના, યંત્રોના સમારકામના, એ ખીલે છે. વળી કાચા માલની ખરીદ તથા પાકા માલના વેચાણનો વેપાર, કારખાનાંને લગતા બીજા સ્ટોર તથા સરસામાનનો વેપાર, એ પણ ખીલે છે. હવે જો શહેરમાં એકાદ જ કારખાનું હોય તો આ બીજા ઉદ્યોગ ધંધા તથા વેપાર ખીલવવાનું ત્યાં અનુકૂળ ન પડે.

૨. ઘણાં કારખાનાંને લીધે તેને માટે આવશ્યક રેલવેની તથા તાર ટપાલની ખાસ વ્યવસ્થાઓ ઊભી કરવાનું અનુકૂળ પડે છે.

૩. એવા કેન્દ્રમાં મોટી બેંકો ઊભી થાય છે. વળી ત્યાં શૅર બજાર, રૂ બજાર એવાં ખાસ બજારો પણ ચાલી શકે છે.

૪. એ ધંધાને લગતા ખાસ કામની આવડતવાળા કારીગરો અને નિષ્ણાતો ત્યાં વસવાટ કરવા આવે છે અને દરેક કારખાનાને ઉત્તમ માણસો પસંદ કરવાની તક મળે છે.

૫. એ ધંધાને લગતાં જુદાં જુદાં યાંત્રિક તેમ જ વૈજ્ઞાનિક કામોને લગતું શિક્ષણ આપવાની વ્યવસ્થા એ કેન્દ્રમાં ઊભી કરી શકાય છે, અને નવી નવી શોધખોળને ઉત્તેજન મળે છે.

**૨૦.** આ તો એક પ્રદેશની અંદરના પ્રાદેશિક કાર્યવિભાગની વાત થઈ. પણ આ જાતનો કાર્ય વિભાગ દેશ દેશ વચ્ચે પણ અમુક પ્રમાણમાં ચાલે છે. જે દેશને જે માલની પેદાશ કરવાની વધારે સગવડો હોય તે દેશ તે માલ પેદા કરે અને પોતાને જોઈતો બાકીનો માલ બીજા દેશોમાંથી જ્યાં એ માલ પેદા કરવાની ખાસ અનુકૂળતાઓ હોય ત્યાંથી લે. આ જાતની વ્યવસ્થા સ્વીકારવામાં જ આખી દુનિયાને વધુમાં વધુ લાભ છે એ દલીલને એક સિદ્ધાંત તરીકે સ્વીકારીને

ખુલ્લા વેપારની નીતિનો પુરસ્કાર કરવામાં આવે છે. આ નીતિનો આશ્રય લઈને ઇંગ્લંડ ખેતી લગભગ છોડી દઈને કેવળ ઔદ્યોગિક દેશ બની ગયો છે. એમ કરવું ઇંગ્લંડને અનુકૂળ આવી ગયું કારણ ઇંગ્લંડને કબજે તેની વસાહતો અને ખાસ કરીને હિંદુસ્તાન દેશ હતો. પોતાને માટે જોઈતો ખોરાક અને પોતાના ઉદ્યોગોને માટે જોઈતો કાચો માલ તે આ વસાહતોમાંથી તેમ જ હિંદુસ્તાનમાંથી પોતાને ફાવતી આવે એ શરતોએ મેળવી શકતો અને પોતાનો પાકો માલ પણ પોતાના તાબાના આ પ્રદેશોનાં બજારોમાં વેચી શકતો. ખાસ કરીને હિંદુસ્તાનની વેપારી લૂંટ ઉપર જ ઇંગ્લંડ આ નીતિ ચલાવી શક્યું છે. બધા દેશોને આવી અનુકૂળતા મળે નહિ. જો કે યુરોપના બીજા દેશોએ પણ પોતાથી બને તેટલો પ્રયત્ન આ જાતની સ્થિતિ પ્રાપ્ત કરવા કર્યો જ છે. પણ તેમાં તેઓ ઇંગ્લંડ જેટલી સફળતા મેળવી શક્યા નથી. આ બધા દેશો વચ્ચેની આ જાતની હરીફાઈ એ વારંવાર થતી મોટી લડાઈઓના કારણરૂપ છે. ગયા મહાયુદ્ધે (૧૯૧૪–૧૯૧૮) અને ચાલુ વિશ્વયુદ્ધે તો આડો આંક વાળી નાખ્યો છે. હકીકત એ છે કે કોઈ દેશ આ જાતના કાર્યવિભાગ પ્રામાણિકપણે અને નિઃસ્વાર્થવૃત્તિથી સ્વીકારવા તૈયાર જ નથી. કોઈ પણ જાતનો ખોટી રીતનો લાભ ઉઠાવી જવાની વૃત્તિ વિનાનો પરસ્પર પોષક થાય એવો શુદ્ધ સહકાર પ્રવર્તતો હોય ત્યાં જ આ જાતનો કાર્યવિભાગ ઇષ્ટ ગણાય. એ જ્યાં સુધી જોવામાં નથી આવતો ત્યાં સુધી દરેક દેશ, ખાસ કરીને પોતાની પ્રાથમિક જરૂરિયાતની બાબતમાં સ્વપર્યાપ્ત બને એ જ સારો રસ્તો છે.

**૨૧.** પ્રાદેશિક કાર્યવિભાગના અને જુદી જુદી જાતનાં કારખાનાં જુદાં જુદાં શહેરોમાં કેન્દ્રિત કરવાના જે લાભો ગણાવવામાં આવે છે તેની નોંધ ઉપર આપણે કરી તેને પણ આજ ધોરણ લાગુ પડે છે. એક શહેરમાં એક ઉદ્યોગનાં ઘણાં કારખાનાં કેન્દ્રિત થાય છે ત્યારે તેની આસપાસના પ્રદેશ ઉપર શી અસર થાય છે એ પણ તપાસવા જેવું છે. આપણા દેશનો ઇતિહાસ તો એવો છે કે પ્રથમ ઇંગ્લંડે આપણી ઉપર વેપારી આક્રમણ કરી આપણા ગામડાંના ઉદ્યોગોને તોડી પાડ્યા. એ આક્રમણમાં આપણાં શહેરોને તથા ત્યાંના વેપારીઓ અને મૂડીદારોને વચમાંના દલાલ જેવા રાખ્યા. આ જ વેપારીઓ અને મૂડીદારો હવે કાંઈક પગભર થઈ પરદેશી વેપાર અને ઉદ્યોગો સાથે હરીફાઈમાં ઊતરી પોતે એ ઉદ્યોગ ધંધા ચલાવવા લાગ્યા છે. પણ આપણાં ગામડાંને કંગાળ અને પાયમાલ કરવાની ક્રિયા જરાયે અટકી નથી. જેમ ઇંગ્લંડ સાથેના આપણા દેશનો કાર્યવિભાગ આપણને હાનિકારક જ હતો અને છે તેમ જ આપણાં ગામડાં અને શહેરો વચ્ચેનો પ્રાદેશિક કાર્યવિભાગ પણ હાનિકર છે. એમાં ગામડાંનું ભક્ષણ થાય છે અને કેવળ શહેરોને જ પોષણ મળે છે.

૨૨. દરેક જાતનો કાર્યવિભાગ — પછી તે સમાજના જુદા જુદા વર્ગ વચ્ચે હો, કે એક ઉદ્યોગની જુદી જુદી ક્રિયાઓ કરનાર વચ્ચે હો, એક દેશના જુદા જુદા પ્રદેશ વચ્ચે હો, શહેરો અને ગામડાં વચ્ચે હો કે પછી દેશ દેશ વચ્ચે હો — એ ત્યારે જ ઇષ્ટ છે જ્યારે એ કાર્યવિભાગ જેમની વચ્ચે ચાલતો હોય તે સૌ પક્ષોને પોષક હોય, સૌ પક્ષોને તેથી લાભ થતો હોય. બાકી આપણા સંસારમાં સાસુવહુ વચ્ચેનો કાર્યવિભાગ જાણીતો છે. સાસુ વહુને કહે છે, “તું ઘરમાં આવી એટલે આપણે બે જણ થયાં. હવે આપણે કામની વહેંચણી કરીએ. રસોઈ તું કરજે અને હું જમીશ. તું પથારી કરજે, ને હું સૂઈ જઇશ.” આવો કાર્યવિભાગ આજે ઉદ્યોગમાં આગળ વધેલા દેશો અને પછાત દેશો વચ્ચે, શહેરો અને ગામડાં વચ્ચે, મૂડીદાર અને કામદાર વચ્ચે, કામદારમાંયે વળી પાછો મુકાદમ અને મજૂર વચ્ચે, જમીનદાર અને કિસાન વચ્ચે તથા સમાજમાં ઊંચ ગણાતી વર્ણો અને નીચ ગણાતી વર્ણો વચ્ચે ચાલે છે. એ આખો કાર્યવિભાગ શોષણ ઉપર રચાયેલો છે. કોઈનું શોષણ ન થાય પણ સૌનું પોષણ થાય એ ધોરણથી કાર્યવિભાગની કસોટી કરવી જોઈએ અને એ ધોરણથી જ એની મર્યાદા નક્કી કરવી જોઈએ.

# પ્રકરણ ૭ મું

## વર્ણવ્યવસ્થા*

### ચાતુર્વર્ણ્ય

૧. સમાજની પ્રાથમિક અવસ્થામાં બધા જ પ્રકારનાં કામ એક વ્યક્તિ કરે એ સ્વાભાવિક હતું. સમાજ જેમ જેમ વિકસિત થતો ગયો તેમ તેમ જુદા જુદા માણસોનાં કામો તેમ જ તેમની ફરજો જુદાં પડતાં ગયાં અને તે ભેદો જેમ સ્થિર થતા ગયા તેમ જુદા જુદા વર્ગો અથવા વર્ણો અલગ પડવા માંડ્યા. મહાભારતમાં એવું વિધાન છે કે પ્રથમ એક જ વર્ણ હતો. આપણા સ્મૃતિકારોએ પ્રથમ ત્રણ અને પાછળથી ચાર વર્ણોની યોજના કરી છે. આ વર્ણો પોતપોતાના ધંધા અને એ ધંધા પાછળ રહેલી વૃત્તિ મુજબ હસ્તીમાં આવ્યા છે. એમ તો સમાજમાં ધંધા ચાર કરતાં ઘણા વધારે છે. મુખ્ય ધંધા અઢાર ગણીને આપણામાં અઢાર વર્ણ એમ પણ બોલાય છે. પરંતુ ધંધા જુદા જુદા હોવા છતાં, દાખલા તરીકે ખેડૂત, ગોપાલક, વણકર, લુહાર, સુથાર, વણજારો, વેપારી — એ બધા અર્થોત્પાદનના ધંધા પાછળ જીવનની વૃત્તિ એક જ સરખા પ્રકારની હોય છે. જ્યારે સમાજને જ્ઞાનસંપન્ન, સંસ્કારી અને ધર્મપરાયણ બનાવનાર અધ્યાપક કે ધર્મોપદેશક અથવા સમાજમાં વ્યવસ્થા જળવાય અને લોકો સુખશાન્તિમાં રહી શકે એ રીતે સમાજના સર્વ વર્ગોનું રક્ષણ કરનારની વૃત્તિ જુદા પ્રકારની હોય છે. એટલે એવી ભિન્ન વૃત્તિઓ, રહેણીકરણી તેમ જ વિચારસરણી, એનો વિચાર કરી, સમાજનાં અસ્તિત્વ, સ્થિરતા તેમ જ અભ્યુદય માટે અત્યંત આવશ્યક એવા ઓછામાં ઓછા કેટલા વિભાગ પાડી શકાય તેનો વિચાર કરી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર ચાર વર્ણો નક્કી કરી તે દરેકનાં કર્મ તથા ધર્મ સ્મૃતિકારોએ નક્કી કર્યાં છે.

૨. મનુસ્મૃતિમાં બ્રાહ્મણો માટે ૬ કર્મો ગણાવ્યાં છે. તેમાંથી ત્રણ — અધ્યાપન, યાજન (યજ્ઞો કરાવવા) અને પ્રતિગ્રહ (દાન સ્વીકારવું) આજીવિકાને માટે અને બીજાં ત્રણ અધ્યયન, યજન અને દાન એ ધર્મને સારુ એટલે કે સમાજસેવાને સારુ છે એમ કહ્યું છે. અધ્યયન, ચિંતન અને સંસ્કારપોષણને

* આ પ્રકરણમાં ગાંધીજી તથા કાકાસાહેબ કાલેલકરના વર્ણવ્યવસ્થા ઉપરના લેખોનો છૂટથી ઉપયોગ કર્યો છે. જો કે વિચારોની રજૂઆત મારી ઢબે કરેલી હોઈ તેમાંના અભિપ્રાયો માટેની જવાબદારી મારી જ ગણાય.

જીવનમાં પ્રાધાન્ય આપી, સમાજ પાસેથી વણમાગ્યે જે કાંઈ મળી રહે તેમાં સંતોષ માની, સાદાઈ અને સંયમથી રહી, સમાજના સંસ્કાર, જ્ઞાન, કૌશલ્ય તથા તેજસ્વિતા વધારવાને જે લોકો શુદ્ધ સેવાપરાયણ જીવન ગાળે તે બ્રાહ્મણ. અહીં અધ્યયનનો અર્થ માત્ર શાસ્ત્રનાં થોથાં ઉથામવાં એવો નથી; પણ મનુષ્યસ્વભાવ ઓળખવાની શક્તિ કેળવવી, જૂના પ્રસંગો યાદ રાખી તે ઉપરથી નવી પરિસ્થિતિમાં લોકોને દોરવણી આપવાની પોતાની શક્તિ અને સૂઝ વધારતા જવી, સમાજના જ્ઞાનભંડારમાં વૃદ્ધિ કરવા પ્રયોગો કરવાની તત્પરતા અને કલ્પકતા દાખવવી, એ બધું આવે છે. ખરો બ્રાહ્મણ ત્યારે કહેવાય જ્યારે બીજાની અડચણ પોતાની સમજીને તે દૂર કરવા સારુ મહેનત કરવા જેટલો તેના હૃદયનો વિકાસ થયો હોય અને સમાજસેવાના કાર્યમાં તથા ચિંતનમાં જ એ સતત નિમગ્ન રહેતો હોય. તેનામાં નિઃસ્પૃહતા અને સ્વસુખને માટે ઉદાસીનતા હોવાં જોઈએ. આ જાતના ત્યાગ અને વૈરાગ્ય સાથે જ્ઞાન પિપાસા અને સેવા બુદ્ધિ એ તેની પ્રતિષ્ઠાનાં મૂળ છે. આજના જમાનામાં શિક્ષકો, ધર્માચાર્યો, જ્ઞાનશોધકો, કવિઓ, સાહિત્યકારો, કળાધરો જો ઉપર જણાવેલી વૃત્તિથી જીવન ગાળતા હોય તો બ્રાહ્મણ વર્ગમાં આવી શકે. જે રાષ્ટ્રનેતાઓ પોતાની સંગઠન શક્તિથી અથવા તો સંગઠનની સત્તાથી નહિ પણ કેવળ પોતાના શુદ્ધ, સાત્ત્વિક અને અનાસક્ત જીવનની આધ્યાત્મિક અસરથી જ લોકોના જીવન ઉપર તેમ જ તેમની બુદ્ધિ અને હૃદય ઉપર અસર પાડીને તેમને ઉન્નતિને પંથે દોરે તેઓ પણ આ વર્ગમાં આવે.

૩. ક્ષત્રિયનું કામ પરદેશી આક્રમણ સામે તથા ચોર લૂંટારા સામે પ્રજાનું રક્ષણ કરી સમાજમાં કોઈ કોઈને લૂંટે નહિ એટલું જ નહિ પણ કોઈ કોઈને અન્યાય પણ ન કરે એવી સુવ્યવસ્થા સ્થાપવા તથા સંભાળવાનું છે. સૈનિકો અને ચોકિયાતો (પોલીસ) ઉપરાંત રાજ્યકર્તા, રાષ્ટ્રના નેતાઓ, સાર્વજનિક સંસ્થાઓના સંચાલકો તથા વ્યવસ્થાપકોમાંનો મોટો ભાગ આ વર્ગમાં આવી શકે. આ લોકોને સમાજનું સંચાલન કરવાનું તથા એની વ્યવસ્થા સાચવવાનું કામ કરવાનું હોઈ તેમની પાસે સ્વાભાવિક રીતે જ અમુક સત્તા હોય છે. પણ એ સત્તાનો અમલ તેઓ કેવળ દંડ અથવા સજાના ભયથી અને ધાક-ધમકીથી જ કરે તો તેથી સમાજનો ઉત્કર્ષ નહિ, બલ્કે અપકર્ષ થાય. લોકમત કેળવી મુખ્યત્વે કરીને એ લોકમતને બળે જ વ્યવસ્થા ચાલવી જોઈએ. પછી અપવાદરૂપ સંજોગોમાં સમાજ વિરોધી વૃત્તિવાળાં માણસો માટે દંડનો ઉપયોગ કરવાપણું રહે. આદર્શ સ્થિતિ તો દંડનો ઉપયોગ ન કરવો પડે એ જ છે પણ આદર્શને નથી પહોંચી શકાતો એટલે દંડનો ઉપયોગ ઓછામાં ઓછો થવો જોઈએ એવી મર્યાદા મૂકવામાં આવી છે.

૪. ક્ષત્રિયનો આદર્શ યુદ્ધ નથી, તેમ તેનાં સાધનો દંડ, હિંસા કે કતલ નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ક્ષત્રિયનો આદર્શ તો નિર્બળનું રક્ષણ, દુઃખીનું દુઃખનિવારણ, પીડિત અને દલિતની શોષણમાંથી મુક્તિ, ટૂંકમાં અન્યાય અને જુલમની વહારે ધાવું એ છે. આ કરવા માટે એણે દંડ કે હિંસાનો જ આશ્રય લેવો જોઈએ એમ નથી. જો કે નાછૂટકે તે સાધનોનો આશ્રય લેવાની એમને સ્મૃતિકારોએ છૂટ આપી છે ખરી. નિર્બળ, દલિત, પીડિત લોકોનું સંગઠન કરી, પોતાની નિર્ભયતા, વીર્ય અને ઉત્સાહનો એ લોકોમાં સંચાર કરી તેમને સ્વતંત્રતાની લગની લગાડવી અને આત્મરક્ષણની કળા શીખવવી એ એમનું મુખ્ય કર્તવ્ય છે.

૫. ક્ષત્રિયને માટે આપણા સમાજશાસ્ત્રે બ્રાહ્મણના જેવી સાદાઈ, ગરીબાઈ, ત્યાગ, વૈરાગ્ય વગેરેનો વિધિ કડક રીતે નથી કર્યો. પરંતુ તેનું જીવન સમાજસેવાપરાયણ તો છે જ. એટલે જે પ્રજાનો પોતે સેવક છે તે પ્રજાની આર્થિક સ્થિતિને અનુરૂપ તેનું જીવન અને રહેણી હોવાં જોઈએ. પ્રજા ગરીબાઈ વેઠતી હોય અને રાજ્યકર્તા કે નેતા વર્ગ વૈભવ ભોગવે એમ ન જ બનવું જોઈએ. ભલે બ્રાહ્મણની માફક તપની કોટિએ પહોંચે એવો તેનો સંયમ અને ત્યાગ ન હોય પણ તેનું જીવન નિયમિત, શિસ્તવાળું, કસાયેલું અને ખડતલ તો હોવું જ જોઈએ. તે કોઈ પણ જાતના દુર્વ્યસનથી મુક્ત હોવો જોઈએ. સામાજિક દૃષ્ટિએ તેના મોટામાં મોટા ગુણ નિષ્પક્ષતા અને તેજસ્વિતા એ છે.

૬. ત્રીજો વૈશ્યવર્ણ. એમાં સર્વ પ્રકારના ધંધાવાળા આવી જાય છે. ખેડૂત, ગોપાલ, બીજા કારીગરો, વેપારવણજ તથા ઉદ્યોગ ધંધાનું કામ કરનારા, જેમાં પૂર્વ કેળવણીની જરૂર હોય એવા તમામ સરકારી તેમ જ બિનસરકારી નાના કારકુનથી માંડીને મોટા અમલદારો સુધીનો આખો નોકરિયાત વર્ગ એનો સમાસ આ વર્ણમાં થાય છે. સમાજનાં નિત્ય વધતાં જતાં ભિન્ન ભિન્ન અંગોને જરૂરી એવી વસ્તુઓ પૂરી પાડવાનું તથા સમાજને ઉપયોગી એવી અનેક પ્રકારની સેવાઓ વળતર લઈને આપવાનું કામ તેઓ કરે છે. કારીગરો, વેપારીઓ અને કારખાનાંદારો તો આ વર્ગમાં આવે જ છે. પણ સાહિત્યકાર, શિક્ષક, વકીલ, ન્યાયાધીશ, કળાધર, દાક્તર જેમના ધંધા સંસ્કાર પોષક કહેવાય છે તેઓ પણ જો પોતાનાં કામ બજારી દામે વળતર લઈને અથવા તો પગારદાર તરીકે કરે તો તેઓ વૈશ્ય વર્ગમાં આવે. એ જ કામો બદલાની કશી અપેક્ષા રાખ્યા વિના સેવાવૃત્તિથી કરવામાં આવે તો એ કામ કરનારા બ્રાહ્મણ વર્ગમાં મુકાઈ શકે. એટલે કામ નહિ પણ વૃત્તિ એ વર્ણ નક્કી કરવામાં નિર્ણાયક બાબત છે. જેવું દામ તેવું કામ, જેવું મૂલ્ય તેવો માલ,

એ વૈશ્યવૃત્તિ છે. પણ આજે તો બજારમાં મૂલ્ય પ્રમાણે માલ મળતો નથી અને દામ પ્રમાણે કામ મળતું નથી, એ વૈશ્યોમાં આવશ્યક એવી પ્રામાણિકતા અને ખાનદાનીના લોપનું પરિણામ છે. દુકાળ અથવા એવી બીજી આસમાની સુલતાની આફતને પ્રસંગે સમાજની ભીડનો લાભ લઈ પોતાની પાસે માલ હોય તેના વેચાણમાં નફાખોરી કરવી, તેવે પ્રસંગે સરકાર અથવા સમાજ તરફથી ભાવ ઉપર અંકુશ મુકાય ત્યારે કાળાં બજાર ઊભાં કરવાં એમાં વૈશ્ય ધર્મનો લોપ અને સમાજનો દ્રોહ છે.

૭. હવે શૂદ્ર વર્ણનો વિચાર કરવાનો રહે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણનાં નિર્દિષ્ટ કામ માટે અમુક સંસ્કાર, કેળવણી તથા આવડતની જરૂર પડે છે. પરંતુ જેમનામાં એ સંસ્કાર, કેળવણી તથા આવડત નથી હોતાં અથવા તો જેમને એ આપવામાં આવ્યાં નથી હોતાં એ લોકો બતાવેલું મહેનત મજૂરીનું કામ કરી અથવા અંગત સેવા ચાકરી કરી પોતાની આજીવિકા મેળવે છે. ખેતીમાં, કારખાનામાં અથવા બીજે કામ કરનારા દહાડિયા અથવા ઉભડિયા મજૂરો, ઘરકામ કરનારા નોકર ચાકર, રસોઇયા, ઑફિસના પટાવાળા વગેરે આ વર્ગમાં આવે. બ્રાહ્મણ વર્ણ સ્વેચ્છાપૂર્વક ગરીબીનું જીવન ગાળે છે, જ્યારે આ વર્ણના લોકોને પરાણે ગરીબીનું જીવન ગાળવું પડે છે. તેમને વધારે મળતું નથી એ પોતાની યોગ્યતા ઓછી હોવાને કારણે છે એ સમજી લઈ આ લોકોએ અસૂયા ન રાખવી એટલે કે કોઈની અદેખાઈ ન કરવી એવું સ્મૃતિઓમાં કહ્યું છે. આ ઉપરાંત એમણે નમ્રતા, સંતોષ તથા મહેનતુપણાના ગુણો પણ કેળવવાની એમને ભલામણ કરવામાં આવી છે. કોઈ પણ સમાજમાં આવો શૂદ્રવર્ણ મોટો હોય તે, એ સમાજ માટે શોભાસ્પદ ન જ ગણાય, તેમ હિતાવહ પણ નથી. એટલે એક બાજુથી અંગત સેવા ચાકરીનું ક્ષેત્ર સંકુચિત કરી નાખવું જોઈએ અને બીજી બાજુથી શિક્ષણશાસ્ત્રમાં તથા કેળવણીની પદ્ધતિમાં નવા નવા પ્રયોગો કરી દુનિયાના કોઈ પણ દેશમાં કોઈ પણ માણસ કેળવણી, સંસ્કાર અને કોઈને કોઈ કામની ખાસ આવડત વિનાનો ન રહે એવી વ્યવસ્થા કરી આ શૂદ્રવર્ણને નામશેષ કરવા પ્રયત્ન થવો જોઈએ.

## ચાતુર્વર્ણ્યના ગુણદોષ

૮. હવે આ ચાતુર્વર્ણ્યના ગુણદોષનું આપણે વિવેચન કરીશું. સ્મૃતિકારોએ વર્ણવ્યવસ્થા ગુણકર્મ-વિભાગશઃ કરી છે. ગુણ મોટે ભાગે આનુવંશિક હોય છે એટલે કે વંશપરંપરા ઊતરી આવે છે. કર્મ અથવા આજીવિકા માટેના ઉદ્યોગ કે ધંધામાં પણ અમુક કૌશલ્ય વંશપરંપરાથી મળવા ઉપરાંત જે કુટુંબમાં જે ધંધો ચાલતો હોય તેના વાતાવરણની અસર બાળક ઉપર જન્મે ત્યારથી

થવા માંડે છે. સુથારના દીકરાને બાપદાદાનું કૌશલ્ય વારસામાં મળે તે ઉપરાંત ગળથૂથીમાંથી જ એની સુથારીની કેળવણી શરૂ થાય છે. લાકડાં તથા ઓજાર ઘરમાં પડયાં જ હોય છે અને બાપને તે કામ કરતો હમેશ જોયાં કરે છે. સહેજ મોટો થતાં બાપ ઓજાર લાવવા મૂકવાનું એને કહે છે અને પછી તો એ કામમાં મદદ પણ કરતો થાય છે. એટલે સુથારના દીકરાને સારો સુથાર થવાની જેટલી તકો મળે છે તેટલી બીજી કોમના બાળકને સ્વાભાવિક રીતે જ નથી મળતી. એટલે ગુણકર્મ અનુસાર વિભાગ પાડવામાં ઘણુંખરું જન્મને અનુસરવામાં આવે તેમાં જ ઓછામાં ઓછા શ્રમે વધારેમાં વધારે કૌશલ્ય કેળવાવાનો સંભવ છે. બ્રાહ્મણને ત્યાંનું, ક્ષત્રિયને ત્યાંનું તથા વૈશ્યને ત્યાંનું અને વૈશ્યોમાં પણ જુદા જુદા ધંધાદારીઓને ત્યાંનું વાતાવરણ તથા રહેણીકરણી જુદાં જુદાં હોય છે. બાળક જન્મથી જે વાતાવરણમાં આવી પડે છે તેમાંથી જેટલું મેળવી લે છે તે બધું કેવળ પછીની કેળવણીથી મેળવવા જાય તો તે મેળવતાં તેને ઘણો વધારે શ્રમ પડે છે. વર્ણને જન્મની સાથે અનિવાર્ય નહિ, તો પણ બહુ નિકટનો સંબંધ છે. સઘળા વર્ણો પોતાની વંશશુદ્ધિ અને કુળપરંપરાઓ કાળજીપૂર્વક જાળવી રાખે અને જે વર્ણમાં જે જન્મે તે તે વર્ણનાં કર્મો ધર્મબુદ્ધિથી કરે તો તે તે વર્ણ અને કુળના ગુણો સારી રીતે ખીલવામાં કુદરત જ મોટી સગવડ કરી આપે છે, અને શક્તિ તથા શ્રમનો ઘણો બચાવ થાય છે. વર્ણવ્યવસ્થાનો મોટામાં મોટો લાભ આ છે.

૯. આજની સમાજ તથા અર્થરચનામાં તેમ જ કેળવણીમાં આ તત્ત્વ વીસરાઈ ગયું હોવાથી તમામ બાળકોને પછી એ ગમે તે વર્ણનાં હોય તો પણ એક સરખી કેળવણી મળે છે અને પછીથી ધંધામાં પડવાનો વખત આવે છે ત્યારે જેમાં દાખલ થઈ શકાય અથવા કામ મળી આવે તે ધંધો કરવા તેઓ લાગી જાય છે. એ માટેની તેની યોગ્યાયોગ્યતાનો નથી વિચાર કરતો ધંધામાં પડનાર યુવક કે નથી વિચાર કરતો સમાજ, એવી અંધાધૂંધી પ્રવર્તે છે. એમ કહેવામાં આવે છે કે દરેકને પોતાનો ધંધો પસંદ કરવાની છૂટ છે પણ હકીકતમાં આ કહેવાતી છૂટનો લાભ કોઈ લઈ શકતું નથી અને મોટે ભાગે તો આકસ્મિક બળોથી ધકેલાઈ પોતાની કશી પસંદગી વાપરી શક્યા વગર જેમાં દાખલ થઈ શકાય તે ધંધો યુવાનો કરે છે. રશિયા જેણે ક્રાન્તિ પછી કેળવણીના વિષયમાં કેટલાક મૌલિક પ્રયોગો કરવા માંડ્યા છે તે પોતાના યુવાનોને વગર વિચાર્યે જેમ ફાવે તેમ ધંધામાં પડવા દેતું નથી. છોકરો કે છોકરી તેર ચૌદ વર્ષની થાય, એટલે તેની શારીરિક તેમ જ માનસિક તપાસ કરવામાં આવે છે. વળી બાળપણમાં શાળાના અભ્યાસમાં જુદા જુદા વિષયો પ્રત્યે તેણે જે વલણ બતાવ્યું હોય તેની રાખવામાં આવેલી નોંધ પણ તપાસવામાં

આવે છે અને પછી તેનો ભવિષ્યનો ધંધો નિષ્ણાતો તરફથી નક્કી કરવામાં આવે છે અને એ ધંધાને આવશ્યક એવી વિશેષ કેળવણી તેને આપવામાં આવે છે. આ તપાસમાં આનુવંશિકતા અને શિશુ-અવસ્થામાં મળેલું વાતાવરણ જો દાખલ કરવામાં આવે તો આ તપાસ વિશેષ શાસ્ત્રીય થાય. આ જોતાં સંભવ છે કે રશિયામાં જાણ્યે અજાણ્યે વર્ણવ્યવસ્થા થોડા વખતમાં અમલમાં આવે. જોકે ત્યાંના આગેવાનોને આવા કોઈ પણ જૂના નામની ભારે સૂગ છે. વળી બીજું બધું લશ્કરી ઢબે કરવાનો એ લોકો આગ્રહ રાખે છે તેવો આગ્રહ આમાં પણ રાખવામાં આવે તો કેટલાક લેખકોએ એવો ભય પ્રદર્શિત કર્યો છે કે રશિયામાં થોડા જ વખતમાં વર્ણવ્યવસ્થા એના બહુ કડક અને જડ રૂપમાં દાખલ થવા પામે તો નવાઈ નહિ.

૧૦. વર્ણવ્યવસ્થાનું મંડાણ ગમે તેટલા પ્રાકૃતિક અને શાસ્ત્રીય ધોરણ ઉપર કરવામાં આવ્યું હોય તો પણ તેને બહુ કડક અને જડ કરી નાખવાથી તો સામાજિક પ્રગતિ અટકી જ પડે. ગમે તેવો સારો નિયમ પણ જો અપવાદ ન સ્વીકારે તો હાનિકારક થઈ પડે છે. વર્ણવ્યવસ્થાના નિયમનું પણ તેમ જ ગણવું જોઈએ. પ્લેટોએ વંશવૃદ્ધિ માટે કાળજી રાખવાનું આગ્રહપૂર્વક કહ્યા છતાં કહ્યું છે કે છેવટે તો માણસ માત્ર અસલ એક જ મૂળમાંથી ઊતરી આવેલાં હોઈ એક વર્ણનાં માણસો બીજા વર્ણનાં માણસોના સ્વભાવ અને ગુણ ધારણ કરતાં જોવામાં આવશે. અને જ્યારે જ્યારે એવું જોવામાં આવે ત્યારે ત્યારે એને વર્ણ બદલવાની છૂટ હોવી જોઈએ. આપણા સમાજશાસ્ત્રીઓએ પણ આવા અપવાદ ઠીક ઠીક પ્રમાણમાં સ્વીકાર્યા છે. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન પોતાના 'હિંદુ જીવનદર્શન' (Hindu view of life) પુસ્તકમાં કહે છે: "કર્મ ગુણ અનુસાર ઠરે છે; અને આપણા સ્વભાવમાં જડાઈ ગયેલા ગુણો ધીમે ધીમે જ બદલી શકાય. વ્યક્તિઓનાં સ્વભાવ અને આવડતની વિશેષતા શામાં છે તેનો નિર્ણય એક એક વ્યક્તિ પરત્વે નથી કરી શકાતો. તેથી ધંધો નક્કી કરવા માટે આનુવંશિક સંસ્કારનો અને કેળવણીનો વિચાર કરવામાં આવે છે. વર્ણનાં કર્મો આનુવંશિક ગણાતાં ખરાં, પણ તેમાં અપવાદો છૂટથી કરવા દેવામાં આવતા. હલકા ગણાતા માણસો પાસેથી પણ વિદ્યા લેવાની છૂટ રાખેલી છે. બધા માણસોમાં, ભલે ઓછાવત્તા પ્રમાણમાં પણ, બધા ગુણો રહેલા છે. બ્રાહ્મણમાં સૈનિક થવાની શક્તિ પડેલી હોય છે. પ્રાચીન ઋષિઓ ખેડૂતો હતા અને કેટલીક વાર લડાઈમાં પણ જતા." વર્ણવ્યવસ્થા વિષેના પોતાના લેખસંગ્રહની પ્રસ્તાવનામાં ગાંધીજી કહે છે:

"વર્ણનો નિર્ણય સામાન્ય રીતે જન્મથી કરાય; અમુક અંશે કર્મથી પણ કરાય. બ્રાહ્મણનો છોકરો બ્રાહ્મણ કુળમાં જન્મી બ્રાહ્મણ તો કહેવાશે, પણ જો

તે મોટો થયે બ્રાહ્મણનાં લક્ષણ નહિ બતાવે તો તે બ્રાહ્મણ નહિ ગણાય; તે પતિત થયો. તેથી ઊલટું, જે અન્ય વર્ણમાં જન્મી બ્રાહ્મણનાં લક્ષણ પ્રત્યક્ષ રીતે નિત્ય બતાવ્યાં જ કરશે તે, પોતાને બ્રાહ્મણ તરીકે ન ગણાવતાં છતાં, બ્રાહ્મણ ગણાવાને યોગ્ય હશે. જગત તેને બ્રાહ્મણ જ ગણશે." છતાં જ્યારથી વર્ણવ્યવસ્થા બહુ કડક અને જડ થઈ ગઈ અને ઉપલા વર્ણોએ પોતાનાં કર્તવ્યોને બદલે પોતાના હકોને આગળ કરવા માંડ્યા તથા સમાજહિત ભૂલી જઈ પોતાનો સ્વાર્થ સાધવા માંડ્યો અને તેમ કરીને વર્ણભ્રષ્ટ થયા છતાં વર્ણના અધિકારો ભોગવવાનો આગ્રહ રાખ્યો ત્યારથી આપણો સમાજ પ્રાગતિક મટી જઈ, બંધિયાર ખાબોચિયા જેવો થઈ ગયો.

૧૧. વર્ણવ્યવસ્થામાં પેસી ગયેલા દોષો દૂર કરવા માટે પ્રથમ તો સમાજના જુદા જુદા વર્ગોને ઊંચનીચ ગણવાની પ્રથા દાખલ થઈ છે તે નાબૂદ થવાની જરૂર છે. આવા ભેદો જન્મને કારણે તેમ જ ધનને કારણે ચાલે છે. જન્મને કારણે ચાલતા આ ભેદો આજે તો કેવળ રોટીબેટી-વ્યવહારમાં અને અસ્પૃશ્યને નામે ઊભા કરેલા એક વર્ગને નહિ અડવામાં જ પળાય છે. રોટીવ્યવહાર તથા અસ્પૃશ્યતાને તો વર્ણવ્યવસ્થા સાથે છાંટાભાર સંબંધ નથી. બેટીવ્યવહારની બાબતમાં સામાન્ય નિયમ એ હતો અને તે કાયમ રહેવાનો કે સમાન સંસ્કાર, સમાન વૃત્તિ, સમાન રહેણી અને સમાન વ્યવસાયવાળાઓ વચ્ચે જ એ ચાલે. આજની કેવળ જન્મના તત્ત્વ ઉપર બંધાયેલી અને ચાલતી જ્ઞાતિઓમાં આ જાતની સમાનતા ન રહેલી હોવા છતાં જ્ઞાતિમાં જ બેટીવ્યવહારનો જે આગ્રહ રાખવામાં આવે છે તે ઘણા અનર્થોનું કારણ થઈ પડે છે. સ્વભાવ, વૃત્તિ, ગુણ, તથા કર્મ પરત્વે સમાજમાં ભેદો તો પડશે જ પણ તેમાં ઊંચનીચપણાનો ભાવ ન હોવો જોઈએ. વળી માણસોની ઓછીવત્તી પ્રતિષ્ઠા પણ સમાજમાં રહેવાની પણ એ પ્રતિષ્ઠા જન્મને કારણે કે ધનને કારણે ન હોય પણ સેવા, બલિદાન, ત્યાગ એવા નૈતિક ગુણોને કારણે હોય. આ વસ્તુઓ લોકો સમજીને સ્વીકારતા થઈ જાય તો પછી સમાજમાં વર્ગો અથવા તો વર્ગો રહેલા છતાં તેમની વચ્ચે દ્વેષ, કલહ અને વિગ્રહ ન હોય, પણ સંવાદ અને સહકાર પ્રવર્તતા હોય. સમાજવાદીઓ કહે છે કે માનવજાતિનો ઇતિહાસ જોતાં તેમાં વર્ગવિગ્રહ તીવ્ર રૂપમાં ચાલતો જોવામાં આવે છે. એ વિગ્રહમાંથી શોષક વર્ગને નાબૂદ કરી નાખી છેવટે નિર્વર્ગી સમાજની સ્થાપના થવી જોઈએ. તેઓ એમ પણ કહે છે કે વિગ્રહનું કારણ આર્થિક અસમાનતા છે. અર્થબળને કારણે એક વર્ગ બીજા વર્ગનું શોષણ કરી તેને દબાયેલો અને કચડાયેલો રાખે છે. આ કથનમાં તથ્યાંશ જરૂર છે. કારણ આર્થિક તેમ જ બીજાં કારણોને અંગે વર્ગવિગ્રહ સમાજમાં છે તેની ના પડાય એમ નથી. પણ સમાજમાં એકલો વિગ્રહ જ વિગ્રહ ચાલ્યાં

કર્યો છે એમ કહેવું એ ઇતિહાસનું સાચું દર્શન નથી. એક તરફથી વિગ્રહ ચાલતો જોવામાં આવે છે ત્યારે બીજી તરફથી સહકાર અને મેળ એનાથી પણ વધુ વિશાળ પ્રમાણમાં જોવામાં આવે છે, એટલે સમાજશાસ્ત્રનું કામ તો વિગ્રહનાં કારણો — ધનને તથા જન્મને કારણે ચાલતી અન્યાયી અસમાનતા અને ખોટી પ્રતિષ્ઠા — દૂર કરવાના અને તેથી વિગ્રહ નાબૂદ કરવાના માર્ગો બતાવવાનું છે. એ વિષે સર સર્વપલ્લીના 'હિંદુ જીવનદર્શન'માંથી લાંબો ઉતારો લેવાનો લોભ રોકી શકાતો નથી :

"સમાજની વ્યક્તિપ્રાધાન્યવાળી કલ્પના એ સમાજશાસ્ત્રની પરાકાષ્ઠા છે એવી નિશ્ચિતતા જેટલી આપણાં મનમાં સો વરસ પહેલાં હતી તેટલી આજે નથી. સમાજ એક અખંડ અવયવી છે, એક સમગ્ર સજીવ દેહ છે, એવી આધ્યાત્મિક કલ્પનાના લાભ વધારે ને વધારે દેખાતા જાય છે. જીવતોજાગતો સમાજ એ વેપારીઓ ને શિક્ષકો, શરાફો ને વકીલો, ખેડૂતો ને વણકરોના, એકબીજાની હરીફાઈ કરતા સમૂહોનો ઢીલો અસ્તવ્યસ્ત સંઘ છે, ને દરેક સમૂહ વધારે પગાર ને વધારે સુખસગવડને માટે બીજા બધાની જોડે સ્પર્ધા કરી રહ્યો છે એ કલ્પના સાચી નથી. ભિન્નભિન્ન સમૂહોના માણસોએ જો પોતામાં રહેલી શક્તિઓને ખીલવવી હોય તો તેમણે એક પ્રકારની સમૂહભાવના ખીલવવી જોઈએ, સહુ માણસો એકબીજાનાં સુખદુઃખના ભાગીદાર છે એમ માનતાં શીખવું જોઈએ. આ દૃષ્ટિએ જોતાં વર્ણવ્યવસ્થાના પક્ષમાં ઘણું કહેવા જેવું છે. એ વ્યવસ્થાની પાછળ કલ્પના એ રહેલી છે કે સમાજ એક અખંડ દેહ છે. આર્થિક સફળતાને સમયસાધુપણાની કસોટી ગણવાને બદલે તે જીવનનો એવો નિયમ સ્વીકારે છે જે વ્યક્તિનાં નિરંકુશ સ્વાર્થો ને કામનાઓ કરતાં ચડિયાતો છે. પોતાનાં ભાંડુઓની સેવા એ એક ધાર્મિક કર્તવ્ય છે. તેનો ત્યાગ એ અધર્મ છે.

"જગતમાં કોઈ વ્યક્તિની કશી વિશેષતા જ ન રહે એ રીતે સહુને એક સપાટીએ મૂકી દેવાં એનું નામ લોકશાસન નથી. આપણા આત્માઓને આપણે એક જાતનો લશ્કરી પહેરવેશ પહેરાવી શકતા નથી. એ તો આપખુદી થાય. લોકશાસન એ આવશ્યક માને છે કે કુદરતે સહુને સારા થવાની કે સારું કરવાની જે શક્તિ જન્મથી આપી છે તેનો વિકાસ સાધવાનો સરખો હક સહુને હોવો જોઈએ. માનવજાતિનો દરેક પ્રકાર એ કંઈક અંતિમ તત્ત્વ છે, ને તેમાંથી કોઈ અજોડ પરિણામ નીપજવાનો સંભવ રહેલો છે, એમ આપણે માનતા હોઈએ, તો એ પ્રકારનો નાશ કરવો એ વિશ્વની યોજનામાં એક ગાબડું પાડ્યા જેવું થશે. મનુષ્યના માનસે પેદા કરેલી સર્વ મૂલ્યવાન વસ્તુઓને લોકશાસને ખીલવવી જોઈએ. દરેક પ્રકારની સેવા સમાજને માટે સરખા મહત્ત્વની છે. સમાજ એક સજીવ દેહ છે; તેની ક્રિયાઓ ભલે

અનેકવિધ હોય, પણ તેનું મૂળ અને તેનું ધ્યેય તો એક જ છે. સમાજના બીજા વર્ગો બંધનમાં હોય ત્યાં લગી કોઈ એક વિભાગ કે વર્ગને સાચી સ્વતંત્રતા હોઈ શકે નહિ. 'સૌ સંકટોને તરી જાઓ; સૌનું કલ્યાણ થાઓ, સૌને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાઓ; સર્વત્ર સૌ આનંદ પામો.'* આ શબ્દોમાં લોકશાસનનો સાચો આદર્શ વ્યક્ત થયેલો છે. વર્ણવ્યવસ્થા એ સંપત્તિ કે સુખની સાધનાની બાબતમાં લોકશાસન નથી ખરી, પણ આત્માની દૃષ્ટિએ જોતાં તો તે લોકશાસન જ છે. કેમ કે તે એટલું સ્વીકારે છે કે દરેક આત્મામાં કંઈક એવું તત્ત્વ વસે છે જે અલૌકિક છે ને જેની ચડતી ઊતરતી શ્રેણી પાડી શકાતી નથી. તે મોટાઈના ને માનપાનના સર્વ ભેદોને કોરે મૂકી માણસમાત્રને એકસરખી સપાટીએ મૂકે છે; અને તે એવો પણ આગ્રહ રાખે છે કે દરેક મનુષ્યમાં જે વિશિષ્ટ, અદ્વિતીય એવો અંશ છે તેને પ્રગટ કરવાને તેને તક મળવી જોઈએ. આર્થિક દૃષ્ટિએ જોતાં આપણે એક સહકારી પેઢી અથવા બિરાદરી છીએ, ને તેમાં આપણે યથાશક્તિ ફાળો આપીએ છીએ ને આપણી જરૂરિયાત પ્રમાણે લઈએ છીએ. રાજકીય દૃષ્ટિએ જોતાં, આપણે કાયદાની નજરમાં સરખા હકો ભોગવીએ છીએ; અને આ બે વસ્તુ આપણને સાચી આત્માની વિમુક્તિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપે છે. સમાજની ન્યાયી વ્યવસ્થા આધ્યાત્મિક સ્વાતંત્ર્ય, રાજકીય સમતા અને આર્થિક સહકારના પાયા પર રચાશે."

### નવરચના

૧૨. હવે આપણે કેટલીક વિગતોમાં ઊતરીશું. વર્ણવ્યવસ્થાના વિભાગ ગુણ અને કર્મને ધોરણે રચવામાં આવ્યા છે તેમાં પણ કર્મ એટલે ઉદ્યોગ-ધંધા કરતાં ગુણને એટલે કે સ્વભાવને અને વૃત્તિને પ્રાધાન્ય આપવું જોઈએ. એકનું એક કામ જુદી જુદી વૃત્તિથી થઈ શકે છે. દાખલા તરીકે, લુહારનું કે સુથારનું કામ કરી તેમાંથી આજીવિકા મેળવનારને આપણે વૈશ્ય વર્ણમાં મૂકયો છે, પરંતુ કોઈ માણસ એ ઉદ્યોગોને લગતા પ્રયોગો કરે અને એ પ્રયોગોને પરિણામે જે શોધો અને સુધારા એ કરે તે નિસ્પૃહવૃત્તિથી આખા સમાજ આગળ ધરી દે, એ સુથારી કે લુહારીનું કામ કરતો છતો બ્રાહ્મણ છે. આપણે ઉપર કહી ગયા છીએ કે સાર્વજનિક સંસ્થાના સંચાલકો અને વ્યવસ્થાપકો તેમની વૃત્તિ પ્રમાણે બ્રાહ્મણવર્ણ અથવા ક્ષત્રિયવર્ણમાં આવી શકે. તેમાંયે વિવેકને માટે અવકાશ છે. કેળવણીની તથા સમાજની નૈતિક વ્યવસ્થા સાથે સંબંધ રાખનારી સંસ્થાના સંચાલકો બ્રાહ્મણવૃત્તિના હોવા જોઈએ. આર્થિક

* सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
सर्वः सद्‌बुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥

વ્યવસ્થા સાથે સંબંધ રાખનારાં રચનાત્મક કાર્યો કરનારી સંસ્થાઓના સંચાલકો કેવળ સમાજની આર્થિક દશા સુધારવા પૂરતો જ વિચાર કરીને પોતાની પ્રવૃત્તિ એટલા પૂરતી જ મર્યાદિત રાખે તો એ વૈશ્ય વૃત્તિના હોઈ વૈશ્ય વર્ણમાં આવે, પણ પોતાના એ રચનાત્મક કાર્યદ્વારા સમાજમાં સ્વમાનની, સ્વાવલંબનની તથા સ્વાતંત્ર્યની ભાવના ફેલાવે તો તેઓ પોતાની વૃત્તિ પ્રમાણે યા તો ક્ષત્રિય વર્ણમાં ગણાય અથવા બ્રાહ્મણ વર્ણમાં ગણાય. વળી વિદ્યાર્થીઓ તથા સાધુઓ માટે અન્નસત્રો અથવા મફત ભોજનાલયો ચલાવનારા, દુકાળ અથવા એવી કુદરતી આફત વખતે અન્નવસ્ત્રની મદદ કરનારા, ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ અથવા નિશાળની ફી આપનારા—એવી રાહત કામની સંસ્થાઓ ચલાવનારા મોટે ભાગે વૈશ્યવૃત્તિના જ હોઈ વૈશ્ય વર્ણમાં આવશે. ટૂંકમાં આ વર્ણો જુદાં જુદાં તળાવો કે ખાબોચિયાં જેવા એક બીજાથી તદ્દન અલગ અલગ ન હોય પણ મેઘધનુષના રંગો જેવા એકબીજામાં મળી ગયેલા હોય, કયાં એક બીજાથી જુદા પડે છે એ દેખાય પણ નહિ છતાં તેને જુદા જુદા આપણે ગણી શકીએ તેવા હોવા જોઈએ.

**૧૩.** જેવું ગુણનું કહ્યું તેમ જ કર્મનું પણ હોય. માણસ અમુક એક વર્ણનો થયો એટલે બીજા વર્ણનું કશું જ કામ તેને આવડે નહિ એમ ન જ હોવું જોઈએ. અધ્યયન અને તત્ત્વચિંતન એ બ્રાહ્મણનાં કાર્ય ગણ્યાં એટલે ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રે એનાથી દૂર ભાગવાનું ન જ હોવું જોઈએ. સંયમ, સદાચાર અને ધર્મ દરેક વર્ણના એકેએક કામમાં ઓતપ્રોત હોય, તો જ સમાજ સારી રીતે ચાલે. ઈશ્વરનું ભજન કરવું, પોતાનું આચરણ શુદ્ધ રાખવું, ત્યાગ અને દયા તથા દાનની વૃત્તિ કેળવવી, પાડોશીનું કામ કરી છૂટવું, પોતાનો ધંધો પ્રામાણિકપણે ચલાવવો અને એમ કરતાં સમાજહિતનાં પણ જે કામ થઈ શકે તે કરવાં, એવું જીવન તો બધા જ વર્ણો માટે આવશ્યક છે.

**૧૪.** વર્ણવ્યવસ્થામાં પેસી ગયેલા સડા દૂર કરવા માટે બીજો એક વિચાર પણ કરવા જેવો છે. શૂદ્રને વૈશ્યનાં વિશિષ્ટ કર્મો કરતાં ન આવડે, વૈશ્યને ક્ષત્રિયનાં અને ક્ષત્રિયને બ્રાહ્મણનાં કરતાં ન આવડે, તેથી જુદા જુદા વર્ગો પડ્યા છે. પણ દરેક ઉપલા વર્ગમાં બાકીના બધા વર્ણોનાં કામ કરવાની આવડત અને શક્તિ તો આવશ્યક જ છે. બ્રાહ્મણ વર્ણને આપણે પ્રથમ અથવા શ્રેષ્ઠ ગણીએ – બીજા વર્ણોને હલકા પાડવા અથવા એમનો તિરસ્કાર કરવાના ભાવમાં નહિ પણ જીવનકળામાં એ બીજાથી આગળ વધેલો છે એ અર્થમાં — તો એને પોતાના વર્ણનાં કર્મો ઉપરાંત ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનાં કર્મો સારી રીતે કરતાં આવડવાં જ જોઈએ અને સમાજહિતને માટે જરૂર પડે ત્યારે એ કરવાની તેની તૈયારી પણ હોવી જોઈએ. ગાંધીજીના દાખલાથી

આ વસ્તુ સ્પષ્ટ કરીશું. તેઓ સ્વરાજ્ય માટે લડે છે ત્યારે ક્ષત્રિયના સઘળા ગુણો અને સઘળી શક્તિ દાખવે છે, છતાં એ કામ તેઓ કરે છે બ્રાહ્મણવૃત્તિથી. વિરોધી પક્ષ પ્રત્યે તેઓ વેરભાવ નથી રાખતા, તેને દુશ્મન નથી ગણતા, તેનો નાશ થાય એવું નથી ઇચ્છતા, એટલું જ નહિ પણ તેનું કશું અહિત ચિંતવવાને બદલે તેનું કલ્યાણ જ ચિંતવે છે. વિરોધી પક્ષ પોતાનો અન્યાય, જુલમ વગેરે છોડી દઈ સન્માર્ગે વળે એ જ તેમની આકાંક્ષા રહે છે. જ્યારે તેઓ ખાદી અને ગ્રામ ઉદ્યોગની યોજનાઓ વિચારે છે ત્યારે અત્યંત કુશળ વૈશ્યની બધી ઉત્કૃષ્ટ શક્તિઓનું દર્શન કરાવે છે પણ તેમાંયે વૃત્તિ બ્રાહ્મણની છે. પોતાના અંગત લાભનો પ્રશ્ન તો નથી જ હોતો, પણ આખી યોજના એવી રીતે વિચારે છે કે વર્ગ વર્ગ વચ્ચે કોઈ જાતની અથડામણ ઊભી ન થાય અને સૌનું હિત સચવાય. વળી પાયખાનાં સાફ કરવાં, કપડાં ધોવાં, અથવા કોઈની અંગત પરિચર્યા કરવાના પ્રસંગ આવે ત્યારે તેઓ ઉત્તમ શૂદ્રની બધી શક્તિઓ દાખવે છે. છતાં તેમાં પ્રેમ, સેવા અને જ્ઞાન અથવા શાસ્ત્રીય વિચાર પ્રધાનપણે રહેલો હોઈ તે કામો તેઓ બ્રાહ્મણવૃત્તિથી કરે છે. ચારે વર્ણનાં બધાં કર્મો જે કરી જાણે છે અને ઉચ્ચ બ્રાહ્મણવૃત્તિ કેળવીને રહે છે તે મનુષ્ય ઉત્તરોત્તર વિશેષ વિકાસને પામે છે. આજ પ્રમાણે ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના માણસોમાં તેની પછીના વર્ણોનાં કામો કરવાની આવડત અને શક્તિ હોવાં જોઈએ.

૧૫. જો ઉપલા ત્રણ વર્ણ આ વસ્તુ સ્વીકારે અને આચરણમાં મૂકતા થઈ જાય તો શૂદ્ર વર્ણ આપોઆપ બહુ નાનો થઈ જાય. સમાજનો આદર્શ તો એ વર્ણને નાબૂદ કરી નાખવાનો જ હોવો જોઈએ. શૂદ્ર વર્ણનાં મુખ્ય બે કામો ગણાવવામાં આવે છે: અંગતપરિચર્યાનું અને ખાસ કુશળતાની જેમાં અપેક્ષા ન હોય એવી બીજા માણસે ચીંધેલી મહેનત મજૂરીનું. આ વર્ણ સમાજમાં ઉત્પન્ન થવા પામ્યો તેના મૂળમાં અન્યાય જ હશે કે કેમ એ આપણે ચોક્કસ કહી ન શકીએ, પણ તેની હસ્તી ટકાવી રાખવામાં સામાજિક અન્યાય રહેલો છે એ વિષે શંકા નથી રહેતી.

૧૬. આજીવિકાને ખાતર પરિચર્યાનું કામ કરવું એ બધા જ દેશોમાં અને બધા જ કાળમાં હલકું ગણાયું છે. તેથી એ કામ કરનારો અલગ વર્ગ એક વર્ગ તરીકે જેટલો વહેલો નાબૂદ થાય તેટલું સારું. દરેક માણસ પોતાનાં અંગત કામકાજ પોતે કરી લે એ જ ઇષ્ટ છે. કુટુંબીજનો કુટુંબનાં એવાં કામોને પહોંચી વળે. એમાં નોકર ચાકરનું પ્રયોજન ન હોવું જોઈએ. માણસ બીમારીને લીધે અપંગ દશામાં આવી પડે અને બીજાની સેવા લેવી પડે તો કુટુંબીજનોની, પાડોશીની, મિત્રોની મદદ જરૂર લે, અને એ કામ

તેઓ પ્રેમભાવે કરે. પણ પોતાની મુશ્કેલી દૂર થતાં એ માણસ ફરી સ્વાવલંબી બની જાય. પણ અપંગ અને રોગી હોવાની સાથે માણસ નિરાશ્રિત હોય અથવા કોઈ બાળક માબાપ મરી જવાથી નિરાધાર બની ગયું હોય તેવાં માણસોની સેવા માટે અનાથાશ્રમો તથા હૉસ્પિટલોમાં પરિચારકોની જરૂર પડવાની. અથવા કોઈ બીમારની શુશ્રૂષા માટે એવા શાસ્ત્રીય જ્ઞાનની આવશ્યકતા હોય જે ઘરનાં માણસોમાં ન હોય અને તેને સારુ તાલીમ પામેલ નર્સનો આશ્રય લેવો પડે એવું બને. સાર્વજનિક સંસ્થાઓમાં કામ કરનારા પરિચારકો તથા વિશેષ તાલીમ પામેલ નર્સોને વૈશ્યવર્ણમાં મૂકવાં જોઈએ. કારણ સામાજિક દૃષ્ટિએ તેઓ આવશ્યક છે. વળી ખાનગી ઘરમાં આવાં કામ કરનારની વૃત્તિમાં અને સાર્વજનિક સંસ્થાઓમાં આવાં કામ કરનારની વૃત્તિમાં સ્વાભાવિક રીતે જ ઘણો ફેર પડે છે.

૧૭. આમ પરિચર્યા કરીને આજીવિકા ચલાવનારાઓ સાર્વજનિક સંસ્થાઓમાં કામ કરતા હોય અને તેમનામાં જેઓ ખાસ તાલીમવાળા હોય તેમનું સમાજમાં સ્થાન છે. પરંતુ ઘરકામના નોકરચાકરોનો વર્ગ તો નાબૂદ થઈ જાય તે જ ઇષ્ટ છે. શૂદ્રવર્ણમાં બીજો વર્ગ દહાડિયા તરીકે કામ કરતા અણઘડ મજૂરોનો ગણ્યો છે. આ વર્ગને પણ કેળવણી અને સંસ્કાર આપવાની વ્યવસ્થા કરી અને તેટલો [illegible] બનાવી દેવો જોઈએ. કેળવણી અને સંસ્કાર ગ્રહણ કરવાની તેમની યોગ્યતા નથી હોતી, એના કરતાં સમાજના ઉપલા વર્ણોએ આજ સુધી તેમને કેળવણી અને સંસ્કાર આપવાની દરકાર નથી રાખી અને કશી વ્યવસ્થા નથી કરી એ વધારે સાચું છે આવા લોકોને કેળવણી આપવાના શુદ્ધ, શાસ્ત્રીય, અને સહાનુભૂતિપૂર્વકના પ્રયોગો જ્યાં જ્યાં થયા છે ત્યાં એમ માલૂમ પડ્યું છે કે તેઓ કેળવણી અને સંસ્કાર ગ્રહણ કરવાને વધારે ઉત્સુક હોય છે અને તેથી વધારે વેગથી આગળ વધે છે. કુંવારી જમીનમાં જેમ સારો પાક થાય તેવું આ લોકોનું બને છે. પણ અત્યારના ઉજળિયાત બેકારુ વર્ગના જેવા બનાવનારી વન્ધ્ય કેળવણી એમને આપવાના પ્રયોગ કરવામાં આવે છે તે અચૂક નિષ્ફળ નીવડે છે. સાર એ છે કે ગુલામીને જેમ પ્રબળ લોકમતના ટેકાવાળા કાયદાથી નાબૂદ કરી નાખવામાં આવી તેમ જ શૂદ્ર વર્ણની હસ્તીને કેળવણીથી તથા આપણી રહેણીની પદ્ધતિમાં ફેરફારો કરીને નાબૂદ કરવાની જરૂર છે.

૧૮. સિપાહીઓનો વર્ગ ક્ષત્રિય વર્ણમાં ગણાય છે તે વાજબી છે કે કેમ અને એ વર્ગની હસ્તી ચાલુ રહેવી જોઈએ કે કેમ એ વિચારવા જેવું છે. આપણે ક્ષત્રિય વર્ણના જે આદર્શો ગણાવ્યા છે તેની સાથે આજના સિપાહીવર્ગને તો કશી જ લેવાદેવા ન હોય એમ દેખાય છે. આજના સૈનિકોનો

બહુ મોટો ભાગ કેવળ આજીવિકા ખાતર ભાડૂતી વૃત્તિથી અથવા તો ફરજિયાત લશ્કરી ભરતીને કારણે સૈન્યમાં જોડાયેલો હોય છે. એ લોકો રાષ્ટ્રના કે દેશના રક્ષણની ભાવનાથી પ્રેરાઈ સ્વેચ્છાપૂર્વક યુદ્ધમાં જતા નથી પણ તેમને તો પેટની ખાતર અથવા સજાની બીકથી યુદ્ધમાં જઈ કતલ કરવાનો ધંધો કરવો પડે છે. કેવળ આજીવિકાની ખાતર જ લશ્કરમાં ભરતી થયેલા હિંદી સૈનિકો એબિસીનિયા, ઉત્તર આફ્રિકામાં કે ઇટાલીમાં ગમે તેટલી બાહોશીથી લડ્યા હોય પણ તેથી કાંઈ તેઓએ ક્ષાત્રવૃત્તિ દાખવી છે એમ ન કહેવાય. તે જ પ્રમાણે ફરજિયાત ભરતી થયેલા અમેરિકન કે બ્રિટિશ સૈનિકો હિંદુસ્તાનમાં કે બીજે ક્ષાત્રવૃત્તિથી આવીને પડ્યા છે એમ પણ ન કહેવાય. પ્રતિપક્ષીઓ સામે હાડોહાડ વેરથી અને હળાહળ ઝેરથી ભરેલા તથા એક-બીજાને નિર્મૂળ કરી નાખવાના મમત ઉપર ચઢેલા તે તે દેશના નેતાઓ ભલે તેમની બહાદુરીનાં વખાણ કરી તેમને વિક્ટોરિયા ક્રોસો આપે પણ તેથી અસલ વાતમાં ફેર પડતો નથી કે તેઓ ન્યાયને માટે, દેશને માટે કે સ્વાતંત્ર્યને માટે સ્વેચ્છાપૂર્વક ઝૂઝનારા વીર સૈનિકો નથી પણ ભાડૂતી લડનારા જ છે. બીજી વાત એ છે કે આધુનિક યુદ્ધપદ્ધતિ એવી થઈ ગઈ છે કે સૈનિકો કરતાં તો કેટલાયે ગણા લોકો વિશાળ પાયા ઉપર માણસોની કતલ તથા સંપત્તિનો વિનાશ કરવા માટેનાં શસ્ત્રસરંજામ તૈયાર કરવામાં રોકાય છે. દુનિયા ઉપર આ બધાનો જે કચડી નાખનારો બોજો [illegible] છે તેથી ત્રાસ પામી જઈ આજે આમજનતા તો યુદ્ધ સર્વથા નાબૂદ થઈ જાય એમ ઝંખી રહી છે અને યુદ્ધ ઊભું કરનારા નેતાઓને પણ યુદ્ધ નાબૂદ કરવાની વાતો કરવી પડે છે. એ યુદ્ધવાંછુ નેતાઓ મારફત કોઈ દિવસ યુદ્ધ નાબૂદ થાય એવી આશા રાખવી વધારે પડતી છે. પણ માનવજાતિની પ્રગતિ માટે યુદ્ધ સદંતર નાબૂદ થવાં જોઈએ એ વિષે શંકા નથી. આજનો ધંધાદારી સૈનિક સમાજને કશો જ ઉપયોગી નથી પણ સમાજ ઉપર બોજારૂપ છે. સુવ્યવસ્થિત સમાજમાં તેમનું કશું સ્થાન નથી અને તેથી વર્ણવ્યવસ્થામાં એ વર્ગની જોગવાઈ ન કરવી જોઈએ. તો પછી સમાજની અંદર અંદર ચાલતા જુલમ, અન્યાય, ચોરી, લૂંટફાટ એવા ઉપદ્રવોનું શું થાય? એના બે ઉપાય છે. એક તરફથી વધારે પડતો પરિગ્રહ અને ભોગવિલાસ ઓછાં થવાં જોઈએ અને બીજી તરફથી ગરીબાઈ અને બેકારી દૂર થવાં જોઈએ. તો અન્યાય, ચોરી અને લૂંટફાટના પ્રસંગો જ ઓછા થઈ જશે. બીજો ઉપાય એ છે કે દરેકે દરેક માણસે આત્મરક્ષણની આવડત કેળવવી જોઈએ. આત્મરક્ષણની આવડત પછી તે આત્મિકબળની હોય કે શારીરિક, પ્રાણીમાત્રને માટે આવશ્યક છે. રક્ષણ માટે અલગ વર્ગ તૈયાર કરીને બાકીના વર્ગોને તેના આશ્રિત રાખવા

એ બહુજનસમાજને ખસી કરવા જેવું છે. આત્મરક્ષણ કરવું એટલે ખૂબ શરીરબળ કેળવી બીજાને હાર કરવા તૈયાર રહેવું એવું કાંઈ નથી. ગાંધીજી જે અહિંસક પ્રતિકારની કળા ખીલવી રહ્યા છે તે વ્યાપક થતાં યુદ્ધના અવેજી તરીકે એ કામ આવશે એટલું જ નહિ, પણ પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો સુધ્ધાં આત્મરક્ષણમાં તેમ જ સમાજરક્ષણમાં ભાગ લઈ શકે એવી સ્થિતિ પ્રાપ્ત થશે. આપણા ચાતુર્વર્ણ્યની યોજનામાં રક્ષણકળા તથા તેને જરૂરના જીવનના સદ્‌ગુણો અને તેની જવાબદારી મૂઠીભર વર્ગને સોંપવામાં આવી એ તેનો એક મોટો દોષ હતો. તેથી જ બહારના હુમલા સામે આપણે ટકી ન શક્યા અને સેંકડો વર્ષોથી પરાધીનતા ભોગવી રહ્યા છીએ.

૧૯. હવે વિચાર કરવાનો રહે છે ફોગટિયા લોકોનો. બાપની મૂડીના વ્યાજ ઉપર આળસુ અને વિલાસી જીવન ગાળનારા, સટ્ટા ખેલનારા, જુગારખાનાં ચલાવનારા, આંકફરક અને ફીચરના દાવો ખેલનારા, આ બધા લોકો સમાજના અનેક નૈતિક રોગોનું મૂળ છે. જે માણસ પોતાની અને સ્વાભાવિક રીતે પોતાના જેઓ આશ્રિતો છે તેમની રોટીને સારુ પ્રામાણિક શ્રમ કરતો નથી, એટલે કે સમાજને ઉપયોગી અને હિતકારી એવી કોઈ કામગીરી બજાવતો નથી તે સમાજને બોજારૂપ છે અને તેથીયે વધારે તો સંકટરૂપ છે. એટલે આવા ધંધા જ બિલકુલ નાબૂદ થવાની જરૂર છે.

૨૦. પૈસા લઈને બીજાને માટે જાપ જપનારા અથવા મહાદેવને બીલી ચઢાવનારા, પગાર લઈને ઘેર આવી દેવપૂજા કરી જનારા, મંદિરમાં દેવપૂજા કરનારા તથા બ્રહ્મભોજનનું પુણ્ય અપાવનારા ભૂદેવો, અગડંબગડં વિધિ કરાવનારા ગોર લોકો, એ બધાને કયા વર્ગમાં મૂકવા એ પ્રશ્ન છે. પણ એમને કોઈ પણ વર્ણમાં મૂકવાનો વિચાર કરતાં પહેલાં તો પ્રશ્ન એ થાય છે કે આ લોકો ખરેખરી કશી સામાજિક કામગીરી બજાવે છે ખરા? આમ તો આ લોકો બ્રાહ્મણ વર્ણના ગણાય છે પણ તેમનામાં જરાયે બ્રાહ્મણવૃત્તિ રહી નથી. એમણે પોતાની વૃત્તિમાં સુધારો કરી પોતાના અસલ વર્ણને લાયક થવું જોઈએ. બાકી જેવા આજે તેઓ છે તેવાને તો કોઈ પણ સંસ્કારી અને સુવ્યવસ્થિત સમાજમાં સ્થાન ન હોઈ શકે.

## જ્ઞાતિપ્રથા

૨૧. આપણા દેશમાં પ્રાચીન કાળમાં ચાલતી વર્ણવ્યવસ્થાનું પુનરુજ્જીવન કરવા માટે તેના મૂળભૂત સિદ્ધાન્તો કાયમ રાખી કેવા કેવા ફેરફારો કરવાની જરૂર છે તેનો વિચાર આપણે કરી ગયા. અહીં એક મહત્ત્વની

વસ્તુની નોંધ કરવી જોઈએ. અત્યારે આપણા દેશમાં જે જ્ઞાતિવ્યવસ્થા ચાલે છે તેને પ્રાચીન વર્ણવ્યવસ્થા સાથે તથા અહીં તેની જે પુનર્ઘટના સૂચવી છે તેની સાથે કશો સંબંધ નથી. વર્ણવ્યવસ્થાની રચનાનો આધાર ગુણ અને કર્મને એટલે કે સ્વભાવ, વૃત્તિ તથા ધંધાને કારણે જે સ્વાભાવિક કાર્યવિભાગ સમાજમાં પડે અને પડવા જોઈએ તેના ઉપર છે. જ્યારે જ્ઞાતિવ્યવસ્થા રોટી-વહેવાર અને બેટીવહેવારના ધોરણ પર ચાલે છે. માણસ રોટીબેટી-વ્યવહારની મર્યાદા જાળવે, પછી તે કલાલની દુકાન રાખે, પરદેશી ડબામાં પૅક કરેલું ગોમાંસ વેચે કે બીજો હરકોઈ ધંધો કરે અથવા હરકોઈ દુરાચરણ કરે તેની જ્ઞાતિને પરવા નથી હોતી. વળી જ્ઞાતિનો આધાર કેવળ જન્મ ઉપર છે. વર્ણ નક્કી કરવામાં જન્મ મહત્ત્વનો ભાગ ભજવે ખરો, પણ તેનો આધાર કેવળ જન્મ ઉપર રહે એ ઇષ્ટ નથી. તેનો આધાર તો ગુણ અને કર્મ ઉપર જ છે અને રહેવો જોઈએ. અમુક વર્ણમાં જન્મેલા માણસમાં તે વર્ણના ગુણકર્મ ન હોય તો તે વર્ણભ્રષ્ટ થાય.

૨૨. બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ણ પાસેથી જે વિશેષ જ્ઞાન તથા સંસ્કાર અને વિશેષ જવાબદારીની તથા વિશેષ ત્યાગ અને વિશેષ વીરતાની અપેક્ષા રાખવામાં આવે છે એ જોતાં એ બે વર્ણ હમેશાં નાના રહેવાના. શૂદ્ર વર્ણને આપણે બની શકે તેટલો નાનો કરી નાખવા માગીએ છીએ એટલે સમાજમાં બહુ મોટો વર્ણ વૈશ્યનો રહ્યો. વૈશ્યવર્ણના બધા ધંધા પાછળ વૃત્તિનું સામ્ય હોવા છતાં જેમ જેમ ધંધા વધ્યા તેમ તેમ તે ધંધા માટે વિશેષ કૌશલ્યની જરૂર પડી અને તેથી જુદા જુદા ધંધા કરનારા વૈશ્યવર્ણના ગણાતા છતાં પોતાના ધંધાના વિશેષ નામથી ઓળખાવા લાગ્યા. આપણા દેશની અસંખ્ય ન્યાતોમાં કેટલીક કારીગર ન્યાતો આ પ્રમાણે ધંધા પરત્વે બનેલી છે ખરી અને જેટલે દરજ્જે એ ન્યાતો પોતાના ધંધાની ઉપાસના જાગતી રાખી ધંધાનું જ્ઞાન જમાનાને અનુસરી વધારતી રહે તેટલે દરજ્જે તે ન્યાતો વૈશ્ય વર્ણના પેટા વિભાગ ગણાય. વર્ણ અને જ્ઞાતિને કાંઈ પણ સંબંધ હોય તો આટલો જ છે. પણ વર્ણવ્યવસ્થામાં આખા સમાજને અર્થે પરસ્પર સહકાર, પરસ્પરાવલંબન અને વ્યાપક સામાજિક જવાબદારીનાં તત્ત્વો આવશ્યક અને ઇષ્ટ ગણાયાં છે તે આજની કોઈ ન્યાતમાં જોવામાં આવતાં નથી. ન્યાતોએ જાણે એવું ધ્યેય સ્વીકારેલું જોવામાં આવે છે કે બીજા લોકોથી જુદા પડી પોતાનું ટોળું મજબૂત કરવું અને પોતાનું નોખાપણું વંશપરંપરા જાળવી રાખવું. એટલા માટે જ તેણે રોટીવહેવાર અને બેટીવહેવારનો આગ્રહ પકડ્યો છે. વ્યક્તિગત જ્ઞાતિજન ગમે તે કરે પણ આજની જ્ઞાતિઓએ જ્ઞાતિ તરીકે આખા સમાજ તથા રાષ્ટ્ર પ્રત્યેની જવાબદારીનું ભાન છોડી દીધું જણાય છે. જ્ઞાતિના

વ્યક્તિઓ જે કાંઈ સુધારા કરે છે, સાંસારિક સુધારાની અથવા તો રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની પ્રવૃત્તિઓમાં ભાગ લે છે તેમાં પણ તેમને ઘણી વાર જ્ઞાતિની ઉપરવટ થઈને એ કરવું પડે છે. કેટલીક જ્ઞાતિઓ તો તેમાં અંતરાય પણ નાખે છે અને ઘણી જ્ઞાતિઓ તે પ્રત્યે ઉદાસીન રહે છે. ઉત્તેજન તો ભાગ્યે જ કોઈ જ્ઞાતિ આપતી હશે. તેથી જ ઉપર કહ્યું છે કે દરેક જ્ઞાતિએ પોતાના ટોળાનો સ્વાર્થ સાધવાનું ધ્યેય રાખ્યું છે અને સામાજિક જવાબદારી છોડી દીધી છે. પ્રાગતિક વિચારના લોકોએ તો જ્ઞાતિઓની ઉપેક્ષા ક્યારની કરવા માંડી છે પરંતુ હિંદુ સમાજનો બહુ મોટો ભાગ હજી જ્ઞાતિબદ્ધ જ છે. સમાજમાં અલગ અલગ વાડા બાંધનારી આ જ્ઞાતિવ્યવસ્થા અને કુદરતી કાર્યવિભાગ અને સામાજિક સહકારના ધોરણ ઉપર રચાયેલી વર્ણવ્યવસ્થા એ બે જરા પણ એક નથી એ સ્પષ્ટ કરવા ખાતર આટલી નોંધ કરી છે.

## વર્ણવ્યવસ્થાનું સાર્વભૌમત્વ

૨૩. બીજી નોંધ એ કરવી જરૂરી છે કે સ્મૃતિકારોએ યોજેલી વર્ણ-વ્યવસ્થાને આધાર તરીકે લઈ ઉપર વિવેચન કર્યું છે તેથી આ હિંદુ ધર્મ-સંપ્રદાયને લગતી જ બાબત છે એમ સમજવાનું નથી. દરેક દેશમાં અને દરેક સમાજમાં સ્વાભાવિક કાર્યવિભાગ પ્રવર્તે જ છે. હિંદુ સ્મૃતિકારોએ એ વસ્તુને શાસ્ત્રીયરૂપ આપ્યું છે એટલું જ. તેથી કાંઈ વર્ણવ્યવસ્થા સાંપ્રદાયિક વસ્તુ બની જતી નથી. અને તેના નિયમો હિંદુઓને જ લાગુ પડવા જોઈએ, બીજાઓને નહિ, એવું નથી. પશ્ચિમમાં મહાપ્રખ્યાત ફિલસૂફ પ્લેટોએ આ સંબંધી જે વિચારો દર્શાવ્યા છે તે આ પ્રકરણોમાં આગળ આપવામાં આવશે. તે ઉપરથી જણાય છે કે સમાજની સુવ્યવસ્થાને માટે આ તત્ત્વની વિચારણા હિંદુસ્તાન બહાર પણ થઈ છે.

૨૪. કેવળ આર્થિક દૃષ્ટિએ જોઈએ તો અત્યારે જે હરીફાઈ ચાલે છે તેના મૂળમાં આ વ્યવસ્થા પ્રહાર કરે છે. કારણ આ વ્યવસ્થા કોઈ પણ વર્ણના માણસને હદપાર ધનસંચય કરવાની છૂટ આપતી નથી. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો "ત્રણ વર્ણો વધારે કમાય અને શૂદ્ર ઓછું કમાય, અથવા ક્ષત્રિય એ મહેલે ચઢીને બેસે, બ્રાહ્મણ ભિક્ષુક એટલે ઝૂંપડામાં રહે, વૈશ્ય મોટી વાડીઓ વસાવે અને શૂદ્ર એ ઘરબાર વિનાનો ગુલામ થઈને રહે, એવી દયાજનક સ્થિતિ જ્યાં વર્ણધર્મનું પાલન થતું હોય ત્યાં હોઈ જ ન શકે, ન હોવી જોઈએ." તેથી ઊલટું "આ વર્ણધર્મનું જો પાલન થાય તો અત્યારે જગતમાં જે વિષમતા વર્તે છે તેની જગાએ સમતાનું સામ્રાજ્ય બની રહે; બધા ધંધા

પ્રતિષ્ઠામાં અને કિંમતમાં એક સરખા ગણાય; વજીર, વકીલ, દાક્તર, વેપારી, ચમાર, ભંગી અને બ્રાહ્મણ એક સરખું કમાય."

૨૮. વળી કોઈ પોતાની કુશળતાથી વિશેષ અર્થોત્પાદન કરશે તો આ વ્યવસ્થામાં એણે એના માલિક બની બેસવાનું નથી. આ વિષે પણ ગાંધીજીના લખાણમાંથી ઉતારો લઈશું. "આ વ્યવસ્થામાં જેની પાસે જે મિલકત હશે તેનો તે આખી પ્રજાને સારુ રખેવાળ અથવા સંરક્ષક હશે; પોતાને કદી તેનો માલિક નહિ માને. રાજા પોતાના મહેલનો અથવા પ્રજાની પાસેથી જે કર લે છે તેનો માલિક નથી, પણ એ તેનો રખેવાળ છે. પોતાનું પેટ ભરવા પૂરતું લઈને બાકીનાનો ઉપયોગ તે પ્રજાને અર્થે કરવાને બંધાયેલો છે. એટલે કે, પ્રજાની પાસેથી એ જેટલું લેશે તેમાં પોતાની કાર્યદક્ષતાથી વધારો કરીને એ પ્રજાને કોઈને કોઈ રીતે પાછું વાળશે. તે જ પ્રમાણે વૈશ્યનું. પોતાના ધંધામાંથી જે અર્થપ્રાપ્તિ થાય તેમાંથી સામાન્ય આજીવિકા પૂરતું જ રાખી બાકીનું એ સાર્વજનિક કલ્યાણને સારુ વાપરે." તેઓ આગળ કહે છે, "જ્યાં હરીફાઈને ઉત્તમ ગણવામાં આવે છે, અર્થપ્રાપ્તિને પરમ પુરુષાર્થ ગણવામાં આવે છે; જ્યાં સૌ પોતાને ગમે તે ધંધો કરવાની પોતાને સારુ છૂટ માને છે, જ્યાં સૌ જે આર્થિક સ્થિતિ ભોગવે છે, તેના કરતાં વધારે સિદ્ધ કરવાનો ધર્મ માને છે, એવા યુગમાં વર્ણધર્મ એ જગતનો મહાન નિયમ છે એમ કહેવું એ હાસ્યાસ્પદ ગણાતું હશે. એનો પુનરુદ્ધાર કરવાની વાત કરવી એ એથી પણ વધારે હાસ્યાસ્પદ ગણાય. છતાં મારો દૃઢ વિશ્વાસ છે કે, આધુનિક ભાષામાં કહીએ તો, એ જ ખરો સામ્યવાદ છે. ગીતાની ભાષામાં એ સમતાનો 'ધર્મ' છે, પણ 'વાદ' નહિ. એ ધર્મનું અલ્પ પાલન પણ પાલન કરનારને અને જગતને સુખ આપનારું છે."

## પ્લેટોની વર્ણવ્યવસ્થા

૨૬. મહાન ગ્રીક ફિલસૂફ પ્લેટોએ પોતાના 'આદર્શ નગર સમાજ' (રિપબ્લિક) નામના પુસ્તકમાં વર્ણવ્યવસ્થાનું સુંદર ચિત્ર દોર્યું છે. પ્લેટોએ પોતાની વર્ણવ્યવસ્થા એ સિદ્ધાન્ત ઉપર રચી છે કે "મનુષ્યસ્વભાવ એ રીતે સરજાયો હોય એમ દેખાય છે કે એક માણસ અનેક ધંધા સારી રીતે કરી શકતો નથી, એક માણસ એક જ ધંધો કરે એ તેનો સ્વભાવ છે. હરકોઈ માણસ જે કોઈ બાબત સ્વભાવતઃ સારી રીતે કરી શકતો હોય તે કાર્યને જ એણે વળગી રહેવું એ અસલ સિદ્ધાન્ત કોઈ સુવ્યવસ્થિત સમાજની સ્થાપનાના મૂળમાં હોવો જોઈએ. ઝાઝા ધંધા કરવામાં નહિ પણ પોતાનો જ નિશ્ચિત ધંધો કરવામાં ધર્મ રહેલો છે. કોઈ પણ માણસ ઝાઝા ધંધા હાથમાં લઈ

બહુ કામગરો અથવા કુશળ હોવાનો દાવો ન કરે, પણ દરેક જણ પોતાનો જ ધંધો કરે એ હિતકારી છે."

૨૭. આ સિદ્ધાન્ત ઉપર તેણે લોકોની ભિન્ન ભિન્ન વૃત્તિઓના મુખ્ય ત્રણ ભાગ પાડી તે અનુસાર સમાજના શાસક અથવા પાલકનો પહેલો વર્ગ, સૈનિકનો બીજો વર્ગ અને ખેડૂત, કારીગર, વેપારી વગેરેનો ત્રીજો વર્ગ એવા ત્રણ ભાગ પાડયા છે. આ વિભાગ પાડવાનું કારણ એની જ સંવાદપદ્ધતિમાં રજુ કરીશું:

"સૉક્રે૦ હવે વિચારી જુઓ, અને તમે મારી સાથે સંમત થાઓ છો કે નહિ તે મને કહો. ધારો કે કોઈ સુથાર મોચીનો ધંધો કરે છે અથવા કોઈ મોચી સુથારનો ધંધો કરે છે; અને ધારો કે તેઓ પોતાનાં કામ અને ઓજારોની અદલાબદલી કરે છે, અથવા એક જ માણસ બંને કામ કરે છે, —તો તેને પરિણામે શું તમે માનો છો કે સમાજને કાંઈ મોટી હાનિ પહોંચે ખરી?

મિત્ર૦ બહુ મોટી નહિ.

સૉક્રે૦ પરંતુ જ્યારે કોઈ મોચી કે બીજો કોઈ માણસ જે સ્વભાવથી જ વૈશ્ય થવાને લાયક છે તે, સંપત્તિબળ કે તેના અનુયાયીઓના સંખ્યાબળથી અથવા એવા કોઈ બીજા સંજોગોથી ફુલાઈ જઈને, સૈનિકોના વર્ગમાં અથવા કોઈ સૈનિકો, પાલકો કે શાસકોના વર્ગમાં ઘૂસવાનો પ્રયત્ન કરે, કે જેને માટે તેઓ નાલાયક હોય, અને તેમાંનો કોઈ બીજાની ફરજો કે હથિયારો લઈ લે, અથવા તો વૈશ્ય, વૈશ્યના કામની સાથે શાસક તેમ જ સૈનિક એમ ત્રણે થવા જાય, ત્યારે તો હું માનું છું કે, આ પ્રકારની અદલાબદલી અને આ દખલ સમાજને પાયમાલ કરે, એમ કહેવામાં તમે મારી સાથે સંમત થશો જ.

મિત્ર૦ તદ્દન ખરું.

સૉક્રે૦ ત્યારે ત્રણ ભિન્ન વર્ગો છે એ આપણે જોયું. તેઓ એકબીજાના કામમાં કાંઈ પણ દખલ કરે તેથી સમાજને ભયંકર હાનિ પહોંચે; અને આને જ આપણે ખરેખરું દુષ્કૃત્ય કહી શકીએ.

મિત્ર૦ બરાબર એમ જ.

સૉક્રે૦ અને પોતપોતાના નગરસમાજ પ્રત્યે કરેલા આ મહાનમાં મહાન દુષ્કૃત્યને તમે અધર્મનું નામ આપશો ખરું ને?

મિત્ર૦ જરૂર.

સૉક્રે૦ ત્યારે આનું જ નામ અધર્મ. અને બીજી બાજુ જો વૈશ્ય, સૈનિક તેમ જ પાલક યા શાસક દરેક પોતાનું જ કામ કરે તો તે ધર્મ."

૨૮. પ્લેટોએ આ ત્રણ વર્ગો મુખ્ય ત્રણ ગુણો ઉપરથી પાડ્યા છે. જ્ઞાન તથા વિવેક એને શાસક યા પાલક વર્ગનો મુખ્ય ગુણ ગણ્યો છે અને સમાજની અમુક કોઈ એક બાબત વિષે નહિ પણ સમાજની તમામ બાબતો વિષે જરૂરી કાયદા ઘડવાનું, યોગ્ય સલાહ આપવાનું તથા સમાજને સન્માર્ગે વાળવાનું કામ તેમનું ગણ્યું છે. શૌર્ય એ સૈનિકોનો મુખ્ય ગુણ ગણ્યો છે. કોઈ પણ સંજોગોમાં કોઈ પણ જાતની બીક રાખ્યા વિના તેમ પોતાના સ્વાર્થ કે સુખની પરવા રાખ્યા વિના નગરસમાજના કાયદાઓનો તેઓ સંપૂર્ણપણે અમલ કરાવે અને આક્રમણ, અન્યાય કે જુલમની સામે નગરસમાજનું રક્ષણ કરે. વૈશ્ય વર્ગમાં આવશ્યક ગુણ તેણે મિતત્વનો ગણાવ્યો છે. મિતાચારી રહી, અર્થોત્પાદનનું કામ કરે અને સમાજની જરૂરિયાતો તથા સુખસગવડનાં સાધનો પૂરાં પાડે એ તેમનું કામ ગણવામાં આવ્યું છે.

૨૯. શાસક અથવા પાલક વર્ગમાં બુદ્ધિતત્ત્વનું પ્રાધાન્ય હોય અને તેઓ સાચા ફિલસૂફો હોવા જોઈએ, સૈનિક વર્ગમાં પ્રાણ તથા શૌર્યતત્ત્વ પ્રધાનપણે હોય અને તેઓ પૂરેપૂરા નિર્ભય હોવા જોઈએ તથા વૈશ્ય વર્ગમાં કામનાનું પ્રાધાન્ય હોય અને તેઓ મિતાચારી હોવા જોઈએ. અને આ ત્રણેમાં સંયમ અને ધર્મ ઓતપ્રોત હોવો જોઈએ એમ તેણે કહ્યું છે.

૩૦. આ બાબતમાં આનુવંશિક સંસ્કારો અને કુળપરંપરા બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે એ સ્વીકારી આ વર્ગભેદ મોટે ભાગે જન્મ પ્રમાણે રહેવા જોઈએ એ તેણે બતાવ્યું છે. પ્લેટોએ સૉક્રેટિસના મોંમાં આ શબ્દો મૂક્યા છે :

"હે નગરવાસીઓ, તમે બધા ભાઈઓ છો, એ ખરું; પરંતુ ઈશ્વરે તમને એક સરખા ઘડ્યા નથી. તમારામાંના કેટલાકમાં શાસન કરવાની શક્તિ છે અને તેમના ઘડતરમાં એણે સુવર્ણ ભેળવ્યું છે. તેથી જ એમને સૌથી વધારે માન પણ મળે છે. બીજાને એણે સૈનિકો થવાને માટે રૂપાના ઘડ્યા છે. વળી બીજાઓ જેમને ખેડૂતો, કારીગરો અને વેપારીઓ થવાનું છે તેમને તેણે પિત્તળના અને લોખંડના ઘડ્યા છે. સામાન્ય રીતે તો તે તે લોકોની જાત તેમનાં સંતાનોમાં ઊતરી આવશે."

૩૧. છતાં આ નિયમને જડ ન બનાવી દેતાં અપવાદોને સ્વીકારી લઈ તેની વ્યવસ્થા કરવાની તે સલાહ આપે છે. "પરંતુ બધાં જ માણસો અસલ એક મૂળમાંથી ઊતરી આવેલાં હોઈ સુવર્ણનાં માબાપને કોઈ વાર રૂપાનો છોકરો આવશે અને રૂપાનાં માબાપને સુવર્ણનો પુત્ર અવતરશે. જોકે ઈશ્વરે તો શાસકોને એમના પહેલા કર્તવ્ય અને સિદ્ધાંત તરીકે સૂચવ્યું છે કે વંશની શુદ્ધિ જેટલું મહત્ત્વનું એવું બીજું કશું નથી, જેનું તમારે ખૂબ જ સંભાળપૂર્વક

રક્ષણ કરવાનું છે, અથવા જેના તમારે બહુ સારા પાલક થવાનું છે. તેથી તમારી પ્રજામાં ક્યાં ક્યાં તત્ત્વોનું મિશ્રણ થાય છે તેની તમારે સતત ચોકી રાખવી જોઈશે. કારણ જો સોનાનાં કે રૂપાનાં માબાપનાં સંતાનમાં પિત્તળ કે લોખંડનું મિશ્રણ જોવામાં આવે તો એના દરજ્જામાં તમારે ફેરબદલી કરવી જોઈશે. વળી કારીગરનાં (વૈશ્યોનાં) સંતાન પણ એવાં હોય જેમનામાં સોના કે રૂપાનું મિશ્રણ જોવામાં આવે, તો તમારે એમને ઊંચી પ્રતિષ્ઠાને સ્થાને ચડાવવાં જોઈશે. કોઈ બાળકને દરજ્જામાં નીચે ઉતારી ખેડૂત કે કારીગર બનાવવો પડે તો શાસકોએ દયાનો ખ્યાલ રાખી તેમ કરતાં અટકવાનું નથી. કારણ દેવવાણી જાણનાર કહે છે કે જ્યારે પિત્તળનો કે લોખંડનો માણસ સમાજનું રક્ષણ કરવાનું કામ કરવા જાય છે, ત્યારે સમાજનો નાશ થાય છે."

**૩૨.** આ ત્રણે વર્ગની કેળવણી પોતપોતાનાં વિશિષ્ટ કર્તવ્યો અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની હોય. એ કેળવણી કેવી હોવી જોઈએ તે વિગતવાર દર્શાવી શાસકો તથા સૈનિકોનાં જીવન કેવાં હોવાં જોઈએ તેનું બહુ સુંદર વર્ણન તેણે કર્યું છે.

"સૉક્રે૦ માત્ર તેમની કેળવણી જ નહિ પણ તેમનાં રહેઠાણ અને જે કાંઈ એમની માલકીનું હોય તે સઘળું એવું હોવું જોઈએ કે શાસકો યા પાલકો તરીકેના તેમના કર્તવ્યમાં ક્ષતિરૂપ ન થાય; અને બીજા પુરવાસીઓનું શોષણ કરવા તેઓ લલચાય નહિ. કોઈ પણ સમજુ માણસ આટલું તો કબૂલ કરશે જ.

મિત્ર૦ જરૂર કરવું જ જોઈએ.

સૉક્રે૦ ત્યારે એમના વિષેના આપણા ખ્યાલને જો આપણે સાચો કરી બતાવવો હોય, તો એમના જીવનનો માર્ગ કેવો હશે એ વિષે આપણે વિચાર કરવો જોઈશે. પહેલાં તો જે ચીજો અનિવાર્ય જરૂરી હોય તે ઉપરાંત તેમાંના કોઈની પાસે કશી મિલકત ન હોવી જોઈએ. તેમ જ બીજા કોઈને એમના મકાનમાં દાખલ થવાનું મન થઈ આવે અને એ બંધબારણાં જુએ એવું ખાનગી ઘર કે કોઠાર એમની પાસે હોવાં ન જોઈએ. જેઓ સંયમી અને શૂરવીર પણ હોય એવા કસાયેલા શાસકો અને સૈનિકોને જરૂરનો એવો (પૌષ્ટિક અને સાત્ત્વિક) તેમનો ખોરાક હોવો જોઈએ. નગરવાસીઓ પાસેથી પગારનો મુકરર દર લેવા તેમણે કબૂલ થવું જોઈએ, પણ એ પગાર એક વર્ષના ખર્ચને પૂરો પડે તેટલો જ હોવો જોઈએ, બિલકુલ વધારે નહિ. છાવણીમાં સૈનિકો રહેતા હોય તેમ તેઓ સાથે જમે અને રહે. સોના અને રૂપા વિષે તો આપણે એમને કહીશું કે ઈશ્વરે જ એ તમને આપ્યું છે. તમારી પોતાની જાત જ વધારે

દિવ્યધાતુની બનાવી છે. સામાન્ય માણસો પાસે જે કચરા ધાતુનાં નાણાં હોય છે તેની તમારે જરૂર નથી. એવી કોઈ દુન્યવી મિશ્રણથી તમારી દિવ્ય ધાતુને તમારે દૂષિત કરવી ન જોઈએ. કારણ એ મામૂલી દુન્યવી ધાતુ ઘણાં અપવિત્ર કર્મોનું મૂળ બની છે. અને તમારી પોતાની ધાતુ તો શુદ્ધ છે. બીજા પુરવાસીઓ ગમે તેમ કરે પણ તમારે રૂપા કે સોનાને અડવું નહિ કે એનો ઉપયોગ કરવો નહિ. જે છાપરા નીચે એવી ધાતુઓ હોય ત્યાં તમારે રહેવું નહિ. એ ધાતુઓ શરીરને અડાડવી નહિ એટલે એના અલંકાર પહેરવા નહિ, તેમ એ ધાતુઓના પાત્રમાં ખાવુંપીવું નહિ. એમાં જ તમારી પોતાની મુક્તિ છે અને એ વડે જ તમે સમાજના મુક્તિદાતા થશો. કોઈ પણ કાળે તમારાં પોતીકાં ઘર કે જમીન કે પૈસા મેળવશો તો તમે પાલકો થવાને બદલે ઘરરખુ થઈ જશો અને વૈશ્યો જેવા બની જશો. બીજા પુરવાસીઓના મદદગાર થવાને બદલે તેમના હરીફ, વેરી અને જુલમગાર બનશો. ધિક્કારતા અને ધિક્કારાતા, કાવતરાં કરતા અને કાવતરાંનો ભોગ બનતા, તમે બાહ્ય શત્રુઓ કરતાં આંતરિક શત્રુઓની જ વધારે ભીતિમાં આવી પડશો. અને તેમ થતાં તમારા પોતાના અને બાકીના સમાજના નાશનો વખત આવી લાગશે. આ બધાં કારણોને લીધે આપણે શું એમ નહિ કહીએ કે આપણા નગરસમાજની વ્યવસ્થા આવી જ રીતે કરવામાં આવશે અને ઘર તથા બીજી બધી બાબતો વિષે આપણે ઘડેલા આ જ નિયમો શાસકો તથા સૈનિકોને લાગુ પડશે ?"

૩૩. આ શાસકો સાચા ફિલસૂફો એટલે કે જેમને મૂળ તત્ત્વ સમજાયું છે એવા હોવા જોઈએ. તેમનામાં સ્વાર્થવૃત્તિ ન હોય, તેઓ શુદ્ધ ત્યાગી જીવન ગાળતા હોય, તેમણે બધી રીતે જીવનનું સાર્થક્ય કર્યું હોય. એ ઉપરાંત એક મોટી વસ્તુ પ્લેટો કહે છે તે એ છે કે તેમનામાં સત્તાની બિલકુલ મહત્ત્વાકાંક્ષા ન હોવી જોઈએ.

"સૉક્રે૦ સત્તા જ મોટી ઇષ્ટ વસ્તુ ગણવામાં આવે તેના કરતાં એ વાત ખરી નથી કે જે સમાજમાં શાસનકર્તા વર્ગ વહીવટ ચલાવવા અનિચ્છુ હોય તે સમાજનો વહીવટ હંમેશાં સારી અને શાન્ત રીતે ચાલે છે અને જે સમાજમાં શાસનકર્તા વર્ગ સત્તાનો લોલુપ હોય ત્યાં વહીવટ ખરાબ રીતે ચાલે છે ?

મિત્ર૦ એ સાવ સાચું છે.

સૉક્રે૦ અને પોતાના વખતનો મોટો ભાગ એક બીજા સાથે દિવ્ય જ્ઞાનપ્રકાશમાં ગાળવાની તેમને છૂટ આપવામાં આવે તો પછી આપણા શિષ્યો (જેમને શાસક થવાની ખાસ કેળવણી આપવામાં આવી છે તેઓ) ઉપર કહેલી હકીકત સાંભળશે ત્યારે પોતાનો વારો આવ્યે સમાજવ્યવસ્થાનો બોજો કર્તવ્ય સમજીને ઉઠાવવાની શું ના પાડશે ?

મિત્ર૦ અશક્ય. કારણ તેઓ ધર્મિષ્ઠ માણસો હશે. અને જે આદેશો આપણે તેમને આપીએ છીએ તે ધર્માનુસાર જ છે. એટલે આજકાલના શાસકો સત્તા માટે પડાપડી કરે છે એમ નહિ, પણ કોઈ આકરી ફરજ આવી પડી હોય તેમ તેમાંનો દરેક જણ હોદ્દો સ્વીકારશે એમાં શંકા નથી.

સૉક્રે૦ હા મારા મિત્ર, મારો મુદ્દો એ જ છે. સામાન્ય શાસકો કરતાં આપણા ભવિષ્યના શાસકો માટે આપણે વધારે સારા અને જુદા જ પ્રકારના જીવનની યોજના ઘડવી પડશે. તો જ આપણે સુવ્યવસ્થિત નગરસમાજ સ્થાપી શકીશું. કારણ જે સમાજમાં આવી યોજના હશે તે જ સમાજમાં, સોના અને રૂપામાં નહિ, પણ જ્ઞાન, વિવેક અને સદાચાર, જે જીવનમાં ખરા આશીર્વાદરૂપ છે, તેમાં જેઓ ખરેખરા શ્રીમંત હશે તેઓ રાજ્ય કરશે. આથી ઊલટું પોતાના અંગત લાભને જ ઝંખતા અને ગરીબ સ્થિતિને લીધે જે મળી આવે તેને ઝડપી લેવાનો વિચાર કરવા જો તેઓ સાર્વજનિક કાર્યોનો વહીવટ કરવા જશે તો તેઓ કદી સારો વહીવટ કરી શકશે નહિ. કારણ તેઓ હોદ્દાઓ માટે લડશે અને એને લીધે ઘરના તથા બહારના જે ઝઘડા ઊભા થશે તેને લીધે શાસકવર્ગની તેમ જ સમસ્ત સમાજની પાયમાલી થશે.

મિત્ર૦ સાવ સાચું.

સૉક્રે૦ અને રાજ્યપ્રકરણી મહત્ત્વાકાંક્ષાને ક્ષુદ્ર માનતું હોય એવું કોઈ જીવન હોય તો તે માત્ર સાચા ફિલસૂફનું જ જીવન નથી શું? બીજા કોઈ પ્રકારનું જીવન આવું હોય એવું તમારી ધ્યાનમાં છે?

મિત્ર૦ ખરેખર મારી જાણમાં નથી.

સૉક્રે૦ ત્યારે જેઓ શાસન કરનારા હોય તેમને પોતાના કાર્યનો કે હોદ્દાનો મોહ ન હોવો જોઈએ. ખરું ને? કારણ જો તેમને મોહ હોય તો તેમનામાં સત્તા માટે હરીફ આશકો ઊભા થશે અને તેઓ લડી મરશે.

મિત્ર૦ એમાં સવાલ જ નથી."

૩૪. પ્લેટોએ સમાજના માત્ર ત્રણ વર્ગનું જ વર્ણન કર્યું છે તેનું કારણ એણે નગરસમાજમાં માત્ર સ્વતંત્ર માણસોની ગણતરી કરી છે. નગરસમાજમાં ગુલામો તો હતા જ અને સમાજની હસ્તી માટે ગુલામોને એણે આવશ્યક પણ ગણ્યા છે. પણ એમને સ્વતંત્ર માણસ તરીકે ગણતરીમાં નથી લીધા. એ ગુલામનો વર્ગ તે આપણા સ્મૃતિકારોના શૂદ્ર વર્ગ જેવો કહી શકાય.

પ્લેટોના આ વિવેચન ઉપરથી જોઈ શકાય છે કે સમાજની પુનર્ઘટના કરવા માટે તેને હિંદુસમાજને લગભગ મળતી વર્ણવ્યવસ્થા અમલમાં મૂકવાનો જ વિચાર આવ્યો હતો. સમાજની હસ્તી તેમ જ પ્રગતિ માટે જે આવશ્યક કામો છે તે માટેની વિશિષ્ટ કેળવણી તે તે કામ માટે યોગ્ય માણસોને પસંદ કરીને

આપવામાં આવે અને એવી વિશિષ્ટ કેળવણી પામેલા માણસો જ એ કામ કર્યાં કરે એવી વ્યવસ્થા દરેક સમાજમાં ન થાય ત્યાં સુધી નિરંકુશ હરીફાઈ અને બળિયાના બે ભાગનો ન્યાય જ દુનિયામાં ચાલ્યાં કરવાનો.

૩૯. દરેક માણસને જે કરવું હોય તે કરવાની અને જે થવું હોય તે થવાની પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ એવી આજે આપણે વાતો કરીએ છીએ. પણ જુદા જુદા માણસોની શક્તિઓ અને વૃત્તિઓ એકસરખી નહિ, પણ વિવિધ પ્રકારની હોય છે એ વસ્તુનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. જે માણસમાં જે ખાસ શક્તિ હોય તેને બરાબર ખીલવાનો અવકાશ મળે અને તેનો પૂરેપૂરો ઉપયોગ થાય તેમાં જ તે માણસનું તેમ જ સમાજનું હિત રહેલું છે. સમાનતા સ્થાપવાનો પ્રયત્ન કરવામાં આપણે વ્યક્તિની વિશેષતાઓ અથવા ખાસિયતોને દબાવી દેવી નથી. માણસ જે કામ માટે વધારેમાં વધારે લાયક હોય તે જ કામ એ કરે તેમાં જ વધારેમાં વધારે લાભ અને સુખ સમાયેલાં છે. વળી આધુનિક સમાજમાં કામોની વિવિધતાનો કાંઈ તોટો નથી. એટલે સઘળા જ માણસોને એકસરખી કેળવણી આપી એક જ બીબામાં ઢાળવાનો પ્રયત્ન કરવાને બદલે માણસોમાં રહેલી સ્વભાવગત ખાસિયતોને સ્વીકારી તે પ્રમાણે કેળવણીમાં તેમ જ જીવનકાર્યમાં વિવિધતા રાખવી એ વધારે ઇષ્ટ છે. તેમાં જોવાનું એટલું જ છે કે ભવિષ્યના સમાજની રચના ધન, સત્તા કે હરીફાઈના ધોરણ ઉપર નહિ, પણ સેવા, બંધુત્વ અને સહકારના ધોરણ ઉપર થવી જોઈએ. વળી તેમાં સામાજિક ઊંચનીચપણાની ભાવનાને તથા આર્થિક અસમાનતાને મુદ્દલ સ્થાન ન હોવું જોઈએ. આવી રચના કરવામાં ઉપર વર્ણવેલા વર્ણવ્યવસ્થાના સિદ્ધાન્તો બહુ ઉપકારક થઈ પડે એમ છે.

## પ્રકરણ ૭ મું

## યંત્રની મર્યાદા

**૧.** આ જમાનો યંત્રનો ગણાય છે. એમ તો માણસે પહેલી કુહાડી બનાવી અને પોતાના હાથની શક્તિ અનેક ગણી વધારી ત્યારથી જ એક જાતના યંત્રનો ઉપયોગ તેણે કરવા માંડ્યો છે. પરંતુ માણસે આવાં આવાં જેટલાં સાધનો, હથિયારો અથવા ઓજારોની શોધ કરી તે બધાંને ગતિ આપવા માટે તો માનવબળનો અથવા માણસે પાળેલાં કેટલાંક પશુઓના બળનો જ ઉપયોગ થતો. આ બધાં સાધનો અથવા ઓજારોને ગતિ આપવા માટે ભૌતિક શક્તિની — વરાળ તથા વીજળીની શોધ થઈ ત્યાર પછી ઉત્પાદનની પદ્ધતિમાં તથા માણસની આર્થિક અને સામાજિક સ્થિતિમાં બહુ મોટી ક્રાંતિ થઈ છે. માનવ-જાતિના આર્થિક જીવનમાં જેટલા ફેરફાર ત્રણચાર હજાર વર્ષના ઇતિહાસમાં થઈ શક્યા છે તે કરતાં ઘણા વધારે ફેરફાર આ શોધોને લીધે છેલ્લાં દોઢસો વર્ષમાં થયા છે.

**૨.** સને ૧૭૬૯માં જેમ્સ વૉટ નામના અંગ્રેજે પોતે શોધેલા વરાળથી ચાલતા એન્જિનનો પેટન્ટ લીધો, અને ૧૭૭૫માં પોતાનું એન્જિન બરાબર ચાલુ કરી સમાજની આગળ મૂક્યું; સને ૧૭૮૫માં કાંતવા તથા વણવાના સંચાઓ વૉટના એન્જિનથી ચાલવા લાગ્યા. સને ૧૮૦૨માં ફૉર્થ અને કલાઇડ નદીની નહેરોમાં પહેલી સ્ટીમબોટ ચાલી. સને ૧૮૨૪માં પહેલું રેલ્વે એન્જિન ચાલુ થયું, અને સને ૧૮૩૭માં પહેલી સ્ટીમરે આટ્‌લાન્ટિક મહાસાગર ઓળંગ્યો. આમ આ અર્ધી સદીમાં ભૌતિક શક્તિના વિવિધ ઉપયોગને પરિણામે યંત્રયુગનાં પગરણ મંડાયાં. વિવિધ પ્રકારની ભૌતિક શક્તિઓને આધીન કરી ઉપયોગમાં આણવાની વિદ્યાને યંત્રવિદ્યા કહેવામાં આવે છે. એ વિદ્યામાં આ જમાનાએ ખૂબ જ પ્રગતિ કરી છે. કોઈ પણ દેશે સુધરેલા ગણાવું હોય તો પોતાના ઉદ્યોગધંધામાં, વાહનવ્યવહારમાં તથા જીવનના બીજા વ્યવહારોમાં યંત્રોનો ઉપયોગ બને તેટલો વધારતા જવો એ આવશ્યક અને ઇષ્ટ મનાય છે. કોઈ પણ સમાજે જીવનની રહેણીનું ધોરણ ઊંચું લાવવું હોય તો યંત્રનો આશ્રય લેવાથી જ તેમ થઈ શકશે એમ મનાય છે. જો કે આમજનતાના સુખ અને કલ્યાણના ગજથી આ બધા ફેરફાર અને માન્યતાની ઇષ્ટાનિષ્ટતાનું માપ કાઢીએ તો જગતને ખાસ લાભ જ થયો છે એમ માની લેવું મુશ્કેલ છે. યંત્રથી લાભો થયા છે ખરા, પણ નુકસાનો એકંદરે વધારે થયાં છે. તેનો વિચાર કરી, આપણે જ્યાં જ્યાં

બની શકે ત્યાં ત્યાં યંત્રો દાખલ કરવાં એ ઇષ્ટ છે, કે યંત્રની કાંઈ મર્યાદા આંકવી આવશ્યક છે એ નક્કી કરવાની જરૂર છે.

**૩.** યંત્રનો પૂર્વપક્ષ નીચે પ્રમાણે છે.

૧. યંત્રના ઉપયોગથી માણસની ઉત્પાદનશક્તિમાં ઘણો વધારો થયો છે. ખેતી માટે માણસ કેવળ કોદાળીથી જમીન ખોદીને તૈયાર કરે તેના કરતાં બળદથી હળ ચલાવીને જમીન ખેડે તો ઘણું વધારે કામ કરી શકે છે. પરંતુ જો તે ટ્રૅક્ટર વાપરે તો સાદા હળ કરતાં અતિઘણી વધારે જમીન એટલા જ વખતમાં ખેડી શકે છે. માણસ હાથસાળ પર કપડું વણે તેના કરતાં ભૌતિક શક્તિથી ચાલતી સાળ (પાવર–લૂમ) ચલાવે તો ઘણું વધારે કાપડ વણી શકે છે. યંત્રોની આ જાતની મદદને લીધે દુનિયાના ઉત્પાદનના કુલ જથામાં આજે ઘણો જ વધારો થઈ ગયો છે અને પહેલાં જે વસ્તુઓ રાજારજવાડા અને શ્રીમંત માણસોને પણ દુર્લભ હતી તે આજે સામાન્ય માણસ વાપરતો થઈ ગયો છે.

૨. યંત્રોએ માણસને તેમ જ પશુઓને કાળજું તોડી નાખે અને આંકશિયાં ઊંચાં આવી જાય એવા સખત વૈતરામાંથી મુક્ત કર્યાં છે. શહેરોમાં ઊંચી ઇમારતો બાંધવા માટે મોટી મોટી વજનદાર વસ્તુઓ ઊંચે ચઢાવતાં અથવા ભરેલી આગબોટોને ખાલી કરતાં મજૂરોને પહેલાં જે સખત અને સતત વૈતરું કરવું પડતું તે હવે નાબૂદ થયું છે. ચાળીસ વર્ષ ઉપર મુંબઈમાં ટ્રામને ઘોડા જોડવામાં આવતા ત્યારે બહુ બળવાન ઘોડા પણ એક એક વરસમાં તૂટી જતા; એ વસ્તુ હવે નથી રહી.

૩. ગમે તેટલું માનવબળ કે પશુબળ એકઠું કરવામાં આવે તો પણ કદી ન થઈ શકે એવાં ભારે કામો યંત્ર કરી શકે છે. દાખલા તરીકે ભૌતિક શક્તિથી ચાલતો પોલાદનો ઘણ ત્રણ ફૂટ જાડું લોઢું જાણે તે મુલાયમ માટી હોય તેમ છૂંદી નાખે છે; તે જ પ્રમાણે માણસથી કદી ન થઈ શકે તેવાં અતિશય નાજુક કામો પણ યંત્રથી થઈ શકે છે. દાખલા તરીકે એક ઇંચના કરોડમા ભાગ જેટલી જાડાઈ પણ યંત્ર વડે માપી શકાય છે.

૪. યંત્રથી એક સરખા માપનો અને એક સરખી જાતનો જથાબંધ માલ ઝપાટાબંધ ઉત્પન્ન કરી શકાય છે.

૫. માલની જાત અને માપ એક સરખાં હોવાથી એક વખત આપવામાં આવેલા તેના નમૂના ઉપરથી દૂરદૂરના વેપારીઓને તાર કે ટપાલથી ભાવ ઠરાવવાનું અને સોદા કરવાનું ફાવે છે. આ સગવડને લીધે મોટા વેપારને બહુ ઉત્તેજન મળે છે. વળી એક સરખા ચોક્કસ માપનો માલ ઉત્પન્ન કરી શકાતો હોવાથી સંચાના ભાગો પહેલેથી તૈયાર રાખી શકાય છે અને જ્યારે જોઈએ

ત્યારે એ મળી શકે છે. દા. ત. સાઇકલના, મોટરના, પમ્પના અથવા ટ્રૅક્ટરના ભાગો.

૬. વાહન વ્યવહારમાં તથા સંદેશાના વ્યવહારમાં થયેલી અદ્‌ભુત પ્રગતિને લીધે દેશકાળનાં અંતર બહુ કપાઈ ગયાં છે. આપણી પૃથ્વીનો ગોળો જાણે નાનો બની ગયો છે. અમદાવાદથી સુરત ઘોડાના ટાંગામાં જવાનું હોય તો ચાર પાંચ દિવસ લાગે, આજે આગગાડીમાં પાંચ છ કલાકમાં જવાય છે અને વિમાનમાં જવાનું થશે ત્યારે અર્ધા પોણા કલાકમાં જઈ શકાશે. ઇંગ્લંડથી હિંદુસ્તાન આવતાં વહાણમાં ચાર પાંચ મહિના લાગતા, સ્ટીમરમાં પંદર દિવસ લાગવા માંડ્યા અને વિમાનમાં ચાર પાંચ દિવસમાં જવાય છે. વળી તાર અને ટેલિફોન દ્વારા દુનિયાના કોઈ પણ ભાગમાં એક બે કલાકની અંદર બધા સમાચાર ફરી વળે છે. આને લીધે પ્રવાસની અને તે દ્વારા જ્ઞાન તથા અનુભવ મેળવવાની તેમ જ એક સ્થળેથી બીજે સ્થળે માલ લઈ જવા લાવવાની તથા વેપાર રોજગાર ચલાવવાની સગવડો બહુ વધી છે.

૭. યંત્રોથી વર્તમાનપત્રો, માસિકો તથા પુસ્તકો જે કેળવણીનાં તથા પ્રચારનાં બહુ મોટાં સાધનો છે તેમાં બેશુમાર વૃદ્ધિ થઈ છે. તે ઉપરાંત રેડિયો, બ્રૉડકાસ્ટ તથા સિનેમા પણ લોકકેળવણીમાં મોટો ફાળો આપે છે; અથવા અત્યારે બરાબર ફાળો ન આપી શકતાં હોય તો એ સાધનોનો સારી રીતે ઉપયોગ કરી સારો ફાળો આપે એવાં બનાવી શકાય એમ છે.

૮. યંત્રોની મદદથી થયેલી વૈજ્ઞાનિક શોધખોળોને લીધે રોગોનું નિદાન તેમ જ ચિકિત્સા કરવામાં ઘણા સુધારા થઈ શક્યા છે અને તેથી પહેલાં અસાધ્ય ગણાતા રોગોના પણ ઉપચાર આજે સારી રીતે થઈ શકે છે.

૯. આપણા રોજના જીવનવ્યવહારમાં પાણીની, ગટરની, વીજળીની બત્તીની, વીજળી તથા ગૅસના ચૂલાની, ટ્રામ, બસ વગેરે વાહનની તથા ટેલિફોનની સગવડો યંત્રોને આભારી છે. આવી સગવડો પહેલાં મોટાં શહેરોમાં જ મળતી પણ હવે નાનાં શહેરોમાં પણ થવા માંડી છે. વીજળીની બત્તી અને પાણીના નળ ગામડાં સુધી પહોંચવા માંડ્યા છે. રેલ્વે અને મોટર છેક દૂરના ખૂણાનાં ગામડાંમાં પહોંચી ગઈ છે.

૧૦. કેટલાંક માણસો, જેમનામાં વિચાર કરવાની કે બુદ્ધિ ચલાવવાની શક્તિ જ હોતી નથી, તેવાં માણસો પણ યંત્ર ઉપર કામ કરી આજીવિકા મેળવી શકે છે.

**૪. હવે આપણે યંત્રનો ઉત્તર પક્ષ રજુ કરીશું:**

૧. યંત્રની મદદથી અર્થોત્પાદન વધી શકે છે એમાં શંકા નથી. પણ એક નવા યંત્રની શોધ થવાને કારણે, પહેલાં જે કામમાં દશ માણસ રોકાતાં

તે કામ એક માણસથી થઈ શકે છે એટલે નવ બેકાર પડે છે. આ સામાન્ય કથનને આપણા દેશમાં કાપડના ઉદ્યોગમાં જે પ્રકાર બન્યો છે તેથી સંપૂર્ણ ટેકો મળે છે. આપણો દેશ કાપડની બાબતમાં પૂરેપૂરો સ્વાવલંબી હતો ત્યારે વીસ લાખ હાથસાળો ચાલતી એવી ગણતરી છે. અત્યારની કાપડની મિલોમાં લગભગ ચાર લાખ મજૂરો કામ કરે છે અને તેટલાથી આપણા આખા દેશની જરૂરિયાતનું લગભગ બધું કાપડ ઉત્પન્ન થાય છે. આ ચાર લાખમાં પીંજવાનું, કાંતવાનું, વણવાનું તથા રંગવાનું, છાપવાનું અને ધોલાઈનું એ બધાં કામ કરનારા આવી જાય છે. આપણી કાપડની જરૂરિયાત આજે વધી છે એટલે આવી જરૂરિયાતને હાથ સાળથી પહોંચી વળવું હોય તો ત્રીસ લાખ સાળ ચાલવી જોઈએ. કાપડની મિલના ચાર લાખ મજૂરો, ત્રીસ લાખ વણકરો ઉપરાંત તેમને વણવાના કામમાં દિવસનો અમુક ભાગ મદદ કરતી તેમની સ્ત્રીઓ આટલી સાળો માટે સૂતર કાંતનારો બહુ મોટો વર્ગ, તથા પીંજનાર, ધોનાર, રંગનાર, રેંટિયા બનાવનાર સુથાર, વગેરેને બેકાર બનાવે છે.

આપણા દેશને ઉદ્યોગધંધાની બાબતમાં પછાત ગણવામાં આવે છે અને આપણા દેશની વસ્તી બહુ વિશાળ છે એટલે ત્યાં બેકારીને માટે અવકાશ હોય એમ માનવામાં આવે, પણ ઇંગ્લંડ જેવા ઉદ્યોગમાં આગળ વધેલા અને એકી વખતે આખી દુનિયાનું કારખાનું બની બેઠેલા અને બહુ ઓછી વસ્તી-વાળા દેશમાં પણ વસ્તીના પ્રમાણમાં બહુ મોટી સંખ્યાની બેકારી એ ઘર ઘાલી બેઠેલા રોગના જેવો પ્રશ્ન થઈ પડ્યો હતો. 'હતો' એટલા માટે લખ્યું છે કે આ આખી દલીલ ચાલુ યુદ્ધ પહેલાંની સ્થિતિને ધ્યાનમાં રાખીને કરેલી છે. યુદ્ધના વિષમ સંજોગોમાં તો બધું ઉથલપાથલ થઈ ગયું છે અને યુદ્ધ પછી કેવા કેવા પ્રશ્નોના ઉકેલ કરવાના આપણી પાસે આવી પડશે તેની અત્યારે કલ્પના પણ થઈ શકે એમ નથી.

૨. યંત્રથી ઉત્પાદન વધ્યું છે ખરું, પણ કેવી કેવી વસ્તુઓનું ઉત્પાદન વધ્યું છે તે વિચારવા જેવું છે. જીવનની મોટામાં મોટી જરૂરિયાત, ખોરાક, તેનું ઉત્પાદન કાંઈ બહુ વધ્યું નથી. ઉત્પાદન તો વધ્યું છે ફેન્સી કાપડનું તથા બીજી મોજશોખની વસ્તુઓનું, દારૂનું અને દવાનું, તથા યુદ્ધના શસ્ત્રસરંજામનું. અને આ ઉત્પાદન હદ કરતાં વધારે વધ્યું છે. આજે કોઈ પણ છાપું ઉઘાડીને જોશો તો તેમાં કઈ જાહેર ખબરો જોવામાં આવે છે? દરેક કાપડની મિલ પોતાના ફેન્સી કાપડની જાહેર ખબર આપે છે. દવાવાળાઓ શક્તિની દવાની અને શરીરને રૂપાળું બનાવવાની સચિત્ર જાહેર ખબરો આપે છે. અંગ્રેજી છાપાં દમ બાંધીને દારૂની અને સિગારેટની જાહેર ખબરો આપે છે. ખુશબોદાર તેલ, પોમેડ, ટૂથપેસ્ટ, સાબુ, એની જાહેર ખબરો

પણ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. આટલી બધી જાહેર ખબરો જ બતાવી આપે છે કે આ વસ્તુઓ સ્વાભાવિક જરૂરિયાતની નથી. તેથી જ ખોટી લાલચો દ્વારા જરૂરિયાતો ઊભી કરવાનો પ્રયત્ન કરવો પડે છે. દરેક યંત્રોદ્યોગી દેશ પોતાના વધારે ઉત્પાદનને બીજા દેશમાં વેચવા માટે એક બીજા સાથે હરીફાઈમાં ઊતરે છે. તેને પરિણામે યુદ્ધો થાય છે. વળી યુદ્ધનો શસ્ત્રસરંજામ બનાવનારા કારખાનાવાળા પણ યુદ્ધ માટે ટાંપી રહ્યા હોય છે. આમ આ વધારે પડતું ઉત્પાદન તો યુદ્ધ અને વિનાશનું કારણ થઈ પડે છે.

યંત્રથી થતા વધુ ઉત્પાદનને લીધે શ્રીમંત વર્ગ જે તેમના સાગરીતો સાથે, જૂના વખતના રાજારજવાડા તથા શ્રીમંત વર્ગ કરતાં કાંઈક મોટો છે તેમના મોજશોખ અને ભોગવિલાસની વસ્તુઓ વધી છે, પણ બહુજનસમાજની કંગાલિયત આ વધુ ઉત્પાદને ઓછી કરી નથી.

૩. આ ખોટી રીતના અને વધારે પડતા ઉત્પાદનને લીધે અત્યારનો જમાનો કુદરતી સાધનસંપત્તિનો ઝડપથી અને ગાંડી રીતે બગાડ કરી રહ્યો છે. તેની સામે કેટલાક વૈજ્ઞાનિકો અને આંકડાશાસ્ત્રીઓએ બહુ ગંભીર ચેતવણી આપવા માંડી છે. તેઓ કહે છે કે માનવ ઇતિહાસના આરંભથી તે ઓગણીસમી સદીના અંત સુધીમાં જેટલું ખનિજ વપરાયું હશે તેના કરતાં ઘણું વધારે ખનિજ આપણે છેલ્લાં ચાળીસ વર્ષમાં વાપરી નાંખ્યું છે. કોલસો, તેલ, લોઢું, તાંબું વગેરે ખનિજ દ્રવ્યો એવાં છે કે જેને પૃથ્વીના પેટાળમાં તૈયાર થતાં હજારો બલ્કે લાખો વર્ષો લાગે છે. એ વસ્તુઓ આપણે જેટલી લઈએ એટલી હજાર બે હજાર વર્ષને હિસાબે ગણીએ તો તો કાયમને માટે ઓછી થઈ એમ કહેવાય. બાપની મૂડી વેડફી નાખનારા ઉડાઉ દીકરાની માફક આ વસ્તુઓ આપણે વાપરવા માંડી છે. ભવિષ્યની પ્રજાને માટે ખનિજ સંપત્તિ ('મિનરલ રિસોર્સિસ ફોર ફ્યુચર પૉપ્યુલેશન') એ નામના પુસ્તકમાં જણાવ્યું છે કે 'ખનિજો વિષેની માહિતી ઉપરથી જણાય છે કે થોડા જ વખતમાં ખનિજોનો જથો ઘટી જશે અથવા પૃથ્વીમાંથી તે કાઢવાની કિંમત હદ ઉપરાંત વધી જશે. આજે જે ધોરણે આપણે ખનિજ વાપરવા મંડ્યા છીએ તે ધોરણે વપરાશ ચાલુ રાખતાં હાલ છે તેટલી વસ્તીને માટે જરૂરી પ્રમાણમાં ખનિજ મેળવવાનું થોડા વખતમાં ભારે થઈ પડશે.'

અને એ ધ્યાનમાં રાખવાનું છે કે આટલો બધો વપરાશ આખા માનવસમાજના સુખ કે હિતને અર્થે થતો નથી. પણ થોડાક માણસોના ભોગવિલાસને અર્થે તથા એક બીજાનો સંહાર કરવાને માટે થાય છે.

બીજી કેટલીક કુદરતી સંપત્તિ એવી છે કે જે આપણે વાપરવા લઈએ ત્યાર પછી થોડા વર્ષમાં ફરી પાછી પેદા થઈ શકે. દા. ત. લાકડું, વાંસ વગેરે. આનો પણ અવિચારી બગાડ કરવામાં યંત્રોનો ફાળો મોટો છે. અમેરિકામાં દર વરસે ઉગાડી શકાય તેના કરતાં ચારગણાં વધારે ઝાડ કાગળ બનાવવા સારુ લાકડું અને વાંસ મેળવવા કાપી નાખવામાં આવે છે. એ હિસાબે ત્રીસ વરસમાં ત્યાંનાં બધાં જ જંગલો સાફ થઈ જાય. અને છાપવાની કળા જેમ વધતી જાય છે તેમ આપણે કાગળોનો વધુ ને વધુ બગાડ કરતા જઈએ છીએ. "યુનાઇટેડ સ્ટેટ્સમાં જેટલું છપાય છે તેમાંનું અડધોઅડધ જાહેરખબરોને લગતું હોય છે. સામાન્ય રીતે છાપાંઓમાં ચાળીસથી પંચોતેર ટકા જેટલી જગ્યા જાહેર ખબરો રોકે છે. ન્યૂયૉર્કના એક છાપાના કાગળ માટે લાકડાનો જેટલો માવો જોઈએ તે માટે દર વરસે બે હજાર એકર જંગલ સાફ થઈ જાય છે. એવી ગણતરી કાઢવામાં આવી છે કે ટપાલમાં જેટલી વસ્તુઓ પડે છે તેમાંનો એંશી ટકા ભાગ જાહેરખબરના અને પ્રચારના સાહિત્યનો હોય છે. આમાંનો મોટો ભાગ તો વંચાયા વિના જ કચરાની ટોપલીમાં પડતો હશે" અમેરિકામાં ખેતી યંત્રો દ્વારા થાય છે તે વિષે જે. રસલ સ્મિથ કહે છે કે: "આપણે દુનિયાના બીજા દેશોના પ્રમાણમાં જમીનનો કસ વધારે લૂંટી રહ્યા છીએ, અને તેમ કરીને આર્થિક પાયમાલીને નોતરી રહ્યા છીએ" ખાદીના વ્યાપક અર્થશાસ્ત્રમાં મિ૰ ગ્રેગ કહે છે કે: "કોઈ પણ સંસ્કૃતિ જો લાંબો વખત ટકવા માગતી હોય તો તેણે પોતાની મૂડી અને શક્તિનાં જમાઉધાર પાસાં સરખાં કરતાં શીખવું જોઈએ. એટલે કે જળ, વાયુ કે સૂર્યના અખૂટ શક્તિભંડારમાંથી દર વર્ષે જેટલી મેળવી શકાય તેટલી જ શક્તિ તેણે ખર્ચવી જોઈએ."

૪. વધારે પડતા ઉત્પાદન અને તે વેચવા માટેની જીવલેણ હરીફાઈનું એક બહુ ખરાબ પરિણામ એ આવ્યું છે કે માલની જાત ઉત્તરોત્તર હલકી થતી જાય છે. આનું એક કારણ એ પણ છે કે અજાણ્યા ઘરાકને તથા અજાણ્યા બજારને માટે માલ તૈયાર કરનાર કારખાનાવાળાની વૃત્તિ અને જાણીતા તથા રોજના ઘરાકની વરદી પ્રમાણે અથવા સ્થાનિક અને જાણીતા બજાર માટે માલ તૈયાર કરનાર કારીગરની વૃત્તિ, એ બેની વચ્ચે ઘણો ફરક પડે છે. એક કારખાનાદારે એક સભા આગળ કહેલું કે "અમારી નીતિ પ્રથમ માલને આકર્ષક બનાવવાની, પછી તેને સસ્તો બનાવવાની અને છેલ્લે તેની જાતનો અને ટકાઉપણાનો વિચાર કરવાની હોય છે." આ વાક્યમાં અત્યારની આખી વેપારી આલમનો મનોભાવ પ્રગટ થાય છે. અને આખું ધોરણ જ્યાં આવું હોય ત્યાં સારો, ટકાઉ, વિશેષ સગવડવાળો અને ખરો માલ બજારમાંથી હડતાઈ જાય અને તેને સ્થાને તકલાદી, હલકો, બનાવટી અને નુકસાન કરનારો

માલ બજારમાં ઊભરાય એમાં શી નવાઈ? નુકસાન કરનારો એટલા માટે કહ્યો છે કે આજકાલ ખાવાની વસ્તુઓમાં દગો અને ભેળ પાર વગરનો વધી ગયો છે. શહેરમાં અને ગામડાંમાં ચોખ્ખાં અને સારાં ઘી દૂધ કોઈ નસીબદારને જ મળી શકે છે. ઘીમાં વનસ્પતિ ઘીનો, જે તેલની જ બનાવટ હોય છે તેનો, ભેળ થાય છે, તલના તેલમાં મગફળીના તેલનો ભેળ થાય છે અને ઘઉંને બદલે બજારમાંથી આટો લાવો તો હલકા અનાજના આટાના ભેળવાળો આટો મળશે.

આ બધો વધારે પડતો અને બનાવટી માલ વેચવા માટે આંખને આંજી નાખે એવી જાહેરખબરો, મોહક પેકિંગ, અને સેલ્સમેનોના અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ વાળા જૂઠા પ્રચાર એમાં જે મિથ્યા ખર્ચ અને બગાડ થાય છે તે તો જુદું જ.

૫. હવે આપણે યંત્રો ઉપર કામ કરનારા કામદારોના શરીર અને મન ઉપર કેવી અસર થાય છે એનો વિચાર કરીશું. મોટાં કારખાનાંમાં અંધિયાર તથા ગરમ થઈ ગયેલી હવામાં અને ધમધમ થતા ભેંકાર અવાજો વચ્ચે કલાકો સુધી એકધારું કામ કરવાને લીધે કામદારોના જ્ઞાનતંતુને બહુ સખત તાણ પડે છે. તેમનાં શરીર કંતાઈ જાય છે અને પરિણામે તેમનું આવરદા ટૂંકું થાય છે. વળી યંત્ર ઉપર કામ કરવાથી માણસો મોટે ભાગે તે યંત્રના જેવા બની જાય છે. જેમ જેમ યંત્રવિદ્યામાં પ્રગતિ થતી જાય છે તેમ તેમ એક એક ઉદ્યોગને અંગેના જુદી જુદી ક્રિયાઓના વધુ ને વધુ પેટા વિભાગ પડતા જાય છે અને દરેક ક્રિયાને વધારેમાં વધારે સાદી, સહેલી અને એકધારી બનાવવા તરફ વલણ વધતું જાય છે. દરેક ક્રિયાને મૂરખ માણસ પણ તેમાં ભૂલ ન કરી શકે એવી 'ફૂલ–પ્રૂફ' બનાવવાનો પ્રયત્ન થતો જાય છે. આવી ક્રિયા આખો દિવસ અને આખો જન્મારો કરનાર માણસ અક્કલવાળો હોય તો પણ મૂરખ બની જાય એમાં કાંઈ નવાઈ છે ખરી?

આવાં એકધારાં કામ રોજ ને રોજ કર્યાં કરવાથી માણસમાં જડતા આવે છે તેનો એક પુરાવો એ પણ છે કે કારખાનાની ધમાલ અને ઘોંઘાટમાં કામ કર્યા પછી દિલ બહલાવવા માટે કોઈ શાન્ત કે સૌમ્ય મનોરંજન તેને આકર્ષી શકતું નથી — તેની લાગણીઓ એટલી જડ થઈ ગઈ હોય છે કે, જોરદાર નાચ, મદ્યપાન, સિનેમાના સનસનાટી અને કમકમાટી ભરેલા દેખાવો — એવી એવી ખૂબ ઉત્તેજિત કરી મૂકે એવી વસ્તુઓમાં જ તેમને રસ પડે છે. વળી તેની સામાજિક વૃત્તિઓ પણ બુઠ્ઠી થઈ જાય છે. બીજાઓની લાગણી કે સુખસગવડની આપણે દરકાર રાખવી જોઈએ એ વસ્તુ તેના જીવનમાંથી જતી રહે છે. અને એ રીતે તે સમાજને અગવડરૂપ કે બોજારૂપ થઈ પડે છે.

૬. યંત્ર–ઉદ્યોગોવાળા દેશોમાં કામદારોમાં રોગોનું – ખાસ કરીને માનસિક રોગોનું પ્રમાણ વધ્યું છે. ઘણા માનસિક રોગો તો બેકારીને લીધે થાય છે. અને બેકારી એ આ યંત્રનું સીધું અને મોટું પરિણામ છે. બેકાર માણસ ઘેર બેઠોબેઠો જ ચિંતાથી એટલો તવાઈ જાય છે કે તેનું મગજ નબળું પડી જાય છે. કેટલાંક કામ જેવાં કે ટિનની કે કોલસાની ખાણમાં કરવાનાં કામ, ગટરોમાં કરવાનાં કામ, દારૂ ગાળવાના કારખાનામાં કરવાનાં કામ — એ શરીરને નુકસાન કરનારાં હોય છે અને એવા ઉદ્યોગોમાં મરણ પ્રમાણ વધુ આવે છે. સૌથી વધારે પ્રાણહારક વસ્તુઓ બે છે — દારૂ અને ધૂળ તથા ધુમાડો. આ બંને વસ્તુઓ મોટાં કારખાનાંમાં કામ કરતા મજૂરોના જીવન સાથે જાણે જડાઈ ગયેલી ન હોય એવી છે. ધૂળ અને ધુમાડો યંત્રની સાથે આવે છે, અને દારૂ યંત્રને લીધે આવે છે.

૭. અને આ શારીરિક નુકસાન કરતાં પણ વધારે મોટું નુકસાન તો એ છે કે પોતે જે કામ ધંધો કરે તેમાંથી માણસને જે કેળવણી મળવી જોઈએ તથા આનંદ અને સંતોષનો અનુભવ થવો જોઈએ તે આ યંત્ર ઉપરના કામથી થતો નથી. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન કહે છે: “મોટી મિલોમાં અને જંગી કારખાનામાં કામ કરનાર આપણા લોકોમાંના ઘણામાંથી કળા સરજવાની ને માણવાની શક્તિ ને સ્ફૂર્તિ હણાઈ ગયેલી છે. જૂના જમાનાના સુતારકડિયાને આજના રાજકીય હકો ઓછા હતા, પગાર અને સુખસગવડ પણ ઓછાં હશે, છતાં તે વધારે સુખી હતો. કેમ કે તેને પોતાના કામ-ધંધામાંથી આનંદ મળી રહેતો. તે મતપેટી આગળ જઈ મત નહોતો આપતો એટલા કારણસર, આપણા આજના કામદાર, જે મત આપવાનો હક ભોગવે છે, તેઓ કહેશે કે એ તો ગુલામ હતો, પણ એના કામમાં એના જીવનનો આનંદ વ્યક્ત થતો. દરેક સલાટ કે કડિયો, લુહાર કે સુતાર એક વિશાળ સહકારી સમૂહનો સભ્ય હતો અને તેને કુમળી વયે એ ધંધાની કૂંચીઓનું જ્ઞાન આપવામાં આવતું. સૌન્દર્યનું સર્જન કરવાની તીવ્ર ઇચ્છા તેના મનમાં સર્વોપરી હતી. એક ધંધાના અનેક વિભાગ પડી ગયા છે ને એક એક માણસ એક આખા ધંધાને બદલે તેની અમુક ક્રિયામાં જ નિષ્ણાત થાય છે, તેને લીધે કામદારોને પોતાના ધંધાનું તથા પોતાનાં કળાકૌશલ્યનું જે અભિમાન હતું તે જતું રહ્યું છે. ધંધો એ હવે બજારી વસ્તુ બની ગઈ છે.”

(હિંદુ જીવનદર્શન પા. ૧૧૬-૧૧૭)

૮. આ યંત્રયુગમાં આપણા વપરાશની વસ્તુઓ જેમ જેમ આપણને વધુ ને વધુ પ્રમાણમાં તૈયારરૂપમાં મળતી જાય છે તેમ તેમ આપણી આસપાસની પરિસ્થિતિમાંથી સાધનો અથવા સગવડો ઊભી કરી પોતાની જરૂરિયાતો નિપજાવી

લેવાની માણસની શક્તિનો હ્રાસ થતો જાય છે. શહેરમાં વિપુલ સાધન સામગ્રી અને સગવડો વચ્ચે રહેનારને ગામડામાં કુદરતની નજીક અને કુદરતી રીતે રહેવાનો પ્રસંગ આવી પડતાં એના કેવા બેહાલ થાય છે તે ઘણાએ જોયું હશે. આવા બેહાલ ન થવા પામે એટલા સારુ સ્કાઉટની તાલીમમાં આ જાતના વર્ગો આપણે રાખવા પડે છે. જે સ્વાભાવિક રીતે મળી રહેતું તે મેળવવા મોટી યોજનાઓ કરવી પડે છે. એક બહુ જ નાનો દાખલો લઈએ. ગૅસના અથવા વીજળીના ચૂલા સળગાવનારને સગડીમાં દેવતા પાડતાં નહિ આવડે, અથવા ચાંપ દાબીને બત્તી કરનારને દીવાસળીથી દીવો કરતાં ન આવડે એવી દશા થઈ જાય છે. યંત્રોને લીધે આપણા હાથ વાપરવાની આવડત તથા કૃત્રિમ સાધનોની મદદ વિના કુદરતી પરિસ્થિતિમાં રહેવાની શક્તિ ગુમાવી બેસીને આપણે વધારે ને વધારે અપંગ બનતા જઈએ છીએ.

૯. આ યંત્રયુગમાં શહેરો દિન પ્રતિદિન વિસ્તારમાં અને સંખ્યામાં મોટાં થતાં જાય છે. એમ કહેવામાં આવે છે કે શહેરોમાં સુખસગવડનાં સાધનો ખૂબ વધ્યાં છે. પણ તેનો લાભ શહેરના ઉપલા વર્ગના લોકોને જ મળતો હોય છે. બાકીના મોટા ભાગના લોકોના નસીબમાં તો શહેરની કંગાલિયત અને ગંદકી જ ભોગવવાની રહે છે. અને સુખસગવડોમાં પણ જાત જાતની પેટન્ટ દવાઓ, સાબુ, લોશનો, ટૂથપેસ્ટો, હજામતના સામાન, ગ્રામોફોન, રેડિયો, સિનેમા, ટ્રામ, મોટરબસ, વીજળીની બત્તી એવું બધું વધ્યું છે. પણ તાજો, ચોખ્ખો અને પૌષ્ટિક ખોરાક પેલા ઉપલા વર્ગને પણ વધારે મળતો થયો છે ખરો? પેલી બધી સુખસગવડોની સાથે મજૂરોનાં ગંદાં ઘોલકાં, દારૂનાં પીઠાં, ગંદો અને અનારોગ્યકર ખોરાક આપનારી હોટેલો, વેશ્યાગૃહો, દાક્તરો, ઇસ્પિતાલો, અકસ્માતો, એવું બધું વધ્યું નથી? અને શહેરોમાં ઘોંઘાટ અને કર્કશ અવાજોનું પ્રમાણ કેટલું બધું વધ્યું છે? એને લીધે જ્ઞાનતંતુઓની નબળાઈથી પીડાતા માણસોની સંખ્યા વધતી જાય છે. ધૂણીના ત્રાસને લીધે શહેરોમાં શ્વાસોશ્વાસનાં દરદો પણ વધતાં જાય છે.

૧૦. વિજ્ઞાનની શોધો તથા વિવિધ પ્રકારનાં યંત્રોના ઉપયોગને લીધે અત્યારની યુદ્ધ-પદ્ધતિમાં ક્રાંતિકારી ફેરફારો થયા છે. લડાઈના શસ્ત્રસરંજામમાં હુમલાનાં અને વિનાશનાં સાધનોની શોધ અને ખિલવણી જેટલી થઈ છે તેના પ્રમાણમાં બચાવનાં સાધનોની શોધ અને ખિલવણી કાંઈ જ થઈ શકી નથી. પહેલાંની લડાઈઓમાં પ્રત્યક્ષ ભાગ લેનારા સૈનિકો જ ઘાયલ થતા અથવા મરતા. પણ આજની લડાઈમાં રણભૂમિથી દૂર રહેતા બિન-સૈનિકો—બાળકો, વૃદ્ધો, બીમારો અને સ્ત્રીઓ કોઈ જ સુરક્ષિત નથી. જે સંપત્તિ નિર્માણ કરતાં વર્ષો લાગી ગયાં હોય તેનો પળવારમાં વિનાશ કરી શકાય છે.

## ઉપસંહાર

૯. પણ યંત્રનાં આ બધાં અનિષ્ટોની બાબતમાં કહેવામાં આવે છે કે એ બધાં યંત્રના દુરુપયોગનાં પરિણામો છે. આજે યંત્રો મૂડીદાર વર્ગને આધીન હોવાથી આ બધાં અનિષ્ટો નીપજે છે. પણ યંત્રો જો સામાજિક માલિકીનાં કરી નાખવામાં આવે અને તેનો ઉપયોગ સમાજના હિતને અર્થે જ કરવામાં આવે, નફાને માટે નહિ પણ લોકોને જે વસ્તુઓ સારી રીતે આવશ્યક હોય તેના ઉત્પાદનને અર્થે જ તે ચલાવવામાં આવે તો ઉપર વર્ણવેલાં ઘણાં અનિષ્ટો ટાળી શકાય. દાખલા તરીકે ઉત્પાદનનું નિયમન કરીને નકામી, નુકસાનકારક અથવા વધારા પડતી વસ્તુઓનું ઉત્પાદન અને તેને અંગે થતો બગાડ અટકાવી શકાય. પ્રજાની જરૂરિયાતની ગણતરી કરી તે મુજબ ઉત્પાદન કરવામાં આવે તો જાહેરખબરોનો ખર્ચ, આડતિયાઓ તથા દલાલોના નફા, ઉત્પાદકો અને વેપારીઓ વચ્ચેની હરીફાઈ એ પણ ટાળી શકાય. મજૂરોના કામના કલાક ઓછા કરી શકાય, તેમને સારાં રહેઠાણો આપી શકાય, અને બીજી અનેક રીતે તેમની સ્થિતિમાં સુધારો કરી શકાય. આ વસ્તુ સ્વીકારીએ તો પણ કેટલાંક અનિષ્ટો તો યંત્રના મૂળમાં જ રહેલાં છે, અને તે ટાળી શકાય એવાં નથી. દાખલા તરીકે માણસના જીવનમાં જ્યાં ત્યાં યંત્રે પ્રવેશ કરેલો હોવાથી આખા જનસમાજને અમુક નિષ્ણાત વર્ગ ઉપર જ અવલંબિત રહેવું પડે છે. દરેક વસ્તુ તૈયાર મળતી હોવાથી માણસની કુદરતી શક્તિઓના વિકાસને માટે અવકાશ રહેતો નથી — કુદરતની નિકટમાં રહેતા માણસમાં જે તંદુરસ્ત ખડતલપણું અને કોઈ પણ નવી પરિસ્થિતિને પહોંચી વળવાની સૂઝ હોય છે તેનો યંત્ર સંસ્કૃતિમાં નાશ જ થાય છે. વળી યંત્ર ઉપર જેઓ કામ કરે છે તેમનામાંના મોટા ભાગને પોતાના કામમાંથી જે કેળવણી અને આનંદ મળવો જોઈએ તે મળી શકતો નથી એટલે પણ તેઓની શક્તિઓ કુંઠિત થઈ જાય છે અને જીવન નીરસ થઈ જાય છે. યંત્રોને કોલસા વિના ચલાવવાની શોધ આપણે ન કરી શકીએ ત્યાંસુધી ધુમાડાના ત્રાસમાંથી પણ છૂટી શકાય એમ નથી. વળી મોટાં યંત્રો, રેલવેઓ, અને વિમાનની સાથે ત્રાસજનક ઘોંઘાટ અનિવાર્ય છે. યંત્રસંસ્કૃતિનું એક અપરિહાર્ય લક્ષણ એ છે કે તેમાં જીવન ઉતાવળિયું, કોઈ જાતની નીરાંત અને શાન્તિ વિનાનું અને ધાંધલિયું થઈ જાય છે. તેને લીધે અકસ્માતોનું તથા માનસિક રોગોનું પ્રમાણ વધતું જાય છે. યંત્રોને લીધે કુદરતી સાધન-સંપત્તિનો વધારે પડતો બગાડ થાય છે એ પણ તેમાં રહેલું અનિવાર્ય અનિષ્ટ છે અને લડાઈમાં યંત્રોના ઉપયોગથી બહુ વિશાળ પ્રમાણમાં વિનાશ થાય છે એ પણ અનિવાર્ય છે.

૬. આપણે યંત્રના લાભ અને તેનાં અનિષ્ટો જોઈ ગયા. તેના જે લાભો ગણાવવામાં આવે છે તેમાં સમાજને નિર્ભેળ લાભ જ છે એમ નથી. તેમ તેનાં અનિષ્ટોમાંનાં પણ કેટલાંક ટાળી શકાય એવાં છે જ્યારે કેટલાંક અનિવાર્ય છે. એટલે આ ચર્ચા ઉપરથી એટલું તો નક્કી થાય છે જ કે જ્યાં ત્યાં યંત્રો દાખલ કરી દેવાં એ ઇષ્ટ નથી. તે જ પ્રમાણે યંત્ર માત્રનો બહિષ્કાર કરવો એ પણ ઇષ્ટ નથી. એટલે ક્યાં યંત્ર દાખલ કરવું અને ક્યાં નહિ તેનો વિવેક કરવો રહ્યો. કોઈ પણ ધંધામાં નવું યંત્ર દાખલ કરવામાં આવે તે પહેલાં એ વિચાર કરવો જોઈએ કે એ યંત્રના ઉપયોગથી એ ધંધો કરનારા મજૂરો ઉપર શી અસર થશે? વળી તેનાં સામાજિક અને આર્થિક પરિણામો કેવાં આવશે? જો યંત્ર દાખલ કરવાથી મજૂરો બેકાર પડતા હોય તો તેમની બેકારી બીજી રીતે દૂર કરી શકાય એવી છે કે કેમ? ધારો કે બેકારી થોડા વખતમાં દૂર કરી શકાય એમ હોય તો તો બેકારીના ગાળા દરમ્યાન એ મજૂરોના ગુજરાનની જવાબદારી યંત્ર દાખલ કરવાથી જેમને લાભ થવાનો હોય તેમના ઉપર નાખી શકાય. પણ બેકારી કાયમની થાય એમ હોય તો એ મોટા ગેરલાભ આગળ યંત્ર દાખલ કરવાથી થતો નાનો લાભ જતો કરવો જોઈએ. વળી યંત્ર દાખલ કરવાથી હાથકારીગરી અને કળા ઉપર તથા તે યંત્ર ચલાવનાર માણસના મન અને શરીર ઉપર શી અસર થશે તેનો પણ વિચાર કરવો જોઈએ. જો કાયમને માટે ખરાબ અસર થતી હોય તો આપણે એવા દાખલામાં યંત્રનો મોહ જતો કરીએ. ટૂંકમાં કોઈ પણ ધંધામાં યંત્ર દાખલ કરતાં પહેલાં તેની માણસના જીવન ઉપર એકંદરે માઠી અસર થશે કે સારી તે તપાસીને પછી જ યંત્ર દાખલ કરવું જોઈએ.

૭. આજે દુનિયામાં એ સ્થિતિ વર્તી રહી છે કે પ્રચલિત આર્થિક વિચારપ્રણાલીથી તદ્દન જુદા અને તેથી નવતર લાગે એવા ઉપાયો યોજીને પણ ટૂંક સમયમાં આપણે સર્વવ્યાપી થઈ પડેલું બેકારીનું અનિષ્ટ નાબૂદ નહિ કરીએ તો આ યંત્રયુગ ક્રાન્તિઓ અને યુદ્ધો સતત ઊભાં કરીને આપણો સર્વનાશ કરી નાખશે. જેટલે દરજ્જે યંત્ર સમાજના સઘળા જ વર્ગોનું હિત સાધવામાં કારણભૂત થાય છે તેટલે દરજ્જે તે આવકારપાત્ર છે. પણ એને લીધે જે દેશો યંત્ર–ઉદ્યોગોમાં આગળ વધ્યા છે તે દેશોમાં, તથા એ દેશો, નવી વસાહતો અને યંત્ર–ઉદ્યોગોમાં પછાત દેશોમાં જ્યાં વેપાર મારફત શોષણ ચલાવી રહ્યા છે ત્યાં, લાખો નહિ બલ્કે કરોડોની બેકારી અને કંગાલિયતનું કારણ થઈ પડે છે ત્યાં તો એ ભૂંડા શાપ સમાન છે. છેવટે તો યંત્ર માણસ માટે છે, માણસ યંત્ર માટે નથી એ સૂત્ર આપણે યાદ રાખવું ઘટે છે. એટલે

યંત્રનું સ્થાન જનસમાજના નોકર તરીકેનું જ છે. એને ધણીરણી થઈ બેસવા દેવું જોઈએ નહિ.

૮. હવે આપણા દેશમાં યંત્રના સ્થાનનો વિચાર કરીએ. આપણે જોઈ ગયા કે યંત્રમાં મુખ્ય સવાલ ભૌતિક શક્તિના ઉપયોગનો છે પણ આપણા દેશમાં બધા જ ઉદ્યોગોને ભૌતિક શક્તિથી ચલાવવાની જરૂર નથી. કારણ આપણે ત્યાં આજે અખૂટ માનવશક્તિ અને પશુશક્તિ બેકાર પડી રહે છે. યંત્રો આવ્યા પછી યંત્ર–ઉદ્યોગોએ જેટલે દરજ્જે ગ્રામ ઉદ્યોગોનો નાશ કર્યો તેટલે દરજ્જે એ બેકારી વધી છે. એટલે માણસોને અને માણસોએ કામ માટે પાળેલાં પશુઓને બેકાર અને તેથી ભૂખ્યાં રાખી આપણે ભૌતિક શક્તિનો ઉપયોગ કર્યે જવો એમાં કંઈ અર્થ નથી. આપણા દેશમાં યંત્ર — એટલે કે ભૌતિક શક્તિ — દાખલ કરતી વખતે પ્રથમ વિચાર એ જ કરવો જોઈએ કે એ કામને માટે માનવશક્તિ અથવા તો પશુશક્તિ પૂરી પડે એમ હોય તો આપણે એ કામ માટે યંત્ર ન જોઈએ. પણ જે કામ સમાજને અત્યંત ઉપયોગી હોય અને જે માનવશક્તિથી અથવા પશુશક્તિથી થઈ શકે એવાં ન હોય અથવા એમાં માણસો અને પશુઓ ઉપર વધારા પડતો બોજો પડે એમ હોય તેવાં કામો માટે ભૌતિક શક્તિનો ઉપયોગ બેશક કરવો જોઈએ. આ પ્રમાણે જોઈએ તો ખેતીમાં, કાપડના ઉદ્યોગમાં તથા ખેતીને મદદગાર તથા પોષક એવા ઘણા ગ્રામ ઉદ્યોગોમાં યંત્રને એટલે કે ભૌતિક શક્તિના વપરાશને અવકાશ નથી.* યંત્રો કેટલા માણસનું કામ કરી નાખે છે એની ગણતરી કાઢીને એક લેખક જણાવે છે કે અમેરિકાને યંત્રો મારફત જણ દીઠ ૩૬ ગુલામો મળી રહે છે. હવે અમેરિકાના પ્રમાણમાં અતિ વિશાળ વસ્તી અને ઓછી કુદરતી સાધનસંપત્તિવાળો આપણો દેશ અમેરિકાનું અનુકરણ કરવા જાય અને જણ દીઠ ૩૬ યંત્ર–ગુલામો રાખે તો ૪૦ કરોડમાંથી કરોડ સવા કરોડ માણસને કામ કરવાપણું અને તેથી જીવવાપણું રહે.

* આ વિષયની વિસ્તૃત ચર્ચા માટે જુઓ આ લેખકનું પુસ્તક 'યંત્રની મર્યાદા' પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

# પ્રકરણ ૮ મું

## મોટા પાયા પર ઉત્પાદન

૧. પ્રથમ યુરોપમાં અને પછી દુનિયાના બીજા ભાગોમાં યંત્ર–ઉદ્યોગો શરૂ થયા તે પહેલાં તમામ ઉત્પાદન નાના પાયા ઉપર ચાલતું. કારીગરોને એક જગ્યાએ એકત્ર કરી તેમની પાસેથી કામ લેનારાં કારખાનાં હતાં ખરાં, પણ સંખ્યામાં થોડાં અને આજનાં કારખાનાંને મુકાબલે તો બહુ નાનાં. ભૌતિક શક્તિનો ઉપયોગ કરવાની શોધ થયા પછી એ સ્થિતિ પલટાઈ ગઈ છે અને પછાત ગણાતા દેશોમાં પણ વિરાટ કારખાનાં ઊભાં થવા માંડયાં છે. મૂડી અને મજૂરી આવાં કારખાનાંમાં કેન્દ્રિત થાય છે.

૨. અનેક માણસો પાસેની થોડી થોડી મૂડીને શૅરના રૂપમાં એકઠી કરી મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓ સ્થાપવાની સગવડ કાયદાથી થયા પછી, મોટી મોટી કંપનીઓ હસ્તીમાં આવી. એક મોટી કંપની ચાલુ થાય એટલે ઘણાં નાનાં નાનાં કારખાનાં તથા નાની નાની પેઢીઓ કામ કરતી અટકી જાય અથવા મોટી પેઢીમાં ભળી જાય એવું બનવા લાગ્યું. આમ નાની નાની હરિફાઈઓ ઓછી થવા માંડી. પણ મોટી મોટી કંપનીઓ વચ્ચે તો હરીફાઈ ચાલુ જ રહી. તે ટાળવા માટે આવી મોટી મોટી કંપનીઓનાં પણ સંયુક્ત મંડળો બાંધવાની પ્રથા હવે હસ્તીમાં આવી છે. મોટી મોટી કંપનીઓનાં આવાં સંયુક્ત મંડળોથી ઉત્પાદન તથા ભાવ ઉપર અંકુશ રાખી શકાય છે અને વ્યવસ્થામાં ઘણી કરકસર થઈ શકે છે તથા આખા સંયુક્ત મંડળ તરફથી પોતાના ઉદ્યોગને લગતા નવા નવા પ્રયોગો કરવાનું તથા વૈજ્ઞાનિક શોધખોળ ખાતું ચલાવવાની સગવડ ઊભી કરી શકાય છે. વાહનવ્યવહાર તથા તાર, ટેલિફોન, વાયરલેસ વગેરે સંદેશા વ્યવહારની આધુનિક સગવડોને લીધે આવાં સંયુક્ત મંડળો ચલાવવાની અનુકૂળતાઓ આ જમાનામાં ઘણી વધી ગઈ છે.

૩. આવાં સંયુક્ત મંડળો બે પ્રકારનાં હોય છે. એક જ જાતનો માલ પેદા કરનારી અથવા વેચનારી અનેક કંપનીઓ એકઠી થઈને તેનું સંયુક્ત મંડળ બાંધે તે એક પ્રકાર. આ પ્રકારમાં બધી જ કંપનીઓ પોતે ઊભી કરેલી એક કેન્દ્રિત અથવા મધ્યવર્તી વ્યવસ્થા નીચે મુકાઈ જાય છે. દરેક કંપનીએ કેટલું ઉત્પાદન કરવું તે તથા બજારમાં શો ભાવ રાખવો તે નક્કી કરવામાં આવે છે. એ ઉદ્યોગમાં સુધારા કરવાને લગતી શોધખોળ આ સંયુક્ત મંડળ

તરફથી કરવામાં આવે છે. અમેરિકામાં આવાં સંયુક્ત મંડળો ઘણાં સ્થપાયાં છે. ન્યૂયોર્કની સ્ટાન્ડર્ડ ઓઇલ કંપની એક આવું સંયુક્ત મંડળ છે અને યુનાઇટેડ સ્ટેટ્સની પેટ્રોલિયમ રિફાઇનરીઓમાંની ઘણીખરી ઉપર તે અંકુશ ધરાવે છે. આપણા દેશમાં બધી સિમેન્ટ કંપનીઓનું આવું મંડળ બંધાયેલું છે. તેથી જુદી જુદી સિમેન્ટ કંપનીઓ વચ્ચેની હરીફાઈ નાબૂદ થઈ છે અને દેશમાં બધે જ સિમેન્ટ એક ભાવે વેચાય છે. આ પ્રકારનાં સંયુક્ત મંડળોને અંગ્રેજીમાં 'હોરિઝૉન્ટલ કૉમ્બિનેશન' કહેવામાં આવે છે. હોરિઝૉન્ટલ એટલે એક સપાટી અથવા એક આડી લીટી ઉપર આવેલું એવું. તેથી એક જ જાતનો ઉદ્યોગ અથવા વ્યવસાય કરનારાં મંડળોને હોરિઝૉન્ટલ કહ્યાં અને તેમનું સંગઠન અથવા સંયુક્ત મંડળ તે હોરિઝૉન્ટલ કૉમ્બિનેશન.

૪. બીજા પ્રકારનાં સંયુક્ત મંડળોને 'વર્ટિકલ કૉમ્બિનેશન' કહેવામાં આવે છે. વર્ટિકલ એટલે ઊભી લીટીમાં આવેલાં, નીચેથી ઉપર સુધીનાં. આ સંગઠનમાં ઉદ્યોગો જુદા જુદા હોય છે. છેવટની એક વસ્તુ તૈયાર કરવા માટે કાચો માલ ઉત્પન્ન કરવાથી માંડીને તે છેવટનો તૈયાર માલ ઉત્પન્ન થાય ત્યાં સુધી વચમાં જે જે ક્રિયાઓ કરવાની આવે તેને લગતા ઉદ્યોગોનું સંગઠન તે 'વર્ટિકલ કૉમ્બિનેશન'. દાખલા તરીકે રોટી બનાવનાર ભઠિયારાની કંપની હોય તે પોતાનાં ખેતરો રાખી તેમાં ઘઉં પકવે, પોતાની જ દળવાની મિલમાં આટો દળાવે, પછી રોટી પકાવે અને પોતાની જ દુકાનો દ્વારા એ રોટી વેચે તો એ 'વર્ટિકલ કૉમ્બિનેશન' થાય. આપણા દેશમાં જમશેદપુરની ટાટા સ્ટીલ એન્ડ આયર્ન કંપની એ આવું વર્ટિકલ કૉમ્બિનેશન છે. તેની પોતાની લોઢાની તથા કોલસાની ખાણો છે, લોખંડ ગાળવાની ભઠ્ઠીઓ પણ તેમની જ છે અને લોખંડ તથા પોલાદની જુદી જુદી વસ્તુઓ તથા મશીનરીઓ પણ તેઓ જ બનાવે છે.

૫. અમેરિકામાં આવાં 'હોરિઝૉન્ટલ' અને 'વર્ટિકલ' બન્ને પ્રકારનાં સંગઠનો કરનારાં કેટલાંક સંયુક્ત મંડળો પણ ઊભાં થયાં છે. જુદી જુદી કંપનીઓ પોતાની આંતરિક વ્યવસ્થાની બાબતમાં સ્વતંત્ર રહીને કેવળ હરીફાઈ ટાળવાની ખાતર અમુક શરતોએ પોતાનાં સંગઠન મર્યાદિત રૂપમાં પણ કરે છે. કંપનીઓ એકઠી મળીને પોતાનો નક્કી કરેલી જાતનો માલ અમુક નિશ્ચિત ભાવે જ દરેકે વેચવો એવો ઠરાવ કરે છે. આમાં જો કોઈ કંપની લુચ્ચાઈ કરીને નક્કી કરેલી જાત કરતાં હલકી જાતનો માલ બનાવે તો સંગઠન પડી ભાંગે છે. કેટલીક વાર જુદી જુદી કંપનીઓ અંદર અંદર ઠરાવ કરી જુદા જુદા પ્રદેશનાં બજારો વહેંચી લે છે. જેથી એક જ બજારમાં તેઓ એક બીજા સાથે હરીફાઈમાં ન ઊતરે. આપણા દેશમાં એક જ રસ્તા ઉપર જુદા

જુદા માલિકની મોટર બસો દોડતી હોય ત્યારે તેઓ જો કશું સંગઠન ન કરે તો હરીફાઈમાં પાયમાલ થઈ જાય છે. સામાન્ય રીતે તેઓ એવું કરે છે કે અમુક નક્કી કરેલે વખતે અમુક માલિકની મોટર ઊપડે. બધી જ મોટરોમાં ટિકિટ તેમના સંગઠન તરફથી આપવામાં આવે. અને સાંજ પડે ભાડાનો જેટલો વકરો થયો હોય તે જુદા જુદા માલિકની મોટરે કરેલા ફેરાના પ્રમાણમાં વહેંચી લેવામાં આવે. કોની મોટરમાં કેટલા માણસો બેઠા એની ગણતરી કરવામાં આવતી નથી. આવું કરવાથી બેસારુ લેવા માટેની ખેંચાખેંચી મટી જાય છે અને શાન્તિથી વ્યવહાર ચાલે છે.

૬. અમેરિકામાં આવાં બધી જાતનાં સંગઠનોને 'ટ્રસ્ટ' કહે છે. અલગ અલગ કારખાનાં એક વ્યવસ્થા નીચે એકઠાં થઈ જાય છે. પોતાની રોકેલી મૂડી વગેરેના હિસ્સા, મુજબ તેમને ટ્રસ્ટ સર્ટીફિકેટો મળે છે. તેઓ પોતાનો આખો વહીવટ અને કુલ સત્તા ટ્રસ્ટીઓના મધ્યવર્તી મંડળને સોંપી દે છે. પોતાનાં ટ્રસ્ટ સર્ટીફિકેટોના પ્રમાણમાં નફા અથવા નુકસાનના તેઓ ભાગીદાર થાય છે. જર્મનીમાં આવી જાતનાં સંગઠનોને 'કાર્ટેલ' કહે છે. જર્મનીમાં કોલસાની ખાણોનો ઉદ્યોગ આવા કાર્ટેલના અંકુશ નીચે છે. તમામ કોલસાનું વેચાણ એક મધ્યવર્તી મંડળદ્વારા થાય છે. અને કાર્ટેલના બધા સભ્યોને નફો વહેંચી આપવામાં આવે છે. કેટલાંક કાર્ટેલ પોતાના સભ્યોમાં હરિફાઈ થતી અટકાવવા તેમને વેચાણના પ્રદેશ એટલે કે બજારો વહેંચી આપે છે. મધ્યવર્તી મંડળ ઑર્ડર નોંધે છે, ભાવ નક્કી કરે છે અને વેચાણની વ્યવસ્થા કરી આપે છે. ટ્રસ્ટ કરતાં કાર્ટેલમાં વૈયક્તિક સ્વાતંત્ર્ય કંઈક વધારે હોય છે.

૭. મોટા પાયા ઉપર ઉત્પાદનમાં ગયા મહાયુદ્ધ (૧૯૧૪–૧૮) પછી એક નવી વિચારસરણી દાખલ થવા માંડી છે તેની નોંધ પણ અહીં જ કરી લેવી જોઈએ; એમ કહેવામાં આવે છે કે કોઈ પણ ઉદ્યોગનો સારી રીતે વિકાસ કરવો હોય તો, તેના યોજકે એ ઉદ્યોગમાંથી પોતાને અમુક નફો મળે છે અને કારખાનું ચલાવવું પોસાય છે એટલો જ વિચાર રાખીને એટલેથી સંતોષ માનીને બેસી રહેવું જોઈએ નહિ. કારખાનામાંથી અમુક નફો મળ્યાં કરે છે એ તો એક વૈયક્તિક દૃષ્ટિ થઈ પણ એટલા નફાથી સંતોષ માનીને બેસી ન રહેતાં, વધારે સુધરેલી અને આગળ વધેલી પદ્ધતિઓ દાખલ કરીને જ્યાં જ્યાંથી બની શકે તેમ હોય ત્યાં ત્યાંથી બગાડ થતો અટકાવીને તથા બચાવ કરીને ઉત્પાદન ખર્ચમાં ઘટાડો થઈ શકતો હોય તેટલો કરવો એ સામાજિક દૃષ્ટિએ યોજકની ફરજ છે. આમ કરવા માટે યોજકે નીચેની વસ્તુઓ પર ધ્યાન રાખવું જોઈએ:

૧. મશીનરીમાં સુધારો કરીને મજૂરોની સંખ્યામાં જેટલો થઈ શકે તેટલો ઘટાડો કરવો.

૨. સંચા તથા ઓજારો એવી રીતે ગોઠવવાં જેથી મજૂરને જવર અવર ઓછી કરવી પડે અને તેનો વખત તથા શ્રમ બને તેટલો વધારે બચે.

૩. કારખાનામાં કામના કલાક સાત કે આઠ રાખ્યા હોય પણ મજૂર શરૂઆતના કલાકમાં જેટલું સ્ફૂર્તિથી તથા ધ્યાન આપીને કામ કરી શકે છે તેટલું પછીના કલાકમાં કામ કરી શકતો નથી. માણસને થાક ચઢ્યા પછી અથવા કંટાળો આવવા માંડ્યા પછી તે જેટલું કામ કરે છે તેથી તેના શરીરને પણ નુકસાન થાય છે. માટે થાક અથવા કંટાળો લાગવાની હદ આવે તે વખતે મજૂરને થોડો આરામ આપ્યો હોય અને ચાહપાણી કરી લેવાની કે બીડી પી લેવાની છૂટ આપી હોય તો ફરી પાછો તે તાજગીથી વધુ કામ કરી શકે છે અને એકંદરે વધારે કામ થાય છે. માટે કારખાનામાં આરામની, નાસ્તા વગેરેની આવી સગવડો રાખીને દરેક મજૂર પાસેથી દિવસને અંતે વધુમાં વધુ કામ લઈ શકાય એવી ગોઠવણ કરવી.

૪. દરેક કારખાનું બનતાં સુધી એક જાતનો જ માલ બનાવે જેથી ઓછા ખર્ચે અને ઓછા શ્રમે ઉત્પન્ન વધારે કરી શકાય.

૫. માલ બનાવવાની ક્રિયાઓનું વધારે ને વધારે પૃથક્કરણ કરી નાખી દરેક ક્રિયાને બને તેટલી સાદી કરી નાખવી જેથી તે માટે માણસને બદલે મશીનનો ઉપયોગ થઈ શકે.

૬. ખરીદ વેચાણના તથા વાહનના કામમાં જુદાં જુદાં કારખાનાં વચ્ચે સહકાર સ્થાપી તથા હોરિઝોન્ટલ તથા વર્ટિકલ સંગઠનો કરીને હરીફાઈ નાબૂદ કરી નાખવી.

૮. આમ બની શકે તેટલી બધી રીતે ઉદ્યોગને નવામાં નવી ઢબે અને કરકસરથી ચલાવવો એને ઉદ્યોગનું 'રૅશનલિઝેશન' કરવું એમ કહેવામાં આવે છે. આવું રૅશનલિઝેશન ગયા મહાયુદ્ધ પછી પ્રથમ જર્મનીમાં શરૂ થયું. કારણ ત્યાં ચલણમાં ભારે ફુગાવો થયેલો હતો અને બીજી રીતે પણ દેશ આર્થિક દુર્દશામાં આવી પડ્યો હતો. એટલે કાચા માલનો તથા મજૂરોના વખતનો અને શ્રમનો વધુમાં વધુ બચાવ કરી, નવી વૈજ્ઞાનિક શોધોથી નકામી અને કચરો ગણાતી વસ્તુઓનો પણ ઉપયોગ કરી તેમને પોતાની આર્થિક દશા સુધારવાની હતી. ત્યારબાદ આ હિલચાલ અમેરિકામાં ખૂબ ચાલી. બાટાની 'શૂ' ફૅક્ટરીમાં તથા ફૉર્ડનાં કારખાનાંમાં આ 'રૅશનલિઝેશન'નો અમલ

ખૂબ જ મોટા પ્રમાણમાં કરવામાં આવ્યો છે. હવે તો આપણા દેશમાં પણ ઔદ્યોગિક મંડળોમાં 'રૅશનલિઝેશન'ની વાત બોલાવા માંડી છે.

૯. ઉત્પાદન મોટા પાયા ઉપર કરવામાં આવે, ઉદ્યોગોનું સંગઠન કરવામાં આવે તથા 'રૅશનલિઝેશન' દાખલ કરવામાં આવે તેમાં કેવળ ઉત્પાદનની દૃષ્ટિએ જોઈએ તો ઘણા ફાયદા થાય છે એ વિષે શંકા નથી. વ્યવસ્થાનું ખર્ચ બહુ મોટા ઉત્પાદન ઉપર વહેંચાઈ જાય છે એટલે ઘણું ઓછું આવે. ખર્ચાળ અને તદ્દન નવી ઢબની મશીનરી વાપરવાનું પોસાય. ભૌતિક શક્તિ પણ મોટા જથામાં ઉત્પન્ન કરવામાં આવતી હોઈ અને એક સ્થળે મોટા જથામાં વપરાતી હોઈ તેનું ખર્ચ પણ ફાળે પડતું ઓછું આવે. મોટા જથામાં ખરીદ અને વેચાણ કરવાનું હોઈ તેમાં પણ ઘણો ફાયદો થાય. આવાં કારખાનાં અથવા સંગઠનો પાસે નાણાં બળ વધારે હોય અને પોતે જ મોટા ખરીદનારા તથા વેચનારા હોય એટલે બજારમાં સોદા કરતી વખતે તેઓ પોતાના ધાર્યા ભાવ મેળવી શકે. જાહેરખબરોનું તથા બીજી રીતે પોતાના માલનો પ્રચાર અને જાહેરાત કરવાનું ખર્ચ પણ મોટા જથા ઉપર ફળવાઈ જતું હોવાથી ઓછું આવે. અને એ બધા કરતાં પણ મોટો લાભ તો એ થાય કે મોટા પાયા ઉપર ઉત્પાદન કરનારાં કારખાનાંમાં કચરો (વેઈસ્ટ) તથા ભંગાર પડે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી શકાય. વૈજ્ઞાનિક પ્રયોગો કરીને ઉત્પાદનનું ખર્ચ શી રીતે ઘટાડવું તથા એક માલ બનાવતાં નકામી પડતી વસ્તુઓ જે જો એનો બીજો કશો ઉપયોગ ન થઈ શકે તો કચરો ગણાય તેનો શી રીતે ઉપયોગ કરવો તેની શોધખોળો કરી શકાય છે – દાખલા તરીકે, આપણે ત્યાં તેલની મોટી મિલો તેના કચરામાંથી જાતજાતના સુંદર સાબુ બનાવે છે. નાના પાયા ઉપર ઉત્પાદન થતું હોય ત્યાં આવા કચરાનો કે ભંગારનો ઉપયોગ કરવાનું પોસાય નહિ.

૧૦. મોટા પાયા ઉપર ઉત્પાદનના આવા ઘણા ફાયદા ગણાવવામાં આવે છે, પણ તેના ગેરફાયદા કાંઈ નાનાસૂના નથી. નાના પાયા ઉપર સ્વતંત્ર રીતે કામ કરનારા ઉત્પાદકોને તો હરીફાઈમાં તેઓ કચડી જ નાખે છે અને એમ કરવામાં ખોટા ખરા ગમે તેવા રસ્તાનો આશ્રય લેતાં તેઓ અચકાતા નથી. તેઓ એવી દલીલ કરે છે ખરા કે ઉત્પાદનનું ખર્ચ ઘટાડીને અમે ઘરાકોને સસ્તો માલ પૂરો પાડી શકીએ છીએ, પણ એક વાર પોતાની અંદર અંદરની હરીફાઈ ટાળીને મોટું સંગઠન કરી બેઠા પછી તો એ ઉદ્યોગના તેઓ ઇજારદાર જેવા બની બેસે છે અને મનમાન્યા ભાવ લે છે. વળી પોતાના નાના હરીફોને તેઓ તોડી પાડે છે ત્યારે અથવા વધુ ભાવ ઉપજાવવાની ખાતર તેઓ ઉત્પાદનને મર્યાદિત કરી નાખે છે અથવા રૅશનલિઝેશન કરે છે ત્યારે ઘણા મજૂરો ફાજલ

પડે છે અને તેમાંથી ભયંકર બેકારીના પ્રસંગો ઊભા થાય છે. આવાં મોટાં સંગઠનો જબરદસ્ત સટ્ટા ખેલે છે, બજારમાં આવતા માલના ખેલા ખેલી તમામ માલ એકહથ્થુ કરે છે અને પોતાના નાના હરીફોને પોતામાં ભેળવી લેવા માટે અથવા ન ભળે તો તોડી પાડવા માટે આડાઅવળા હરકોઈ ઉપાય લે છે. અમેરિકામાં તો જ્યારે કોઈ સંગઠને અમુક માલ એકજથ્થે કર્યો હોય ત્યારે તેના મનમાન્યા ભાવ ઉપજાવવા બીજો ઉત્પન્ન થતો માલ ખરીદી લઈ તેનો નાશ પણ કરી નાખવામાં આવે છે. પછી બજારમાં બીજે કશેથી જ એ માલ ન મળે એવી સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે તેઓ પોતે જથ્થે કરેલા માલનો ધાર્યો ભાવ પાડીને મોટા નફા કરે છે. અમેરિકા અને ઇંગ્લંડમાં જ્યાં આવાં સંગઠનો બહુ મોટાં અને મજબૂત છે ત્યાં તેઓ પોતાનાં નાણાંબળને પ્રભાવે રાજ્યની આખી અર્થનીતિ પણ પોતાની મરજી મુજબ ચલાવી શકે છે. પાર્લમેન્ટમાં અથવા સિનેટમાં પોતાના કહ્યામાં રહે એવા સભ્યોની બહુમતી તેઓ કરે છે અને પછી આખા રાજ્યતંત્ર ઉપર કાબૂ જમાવે છે. આ દેશો કહેવાય છે પ્રજાતંત્રવાળા પણ પ્રજાના બહુ મોટા ભાગનું તેમાં કશું ચાલતું નથી. મૂડીદાર સંગઠનો જ આખું રાજતંત્ર અને પ્રજાતંત્ર કબજે કરી બેઠાં છે.

**૧૧.** તેની સામે મજૂરોનાં સંગઠન ઊભાં થવા માંડ્યાં છે ખરાં. પણ મૂડીદારો તથા રાજ્યસત્તાધારીઓ એક બીજાના મળતિયા થઈ જે સંગઠન બાંધી બેઠા છે તેમની સામે છેવટની લડાઈમાં ઊતરી શકે એવી સ્થિતિમાં તેઓ હજી આવ્યાં નથી. આજે તો આગળ વધેલા અને સ્વતંત્ર ગણાતા દેશોમાં પણ મૂડીદારો અને સત્તાધિકારીઓથી આમવર્ગ કચડાયલો છે.

**૧૨.** વાત એ છે કે આ બધી યોજનાઓમાં ઉત્પાદનનું ખર્ચ શી રીતે ઘટે અને અર્થોત્પાદન શી રીતે વધે એનો જ વિચાર કરવામાં આવે છે. એ ઉત્પાદન કરનારા મજૂરો સજીવ માણસ નહિ પણ જડ યંત્રો હોય એ જ રીતે એમનો વિચાર કરવામાં આવે છે. વળી ઉત્પાદનમાં રોકાયલા મજૂરોને સારી સ્થિતિમાં રાખવામાં આવે તો પણ ઉત્પાદનની પદ્ધતિમાં કરવામાં આવતા દરેક સુધારાની સાથે જે અનેક મજૂરો બેકાર બને તેમનું શું થાય તેનો વિચાર કરવામાં આવતો નથી. યંત્રોનો વિચાર કરવામાં તેનાં કેટલાંક અનિવાર્ય પરિણામો — ઘોંઘાટ, ધુમાડો, કામદારોનાં શરીર અને મન ઉપર થતી માઠી અસર, નિષ્ણાતો ઉપરનું સમાજનું અવલંબન વગેરે ગણાવ્યાં છે તે, વિરાટ ઉત્પાદનમાં આવી જ જાય છે. વિરાટ ઉત્પાદનને સાર્વત્રિક કરવાની સામે દલીલ માટે એ અનિષ્ટો પૂરતાં છે. પરંતુ વ્યાપક અને કાયમની બેકારી એવું અનિષ્ટ છે જે તત્કાલ નિવારણ માગી લે છે. અત્યારે કારખાનાં મૂડીદારોના કબજામાં છે અને તેઓ લોકોના હિતને

અર્થે નહિ પણ તેમના નફા માટે એ ચલાવે છે તેને બદલે કારખાનાં સામાજિક માલિકીનાં કરી નાખવામાં આવે અને મજૂરોના કામના કલાક ઓછા કરવામાં આવે તો બેકારી દૂર થઈ શકશે એવી દલીલ કરવામાં આવે છે તે વસ્તુ ઇષ્ટ ગણાતી હોય તો પણ એ ઓછી વસ્તીવાળા દેશોમાં જ બનવી શક્ય છે. ઇંગ્લંડ કે જર્મની જેવા દેશમાં એ શક્ય હોય તો પણ આપણા જેવા વિશાળ વસ્તીવાળા દેશમાં જ્યાં કરોડો માણસની બેકારી ટાળવાનો પ્રશ્ન આપણી સામે છે ત્યાં એ વસ્તુ શક્ય નથી. એ કરોડો માણસોને આજે પેટ પૂરતું ખાવા નથી મળતું, તે આપવું હોય તો તેમને પૂરતું કામ આપવું જ જોઈએ. આપણે યંત્રો વડે મોટા પાયા ઉપર ઉત્પાદન ચલાવીએ તો કદી તેમને કામ આપી શકીએ નહિ. એટલે ભલે મોટા પાયા ઉપરના ઉત્પાદનની આ સુધરેલી પદ્ધતિમાં થોડા ખર્ચે વધુ ઉત્પાદન થતું હોય અને માલ સસ્તો બનાવી શકાતો હોય પણ માલ સસ્તો બનાવવાનું છેવટે તો માણસને માટે છે. એ સસ્તો માલ ખરીદવા સારુ માણસ જીવતો જ રહી શકે નહિ એવી સ્થિતિ આવતી હોય ત્યાં સસ્તો માલ શા કામનો? એટલે આમ વર્ગના હિતની દૃષ્ટિએ જોઈએ તો તમામ ઉત્પાદન મોટા પાયા ઉપર ચલાવવું ઇષ્ટ નથી.

**૧૩.** પરંતુ કેટલાક ઉદ્યોગો અને કેટલીક કામગીરીઓ અથવા સેવાઓ એવી છે કે જે મોટા પાયા ઉપર જ ચલાવી શકાય. દા. ત. લોખંડનો ઉદ્યોગ, ખાણોનો ઉદ્યોગ, મોટરો બનાવવાનું કારખાનું, વીજળી ઉત્પન્ન કરવાનું કારખાનું, અથવા રેલવે, તાર, ટપાલ જેવી કામગીરીઓ એ મોટા પાયા ઉપર જ ચાલી શકે. વળી સીવવાના સંચા, સાઇકલો, મોટરો વગેરે સમાજને માટે આવશ્યક જ ગણીએ તો તે વસ્તુઓ પણ મોટા પાયા ઉપર ચાલતાં કારખાનાંમાં જ તૈયાર થઈ શકે. આવી રીતે દરેક રાષ્ટ્રે જે ઉદ્યોગો મોટા પાયા ઉપર ચલાવવા જ પડે તેમાં નફાખોરી તથા મજૂર વર્ગના શોષણને માટે અવકાશ ન રહે એટલા સારુ એવાં કારખાનાં રાષ્ટ્રીય અથવા સામાજિક માલકીનાં હોવાં જોઈએ. પણ જે ઉદ્યોગો સહેજે માનવશક્તિ અથવા માણસે પાળેલા પશુઓની શક્તિથી હાથ-ઉદ્યોગ તરીકે ચલાવી શકાય એવા છે અને જે ભૌતિક શક્તિથી યંત્ર-ઉદ્યોગ તરીકે ચલાવવા જતાં લાખો, બલ્કે કરોડો માણસોની, જેનો ઉપાય ન થઈ શકે એવી બેકારીનો પ્રશ્ન ઊભો થાય છે તે ઉદ્યોગો મોટા પાયા ઉપર યંત્ર-ઉદ્યોગો તરીકે ન ચલાવવા જોઈએ. દાખલા તરીકે આપણા દેશમાં કાપડનો ઉદ્યોગ છે, એ હાથ ઉદ્યોગ તરીકે ચાલતો હતો પણ યંત્ર ઉદ્યોગોએ તેના ઉપર જબરું આક્રમણ કર્યું છે અને તેને હાથ-ઉદ્યોગ તરીકે ફરી ચાલુ કરવાના ગાંધીજી તથા કૉંગ્રેસ તરફથી ભગીરથ પ્રયત્નો થઈ રહ્યા છે. એ ઉદ્યોગ હાથ ઉદ્યોગ તરીકે ચાલે એમાં જ

સામાજિક તેમ જ આર્થિક સુખશાન્તિ છે. વળી તેલ પીલવાની મિલો સંખ્યાબંધ ઘાણીઓને બેકાર કરે છે, દળવાખાંડવાના સંચા ઘંટીઓ અને ખાંડણિયાને બેકાર કરે છે, ભાર ખેંચનારી મોટર લૉરીઓ બળદગાડાંને બેકાર કરે છે, કારખાનામાં તૈયાર થતાં ટિનનાં પતરાં અને ટિનનાં પીપો તથા ઘાસલેટના ડબ્બા, કુંભારોનાં નળિયાં, કોઠીઓ, માટલીઓ વગેરેનું સ્થાન લઈ કુંભારના ઉદ્યોગને તોડી પાડે છે. જોડા બનાવનારી ફૅકટરીઓ મોચીઓને બેકાર બનાવે છે. એ બધાનો ઉપર જણાવેલી દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ. આજે મોટા પાયા ઉપરના ઉદ્યોગો નિરંકુશ હરીફાઈને ધોરણે અથવા એકહથ્થુ ઇજારાને ધોરણે ચાલે છે તેને બદલે રાષ્ટ્રને કયા ઉદ્યોગો કેટલા પ્રમાણમાં આવશ્યક છે, વળી એ ઉદ્યોગો યંત્રઉદ્યોગો તરીકે ચલાવવામાં કે હાથ-ઉદ્યોગ તરીકે ચલાવવામાં આખા રાષ્ટ્રનું એટલે કે રાષ્ટ્રના તમામ વર્ગનું હિત છે એનો વિચાર કરી રાષ્ટ્રનું આખું ઉત્પાદન યોજનાપુરઃસર અને નિયંત્રિત ઢબે ચાલવું જોઈએ.

## પ્રકરણ ૯ મું

# વધતી અને ઘટતી પેદાશનો કાયદો

### વધતી પેદાશનો કાયદો

૧. કોઈ પણ કામ એક માણસ કરે એના કરતાં બે માણસ મળીને કરે તો કેવળ બમણું નહિ પણ બમણા કરતાં કાંઈક વધારે થાય છે. વળી કામ કરવાનાં સાધનોમાં જેમ જેમ આપણે સુધારો કરતા જઈએ અથવા વધારો કરતા જઈએ તેમ તેમ પણ સુધારો વધારો કરવામાં જેટલું ખર્ચ થાય તે કરતાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. આ ઉપરથી એક એવો નિયમ અથવા કાયદો તારવી કાઢવામાં આવ્યો છે કે કોઈપણ કામમાં શ્રમ અને મૂડી વધારતા જઈએ તો શ્રમ અને મૂડી વધારવાનું જેટલું ખર્ચ વધે તેના પ્રમાણમાં ઉત્પન્ન વધારે થાય છે. દાખલા તરીકે એક સો સાળના કારખાનાને બદલે બસો સાળનું કારખાનું ચલાવવા માટે શ્રમ અને મૂડી બમણાં કરવાં પડતાં નથી. કારણ વધારે પાવર માટે એન્જિન બોઇલર મોટાં જોઈએ. પણ બસો સાળ ચલાવવા માટે બમણી પાવર જોઈએ તો પણ બમણી પાવર ઉત્પન્ન કરવા બમણો કોલસો નહિ વપરાય. વળી ઇજનેર, ઑફિસ-સ્ટાફ, ખરીદ વેચાણ કરનારા આડતિયા, વગેરેનું ખર્ચ તેમ જ મકાનનું ખર્ચ પણ બમણું નહિ કરવું પડે. પણ તેમાં જૂજજાજ વધારો કરવાથી જ ચાલી રહેશે. અને બસો સાળ ચલાવવામાં આવે એટલે કાપડ તો બમણું ઉત્પન્ન થાય એમાં શંકા જ નથી. એટલે એકંદરે મૂડી અને મજૂરીમાં સવાયો કે દોઢો વધારો કરવાથી બમણું ઉત્પન્ન મળે છે. કોઈ પણ ઉદ્યોગ જેમ મોટા પાયા ઉપર ચલાવવામાં આવે તેમ માલનું ઉત્પાદન-ખર્ચ પ્રમાણમાં ઓછું આવે છે. આ કાયદો વેપાર અને ખેતીને પણ અમુક હદ સુધી લાગુ પડે છે. એક વેપારી દુકાન ચલાવવા દશ હજાર રૂપિયાનો માલ સ્ટૉકમાં રાખતો હોય તે જેટલો વકરો અને નફો કરી શકે તે કરતાં વીસ હજાર રૂપિયાનો સ્ટૉક રાખનાર વધારે વકરો અને નફો કરી શકશે. કારણ તે પોતાની દુકાનમાં માલની વિવિધતા વધારે રાખી શકશે એટલે તેને ત્યાં ઘરાકો વધારે આવશે. એને દુકાન કાંઈ બમણી મોટી અથવા બમણા ભાડાની નહિ રાખવી

પડે. તેમ માલ વેચનારા ગુમાસ્તા પણ બમણા નહિ રાખવા પડે. હિસાબનીસ તો એક જ ચાલશે. પોતાની દુકાન માટે માલ ખરીદ કરવા જનાર થોડો માલ ખરીદે કે વધારે તો પણ તેનું ખરીદ ખર્ચ તો સરખું જ આવશે. ખેતીનો દાખલો વિચારીએ તો એક ખેડૂત જેટલું ખાતર નાખતો હોય તે કરતાં વધારે નાખે, વધારે સારા બળદ રાખે અને ખેડ વધારે સારી કરે, બી વધારે સારી જાતનું વાપરે, વધારે મજૂર રોકીને નીંદણ વધારે સારું કરાવી જમીન અને પાક બરાબર સાફ રાખે તો તેને ખર્ચના પ્રમાણમાં જેટલો વધારો થશે તે કરતાં પાકના પ્રમાણમાં ઘણો મોટો વધારો થશે. ખાતર સવાયું નાંખ્યું હોય તો પાક દોઢો કે બમણો ઊતરે, બી સારું લાવવા માટે વધારે ભાવ આપવો પડ્યો હોય પણ પાક સારી જાતનો અને વધારે પ્રમાણમાં ઊતરવાથી તેની કિંમત પ્રમાણમાં ઘણી વધારે ઊપજે. બળદ સારા હોય તો કામ બમણું કરે. પણ ખરાબ અને નબળા બળદ કરતાં તે કાંઈ બમણું ખાય નહિ.

આમ દરેક ઉદ્યોગ ધંધામાં જોવામાં આવે છે કે મૂડી અને શ્રમના પ્રમાણમાં જેટલો વધારો કરીએ તેના કરતાં ઉત્પન્ન વધારે પ્રમાણમાં થાય છે. આને વધતી પેદાશનો કાયદો કહે છે.

## ઘટતી પેદાશનો કાયદો

૨. પણ ઉપરનો કાયદો અમુક હદ સુધી જ ખરો પડે છે. આપણે શ્રમ અને મૂડીનું પ્રમાણ અમર્યાદ રીતે વધાર્યે જ જઈએ તો અમર્યાદ રીતે પેદાશનું પ્રમાણ વધ્યે જ જાય એવું કાંઈ નથી. પેદાશનું પ્રમાણ વધવાની અમુક હદ આવે છે. એ હદ વટાવી ગયા પછી જો શ્રમ અને મૂડી વધારરવામાં આવે તો તે વધારાના પ્રમાણમાં વધારે ઉત્પન્ન નહિ મળે પણ ઊલટું ઓછું ઉત્પન્ન મળશે. ખેતીનો દાખલો લઈએ. ખાતર વધારે નાખવાથી પાક વધારે સારો ઊતરે એ વાત સાચી પણ તેથી ગમે તેટલું વધારે ખાતર નાખી શકાય નહિ. જમીન જીરવી શકે એટલું વધારે ખાતર નાખીએ તો જ વધારે પાક ઊતરે. તેથી વધારે ખાતર નાખવામાં આવે તો તો ઊલટું જમીનને નુકસાન થાય અને કદાચ બીજ બળી જાય અને બિલકુલ પાક ન થાય. તેવું જ ખેડનું અને પાણીનું છે. જમીન ખમી શકે તેટલી ખેડ કરો અને પાણી આપો ત્યાં સુધી ઠીક; પણ એથી વધુ આપો તો નુકસાન થાય. એટલે ખેતીમાં અમુક હદ સુધી ખેડ, ખાતર, પાણી વગેરેની વધુ સગવડ કરીએ એટલે કે શ્રમ અને મૂડી વધારીએ તો વધારે પેદાશ થાય પણ તેની હદ

આવ્યા પછી તે વધાર્યાં કરીએ તો વધુ પેદાશ ન થાય પણ ઓછી થાય અથવા મુદ્દલ ન થાય અને ભારે ખોટ આવે.

૩. વેપારીની દુકાનમાં પણ એવું છે. દુકાનમાં માલની વિવિધતા વધુ હોય તો ઘરાકને પસંદગી માટે વધુ અવકાશ રહે અને તેથી વધારે વકરો થાય પણ તેનીયે હદ તો આવે જ. એ હદ કરતાં વધારે માલ રાખીએ એટલે કે વધુ મૂડી રોકીએ તો પછી એટલા પ્રમાણમાં વકરો ન વધે અને વધુ નફો ન પણ થાય. બરનો જ માલ વેચાય. બીજો માલ પડયો રહે અને ક-બરનો થઈ જાય. ઉદ્યોગનું કારખાનું પણ બહુ મોટું બનાવી દઈએ તો તેમાં પૂરતી દેખરેખ ન રહી શકે અને અવ્યવસ્થા ઊભી થાય તથા બગાડ પણ થાય. આમ દરેક ધંધામાં વધતી જતી પેદાશના નિયમની હદ આવે છે અને તેથી આગળ મૂડી તથા શ્રમમાં વધારો કરીએ, ઉદ્યોગને મોટો બનાવવા જઈએ તો પેદાશ પ્રમાણમાં વધવાને બદલે ઘટવા માંડે છે. આને ઘટતી પેદાશનો કાયદો કહે છે. અમુક હદ સુધી વધતી જતી પેદાશનો કાયદો લાગુ પડે છે અને હદ આવી ગયા પછી ઘટતી જતી પેદાશના કાયદાનો અમલ શરૂ થાય છે.

૪. આ જાતની હદ બધા ઉદ્યોગ ધંધામાં એક સરખી બાંધી શકાતી નથી. ખેતીમાં વધતી પેદાશની હદ બહુ જલદી આવી જાય છે અને ઘટતી પેદાશનો કાયદો પ્રમાણમાં બહુ વહેલો લાગુ પડે છે. વેપારમાં તથા હાથ ઉદ્યોગમાં ખેતી કરતાં મોડી પણ મોટા પાયા ઉપરના ઉદ્યોગ કરતાં એ હદ વહેલી આવે છે. મોટાં કારખાનાંમાં એ હદ ઘણી મોડી આવે છે. છતાં તેમાં પણ આવે તો છે જ. તેથી જ આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા કે હરીફાઈ ટાળવા માટે મોટાં મોટાં કારખાનાં એકત્ર કરી નાખવામાં આવતાં નથી, પણ કારખાનાંની આંતરિક વ્યવસ્થા અલગ અને સ્વતંત્ર રાખી તેમનાં સંગઠન કરવામાં આવે છે.

### સ્થિર પેદાશનો કાયદો

૫. જે ઉદ્યોગમાં મૂડી, શ્રમ વગેરે જેટલું વધારવામાં આવે તેટલા જ પ્રમાણમાં ઉત્પાદન વધે ત્યારે તેને સ્થિર પેદાશનો કાયદો લાગુ પડે છે એમ કહેવામાં આવે છે. એમ તો કોઈ પણ ઉદ્યોગ ધંધાને મૂળથી જ સ્થિર પેદાશનો નિયમ લાગુ પડતો નથી. શરૂઆતમાં અમુક હદ સુધી વધતી પેદાશનો કાયદો લાગુ પડે છે. પછી અમુક હદ સુધી કેટલીક વાર સ્થિર પેદાશનો કાયદો લાગુ પડે છે અને પછીથી ઘટતી પેદાશનો કાયદો લાગુ પડવા માંડે છે.

૬. કયા ઉદ્યોગને ક્યારે કયારે કયો કાયદો લાગુ પડી શકે એમ છે તેનું જ્ઞાન વસ્તુનું ઉત્પાદન ખર્ચ કેટલું આવશે અને કેટલી કિંમતે વસ્તુ વેચવી પોસાશે એ નક્કી કરવામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. બજાર કિંમત વગેરેને લગતાં પ્રકરણોમાં આપણે આ કાયદાઓનો વારંવાર ઉલ્લેખ કરવો પડશે.

# પ્રકરણ ૧ લું

## પ્રાસ્તાવિક

૧. જ્યાં સુધી પ્રત્યેક કુટુંબ અથવા ટોળી પોતાની જરૂરિયાતની વસ્તુઓ પોતે જ પેદા કરી લેતું ત્યાં સુધી કોઈ પણ વસ્તુનો એક બીજા સાથે અદલો-બદલો અથવા વિનિમય કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ. કુટુંબો અને ટોળીઓ એક બીજા સાથે વધારે સમાગમમાં આવવા માંડયાં તેમ તેમ પોતાની પાસેની વધારેની વસ્તુઓ શરૂઆતમાં તો તેની જેમને વધારે જરૂર હોય તેવાં બીજાં કુટુંબો કે ટોળીઓને તેઓ ભેટ આપવા લાગ્યાં. ભેટ લેનારાં કુટુંબોને સહેજે લાગે કે પોતાને મળેલી ભેટનો બદલો ભેટ આપનાર કુટુંબને પોતે ઉત્પન્ન કરેલી વસ્તુઓમાંથી કાંઈક ભેટ આપીને વાળવો જોઈએ. આમાંથી આગળ વધતાં પોતાની વધારાની વસ્તુનો અદલોબદલો બીજાને જે વધારાની હોય પણ જેની પોતાને જરૂર હોય તેવી વસ્તુ સાથે રીતસર થવા માંડયો.

૨. એકને વધારાની પણ બીજાને આવશ્યક એવી વસ્તુઓનો અદલો બદલો એ વિનિમયનું શુદ્ધ અને ન્યાયી સ્વરૂપ કહેવાય.

વિનિમયમાં હમેશાં ઓછામાં ઓછા બે પક્ષ હોય, એટલે ઉપરના વાક્યને વિસ્તારીને એમ કહેવું જોઈએ કે એક પક્ષની વધારાની વસ્તુ જે બીજા પક્ષને આવશ્યક હોય તેનો બીજા પક્ષની વધારાની વસ્તુ જે પહેલા પક્ષને આવશ્યક હોય તેની સાથે અદલોબદલો તે વિનિમય. નીચેની શરતોનું પાલન થાય ત્યાં વિનિમય શુદ્ધ અને ન્યાયી રૂપમાં વર્તે.

૧. એકને બીજા પાસેની વસ્તુની જરૂર હોવી જોઈએ અને બીજા પાસે તે વધારાની હોવી જોઈએ.

૨. જે બે વસ્તુઓનો અદલોબદલો કરવામાં આવે તે સરખા મૂલ્યની હોવી જોઈએ.

૩. અદલોબદલો કરવાની વસ્તુઓના મૂલ્યનું બરાબર માપ કાઢી શકાય એવી સગવડ હોવી જોઈએ.

૪. અદલોબદલો કરનાર બધા પક્ષોને અદલાબદલાથી સરખો લાભ અને સરખો સંતોષ મળવાં જોઈએ.

૫. પોતાની વાજબી જરૂરિયાત પૂરી પડી રહેતાં જે વધારાનું રહે તેનો જ વિનિમય થવો જોઈએ, વળી આ વધારાની વસ્તુઓના બદલામાં જેની પોતાને સાચી જરૂરિયાત હોય તેવી જ વસ્તુઓ મળવી જોઈએ.

૩. જોકે અત્યારે વિનિમયનો જે વ્યવહાર દુનિયામાં મોટા પ્રમાણમાં ચાલી રહ્યો છે તે ઉપર જણાવ્યો તેવો સાદો રહ્યો નથી, તો પણ વિનિમયની બધી ક્રિયાઓનું બરાબર પૃથક્કરણ કરીએ તો તેના મૂળમાં આ વસ્તુઓ રહેલી જણાઈ આવ્યા વગર નહિ રહે. આજે કેવળ કુટુંબો કે ટોળીઓ જેવા નાના સમાજો વચ્ચે નહિ પણ મોટા મોટા દેશો વચ્ચે વિનિમય ચાલે છે. કોઈ દેશમાં પોતાની જરૂરિયાત કરતાં અમુક વસ્તુ વધારે પ્રમાણમાં પેદા થતી હોય અને એ વસ્તુની બીજા દેશોને જરૂર હોય તો બીજા દેશને એ વસ્તુ આપી તેના બદલામાં પોતાની જરૂરિયાતની અને એ દેશને વધારાની એવી વસ્તુ પેલો દેશ મેળવી લે તો એ શુદ્ધ વિનિમય કહેવાય અને એવા વિનિમય આવશ્યક પણ ગણાય. આવો વિનિમય અથવા અદલોબદલો વધારા અને જરૂરિયાત વાળા બે દેશો વચ્ચે સીધેસીધો થાય એવું ન પણ બને, કારણ એક દેશની વધારાની વસ્તુ જે દેશને જોઈતી હોય, તેની વધારાની વસ્તુ પેલા સામા દેશને પણ જોઈતી જ હોય એવું ન બને. એટલે એક બીજાને આપે, બીજો ત્રીજાને આપે, અને ત્રીજો ચોથાને આપે અને છેવટે છેલ્લો પહેલાને આપે એમ વિનિમયનું ચક્કર ચાલે છે અને એને પરિણામે દરેક દેશને પોતાને જોઈતી વસ્તુ મળી રહે છે. વિનિમય કરનારા એટલે વેચનારા અને ખરીદનારા બધા દેશો વચ્ચેના સોદા સ્વેચ્છાપૂર્વક તથા સાફ દાનતવાળા હોય તો તો બધા દેશોને આર્થિક લાભ પણ થાય, પૂરો સંતોષ મળે અને તેમની પ્રગતિ પણ સધાય, પણ આ વિભાગમાં આપણે જોઈશું કે અત્યારે ચાલી રહેલા વિનિમયના વ્યવહારમાં બળિયાના બે ભાગનો કાયદો પ્રવર્તે છે. યંત્રોદ્યોગોમાં આગળ વધેલા તથા નખશિખ શસ્ત્રસજ્જ થઈને બેઠેલા દેશો પછાત ગણાતા દેશોમાંથી કાચો માલ ઢસડી જાય છે અને પોતાનાં કારખાનાંમાં તૈયાર કરેલો માલ, એ માલની પેલા પછાત ગણાતા દેશોને ખરી જરૂર હોય કે નહિ તો પણ એ દેશના બજારોમાં ખડકે છે.

૪. આ વ્યવહારની પાછળ પરોક્ષ રીતે બળજબરી રહેલી હોય છે, કારણ આ વ્યવહાર ચલાવવા અને ટકાવવા માટે રાજદ્વારી સત્તાનો સારી પેઠે ઉપયોગ કરવામાં આવે છે. જોકે અત્યારે ચાલી રહેલા આ જાતના વિનિમયની પાછળ રહેલી ચૂસ અને લૂંટનો હેતુ કોઈ પણ દેશ સીધી રીતે પ્રગટ કરતો નથી તેમ કબૂલ પણ કરતો નથી. પ્રગટ રીતે તો વિનિમયને નામે ચાલતી લૂંટ અને ચૂસને, પેલા પછાત ગણાતા દેશોને કેળવવા તથા સુધારવાની તથા એમની આર્થિક જરૂરિયાતો પૂરી પાડવાની પ્રવૃત્તિ તરીકે જ ગણવામાં આવે છે. પોતાની ચૂસ અથવા લૂંટને એવી ચાલાકીથી છુપાવવામાં આવે છે, અને કેળવણી, સુધારો, આર્થિક પ્રગતિ વગેરે આકર્ષક નામોનો ઓપ એવી

છટાથી ચઢાવવામાં આવે છે કે પેલા ચુસાનારા અથવા લૂંટાનારા દેશો પણ પતંગિયાની માફક અંજાઈ જઈને આ વિનિમયના વ્યવહારમાં કૂદી પડે છે અને ખાક થઈ જાય છે.

૯. માણુસના અર્થવ્યવહારમાં જ્યારથી કાર્ય–વિભાગનું તત્ત્વ હસ્તીમાં આવ્યું અને દરેક માણુસ કે સમાજ સીધી રીતે પોતાની જરૂરિયાતો પૂરી પાડવાને નહિ પણ બીજાને વેચવાને માટે ઉત્પાદનનું કામ કરવા લાગ્યો, અને તેના બદલામાં પોતાની જરૂરિયાતો મેળવી લેવા લાગ્યો ત્યારથી વિનિમય એ ઉત્પાદનનું એક આવશ્યક અંગ બન્યું છે; કારણુ સઘળા ઉત્પાદનનો હેતુ સમાજની કોઈ ને કોઈ જરૂરિયાત પૂરી પાડવાનો હોઈ ઉત્પન્ન થયેલી વસ્તુ જેને જેની જરૂર હોય તેને પહોંચી જાય ત્યારે જ ઉત્પાદનનો હેતુ સધાય છે અને તેનું કાર્ય પૂરું થાય છે. પણ જ્યારથી ઉત્પાદન જરૂરિયાત પૂરી પાડવાના મુખ્ય ઉદ્દેશથી થવા માંડયું છે, ઉત્પાદનમાં સમાજની જરૂરિયાતની ગણુતરી નહિ પણ પોતાના નફાની ગણુતરીને પ્રાધાન્ય મળવા લાગ્યું છે અને ઉત્પાદનમાં તેમ જ વિનિમયમાં અનર્થકારી અને અનિયંત્રિત હરીફાઈ પેસી ગઈ છે ત્યારથી આ આખો વ્યવહાર સમાજમાં અનેક દુઃખોનું કારણુ થઈ પડ્યો છે.

૬. વિનિમયનું ક્ષેત્ર બજારો છે, સ્થાનિક બજારોથી માંડીને આખી દુનિયાનું બજાર. ત્યાં વેચનારા અને ખરીદનારા ભેગા થાય છે. માલની માંગ અને છતને ધોરણે તેમનામાં અંદરઅંદર તથા એકબીજા સાથે હરીફાઈ થાય છે અને તેને પરિણામે વસ્તુઓના ભાવતાલ નક્કી થાય છે, તથા ખરીદ વેચાણુના સોદા થાય છે. આ સોદા અથવા વસ્તુઓના અદલાબદલા પ્રત્યક્ષ નાણાં વડે થાય છે, અથવા એકબીજાની આંટ અને સાખ ઉપર ઉધાર વ્યવહારથી પણુ થાય છે. આ બધું કામ વેપારીઓ, દલાલો, આડતિયા તથા શરાફો અને બેંકો મારફત થાય છે. આ વર્ગમાં સ્થાનિક દુકાનદારથી માંડીને દુનિયા ભરના દેશોમાં આયાત નિકાસનું કામ કરનારી મોટી વેપારી પેઢીઓ તથા સ્થાનિક શરાફ અને નાણાવટીથી માંડીને દુનિયાના દરેક વેપારી મથકે પોતાની શાખાઓ રાખનારી મોટી મોટી બૅન્કોનો સમાવેશ થાય છે.

૭. વિનિમયના ક્ષેત્રમાં માલ એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડનારા વણુજારા–જેમાં ગધેડાં અને આખલાની પોઠોવાળા તથા ગાડાંવાળાથી માંડીને મોટર લૉરી અને રેલવેગાડી તથા નાનાં મોટાં વહાણોવાળાથી માંડીને મોટી સ્ટીમર કંપનીઓ, એ પણુ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ બધાની મારફત દેશની અંદર તેમ જ દેશની બહાર એક દેશના બીજા દેશની સાથેના વિનિમયનું કામ ચાલે છે. જેમ જેમ ઉત્પાદન વધુને વધુ પ્રમાણુમાં મોટા પાયા ઉપર વિરાટસ્વરૂપી થતું જાય છે, તેમ તેમ વિનિમયનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે.

યંત્રોની નવી નવી શોધો તથા વાહન વ્યવહાર તેમ જ સંદેશા વ્યવહારના ઝડપીપણા તથા સસ્તાપણાને લીધે વિનિમય વ્યવહાર વધારવામાં બહુ મોટી સગવડો થઈ છે.

૮. વિનિમયના ક્ષેત્રમાં કામ કરનારા સઘળા જ નાનેથી માંડીને મોટા, એ સૌનો ઉદ્દેશ એ હોવો જોઈએ કે ઉત્પન્ન થયેલો માલ તેના વાપરનારને પહોંચાડવો, માલના ઉત્પાદક તથા માલના વાપરનાર, એટલે કે ઘરાક, એ બેની વચ્ચે જરૂરી સાંકળરૂપ બનીને જનસમાજને ઉપયોગી થઈ પડવું અને તેના બદલામાં વાજબી મહેનતાણું લેવું. આજે આ લોકો કામ તો એ જ કરે છે, કામમાં કશો ફરક પડયો નથી પણ તેમના ઉદ્દેશમાં મોટો ફરક પડી ગયેલો દેખાય છે. સમાજને ઉપયોગી થવું એ ઉદ્દેશ નથી રહ્યો, પણ શી રીતે મોટો નફો કરવો એ ઉદ્દેશ થઈ ગયો છે. ઉત્પાદક કે ઘરાક બેમાંથી કોઈનું હિત તેમના દિલમાં હોતું નથી. ઉત્પાદકને શી રીતે ઓછામાં ઓછું આપવું અને ઘરાક પાસેથી શી રીતે વધારેમાં વધારે કઢાવવું એ તેમની આખી પ્રવૃત્તિનું ધ્યેય અને તેમના સઘળા વ્યવહારોનો સાર હોય છે. વળી વિનિમયના વ્યવહારને અંગે જુદી જુદી વસ્તુઓનાં સટ્ટા બજારો ચાલે છે અને તેમાં મોટા સટ્ટા ખેલાય છે. વસ્તુતઃ આ સટ્ટા જુગાર જેવા હોય છે અને ઉત્પાદક તેમ જ ઘરાક બન્નેને નુકસાન પહોંચાડનારા હોય છે, છતાં આ સટ્ટા કરનારા શાહ સોદાગરો તથા સટ્ટાનું સમર્થન કરનારા અર્થશાસ્ત્રીઓ લોકોને એવું સમજાવે છે કે ઉત્પાદકોના માલ માટે બજાર નિર્માણ કરવામાં તથા બજારમાં ભાવોનું નિયમન કરવામાં આ સટ્ટા આવશ્યક છે!

૯. ચાલુ ઉત્પાદન પધ્ધતિમાં તથા વિનિમય વ્યવહારમાં નાણાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. નાણામાં ચલણી સિક્કા અને તેના પ્રતિનિધિરૂપ ચલણી નોટો એટલાનો જ સમાવેશ થતો નથી. એ સરકારી નાણાંને ઉપયોગમાં લીધા વિના શરાફો અને બેન્કોની હૂંડીઓ અને ચેકો દ્વારા ઘણું કામ થાય છે. વેપારીની તેમ જ શરાફની અને બેંકની આંટ ઉપર આવું જે નાણું ઊભું કરવામાં આવે છે તેને આપણે શરાફી નાણું એવું નામ આપવાના છીએ. આ વિભાગમાં આપણે જોઈશું કે એ શરાફી નાણાંને લીધે બજારમાં નાણાંની છત ગમે ત્યારે વધારી ઘટાડી શકાય છે. તેની અસર વસ્તુઓના ભાવતાલ ઉપર બહુ પડે છે. આ બધુ તંત્ર મોટા શરાફો અને બેન્કરો જેમને આપણે નાણાંપતિઓ કહ્યા છે તેમના હાથમાં હોય છે અને તેઓ સમાજના આવા અર્થ-વ્યવહાર ઉપર કાબૂ ધરાવે છે અને ધારે તેને રળાવી કે રોવરાવી શકે છે.

૧૦. આંતરરાષ્ટ્રીય વેપારે તો જુદા જુદા દેશો વચ્ચે રીતસર આર્થિક યુદ્ધનું જ રૂપ ધારણ કર્યું છે. એ વેપારમાં નાણાંવટનું કામ કરનારી જબરદસ્ત

બૅન્કો બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. દરેક દેશનું ચલણી નાણું જુદું જુદું હોય છે. જે દેશમાંથી માલ ખરીદવામાં આવ્યો હોય એ દેશના ચલણી નાણાંમાં એ માલની કિંમત ચૂકવવાની હોય છે. એ કામ એકસચેન્જ બૅન્કો, જેઓ એક દેશના નાણાંને બીજા દેશના નાણામાં વટાવી આપે છે તેથી આપણે જેને નાણાવટી બૅન્કો કહીશું, તે બૅન્કો મારફત કરવામાં આવે છે. એક દેશના ચલણનો બીજા દેશના ચલણ સાથેના વિનિમયનો દર આ બૅન્કો ખપ અને છતને ધોરણે નક્કી કરે છે. ચલણના વિનિમયના આ દરને હૂંડિયામણ કહે છે. આ દર રોજને રોજ અથવા કલાકે કલાકે બદલાય છે. તેની કરામત સામાન્ય વેચનારા કે ખરીદનારાને સમજણ પણ ન પડે એવી અટપટી આ લોકોએ કરી મૂકી છે. આ હૂંડિયામણના વખતોવખત થતા ફેરફારને કારણે ઘણી વાર વેચનારા અને ખરીદનારા હજારો બલ્કે લાખો રૂપિયાની ખોટમાં આવી પડે છે. આ વિભાગમાં આપણે જોઈશું કે હૂંડિયામણની કરામતથી બ્રિટિશ સરકારે આપણા દેશને પારાવાર નુકસાન કર્યું છે.

**૧૧.** વિનિમયના આ તંત્રનું અને તેના બધા વ્યવહારોનું વિવેચન આપણે આ વિભાગમાં કરીશું. જો કે આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા તે પ્રમાણે ઉત્પાદનની પદ્ધતિમાં જ ધરમૂળમાંથી ફેરફારો કરવામાં આવે અને સમાજની વાજબી જરૂરિયાતોનો — જોઈતી વસ્તુઓને પૂરતા પ્રમાણમાં મળતી રહે એ રીતે — રીતસર અંદાજ કરી દરેક દેશ પોતાના ઉત્પાદનની વ્યવસ્થિત યોજના કરે અને તેની વહેંચણી આખા સમાજનું હિત ધ્યાનમાં લઈ વાજબી રીતે કરવામાં આવે તો પૂરો સંભવ છે કે વિનિમય માટે ઊભા થયેલા તંત્રનો મોટો ભાગ અનાવશ્યક જ થઈ પડે. એવો ઘણો સંભવ છે કે નવીન અર્થરચનામાં વિનિમયનું મહત્ત્વ બહુ ઘટી જશે. છતાં વિનિમયનું તંત્ર અત્યારે કેવી રીતે ચાલે છે એ જાણવાની જરૂર એટલા માટે છે કે તેથી સમાજને થતાં લાભહાનિનો આપણને ખ્યાલ આવે.

# પ્રકરણ ૨ જું

## બજાર

### હાટ અથવા ગુજરી

૧. પોતે ઉત્પન્ન કરેલી વસ્તુઓ બીજાને આપી તેના બદલામાં પોતાને જોઈતી વસ્તુઓ લેવાની જરૂર જેમ જેમ માણસોને વધારે પ્રમાણમાં વર્તાવા લાગી તેમ તેમ આવો અદલોબદલો કરવા માટે કોઈ મુકરર સમય અને મુકરર સ્થળની જરૂરિયાત પણ તેમને ભાસવા માંડી. શરૂઆતમાં તો ધાર્મિક તહેવાર અથવા સામાજિક ઉત્સવને પ્રસંગે કુદરતી સૌંદર્યવાળા કોઈ દેવસ્થાનની જગ્યાએ ઘણા લોકો ભેગા મળે ત્યાં આવા અદલાબદલા થવા લાગ્યા. પછી દર અઠવાડિયે અમુક દિવસે અમુક મુકરર સ્થળે હાટ અથવા ગુજરી ભરવાનો રિવાજ પડ્યો. ત્યાં માણસો પોતાની વધારાની વસ્તુઓ લઈને આવે અને તેનો બદલો કરી પોતાને જોઈતી વસ્તુઓ લઈ જાય. અત્યારે પણ હાટ અથવા ગુજરી ભરાય છે ત્યાં કારીગરો પોતાની બનાવેલી વસ્તુઓ લઈને જાય છે. દુકાનદારો શહેરમાંથી મીઠું, મરચું, મસાલા, ગોળ, ખાંડ, ચા, તેલ એવી વસ્તુઓ ખરીદી લાવી ત્યાં વેચવા માટે બેઠેલા હોય છે; ખેડૂતો દાણા કે કપાસ લઈને ત્યાં જાય છે, અને તેના બદલામાં કારીગરો તથા દુકાનદારો પાસેથી પોતાને જોઈતી વસ્તુઓ લે છે. ચોધરા, ભીલ વગેરે રાનીપરજની વસ્તીવાળા પ્રદેશમાં અમુક અમુક સ્થળોએ નિશ્ચિત દિવસોએ આવાં હાટ ભરાય છે. અમદાવાદ શહેરમાં શુક્રવારે ગુજરી ભરાય છે ત્યારે દુકાનદારો અને કારીગરો પોતાનો માલ ખુલ્લો પાથરીને બેસે છે. આસપાસનાં ગામડાંના લોકો ખાસ તે દિવસે ખરીદી માટે શહેરમાં આવે છે. સુરતમાં ગોકળઆઠમના મેળા વખતે દૂરદૂરના કારીગરો પોતાની બનાવેલી વસ્તુઓ વેચવા માટે આવે છે અને પોતાની કામચલાઉ દુકાનો માંડીને બેસે છે. અમદાવાદમાં તાંબાપિત્તળનાં વાસણની ખરીદી દિવાળી પછીના પાંચ દિવસમાં કરવાનું શુભ ગણાય છે. તે દિવસોમાં દુકાનદારો પોતાનાં વાસણો દુકાનની બહાર ગોઠવે છે અને શુકન તરીકે લોકો એક બે પણ તાંબાપિત્તળનાં વાસણો તેમાંથી ખરીદે છે.

૨. જૂના વખતમાં વસ્તુ સાટે વસ્તુના બદલા થતા. તેમાં વસ્તુઓનું મૂલ્ય નક્કી કરવાની તથા અદલોબદલો કરવાની ઘણી મુશ્કેલીઓ પડતી. તેથી અદલાબદલાના એક સાધન તરીકે નાણાંની શોધ થઈ. નાણાંનો ઉપયોગ

મૂળે તો વિનિયમયના એક સાધન તરીકે થયો, પણ આજે આપણા અર્થવ્યવહારમાં એ એક પ્રબળ શક્તિ થઈ પડી છે. નાણાંની શોધ, તેનાં સ્વરૂપ, તેના પ્રકાર વગેરેનો વિચાર આપણે આગળના પ્રકરણમાં કરીશું.

## કાયમી બજારો

૩. હવે તો શહેરોમાં તથા મોટા કસબાઓમાં કાયમી બજારો થઈ ગયાં છે અને ત્યાં સામાન્ય જરૂરિયાતની બધી જ વસ્તુઓ મળે છે. જોકે હજુ ઢોરનાં બજાર કાયમી નથી થયાં. અમદાવાદમાં શુક્રવારે જ ઢોરનું બજાર ભરાય છે. કેટલાક પ્રદેશમાં ઢોરના ખરીદવેચાણની સગવડ માટે ઢોરના ખાસ મેળા ભરવાનો રિવાજ પ્રચલિત છે. સામાન્ય રીતે એક બજારમાં બધી જ વસ્તુઓની દુકાનો હોય છે; જોકે મોટાં શહેરોમાં દરેક વસ્તુનાં બજાર જુદાં જુદાં પણ હોય છે, જેવાં કે દાણાપીઠ, શાક બજાર, લોખંડ બજાર, કાપડ બજાર, સાકર બજાર, ઝવેરી બજાર વગેરે. વળી વસ્તુઓ જથાબંધ વેચવાનાં તથા છૂટક વેચવાનાં બજારો પણ જુદાં જુદાં હોય છે.

## બજારનો ખાસ અર્થ

૪. અર્થશાસ્ત્રમાં બજાર એટલે વસ્તુઓ ખરીદવા વેચવાનું એક મુકરર સ્થળ એવો મર્યાદિત અર્થ કરવામાં આવતો નથી. બજારનો વિશિષ્ટ અર્થ તેની નીચે જણાવેલી બે ખાસ શરતો ઉપરથી ધ્યાનમાં આવશે.

૧. ખરીદવેચાણની બાબતમાં, વેચનારા અને ખરીદનારા પોતાની અંદર અંદર તથા એક બીજા સાથે સીધા અને ખુલ્લી હરીફાઈમાં આવી શકે.

૨. આવી હરીફાઈને પરિણામે એક જાતની સમાન ગુણવાળી વસ્તુઓના ભાવ એક વખતે એક સરખા જ હોય.

બજારમાં વેચનારા હંમેશાં પોતાની વસ્તુના વધુ ભાવ મેળવવા અને ખરીદનારા હમેશાં ઓછા ભાવ આપવા પ્રયત્ન કરતા હોય છે. કોઈ દુકાનદાર કોઈ વસ્તુ ઓછે ભાવે વેચવા માંડે તો બધા ખરીદનારા એને ત્યાં દોડે છે. તે વખતે બીજા દુકાનદારો વસ્તુસ્થિતિની બરાબર તપાસ કરે છે. જો તેમને એમ ખબર પડે કે ઘરાકોની સંખ્યા મોટી છે અને પેલા દુકાનદાર પાસે માલનો જેટલો જથો છે તે કરતાં માંગ વધારે છે, તો તેઓ પોતાના ભાવ ઉતારતા નથી, પણ પેલા દુકાનદારનો માલ ખલાસ થઈ જાય તેની રાહ જુએ છે. દરમ્યાન પેલો ઓછા ભાવે વેચવા મંડેલો દુકાનદાર પણ જુએ છે કે ઘરાકી તો વધારે છે જ અને બીજા દુકાનદારો કાંઈ ભાવ ઉતારતા નથી એટલે એ પોતાના ભાવ ચઢાવી દે છે, કારણ એનો હેતુ કાંઈ બીજા કરતાં ઓછે ભાવે વેચવાનો હોતો જ નથી. એનો હેતુ તો પોતાનો સઘળો માલ

સારે ભાવે ખપી જાય એ હોય છે. આવું જ ખરીદનારાઓમાં પણ બને છે. કોઈ ખરીદનાર પોતાની ગરજને લીધે અથવા અમુક વસ્તુની ઉપયોગિતા પોતાને વધારે વર્તાતી હોય તેને લીધે, પોતાના મનથી તો વધારે ભાવ બેસે તો પણ વસ્તુ ખરીદવા તૈયાર હોય, છતાં બીજા ખરીદનારા કરતાં અમસ્તો જ વધારે ભાવ આપવા તે રાજી નથી હોતો. બીજા ખરીદનારાને જે ભાવે વસ્તુ મળે તેથી વધુ ભાવ આપવાનું તે પસંદ કરતો નથી. તે જ પ્રમાણે કોઈ પણ દુકાનદાર બીજા દુકાનદાર કરતાં ઓછા ભાવ લેવા તૈયાર નથી થતો. બજારના કોઈ પણ ભાગમાં ભાવની વધઘટ થાય કે થોડા જ વખતમાં તમામ વેચનારા અને ખરીદનારાને તેની ખબર પડી જાય છે, અને તેમની વચ્ચે ઉપર જણાવી તેવી હરીફાઈ ચાલે છે, જેને પરિણામે ભાવ એક સરખા રહે છે. છતાં એવો સંભવ છે કે આવી હરીફાઈ શરૂ થાય અને તેનું નિશ્ચિત પરિણામ આવે તે દરમ્યાન વચમાં ભાવની થોડી ઘણી ફેરફારી રહેવા પામે. બહુ વ્યવસ્થિત થઈ ગયેલાં બજારોમાં પણ એક જ વખતે એક વસ્તુના સોદા જુદે જુદે ભાવે થાય એવું બનવા પામે છે. જે ખરીદનારા અધીરા અને ઉતાવળિયા હોય તેઓ કિંમત સ્થિર થાય અથવા ભાવ નક્કી થાય તે પહેલાં વધારે કિંમત આપીને ખરીદવા મંડી જાય છે, તે જ પ્રમાણે ગભરાટિયા વેચનારા પણ ઓછે ભાવે વેચી નાખવા તૈયાર થઈ જાય છે. એવું પણ બને છે કે ઠંડી પ્રકૃતિના અને બાહોશ માણસો એક જ દિવસમાં અધીરા વેચનારા પાસેથી ઓછી કિંમતે ખરીદી ઉતાવળિયા ખરીદનારાને વધારે કિંમતે વેચી નફો ખાઈ જાય છે. ભાવ સ્થિર થાય છે તે તો ઠંડી પ્રકૃતિના, જાણકાર અને બાહોશ લેવડદેવડ કરનારાઓના સોદાથી જ થાય છે. એટલે કોઈ પણ એક વખતે એક બજારમાં એક જાતની એક સરખા ગુણવાળી વસ્તુના ભાવ એક સરખા રહે છે એમ કહેવાને બદલે એમ કહેવું જોઈએ કે ભાવનું વલણ એક સરખું રહેવા તરફ હોય છે.

### સ્થાનિક બજારો અને દુનિયાવ્યાપી બજારો

૯. આ કસોટીએ જોતાં આપણને જણાશે કે કેટલીક વસ્તુઓમાં બજાર સ્થાનિક હોય છે, એટલે કે જુદાં જુદાં સ્થળે એ વસ્તુના ભાવ જુદા જુદા રહે છે. આપણા દેશમાં દૂધનાં, શાકભાજીનાં, ફળફૂલનાં એવી ઝટ બગડી જાય તેવી વસ્તુઓનાં બજાર સ્થળ પરત્વે જુદાં જુદાં હોય છે. મોટાં શહેરોમાં આવી વસ્તુઓના ભાવ ઘણા વધારે હોય છે, નાનાં શહેરોમાં એથી કાંઈક ઓછા અને ગામડામાં વધુ ઓછા એ પ્રમાણે જોવામાં આવે છે. દૂધ લાંબો વખત સારું નથી રહી શકતું એટલે કોઈ પણ શહેરની દૂધની જરૂરિયાત આસપાસના અમુક માઈલના વિસ્તારમાંથી જ પૂરી પાડી શકાય છે. એ

વિસ્તારની બહાર દૂધ ગમે તેટલું પેદા થતું હોય, અને ત્યાં ઘાસચારા વગેરેની સગવડ બહુ હોવાથી દૂધ ગમે તેટલું સસ્તું પડતું હોય તો પણ એ દૂધ પેલા શહેરમાં વખતસર સારી સ્થિતિમાં પહોંચાડી શકાતું નથી. તેથી શહેરમાં ચાલતી દૂધના ખપ અને છતની હરીફાઈમાં પેલા મર્યાદિત પ્રદેશની બહારનું દૂધ કશો ભાગ ભજવી શકતું નથી. જો કે પશ્ચિમના દેશોમાં દૂધને લાંબા વખત સુધી સારી સ્થિતિમાં રાખવા સારુ એક સરખા ઠંડા હવામાનમાં રાખવાની શાસ્ત્રીય પદ્ધતિની મદદથી તથા ઝડપી વાહન વ્યવસ્થાને લીધે દૂધ ઘણે દૂર દૂર સુધી ઘરાકને વખતસર અને સારી સ્થિતિમાં પહોંચાડી શકાય છે. એવા દેશોમાં દૂધના બજારનો વિસ્તાર ઠીકઠીક વધ્યો છે. તેવું જ શાકભાજી તથા ફળફૂલનું છે. આ વસ્તુઓ જેટલી તાજી તેટલી તેની ઉપયોગિતા વધારે અને તેથી જ તેની માંગ અને કિંમત પણ વધારે. હજી આપણા દેશમાં આવી વસ્તુઓનાં બજાર બહુ મર્યાદિત એટલે કે જુદાં જુદાં સ્થળ પરત્વે જુદાં જુદાં છે. જે પ્રદેશમાં શાકભાજી તથા ફળફૂલ બહુ થાય છે ત્યાં મોટા પ્રમાણમાં અને સસ્તાં મળે છે. જ્યાં નથી પાકતાં ત્યાં બહુ મોંઘાં અને જુજ પ્રમાણમાં મળે છે. પણ ઇંગ્લંડ, ફ્રાન્સ, બેલ્જિયમ, ડેનમાર્ક જેવા નાના દેશોમાં ઝડપી વાહન વ્યવસ્થાને લીધે તથા એ વસ્તુઓને તાજી જેવી જ રાખવાની શાસ્ત્રીય સગવડોને લીધે આવી ઝટ બગડી જાય એવી ગણાતી વસ્તુઓ માટે પણ આખા દેશનું એક બજાર થઈ ગયું છે. એટલે કે આખા દેશમાં સઘળે સ્થળે એ વસ્તુઓ લગભગ એક સરખા ભાવે વેચાય છે. જો કે ત્યાં પણ વાહનખર્ચ પોતાનો ભાગ ભજવ્યા વિના રહેતું નથી. મોસમમાં શાકભાજી તથા ફળફૂલ ખૂબ જ પાકે ત્યારે તેની પેદાશનાં સ્થળોએ તેના ભાવ સસ્તા રહે છે, કારણ બહુ મોટા જથાને બહાર મોકલવાનું વાહનખર્ચ ઉપાડવા કરતાં સ્થળ ઉપર જ સસ્તે દામે વેચી નાખવાનું ઉત્પાદકને વધારે પોસાય છે.

૬. માખણ તથા માંસ જેવી થોડા વખતમાં બગડી જનારી વસ્તુઓનાં બજાર પણ એ વસ્તુઓની સાચવણીની શાસ્ત્રીય પદ્ધતિઓને લીધે હવે વિશાળ થવા માંડ્યાં છે. આ વસ્તુઓને તેમાં હવા બિલકુલ પેસી ન શકે એવી રીતે પૅક કરીને રેલવેઓ તથા સ્ટીમરોમાં એક સરખા ઠંડા હવામાનવાળા ડબ્બાઓ અથવા ઓરડીઓમાં રાખીને હજારો માઈલ દૂર મોકલી શકાય છે. તેના ભાવમાં વાહનખર્ચ પૂરતો બહુ થોડો ફેર પડે છે એટલું જ.

૭. પ્રમાણમાં બહુ હલકી કિંમતની પણ કદમાં મોટી તથા વજનમાં ભારે એવી વસ્તુઓ જેવી કે રેતી, કાંકરી, ચૂનો, મેટલ, ઈંટો, પથ્થર, એનાં બજાર હમેશાં તદ્દન સ્થાનિક જ રહે છે. આ વસ્તુઓ જ્યાં હસ્તી ધરાવતી હોય અથવા બનાવવામાં આવતી હોય ત્યાં તેની જે કિંમત હોય છે તેમાં

એને જેમ જેમ વધારે દૂર લઈ જવાની હોય તેમ તેમ વધારો થતો જાય છે. એક બે માઇલના અંતરમાં પણ તેના ભાવમાં ઘણો ફરક પડે છે. કારણ આ વસ્તુની મૂળ કિંમત ઉપર વાહનખર્ચનું પ્રમાણ ઘણું મોટું આવે છે. બીજી તરફથી સોનું ચાંદી તથા હીરામાણેક જેવી ઓછા કદમાં ઘણી કિંમત ધરાવતી વસ્તુઓનું વાહનખર્ચ એની ભારે કિંમતના પ્રમાણમાં જૂજ હોય છે. તેથી તેનાં બજાર દુનિયાવ્યાપી હોય છે. સોનાચાંદી તથા હીરામાણેકની કિંમત દુનિયાના સઘળા દેશોમાં લગભગ એક સરખી હોય છે.

૮. જે વસ્તુઓ સાર્વત્રિક જરૂરિયાતની હોય, બહુ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતી હોય, ઝટ બગડી જાય એવી ન હોય, તથા જે વસ્તુઓનું ચોક્કસ વર્ણન આપી શકાય તેમ જ તેની જાત અને ગુણ પ્રમાણે તેનું ચોક્કસ વર્ગીકરણ કરી શકાય એવા વસ્તુઓનાં બજાર બહુ મોટાં હોય છે. અમુક અમુક દેશોમાં જ પેદા થતી અથવા પાકતી પણ જેની જરૂરિયાત સઘળા દેશોમાં હોય છે, એવી વસ્તુઓ જેવી કે ઘઉં, રૂ, તેલીબિયાં, કેરોસીન વગેરે, એનાં બજાર દુનિયાવ્યાપી હોય છે. વેચનારા અને ખરીદનારા રૂબરૂ મળ્યા વિના અને વસ્તુ પ્રત્યક્ષ જોયા વિના તેની જાતના વર્ણન ઉપરથી અથવા તેના નમૂના ઉપરથી આવી વસ્તુઓના સોદા કરી શકે છે.

૯. અર્થશાસ્ત્રીઓએ મજૂરીને પણ બજારૂ વસ્તુ ગણી છે. મજૂરોની જરૂર સઘળા દેશોમાં હોય છે પણ તેનાં બજાર હમેશાં સ્થાનિક રહે છે. તેનું કારણ એ છે કે મજૂરો કાંઈ જડ, નિર્જીવ વસ્તુઓ નથી, તેમને પોતાના ગમાઅણગમા, લાગણીઓ તથા પોતાની સ્વતંત્ર મરજી હોય છે એટલે તેમને એક સ્થળેથી બીજે સ્થળે ઝટઝટ ફેરવી શકાતા નથી. (યુરોપ અને અમેરિકાનો ગુલામી વેપાર અપવાદરૂપ ગણવો જોઈએ. પણ તેમાં તો જબરજસ્તી હતી.) તેઓ પોતાનું વતન છોડીને જવા તૈયાર ન હોય, તેમને બીજા પ્રદેશનાં હવાપાણી માફક ન આવે, નવી જાતની રહેણીકરણી અને રીતભાતમાં તેમને રહેવાનું ફાવે કે ન ફાવે, કોઈ બહુ કામ આપે એવા મજબૂત હોય અને કોઈ નબળા હોય, કોઈ હોશિયાર હોય, અને કોઈ બાઘડ હોય, કોઈ કહ્યાગરા હોય અને કોઈ બાંગડ હોય, આ બધાં કારણોને લીધે એક દેશમાંથી બીજા દેશમાં જ નહિ પણ દેશના જુદાજુદા ભાગમાં પણ મજૂરોની હેરફેર થઈ શકતી નથી. અને મજૂરોની છત અછત ને કારણે જુદા જુદા પ્રદેશમાં મજૂરીના દર જુદા જુદા રહે છે.

૧૦. ઉપરના વિવેચન ઉપરથી આપણે જોયું કે વેચનારાઓ તથા ખરીદનારાઓ વચ્ચે પોતાની અંદર અંદર તેમ જ એકબીજા સાથે ખુલ્લી હરીફાઈ ને પરિણામે જ્યાં એક જાતની સમાન ગુણવાળી વસ્તુના ભાવ એક

સરખા રહી શકતા હોય ત્યાં તે વસ્તુનું બજાર એક છે એમ કહેવાય. કાશ્મીરમાં સફરજન બે પૈસાનું એક મળતું હોય અને અમદાવાદમાં બે આનાનું એક મળે તો સફરજનનું બજાર કાશ્મીર અને અમદાવાદનું જુદું જુદું છે એમ કહેવાય. કાઠિયાવાડના ગીરપ્રદેશમાં સારી ગાય પચાસ રૂપિયામાં મળતી હોય પણ મુંબઈમાં તેવી જ ગાયના બસો રૂપિયા બેસે તો ગાયનું બજાર કાઠિયાવાડનું અને મુંબઈનું જુદું જુદું છે એમ કહેવાય. પણ રૂ, ઘઉં, કેરોસીન, એવી વસ્તુઓના ભાવ તેની જુદી જુદી જાત મુજબ આખી દુનિયામાં લગભગ સરખા હોય છે. મુંબઈ, લીવરપૂલ તથા ન્યૂયૉર્કમાં એક જાતના રૂના ભાવમાં ઝાઝો ફરક પડતો નથી. વાહનખર્ચને લીધે થોડોક ફેર પડે પણ આવી વસ્તુઓ ઉપરનું વાહનખર્ચ બહુ ભારે નથી હોતું, એટલે ત્રણે સ્થળનું બજાર એક છે એમ કહેવાય.

### વિશાળ બજાર માટે આવશ્યક શરતો

**૧૧.** બજાર વિશાળ થવા માટે નીચેની શરતો આવશ્યક ગણાય છે.

૧. સંદેશા મોકલવાની તથા વાહનની સસ્તી અને ઝડપી વ્યવસ્થા હોવી જોઈએ. ખરીદનારા અને વેચનારા એકબીજા સાથે સત્વર સંપર્કમાં રહી શકે એવી તાર ટેલિફોનની વ્યવસ્થા હોય તો બજારનો વિસ્તાર વધી શકે છે. જુદા જુદા દેશોમાં ઉત્પન્ન થતા માલના પાક અથવા પેદાશમાં ફેર પડવાની સંભાવનાના અહેવાલો તથા તે ઉપરથી મોટા અનુભવી સોદાગરો ભાવના જે ક્યાસ બાંધે તે આખી દુનિયામાં ઝપાટાબંધ ફેલાવી શકાય છે તથા જ્યાં માલની માંગ હોય ત્યાં ઝપાટાબંધ અને માંગની ઉપર ઝાઝી અસર ન કરી શકે એવા કિફાયત દરે એ માલ પહોંચાડી શકાય એવી સગવડવાળી વાહનવ્યવસ્થા પણ થઈ છે તેથી જ બજારો બહુ વ્યાપક થઈ શક્યાં છે.

૨. પૂરવઠો અથવા છત અને માંગ અથવા ખપ, એનું પ્રમાણ ઘણું મોટું હોવું જોઈએ એટલે કે માલ એવો હોવો જોઈએ જેનું ઉત્પન્ન બહુ મોટા પ્રમાણમાં થતું હોય અને તેની માંગ પણ ઘણા જ મોટા પ્રમાણમાં હોય. દાખલા તરીકે રૂ અથવા ઘઉંની માંગ દુનિયાના ઘણા દેશોમાં મોટા પ્રમાણમાં હોય છે. તેમ જુદા જુદા દેશોમાં તેનું ઉત્પન્ન પણ મોટા પ્રમાણમાં થાય છે એટલે એ વસ્તુઓનાં બજાર બહુ વિશાળ છે. પણ રુવાંટીવાળાં ચામડાંની જરૂર માત્ર ઠંડા દેશોમાં જ હોય અને ત્યાંયે તેની માંગ શિયાળામાં જ હોય એટલે તેનાં બજાર નાનાં રહે. કેટલીક વસ્તુઓ તો મર્યાદિત પ્રમાણમાં જ મળી શકે એવી હોય છે. દા. ત. પુરાણકાળની મળી આવતી વિરલ વસ્તુઓ અથવા ઉત્તમ કળાની ચીજો અથવા અજાયબીની વસ્તુઓ. આવી વસ્તુઓનાં બજાર હમેશાં મર્યાદિત જ હોય.

૩. માલની જાત તથા ગુણ પ્રમાણે વર્ગીકરણ કરવાની તથા તેના ચોક્કસ વર્ણન અને નમૂનાની પરખ ઉપરથી માલનો આખો જથો અમુક જ વર્ણન મુજબનો અથવા નક્કી કરેલા વર્ગીકરણ પ્રમાણેનો છે એવો નિર્ણય કરવાની શક્યતા હોવી જોઈએ. માલની જાત વગેરે વિષે ગેરસમજ, ગોટાળો કે શંકા ન રહેવા પામે એવી સગવડ હોય તો જ દૂર બેઠાં અને માલ પ્રત્યક્ષ જોયા વિના તાર કે ટેલિફોનથી તેના સોદા થઈ શકે, રૂના, ઘઉંના, ચાંદીસોનાના સોદા આવી રીતે થઈ શકે છે પણ ગાય ભેંસ ખરીદવી હોય તો નજરે જોયા વિના ન ખરીદી શકાય એ ઉઘાડું છે. કારખાનામાં તૈયાર કરવામાં આવેલા માલની ચોક્કસ ઓળખ માટે કારખાનાદારો તથા વેપારીઓ પોતાના જુદી જુદી જાતના માલ માટે પોતાના વેપારી માર્કા (ટ્રેડમાર્ક) રાખે છે જેથી દેશાવરના વેપારીને જે તે માલની વર્દી આપવાનું સુગમ પડે છે.

૪. માલ એવો હોવો જોઈએ કે એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડતાં તેની મૂળ કિંમતના પ્રમાણમાં વાહનખર્ચ બહુ મોટું ન આવે. ઈંટો, પથરા, ચૂનો, રેતી વગેરેની બજાર કિંમતમાં વાહનખર્ચ જ બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે એ ઉપર કહેવાઈ ગયું છે. એવી વસ્તુઓનાં બજાર વ્યાપક નથી થઈ શકતાં.

૫. માલ જલદી બગડી જાય એવો ન હોવો જોઈએ. દૂધ, શાકભાજી, ફળફૂલ વગેરેનાં બજારો સ્થાનિક હોય છે એ ચર્ચા આપણે કરી ગયા છીએ. પણ દૂધની ભૂકી અથવા ઘટ્ટ કરીને હવા ન લાગે એવી રીતે પૅક કરેલું (કન્ડેન્સ્ડ) દૂધ અથવા પૅક કરીને શાસ્ત્રીય પદ્ધતિએ સુરક્ષિત રાખવામાં આવતાં માખણ, માંસ, ફળ વગેરે વસ્તુઓનાં બજાર બહુ વ્યાપક થયાં છે.

## નાણાં તથા મૂડીનાં બજાર

**૧૨.** બીજી વસ્તુઓની માફક નાણાં તથા મૂડીનાં પણ બજાર હોય છે. આ કામ શરાફી પેઢીઓ તથા બૅન્કો કરે છે. તેઓ છૂટક છૂટક માણસોની નાની નાની રકમો પોતાને ત્યાં ચાલુ ખાતામાં અથવા બાંધી મુદતે જમા રાખી એવી રીતે એકઠાં થયેલાં નાણાં મોટી વેપારી અથવા ઔદ્યોગિક કંપનીઓને જામીનગીરી ઉપર ધીરે છે અને એમ કરી મૂડીનો પ્રવાહ ઉદ્યોગધંધામાં વાળવાનું કામ કરે છે. વળી તેઓ આંટનો ઉપયોગ કરીને કૃત્રિમ રીતે નાણાં ઊભાં પણ કરી શકે છે. એ વિષે આગળનાં પ્રકરણોમાં વિશેષ વિવેચન કરવામાં આવશે.

## પ્રકરણ ૩ જું

# મૂલ્ય અને કિંમત

૧ આપણી ભાષામાં સામાન્ય રીતે મૂલ્ય અને કિંમત એ બે શબ્દો આપણે સમાન અર્થમાં વાપરીએ છીએ. પુસ્તક ઉપર મૂલ્ય રૂ. ૨) લખેલું હોય, અથવા કિંમત રૂ. ૨) એ પ્રમાણે લખેલું હોય. આપણે સમજી લઈએ છીએ કે એ પુસ્તક ખરીદવું હશે તો બે રૂપિઆ આપવા પડશે. પણ અર્થશાસ્ત્રનાં પુસ્તકોમાં આ બે શબ્દો ખાસ અર્થમાં વપરાય છે. જે વસ્તુ બહુ ઉપયોગી હોય તેના બજારમાં કાંઈ દામ ન પડે છતાં તે બહુ મૂલ્યવાન છે એમ બોલાય છે. દા. ત. હવા અને પાણી. ઘઉં, બાજરી, કે ચોખા આપણી ખોરાકની જરૂરિયાતની દૃષ્ટિએ બહુ મૂલ્યવાન છે છતાં બજારમાં એ વસ્તુઓ સોનાચાંદી જેવી કીમતી ગણાતી નથી. હવા કે પાણીની તો કશી જ કિંમત બેસતી નથી. એ વસ્તુ બજારમાં કીમતી ગણાતી ન હોવા છતાં આપણું જીવન ટકાવી રાખવા બહુ જ જરૂરી હોઈ બહુ મૂલ્યવાન છે. એ વસ્તુઓ માણસને બહુ જ ઉપયોગી છે. તેના વિના ચાલે નહિ. એ વસ્તુઓમાં ઉપયોગીપણાનો ગુણ બહુ ભારે છે પણ તેના બદલામાં આપણે બીજી કશી વસ્તુ લેવા જઈશું તો નહિ મળે, એટલે અદલાબદલા માટે તેની કશી કિંમત નથી. તેથી આપણે કહી શકીએ કે એ વસ્તુઓમાં ઉપયોગ–મૂલ્ય ઘણું છે પણ વિનિમય–મૂલ્ય અથવા બજાર–મૂલ્ય કશું નથી. ઘઉં, બાજરી કે ચોખાની સરખામણીમાં સોનાચાંદીનું ઉપયોગ–મૂલ્ય ઘણું ઓછું છે છતાં તે ધાતુઓનું વિનિમય–મૂલ્ય ઘણું વધારે છે.

૨. જે જે વસ્તુમાં ઉપયોગ–મૂલ્ય હોય તે તે વસ્તુમાં વિનિમય–મૂલ્ય હોવું જ જોઈએ એવું નથી. વળી તેથી ઊલટું કોઈ પણ વસ્તુમાં વિનિમય–મૂલ્ય ત્યારે જ હોઈ શકે એટલે કે બજારમાં તેની કિંમત ત્યારે જ ઊપજી શકે જ્યારે તેમાં ઓછી કે વધારે કાંઈ ને કાંઈ ઉપયોગિતા લોકોએ માની લીધી હોય. એમાં એવું બને ખરું કે માણસે કોઈ વસ્તુને વિષે ઉપયુક્તતા ખોટી રીતે માની લીધી હોય, જેમકે દારૂડિયાએ દારૂને વિષે. દારૂડિયો દારૂની કિંમત એટલા જ માટે આપવા તૈયાર થાય છે કે એને તેની ઉપયુક્તતા લાગે છે, એમાંથી એને પોતે માની લીધેલો આનંદ મળે છે, અને તેથી એ વસ્તુમાં સાચી રીતે ઉપયોગિતા–મૂલ્ય ન હોવા છતાં તેનું વિનિમય–મૂલ્ય ઠીક ઠીક છે.

૩. અર્થ વ્યવહારમાં તો આપણે મુખ્યત્વે કરીને વિનિમય–મૂલ્યનો જ વિચાર કરવાનો હોય છે. એક વસ્તુના બદલામાં બીજી કઈ કઈ વસ્તુઓ મળી શકે છે તે ઉપરથી એ વસ્તુના વિનિમય–મૂલ્યની આંકણી થાય છે. કોઈ પણ વસ્તુના બદલામાં પહેલાં જેટલી વસ્તુઓ મળી શકતી હોય તે કરતાં જો ઓછી વસ્તુઓ મળી શકે તો એ વસ્તુનું વિનિમય–મૂલ્ય ઘટયું છે એમ કહેવાય, તેની તુલનામાં મુકાતી પેલી બીજી વસ્તુઓનું વિનિમય–મૂલ્ય વધ્યું છે એમ કહેવાય. દા. ત. પહેલાં એક મણ બાજરીના બદલામાં પગરખાંની એક જોડ મળતી હોય તેને બદલે આજે એક જોડ પગરખાં માટે બે મણ બાજરી આપવી પડે તો પગરખાંના મૂલ્યમાં વધારો થયો છે એમ કહેવું જોઈએ, પણ તેની સાથે જ બાજરીના મૂલ્યમાં ઘટાડો થયો છે એમ પણ કહેવું જોઈએ. બધી જ વસ્તુનું વિનિમય–મૂલ્ય એક સામટું વધી કે ઘટી શકતું નથી, કારણ અમુક વસ્તુઓનું વિનિમય–મૂલ્ય વધે તો તેના બદલામાં આવતી સામી વસ્તુઓનું વિનિમય–મૂલ્ય ઘટે. અર્થશાસ્ત્રમાં વસ્તુના આ જાતના વિનિમય–મૂલ્યને માટે, પોતાના બદલામાં બીજી વસ્તુઓ મેળવવાની તે વસ્તુની શક્તિને એટલે કે તેની ખરીદશક્તિને માટે એકલો મૂલ્ય શબ્દ વાપરવામાં આવે છે. પણ અત્યારે તો સાધારણ રીતે સઘળી વસ્તુઓનું મૂલ્ય સમાજમાં જે નાણું ચલણી હોય તે નાણાંના રૂપમાં આંકવામાં આવે છે. વસ્તુના મૂલ્યની નાણાંના રૂપમાં કરવામાં આવતી આંકણી માટે આપણે કિંમત અથવા ભાવ શબ્દ વાપરીશું.

૪. વસ્તુના વિનિમય–મૂલ્ય માટે મૂલ્ય અને કિંમત એમ બે જુદા જુદા શબ્દો વાપરવાનું કારણ એ છે કે ઉપર કહેવામાં આવ્યું તેમ બધી વસ્તુઓના મૂલ્યમાં સાથેલાગો વધારો થઈ શકતો નથી. એક વસ્તુનું મૂલ્ય ઘટે તો બીજી વસ્તુનું મૂલ્ય વધે છે, પણ બધી જ વસ્તુઓની કિંમતમાં સાથેલાગો વધારો કે ઘટાડો થઈ શકે છે. જ્યારે મોંઘવારી થાય છે ત્યારે બધી જ વસ્તુઓની કિંમત અથવા ભાવ વધે છે અને સોંઘવારી થાય છે ત્યારે બધી જ વસ્તુઓની કિંમત અથવા ભાવ ઘટે છે. આનો અર્થ એ થયો કે નાણાં જે વડે તમામ વસ્તુઓનું મૂલ્ય માપવામાં આવે છે તેના જ મૂલ્યમાં વધારો ઘટાડો થાય છે. લડાઈ પહેલાંના વખત કરતાં આજે દરેક વસ્તુ મોંઘી મળે છે. આજે રૂપિયાનું મૂલ્ય અથવા તેની ખરીદશક્તિ ઘટી ગઈ છે, જ્યારે સોંઘવારી થાય છે ત્યારે નાણાંનું મૂલ્ય અથવા ખરીદશક્તિ વધે છે. રૂપિયો લઈને બજારમાં જાઓ તો તેના બદલામાં સોંઘવારીના વખતમાં દરેક વસ્તુ વધારે પ્રમાણમાં મળશે. નાણાંના મૂલ્યમાં ફેરફાર થવાનાં કારણો અને તેને પરિણામે થતી મોંઘવારી કે

મોંઘવારીનો વિગતવાર વિચાર કરવાનું આ સ્થળ નથી. એ વિચાર આપણે આગળ કરવાનો આવશે.

અહીં તો વિનિમય-મૂલ્યનાં બે રૂપ — મૂલ્ય અને કિંમત, એ બે શબ્દો આ પુસ્તકમાં આપણે જુદા જુદા અર્થમાં વાપરવાના છીએ તે સ્પષ્ટ કરવા પૂરતી જ આ ચર્ચા કરી છે.

૯. હવે વસ્તુના મૂલ્યનો મુખ્ય આધાર શેના ઉપર છે તે આપણે જોઈએ. એક તો આપણે જોઈ ગયા કે વસ્તુની ઉપયોગિતા ઉપર તેના મૂલ્યનો આધાર રહે છે. મૂલ્યનો બીજો આધાર એ વસ્તુ પેદા કરતાં અથવા તેને ઉપભોગયોગ્ય બનાવતાં માણસને જે શ્રમ પડ્યો હોય તેના ઉપર પણ રહે છે.

હવા તથા પાણી જેવી ભારે ઉપયુક્તતા-મૂલ્ય વાળી પણ અનાયાસે મળી રહેતી વસ્તુઓ માટે કશો શ્રમ નથી કરવો પડતો, તેથી તેનું શ્રમ-મૂલ્ય કશું નથી હોતું અને તેથી જ એ વસ્તુઓનું વિનિમય-મૂલ્ય પણ કશું નથી હોતું. એ વસ્તુઓને સર્વસુલભ સંપત્તિ ગણી અર્થશાસ્ત્રના વિવેચનમાં આપણે તેને સ્થાન નથી આપ્યું. અર્થશાસ્ત્રમાં તો શ્રમ-પ્રાપ્ય અથવા કષ્ટસાધ્ય સંપત્તિનો જ વિચાર કરવાનો હોય છે. પણ જે વસ્તુ પાછળ શ્રમ કરવામાં આવ્યો હોય તે બધી જ વસ્તુઓને વિનિમય-મૂલ્ય હોય એમ કાંઈ નથી. કોઈએ મૂર્ખાઈ ભરેલો અથવા નકામો શ્રમ કરીને તદ્દન નિરુપયોગી અથવા નડતર રૂપ થઈ પડે એવી વસ્તુ બનાવી હોય તો તેનું વિનિમય-મૂલ્ય કશું નથી. બજારમાં તેની કશી કિંમત નહિ ઊપજે. પણ એક વાત નક્કી છે કે વસ્તુનું વિનિમય-મૂલ્ય તો ત્યારે જ હોઈ શકે છે જ્યારે એ વસ્તુ પાછળ કાંઈ ને કાંઈ શ્રમ લાગ્યો હોય એટલે કે એ વસ્તુ શ્રમ-મૂલ્ય વાળી હોય. અલબત્ત આ શ્રમ મૂર્ખાઈ ભરેલો અને નકામો નહિ પણ સમાજે માન્ય કરેલો, સમાજમાં ઉપયોગી ગણાય એવો હોવો જોઈએ.

૬. વસ્તુના વિનિમય-મૂલ્યનો પ્રશ્ન ત્યારે જ ઉપસ્થિત થાય છે જ્યારે માણસે પોતાને વાપરવા માટે નહિ પણ બીજાને વેચવા માટે વસ્તુ બનાવી હોય. જે વસ્તુ પોતે બનાવી ને પોતે જ વાપરે છે તેના વિનિમય-મૂલ્યનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો. એટલે એ વસ્તુના મૂલ્યની આંકણી કરવાપણું નથી હોતું. છતાં એ વસ્તુમાં ઉપયોગિતા અને શ્રમનું તત્ત્વ તો રહેલું જ હોય છે. એના વિનિમય મૂલ્યનો પ્રશ્ન વિચારવાનો ન હોય છતાં એ વસ્તુમાં ઉપયોગ-મૂલ્ય તેમ શ્રમ-મૂલ્ય તો રહેલાં જ હોય છે. ઉપયોગ-મૂલ્યને વસ્તુના વપરાશ સાથે સંબંધ છે. શ્રમ-મૂલ્યને વસ્તુના ઉત્પાદન સાથે સંબંધ છે. વસ્તુના ઉપયોગ-

મૂલ્ય ઉપર એ વસ્તુની માંગનો આધાર રહે છે. વસ્તુના શ્રમ–મૂલ્ય ઉપર એ વસ્તુની છતનો આધાર રહે છે. માણસ વસ્તુ તૈયાર કરીને પોતે જ વાપરવાનો હોય તોપણ એ વસ્તુના વપરાશથી તેને જે ઉપયોગ મળે અથવા તો એ વસ્તુ દ્વારા પોતાની જરૂરિયાત પૂરી પડવાથી જે તૃપ્તિ થાય તેની સાથે એ વસ્તુ તૈયાર કરવામાં જે શ્રમ પડે અથવા કષ્ટ લેવું પડે તેનો જો મેળ બેસે એમ હોય તો જ માણસ એ વસ્તુ માટે શ્રમ કરવા તૈયાર થશે. વસ્તુ તૈયાર કરવા માટે બહુ શ્રમ પડે એમ હોય અને એના વપરાશમાંથી એ શ્રમના પ્રમાણમાં બહુ ઓછી તૃપ્તિ કે ઉપયોગ મળે એમ હોય તો માણસ શ્રમ કરવા તૈયાર નહિ થાય. માણસ પોતાના વપરાશ માટે જ વસ્તુ તૈયાર કરે તેની આ વાત થઈ. બીજાને માટે માણસ વસ્તુ બનાવતો હોય તો તે એટલું જોશે કે પોતે જે શ્રમ કરે છે તેનો પૂરો બદલો પોતાને મળે છે કે નહિ. પોતાને સંતોષ થાય એટલો બદલો નહિ મળે તો એ વસ્તુ બનાવવા માટે શ્રમ કરવા એ તૈયાર નહિ થાય. આ બદલો મળવાનો આધાર એ વસ્તુ બીજા લોકોને કેટલી ઉપયોગી થઈ પડે એવી છે તેના ઉપર રહે છે. બનાવનાર માણસ પોતાના ઉત્પાદક શ્રમનું જે મૂલ્ય આંકે તેનો મેળ વાપરનાર માણસ પોતાના ઉપયોગનું જે મૂલ્ય આંકે તેની સાથે ખાવો જોઈએ. એટલે કે કોઈ પણ વસ્તુના શ્રમ–મૂલ્યની આંકણી અને ઉપયોગ–મૂલ્યની આંકણી એક થાય તો બનાવનાર તેમ જ વાપરનાર વચ્ચેનો વિનિમય–વ્યવહાર તદ્દન ન્યાયી ધોરણે થયો ગણાય. એ વસ્તુનું વિનિમય–મૂલ્ય તદ્દન વાજબી થયું ગણાય. એ વસ્તુ જો નાણાંથી વેચાવાની હોય તો એનું વેચાણ વાજબી કિંમતે થયું ગણાય. અદલાબદલા અથવા વિનિમયના ન્યાયી અને વાજબી વ્યવહાર માટે એ આવશ્યક છે કે વસ્તુઓના વિનિમય–મૂલ્યનો, ઉપયોગ–મૂલ્યનો અને શ્રમ–મૂલ્યનો એક બીજા સાથે બરાબર મેળ બેસવો જોઈએ.

૭. અત્યારે આ ત્રણે મૂલ્યોની આંકણી નાણાંથી થાય છે અને સમાજમાં આર્થિક અસમાનતા પ્રવર્તતી હોવાથી આ આંકણીમાં ખરો ન્યાય સચવાતો નથી. દા. ત. શ્રીમંત માણસને કોઈ વસ્તુનું ઉપયોગ–મૂલ્ય બહુ ઓછું હોય છતાં તે તેનાં વધારે નાણાં આપવા તૈયાર થાય, કારણ એને નાણાંની કશી તમા નથી. નાણાંનું મૂલ્ય એને મન બહુ ઓછું છે. સામાજિક દૃષ્ટિએ જોવા જઈએ તો હીરા, માણેક, મોતી જેવી વસ્તુનું ઉપયોગ–મૂલ્ય ઘણું ઓછું ગણાય, છતાં શ્રીમંત લોકો પોતાના શોખ માટે અથવા પોતાની શ્રીમંતાઈ અને વૈભવનું પ્રદર્શન કરવા આવી વસ્તુ ભારે મૂલ્ય આપીને ખરીદે છે. આવી જ રીતે ફેશન માટે અથવા ફેન્સી વસ્તુઓ માટે પણ લોકો વધારે પૈસા ખર્ચવા તૈયાર થાય છે. એવી વસ્તુઓના ઉત્પાદકોને

તેમના શ્રમના બદલામાં વધારે નાણાં મળે છે. બીજી તરફથી શાકભાજી તથા ઘી દૂધ વ૦ ખોરાકની વસ્તુઓ પેદા કરનારાઓને તેમના શ્રમનો પૂરતો બદલો મળતો નથી. જીવનને આવશ્યક એવી આ ખોરાકની વસ્તુઓના ભાવ એટલા ઓછા હોય છે કે તેના ઉત્પાદકોને પેટ પૂરતું મળી રહેતું નથી. તેથી જ આ અન્યાય દૂર કરવા કાર્લ માર્ક્સે એવો સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો છે કે વસ્તુના મૂલ્યની આંકણી તે તૈયાર કરતાં પડેલા શ્રમ ઉપરથી જ ગણાવી જોઈએ. ગાંધીજીએ આ સિદ્ધાન્ત જુદી ભાષામાં પ્રજા સમક્ષ મૂકયો છે. તેઓ કહે છે કે સમાજને જે વસ્તુ ઉપયોગી અને આવશ્યક હોય તેની કિંમત એટલી વાજબી હોવી જોઈએ જેમાંથી તેના ઉત્પાદકને પોતાનો સારી રીતે નિર્વાહ ચાલી રહે એટલું મળી રહે. આ ચર્ચા આપણે વાજબી કિંમતના પ્રકરણમાં વિસ્તારથી કરીશું.

# પ્રકરણ ૪ થું

# માંગ અને છત

### માંગ અને છતનો ખાસ અર્થ

૧. કોઈ પણ વસ્તુને માટે માંગ હોય, લોકોને તેની જરૂરિયાત લાગતી હોય ત્યારે જ માણસ તેનું ઉત્પાદન કરવા પ્રેરાય છે. પણ આજે ઉત્પાદન કરવામાં સમાજની જરૂરિયાતો પૂરી પાડવાનો વિચાર ઉત્પાદકના મનમાં પ્રધાનપણે હોતો નથી. કોઈ માણસને કાપડની જરૂરિયાત ગમે તેટલી હોય પણ જો એ માણસ પાસે એ કાપડ ખરીદવાનાં નાણાં ન હોય તો એના પૂરતું તો કાપડનું ઉત્પાદન નથી જ થતું એમ કહેવાય. બીજી તરફથી કોઈ શ્રીમંત માણસને બહુ કીમતી સિગરેટો જોઈતી હશે અને એ સિગરેટના મેં માગ્યા દામ આપવા તે તૈયાર હશે તો એને માટે એવી સિગરેટોનું ઉત્પાદન કરવામાં આવશે. સમાજમાં ઘણા લોકો સિગરેટ કરતાં વધારે જરૂરિયાતની વસ્તુઓ વિના રહી જાય છે તેનો વિચાર કોઈ ઉત્પાદક કરવા બેસતો નથી.

૨. બજારમાં ખોરાકનો કે કાપડનો જથો ગમે તેટલો હોય પણ જે માણસો પાસે એ ખોરાક કે કાપડ ખરીદવાનાં નાણાં નથી હોતાં તેમની જરૂરિયાત એ ખોરાક કે કાપડ વડે પૂરી નહિ પડે. બજારમાં ખોરાક કે કાપડની કેટલી માંગ છે એનો અંદાજ કાઢતી વખતે પેલા નાણા વિનાના માણસની જરૂરિયાતની અથવા ખપની ગણતરી કરવામાં આવતી નથી. બજારમાં તો કોઈ પણ વસ્તુની જરૂરિયાતનો અંદાજ એ ઉપરથી જ કાઢવામાં આવે છે કે એ વસ્તુ ખરીદવા માટે કેટલા માણસો શક્તિ ધરાવે છે અને કેટલા માણસો એ ખરીદવા તૈયાર છે. બજાર પૂરતી તો જે માણસો એ વસ્તુ ખરીદવાની શક્તિ ધરાવતા હોય તેમની જ માંગ ગણતરીમાં લેવાય છે. આ ઉપરથી એટલું ધ્યાનમાં રાખવાનું છે કે સમાજની જરૂરિયાત અને બજારની માંગ એ બે વસ્તુ એક હોતી નથી.

૩. તે જ પ્રમાણે વસ્તુની છત માલના જથાની કેવળ હસ્તી ઉપરથી ગણાતી નથી. બજારમાં સારી સ્થિતિમાં ન પહોંચાડી શકાય એટલે દૂર માલનો જથો ગમે તેટલો હોય પણ બજાર કિંમત નક્કી કરવામાં માલની

છત જે ભાગ ભજવે છે તેમાં એ જથો ગણતરીમાં આવતો નથી. વળી કોઈ વેપારી પાસે માલનો જથો બહુ હોય પણ જ્યાં સુધી એ માલ બજારમાં વેચવા માટે મૂકતો નથી ત્યાં સુધી એનો જથો પણ છતમાં ગણી શકાતો નથી. પોતાની પાસેનો માલ વેપારી ત્યારે જ વેચવા કાઢે છે જ્યારે એ માલની પોતાને પોસાય એટલી કિંમત એને ઊપજે છે. એટલે વસ્તુની માણસને જરૂરિયાત અને બજાર–માંગ એ જેમ એક વસ્તુ નથી તેમ માલનો જથો અને વસ્તુની બજારમાં છત એ પણ એક વસ્તુ નથી. જોકે જે માલ ઝટ બગડી જાય એવો હોય દા. ત. શાકભાજી, એનો ભાવ પોતાને પોસાય એટલો મળે કે ન મળે તો પણ સાવ બગડી જાય અને ફેંકી દેવી પડે તેને બદલે કાછિયો એ થોડા વખતમાં વેચી જ નાખે છે. એટલે આવા માલની બાબતમાં બજારમાં માલનો જથો અને વસ્તુની છત એક સરખાં જ હોય છે. પણ લાંબો વખત સુધી ટકી શકે એવો માલ જો વેપારી સારો ભાવ આવે ત્યાં સુધી વેચવા ન કાઢે તો એની પાસેના માલનો જથો બજારની છતમાં કશો ભાગ ભજવતો નથી. પોતાના ગોદામમાં માલ સંઘરી રાખેલો હોવા છતાં વધારે ભાવ મેળવવા ખાતર વેપારીઓ માલ વેચવા કાઢતા નથી અને એ પ્રમાણે બજારમાં તંગી અથવા અછત ઊભી કરે છે એ જાણીતી બીના છે.

**૪.** કોઈ પણ વસ્તુની બજારમાં માંગ અને છત કેટલી છે તેની અસર તે વસ્તુની કિંમત ઉપર પડે છે. તે જ પ્રમાણે કિંમતની અસર પણ માંગ અને છત ઉપર પડે છે. એ શી રીતે થાય છે તે સમજવા માટે માંગ અને છતને લગતી કેટલીક વિગતોની ચર્ચા આવશ્યક છે.

### ઉપયોગિતાની હદ અને માંગ

**૫.** એમ કહેવામાં આવે છે કે માણસની કામનાને, અથવા જરૂરિયાતોને કશી હદ હોતી નથી. પોતાની જરૂરિયાતો વધાર્યે જ જવાનો માણસનો સ્વભાવ છે. એક જરૂરિયાત પૂરી પડે એટલે એ બીજી ઊભી કરે છે અને બીજી પૂરી પડે એટલે ત્રીજી ઊભી કરે છે. આમ પોતાની જરૂરિયાતોની તે સાધારણ રીતે કશી હદ બાંધતો નથી. પણ માણસની એક એક જરૂરિયાતનો અલગ અલગ વિચાર કરીએ તો જણાય છે કે દરેક જરૂરિયાતની હદ હોય છે તો ખરી જ. ખોરાક જીવનની મોટી જરૂરિયાતની વસ્તુ છે અને એ રીતે માણસને એની ઉપયોગિતા ઘણી જ છે. પણ માણસની તેની માંગને હદ હોય છે. માણસનું પેટ અમુક ખોરાકથી ભરાઈ જાય અને તે પૂરેપૂરો ધરાઈ જાય પછી તેટલા વખત માટે તો એટલે કે ફરી એ ભૂખ્યો થાય ત્યાં સુધી, તેને ખોરાકની વધુ જરૂરિયાત રહેશે નહિ, તેમ વધારેની માંગ પણ તે કરશે નહિ.

પેટ ભરાઈ ગયા પછીના વધુ ખોરાકનો તે વખતે તેને કશો ઉપયોગ નથી. વધારાનો ખોરાક કેવળ બિનઉપયોગી જ નહિ પણ નુકસાન કરનારોયે નીવડે. ભૂખ શમાવવી એ માણસની એટલી મોટી જરૂરિયાત છે કે ખોરાક બહુ મોંઘો હોય અને માણસ પાસે પૈસા ઓછા હોય તો બીજી વસ્તુઓ માટે પૈસા ખર્ચવાનું માંડી વાળી પ્રથમ એ પોતાને જોઈતો ખોરાક ખરીદશે. જરૂરી ખોરાક ખરીદતાં પૈસા વધશે તો જ એ બીજી વસ્તુ ખરીદવાનો વિચાર કરશે. બીજી તરફથી પોતાની ભૂખ શમી ગયા પછી તે વખત પૂરતી તેને ખોરાકની કશી જરૂરિયાત રહેશે નહિ. એટલે કે ખોરાકની તેની ઉપયોગિતાની હદ આવી જશે અને ખોરાક ગમે તેટલો સસ્તો હશે તો પણ તે ખોરાક ખરીદવા ઇચ્છા નહિ કરે અને ખરીદશે નહિ. કોઈ પણ વસ્તુ વિષેની આ જાતની તૃપ્તિ—બસ હવે વધારે નહિ જોઈએ — તેથી વધુ મેળવવાની અથવા ખરીદવાની બિન–તૈયારી અથવા નાખુશી એને 'ઉપયોગિતાની હદ' કહેવામાં આવે છે. માણસની 'ઉપયોગિતાની હદ' આવી ગયા પછી એ વખત પૂરતી તો તેની એ વસ્તુ માટેની માંગ રહેશે નહિ. ઘણી વાર એવું બને છે કે વસ્તુની ખરી રીતે તો ઉપયોગિતા હોય પણ એ વસ્તુ ખરીદવાની શક્તિ ન હોય ત્યારે પોતાની ઉપયોગિતાની હદ માણસને પરાણે બાંધવી પડે છે. બજારમાં એ વસ્તુની માંગ તે કરી શકતો નથી. માણસે પોતાની ઉપયોગિતાની હદ રાજીખુશીથી બાંધી છે કે તેને પરાણે બાંધવી પડી છે એ જોવાનું કામ અમારું નથી એમ પ્રચલિત અર્થશાસ્ત્ર કહે છે. અને બજારમાં તો કોઈ એ જોતું જ નથી. એટલે બજારમાં તો ઉપયોગિતાની હદ અને માંગ એક વસ્તુ થઈ પડે છે. ખોરાકની બાબતમાં 'ઉપયોગિતાની હદ' વહેલી આવે છે પણ ઓછાવત્તા પ્રમાણમાં ઉપયોગિતાની 'હદ' આવી જવાનો આ નિયમ લગભગ* બધી જ વસ્તુઓને લાગુ પડે છે.

૬. સાધારણ નિયમ એ છે કે કોઈ પણ વસ્તુનો વધારે જથો માણસ પાસે જેમ થતો જાય છે, તેમ તે વસ્તુના આગળ વધતા જતા જથાની ઉપયોગિતા ઘટતી જાય છે. માણસને કુલ બે જોડ કપડાંની જરૂર હોય. તેમાં પણ પહેલી જોડ કપડાંનું ઉપયોગ–મૂલ્ય જેટલું હોય છે તેટલું બીજી જોડ કપડાંનું નથી હોતું, અને ત્યાર પછીની જોડનું તો એથીયે ઓછું હોય. જોકે કપડાં એ

* લગભગ શબ્દ એટલા માટે વાપર્યો છે કે આમાં કેટલાક અપવાદ હોય છે. દા. ત. કોઈ માણસ પોસ્ટની જૂની ટિકિટો એકઠી કરતો હોય. તો એ તો બને તેટલી વધારે એકઠી કરવાને જ ઇચ્છે છે. અમુક ટિકિટો એકઠી કર્યા પછી એ ધરાઈ જાય એમ બનતું નથી; પણ પોતાનો સંગ્રહ વધાર્યે જ જાય છે. અથવા કંજૂસ માણસને ધનના સંગ્રહનો લોભ હોય છે, એના લોભને પણ હદ આવતી નથી. લોભમાં કદાચ એ ખુવાર થઈ જાય પણ સંગ્રહથી કદી ધરાતો તો નથી જ.

બહુ વખત ટકી શકે એવી વસ્તુ હોવાથી ત્રીજી જોડ કપડાંની તત્કાળ જરૂરિયાત ન હોય તો પણ કપડાં સસ્તાં મળતાં હશે તો અડચણ સડચણે કામ આવે એમ ધારી માણસ ત્રીજી જોડ કપડાં રાખવા પણ તૈયાર થશે. જેમની પાસે નાણાંની છૂટ હોય છે તેવા તો ઘણી જોડ કપડાં રાખે છે. પણ એવા લોકોયે કબાટમાં સારી રીતે રાખી શકાય અને સાચવી શકાય તે કરતાં વધુ કપડાં રાખવા તૈયાર નહિ થાય. એટલે એવા પૈસાવાળા માણસની પણ કપડાંની માંગની હદ તો આવશે જ. માણસ પોતાને બેસવા માટે એક ખુરશી રાખે, તેની ઉપયોગિતા તેને ઘણી હોય. પોતાના ઓરડામાં વધારે ખુરશીઓ રાખવાની સગવડ હોય તો મુલાકાતીઓને માટે તે થોડીક વધારે ખુરશીઓ પણ રાખે. પણ ધારો કે ઓરડામાં કુલ ચાર ખુરશીઓ રાખવાની જ સગવડ છે અને તેથી વધુ રાખવા જતાં ભીડ અથવા અડચણ થાય તેમ છે, તો ચારથી વધારાની ખુરશી એ માણસને કેવળ બિનઉપયોગી જ નહિ પણ અડચણ-કર્તા થઈ પડશે. આ ઉપરથી સામાન્ય નિયમ તરીકે એમ કહી શકાય કે કોઈ પણ વસ્તુ માણસને જેમ વધુ પ્રમાણમાં મળતી જાય છે તેમ તેને એ વસ્તુની ઉપયોગિતા ઘટતી જાય છે. વસ્તુનો અમુક જથો મળી ગયા પછી તેની ઉપયોગિતાની હદ આવી જાય છે. તેથી આગળ એ વસ્તુ ખરીદવા એ તૈયાર નથી થતો એટલે કે એ વસ્તુની એની માંગ નથી હોતી.

૭. કોઈ પણ માણસની ઉપયોગિતાની હદનું માપ નાણાંના રૂપમાં કાઢવું હોય તો પોતાને જોઈતી છેલ્લી વસ્તુ — જેથી વધારે એ વસ્તુ ગમે તેટલી સસ્તી મળતી હોય તો પણ એને નથી જોઈતી — એની જેટલી કિંમત તે આપવા તૈયાર થશે એ ઉપરથી કાઢી શકાશે. કારણ બજારમાં તો કોઈ પણ એક જાતની વસ્તુ — પેલા માણસને જોઈતી પહેલી અથવા તો છેલ્લી — ના દામ એક સરખા હોય છે. એટલે આપણે એવું વિધાન કરી શકીએ કે ઉપયોગિતાની હદનું માપ માણસ બજારમાં કેટલી કિંમત આપે છે તે ઉપરથી નીકળે છે. સાધારણ ભાષામાં અમુક માણસને અમુક વસ્તુની ઉપયોગિતાની હદ ક્યાં આવી જાય છે એમ આપણે બોલતા નથી, પણ અમુક માણસને અમુક વસ્તુની કિંમત કેટલી છે એમ જ બોલીએ છીએ. કોઈ પણ વસ્તુની પોતાને જેટલી કિંમત હોય તેથી વધુ કિંમત આપવા તે તૈયાર થતો નથી.

## નાણાંની ઉપયોગિતાનું પ્રમાણ

૮. આપણે જોયું કે જુદી જુદી વ્યક્તિઓની ખોરાક, કપડાં, વગેરે વસ્તુઓની જરૂરિયાતો જુદી જુદી હોય છે. વળી પોતાની ખરીદશક્તિ પ્રમાણે તે તે વસ્તુની ઉપયોગિતાની હદ પણ વહેલી કે મોડી એ બાંધે છે. જે માણસ

પાસે નાણાં વધારે હોય છે તેને નાણાંની કિંમત ઓછી હોય છે. એટલે પ્રમાણમાં પોતાને ઓછી ઉપયોગી અથવા જરૂરી હોય એવી વસ્તુ માટે પણ તે વધારે નાણાં ખર્ચવા તૈયાર થાય છે. શ્રીમંત માણસ પાસેનો એક રૂપિયો, એ એની પાસેના ઘણા રૂપિયામાંનો એક હોઈ, એ રૂપિયો કોઈ નકામી જેવી વસ્તુમાં ખર્ચી નાખતાં એને એ રૂપિયાની ખોટ વર્તાતી નથી. પણ તદ્દન ગરીબ માણસને તો એક રૂપિયો ભારે ઉપયોગી — ભારે કીમતી છે. કારણ એક રૂપિયા વડે એ પોતાના કુટુંબનો બે કે ત્રણ દિવસનો ખોરાક મેળવી શકે છે. આવા ગરીબ માણસને પણ જેમ જેમ વધારે રૂપિયા મળતા જાય તેમ તેમ એ વધારાના રૂપિયાની ઉપયોગિતા અથવા કિંમત ઘટતી જાય. જો કે બહુ શ્રીમંત માણસને વધારાના જેટલા રૂપિયા મળે તેની એને જેટલી ઓછી કિંમત હોય એટલી ઓછી કિંમત ગરીબ માણસને વધારાના રૂપિયાની નથી હોતી.

### ઉપયોગિતાની હદ ઠરાવવામાં રહેલો અન્યાય

૯. વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે ગરીબ માણણસને જુદી જુદી વસ્તુઓની ઉપયોગિતાની હદ વહેલી આવી જાય છે અને શ્રીમંત માણસને મોડી આવે છે. જો કે અનાજ જેવી વસ્તુની બાબતમાં તો ગરીબ અને શ્રીમંત બન્નેની ઉપયોગિતાની હદમાં કશો ફેર પડતો નથી. બન્નેને સરખું અનાજ જોઈએ છે. ગરીબને કદાચ વધારે જોઈતું હોય અને શ્રીમંતને ઓછું જોઈતું હોય. અનાજ મોંઘું હશે તો ગરીબ માણસ બીજી વસ્તુઓ જતી કરીને પણ પોતાને જોઈતું અનાજ તો ખરીદશે જ. જો કે ખોરાકની બાબતમાં પણ દૂધ, ઘી, શાકભાજી, ફળ એવી વસ્તુઓમાં ઉપયોગિતાની હદમાં ફેર પડે છે. દૂધ મોંઘું હશે તો ગરીબ માણસ નહિ ખરીદી શકે. એટલે વસ્તુતઃ એને દૂધની જરૂરિયાત, અને તેથી ઉપયોગિતા પણ, ગમે તેટલી હોવા છતાં, તેની માંગની તેને હદ બાંધી દેવી પડે છે. કારણ પોતાની માંગ મુજબ દૂધ મેળવવા જેટલી ખરીદશક્તિ તેનામાં નથી. આવી જ રીતે ગરીબ માણસની કપડાંની માંગની હદ પણ વહેલી આવે છે. ઉપયોગિતાના પ્રમાણમાં માણસની ખરીદશક્તિ ન હોય તો પોતાની ઉપયોગિતાની તેને પરાણે હદ બાંધવી પડે છે.

૧૦. સમાજમાં જુદા જુદા માણસોની ઉપયોગિતાની હદમાં — ખાસ કરીને જીવનનિર્વાહ માટે આવશ્યક એવી પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓની ઉપયોગિતાની હદમાં — જે ભારે અંતર જોવામાં આવે છે તે બતાવે છે કે અત્યારની અર્થરચના ભારે ખામીવાળી અને અન્યાયી છે. પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓની ઉપયોગિતા દરેક માણસને ઘણી જ હોય છે. છતાં એવી વસ્તુઓની માણસની ઉપયોગિતાનું

માપ તેની ખરીદશક્તિ ઉપરથી બાંધવું અને માણસની ખરીદશક્તિ પ્રમાણે તેની હદ બાંધવી એ અન્યાયી છે. ન્યાયી અર્થરચનામાં સમાજના દરેક માણસની પોતાને વાજબી જરૂરિયાતની વસ્તુઓ વિષેની ઉપયોગિતાની હદમાં ઝાઝો ફરક કે ખાસ અસમાનતા ન હોવી જોઈએ. જરૂરિયાતની વસ્તુઓ વિષેની જે વાજબી માંગ હોય તે મુજબ સૌને વસ્તુઓ મળી રહેવી જોઈએ.

**૧૧.** ફરી પાછા બજારના વ્યવહાર તરફ વળીએ. ઉપયોગિતાની હદ તથા માંગનું સ્વરૂપ સમજવા માટે અત્યાર સુધી આપણે વ્યક્તિઓના દાખલાનો વિચાર કર્યો. બજારમાં તો સઘળા ખરીદનારાની કોઈ પણ વસ્તુ વિષેની એકત્ર ઉપયોગિતાની હદ અથવા માંગની અસર કિંમત ઉપર થાય છે. જોકે દરેક ખરીદનારની વસ્તુ વિષેની ઉપયોગિતાની હદ જુદી જુદી હોય છે. છતાં જેની એ વસ્તુ વિષેની ઉપયોગિતાની હદ વધારે હોય છે તે જોકે મનથી તેની વધારે કિંમત આપવા પણ તૈયાર હોય, તો પણ બીજા ખરીદનારા જે કિંમત આપે તે કરતાં તે વધારે કિંમત આપી દેતો નથી. બજારમાં એક જાતની વસ્તુના ભાવ એક સરખા જ હોય છે. વસ્તુની છતના પ્રમાણમાં એકંદર માંગ ઓછી હોય અને માંગવાળાઓમાંથી ઘણાની ઉપયોગિતાની હદ ઓછી હોય તો છેલ્લામાં છેલ્લા ખરીદનારને જે કિંમત આપવી પડશે અથવા જે કિંમતે વસ્તુ મળશે તે જ કિંમતે પેલા વધારે ઉપયોગિતાવાળાને પણ એ વસ્તુ મળશે. જો કે એક જાતની વસ્તુ ખરીદવા માટે શ્રીમંતો અને ગરીબો બજારમાં એકઠા થયા હોય ત્યાં શ્રીમંતોની પૈસા વિષેની બેતમાની અસર ભાવ ઉપર પડ્યા વિના રહેતી નથી. વસ્તુ ખરીદવાની શ્રીમંતો અને ગરીબો વચ્ચેની હરીફાઈમાં ગરીબોને જ વેઠવું પડે છે.

## સ્થિર માંગ અને અસ્થિર માંગ

**૧૨.** કોઈ પણ વસ્તુની કિંમતમાં થતી વધઘટની અસર જ્યારે તેની માંગ ઉપર થાય છે ત્યારે માંગ અસ્થિર છે એમ કહેવાય છે; અને જ્યારે કિંમતની અસર માંગ ઉપર ઝાઝી નથી થતી ત્યારે તે વસ્તુની માંગ સ્થિર છે એમ કહેવાય છે. કિંમત પરત્વેની માંગની આ સ્થિરતા અસ્થિરતાના કેટલાક દાખલા નીચે આપ્યા છે:

૧. પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓની માંગ સામાન્ય રીતે સ્થિર હોય છે; જ્યારે મોજમજા અથવા ભોગવિલાસની વસ્તુઓની માંગ અસ્થિર હોય છે. માણસને ખાધા વિના ચાલતું નથી. ખોરાકની જરૂરી વસ્તુઓ મોંઘી થઈ જાય તો પણ બીજી બધી વસ્તુઓમાં કાપ મૂકીને માણસને તે ખરીદવી પડે છે. બીજી તરફથી ખોરાકની વસ્તુઓ બહુ સસ્તી થઈ જાય તો તેથી કાંઈ માણસ

તે વધારે ખરીદવા તૈયાર થતો નથી. કારણ ખોરાક સસ્તો હોય તેથી કાંઈ તે વધારે ખાઈ શકતો નથી. માણસ બીજાને ત્યાં જમીને માંદો પડયો હોય તો આપણામાં કહે છે કે ભાઈ, વિચાર કરવો હતો ને? જમવાનું પારકું હતું, પણ પેટ તો પારકું નહોતું ને? પણ જે વસ્તુ મોજમજા કે ભોગવિલાસની હોય છે તે મોંઘી થઈ જાય તો બહુ શ્રીમંત માણસો જ તે ખરીદી શકે છે. બીજાઓ એના વિના ચલાવી લે છે. ગ્રામોફોન જેવી વસ્તુઓ સસ્તી થઈ ગયા પછી સામાન્ય માણસો પણ તે પોતાના ઘરમાં રાખતા થયા છે. પહેલાં બહુ શ્રીમંત લોકો જ રાખતા. સિનેમાના દરમાં ખૂબ ઘટાડો થાય તો ટોળેટોળાં જોવા ઊપડે; પણ દર બહુ ભારે થઈ જાય તો થિયેટર ખાલી રહે એવું પણ બને. પણ ખોરાકની વસ્તુઓ ગમે તેટલી મોંઘી કે સસ્તી થાય તો પણ તેની માંગમાં ફેર પડશે નહિ. કારણ માણસને જેમ ખાધા વિના ચાલતું નથી તેમ પેટ ભરાયા પછી તે વધારે ખાઈ શકતો પણ નથી.

૨. જે વસ્તુની ખરીદી મુલતવી રાખી શકાય એમ હોય તે વસ્તુની માંગ અસ્થિર રહે છે. દાખલા તરીકે કપડાં બહુ મોંઘાં થઈ જાય તો લોકો જૂનાં કપડાંને થાગડથીગડ કરી ચલાવી લઈ તે ખરીદવાનું મુલતવી રાખશે. એટલે આવી વસ્તુઓ મોંઘી થતાં તેની માંગ એકદમ ઘટી જશે.

૩. જે વસ્તુ સંઘરી રાખી શકાય તેમ હોય તે વસ્તુની માંગ અસ્થિર રહે છે. આવી વસ્તુ જો સસ્તી થાય તો માંગ વધી જાય. લોકો ભવિષ્યમાં વાપરવા માટે ખરીદીને સંઘરી રાખે.

૪. જ્યાં એક વસ્તુની અવેજીમાં બીજી વસ્તુ વાપરી શકાય તેમ હોય ત્યાં માંગ અસ્થિર રહે છે. ગોળ અને ખાંડ એ બે વસ્તુઓ એવી છે કે જો કે અમુક વાનીમાં આપણે ગોળ વાપરીએ છીએ અને અમુકમાં ખાંડ વાપરીએ છીએ, છતાં એક બીજાની અવેજીમાં પણ તે વાપરી શકાય એવી છે. એમાંથી એક જો બહુ જ મોંઘી થાય તો એ વસ્તુ છોડી દઈ બીજી વસ્તુ બધા વાપરવા માંડશે અને તેની માંગ વધશે. ચાહ અને કૉફીમાં અથવા રેશમી કાપડ અને સુતરાઉ કાપડમાં પણ આવું થવાનો સંભવ છે.

૫. જે વસ્તુની કિંમત સામાન્ય રીતે બહુ જ ભારે હોય છે અથવા બહુ હલકી હોય છે તેની માંગ સામાન્ય રીતે સ્થિર રહે છે. હીરા મોતી એ વસ્તુઓ સામાન્ય રીતે મોંઘી હોય છે. એની કિંમતમાં થોડીઘણી વધઘટ થાય તેથી એની માંગમાં ફેર ન પડે, કારણ એ વસ્તુઓ શ્રીમંત લોકો જ ખરીદી શકે છે. બીજી તરફથી સાબુ, દીવાસળી એ વસ્તુઓ પ્રમાણમાં એટલી સસ્તી મળે છે અને તેનો ઉપયોગ એટલો સાર્વત્રિક છે કે તેની કિંમતમાં સહેજ વધઘટ થાય તેથી તેની માંગમાં ફેર પડતો નથી.

૬. જે વસ્તુના જુદા જુદા ઉપયોગ થઈ શકતા હોય તે વસ્તુની બાબતમાં કેટલાક ઉપયોગ પરત્વે માંગ સ્થિર રહે છે અને કેટલાક ઉપયોગ પરત્વે અસ્થિર રહે છે. કોલસાના અનેક ઉપયોગ છે. રાંધવાના કામમાં, ઠંડા પ્રદેશમાં અથવા આપણા જેવા પ્રદેશમાં ઠંડી ઋતુમાં તાપવાના કામમાં, કારખાનાં તથા રેલ્વેમાં એન્જિન ચલાવવા માટે, તેમ જ તેમાંથી કોક અને ગૅસ બનાવવા માટેના કાચા માલ તરીકે, એમ તેના વિવિધ ઉપયોગ થાય છે. હવે કોલસા ગમે તેટલા સસ્તા હોય કે મોંઘા થાય પણ રાંધવાના કામ માટે તો તેની માંગ સ્થિર રહેવાની. પણ મોંઘા થાય તો ગરીબ લોકો તાપવાના કામમાં વાપરવાનું છોડી દે તથા એન્જિન ચલાવવા માટે પણ એની અવેજીમાં બીજી વસ્તુ સસ્તી પડશે કે કેમ તેનો વિચાર કરવા કારખાનાદાર મંડી જાય.

## સ્થિર છત અને અસ્થિર છત

**૧૩.** કોઈ પણ વસ્તુની કિંમતમાં થતી વધઘટની અસર જ્યારે તેની છત ઉપર નથી થતી એટલે કે કિંમત વધે કે ઘટે તે પ્રમાણે છત વધારી કે ઘટાડી શકાતી નથી ત્યારે છત સ્થિર છે એમ કહેવાય છે; અને કિંમતમાં થતી વધઘટ પ્રમાણે છતમાં પણ વધારો ઘટાડો કરી શકાય છે ત્યારે છત અસ્થિર છે એમ કહેવાય છે. જ્યારે કોઈ વસ્તુનો જથ્થો અમર્યાદ હોય અથવા થોડા જ વખતમાં એ વસ્તુનું ઉત્પાદન વધારીને બજારમાં વસ્તુ મૂકી શકાય એમ હોય ત્યારે છત અસ્થિર છે એમ કહેવાય અને વસ્તુનો જથ્થો અમર્યાદિત ન હોય અથવા થોડા વખતમાં એ વસ્તુનું ઉત્પાદન વધારી શકાય એમ ન હોય ત્યારે છત સ્થિર છે એમ કહેવાય. એના કેટલાક દાખલા નીચે આપ્યા છે :

૧. ગુજરી ગયેલા ચિત્રકારનાં તેણે પોતે જ દોરેલાં અસલ ચિત્રો, પુરાણા સાધુસંતની પ્રસાદીરૂપ અંગત વસ્તુઓ, પ્રાચીન કાળની જડી આવેલી મૂર્તિઓ અથવા બીજી વસ્તુઓ, — આવી વસ્તુઓની છત સ્થિર હોય છે. તેની માંગ ગમે તેટલી વધે, અને કળારસિકો તથા પ્રાચીન વસ્તુસંગ્રાહકો ગમે તેટલા પૈસા આપવા તૈયાર હોય પણ આવી વસ્તુઓની છતમાં વધારો કરી શકાતો નથી.

૨. ચાલુ યુદ્ધ દરમ્યાન આપણા દેશમાં લશ્કરને સારુ માંસની અને અને દૂધની માંગ ઘણી વધી ગઈ છે. પણ માંગ પ્રમાણે નવાં ઢોર કાંઈ જલદી જલદી જનમતાં નથી. વળી માંસ માટે તો કદાચ સારાં એટલે ખેતીમાં કામ આપે એવા બળદો અને જુવાન વિયાતી ગાયો પણ કાપી નાંખીને માંસનો જથો વધારી શકાય, પણ દૂધનો જથો એકાએક વધારી શકાતો નથી. અથવા શાકભાજી અને અનાજનો જથો પણ એકાએક નથી વધારી શકાતો. કારણ

નવાં ખેતરો અને નવી વાડીઓ એકદમ પેદા થઈ શકતી નથી. એટલે આવી વસ્તુઓની છત સાધારણ રીતે સ્થિર રહે છે.

૩. તે જ પ્રમાણે જે વસ્તુ ઉત્પન્ન કરવા માટે મકાનો, સંચા વગેરેના રૂપમાં બહુ મોટી સ્થાવર મૂડીની જરૂર પડે એમ હોય — અને આવી સ્થાવર મૂડી એકાએક ઊભી નથી જ થઈ શકતી, — ત્યાં પણ માંગ વધે અને કિંમત વધે તો પણ છત લાંબા વખત સુધી સ્થિર રહે છે.

## સંયુક્ત માંગ

**૧૪.** કેટલીક વસ્તુઓની માંગ એક બીજા સાથે સંકળાયેલી હોય છે. દા. ત. પેન અને શાહી, સેફ્ટી અસ્ત્રો અને બ્લેડ, ટેનીસનું રેકેટ અને ટેનીસના રબરના દડા, ચા અને ખાંડ તથા દૂધ, અથવા ઘર બાંધવું હોય તો ઈંટો, ચૂનો, સીમેન્ટ, લોઢું, લાકડું, વગેરે. આવી વસ્તુઓમાં એકની માંગમાં કાંઈ વધઘટ થાય તો તેની અસર તેની સાથે જોડાયેલી બીજી વસ્તુઓની માંગ ઉપર પણ થાય છે. પેન મોંઘી થઈ જાય અને ઓછા લોકો વાપરતા થઈ જાય તો તેને માટેની ખાસ શાહી ગમે તેટલી સસ્તી મળતી હોય તો પણ તેની માંગ ઘટી જવાની. લોકો જો વધારે પ્રમાણમાં ચાહ પીતા થાય તો ચાહની સાથે દૂધ અને ખાંડની માંગ પણ વધે. આમાં એવું બને છે કે જે વસ્તુનું ઉત્પન્ન ઝટ વધારી શકાય એમ ન હોય એટલે કે જેની છત સ્થિર હોય, પણ એ વસ્તુની જરૂરિયાત અનિવાર્ય હોય તો એ વસ્તુના ભાવ એકદમ વધી જાય છે. જે ગામમાં ચાહ વધારે પિવાય ત્યાં ચાહ અને ખાંડના ભાવ વધી જતા નથી, પણ દૂધના ભાવ વધી જાય છે. કારણ ચાહ અને ખાંડ તો બહારથી જોઈએ તેટલી લાવી શકાય છે, પણ દૂધનું બજાર સ્થાનિક હોય છે, અને તેની છત સ્થિર હોય છે. તેનું ઉત્પન્ન એકદમ વધારી શકાતું નથી. કોઈ શહેરનો વિસ્તાર થાય અને લોકો મોટા પ્રમાણમાં ઘરો બંધાવવા માંડે તો તે માટે જોઈતી વસ્તુઓમાંથી જેની છત સ્થિર અથવા મર્યાદિત હોય છે તેના ભાવ એકદમ વધી જાય છે અને જેની છત અસ્થિર અથવા ગમે તેટલી વધારી શકાય એવી હોય તેના ભાવ એટલા બધા વધી જતા નથી. દા. ત. ઈંટોના ભાવ વધી જાય, પણ સિમેન્ટના ભાવ વધી જાય નહિ. કારણ ઈંટો તત્કાળ તૈયાર થઈ શકતી નથી, તેમ બહારથી પણ લાવી શકાતી નથી. પણ સિમેન્ટ બહારથી લાવી શકાય છે.

## વૈકલ્પિક માંગ

**૧૫.** માણસની એક જરૂરિયાત અનેક સાધનો દ્વારા પૂરી પડી શકતી હોય તો કયું સાધન વાપરવું, કયા સાધનની માંગ કરવી એનો વિકલ્પ વાપરનારને

રહે છે. દા. ત. રાતે પ્રકાશ માટેની જરૂરિયાત દિવેલના કોડિયાથી, કેરોસીનના ફાનસથી, અથવા ગૅસની કે વીજળીની બત્તીથી પૂરી પડી શકે. આવા સંજોગોમાં લોકો જે વસ્તુ વધારે સગવડવાળી અને વધારે સસ્તી હોય તે વાપરે છે. મોટા શહેરમાં વાહનની સગવડ ઘોડાગાડીથી, ટૅક્સીથી, ટ્રામથી, મોટરબસથી અથવા લોકલટ્રેનથી પૂરી પડે છે. ત્યાં જે પ્રસંગે જે વાહન વધારે સગવડવાળું અને વધારે સસ્તું હોય તે લોકો વાપરે છે. એક ગામથી બીજે ગામ જવા માટે રેલવેની હરીફાઈમાં મોટરબસની સગવડ પણ હોય છે, અથવા એક ગામથી બીજે ગામ જુદી જુદી રેલવે કંપનીની ટ્રેનો દ્વારા જવાય છે. પસંદગીને માટે જ્યાં આવો અવકાશ હોય ત્યાં માણસ વધારે ઝડપી, વધારે સગવડવાળો અને પ્રમાણમાં વધારે સસ્તો રસ્તો પસંદ કરે છે.

## સંયુક્ત છત

૧૬. જેમ એક વસ્તુની માંગ બીજી સાથે જોડાયેલી અથવા સંકળાયેલી હોય છે તેમ એક વસ્તુની છત પણ બીજા સાથે સંકળાયેલી હોય છે. દા. ત. ડાંગર અને પરાળ, જુવાર અથવા બાજરી અને તેના પૂળા, રૂ અને કપાસિયા, તેલ અને ખોળ. આમાં આપણે એક વસ્તુની છત વધારીએ તેની સાથે આપોઆપ જ બીજી વસ્તુની છત પણ વધે છે. આવી બાબતમાં ઉત્પાદન ખર્ચ બંને વસ્તુના વેચાણ ઉપર ફાળવવામાં આવે છે. એમાંથી જે વસ્તુની માંગ વધારે હોય તે વસ્તુની કિંમત વધારે ઊપજે છે. દા. ત. કપાસિયા કરતાં રૂની તથા ખોળ કરતાં તેલની માંગ વધારે હોય છે, એટલે એક રતલ રૂ અથવા એક રતલ તેલની કિંમત એક રતલ કપાસિયા અથવા એક રતલ ખોળ કરતાં વધારે ઉપજે છે. રૂ અને તેલ પ્રધાન વસ્તુ ગણાય છે અને કપાસિયા તથા ખોળ ગૌણ પેદાશ અથવા આડ-ઉપજ ગણાય છે. રસાયણવિદ્યામાં થયેલી પ્રગતિને લીધે આવી આડ-ઉપજના ઘણા ઘણા ઉપયોગ થવા માંડ્યા છે. દા. ત. ખોળનો ઉપયોગ ઢોરને ખવડાવવામાં અથવા ખાતર તરીકે થતો તેને બદલે કેટલીક વસ્તુના ખોળનો ઉપયોગ બિસ્કિટ બનાવવામાં થવા લાગ્યો છે. તેલની મિલવાળા તેલને સાફ કરતાં રહેલા કચરાનો ઉપયોગ સાબુ બનાવવામાં કરે છે. જમીનમાંથી જે ઘાસલેટ નીકળે છે તેમાંથી પેટ્રોલ, કેરોસીન, વેસેલીન, વગેરે વસ્તુઓ બને છે. જ્યાં આવું થઈ શકે છે ત્યાં આડ-પેદાશમાંથી થતા નફાને લીધે, ઉત્પાદકને જો જરૂર પડે તો મુખ્ય વસ્તુ પ્રમાણમાં ઘણી સસ્તી વેચી શકે છે.

# પ્રકરણ ૫ મું

## બજાર કિંમત

૧. બજારમાં કોઈપણ વસ્તુના ભાવ અથવા કિંમત તે વસ્તુના વેચનારા અને ખરીદનારા વચ્ચે અંદરઅંદરની તથા એકબીજા સાથેની હરીફાઈથી નક્કી થાય છે. આ હરીફાઈમાં વસ્તુની છત અને માંગ બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણે એ પણ જોઈ ગયા છીએ કે બજારનું મુખ્ય લક્ષણ એ છે કે કોઈપણ એક બજારમાં એક જ જાતની સમાન ગુણવાળી વસ્તુનો એક વખતે એક ભાવ હોય છે, બજારમાં કિંમત નક્કી થવાનો આખો વ્યાપાર બહુ અટપટો હોય છે. મુખ્યત્વે કરીને છત અને માંગ એ તેનાં નિર્ણાયક તત્ત્વો હોવા છતાં, તે ઉપરાંત જુદા જુદા માણસની જુદી જુદી વૃત્તિઓ અને જુદા જુદા સંજોગો તથા જુદાં જુદાં સામાજિક અને આર્થિક બળો તેમાં ઓછો ભાગ ભજવતાં નથી. આ બીજાં કારણોને હમણાં બાજુએ રાખી, છત અને માંગ બજાર કિંમત નક્કી કરવામાં કેવો ભાગ ભજવે છે એ એક બહુ સાદા કાલ્પનિક દાખલાથી સ્પષ્ટ કરીશું.

૨. ધારો કે પંદર વારનો ખાદીનો તાકો જો પાંચ રૂપિયે મળતો હોય તો બજારમાં તેની માંગ એક હજાર તાકાની છે. એટલે કે એ કિંમતે એટલા તાકા ખરીદનારા તૈયાર છે. અને જો ત્રણ રૂપિયે મળતો હોય તો બે હજાર તાકાની માંગ છે. પણ જો તાકો સાત રૂપિયે મળતો હોય તો માંગ ઘટી જાય છે અને છસો તાકા જ ખરીદનારા મળી શકે છે. બીજી તરફથી જો તાકાની કિંમત ત્રણ રૂપિયા જ ઊપજતી હોય તો તાકા બનાવનારા અથવા વેચનારાને એ કિંમત બહુ ઓછી પડતી હોઈ તાકા બનાવવાનું કે વેચવાનું પોસાતું નથી, અને પાંચસો તાકા જ વેચનારા નીકળી આવે છે, જો પાંચ રૂપિયા ઊપજતા હોય તો એક હજાર તાકા વેચનારા તૈયાર થાય છે, અને સાત રૂપિયા ઊપજે એમ હોય તો અઢારસો તાકા વેચનારા નીકળી પડે એમ છે.

૩. આ દાખલામાં તાકાની કિંમત જો પાંચ રૂપિયા નક્કી થાય તો એક હજાર વેચનારા અને એક હજાર ખરીદનારાનો મેળ બેસે છે, એટલે એ કિંમતે છત અને માંગ સરખી થઈ રહે છે. ત્રણ રૂપિયાને ભાવે ખરીદનારા બે હજાર છે પણ વેચનારા માત્ર પાંચસો જ છે, એટલે એ કિંમતે બજારમાં

પાંચસો જ તાકા વેચાઈ શકશે. સાત રૂપિયા કિંમત થાય તો વેચનારા અઢારસો નીકળી પડે છે, પણ ખરીદનારા છસો જ છે, એટલે છસો તાકા જ વેચાઈ શકશે. પાંચ રૂપિયા કિંમત એવી છે જે કિંમતે વધારેમાં વધારે છત અને વધારેમાં વધારે માંગનો મેળ બેસે છે. એટલે તાકાની બજાર કિંમત રૂ. ૫) નક્કી થશે. જે વેચનારને એથી વધારે કિંમત લેવી હશે તે પોતાનો માલ બજારમાં નહિ મૂકે, અને જે ખરીદનારને એથી ઓછી કિંમતે તાકો જોઈતો હશે તેની માંગ સંતોષી શકાશે નહિ. આ ઉપરથી એમ કહી શકાય કે, જેમ કિંમત વધે છે તેમ વેચનારાની સંખ્યા વધે છે એટલે કે માલની છત વધે છે, પણ ખરીદનારા ઘટે છે એટલે કે માલની માંગ ઓછી થાય છે. જેમ કિંમત ઘટે છે તેમ છત ઓછી થાય છે અને માંગ વધે છે. આ વસ્તુ નીચેના કોષ્ટકથી સ્પષ્ટ થાય છે :

| કિંમત | ખરીદનારની માંગ | વેચનારાની છત |
|---|---|---|
| ૧૦ | ૩૫૦ | ૪,૦૦૦ |
| ૯ | ૪૦૦ | ૩,૦૦૦ |
| ૮ | ૫૦૦ | ૨,૩૦૦ |
| ૭ | ૬૦૦ | ૧,૮૦૦ |
| ૬ | ૮૦૦ | ૧,૪૦૦ |
| **૫** | **૧,૦૦૦** | **૧,૦૦૦** |
| ૪ | ૧,૫૦૦ | ૭૦૦ |
| ૩ | ૨,૦૦૦ | ૫૦૦ |
| ૨ | ૩,૦૦૦ | ૨૦૦ |

ઉપરના કોષ્ટકમાં સ્પષ્ટ દેખાય છે કે બજાર કિંમત, માંગ અને છત એ ત્રણેનો મેળ તાકાની કિંમત રૂ. ૫) હોય ત્યારે મળી રહે છે, એટલે બજાર કિંમત રૂ. ૫) રહેશે.

**૪.** મૂલ્ય અને કિંમતવાળા પ્રકરણમાં વાપરેલી પરિભાષા પ્રમાણે કહીએ તો બજાર કિંમત એ વિનિમય–મૂલ્ય છે. માંગનો આધાર ખરીદનારને વસ્તુની કેટલી ઉપયોગિતા છે તે ઉપર રહે છે. એટલે માંગ એ વસ્તુનું ઉપયોગ–મૂલ્ય દર્શાવે છે, અને છતનો આધાર એ વસ્તુ બનાવનારને કેટલો શ્રમ પડે છે, નાણાંના રૂપમાં ગણતાં તેનું કેટલું ઉત્પાદન ખર્ચ થાય છે, તે ઉપર રહે છે; એટલે છત વસ્તુનું શ્રમમૂલ્ય અથવા ઉત્પાદન–મૂલ્ય દર્શાવે છે. જો કે આ ઉપરાંત બીજાં ઘણાં તત્ત્વો માંગ અને છત ઉપર અસર તો પાડે જ છે. ઉપરના દાખલામાં આપણે છત અને માંગને ધાર્યા પ્રમાણે વધારી ઘટાડી શકાય એવાં કલ્પ્યાં છે, પણ ગયા પ્રકરણમાં આપણે જોયું છે કે છત અને માંગ આપણે

ધારીએ તે મુજબ વધારી ઘટાડી શકાતાં નથી. કેટલીક વખત માંગ સ્થિર અથવા મુકરર હોય છે, જ્યારે કેટલીક વખત છત સ્થિર અથવા મુકરર હોય છે. આવી પરિસ્થિતિમાં જ્યાં માંગનું જોર હોય ત્યાં માંગ ઉપર કિંમતનો આધાર રહેશે અને જ્યાં છતનું જોર હોય ત્યાં છત ઉપર કિંમતનો આધાર રહેશે.

**૫.** માંગના જોરનો આપણે દાખલો લઈએ. કોઈ શહેરમાં મોટો ઉત્સવ કે સમારંભ હોય અને તે પ્રસંગ ઉપર થોડા દિવસને માટે બહારગામથી ઘણા લોકો ત્યાં આવી ચઢ્યા હોય; ત્યારે ત્યાં વસ્તુઓની માંગ વધી જતાં એકદમ ભાવ વધી જશે. વેપારીઓને આવા સમારંભની ખબર હોય તેથી તેઓ બહારથી વધુ માલ મંગાવી પણ રાખે છે. છતાં દૂધ અને શાકભાજી જેવી રોજની જરૂરિયાતની વસ્તુઓ કાંઈ બહારથી મંગાવીને સંઘરી રાખી શકાતી નથી. વળી કેટલાક લોકો જાતે રાંધવા કરવાની કડાકૂટમાં ઊતરવાને બદલે વીશીમાં તૈયાર ભાણું મેળવવા ઇચ્છે છે. એટલે વીશીવાળાઓ ઉપર દરોડો પડે છે. વળી ઉત્સવમાં ગયેલા લોકો મોજશોખમાં અને રમતગમતમાં પણ ખર્ચ કરે છે. કાંઈને કાંઈ નવાઈની વસ્તુઓ ખરીદવાની ઇચ્છા પણ કરે છે. ટૂંકમાં આવે પ્રસંગે માણસો રોજના કરતાં વધુ પ્રમાણમાં નાણાં ખર્ચવાની વૃત્તિમાં આવી જાય છે. એટલે એક તો માંગના પ્રમાણમાં વસ્તુઓનો પૂરવઠો નથી હોતો તે કારણે, અને બીજું લોકો આવે પ્રસંગે વધુ ખર્ચ કરવાની વૃત્તિમાં હોય છે તે કારણે, એટલે કે તે વખત પૂરતી નાણાંની કિંમત અથવા નાણાંની પરવા તેમને ઓછી લાગે છે તેથી પણ, માંગનું જોર વધી જાય છે, અને માંગને કારણે મોંઘવારી થાય છે.

**૬.** હવે બીજા પ્રકારનો દાખલો લઈએ. મોસમમાં શાકભાજી બહુ થાય. તે બહુ દૂર ન મોકલી શકાય, તેમ લાંબો વખત સંઘરી પણ ન રાખી શકાય. એટલે અમુક મર્યાદિત પ્રદેશમાં તેની છત — તેનો જથ્થો — બહુ જ વધી જાય છે, વાપરનારા તો એટલા ને એટલા જ હોય છે, એટલે તેની માંગ છતના પ્રમાણમાં વધતી નથી. પરિણામે તે ઘણી જ સસ્તી થઈ જાય છે. છતનું જોર કિંમત નક્કી કરવામાં જે ભાગ ભજવે છે તેનો આ દાખલો છે. સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે ઝટ બગડી જાય એવી વસ્તુઓની બાબતમાં માંગ અને છતનો મેળ બેસાડી શકાતો નથી. તેથી તેના ભાવમાં વારંવાર ફેરફાર થયાં કરે છે. લાંબો વખત સુધી ટકી શકે એવી વસ્તુઓની બાબતોમાં છત અને માંગનું પ્રમાણ એકબીજા સાથે બંધબેસતું કરી શકાય છે. તેથી તેવી વસ્તુઓના ભાવ પ્રમાણમાં સ્થિર રહે છે.

**૭.** ઉપરના દાખલાઓ ઉપરથી સામાન્ય રીતે આપણે એમ કહી શકીએ કે :

૧. કોઈ પણ વસ્તુની માંગના પ્રમાણમાં એ વસ્તુની છત બજારમાં વધારે હોય તો એ વસ્તુની કિંમત ઘટે છે.

૨. કોઈ પણ વસ્તુની માંગના પ્રમાણમાં એ વસ્તુની છત બજારમાં ઓછી હોય તો એ વસ્તુની કિંમત વધે છે.

૩. જે વસ્તુ લાંબો વખત ટકી શકે એવી હોય અને જેની બજારમાં છત થઈ જતી રોકાઈ શકે એમ હોય તેવી વસ્તુના ભાવ સ્થિર રહે છે.

૪. તાત્કાલિક છતને અભાવે જે વસ્તુ મોંઘી થઈ જવાનો સંભવ હોય, પણ જો તેની માંગ મુલતવી રાખી શકાય એવી હોય તો એ વસ્તુના ભાવ વધી જતા નથી અને સ્થિર રહે છે.

## ચાલુ બજારભાવ અને સામાન્ય ભાવ

૮. વસ્તુઓના બજારભાવ, માંગ અને છતમાં ઊભા થતા તાત્કાલિક ફેરફારોને કારણે વારંવાર બદલાયાં કરે છે. પણ આપણે જો લાંબા ગાળાનું નિરીક્ષણ કરીએ તો જોવામાં આવે છે કે ઘણીખરી વસ્તુઓના ભાવમાં મોટે ભાગે સ્થિરતા જેવું હોય છે. ઘીનો દાખલો લઈએ. બજારમાં રોજ જોવા જઈએ તો ઘીના ભાવ રોજ જુદા જુદા જોવામાં આવે છે. પણ અત્યારના અસાધારણ અને અપવાદરૂપ ભાવો છોડી દઈએ અને યુદ્ધ પહેલાંના લગભગ વીસ વરસના ગાળાના ઘીના ભાવ તપાસીએ તો ઘીના ભાવ કાચા મણના રૂ. ૨૫)ની આસપાસ રહેલા જણાશે. તે જ પ્રમાણે યુદ્ધ પહેલાંના લગભગ દસ વરસના ગાળામાં અમદાવાદમાં ચોખ્ખા ખાતરીલાયક દૂધનો ભાવ રતલનો દોઢ આનો જોવામાં આવે છે. રોજરોજના ભાવ અથવા ચાલુ બજારભાવ, આ સામાન્ય ભાવ અથવા લાંબા ગાળામાં પ્રવર્તતા ભાવની આસપાસ ફર્યાં કરે છે.

**૯.** આ સામાન્ય અથવા લાંબા ગાળાના ભાવ મોટે ભાગે એ વસ્તુના ઉત્પાદન ખર્ચ ઉપર આધાર રાખે છે. વસ્તુના સામાન્ય ભાવ જો ઉત્પાદન ખર્ચ કરતાં વધારે રહે તો ઘણા ઉત્પાદકો એ ધંધા પ્રત્યે આકર્ષાય અને જૂના ઉત્પાદકો પણ પોતાનું ઉત્પન્ન વધારવા મંડી પડે. એટલે એ વસ્તુની છત વધી પડે અને તેને પરિણામે સામાન્ય ભાવ નીચા રહેલા લાગે. બીજી તરફથી જો વસ્તુના સામાન્ય ભાવ ઉત્પાદન ખર્ચ કરતાં ઓછા જ રહે તો કેટલાક ઉત્પાદકો ઓછું કામ કરી પોતાનું ઉત્પન્ન ઘટાડી નાખે અને કેટલાક

ઉત્પાદકો પોતાનો ધંધો બંધ કરી દે. પરિણામે એ માલની છત ઓછી થઈ જાય અને સામાન્ય ભાવ વધે.

**૧૦.** ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્પાદનમાં વધારો ઘટાડો કરવાનું ત્યારે જ બની શકે જ્યારે એ વસ્તુ જોઈએ તેટલા વધારે પ્રમાણમાં જ્યારે જોઈએ ત્યારે બનાવી શકાય એવી હોય, અથવા એ વસ્તુ બનાવવાનું ઉત્પાદકની મરજી પ્રમાણે જોઈતા પ્રમાણમાં ઘટાડી શકાય અથવા બંધ કરી શકાય, એમ હોય. આવી વસ્તુઓના ભાવ ઉત્પાદન ખર્ચ કરતાં બહુ વધારે કે બહુ નીચા ન રહે. જો વધેલી માંગને અનુસરીને વસ્તુનો જથ્થો વધારતાં ઘણી વાર લાગે એમ હોય તો એટલો વખત એ વસ્તુના ભાવ ઉત્પાદન ખર્ચ કરતાં ઘણા વધારે રહે. ખેતીની પેદાશની છત સામાન્ય રીતે સ્થિર રહે છે. કારણ મોસમમાં જેટલો પાક થયો એટલો ખરો, તેની માંગ ગમે તેટલી વધારે થાય તો પણ એ મોસમમાં તો નવો પાક — નવું ઉત્પાદન નથી જ થઈ શકતું. ખોરાકની વસ્તુઓમાં તો માંગ પણ સ્થિર હોય છે. પણ રૂ, તંબાકુ એ એવી વસ્તુઓ છે જેની માંગમાં વધઘટ થાય. બીજી તરફથી કારખાનામાં પેદા થતા માલના ઉત્પન્નમાં વધારો ઘટાડો કરવાનું ખેતીની પેદાશના પ્રમાણમાં સહેલું છે. ઉત્પાદન વધારવું હોય તો કારખાનું રાતપાળી ચલાવી શકાય છે, અને ઘટાડવું હોય તો થોડા સંચા બંધ રાખી શકાય છે. જો કે તેમાં પણ જાતજાતની મુશ્કેલીઓ તો આવે જ. હકીકતમાં તો ભાગ્યે જ કોઈ વસ્તુ એવી હોય છે જેનું ઉત્પન્ન માંગને અનુસરીને તાત્કાલિક વધારી કે ઘટાડી શકાય. જ્યારે માંગ એવી વસ્તુ છે કે જે સહેજ સહેજમાં વધી કે ઘટી જાય છે. એટલે ટૂંકા ગાળા માટે તો બજાર કિંમતનો આધાર માંગ ઉપર જ રહે છે. માલની છત ઓછી હોય કે વધારે પણ તેની માંગ અથવા ઘરાકી કેટલી છે, ઘરાક કેટલે સુધી તેની કિંમત આપવા તૈયાર છે તે ઉપરથી જ બજાર કિંમત નક્કી થાય છે. પરંતુ બહુ લાંબા વખત માટે વસ્તુનો બજારભાવ ઉત્પાદન ખર્ચ કરતાં બહુ ઓછો કે બહુ વધારે ન રહી શકે.

### વેચનાર અને ખરીદનારા વચ્ચેની અસમાનતા

**૧૧.** પણ વ્યવહારમાં બધા દાખલામાં આ પ્રમાણે જોવામાં આવતું નથી. દાખલા તરીકે આપણા ખેડૂતોને એમના પકવેલા માલના જે ભાવ ઊપજે છે તે એમને થતા ઉત્પાદન ખર્ચ જેટલા હોય છે એમ ન કહેવાય. એમની કંગાલિયત અને એમની વધતી જતી દેવાદાર સ્થિતિ એ એનો દાર્શનિક પુરાવો છે. છતાં એ લોકો ખેતીનો ધંધો ચાલુ જ રાખે છે એનું મોટામાં

મોટું કારણ એ છે કે ખેતી સિવાય બીજો કશો કામધંધો એમની પાસે છે નહિ. જ્યાં સુધી ખેતી કરવાનું ચાલુ રાખે ત્યાં સુધી એને ચૂસવાને લોભે એને કોઈ ને કોઈ ધીરનાર મળ્યાં કરે. વળી પાકેલો માલ વેચાઈ જાય અથવા શાહુકારો લઈ જાય ત્યાં સુધી ખેડૂતને તેમાંથી કાંઈ ને કાંઈ ખાવાનું પણ મળે. પણ ખેતીમાંથી ઉત્પાદન ખર્ચ જેટલું નથી મળતું અને ખોટ આવે છે એમ કરીને ખેતી છોડી દે તો બીજે જ દિવસથી એનો બધો વ્યવહાર બંધ થઈ જાય અને શું ખાવું એ મોટો પ્રશ્ન થઈ પડે. એટલે ઉત્પાદન ખર્ચ જેટલું ન મળતું હોવા છતાં ખેડૂત પોતાનો ખેતીનો ધંધો ચાલુ રાખે છે. ખેતીના ધંધામાં ઉત્પાદન ખર્ચ જેટલું કેમ નથી મળી રહેતું તેનાં અનેક કારણો છે. એક કારણ તો એ છે કે પોતાના માલના સારા ભાવ આવે ત્યારે જ અને પોતાની મરજી મુજબ પોતાનો માલ વેચવો કે ન વેચવો એની એને સ્વતંત્રતા નથી હોતી. માલ ખળામાં પડ્યો હોય ત્યાં તો મહેસૂલનો હપતો શરૂ થાય, એ હપતો ભરવાનાં નાણાં પોતાની પાસે હોય નહિ અને સરકારી મહેતાના તકાદાનો કોરડો વીંઝાતો હોય. ખેડૂતનો માલ ખરીદનારા વેપારીઓ ખેડૂતની આ વખતની ગરજ વર્તી જાય છે અને તેથી એના માલના બહુ ઓછા ભાવ એને બતાવે છે. ગરજના માર્યા ખેડૂતને પોતાનો માલ ઓછે ભાવે વેચી નાખવો પડે છે. મહેસૂલનો હપતો ભરતાં જે માલ બાકી રહે તેના ઉપર શાહુકાર તકાદો કરે છે, એ પોતાના લેણા પેટે માલ ખેંચી જાય છે, અને પોતાના ચોપડામાં ઓછા ભાવે જમા કરે છે. આમાં ખેડૂતના અજ્ઞાન કરતાં યે તેની ગરજ અને લાચારી વધારે ભાગ ભજવે છે. પોતાના માલના વેચાણનો સોદો પોતાનો લાભ સાચવીને પોતાની મરજી મુજબ કરવાની તેને સ્વતંત્રતા નથી રહેતી. વળી જેની સાથે એ સોદો કરવાનો હોય છે તેની અને ખેડૂતની વચ્ચે પરિસ્થિતિની સમાનતા નથી હોતી. ખેડૂત દબાયેલો, ગરજુ અને સાધનહીન હોય છે, જ્યારે શાહુકાર અથવા વેપારી ઉપર હાથવાળો, સાધનસંપન્ન તથા ભારે લાગવગવાળો હોય છે.

**૧૨.** આવો જ પ્રકાર ખરીદનારા માણસો ગરજુ તથા લાચાર સ્થિતિમાં હોય ત્યારે બને છે. ખરીદનારને ઉધાર માલ જોઈતો હોય ત્યારે તેને ઘણા વધારે દામ આપવા જ પડે છે. વળી તેઓ ગરજુ સ્થિતિમાં હોય, દા. ત. ખેતર ખેડાઈને બરાબર તૈયાર થઈ ગયું હોય, વાવેતરની ખરી તક આવી હોય તે વખતે જો બી વેપારીને ત્યાંથી ખરીદવાનું હોય તો વેપારી ખેડૂતની ગરજનો લાભ લઈ બીના બહુ જ ઊંચા ભાવ લે છે. સામાન્ય રીતે વાવેતરના બીના ભાવ હમેશાં ઊંચા જ રહે છે. એટલે વસ્તુના સામાન્ય બજારભાવ

ઉત્પાદન ખર્ચ કરતાં બહુ ઊંચા કે બહુ નીચા ન રહી શકે એમ કહેવાની સાથે એ શરતો મૂકવી જોઈએ કે ઉત્પાદક અથવા વેચનાર પોતાના વ્યવહાર પોતાની મરજી મુજબ ચલાવવા માટે પૂરેપૂરો સ્વતંત્ર હોવો જોઈએ અને વેચનારા તથા ખરીદનારા વચ્ચે તમામ પ્રકારે સમાનતાની પરિસ્થિતિ પ્રવર્તતી હોવી જોઈએ. પણ એની સાથે એ પણ કહેવું જોઈએ કે અત્યારના સમાજમાં વેચનારા અને ખરીદનારા વચ્ચે આ જાતની સમાનતા અને સ્વતંત્રતા બહુ જ થોડા દાખલામાં હોય છે, તેથી ઉત્પાદન ખર્ચનો આ નિયમ બરાબર અમલમાં આવી શકતો નથી. લાંબા વખત માટે વસ્તુના બજારભાવ ઉત્પાદન ખર્ચથી બહુ ઓછા કે બહુ વધારે ન રહી શકે એમ કહેવાને બદલે એમ કહેવું જોઈએ કે ન રહેવા જોઈએ.

## ઉત્પાદન ખર્ચ

### નાણાં-ખર્ચ અને માનવ-ખર્ચ

**૧૩.** હવે ઉત્પાદન ખર્ચનો વધારે વિગતવાર વિચાર કરીશું. ઉત્પાદન ખર્ચની જ્યારે ગણતરી કરવામાં આવે છે ત્યારે સામાન્ય રીતે એ વસ્તુ ઉત્પન્ન કરવામાં ઉત્પાદકને નાણાંનું કેટલું ખર્ચ થાય છે એ જ ગણવામાં આવે છે. જે વસ્તુ તૈયાર કરવી હોય તે માટેનો કાચો માલ ખરીદવામાં કેટલાં નાણાં લાગ્યાં, તેના ઉપર મજૂરી કરનારાને કેટલી મજૂરી ચૂકવવી પડી, તે વસ્તુ બનાવવા માટેનાં ઓજારો, સંચા વગેરે ખરીદવામાં જે રોકાણ થયું તેના ઉપર કેટલું વ્યાજ આપવું પડ્યું, વળી એ સાધનોને કેટલો ઘસારો પહોંચ્યો, કારખાનું બાંધવામાં રોકાયેલી જમીનનું કેટલું ભાડું આપવું પડ્યું, મકાન બાંધવામાં રોકાયેલી મૂડીનું કેટલું વ્યાજ થયું તથા મકાનને કેટલો ઘસારો પહોંચ્યો, એ બધાની ગણતરી ઉત્પાદન ખર્ચમાં કરવામાં આવે છે. વળી દેખરેખ રાખનારા તથા વ્યવસ્થાના કામમાં રોકાયેલા માણસોના પગારનો તથા ઉત્પાદક અથવા યોજકના મહેનતાણાનો, યોજના શક્તિનો અને સાહસનો બદલો એ પણ ગણવામાં આવે છે. પણ આપણે ગમે તેટલી ઝીણી ઝીણી વિગતો મૂકીએ અને તેની કિંમત નાણાંના રૂપમાં મૂકીએ તેથી સાચા ઉત્પાદન ખર્ચનો ક્યાસ બાંધી શકાતો નથી. કારણ નાણાંના ગજથી બધી વસ્તુઓની સાચી કિંમત આંકી શકાતી જ નથી. ઉત્પાદનના કામમાં રોકાયેલા મજૂરોને બજાર ભાવે મજૂરી ચૂકવવામાં આવે એટલે આપણને એમ લાગે છે કે મજૂરને તેની મજૂરીના પૂરા દામ આપવામાં આવ્યા. મજૂરોને કારખાનામાં જે હાડમારી વેઠવી પડે છે, કામ કરતાં શરીરને અને મનને જે ઘસારો લાગે છે, તેમને જો વચમાં વચમાં બેકાર રહેવું પડે તો તે વખતે જે શારીરિક અને માનસિક યાતના ભોગવવી

પડે છે, એની કિંમત પેલી મજૂરીમાં ક્યાં ગણાય છે? વળી યોજકને અથવા ઉત્પાદકને પણ પોતાનો માલ વેચાય કે ન વેચાય તેનાં જે જોખમો ખેડવાં પડે છે તથા એકબીજા સાથેની હરીફાઈમાં કેટલીક વાર પાયમાલ થઈ જવું પડે છે તેની ગણતરી પણ નાણાંના રૂપમાં શી રીતે કરી શકાય? ઊંડા ઊતરીને વિચાર કરીએ તો આ બધી વસ્તુઓનો બોજો છેવટે સમાજ ઉપર પડે છે તો ખરો જ. બજારમાં વસ્તુ કદાચ સસ્તી મળે પણ એ વસ્તુના ઉત્પાદનમાં માણસને હાડમારીઓ ભોગવવી પડી હોય, અથવા વચમાં કેટલાંક કારખાનાં બંધ થવાથી આર્થિક કટોકટીઓ આવી હોય તેને લીધે સમાજને આર્થિક કષ્ટો તો ભોગવવાં જ પડ્યાં હોય છે. આ પણ એક જાતનું ખર્ચ જ ગણાય. માણસને ભોગવવાં પડેલાં આવાં કષ્ટોને આપણે માનવખર્ચ એવું નામ આપીશું. ઉત્પાદનના વાજબી અથવા ન્યાયી ખર્ચમાં આ બધા માનવ-ખર્ચની ગણતરી પણ આવવી જોઈએ. પણ અત્યારની અર્થવ્યવસ્થામાં ઉત્પાદનનું નાણાં-ખર્ચ જ ગણવામાં આવે છે, ઉત્પાદનમાં લાગતું માનવ-ખર્ચ ગણતરીમાં લેવામાં આવતું નથી. કોઈ પણ વસ્તુના ઉત્પાદન માટે કોઈ ને કોઈને કાંઈ ને કાંઈ હાડમારી વેઠવી પડે છે, ભોગ આપવો પડે છે, ત્યાગ કરવો પડે છે, ચિંતા વહોરવી પડે છે અને સાહસ ખેડવાં પડે છે. પણ આ બધાનું માપ નાણાંમાં કાઢવું બહુ મુશ્કેલ છે, લગભગ અશક્ય છે. એટલે પછી યોજકના નફાની જોગવાઈ રાખી તેના જોખમ અને સાહસનો બદલો એ નફામાં એને મળી રહે છે, એમ કહેવામાં આવે છે. જો કે મજૂરની હાડમારી અને યાતના જેનું માનવ-ખર્ચ યોજકના જોખમ અને સાહસ કરતાં ઘણું જ વધારે છે તેની કશી જોગવાઈ હજી સુધી ઉત્પાદનખર્ચમાં કરવામાં નથી આવી અને આ એક મોટી ન્યૂનતા ગણાવી જોઈએ. આ ન્યૂનતા ત્યારે જ ટળી શકે, જ્યારે કોઈ પણ ઉત્પાદનનો વિચાર કરતી વખતે તેને લગતા તમામ પ્રકારના માનવ-ખર્ચનો વિચાર કરવામાં આવે અને એ માનવ-ખર્ચો નાબૂદ થઈ જાય એ રીતે જ ઉત્પાદનનું કામ ગોઠવવામાં આવે.

### ચાલુ ખર્ચ અને મૂડી-રોકાણ ખર્ચ

**૧૪.** ઉત્પાદનના નાણાં-ખર્ચના બે મુખ્ય વિભાગ પાડી શકાય: ૧. ચાલુ ખર્ચ અને ૨. મૂડી-રોકાણ ખર્ચ. ચાલુ ખર્ચમાં કાચા માલની કિંમત, વાહન-ખર્ચ, મજૂરો તથા મુકાદમોના પગારો, અને કારખાનું ભૌતિક શક્તિથી ચાલતું હોય તો તેનું ખર્ચ, એ મુખ્ય હોય છે. આ ખર્ચ ઉત્પન્ન થયેલી દરેક વસ્તુ ઉપર સીધેસીધું ચડે છે. માલ જેટલો વધારે બનાવવામાં આવે તેટલું આ ખર્ચ વધે. કાપડના તાકાનો દાખલો લઈએ તો જેટલા વધારે કાપડના તાકા બનાવવામાં આવે તેટલું રૂ વધારે જોઈએ; પીંજનારા, કાંતનારા,

વણનારા, મુકાદમી કરનારા એમની મજૂરી વધારે થાય; અને ભૌતિકશક્તિનો ઉપયોગ કરવામાં આવતો હોય તો તેનું ખર્ચ પણ વધારે થાય. એટલે જેટલા વધારે તાકા ઉત્પન્ન કરવામાં આવે એટલું આ ખર્ચ વધે. બીજી તરફથી મૂડી રોકાણ ખર્ચમાં કારખાનાનું મકાન, સંચાઓ, ઓફિસ ખર્ચ, દીવા-બત્તીનું ખર્ચ, વીમાનું ખર્ચ વગેરે આવે છે. આ ખર્ચ એવું છે કે કારખાનું પૂરો વખત ચાલે કે ઓછો વખત ચાલે, તેમાંથી માલ વધારે પેદા થાય કે ઓછો પેદા થાય, એ ખર્ચ રહેવાનું જ, એમાં ઝાઝો ફેર પડવાનો નહિ.

૧૯. કોઈ પણ વસ્તુની વેચાણ કિંમત ઉપર તેના ચાલુ ખર્ચ ઉપરાંત આ મૂડી રોકાણનું ખર્ચ કેટલું ચઢાવવું એ નક્કી કરવું મુશ્કેલ હોય છે. પણ એક ધંધો લાંબો વખત ચાલ્યો હોય તો તેના અનુભવ તથા આંકડા ઉપરથી અમુક ટકા ચઢાવવા પોસાય એવો અંદાજ બાંધી શકાય છે. લાંબા ગાળાનો હિસાબ કાઢતાં તૈયાર માલની વેચાણ કિંમતમાંથી આ બંને ખર્ચ —ચાલુ ખર્ચ તેમ જ મૂડી રોકાણ ખર્ચ— પૂરેપૂરાં નીકળી રહેવાં જોઈએ. જો કે કેટલીક વાર થોડા વખતને માટે ધંધાદારીઓ ચાલુ ખર્ચ મળી રહે ત્યાં સુધી ઉત્પાદન ચાલુ રાખવા તૈયાર થાય છે ખરા. વેપારમાં બહુ મંદી આવી ગઈ હોય, બજારમાં માંગ ઓછી હોય, ત્યારે બજાર ભાવ નીચા પડી જાય છે અને કુલ ઉત્પાદન ખર્ચ ન નીકળી શકે એવું બને છે. તેવે વખતે કારખાનું બંધ કરી દઈ, મજૂરોને રજા આપી દઈને ઉત્પાદક મકાન તથા સંચા વેચી નાખવા જાય તો એકદમ બહુ ભારે નુકસાનમાં ઊતરી પડે, તેને બદલે સારા અવસરની રાહ જોઈને જ્યાં સુધી ચાલુ ખર્ચ નીકળી રહે ત્યાં સુધી એ માલ બનાવવાનું ચાલુ રાખે છે. ઉત્પાદકોને ઉત્પાદન ખર્ચ પણ ન મળી રહે એવી મંદી બહુ લાંબો વખત ચાલતી નથી. એટલે એકદમ મોટા નુકસાનમાં ઊતરીને પાયમાલ થઈ જવાને બદલે થોડો વખત મૂડી-રોકાણ ઉપરના ખર્ચનું નુકસાન ઉત્પાદક વેઠી લે છે. જો કે અચોક્કસ મુદત સુધી કોઈ પણ ઉત્પાદક ખોટ ખાયાં કરે નહિ. એટલે અમુક વખત રાહ જોયા પછી પણ સ્થિતિ ન જ સુધરે તો કારખાનું બંધ જ કરી દેવું પડે છે. આવે પ્રસંગે નબળાં, જેમાં વ્યવસ્થાની ખામીને લીધે, સંચાની ખામીને લીધે, અથવા બીજી કોઈ ખામીને લીધે બીજા કરતાં ઉત્પાદન ખર્ચ વધારે આવતું હોય એવાં કારખાનાં બંધ થઈ જાય છે, પરિણામે ઉત્પાદનનો જથો એટલે કે માલની છત બજારમાં ઘટે છે અને ભાવ ફરી પાછા ચઢવા માંડે છે.

૧૬. જે કારખાનામાં સ્થાવર મૂડી રોકાણ વિશિષ્ટ પ્રકારનું હોય તે જો બંધ કરવું પડે તો આખું મૂડી રોકાણ નુકસાન ખાતે જાય છે. જ્યાં

કારખાનાના મકાન, સંચા વગેરેનો ઉપયોગ બીજા કામમાં થઈ શકે તેમ હોય ત્યાં તો તેના ખરીદનારા મળી આવે છે. એટલે આવું કારખાનું વેચી નાખતાં કાંઈક તો ઊપજે જ છે. પણ એવું કામ હોય જેની સ્થાવર મૂડીનો બીજો ઉપયોગ જ ન થઈ શકે ત્યાં તેમાં રોકાયલી તમામ મૂડી બરબાદ થઈ જાય છે. દા. ત. પનામાની નહેર ખોદનારી પહેલી કંપની પડી ભાંગી તેણે ત્યાં જે મકાનો બાંધ્યાં હશે, સરસામાન એકઠો કર્યો હશે તે બધો તે વખત પૂરતો તો તદ્દન નકામો જ ગયો. અથવા એક રેલવે લાઈન નાખવા માટે ગરનાળાં અથવા પુલો બાંધવા પડે અને બોગદાં ખોદવાં પડે, પણ ત્યાં જો રેલ્વે લાઈન ન ચાલુ થાય અથવા ચાલુ કર્યા પછી બંધ થાય તો આ બધું ખર્ચ તદ્દન જ નકામું જાય છે. જ્યાં આવી પરિસ્થિતિ હોય ત્યાં કામ બંધ કરી નાખતાં પહેલાં યોજક બહુ વિચાર કરે છે.

**૧૭.** એક બીજા સંજોગમાં પણ ઉત્પાદક કુલ ઉત્પાદન ખર્ચ કરતાં ઓછે ભાવે પોતાનો માલ વેચવા તૈયાર થાય છે. જે ધંધામાં મૂડી રોકાણ ખર્ચ વધુ પ્રમાણમાં થાય એમ હોય તેમાં વધારે જથામાં માલ ઉત્પન્ન કરવામાં ઉત્પાદકને લાભ હોય છે. કારણ માલનો જથો વધારે કાઢવા માટે મૂડી રોકાણ ખર્ચ કાંઈ વધારવું પડતું નથી. લગભગ સ્થિર રહેનારું મૂડી રોકાણ ખર્ચ જેમ વધારે જથા ઉપર ફળવાઈ જાય તેમ માલ સસ્તો પડે છે. પણ એવડા મોટા જથામાં માલની માંગ પોતાના દેશમાં ન હોય, ત્યારે ઉત્પાદકો એક યુક્તિ કરે છે. પેલું સ્થિર મૂડી રોકાણનું બધું ખર્ચ પોતાના દેશમાં જેટલો માલ ખપે તેટલા માલ ઉપર જ ફાળવી નાખે છે, અને વધારાનો તૈયાર કરેલો માલ કેવળ ચાલુ ખર્ચ જ ચઢાવીને એટલે કે પોતાના દેશના કરતાં સસ્તે ભાવે વેચવા પરદેશનાં બજારો ઉપર લાદે છે. આમ કરીને પરદેશના ઉદ્યોગોને તેઓ હરીફાઈમાં તોડી પાડે છે. પછી બજાર બરાબર કબજે થાય એટલે કે એ બજારમાં બીજો કોઈ હરીફ ન રહે ત્યારે ત્યાં ભાવ ચઢાવવા માંડે છે. આવું થાય ત્યારે જે દેશમાં માલ ઉત્પન્ન થતો હોય તે દેશમાં એ માલ મોંઘો હોય પણ બીજા દેશોમાં એનો એ માલ સસ્તો હોય એવું બને છે. આ જાતના પ્રકારને માલની લાદણી (ડમ્પિંગ) કહેવામાં આવે છે.

**૧૮.** આને જ મળતો એક પ્રકાર જુદા સંજોગોમાં ઊભો થાય છે. ગયા મહાયુદ્ધ (૧૯૧૪–૧૮) પછી જર્મની પાસેથી યુદ્ધ–દંડની વસુલાત પેટે ઇંગ્લંડની સરકારે જર્મનીમાં બનેલો માલ બહુ સસ્તા ભાવે લેવા માંડયો; અને ઇંગ્લંડના બજારમાં વેચવા મૂકચો. ઇંગ્લંડના ઉત્પાદકો આ સસ્તા માલની હરીફાઈમાં ટકી શકચા નહિ, અને તેમને પોતાનાં કારખાનાં બંધ કરવાં પડ્યાં.

## વધતી, ઘટતી અથવા સ્થિર પેદાશના નિયમની બજાર-કિંમત ઉપર અસર

૧૯. જે માલ ઉત્પન્ન કરવાનો હોય તેને વધતી પેદાશનો, સ્થિર રહેતી પેદાશનો કે ઘટતી પેદાશનો નિયમ* એમાંથી કયો નિયમ લાગુ પડે એમ છે તેના ઉપર તે માલના ઉત્પાદન ખર્ચનો અને તેને લઈને બજાર કિંમતનો આધાર રહે છે. ધારો કે વસ્તુ એવી હોય કે તેના ઉત્પાદનને વધતી પેદાશનો નિયમ લાગુ પડતો હોય. આવા માલની માંગ વધે અને ઉત્પાદક વધુ પ્રમાણમાં માલ બનાવે તો જેમ તે વધુ પ્રમાણમાં બનાવતો જાય તેમ એ માલ ઉપરનું ઉત્પાદન ખર્ચ તેને ઓછું આવતું જાય. માલની માંગ વધે તો તેના ભાવ પણ વધે અને માંગ ઘટે તો તેના ભાવ પણ ઘટે એવી જે સામાન્ય માન્યતા છે તેથી ઊલટો પ્રકાર અહીં બને છે. માલની માંગ વધે છે ત્યારે કિંમત ઘટાડી શકાય છે અને માલની માંગ ઘટે છે ત્યારે કિંમત વધારવી પડે છે.

૨૦. જે માલને સ્થિર પેદાશનો નિયમ લાગુ પડતો હોય તે માલની માંગમાં વધઘટ થાય તેની અસર તેના ઉત્પાદન ખર્ચ ઉપર અને પરિણામે તેની કિંમત ઉપર કશી થતી નથી.

૨૧. જે માલને ઘટતી પેદાશનો નિયમ લાગુ પડતો હોય તેના માલની માંગ જો વધે તો તે વધેલી માંગને પહોંચી વળતાં ઉત્પાદન ખર્ચ પ્રમાણમાં વધે છે. એટલે માંગ વધતાં બજાર કિંમત વધે છે. જો માંગ ઓછી થાય તો ઓછું ઉત્પાદન કરવું પડે અને અમુક હદ સુધી ઉત્પાદન ખર્ચનું પ્રમાણ ઘટે, એટલે માંગ ઓછી થતાં બજાર કિંમત ઓછી થાય છે.

### ઉત્પાદન ખર્ચની હદ

૨૨. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે ઉત્પાદકો તો ઘણા હોય છે અને દરેક ઉત્પાદકનું ઉત્પાદન ખર્ચ એક સરખું નથી હોતું. ત્યારે બજારભાવ કયા ઉત્પાદકના ઉત્પાદન ખર્ચને અનુસરશે? કોઈ ઉત્પાદકે પોતાનો ધંધો વહેલો શરૂ કર્યો હોય, તેને કેટલીક કુદરતી અનુકૂળતાઓ મળી ગઈ હોય, ધંધાનો અનુભવ પોતાને સારો થઈ ગયો હોય, કારીગરો પણ જૂના, અનુભવી અને વિશેષ કુશળ મળી ગયા હોય, વળી પેઢી જામી ગયેલી હોવાથી કાચા માલની ખરીદ તથા તૈયાર માલના વેચાણ માટે ઘરાકો બંધાઈ ગયાં હોય અને જાહેરખબરો વગેરેનું ખર્ચ ન કરવું પડતું હોય અથવા બહુ ઓછું કરવું પડતું હોય, બજારમાં આંટ સારી હોય એટલે વ્યાજવટાવમાં પણ લાભ મળતો હોય, આવા ઉત્પાદકને સ્વાભાવિક રીતે જ ઉત્પાદન ખર્ચ પ્રમાણમાં ઘણું

---

* આ નિયમ માટે જુઓ આ નિયમ ઉપરનું પ્રકરણ ૯ મું પા ૧૬૯.

ઓછું આવે છે. વળી કોઈ ઉત્પાદક નવો હોય પણ તેણે છેલ્લામાં છેલ્લી ઢબના સંચા નાંખ્યા હોય અને છેલ્લામાં છેલ્લી ઢબની શાસ્ત્રીય પદ્ધતિએ તે કામ કરતો હોય તો તેને પણ ઉત્પાદન ખર્ચ ઓછું આવે છે. ત્યારે કોઇ ઉત્પાદક પૂરતો બાહોશ ન હોય, તેને કુદરતી સગવડો જોઈએ તેવી ન મળી શકી હોય, મૂડીની જોઈએ તેવી છૂટ ન હોય, તો તેને ઉત્પાદન ખર્ચ પ્રમાણમાં વધારે આવે છે. આમ ઉત્પાદન ખર્ચ કોઈને વધારે આવે અને કોઈને ઓછું આવે. પણ બજારના નિયમ પ્રમાણે સૌને પોતાના માલની કિંમત તો એક સરખી જ ઊપજવાની. આ બજાર-કિંમત કયા ઉત્પાદકના ઉત્પાદન ખર્ચને અનુસરશે ?

**૨૩.** એનો જવાબ એવો આપવામાં આવે છે કે માંગને પહોંચી વળવા માટે જેટલા ઉત્પાદકોને કામ કરવું પડે તેમાં જે ઉત્પાદકનું ઉત્પાદન ખર્ચ વધારેમાં વધારે આવતું હોય તે ઉત્પાદકના ઉત્પાદન ખર્ચ પ્રમાણે બજારની કિંમત રહેશે. ધારો કે કાપડના પાંચ લાખ તાકાની માંગ છે. એક એક લાખ તાકા તૈયાર કરનારા પાંચ ઉત્પાદકો થઈને એટલો માલ પૂરો પાડી શકે એમ છે. પહેલા ઉત્પાદકને તાકા દીઠ રૂ. ૪) ઉત્પાદન ખર્ચ આવે છે, બીજાને રૂ. ૪।, ત્રીજાને રૂ. ૪॥, ચોથાને રૂ. ૪॥। અને પાંચમાને રૂ. ૫) આવે છે. આ સંજોગોમાં કાપડના તાકાની બજાર કિંમત રૂ. ૫) રહેશે, કારણ છેલ્લા ઉત્પાદકના પ્રયાસ વગર કાપડની માંગને પહોંચી શકાય એમ નથી અને એને પોતાનો માલ રૂ. ૫) થી ઓછે વેચવાનું પોસાય એમ નથી. આમાં એવું બનશે કે પહેલા ચાર ઉત્પાદકોને વધારે પડતો નફો મળશે. પણ છેલ્લો ઉત્પાદક થોડો નફો મળે ત્યાં સુધી કામ કરવા તો તૈયાર થશે જ. આ ઉપાદકને તદ્દન છેડા ઉપરનો અથવા હદ કે સીમાડા ઉપરનો ઉત્પાદક કહેવામાં આવે છે.

**૨૪.** જો કાપડના તાકાની માંગ ઘટીને ચાર લાખની થઈ જાય તો પહેલા ચાર ઉત્પાદકો પોતાનો બધો માલ ખપાવી દેવાની ખાતર તાકાની કિંમતમાં ઘટાડો કરશે, તેમ ન કરે તો પાંચમા ઉત્પાદકનો માલ પણ ખપ્યાં કરે અને પહેલા ચારનો થોડો ઘણો માલ પડ્યો રહે. પણ આ ચાર ઉત્પાદકો જરૂર કરતાં વધારે ઘટાડો તો નહિ જ કરે. એટલે તાકાનો ભાવ ઉતરીને રૂ.૪॥। ઉપર આવશે. એ ભાવે છેલ્લા એટલે પાંચમા ઉત્પાદકને કાપડ વેચવું નહિ પોસાય એટલે એ પોતાનું કામ બંધ કરી દેશે. આ સંજોગમાં પેલો ચોથો ઉત્પાદક છેડા ઉપરનો અથવા સીમાડા ઉપરનો ઉત્પાદક બનશે.

**૨૫.** હવે ધારો કે કાપડની માંગ વધી અને ૭ લાખ તાકાની થઈ તો પેલા પાંચ ઉત્પાદકો વધુ ઉત્પાદન ખર્ચ વેઠીને પણ પોતાનું ઉત્પાદન વધારશે. અને

જો નહિ વધારી શકે એમ હશે તો છઠ્ઠો ઉત્પાદક ક્ષેત્રમાં આવશે. તેને જો તાકાનું ઉત્પાદન ખર્ચ રૂ. પા આવતું હશે તો છયે લાખ તાકાની કિંમત રૂ. પા થશે. આ છઠ્ઠો ઉત્પાદક સીમાડા ઉપરનો ઉત્પાદક બનશે અને એનું ઉત્પાદન ખર્ચ એ ઉત્પાદન ખર્ચની છેલ્લી હદ હશે. એથી વધુ ઉત્પાદન ખર્ચ જેને આવે તે કાપડના ઉત્પાદનમાં ઊભો રહી શકે નહિ.

**૨૬.** ઉત્પાદન ખર્ચની હદ ક્યાં બંધાય છે અને કયા ઉત્પાદકને સીમાડા ઉપર રહેવું પડે છે એ સમજવા પૂરતો જ આ દાખલો કલ્પ્યો છે. બાકી સાધારણ વ્યવહારમાં તો એવું બનવાનો સંભવ વધારે છે કે માંગ વધવાની સાથે દરેક ઉત્પાદક પોતાનું ઉત્પાદન વધારવા પ્રયત્ન કરશે. પણ તેથી આપણા નિયમને બાધ આવતો નથી. માંગને પહોંચી વળવાને ઘણા ઉત્પાદકો કામ કરતા હોય ત્યાં છેલ્લામાં છેલ્લો ઉત્પાદક એટલે કે જેનો માલ લીધા વિના માંગ પૂરી ન પડી રહે તે ઉત્પાદકને જે ઉત્પાદન ખર્ચ આવે તે ઉપર માલની બજાર કિંમતનો આધાર રહે. આ ઉત્પાદન ખર્ચને આપણે ઉત્પાદન ખર્ચની છેલ્લી હદ કહી શકીએ. અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે ઉત્પાદન ખર્ચની આ હદ સ્થિર નથી હોતી. માંગમાં જે પ્રમાણે ફેરફાર થાય છે તે પ્રમાણે ઉત્પાદન ખર્ચની હદમાં પણ ફેરફાર થાય છે.

### સાર

**૨૭.** આપણે કહી ગયા છીએ કે માંગ અને છતની સંયુક્ત અસરને પરિણામે બજાર–કિંમત નક્કી થાય છે. માંગને ઉપયોગિતાની સાથે સંબંધ છે અને છતને ઉત્પાદન ખર્ચની સાથે સંબંધ છે. વ્યક્તિની તેમ જ સમુદાયની દરેક વસ્તુ માટેની ઉપયોગિતાની હદ હોય છે એ પણ આપણે જોઈ ગયા છીએ. અત્યારના આપણા અર્થવ્યવહારમાં તો વ્યક્તિને તેમ જ સમુદાયોને પોતાની ખરીદ–શક્તિ અનુસાર જુદી જુદી વસ્તુઓની ઉપયોગિતાની હદ બાંધવી પડે છે. આ રીતે બંધાયેલી ઉપયોગિતાની હદ ઉત્પાદન ઉપર અસર કરે છે. ઉપયોગિતાની હદનું નાણાં–માપ જેટલું હોય તે નાણાં–માપની અંદર ઉત્પાદન–ખર્ચ આવે ત્યાં સુધી જ ઉત્પાદકને પોતાનું ઉત્પાદન–કાર્ય ચલાવવાનું પોસાય છે. એને આપણે ઉત્પાદન–ખર્ચની હદ કહી છે. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે

> ज्यां उपयोगितानी हदनुं नाणां–माप अने उत्पादन–खर्चनी हदनुं नाणां–माप एकबीजा साथे मळतुं आवे ते नाणां–मापे बजार–किंमत नक्की थाय.

**૨૮.** આમાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે — જે અગાઉ કહેવાઈ ગઈ છે — કે મોટા ભાગની વસ્તુઓની બાબતમાં માંગ અથવા તો ઉપયોગિતાની

હદનો આધાર કિંમત ઉપર રહે છે. કિંમતની અસર જેટલા પ્રમાણમાં અને જેટલી સત્વર માંગ ઉપર થઈ શકે છે તેટલા પ્રમાણમાં અને તેટલી સત્વર છત ઉપર થઈ શકતી નથી. કિંમતમાં વધઘટ થતાં માંગમાં એકદમ વધઘટ થઈ જાય છે, પણ છતમાં વધઘટ થતાં વાર લાગે છે, એ આપણે જોઈ ગયા છીએ. બીજી વાત એ છે કે માંગને માણસની ટેવો, રીતરિવાજો, ગમા-અણગમા, ફૅશન વગેરે અ-શરીરી અથવા મનોગત વસ્તુઓ સાથે સંબંધ છે, જ્યારે છતને સ્થૂળ પદાર્થો સાથે સંબંધ છે. હવે સમાજ તો પરિવર્તનશીલ છે. લોકોની ટેવો વગેરેમાં વખતોવખત મોટા પ્રમાણમાં ફેરફાર થયાં જ કરે છે. તે જ પ્રમાણે છતની બાબતમાં પણ ઉત્પાદનની પદ્ધતિઓને લીધે ફેરફાર થાય છે ખરા. છતાં ટેવો અને ફૅશનો જેટલી ઝડપથી બદલાય તેટલી ઝડપથી ઉત્પાદનની પદ્ધતિઓમાં અને તેને પરિણામે માલના જથામાં વધઘટ ન કરી શકાય એ ઉઘાડું છે. એટલે બજાર–કિંમત માટે એક તત્કાળ પૂરતી કિંમતનો નિયમ અને બીજો લાંબા ગાળામાં પ્રવર્તતી સામાન્ય કિંમતનો નિયમ એમ બે નિયમો આપણે બાંધવા પડશે.

૧. કોઈ પણ વસ્તુની તત્કાળપૂરતી બજાર–કિંમત એ વસ્તુની છતના પ્રમાણમાં, એની માંગ કેટલી છે એટલે કે ખરીદનારા સમક્ષ પડેલા જથાની ઉપયોગિતા ખરીદનાર સમુદાયને કેટલી હદ સુધી છે તે ઉપરથી નક્કી થશે.

૨. જે માલ જોઈતા પ્રમાણમાં નવો બનાવી શકાય તેવો હોય તે માલની બાબતમાં લાંબે ગાળે બજારનો સામાન્ય ભાવ તે વસ્તુના સીમાન્ત અથવા અન્તિમ ઉત્પાદકના ઉત્પાદન ખર્ચની આસપાસ રહેશે. એટલે કે ઉત્પાદન ખર્ચની હદ કરતાં બહુ વધારે કે બહુ ઓછો નહિ રહી શકે.

**૨૯.** પણ આ બન્ને નિયમો તો જ પ્રવર્તી શકે જો બજારમાં વેચનારા વેચનારા વચ્ચે તથા ખરીદનારા ખરીદનારા વચ્ચે, તેમ જ એ બન્ને વચ્ચે ખુલ્લી અને ન્યાયી હરીફાઈ ચાલી શકતી હોય, અને માંગ અથવા છતની બાબતમાં કોઈ પણ જાતની દખલગીરી ન હોય. અત્યારની અર્થરચનામાં આવી ખુલ્લી અને ન્યાયી હરીફાઈ ઘણી વસ્તુઓની બાબતમાં નથી પ્રવર્તતી. કેટલીક વસ્તુઓની બાબતમાં ઉત્પાદકો રાજ્યની મદદથી અથવા પોતાના ઉદ્યોગોમાં સંગઠન બાંધીને ઇજારદાર જેવા બની બેઠા હોય છે. તેઓ પોતાના માલના મનમાન્યા ભાવ લઈ શકે છે. જ્યારે કેટલાક ઉત્પાદકો — જેવા કે આપણા દેશના ખેડૂતો તથા ગામડાના કારીગરો — એવી લાચાર દશામાં છે કે એમને પોતાનો માલ બહુ સસ્તે દામે, પોતાના પડતરથી પણ ઓછે દામે, આપી દેવો પડે છે. વળી અત્યારની ભયંકર આર્થિક અસમાનતાના જમાનામાં

ખરીદનારામાં પણ એક તરફથી મોટા દૈત અને બીજી તરફથી નાના વહેંતિયા એવા બે વર્ગ પડી ગયેલા છે. એ બે વચ્ચેની હરીફાઈ કોઈ પણ રીતે ખુલ્લી હરીફાઈ પણ નથી, તેમ ન્યાયી હરીફાઈ પણ નથી.

૩૦. તેથી જ અત્યારની બજાર-કિંમતોમાં ન્યાયીપણાનું કે વાજબી-પણાનું તત્ત્વ બહુ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. વાજબી કિંમત કોને કહેવાય અને તે કયે ધોરણે નક્કી થઈ શકે એનો આપણે વિચાર કરવો જોઈએ. પણ તેની ચર્ચામાં ઊતર્યા પહેલાં ઉપર જે ઇજારા જેવી સ્થિતિનો ઉલ્લેખ કર્યો તે ઇજારાનો અને ઇજારા–કિંમતનો તથા બજારમાં સટ્ટા ચાલે છે એને લીધે પણ વસ્તુઓના ભાવમાં ખોટી રીતે મોટી ઉથલપાથલો થાય છે તેનો વિચાર કરી લઈશું.

# પ્રકરણ ૬ઠ્ઠું

## ઇજારા કિંમત

૧. જ્યારે સમાજને ઉપયોગી એવી કોઈ પણ વસ્તુ કે કામગીરીના જથા ઉપર કોઈ વ્યક્તિ અથવા મંડળ સંપૂર્ણ અંકુશ ધરાવતું હોય ત્યારે એની પાસે એ વસ્તુ અથવા એ કામગીરીનો ઇજારો છે એમ કહેવાય છે. વેપારીઓ અથવા ઉત્પાદકો પોતાનાં સંગઠન બાંધીને વસ્તુઓ અથવા કામગીરીઓનું ઉત્પાદન તથા વેચાણ નિયંત્રિત કરીને તેની કિંમત ઉપર કાબૂ ધરાવે ત્યારે પણ ઇજારા જેવી સ્થિતિ ઊભી થાય છે. ઇજારો એટલે હરીફાઈનો અભાવ. જ્યારે કોઈ વસ્તુનું ઉત્પાદન એક જ માણસના હાથમાં હોય અને લોકોને એ વસ્તુ વિના ચાલે એમ ન હોય ત્યારે ઉત્પાદક એ વસ્તુના પોતાને મનગમતા ભાવ લઈ શકે છે. આવી જ રીતે માલનો આખો જથો અથવા બહુ મોટા ભાગનો જથો એક જ વેપારી કે કંપની પાસે આવી જાય ત્યારે પણ તે પોતાના ધાર્યા ભાવ લઈ શકે છે. જ્યારે એક વસ્તુના ઘણા ઉત્પાદકો અથવા વેપારીઓ હોય ત્યારે દરેક ઉત્પાદક અથવા વેપારીને કાળજી રાખવી પડે છે કે તેનો હરીફ ઉત્પાદક અથવા વેપારી ઓછા ભાવ રાખશે તો પોતાનો માલ ખપશે નહિ.

૨. મુખ્યત્વે નીચે જણાવેલી પરિસ્થિતિઓમાં ઇજારા ઊભા થાય છે:

૧. कुदरती इजारा : અમુક માલ પૃથ્વીના અમુક દેશમાં જ મળી શકતો હોય ત્યાં એ દેશ એ વસ્તુનો ઇજારો ભોગવે છે. દા. ત. હીરા દક્ષિણ આફ્રિકામાં મળી આવે છે. આપણા દેશમાં ગોઅલકોંડા પાસે હીરાની ખાણ છે પણ તેમાંથી બહુ થોડા હીરા નીકળે છે. એટલે દક્ષિણ આફ્રિકાની હીરાની ખાણની માલિક કંપની હીરાનો ઇજારો ભોગવે છે. બહુ ઊંચા ભાવે વેચી શકાય એટલા જ હીરા તે ખાણમાંથી કાઢે છે. જો વધારે હીરા કાઢે તો તે ખપાવવા તેને કિંમત ઘટાડવી પડે. આવું જ લોખંડની ખાણો તથા તેલના કૂવાનું છે. જે જે દેશોમાં એ છે તે દેશો લોખંડ અથવા તેલની બાબતમાં બીજા દેશો ઉપર સરસાઈ ભોગવી શકે છે. તેથી આવા પ્રદેશો પોતાને કબજે કરવા મોટાં મોટાં રાષ્ટ્રો વચ્ચે હરીફાઈ ચાલે છે.

૨. सार्वजनिक कामगीरीओ माटेना इजारा : કેટલાક ઉદ્યોગો અથવા કામગીરીઓ એવી હોય છે કે અમુક ક્ષેત્રમાં એ ઉદ્યોગો કરનાર અથવા એ

કામગીરીઓ પૂરી પાડનાર એક કરતાં વધારે વ્યક્તિઓ અથવા મંડળો હોય તો ભારે અગવડ પડે અને આર્થિક રીતે પણ તે ભારે નુકસાનકારક થઈ પડે. કોઈ પણ શહેરને ગૅસ, પાણી, વીજળી, એવી વસ્તુઓ પૂરી પાડનારી સંસ્થા એક જ હોય તેમાં જ સગવડ રહેલી છે. વીજળી પહોંચાડવા તારનાં દોરડાં નાખવાં પડે, પાણી પૂરું પાડવા જમીનની અંદર મોટા નળ નાખવા પડે. આવાં કામ એક કરતાં વધારે સંસ્થા કરવા જાય તો કેટલાં તારનાં દોરડાં અને કેટલા પાણીના નળ નાખવા પડે? તેમાં મોટી અગવડ જ ઊભી થાય. મોટાં શહેરોમાં ટ્રામો તથા મોટર બસો એક જ મંડળ તરફથી ચાલતી હોય તેમાં જ સગવડ છે. એક જ માર્ગ માટે એક કરતાં વધારે રેલવે કંપનીઓ હોય તેમાં નાહકનું મોટું ખર્ચ છે. તેવું જ બંદર ઉપરના ડક્કાનું છે. હરીફાઈમાં જે બગાડ અનિવાર્ય છે તે આવાં કામ એક જ મંડળ પાસે હોય તો સહેજે અટકે છે અને લોકોને પણ આવી સેવાઓ સસ્તી અને સગવડ ભરેલી રીતે મળી શકે છે. પણ તે ત્યારે જ બની શકે જ્યારે હેતુ નફો કરવાનો નહિ પણ લોકોને સગવડ આપવાનો હોય. આવા કામના ઇજારા ખાનગી વ્યક્તિ કે કંપની અથવા મંડળ પાસે હોય તો તેઓ મોટા નફા કરવા તરફ જ લક્ષ આપે એવો ઘણો સંભવ છે. માટે આવાં કામ લોકલ બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓ જેવી કાયદાના અંકુશવાળી સાર્વજનિક સંસ્થાઓ પાસે હોય અથવા તેમના અંકુશ નીચે હોય એ ઇષ્ટ છે.

૩. कायदाथी मळता इजारा : કોઈએ નવા યંત્રની અથવા નવી દવાની શોધ કરી હોય તે તેનો પેટન્ટ લઈ શકે છે. એટલે બીજો કોઈ માણસ એવું જ યંત્ર અથવા એવી દવા બનાવી શકે નહિ. પુસ્તકના લેખક તથા પ્રકાશકને પણ કાયદાથી પ્રકાશન હક્ક (કૉપી રાઈટ) મળે છે. આમાં હેતુ શોધકો તથા લેખકોને પોતાની મહેનતનું ફળ ભોગવવામાં અંતરાય થતો રોકવાનો તથા માલની ખોટી નકલો થતી અટકાવવાનો હોય છે. કોઈ શોધકે બહુ વખત ગાળીને તથા મહેનત કરીને કોઈ નવી શોધ કરી હોય તે જો એ શોધને સરકારી દફતરમાં બરાબર નોંધાવી તેનો પેટન્ટ લે તો એના જેવી વસ્તુ બીજા બનાવી શકે નહિ. પોતે શોધેલી વસ્તુના વેચાણમાંથી પોતે ગાળેલા વખતનો અથવા કરેલી મહેનતનો બદલો તેને મળી રહે. જો પેટન્ટ આપવાની વ્યવસ્થા ન હોય તો બીજા એ જ વસ્તુ બનાવીને સસ્તા દરે વેચે. આ જ રીતે કૉપીરાઈટથી લેખકને તથા પ્રકાશકને તેની મહેનતનો અથવા સાહસનો બદલો મળી રહે છે.

આ ઉપરાંત, સરકાર પોતાને માટે આવકના સાધન તરીકે પણ કેટલીક વસ્તુના ઇજારા પોતાને હસ્તક રાખે છે. આપણા દેશમાં અફીણ, ગાંજો, ભાંગ,

તથા દારૂતાડી વેચવાનું કામ સરકાર તરફથી પરવાનો મેળવીને જ કરી શકાય છે. સરકાર આવા પરવાના ભારે કિંમત લઈને વેચે છે. દારૂ બનાવવાનું કામ તો આપણા દેશમાં સરકારે પોતાને જ હસ્તક રાખ્યું છે. તે જ પ્રમાણે મીઠું પણ સરકાર પોતે જ પકવે છે અને પોતે નક્કી કરેલા ભાવે વેચે છે.

કાયદાના ઇજારા સામાન્ય રીતે જે વસ્તુ કે સેવા અથવા કામગીરીની બહુ જ ઉપયોગિતા હોય અને જેમાં હરીફાઈ થવા દેવાથી એ વસ્તુ કે સેવા સમાજને બરાબર ન મળી શકે તેમ હોય, તેના જ હોવા જોઈએ. ઉપરના દાખલામાં સરકાર પોતાનો હેતુ તો દુર્વ્યસનો ઉપર અંકુશ રાખવાનો બતાવે છે પણ પ્રત્યક્ષ વ્યવહારમાં તે આવકની લાલચમાં જ પડી જાય છે. વળી મીઠાના સરકારના ઇજારા માટે તો કશો બચાવ જ નથી.

૪. उद्योग धंधानां संगठन द्वारा इजारा : કેટલાક ઉદ્યોગ ધંધાવાળાઓ પોતાની અંદર અંદરની હરીફાઈ નાબૂદ કરી નાખી પોતાના માલની બાબતમાં ઇજારા જેવી સ્થિતિ ઊભી કરે છે. એસોસિએશનો, સિન્ડિકેટો, ટ્રસ્ટો, કાર્ટેલો વગેરે દ્વારા ઉદ્યોગપતિઓ જે સંગઠનો કરે છે તે વિષે અગાઉ કહેવાઈ ગયું છે.* આપણા દેશમાં જુદી જુદી સિમેન્ટ કંપનીઓએ પોતાનું એસોસિયેશન સ્થાપ્યું છે અને તમામ કંપનીઓનો સિમેન્ટ એ એસોસિયેશન મારફત આખા દેશમાં એક મુકરર ભાવે વેચાય છે.

## ઇજારા કિંમત અને બજાર કિંમતની સરખામણી :

૩. ઇજારાવાળાને કોઈ હરીફ નથી હોતો એટલે પોતાના માલની કિંમત એ પોતાની મરજી મુજબ રાખી શકે છે. જો કે સાર્વજનિક કામગીરીઓ, જેવી કે ગૅસ, પાણી, વીજળી, ટ્રામ અથવા બસનાં વાહનો વગેરે પૂરાં પાડવાના ઇજારામાં મ્યુનિસિપાલિટી અથવા તો સરકાર તે તે કામગીરીઓનો ઇજારો આપતાં પહેલાં ભાવ મુકરર કરે છે અથવા ભાવનું નિયંત્રણ કરવાની સત્તા પોતાના હાથમાં રાખે છે. તેઓ વધારે પડતા ભાવ ન લે, તેમ જ સૌની પાસેથી સરખા ભાવ લે, એક ઘરાક પાસેથી અમુક ભાવ અને બીજા ઘરાક પાસેથી વધારે કે ઓછા ભાવ ન લે એની તે દેખરેખ રાખે છે. પરંતુ ખાનગી ઉત્પાદકો અથવા વેપારીઓ જ્યારે પોતાનાં સંગઠન કરીને ઇજારાની સ્થિતિ પ્રાપ્ત કરે છે ત્યારે તેઓ પોતાની મરજી મુજબ ભાવ રાખી શકે છે. તેઓ કહી શકે છે કે અમારે ઠરાવેલે ભાવે જેને માલ લેવો હોય તે લે. છતાં તેઓ પણ એટલી કાળજી તો રાખે જ છે કે પોતે ઠરાવેલે ભાવે પોતાની પાસેના માલનો બધો જથો ખપી જાય. જો ઊંચા ભાવ રાખવાને કારણે

---

* જુઓ પા. ૧૬૧ થી ૧૬૩.

માંગ ઘટી જાય અને માલ વેચાયા વિના પડ્યો રહે તો વધુ ભાવ રાખવામાં લાભ નથી. બીજા ઉત્પાદકો તથા વેપારીઓની માફક ઇજારદાર એ ગણતરી તો રાખે જ છે કે પોતાના ધંધામાંથી વધારેમાં વધારે નફો મળે. સામાન્ય ઉત્પાદકોને તથા વેપારીઓને પોતાના હરીફોને પહોંચી વળવાનું હોય છે અને તેથી એકંદરે બજાર કિંમતનું વલણ ઉત્પાદન ખર્ચની આસપાસ જ રહેવા તરફ હોય છે એ આપણે જોઈ ગયા છીએ. પરંતુ ઇજારદારને તો પોતાના ઉત્પાદન ખર્ચ કરતાં વધારે કિંમત રાખતાં કોઈ રોકી શકતું નથી. બીજાઓ ભાવ નીચા રાખીને ઘરાકોને પોતાને ત્યાં ખેંચી જશે એવી બીક રાખવાનું તેને કશું કારણ નથી. જ્યાં ખુલ્લી અને ખરી હરીફાઈ ચાલતી હોય ત્યાં સીમાડા ઉપરના ઉત્પાદકના ઉત્પાદન-ખર્ચ કરતાં વધુ નીચા કે ઊંચા ભાવ લાંબો વખત રહી શકતા નથી. પણ ઇજારાની સ્થિતિમાં ઉત્પાદન ખર્ચ એ ભાવનું નિયામક તત્ત્વ રહેતું નથી.

## ઇજારા કિંમતની મર્યાદાઓ

**૪.** છતાં એક વસ્તુ યાદ રાખવી જોઈએ કે ભાવ બહુ ઊંચા ચઢાવવામાં ઇજારદારને સરવાળે બહુ લાભ થવાનો સંભવ નથી. ઊંચા ભાવની અસર માંગ ઉપર થયા વિના રહેતી જ નથી. ઇજારદારને ઊંચા ભાવનો લોભ રાખવો હોય તો વકરાનો લોભ છોડવો પડે છે. એ કાં તો ભાવ વધારે લે, કાં તો વકરો વધારે કરે. એ બે ઘોડે ચડી શકતો નથી.

**૫.** એક વસ્તુ નક્કી છે કે કોઈ પણ વેપારી — પછી તે ઇજારદાર હોય કે સામાન્ય વેપારી હોય — તેનો હેતુ સરવાળે વધારેમાં વધારે નફો મેળવવાનો હોય છે. પણ પ્રસ્તુત વસ્તુની માંગ અને છતનો બરાબર વિચાર કર્યા વિના કહી શકાય નહિ કે ઇજારદારને પ્રમાણમાં ઊંચા ભાવ રાખવાથી વધુ નફો થશે કે પ્રમાણમાં નીચા ભાવ રાખવાથી વધુ નફો થશે. અમુક સંજોગોમાં ઊંચા ભાવ રાખવાથી વધુ નફો થાય, અને અમુક સંજોગોમાં નીચા ભાવ રાખવાથી વધુ નફો થાય. એ દરેક સંજોગ આપણે અલગ અલગ તપાસવા જોઈએ.

૧. જે વસ્તુની માંગ સ્થિર હોય તેવી વસ્તુની બાબતમાં ભાવ ઠીક ઠીક વધારી શકાય છે. કારણ ભાવ ગમે તેટલા વધે તો પણ તે કારણે તેની માંગમાં ઘટાડો થઈ શકતો નથી. દા. ત. મીઠું.

૨. જે વસ્તુના ઉત્પાદનને ઘટતી પેદાશનો નિયમ લાગુ પડતો હોય ત્યાં ભાવ ઊંચા રાખવાથી ઇજારદારને લાભ થશે. કારણ ઊંચા ભાવ રાખવાને પરિણામે માંગમાં ઘટાડો થશે, ઓછો માલ ઉત્પન્ન કરવો પડશે અને તેના

ઉપરનું ઉત્પાદન ખર્ચ અમુક હદ સુધી પ્રમાણમાં ઓછું આવશે એટલે એ રીતે એને વળતર મળી રહેશે.

૩. જે વસ્તુની માંગ અસ્થિર હોય તેમાં ભાવ નીચા રાખવાથી ઇજારદારને વધારે લાભ થવાનો સંભવ છે. નીચા ભાવને લીધે માંગ વધી જશે. ઇજારદારને નફાનો દર અથવા નફાના ટકા ઓછા મળશે, પણ માલ ઘણા મોટા જથામાં વેચાશે એટલે 'લાખની પાણ'ને ન્યાયે નફાનો કુલ સરવાળો મોટો થશે.

૪. જે વસ્તુના ઉત્પાદનને વધતી જતી પેદાશનો નિયમ લાગુ પડતો હશે ત્યાં પણ ઓછા ભાવ રાખવાથી નફાનો જથો વધશે. કારણ માંગ વધવાની સાથે એ ઉત્પાદન વધારશે. અને જેમ ઉત્પાદન વધારવામાં આવે તેમ ઉત્પાદન ખર્ચ ઓછું આવતું જાય એટલે લાભ વધારે મળે.

૫. જે વસ્તુના ઉત્પાદનને સ્થિર પેદાશનો નિયમ લાગુ પડતો હોય તે વસ્તુની બાબતમાં ઇજારદારને એક જ વિચાર કરવાનો રહેશે કે માલની માંગ સ્થિર છે કે અસ્થિર. માંગના પ્રકાર પ્રમાણે ભાવ ઊંચા કે નીચા રાખવામાં તેને વધુ લાભ થાય.

૬. ટૂંકમાં, પોતાના માલના ભાવ નક્કી કરતી વખતે ઇજારદાર મુખ્યત્વે બે વસ્તુનો વિચાર કરે છે:

૧. વસ્તુની માંગનો પ્રકાર કેવો છે? માંગ સ્થિર પ્રકારની છે કે અસ્થિર?

૨. વસ્તુના ઉત્પાદનને વધતી, ઘટતી કે સ્થિર પેદાશ, એમાંથી કયો નિયમ લાગુ પડે છે?

## ઇજારાના લાભાલાભ

૭. સાધારણ માન્યતા એવી છે કે ઇજારાથી ઘરાકોને હંમેશાં નુકસાન થાય છે. કારણ ઇજારાવાળાના ભાવ ખુલ્લી હરીફાઈવાળાના ભાવ કરતાં ઊંચા રહેવાનો સંભવ વધારે છે. પણ આવું કાંઈ હંમેશ બનતું નથી. એકબીજા સાથે હરીફાઈ કરતા નાના નાના ઉત્પાદકોને જે ઉત્પાદન ખર્ચ આવે છે તે કરતાં હરીફાઈ નાબૂદ કરી નાખીને એક તંત્ર નીચે મોટા પાયા ઉપર ઉત્પાદન કરવામાં આવે અથવા મોટા પાયા ઉપર ઉત્પાદન કરનારાં ઘણાં કારખાનાં પણ, વધારે નહિ તો પોતાના માલના ઉત્પાદન અને વેચાણ પૂરતું અમુક નિયમન સ્વીકારી લે તો તેમાં ઉત્પાદન ખર્ચ તેમ જ વેચાણને લગતાં બીજાં ખર્ચ ઓછાં આવે છે. હરીફાઈ ન હોય ત્યારે સારામાં સારું ઉત્પાદન થાય એ રીતે સંચા વગેરેમાં સુધારા કરવાનો અવકાશ રહે છે. માલ અથવા કામગીરી એક સરખા પ્રકારની રાખી શકાય છે. કારણ આ બધા સુધારાનો લાભ પોતાને જ મળવાનો છે એની ખાતરી ઇજારદારને હોય છે. ઉત્પાદન ખર્ચ બને તેટલું

ઓછું આણ્યા પછી ઇજારદાર વિચાર કરે છે કે ભાવ નીચા રાખીશ તો ઘરાકી વધશે અને વકરો વધારે થશે એટલે નફાનો દર ઓછો રાખ્યો હશે તો પણ સરવાળે કુલ નફો તો વધારે જ થશે. આવી બધી ગણતરી ઇજારદાર નિશ્ચિંતતાથી કરી શકે છે, કારણ તેને બીજાની હરીફાઈનો ભય નથી, પોતાની ઘરાકીમાંથી કોઈ ભાગ પડાવી જવાનું નથી. પણ ધારો કે હરીફાઈનો ડર ન હોવાને કારણે ઇજારદાર પોતાના તાત્કાલિક લાભ તરફ જ દૃષ્ટિ રાખી ઊંચા ભાવ રાખવા જાય, તો તેમ કરતાં એને રોકનારા કેટલાક અંકુશો પણ છે:

૧. ઇજારદાર બહુ ઊંચા ભાવ રાખે તો ઘરાકો થાકીને એ માલ વાપરવાનું છોડી દઈ તેની અવેજીમાં ચાલી શકે એવો બીજો માલ શોધવા માંડે; અને અત્યારના વૈજ્ઞાનિક પ્રગતિના જમાનામાં તેમાં ફાવે પણ ખરા.

૨. ઇજારદાર બહુ જ બેપરવા બની જાય તો છેવટે ઘરાકો તેની સામે સંગઠન કરી તેના ધંધા સામે જેહાદ ઉઠાવે.

૩. અને ઇજારદારની સામે લોકમત બહુ પ્રબળ થાય તો સરકાર વચ્ચે પડે અને ઇજારદાર ઉપર અંકુશો મૂકે અથવા એ ઉદ્યોગ પોતાને હસ્તક કરે.

૮. પણ આ અંકુશોને અમલમાં આવતાં બહુ વાર લાગે છે. વળી ઓછા ભાવ રાખવાથી વધુ અને કાયમી નફો થવાની શક્યતા હોય તો પણ ઇજારદારો એટલો લાંબો વિચાર કરતા નથી અને ભાવ ઊંચા રાખે છે, તથા ઘરાકો પ્રત્યે બેદરકારી રાખે છે એવું ઘણી વાર બને છે. કેટલીક વાર તો ઇજારદારો એટલા બધા બેપરવા બની જાય છે કે ઉદ્યોગ ખીલવવા માટે હંમેશ જે સુધારા કરતા રહેવું જોઈએ તે સુધારા કરવાની પણ કશી દરકાર રાખતા નથી. એટલે ઉદ્યોગ જૂની અને વધારે ખર્ચાળ ઢબે જ ચાલ્યાં કરે છે. વળી ઇજારદારો ભાવની બાબતમાં ફેરફારી રાખી શકે છે. ગરજુ ઘરાક પાસેથી વધારે કિંમત લે અને બીજા પાસેથી ઓછી લે. અમુક તંગીને સમયે પણ ભાવ વધારે લઈ પાડે. એક પ્રદેશમાં ભાવ વધારે રાખે અને બીજા પ્રદેશમાં ઓછા રાખે.

૯. પરંતુ અત્યારના ઉદ્યોગપતિઓ અને મૂડીવાદી અર્થશાસ્ત્રીઓની દલીલ તો એવી છે કે ઇજારાનાં આવાં જે અનિષ્ટો ગણાવવામાં આવે છે તે વ્યાપક નથી અને કોઈ જગ્યાએ જૂજ પ્રમાણમાં જોવામાં આવતાં હોય તો તે સહેજે દૂર કરી શકાય એવાં છે. તેઓ કહે છે કે, વેપાર ઉદ્યોગનાં મોટાં સંગઠનોને લીધે હરીફાઈ નાબૂદ થવાથી લોકોને વસ્તુઓ અને સગવડો પહેલાં કરતાં વધારે સસ્તી અને સારી તેમ જ બહુ મોટા પ્રમાણમાં મળતી થઈ છે. મૂડીદારી પ્રથામાં ઉત્પાદનની બાબતમાં અરાજક પ્રવર્તે છે એમ જે કહેવામાં આવે છે તેનો, આવાં ઇજારાની સ્થિતિ ભોગવતાં મોટાં સંગઠનો, એ એક

મોટો ઇલાજ છે. આવાં સંગઠનોને લીધે ઉત્પાદન નિયંત્રિત અને વ્યવસ્થિત થાય છે તથા લોકોને વાપરવાની વસ્તુઓ વધારે પ્રમાણમાં, તથા ખાતરીલાયક તેમ જ સસ્તી મળી શકવાથી તેમની સુખસગવડમાં વધારો થાય છે. પરંતુ આ દલીલ બહુ ટકી શકે એવી નથી. વેપારઉદ્યોગનાં સંગઠનોને લીધે હરીફાઈ નાબૂદ થઈ છે અથવા થઈ શકે છે એમ કહેવામાં આવે છે એ બાબતમાં જ બહુ માલ નથી. પહેલાં નાના વેપારીઓ અને ઉત્પાદકો એક બીજા સાથે હરીફાઈ કરતા તેને બદલે આજે મોટાં સંગઠનો એક બીજા સાથે હરીફાઈ કરે છે. પોતાના સંગઠનમાં કોઈ વેપારી ના ભળે તો સંગઠનવાળાઓ તેને કચડી નાખવાનો જ પ્રયત્ન કરે છે. રાજ્યોની એકબીજા સાથેની હરીફાઈઓ અને લડાઈઓની સાથે આ વસ્તુની સરખામણી કરીએ તો પહેલાં નાનાં નાનાં રજવાડાં એકબીજા સાથે લડતાં તેને બદલે આજે જેમ મોટાં વિરાટ રાષ્ટ્રો અને સામ્રાજ્યો એકબીજા સાથે લડે છે તેના જેવું આ છે. વળી મોટાં રાષ્ટ્રોની યુદ્ધ પૂરતી મૈત્રીઓ અને સંગઠનો થાય છે, છતાં અંદરખાનેથી તો તેઓ એકબીજાનો વિશ્વાસ નથી જ કરતાં, તેવું જ આ વેપાર ઉદ્યોગનાં સંગઠનોનું પણ હોય છે. અત્યારનાં વિશ્વવ્યાપી અને સર્વસંહારક યુદ્ધોની માફક આ મોટાં સંગઠનોની એકબીજા સાથેની આર્થિક હરીફાઈ પણ વધુ વિશ્વવ્યાપક અને વધુ સર્વનાશક બને છે.

૧૦. વેપાર ઉદ્યોગનાં આ સંગઠનોએ રાજદ્વારી ક્ષેત્રમાં પણ પ્રવેશ કર્યો છે અને પોતપોતાના દેશના રાજ્યતંત્રમાં લાગવગ અથવા સત્તા જમાવવા માંડી છે. પોતાના સ્વાર્થ સાધવા માટે, સરકારી અમલદારોને તથા પાર્લમેન્ટમાં કે સિનેટમાં બેસતા લોકનિયુક્ત સભ્યોને પણ લાંચરુશવતથી અથવા બીજી રીતે પોતાના હાથમાં તેઓ રમાડી શકે છે, અને સરકારને હંકાવી શકે છે. આ વિશ્વયુદ્ધના મૂળમાં ઉત્પાદકો અને વેપારીઓનાં ઇજારાની સ્થિતિ ભોગવતાં આવાં મોટાં સંગઠનો છે એમ ઘણા લેખકો પુકારી પુકારીને કહે છે.

૧૧. સમસ્ત જનસમુદાયના હિતની દૃષ્ટિએ વિચારતાં મોટા પાયા ઉપરનું ઉત્પાદન અનેક રીતે ઇષ્ટ નથી એ આપણે જોઈ ગયા છીએ. તેમાંયે ખાનગી ઉત્પાદકો અને વેપારીઓનાં આવાં બહુ મોટાં સંગઠનો તો ઇષ્ટ નથી જ. તેઓ ઇજારાની સ્થિતિ ભોગવતાં થઈ જાય ત્યારે જનતાને માટે ભારે બોજારૂપ અને ભયરૂપ બની જવાનો ઘણો સંભવ છે. ઉત્પાદનને વિકેન્દ્રિત કર્યા વિના દુનિયાનું ગૂંચવાયેલું કોકડું ઊકલી શકે એમ જણાતું નથી. છતાં સમાજને માટે આવશ્યક એવા કેટલાક ઉદ્યોગો છે જે મોટા પાયા ઉપર જ ચલાવી શકાય એમ છે. આવા ઉદ્યોગો પાછા એવા હોય કે જે એક જ વ્યક્તિ અથવા મંડળ દ્વારા ચાલે

એટલે કે તેનો ઇજારો હોય તો જ તે ચલાવવા શકય હોય અને તેમાં સમાજને પણ લાભ હોય ત્યારે એવા ઉદ્યોગધંધા સરકાર અથવા મ્યુનિસિપાલિટીઓ કે લોકલ બોર્ડો અથવા સાર્વજનિક હિતની દૃષ્ટિએ ચાલતી બીજી સંસ્થાઓ મારફત જ ચાલવા જોઈએ. ખાનગી ઇજારા, પછી તે વ્યક્તિના હોય કે કંપનીના હોય કે કંપનીઓના મંડળના હોય, લોકહિતની દૃષ્ટિએ એ ઇષ્ટ નથી.

## મારકા, છાપો તથા જાહેરખબરો

**૧૨.** માલના વેચાણને લગતા કેટલાક પ્રકારો ઇજારા અને હરીફાઈ, એ બેની સરહદ ઉપરના છે, તેનો વિચાર અહીં જ કરી લેવો ઉચિત છે. વેપારીઓના મારકા (ટ્રેડમાર્ક), માલ ઉપર લગાવવામાં આવતી જાત જાતની છાપો તથા માલની જાહેરખબરો, એને લીધે તે તે માલ પરત્વે અર્ધ–ઇજારા જેવી સ્થિતિ ઊભી થાય છે. કારણ તે હરીફાઈને રોકે છે અથવા મુશ્કેલ બનાવી દે છે. ઘરાકની પસંદગીને પણ અમુક દિશામાં જ વાળે છે. પસંદગી તદ્દન મુક્ત રહી શકતી નથી. બજાર કિંમતનું વલણ ઉત્પાદન-ખર્ચની આસપાસ રહેવાનું હોય એ સર્વસાધારણ નિયમના અમલમાં પણ આ વસ્તુઓ અંતરાય ઊભો કરે છે. જાહેરખબરો તથા એવા બીજા પ્રચાર દ્વારા પંકાઈ ગયેલી છાપવાળા માલની કિંમત ઉત્પાદન ખર્ચ કરતાં ઘણી વધારે હોય એવું મોટે ભાગે બને છે. અને બીજા ઉત્પાદકો ગુણમાં એના જેવો જ માલ બનાવીને બજારમાં મૂકે તો પણ પંકાઈ ગયેલી છાપવાળા માલ આગળ તેનું વેચાણ ચાલી શકતું નથી.

**૧૩.** રૂ, લાકડું, લોઢું, અનાજ વગેરે કાચા માલની બાબતમાં આવું બનતું નથી. આવો માલ તો નજરે જોઈને, નમૂના ઉપરથી અથવા તેના વર્ણન ઉપરથી પારખીને ખરીદવામાં આવે છે. પણ કાચા માલ ઉપર અનેક પ્રકારની ક્રિયાઓ થયા પછી ખાસ બનાવટના તૈયાર માલની બાબતમાં આવું ખાસ બને છે. સાબુઓ, સુગંધી તેલો, મીઠાઈઓ, મુરબ્બા, બિસ્કિટો, ફેન્સી કાપડ, જૂઠા નકલી દાગીના, ફૂટડાં દેખાવાનાં વિવિધ સાધનો, જાત જાતની દવાઓ, એવા માલની બાબતમાં આવું વધારે બને છે. આવો માલ બનાવનારા પોતાના માલને બહુ આકર્ષક રીતે પૅક કરી, તેના ઉપર પોતાની ખાસ છાપ લગાવી, તેની ખૂબ જોરશોરથી જાહેરાત કરી, માલને બજારમાં ધકેલે છે. આવો માલ શેમાંથી બને છે, શી રીતે બને છે, કેવા સંજોગોમાં તેનું ઉત્પાદન કરવામાં આવે છે, વગેરે હકીકતો વિષે તથા માલના વાસ્તવિક ગુણદોષ વિષે ઘરાકને કશી માહિતી હોતી નથી. માલના ઉમદાપણાનાં ગુણગાન કરનારાં લેબલો અથવા છાપો જોઈને તે ઉપરથી જ ઘરાક માલની પસંદગી કરે છે.

એકબીજાની દેખાદેખી અમુક છાપનો માલ સમાજમાં પંકાઈ જાય છે. એટલે બધા એ છાપનો જ માલ ખરીદે છે. અને એ માલના બનાવનારને ઇજારા જેવી અથવા અર્ધ ઇજારા જેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે.

૧૪. ઉપર આપણે અંગત તથા સીધી વપરાશની વસ્તુઓની વાત કરી. પણ બીજો માલ ઉત્પન્ન કરવાના કામમાં વપરાતી હોય તેવી વસ્તુઓમાં પણ જાહેરખબરો દ્વારા અમુક માર્કા અથવા છાપનો માલ વધારે પંકાતો થઈ જાય એવું બને છે. દા. ત. સુથાર લુહારનાં ઓજારો તથા વિવિધ પ્રકારની મશીનરીઓ, એ પણ અમુક છાપની જ લોકો બહુ પસંદ કરે છે. પણ આવી વસ્તુઓની બાબતમાં સીધી વપરાશની વસ્તુઓના જેટલો ઢોંગને કે દગાને અવકાશ નથી હોતો. લોકો અમુક 'મેકર'ની જ મશીનરી અથવા અમુક છાપનાં જ ઓજારો વધુ પ્રમાણમાં વાપરતા હોય છે, તો તેનું કારણ કેવળ એની છાપ અથવા એની જાહેરખબર નહિ, પણ એના સારાપણા વિષેનો લાંબા વખતનો અને ઘણા માણસોનો અનુભવ હોય છે. એમાં તો છાપ અથવા એની જાહેરખબરની અસર થતી હોય તો એટલી જ થાય છે કે કોઈ નવો ઉત્પાદક પેલા પંકાયેલી છાપના ઓજાર અથવા સંચા કરતાં સારું ઓજાર કે સંચો બનાવે તો પણ એને બજારમાં પ્રવેશ મેળવતાં અને પોતાનું સ્થાન જમાવતાં બહુ વાર લાગે છે. એ નવો ઉત્પાદક વધારે સાધનસંપન્ન ન હોય તો પેલા જૂના પંકાઈ ગયેલા માલને હઠાવીને, પોતાનો માલ તેના કરતાં સારો હોવા છતાં બજારમાં મૂકી શકતો નથી. કેટલીક વાર એવું પણ બને છે કે પંકાઈ ગયેલા માલની જાત હલકી થઈ જાય છતાં કેટલોક વખત તો એ બજારમાં ટકી રહે છે. જો કે માલની જાત હલકી કરવામાં અથવા બગાડવામાં તો ઉત્પાદક વહેલો મોડો પોતાનો વિનાશ જ નોતરે છે. કોઈ ડાહ્યો ઉત્પાદક તો પોતાના ચાલુ થઈ ગયેલા માલને આ રીતે હાનિ ન જ પહોંચાડે. પણ જ્યારે ઉત્પાદક નાણાંની સંકડામણમાં આવી ગયો હોય ત્યારે આવું બને છે ખરું. ધારો કે એણે બૅન્કમાંથી નાણાં ઉપાડ્યાં હોય અને તે નાણાં એ વખતસર પાછાં ન આપી શકે તો તેવે વખતે બૅન્ક એના કારખાનાનો કબજો લઈને પોતાનાં નાણાં જલદી વસૂલ કરી લેવા બનાવટને હલકી કરી પેલા કારખાનાવાળાને સસ્તો માલ બનાવવાની ફરજ પાડે છે. બૅન્કને તો પોતાનાં નાણાં જેમ બને તેમ જલદી વસૂલ કરવાં હોય છે. પણ પેલા માલની પ્રતિષ્ઠા તૂટી જવાથી કારખાનાને કાયમી નુકસાન થાય એની તેને પરવા નથી હોતી. જો કે દરેક ધંધાદારી માણસ તો સમજે જ છે કે આવી નીતિ ટૂંકબુધિયા છે. એટલે આવો પ્રકાર ક્વચિત જ બનવા પામે છે. આવા પંકાયેલા માલને હઠાવવા માટે તો તદ્દન નવી જ ઢબનો અને પેલા પંકાયેલા માલ કરતાં પણ સારું કામ આપે

એવો માલ કાંઈક સસ્તી કિંમતે અથવા એટલી જ કિંમતે બજારમાં મૂકવામાં આવે એ એક ઉપાય છે.

૧૯. સમાજહિતની દૃષ્ટિએ જોતાં આપણા અર્થ–વ્યવહારમાં જાહેરખબરોને કેટલું સ્થાન છે એ વિચારવા જેવો પ્રશ્ન છે. જાહેરખબરના પક્ષકારો કહે છે કે પોતાની જરૂરિયાતની વસ્તુઓ ક્યાં મળશે તે બતાવવા ઉપરાંત ઘરાકે કઈ વસ્તુ પસંદ કરવા જેવી છે એની દોરવણી જાહેરખબરો દ્વારા લોકોને આપવામાં આવે છે. વળી લોકોને કેવી કેવી વસ્તુઓ અને સગવડો મળી શકે એમ છે એ બતાવવાનું એટલે કે નવી જરૂરિયાતો પેદા કરવાનું અથવા જરૂરિયાતો વધારવાનું કામ જાહેરખબરો કરે છે. પણ આ તો નવા માલની વાત થઈ. ચાલુ થઈ ગયેલા માલને માટે શા માટે જાહેરખબર હોવી જોઈએ ? તેને માટે એમ કહેવામાં આવે છે કે માલ પંકાઈ ગયો હોય અને લોકો તે લેતા હોય તો પણ જાહેરખબર આપવાનું ચાલુ રાખી તેનું સ્મરણ લોકોને સતત કરાવવામાં આવે તો જ એ માલનો બજાર ઉપર કાબૂ રહે. તે માટે કેટલીક જાહેરખબરોમાં તો કેટલાંયે વર્ષોથી લોકો અમારો જ માલ વાપરે છે એ બતાવવા પોતાના કારખાનાની સ્થાપનાની સાલ પણ જાહેર ખબરમાં આપવામાં આવે છે. આવી જાહેરખબરોને રક્ષણાત્મક જાહેર ખબરો કહેવામાં આવે છે. હલકા અને નકલી માલની બનાવટ કરનારા આક્રમણકારી ઘૂસણિયાઓને બજારમાં પેસી જતા અટકાવવા આવી જાહેરખબરો ચાલુ રાખવી પડે છે એવી દલીલ કરવામાં આવે છે. વેપાર ઉદ્યોગમાં જાહેરખબરોનું મહત્ત્વ બહુ ગણાય છે. ઉત્પાદકોએ લોકોને માટે નવી નવી વસ્તુઓ અને નવી નવી સગવડો ઊભી કરવી અને લોકોને તેનો લાભ લેતા કરવા એમાં આર્થિક પ્રગતિ રહેલી માનવામાં આવે છે. તેથી ઘરાકનું મન લલચાય અને નવી વસ્તુ ખરીદવાની તેને પ્રેરણા થાય એવી જાહેરખબરો કેવી રીતે આપવી એ એક વિષય તરીકે વેપારવિદ્યાની કૉલેજોમાં શીખવવામાં આવે છે. કેટલાક માણસો તો આકર્ષક ભાષામાં જાહેરખબરો લખી આપવાનો તથા જાહેરખબરો માટે આકર્ષક ચિત્રો ચીતરી આપવાનો ધંધો જ કરે છે. અને એ પણ કળાનું એક ક્ષેત્ર ગણાય છે. પણ જો સાચી જ જાહેરખબરો આપવામાં આવતી હોય તો તો તેના સ્થાનનો આપણે વિચાર કરીએ. સમાજને પોતાની આર્થિક જરૂરિયાતો ઉપર અમુક હદે તો મર્યાદા મૂકવી જ પડશે એ તત્ત્વનો આપણે સ્વીકાર કરીએ, અને સ્વીકાર કર્યા વિના છૂટકો નથી, તો તો સાચી જાહેરખબરોની પણ બહુ જરૂર રહેતી નથી. પણ અત્યારની મોટા ભાગની જાહેરખબરો તો જુઠ્ઠી જ હોય છે. માલ હલકી બનાવટનો અને તકલાદી હોય, તેના જે ગુણ જાહેરખબરમાં મલાવી મલાવીને વર્ણવવામાં

આવ્યા હોય, એ ગુણ જ એ માલમાં ન હોય એવી જાહેરખબરોનું શું ? આજ કાલ છાપાં સસ્તાં થયાં છે અને તેનો લગભગ પોણો ભાગ જાહેરખબરોથી ભરેલો હોય છે. અને આ જાહેરખબરો કેવી હોય છે ? એ જાહેરખબરોનું બરાબર નિરીક્ષણ અને પૃથક્કરણ કરશો તો મોટા ભાગની જાહેરખબરો સિનેમાની નટીઓની, ફૂટડા દેખાવાનાં પાઉડર તથા ક્રીમની, વાળ વધારવાનો દાવો કરનારાં સુગંધી તેલોની, ચામડીને મુલાયમ બનાવવાનો દાવો કરતા સાબુઓની, સફેદ વાળને કાળા કરનારા તેમ જ નકામા વાળને કાઢી નાખનારા મલમની, સંતતિ નિયમનની દવાઓ તથા સાધનોની, બંધ માસિક લાવવાને નામે આડકતરી રીતે ગર્ભપાતના ઉપાયોનું સૂચન કરનારી દવાઓની, ગુમાવેલી મરદાઈ મેળવી આપનારી તથા શક્તિ વધારવાનો દાવો કરતી દવાઓની, જૂઠા નકલી દાગીનાની, ફેન્સી કાપડની અને એવી એવી ભોગવિલાસની સામગ્રીઓની હોય છે. આ જાહેરખબરોમાં જે દાવા કરવામાં આવ્યા હોય છે, તે ભાગ્યે જ સાચા હોય છે. પણ અર્થશાસ્ત્રીઓ કહે છે કે જાહેર ખબરો અશ્લીલ હોય, અધમ વૃત્તિઓને તથા અનીતિને ઉત્તેજન આપનારી હોય, દગાફટકાવાળી હોય, તો તેની સામે ઉપાયો લેવાનું કામ કાયદાનું છે અને તેના વિરોધમાં પ્રચાર કરવાનું કામ ધર્મ અને નીતિના ઉપદેશકનું છે. ઘરાકે બરાબર સાવધ રહેવું જોઈએ. શું કરવા એ હૈયાફૂટો થઈને આવી વસ્તુઓ ખરીદવા જાય છે ? પણ એમ કહીને અર્થશાસ્ત્રીએ છટકી જવું એ વાજબી નથી. સમાજનું હિત સાધવા ઇચ્છનાર દરેક શાસ્ત્રે આવી વસ્તુનો વિચાર કરવો જ જોઈએ અને જે પ્રથા સમાજને અહિત કરનારી હોય તેની સામે પોતાનો વિરોધ ઉઠાવવો જ જોઈએ. અર્થશાસ્ત્ર એ વિષે તટસ્થ અથવા ઉદાસીન રહી શકતું નથી.

**૧૬.** આજ કાલ જાહેરખબરોમાં કેટલું બધું ખર્ચ થાય છે, જેને પરિણામે માલની કિંમત વધે છે અને એ બોજો ઘરાકને ઉઠાવવો પડે છે, તે નીચેના થોડાક આંકડા 'ટ્રેન્ડ ઑફ ઇકોનૉમિક્સ' સંપાદક : આર. જી. ટગ્વેલ એ ચોપડીમાંના 'ધ ઑર્ગેનિઝેશન ઍન્ડ કૉન્ટ્રોલ ઑફ ઇકોનૉમિક ઍક્ટિવિટી' એ નામના એસ. એચ. સ્લિશ્ટરના લેખમાંથી આપ્યા છે :

ફિલાડેલ્ફિયા રીઝર્વ બૅંકે પોતાના 'ધ બિઝનેસ રિવ્યૂ' નામના બુલેટિનમાં ૧૯૨૦ની સાલમાં ૩૬ મુખ્ય છાપાંઓમાં ૨૫ જાતના માલની જાહેરખબરો પાછળ કેટલા ડૉલર ખર્ચ કરવામાં આવ્યું હતું તેના આંકડા આપ્યા છે :

ખોરાકની વસ્તુઓ ૧ કરોડ ૪૪ લાખ, શરીર શણગારનાં સાધનો ૯૧ લાખ, વીજળીને લગતાં સાધનો ૮૪ લાખ, ઘરનું રાચરચીલું ૮૦ લાખ, મોટરો, મોટરનો સરસામાન, ટાયરો વગેરે, ૨ કરોડ, બાંધકામનો સરસામાન ૬૨ લાખ, સંગીતનાં વાદ્યો ૪૫ લાખ, ઑફિસનો સરસામાન ૨૯ લાખ, સાબુ

૨૮ લાખ, પગરખાં ૨૭ લાખ, રંગરોગાન ૨૫ લાખ, મશીનરી અને પટ્ટા ૨૩ લાખ, મોટર ટ્રકો ૨૨ લાખ, ઝવેરાત ૨૨ લાખ, ગંજીફરાક વગેરે ૨૧ લાખ, ફર્નિચર ૧.૯૫ લાખ, પુરુષોનાં કપડાં ૧૭.૫ લાખ, સ્ત્રીઓનાં કપડાં ૧૬ લાખ, તાઝગી આપનારાં પીણાં ૧૪ લાખ, ખેતીને લગતો સામાન ૧૨.૫ લાખ, ખાટીમીઠી વગેરે ૧૨ લાખ, કાગળ અને સ્ટેશનરી ૧૨ લાખ, ટ્રૅક્ટરો ૧૨ લાખ.

૧૯૧૫થી ૧૯૨૦ના ગાળામાં જાહેરખબર પાછળ ખર્ચ કેટલું વધતું ગયું છે તે બતાવવા કુલ ૭૨ છાપામાં જાહેરખબરો પાછળ કેટલી રકમ ખર્ચાઈ છે તે બતાવી છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૫ | ૩૮૭ | લાખ | ડૉલર |
| ૧૯૧૬ | ૫૧૮ | ,, | ,, |
| ૧૯૧૭ | ૫૭૭ | ,, | ,, |
| ૧૯૧૮ | ૬૧૩ | ,, | ,, |
| ૧૯૧૯ | ૯૭૨ | ,, | ,, |
| ૧૯૨૦ | ૧૩૨૪ | ,, | ,, |

આટલું ખર્ચ તો ૭૨ જ છાપામાં થયું છે. અને અમેરિકામાં તો હજારો છાપાં ચાલે છે અને તેમાં જાહેરખબરો આવે છે. એટલે કેટલું બધું વધારે ખર્ચ થયું હશે તે વિચાર કરવા જેવું છે. વળી આ આંકડા ૧૯૨૦ના છે પણ ત્યાર પછીનાં ૨૫ વર્ષમાં તો આ ખર્ચ ગજબ વધ્યું છે. જાહેરખબરોમાં પૈસાના આવડા મોટા બગાડ ઉપરાંત જૂઠાણું અને દગો હોય છે તે તો જુદો જ. જ્યાં સુધી ખાનગી નફા માટે અને મોટા પાયા ઉપર ઉત્પાદન ચાલ્યાં કરવાનું ત્યાં સુધી આ મોટા બગાડનો સમાજ ઉપર બોજો રહેવાનો.

# પ્રકરણ ૭ મું

## સટ્ટો

૧. સટ્ટો એ બજારનું બહુ મહત્ત્વનું અંગ ગણાય છે. સટ્ટા ઘણી જાતના હોય છે, અને તેના જુદા જુદા અર્થ થાય છે. તેનો મુખ્ય અર્થ એ કરી શકાય કે ભાવની ભવિષ્યમાં થનારી તેજી અથવા મંદીના અડસટ્ટા ઉપર ચાલુ અને ભવિષ્યના ભાવ વચ્ચેનો તફાવત ખાવા માટે કરેલો વાયદાનો સોદો. અમુક મુદત પછી ભાવની તેજી થશે એવો અડસટ્ટો હોય ત્યારે એટલી મુદતના વાયદાની ખરીદીનો સોદો અત્યારના ભાવે કરી નાખવો અથવા અમુક મુદત પછી ભાવમાં મંદી આવશે એવો અડસટ્ટો હોય ત્યારે એટલી મુદતના વાયદાના વેચાણનો સોદો ચાલુ ભાવે કરી નાખવો અને વાયદાની તારીખે ભાવમાં જે વધઘટ થઈ હોય તે પ્રમાણે તફાવત આપવો લેવો એનું નામ સટ્ટો. ધારો કે રૂના ભાવ જાન્યુઆરી મહિનામાં ખાંડીના રૂ. ૨૫૦) છે. તે વખતે સટ્ટો કરનારની એવી ગણતરી હોય કે આ વરસે રૂનો પાક સારો નહિ ઊતરે, અને પરિણામે તેના ભાવ વધીને રૂ. ૩૦૦) સુધી પહોંચશે, તો અત્યારે નક્કી કરેલી કિંમતે એટલે કે ખાંડીના રૂ. ૨૫૦)ની આસપાસના ભાવે ત્રણ કે ચાર મહિનાને વાયદે રૂ ખરીદવાનો સોદો બીજા આસામી અથવા સટ્ટાવાળાની સાથે એ કરી નાખશે. પછી જો પહેલા સટ્ટાવાળાની ધારણા મુજબ રૂનો પાક બરાબર ન ઊતર્યો અને વાયદાની મુદતે ભાવ વધીને રૂ. ૩૦૦) અથવા તેની આસપાસ થયા તો જેની સાથે રૂ. ૨૫૦) કે તેની આસપાસમાં રૂ ખરીદવાનો સોદો કરી રાખ્યો હોય તેની પાસેથી રૂની 'ડિલીવરી' લઈ બજારના ચઢેલા ભાવે એટલે કે રૂ. ૩૦૦)ની આસપાસને ભાવે તે માલ વેચી નાખશે, અને ભાવના તફાવત જેટલો એને નફો મળશે. જો પહેલા સટ્ટાવાળાની રૂના પાક સંબંધી ગણતરી ખોટી પડે, પાક ધાર્યા કરતાં ઘણો સારો ઊતરે તો રૂના ભાવ બેસી જાય. તે વખતે તેણે નક્કી કરેલા ઊંચા ભાવે રૂની ડિલીવરી લઈ વાયદાની તારીખે બજારમાં ચાલતા નીચા ભાવે રૂ વેચી નાખવું પડે. અને બે ભાવના તફાવત જેટલું એને નુકસાન થાય. પરંતુ સટ્ટાના સોદાઓમાં આવી રીતે માલની 'ડિલીવરી' લઈને ફરી વેચાણ કરવાનું ભાગ્યે જ બને છે. જેની સાથે વાયદાનો સોદો કર્યો હોય તે માણસ સાથે વાયદાની તારીખે કેવળ ભાવના તફાવતની આપલે કરી નાખવામાં આવે છે.

૨. આપણે કલ્પેલા દાખલામાં ઘણુ સટોડિયા આવી રીતે વાયદાની ખરીદી માટે તત્પર જણાય તો રૂનો ભાવ તરત જ વધવા માંડે છે, એટલે કપાસનો પાક ઓછો ઊતરે ત્યાર પછી ભાવ એકદમ વધી જાય તેને બદલે પાક ઊતરે તે પહેલેથી જ ભાવ ધીમે ધીમે વધવા માંડે છે. પરિણામે ભાવમાં ઓચિંતો બહુ મોટો ફેરફાર થતો અટકે છે. વળી ભાવ વધતા જતા હોવાને લીધે લોકો રૂ ઓછું ખરીદે છે એટલે પાક ઓછો ઊતરવાને પરિણામે રૂની અછત વર્તાવી જોઈએ તે પણ વર્તાતી નથી. આવી રીતે ચઢતા ભાવની ગણતરીએ ખરીદી કરનારને સટ્ટા બજારમાં તેજીવાળા અથવા તેજી જોનારા (અંગ્રેજીમાં 'બુલ્સ'—સાંઢ હમેશાં ઊંચું માથું રાખીને ચાલે છે તે ઉપરથી) કહેવામાં આવે છે.

૩. આથી ઊલટું એમ ધારો કે સટ્ટાવાળાને એમ લાગે કે કપાસનો પાક બહુ જ સારો ઊતરશે અને તેથી રૂના ભાવ ગગડી જશે, તો તે અત્યારના ચાલુ ભાવે એટલે કે ખાંડીના રૂ. ૨૫૦) અથવા તેની આસપાસના ભાવે ત્રણ કે ચાર મહિનાને વાયદે રૂ વેચવાનો સોદો બીજા આસામી સાથે કરી નાખશે. જો પહેલા સટ્ટાવાળાની ધારણા મુજબ કપાસ ખૂબ પાકે અને ત્રણ કે ચાર મહિના પછી રૂના ભાવ ગગડીને ખાંડીના રૂ. ૨૦૦) ઉપર આવી જાય તો જેની સાથે રૂ. ૨૫૦) કે તેની આસપાસમાં રૂ વેચવાનો સોદો કર્યો હોય તેને તેટલી કિંમતે રૂની ડિલીવરી લેવાનું તે કહેશે, પણ પેલો માણસ ડિલીવરી લીધા વિના તેને ભાવનો તફાવત જ ચૂકવી આપશે. પહેલા સટ્ટાવાળાની ધારણા ખોટી પડે તો તેને આ વાયદાના સોદામાં ખોટ આવશે. ઘણા સટ્ટાવાળા આવી રીતે વાયદાના વેચાણ માટે તત્પર જણાય તો ભાવ તરત જ ઊતરવા માંડે છે. એટલે પાક સારો ઊતરી ચૂક્યા પછી ભાવ એકદમ ગગડી જાય તેને બદલે આ સટ્ટાવાળાઓની પ્રવૃત્તિને લીધે ભાવ અગાઉથી જ ધીમે ધીમે ઊતરવા માંડે છે. વળી ભાવ ઊતરતા જાય તેમ તેમ લોકો રૂની ખરીદી વધારે કરતા જાય તેથી વધારે પાકેલા રૂ માટેની માંગ અગાઉથી જ ઊભી થઈ જાય છે. આવી રીતે ઊતરતા ભાવની ગણતરીએ વાયદાથી વેચાણ કરનારાને સટ્ટા બજારમાં મંદીવાળા અથવા મંદી જોનારા (અંગ્રેજીમાં 'બેર્સ'—રીંછ હમેશાં નીચું માથું રાખીને ચાલે છે તે ઉપરથી) કહેવામાં આવે છે. આ જાતના સટ્ટા સામાન્ય રીતે જે વસ્તુઓનાં બજાર દુનિયાવ્યાપી હોય છે તેવી વસ્તુઓના કરવામાં આવે છે. તાર અને ટેલિફોનને લીધે આવા સટ્ટા માટે બહુ મોટી સગવડ થઈ છે. લંડન, ન્યૂયૉર્ક, મુંબઈ, કલકત્તા વગેરે મોટાં મથકોએ થતા ભાવના ફેરફારના સમાચાર રોજને રોજ અથવા કલાકે કલાકે એ બધા બજારોમાં ફરી વળે છે અને તે ઉપરથી સટ્ટા ખેલાય છે.

## સટ્ટાનો પૂર્વપક્ષ

૪. સટ્ટાના બચાવમાં એમ કહેવામાં આવે છે કે તેને લીધે માલની છત અને ખપત વચ્ચેનો મેળ સાધી શકાય છે તથા ભાવની ચઢઊતર ધીમી અથવા ક્રમિક બનાવી શકાય છે, એથી કરીને બજારમાં ઓચિંતી મોટી ઊથલ-પાથલ નથી થતી અને કોઈ વેપારીને એકદમ મોટી ખોટ નથી આવતી. વળી ઉત્પાદકો તથા ઘરાકો બન્નેને સટ્ટાવાળાઓની પ્રવૃત્તિથી લાભ થાય છે. સટ્ટાનો રીતસર ધંધો કરનારા બુદ્ધિશાળી વેપારીઓ દુનિયાના જુદા જુદા ભાગમાં થતી માલની પેદાશ તથા ઉત્પાદન વિષેની ચોક્કસ માહિતી રાખે છે અને એવા અનુભવી અને નિષ્ણાત માણસો જે વેચવાલી કે લેવાલી કરે તે ઉપરથી બજારની રૂખ તથા બજારના ભાવ બંધાય છે. કારખાનાંવાળાને પોતાને જોઈતો કાચો માલ ક્યારે ખરીદી લેવો અને પોતાનો તૈયાર માલ ક્યારે વેચવા કાઢવો એનું સૂચન આ સટ્ટાવાળાઓની પ્રવૃત્તિ ઉપરથી થાય છે. વળી તેમની પ્રવૃત્તિને લીધે ભાવમાં એકદમ ઉછાળો કે એકદમ મંદી આવતી અટકે છે તેથી ઘરાકોને પણ ફાયદો થાય છે.

૫. અત્યારના મોટા પાયા પરના ઉત્પાદનમાં સ્થિતિ એવી છે કે તૈયાર માલની માંગણી થાય અને તે માલ વેચાય તે અગાઉ ઘણી મુદત પહેલાંથી ઉત્પાદનનું કામ શરૂ થઈ જાય છે. એટલે ઉત્પાદકોને માથે ભાવની ફેરફારીનાં જોખમ સ્વાભાવિક રીતે જ રહે છે. સટ્ટાવાળાઓની દલીલ એ છે કે આવાં જોખમો અમે વહોરી લઈને ઉત્પાદકોને પોતાની પ્રવૃત્તિ નિરાંતે ચલાવવાની તક આપીએ છીએ. કાપડની મિલવાળાને મોટા જથામાં રૂ ખરીદી લેવું તો પડે જ. રૂની ખરીદી કરી લીધા પછી કાપડ તૈયાર થતાં અને બજારમાં વેચવા માટે મુકાતાં અમુક વખત જરૂર લાગે. એટલા વખતમાં જો રૂના ભાવ ચઢી જાય તો તો મિલવાળાને બહુ ફાયદો થાય, કારણ એના કાપડના ભાવ રૂના ચઢેલા ભાવની ગણતરી ઉપર બંધાય અને પોતે રૂ નીચા ભાવમાં ખરીદ્યું હોય. પણ જો એટલા વખતમાં રૂના ભાવ બેસી જાય તો મિલ-વાળાને ભારે નુકસાન થાય, કારણ, રૂના બેસી ગયેલા ભાવ ઉપર જ કાપડના ભાવ બંધાવાના. સટ્ટાવાળા કહે છે કે આવાં જોખમ મિલવાળાને માથેથી ઉતારી અમે વહોરી લેવા તૈયાર થઈએ છીએ, કારણ, અત્યારને નક્કી કરેલે ભાવે ભવિષ્યના વાયદાનો સોદો કરી તે વખતે અમે તેને રૂ પૂરું પાડવા બંધાઈએ છીએ. એટલે ભવિષ્યમાં રૂનો ભાવ ગમે તેટલો ચઢે કે ઊતરે તો પણ મિલવાળાએ પોતાને જોઈતા રૂની ભવિષ્યની ખરીદી પણ અત્યારે ભાવ મુકરર કરીને જો કરી લીધી હોય તો એ ભાવના ધોરણ ઉપર કોઈ જથાબંધ કાપડના વેપારી સાથે પોતાનું કાપડ વેચવાનો સોદો એ અત્યારથી કોઈ પણ

જાતના જોખમ વિના કરી શકે છે. કારણ, ભવિષ્યમાં વેચવાના કાપડમાં કાચા માલ તરીકે વપરાતા રૂનો ભવિષ્યનો ભાવ પણ તેણે તો અત્યારથી નક્કી કરી લીધેલો હોય છે. એટલે એ કાચા માલના ભાવમાં ભવિષ્યમાં થનારા ફેરફારની અસર પોતાના તૈયાર માલ ઉપર એટલે કે પોતાના કાપડ ઉપર તેના પૂરતી તો કશી જ થતી નથી.

## હેજિંગ કૉન્ટ્રૅક્ટ

૬. મિલવાળો પોતાના કાચા માલ માટે આવી રીતનો જે વાયદાનો સોદો કરી રાખે તેને 'હેજિંગ કૉન્ટ્રૅક્ટ' કહે છે. હેજિંગ એટલે વાડ બાંધવી. ખેતરની સુરક્ષિતતા માટે જેમ વાડ બાંધવામાં આવે છે તેમ પોતાના ધંધાની સુરક્ષિતતા ખાતર આવી રીતના વાયદાના સોદાથી ઉત્પાદક વાડ બાંધી લે છે. મિલવાળો જે વખતે પોતાના કાપડ માટે રૂની ખરીદી કરે તે જ વખતે એ કાપડ તૈયાર થઈને બજારમાં વેચવા મૂકતાં જેટલો વખત લાગવાનો હોય તેટલા વખતના વાયદાનો રૂના વેચાણનો સોદો પણ તે કરી રાખે છે. ધારો કે આ ગાળો ચાર મહિનાનો હોય અને ચાર મહિના પછી રૂના ભાવ બેસી જાય તો પોતે મોંઘા ભાવથી ખરીદેલા રૂમાંથી બનાવેલા કાપડમાં એને નુકસાન થાય ખરું, પણ એ નુકસાનનો બદલો પોતે કરેલા રૂના વેચાણ સોદામાંથી એને મળી રહે છે. બીજી તરફથી, જો રૂના ભાવ ચઢી જાય તો પેલા રૂના વેચાણ સોદામાં એને નુકસાન આવે પણ એ નુકસાનનો બદલો પોતાના કાપડના ઊંચા ભાવ એને મળે તેમાંથી મળી રહે છે. એટલે મિલવાળાને તૈયાર માલની બનાવટ માટે જોઈતા કાચા માલના ભાવમાં થનારી ઊથલપાથલ બિલકુલ નડતી નથી.

૭. એક નાના કાલ્પનિક દાખલાથી આ વસ્તુ વિશેષ સ્પષ્ટ કરીએ. ધારો કે કાપડનો એક નાનો કારખાનાવાળો ૧૨,૦૦૦ રતલ રૂ રતલના ચાર આનાના ભાવથી ખરીદીને કાપડ બનાવવા માંડે છે. એ ૧૨,૦૦૦ રતલ રૂમાંથી એ ૪૮,૦૦૦ ચોરસવાર કાપડ તૈયાર કરે છે. તેમ કરતાં એને ચાર મહિના લાગે છે, અને પોતાના કાપડની પડતર એને વારના ચાર આના પડે છે. કાપડની આ પડતર કિંમતના ૧૨,૦૦૦ રૂપિયામાં ૩,૦૦૦ રૂપિયા તો રૂની પડતર કિંમતના જ છે. હવે રૂના ભાવની સંભવિત ઊથલપાથલમાંથી બચવા માટે આ ભાઈને જો 'હેજિંગ' કરવું હોય તો એણે બાર હજાર રતલ રૂ ચાર મહિનાને વાયદે વેચી રાખવું જોઈએ. ધારો કે વાયદાનો ભાવ રતલના પાંચ આના છે અને એ ભાવે એ સોદો કરી રાખે છે. હવે કાપડ તૈયાર થઈને બજારમાં વેચાવા આવે તે વખતે આપણે ધારીએ કે રૂનો ભાવ

ગગડીને રતલના ત્રણ આના થઈ જાય છે. આની અસર કાપડના ભાવ ઉપર પડવાની. આ અસરને કારણે ધારો કે કાપડનો ભાવ વારના સાડા ત્રણ આના થઈ જાય છે. કારખાનાવાળાને ૪૮,૦૦૦ વાર કાપડની પડતર કિંમત રૂ. ૧૨,૦૦૦) છે તેને બદલે તેને સાડા ત્રણ આનાને ભાવે રૂ. ૧૦,૫૦૦) ઊપજશે એટલે કે કાપડના વેચાણમાં રૂ. ૧,૫૦૦)ની ખોટ જશે. આ ખોટની સામે રૂ એણે પાંચ આને રતલના ભાવે વેચી રાખેલું હોવાથી રતલે બે આનાનો નફો થશે, એટલે ૧૨,૦૦૦) રતલ રૂ ઉપર બરાબર રૂ. ૧,૫૦૦)નો નફો થશે. આમ એને નફાનુકસાનનો મેળ બેસી રહેશે.

૮. હવે આનાથી ઊલટી પરિસ્થિતિ કલ્પીએ. ધારો કે રૂનો ભાવ ચઢીને રતલના ૭ આના થઈ ગયો, તો એણે રૂનો વાયદાનો સોદો પાંચ આને કરેલો હોઈ તેમાં એને રૂ. ૭૫૦)નું નુકસાન જશે. પણ રૂના ભાવમાં વધારો થવાને કારણે કાપડના ભાવ વધીને વારના સવાચાર આના કે સાડાચાર આના થશે, એટલે પોતાના કાપડ ઉપર એને રૂ. ૭૫૦)નો અથવા રૂ. ૧,૫૦૦)નો નફો થશે. આમ ઉત્પાદક કેવળ કાચા માલના બજારભાવની ઊથલપાથલને કારણે નફાનુકસાનમાં આવ્યા વિના પોતાનો ધંધો બરાબર ચલાવી શકશે. બજારમાં સટ્ટાની એટલે કે વાયદાના સોદા કરવાની પ્રથા હોય તો જ આ જાતના 'હેજિંગ'નો લાભ ઉત્પાદકને મળી શકે છે.

સટ્ટાવાળાઓની એક દલીલ એ પણ છે કે અમે શૅરના તથા બીજી જુદી જુદી જાતની જામીનગીરીઓના સટ્ટા ચલાવીએ છીએ તેથી નવા નવા ઉદ્યોગધંધામાં મૂડીનું રોકાણ કરવા માટે લોકો આવે છે. શૅરોના અને સિક્યુરિટીઓના સટ્ટા ચાલે છે તેથી જ બજારમાં તેનાં ખરીદવેચાણ થાય છે. અને રોજ ને રોજ તેના ભાવ પણ પડે છે. તેથી જ કોઈ શૅર કે સિક્યુરિટી ધારણ કરનારને નાણાંની જ્યારે જરૂર પડે ત્યારે એ શૅર કે સિક્યુરિટી વેચી નાખીને પોતાનું રોકાયેલું નાણું છૂટું કરી શકે છે. આ જાતની સગવડ ન હોય તો એક વખત શૅરમાં કે જામીનગીરીમાં મૂડી રોકી હોય તેને છૂટી કરવાનું બહુ જ મુશ્કેલ પડે અને નાણાં કાયમી બંધાઈ જાય અથવા જ્યારે જોઈએ ત્યારે મેળવી ન શકાય. એવી જાતનાં રોકાણોમાં સાધારણ રીતે લોકો નાણાં રાખવાનું પસંદ ન કરે. લોકો પાસે જે નાની નાની બચતો હોય છે તેનો પ્રવાહ ઉદ્યોગો તરફ વળે છે તે ન વળે.

## સટ્ટાનાં અનિષ્ટો

૧. ઉપરની બધી દલીલો બાહ્ય દેખાવમાં લાગે છે તો રૂડીરૂપાળી, પણ દુનિયાના કોઈ પણ સટ્ટા બજારમાં જઈને જોશો તો ત્યાં ભાવનિયમન દ્વારા

કે ખપ છતનો મેળ બેસાડીને સાર્વજનિક હિત સાધવાનું વાતાવરણ છાંટાભાર જોવામાં નહિ આવે. ત્યાં તો ઘોખાબાજી અને જુગારનું વાતાવરણ પૂર જોશમાં પ્રસરી રહેલું દેખાશે. જુદી જુદી વસ્તુઓના સટ્ટા, તે તે વસ્તુઓના ઉત્પાદન વિષેની તથા છત અને ખપ વિષેની બધી માહિતીના તથા તેની બજાર ઉપર થતી અસરના જાણકાર એવા નિષ્ણાતો દ્વારા ચાલે છે, એમ જે કહેવામાં આવે છે તે વાતમાં જ કાંઈ માલ નથી. કારણ સટ્ટાવાળા મોટે ભાગે આવી બધી બાબતોથી અજ્ઞાન હોય છે. અવિચારી સાહસ ખેડવાની વૃત્તિ એ તેમનો મોટામાં મોટો ગુણ કે દુર્ગુણ કહેવાય. તેમનામાં કોઈ હોશિઆર અને જાણકાર હોય તો તેઓ પણ મોટે ભાગે ખરા ખોટાના કશા વિધિનિષેધ વિનાના અને સમાજ પ્રત્યેની જવાબદારીના કશા ખ્યાલ વિનાના હોય છે. બજારની સ્થિરતા જળવાય, ભાવનું નિયમન થાય, ઉત્પાદકો તથા ઘરાકોને સગવડરૂપ થવાય આ બધા વિચારો અને તેમની પ્રવૃત્તિઓ વચ્ચે આસમાન જમીનનું અંતર હોય છે. તેમની મોટામાં મોટી લાલસા એકદમ પૈસાનો તડાકો પાડવાની હોય છે અને તેમના બધા સોદા એ વૃત્તિથી પ્રેરાઈને જ થાય છે. એ સોદાની પાછળ સંગીન માહિતી કે પાકા વિચાર જેવી કશી વસ્તુ હોતી જ નથી, પણ પૂરેપૂરી જુગારી વૃત્તિ હોય છે. તેમના સોદાથી બજારોમાં ભાવનું કશું નિયમન થવાને બદલે ઊલટી વિનાકારણની ઊથલપાથલ થાય છે. પોતાની અનુકૂળતા મુજબ ભાવમાં તેજી અથવા મંદી આણવા સારૂ બજારમાં તેઓ તરેહ તરેહવાર અફવાઓ ભારે સિફતથી ફેલાવે છે. "ગાંધીજીએ જેલમાં ઉપવાસ શરૂ કર્યા છે." "સરકાર એમની સાથે સમાધાન કરશે." "જર્મની અને રશિયા વચ્ચે અથવા જર્મની અને બ્રિટન વચ્ચે સુલેહ થવાની વકી છે." "જર્મનીની મોટી હાર થઈ છે." "લડાઈ બંધ થવાની છે." "જાપાનનો હુમલો હાથવેંતમાં છે." આવી આવી તો અનેક અફવાઓ આ સટ્ટાવાળાઓના ફળદ્રૂપ ભેજામાં ઘડાય છે. પછી પોતાના સમાચાર પાકા પાયાના છે એવું એક જણ હાવકું મોં રાખીને બોલે એટલે આખા બજારમાં આ ગપ ચાલે છે અને પરિણામે ભાવ ચઢી જાય છે અથવા ગગડી પડે છે. આ અફવાઓ કરતાં પણ બહુ મોટું અનિષ્ટ તો લાખો અથવા કરોડો માણસોને જે વસ્તુની તંગી હોય એવી મુખ્ય જરૂરિયાતની ચીજો ઉત્પન્ન થઈને બજારમાં આવે તે પહેલાં ખરીદી લઈ તેનો નાશ કરવાના કિસ્સા બને છે એ છે. આ પ્રકાર અમેરિકામાં ઠીક ઠીક પ્રમાણમાં બને છે. કોઈ મોટા સટ્ટાખોરે ધારો કે ઘઉંનો મોટો ખેલો ઉપાડચો હોય, બજારમાં હોય એટલા ઘઉંની તેણે ખરીદી કરી લીધી હોય અને તે ઉપરાંત વાયદાની ખરીદી પણ મોટા પ્રમાણમાં તેણે કરી રાખી હોય. ઘઉંના ભાવ તેજી ઉપર જ રહે

એમાં આ સટ્ટાવાળાનો સ્વાર્થ હોય છે. પણ એને ખબર પડે કે ઘઉંનો પાક તો બહુ સારો થવાનો સંભવ છે અને સારા પાકને પરિણામે ઘઉંનો બહુ મોટો જથો બજારમાં આવે તો તેના ભાવ બેસી જાય. આવા પ્રસંગે આ સટ્ટાવાળો ઘઉંનો કેટલોક ઊભો પાક ખરીદી લઈ તેનો નાશ કરી નાખે છે, જેથી વધુ માલ બજારમાં ન આવી શકે અને પોતાને સારા ભાવ મળે. દૂધની બાબતમાં, સફરજનની બાબતમાં, રૂની બાબતમાં આવું બન્યાના અનેક દાખલા નોંધાયેલા છે. એટલે સટ્ટાવાળાઓ અને તેમનો પક્ષ કરનારા અર્થ-શાસ્ત્રીઓ સટ્ટાનાં ગમે તેટલાં ગુણગાન કરે અને તેનાથી સમાજને લાભ થાય છે એવું સમજાવે પણ સટ્ટો એ કોઈ પણ રીતે સમાજને ઉપયોગી અને આવશ્યક એવો ધંધો નથી પણ નર્યો જુગાર છે એ વિષે શંકા નથી.

૧૦. સટ્ટાના પૂર્વપક્ષમાં તેના જે સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે તેવા શુદ્ધ રૂપમાં સટ્ટા ચાલતા હોય અને તેથી ઉત્પાદકોને 'હેજિંગ' કરવાની સગવડો મળતી હોય તથા તેનાથી ભાવનું નિયમન વગેરે પણ થતું હોય, તો પણ આ રીતમાં ભારે બગાડ અથવા નુકસાન રહેલું છે. કારણ ભાવનું નિયમન વગેરે થાય તો પણ તે બહુ લાંબે ગાળે કદાચ થાય. પણ સટ્ટાની પ્રવૃત્તિમાં જ —વાયદાના સોદામાં જ 'ચાન્સ' અથવા અકસ્માતનું તત્વ ઘણું વધારે હોય છે. વળી તેમાં એકબીજાના અજ્ઞાનનો, ગાફેલપણાનો, અવિચારીપણાનો તથા સંકડામણનો લાભ લઈ અંગત લાભ ઉઠાવવાનો હેતુ હોય છે. એટલે લાંબે ગાળે કદાચ કાંઈક સારું પરિણામ આવે, તો પણ તે પહેલાં વચમાં અનેક માણસો કુટાઈ જાય છે અને પાયમાલ થઈ જાય છે. સટ્ટાનો આખો વ્યવહાર કાતિલ હરીફાઈના ધોરણ ઉપર ચાલે છે અને સમાજની વાજબી અને આવશ્યક અર્થપ્રવૃત્તિને તે જરા પણ ફાયદો કરતો નથી પણ તેમાં અંતરાય જ નાખે છે.

૧૧. ખપ અને છતનો મેળ બેસાડવા માટે તથા ભાવને એકદમ ઊછળી જતા અથવા ગગડી પડતા અટકાવવા માટે આવી આંધળી, અવિચારી અને કાતિલ હરીફાઈને વચ્ચે લાવવાની જરૂર નથી, પણ ઉત્પાદનની પદ્ધતિ જ બદલી નાખવાની જરૂર છે. નાના નાના સમાજો પોતાની જરૂરિયાતોની બાબતમાં લગભગ સ્વયંસંપૂર્ણ ઘટક બની રહે અને નાના પાયા ઉપર ઉત્પાદન ચલાવે તો ભાવની ઊથલપાથલના પ્રશ્નો જ ઊભા થવા ન પામે. વળી જે વસ્તુઓનું ઉત્પાદન મોટા પાયા પર કર્યા વિના ચાલે તેમ ન હોય તેમાં પણ તેનું યોજનાપુરઃસર નિયમન કરવાની જરૂર છે. તે માટે સમાજના દરેક આર્થિક ઘટકે પોતાની જરૂરિયાતોનો અંદાજ કાઢી તે અનુસાર ઉત્પાદન

કરવાની યોજના કરવી જોઈએ અને કુદરતનાં આકસ્મિક કારણોને લીધે જે કાંઈ અણધાર્યા લાભ કે નુકસાન થાય તે આખા સમાજમાં વહેંચાઈ જાય એવી ગોઠવણ કરવી જોઈએ. અત્યારના આપણા અર્થવ્યવહારો કોઈ પણ જાતની યોજના વિનાના હોય છે. તેમાં કાંઈ કે યોજના હોય તો એટલી જ છે કે મૂડીદારો અને નાણાવટીઓ પોતાને મોટા નફા શી રીતે મળે તેની જ યોજના કરે છે. તેઓ પણ એકબીજા સાથેની હરીફાઈમાં ઘણી વાર કુટાઈ જાય છે. અત્યારે અર્થના ક્ષેત્રમાં એક જાતનું અરાજક અથવા મૂડીરાજ્ય ચાલે છે. સટ્ટાવાળા એમાં કાંઈક નિયમન લાવવાનો દાવો કરે છે પણ હકીકતમાં તો તેઓ અરાજક વધારવામાં જ કારણભૂત થાય છે.

## પ્રકરણ ૮ મું

# વાજબી કિંમત

૧. ઇજારા-કિંમત વાળા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે મોટા ઉત્પાદકો પોતાનાં સંગઠનો કરીને પોતાના માલની બાબતમાં ઇજારા જેવી સ્થિતિ ઊભી કરે છે. તેઓ પોતાના માલનો ભાવ ઉત્પાદન ખર્ચ કરતાં ઘણો વધારે ઉપજાવી શકે છે. વળી પંકાયેલી છાપના તથા મારકાના માલની કિંમત પણ ઉત્પાદન ખર્ચ કરતાં ઘણી વધારે ઊપજે છે. તે જ પ્રમાણે ખરીખોટી જાહેરખબરોથી લોકોને જરૂરી મનાવવામાં આવતા માલની કિંમત પણ ઉત્પાદન ખર્ચ કરતાં ઘણી વધારે ઊપજે છે. એમાં તો જીવન માટે ખરી રીતે જરૂરિયાતની જ ન હોય, ઊલટી નુકસાનકારક હોય એવી વસ્તુઓ પણ ધૂમ ખપે છે. સાધારણ રીતે યંત્રોદ્યોગોની બનાવટોમાં તથા લોકોની મોજશોખની વસ્તુઓમાં આવું ખાસ બનવા પામે છે. બીજી તરફથી લોકોની પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓના બજારભાવ ઘણી વાર એટલા બધા નીચા રહે છે કે તેના ઉત્પાદકોને એટલે કે બહુ મોટા જનસમુદાયને તેમાંથી પેટપૂરતું પણ મળી રહેતું નથી. આ બન્ને પ્રકારમાં ઉઘાડો અન્યાય છે. દરેક વસ્તુની વાજબી કિંમત અંકાય — એટલે કે તેના ઉત્પાદકને વધારે પડતો નફો ન મળે, તેમ પોતે કરેલા શ્રમના બદલામાં પોતાનું જીવન સારી રીતે ચાલી શકે એટલું મળી રહે — તો જ અત્યારની આર્થિક અસમાનતા તથા અન્યાય અને શોષણ દૂર થઈ શકે. કઈ કિંમત વાજબી કહેવાય અને તે શી રીતે આંકી શકાય તેની ચર્ચા આ પ્રકરણમાં આપણે કરીશું.

૨. આપણે જોઈ ગયા છીએ કે વસ્તુઓની કિંમત નક્કી થવામાં એ વસ્તુની ઉપયોગિતા અથવા જરૂરિયાત, એ વસ્તુની માંગ, લોકોની ખરીદશક્તિ તથા એ વસ્તુ બનાવતાં લાગેલું ઉત્પાદન ખર્ચ — એ બધાં તત્ત્વો ભાગ ભજવે છે. પ્રથમ આપણે માંગ અને ઉપયોગિતા અથવા જરૂરિયાત એ તત્ત્વો લઈએ. માણસને કોઈ પણ વસ્તુની જરૂરિયાત અથવા ઉપયોગિતા હોય છે ત્યારે જ તે એ વસ્તુની માંગ કરે છે. પણ આપણે જોઈ ગયા છીએ કે બજારમાં માંગનો અર્થ કાંઈ જુદો જ કરવામાં આવે છે. માણસને વસ્તુની જરૂરિયાત ગમે તેટલી હોય અને એ વસ્તુની માંગ કરવાની તેની ઇચ્છા પણ ગમે તેટલી હોય, પણ એ વસ્તુ ખરીદવાની, પોતાની માંગ ને અમલમાં મૂકવાની તેનામાં જો

શક્તિ હોય તો જ બજારના વ્યવહારમાં એ માંગ કહેવાય છે. જૂના અર્થશાસ્ત્રીઓએ માની લીધું કે લોકોના આર્થિક વ્યવહારમાં સરકાર તરફથી કે સમાજ તરફથી કોઈ જાતની કશી દખલ નહિ કરવામાં આવે તો પોતાની જરૂરિયાતો પ્રમાણે માંગ કરવાની શક્તિ લોકોમાં આપોઆપ આવી જશે. સમાજમાં બિન-રોકટોક આર્થિક હરીફાઈ ચાલવા દેવામાં આવે તો લોકોની ખરી જરૂરિયાતો અને તેમની માંગ કરવાની શક્તિ, જેને આર્થિક માંગ કહેવામાં આવે છે, એ બેનો મેળ આપોઆપ બેસી જશે. આવું તો જ્યારે થાય ત્યારે ખરું, જો કે ખુલ્લી હરીફાઈથી અથવા તો ચાલતું હોય તેમ બિન-દખલ ચાલવા દેવાની નીતિથી આવું કશું થવાનું નથી. છતાં આ અર્થશાસ્ત્રીઓએ એવી માન્યતા ઉપર પોતાની ઇમારત રચી છે કે જે વસ્તુની બજારમાં માંગ થતી નથી, એ વસ્તુની જાણે લોકોને જરૂર જ નથી, એ વસ્તુ લોકોને જોઈતી જ નથી.

**૩.** જે માણસ આર્થિક માંગ નથી કરી શકતો તેને એ વસ્તુ જોઈતી નથી એમ કહેવું કે માનવું એ જેમ ભૂલ ભરેલું છે, તેમ જ જે માણસ આર્થિક માંગ વધુ જોરથી કરી શકે છે તેને એ વસ્તુ માટેની જરૂરિયાત વધુ તીવ્ર હોય છે એમ માનવું એ પણ બરાબર નથી. નબળી ખરીદશક્તિવાળાની આર્થિક માંગ જોરદાર નથી હોતી, જ્યારે કોઈ માણસની જરૂરિયાત તદ્દન મામૂલી હોય, પણ તેની ખરીદશક્તિ જો વધારે હોય તો બજારમાં તેની માંગનું જોર વધારે હોય છે. ગરીબ તેમ જ શ્રીમંત બન્ને બજારમાં દસ દસ રૂપિયા ખર્ચે એની, વસ્તુના વેચાણ અને ઉત્પાદન ઉપર તો સરખી જ અસર પડશે, પણ તેમાંથી પેલો ગરીબ માણસ પોતાની આખા મહિનાની અને ખૂબ મહત્ત્વની જરૂરિયાતો ખરીદશે, જ્યારે પેલો શ્રીમંત માણસ એનાથી દસમા ભાગની મહત્ત્વની જરૂરિયાતો પણ નહિ ખરીદે. જો કે બન્ને જે જે વસ્તુઓ ખરીદશે એના દામ તો એમને સરખા જ આપવા પડશે. ગરીબ માણસ પોતાના બાળક માટે દૂધ ખરીદવા ઇચ્છતો હોય અને શ્રીમંત માણસ પોતાના કૂતરાને માટે દૂધ ખરીદવા ઇચ્છતો હોય, એ બન્નેની માંગની દૂધની બજાર કિંમત ઉપર તો સરખી જ અસર થવાની. એવું પણ બને કે શ્રીમંત માણસની વિશેષ ખરીદશક્તિને લીધે દૂધ માટેની માંગની હરીફાઈમાં કૂતરા માટેના દૂધની માંગ બાળક માટેના દૂધની માંગને પાછળ પાડી દે. ગરીબ માણસ પોતાના બાળક માટે દૂધ ખરીદ્યા વિનાનો રહી જાય, અને શ્રીમંત માણસ પોતાના કૂતરા માટે દૂધ લઈ જાય. જ્યાં ખરીદશક્તિની આવી અસમાનતા હોય ત્યાં અમુક માણસોની અતિશય મહત્ત્વની જરૂરિયાતોને એટલે કે તેમની ખરી અને વધારે તીવ્ર માંગોને બીજા માણસોની ફાલતુ

જરૂરિયાતો અને તમા વિનાની માંગો સાથે એક સરખા ધોરણ ઉપર મુકાબલો કરવો પડે છે. એટલે માણસ વસ્તુની કેટલી કિંમત આપવા તૈયાર થાય છે તે ઉપરથી તેની માંગની કે જરૂરિયાતની તીવ્રતાનું માપ કાઢવામાં આવે તો મોટી ભૂલ થાય. પણ બજારમાં આ ભૂલભરેલું ધોરણ જ પ્રવર્તે છે અને તેની અસર ઉત્પાદન ઉપર પણ થાય છે. સમાજની ખરી અને મહત્ત્વની જરૂરિયાતોનું ઉત્પાદન પૂરતા પ્રમાણમાં કરવાને બદલે બજારમાં જેની માંગ વધારે હોય, જેની કિંમત વધારે ઊપજે એમ હોય, જેમાંથી નફો વધારે મળે એમ હોય તેવી વસ્તુઓનું ઉત્પાદન કરવા તરફ ઉત્પાદકો પ્રેરાય છે. તેથી સમાજના ઘણા માણસોને જીવનના આધારરૂપ વસ્તુઓની પણ તંગી ભોગવવી પડે છે અને સમાજના થોડા માણસો માટે એશઆરામ અને ભોગવિલાસની વસ્તુઓથી બજારો ઊભરાતાં જોવાતાં આવે છે.

૪. હવે આપણે બીજા તત્ત્વનો એટલે કે ઉત્પાદન ખર્ચનો વિચાર કરીએ. ઉપર કહેવાઈ ગયું છે કે આપણા દેશના ખેડૂતોને તેમના પકવેલા માલના બજારભાવ ઘણી વાર તેમના ઉત્પાદન ખર્ચ જેટલા મળી શકતા નથી. તનતોડ મહેનત કરવા છતાં ખેડૂતોને કંગાળ અને દેવાદાર જીવન ગાળવું પડે છે. આવું જ આપણા દેશમાં પશુપાલકોનું છે. આપણા દેશનાં ઢોરની અને તેમને પાળનારા રબારી ભરવાડોની દશા જોઈએ તો સ્પષ્ટ જણાય છે કે જે ભાવે બજારમાં ઘી વેચાય છે તે ભાવમાં ઘી બનાવનારા પશુપાલકોનું અને તેમનાં ઢોરનું સારી રીતે ગુજરાન થતું નથી. ખાદી ઉદ્યોગમાં કાંતનારને ઓછામાં ઓછી ત્રણ આના રોજી આપવાનું ચરખાસંઘે નક્કી કર્યું તે પહેલાં, જો કે ખાદી મિલ-કાપડને મુકાબલે મોંઘી હતી તો પણ, કાંતનારને માંડ દોઢ આનો રોજી મળતી. બજારકિંમતવાળા પ્રકરણમાં આપણે કહ્યું છે કે કોઈ પણ વસ્તુની બજાર-કિંમત લાંબે ગાળે તેના ઉત્પાદન ખર્ચ કરતાં બહુ ઓછી કે બહુ વધારે ન રહી શકે એ નિયમને મિલો અને મોટાં કારખાનાંવાળા પોતાનાં સંગઠનોથી ખોટો પાડે છે અને ઉત્પાદન ખર્ચ કરતાં ઘણો વધારે ભાવ લે છે, ત્યારે ખેડૂતો, પશુપાલકો, ગ્રામઉદ્યોગ કરનારા એમની બાબતમાં એ નિયમ બીજી રીતે ખોટો પડે છે કે તેમને એમની મહેનતમાંથી પેટપૂરતું ખાવાનું મળતું નથી. અર્થશાસ્ત્રી તો કહે કે એમને ધંધો પોસાતો ન હોય, ધંધામાંથી પેટપૂરતું ન મળતું હોય, તો એ ધંધો છોડી દે અને બીજો ધંધો કરે. પણ હકીકત એ છે કે એ લોકો પોતાનો ધંધો છોડી દે તો એમને બીજો કશો ધંધો મળી શકે એમ નથી. ધંધો છોડી દે તો બીજા જ દિવસથી નર્યો ભૂખમરો સામે આવીને ઊભો રહે એમ છે, એટલે ગુજરાન જેટલું ન મળતું હોય તો પણ એ ધંધો એમને કર્યાં કરવો પડે છે.

૯. છતાં અત્યારની બજારકિંમતમાં રહેલા આ અન્યાય વિષે સમાજનો આત્મા જાગૃત થયેલો જણાતો નથી. શહેરમાં બહુ સારી સ્થિતિ ભોગવતા માણસો, જેમને થોડા પૈસાની કે રૂપિયાની કશી તમા નથી હોતી એવા, દૂરના ગામડાંમાં જાય અને ત્યાં દૂધ, શાકભાજી કે સ્થાનિક પેદાશનાં ફળ બહુ સસ્તાં મળતાં જુએ એટલે રાજી થઈ જાય છે. અથવા શહેરમાં પણ ઘી દૂધના કે અનાજના ભાવ ઊતરી ગયા હોય, શાકભાજી ગધેડે ગોવાતાં હોય ત્યારે રાજી થાય છે. પણ તેમને એવો વિચાર સ્ફુરતો નથી કે આવા ભાવમાં તેના ઉત્પાદકને શું મળતું હશે? તેને વેચવાનું શી રીતે પોસાતું હશે? એ ભાવે તેના ઉત્પાદન ખર્ચ જેટલું — તેણે કરેલી મજૂરી જેટલું એને મળી રહેતું હશે ખરું? જેઓ આડીઅવળી, નકામી વસ્તુઓમાં કેવળ કૌતુક ખાતર બેપરવાઈથી પૈસા વેડફી નાખતા જોવામાં આવે છે તેઓ પણ લાચારી ભોગવતા ગરીબ માણસો પાસેથી ઘી, દૂધ, શાકભાજી અથવા અનાજ સસ્તા ભાવે લેવા પ્રયત્ન કરે છે, અને સસ્તું લઈને રાચે છે. આવા માણસો પાસે ખાદી કે ગ્રામઉદ્યોગની કોઈ વસ્તુ લઈ જવામાં આવે ત્યારે તેઓ કહે છે કે આ તો મિલની કે સંચાની બનાવેલી વસ્તુ કરતાં મોંઘી છે. પણ જેને બીજું કશું કામ મળી શકતું નથી એણે એ બનાવેલી છે, એમાંથી એને માંડ પેટિયા જેટલું જ મળી રહે છે — જો કે એનો જીવનનિર્વાહ સારી રીતે ચાલી શકે એટલું એને મળવું જોઈએ — તો પછી એ વસ્તુની કિંમત વધારે છે, એ વસ્તુ મોંઘી છે એમ શા માટે લાગવું જોઈએ? આજે દુનિયામાં, બધા જ દેશોમાં, કોઈ મોટામાં મોટો આર્થિક પ્રશ્ન હોય તો તે દરેક માણસને પૂરતું કામ આપવાનો, સમાજને ઉપયોગી થઈ પડે એવું કામ આપવાનો છે. કામ કરીને સમાજને ઉપયોગમાં આવે એવી વસ્તુ બનાવનારને જીવનનિર્વાહ પૂરતું મહેનતાણું મળે એ ન્યાયની વાત છે. કોઈ વસ્તુ બજારમાં સસ્તી મળે તેથી રાચવાનું નથી, પણ એ વસ્તુના બનાવનારને વાજબી મહેનતાણું મળી રહે છે કે નહિ એ જોવાનું છે. વસ્તુની કિંમત નક્કી કરવામાં આ વિચાર પ્રધાન હોવો જોઈએ. કિંમત સોંઘી છે કે મોંઘી એ જોવાનું નથી, પણ એ વાજબી છે કે નહિ એ જોવાનું છે. ખાદી અને ગ્રામઉદ્યોગની હિમાયત કરતાં ગાંધીજીએ વાજબી કિંમતનો અને જીવનનિર્વાહ પૂરતા મહેનતાણાનો સિદ્ધાન્ત સમાજ આગળ રજૂ કર્યો છે. આપણા દેશના કરોડો માણસોની ફરજિયાત બેકારી ટાળવાના ઉપાયોની વિચારણામાંથી ગાંધીજી આ સિદ્ધાન્ત ઉપર આવ્યા છે. કોઈ પણ ઉપયોગી વસ્તુની કિંમત એટલી તો હોવી જ જોઈએ, જેથી એના બનાવનારને પોતાનું ગુજરાન સારી રીતે ચાલી શકે એટલી રોજી મળી રહે.

## કાર્લ માર્ક્સનો શ્રમમૂલ્યનો સિદ્ધાન્ત

૬. શાસ્ત્રીય સમાજવાદનો પ્રણેતા કાર્લ માર્ક્સ, મૂડીદારો મજૂરોનું શી રીતે શોષણ કરે છે એનું પૃથક્કરણ કરતાં આ જ સિદ્ધાન્ત ઉપર સો વર્ષ પહેલાં આવ્યો હતો. તેણે એ સિદ્ધાન્તને જુદી રીતે રજૂ કર્યો છે. એ કહે છે કે કોઈ પણ વસ્તુની કિંમત એ વસ્તુ બનાવતાં લાગેલી મજૂરી ઉપરથી અંકાવી જોઈએ. એને શ્રમમૂલ્યનો સિદ્ધાન્ત (લેબર થિયરી ઑફ વૅલ્યુ) કહેવામાં આવે છે. આ સિદ્ધાન્તના કાર્લ માર્ક્સે કરેલા લંબાણ વિવેચનમાંથી અહીં તેનો મુખ્ય અને મૂળ મુદ્દો જ ટૂંકમાં આપ્યો છે. દાખલા કાર્લ માર્ક્સે આપેલા જ લીધા છે.

૭. ધારો કે ઘઉંનો અદલોબદલો લોખંડની સાથે કરવો છે. ઘઉંના અમુક જથાને લોખંડના અમુક જથાના સમાન મૂલ્યનો ગણવામાં આવે તો એ ધોરણે બેનો વિનિમય થઈ શકે. તેમ કરવા માટે આ બે વસ્તુઓમાં કાંઈક સમાન તત્ત્વ હોવું જોઈએ, જે વડે આપણે આ બન્ને વસ્તુઓનું વિનિમય-મૂલ્ય નક્કી કરી શકીએ. એક સમાન તત્ત્વ તો એ બે વસ્તુઓની અંદર જ રહેલું છે. તે તત્ત્વ તે ઉપયોગિતાનું. પણ આ બે વસ્તુઓની ઉપયોગિતા જુદા જુદા પ્રકારની છે. એટલે એ તત્ત્વથી બે વસ્તુઓની મૂલવણી થઈ શકતી નથી. આ બે વસ્તુઓમાં બીજું સમાન તત્ત્વ, એ બે વસ્તુઓને ઉત્પન્ન કરતાં લાગેલી મજૂરીનું છે. એક ટન ઘઉં ઉત્પન્ન કરતાં જેટલી મજૂરી લાગે તેટલી જ મજૂરીમાં જેટલા ટન લોખંડ ઉત્પન્ન કરી શકાય, તેટલા ટન લોખંડનો એક ટન ઘઉં સાથે વિનિમય થવો જોઈએ. ધારો કે એક ટન ઘઉં ઉત્પન્ન કરતાં માણસને જેટલી મજૂરી લાગે છે તેટલી મજૂરીમાં બે ટન લોખંડ ઉત્પન્ન થઈ શકે છે. તો એક ટન ઘઉંનું મૂલ્ય બે ટન લોખંડની બરાબર થયું અને એ પ્રમાણમાં એ બે વસ્તુઓનો અદલોબદલો કરવામાં આવે તો એ તદ્દન ન્યાયી થાય.

૮. તદ્દન સાદા અને નાના પ્રાથમિક સમાજમાં ઉપર જણાવ્યા પ્રમાણે જ પ્રકાર બને અને તદ્દન ન્યાયી ધોરણે વિનિમય થાય. અત્યારે પણ ગૃહઉદ્યોગ કે ગ્રામઉદ્યોગની ઉત્પાદન પદ્ધતિવાળા સમાજમાં એક માણસ અથવા કુટુંબ, પોતે ઉત્પન્ન કરેલી વસ્તુનો, બીજા માણસ અથવા કુટુંબે બનાવેલી વસ્તુ સાથે, આ ધોરણે એટલે કે વસ્તુ બનાવતાં લાગેલી મજૂરીને ધોરણે વિનિમય કરે છે. એવા સમાજમાં વસ્તુનું ઉત્પાદન કરતાં લાગેલી મજૂરી, એ વસ્તુનું મૂલ્ય આંકવાના સામાન્ય માપ અથવા ગજ તરીકે ચાલી શકે. પણ કારખાનાની ઉત્પાદન પદ્ધતિમાં તથા વેપારી પદ્ધતિએ ચાલતા સમાજમાં મજૂરે પોતે બનાવેલી વસ્તુ મજૂર પાસે હોતી જ નથી. એના

વિનિમયનું કામ એ મજૂરે કરવાનું હોતું જ નથી. ઉત્પાદનનું કામ કરનાર અને વિનિમયનું કામ કરનાર વ્યક્તિઓ અથવા મંડળો જુદાં જુદાં હોય છે. વળી વસ્તુ ઉત્પન્ન કરવામાં જુદી જુદી જાતનું કામ કરનારા ઘણા માણસોએ પોતાનો ફાળો આપેલો હોય છે. ઘણા માણસોની સંયુક્ત મજૂરીને પરિણામે બનેલી વસ્તુમાં, જે કુલ વિનિમય-મૂલ્ય રહેલું હોય તે વિનિમય-મૂલ્યમાં કોણે કેટલું વિનિમય-મૂલ્ય પેદા કર્યું એટલે કે કોણે કેટલી મજૂરીનો ફાળો આપ્યો એ નક્કી કરવું મુશ્કેલ હોય છે. કારણ મજૂરી પણ જુદા જુદા પ્રકારની હોય છે. કેટલીક અણઘડ મજૂરી હોય છે, કેટલીક કુશળ મજૂરી હોય છે, કેટલીક દેખરેખ રાખનારની મજૂરી હોય છે, કેટલીક યોજના કરનારની મજૂરી હોય છે, વગેરે.

૯. આ કોયડાનો જે ઉકેલ જુનવાણી અર્થશાસ્ત્રીઓ બતાવે છે તેથી ઊલટો જ ઉકેલ કાર્લ માર્ક્સ બતાવે છે, અને સાબિત કરે છે કે જુનવાણી અર્થશાસ્ત્રીઓએ બતાવેલા ઉકેલમાં મજૂરોનું શોષણ રહેલું છે. જુનવાણી અર્થશાસ્ત્રીઓ વસ્તુ ઉત્પન્ન કરવામાં લાગેલી મજૂરીનું મહત્ત્વ, કાચો માલ, તથા યંત્રો, ઓજારો, મકાનો, વગેરે સાધનો, એના જેટલું જ ગણે છે. કાચા માલની કિંમત તથા સાધનોનો ઘસારો જેમ ઉત્પાદન ખર્ચમાં ગણાય છે તેમ જ મજૂરીની કિંમત પણ તેઓ ઉત્પાદન ખર્ચમાં ગણે છે. તેઓ કહે છે કે મજૂરીને પણ બીજી વસ્તુઓના જેવી જ બજારી વસ્તુ ગણવી જોઈએ, અને તેની કિંમત તેના ઉત્પાદન-ખર્ચ ઉપરથી અંકાવી જોઈએ. એટલે મજૂરને હસ્તીમાં આવવા માટે અને કામ કરી શકે એવી સ્થિતિમાં જીવવા માટે જે ખર્ચ થાય તેટલી રોજી મજૂરને આપવી. ઉત્પાદનના કાર્યમાં કુશળ કારીગરો અને નિષ્ણાતો કામે લાગ્યા હોય તેમણે કુશળતા અને જ્ઞાન સંપાદન કરવામાં વધારે વખત ગાળ્યો હોય અને વધારે ખર્ચ કર્યું હોય એટલે તેમના કામની કિંમત વધારે ગણવી. અને આ રીતે કાચો માલ, સાધનો, મજૂરી વગેરેનું તમામ ખર્ચ ગણતાં જો વસ્તુની કિંમત એ ખર્ચ કરતાં વધારે ઊપજે તો એને યોજકની યોજનાશક્તિ, દીર્ઘદૃષ્ટિ, વસ્તુની માંગ કેટલી થશે તેનો અંદાજ કાઢવાની કુશળતા, માંગ બરાબર ન થતી હોય તો માંગ ઊભી કરવા માટે કરવી પડતી ખટપટ, અને વસ્તુના ઉત્પાદનમાં ખેડેલું સાહસ, એ બધાના બદલા તરીકે એનો નફો ગણવો.

૧૦. માર્ક્સ આ નફાને વાજબી અથવા ન્યાય્ય નથી ગણતો, પણ આયતો મળેલો ગણે છે; અને એને મૂડીદાર યોજકોએ મજૂરોનું કરેલું શોષણ કહે છે. એની વિચારસરણી પ્રમાણે નફા જેવી કોઈ વસ્તુ જ ન હોવી જોઈએ. ઉત્પાદન કાર્યમાં યોજકે વસ્તુતઃ કશો ફાળો આપ્યો હોય તો બીજાઓની

માફક તેને પણ એનું મહેનતાણું મળે એમ એ કહે છે. આ નફાનું કારણ તો જુદું જ છે એમ એ બતાવે છે.

૧૧. માર્ક્સની દલીલ એ છે કે મજૂરી એ કાંઈ કાચા માલ કે બીજાં સાધન જેવી જડ વસ્તુ નથી. કાચા માલ અને સાધનોમાંથી તો તમે અમુક નિશ્ચિત પરિણામ જ નિપજાવી શકો. જ્યારે મજૂરોની મજૂરી વેચાતી લઈ લીધા પછી તમે તેનો વધારે ઉપયોગ પણ કરી શકો, અને ઓછો ઉપયોગ પણ કરી શકો. મૂડીદાર યોજક મજૂરીની જે કિંમત ચૂકવે તેના કરતાં મજૂર પાસેથી વધારે કામ કરાવી તેની મજૂરીમાંથી વધારે ઉત્પાદન મેળવે તો એને એટલો નફો થાય અને ઓછું કામ લે તો એને એટલી ખોટ આવે. પણ યોજક મજૂરો પાસેથી તેને આપેલી મજૂરી કરતાં વધારે કામ કરાવી લેવાની કાળજી રાખે જ છે. ઉત્પાદનનાં સઘળાં સાધનો પોતાને કબજે હોવાથી અને મજૂરોની સંખ્યા વધારે પડતી હોવાને કારણે તેઓ કામ મેળવવાના બહુ ગરજુ હોવાથી, મજૂર પાસે પોતાની શરતે એ કામ કરાવી શકે છે. મજૂરને એ જેટલી મજૂરી આપે છે તે કરતાં મજૂરના કામમાંથી એ વધારે ઉપજાવી જ લે છે. મજૂરની મજૂરીની ખરી કિંમત માંડ માંડ જીવનનિર્વાહ ચલાવવા માટે તેને જેટલું જોઈએ, એ નહિ, પણ તેની મજૂરીને પરિણામે ઉત્પન્ન થયેલી વસ્તુનું બજારમાં જે ઊપજે, એ હોવી જોઈએ. પણ મૂડીદાર તો મજૂરની મજૂરી પેલા માંડ માંડ ચાલતા જીવન-નિર્વાહની કિંમતે ખરીદી લે છે અને તેને વસ્તુની કિંમત વધારે ઊપજે છે. આ વધારો તેને બિન–હકનો મળે છે. મૂડીદારે મજૂરનું એટલું શોષણ કર્યું એમ માર્ક્સ કહે છે.

૧૨. કેવી રીતે મૂડીદાર આ શોષણ કરે છે તેનો માર્ક્સે આપેલો દાખલો જ અહીં ટાંકીશું. ધારો કે દસ રતલ રૂ કંતાવીને તેનું સૂતર કરવું છે. રૂની કિંમત અઢી ડૉલર ગણી અને કાંતવાની ક્રિયા માટે યંત્રો વગેરેને જે ઘસારો લાગે તેની કિંમત પચાસ સેન્ટ એટલે અર્ધો ડૉલર ગણી. આમ કાચા માલની કિંમતના અને સંચા વગેરેના ઘસારાના મળી કુલ ત્રણ ડૉલર થયા. સંચા ઉપર કલાકનું ૧$\frac{2}{3}$ રતલ સૂતર કંતાય છે એમ માની લીધું. એટલે દસ રતલ સૂતર કાંતતાં ૭ કલાક ( ૬×૧$\frac{2}{3}$=૧૦ ) લાગે છે.

૧૩. માર્ક્સે બીજી ધારણા એ કરી છે કે કાંતનાર મજૂરનો ગુજારો ૭૫ સેન્ટમાં ચાલી રહે છે. માટે એની મજૂરીનું ઉત્પાદન ખર્ચ ૭૫ સેન્ટ ગણીને એને એટલી રોજી આપવામાં આવે છે. અઢી ડૉલર રૂની કિંમત, ૫૦ સેન્ટ ત્રાક વગેરેના ઘસારાના અને ૭૫ સેન્ટ કાંતનારની મજૂરીના એમ મળીને દસ રતલ સૂતરનું ઉત્પાદન ખર્ચ ૩.૭૫ ડૉલર, અને એક રતલ

સૂતરનું ૩૭$\frac{૧}{૨}$ સેન્ટ થાય છે. જો મૂડીદાર આ ભાવે જ સૂતર વેચે તો તો એને કશું જ મળે નહિ. પણ એ કાંઈ એવો ભલો ભોળો નથી કે લોકોને સૂતર પૂરું પાડવાની સેવાવૃત્તિથી પોતાની મૂડી આ કામમાં રોકે અને સૂતર પેદા કરવાની અને વેચવાની પંચાતમાં પડે. એટલે એ તો પોતાને શી રીતે નફો મળે એની પેરવી કરે જ છે. તેણે તો પેલા કાંતનાર મજૂરની આખા દિવસની મજૂરી ખરીદી લીધી છે ને? એટલે એ એની પાસે બની શકે તેટલા વધારે કલાક કામ કરાવે છે. ધારો કે એ બાર કલાક કામ કરાવે છે. તો એટલા વખતમાં $૧૨ \times ૧\frac{૨}{૩} = ૨૦$ રતલ સૂતર સંચા ઉપર કંતાવી શકાય છે. વીસ રતલ રૂની કિંમતના પાંચ ડૉલર, ત્રાક વગેરે સંચા ઘસારાનો એક ડૉલર, અને ૨૦ રતલ સૂતર ૭૫ સેન્ટની જ મજૂરીમાં કંતાવી લે છે એટલે મજૂરીના ૭૫ સેન્ટ મળી કુલ ૬.૭૫ ડૉલરમાં મૂડીદારને વીસ રતલ સૂતર મળે છે અને તે રતલના ૩૭$\frac{૧}{૨}$ સેન્ટના ભાવથી એટલે કુલ ૭.૫૦ ડૉલરમાં વેચે છે. એ રીતે એક મજૂરના કામમાંથી એને ૭૫ સેન્ટનો વધારો મળે છે. વીસ રતલ સૂતરનું ઉત્પાદન ખર્ચ ૬.૭૫ ડૉલર હતું તેને બદલે મૂડીદારે તેના ૭.૫૦ ડૉલર ઉપજાવ્યા, એ વધારાની કિંમતને કાર્લ માર્ક્સ વધારાનું મૂલ્ય (સર્પ્લસ વૅલ્યુ) કહે છે.

**૧૪.** એમ જોવા જઈએ તો આપણે રૂની કિંમત પાંચ ડૉલર ગણી છે, એમાં રૂનો ઉત્પાદક જો મૂડીદાર હોય તો તેને વધારાનું મૂલ્ય મળ્યું જ હશે. ધારો કે ૨૦ રતલ રૂ ઉત્પન્ન કરવામાં ૪૦ કલાકની મજૂરી લાગી છે તો મૂડીદાર એને ૧૨ કલાકના કામના ૭૫ સેન્ટને હિસાબે $\frac{૪૦ \times ૭૫}{૧૨} = ૨૫૦$ સેન્ટ એટલે અઢી ડૉલર આપશે. આ ઉપરાંત જમીન ભાડું, ઓજારો વગેરેના ખર્ચના ૧૫૦ સેન્ટ ગણીએ તો કુલ ખર્ચ ચાર ડૉલર થાય. તેના એ પાંચ ડૉલર ઉપજાવે છે. એટલે એમાં પણ એક ડૉલરનું વધારાનું મૂલ્ય તો એને મળ્યું હોવું જોઈએ. વાત એ છે કે દુનિયામાં અત્યારે જેટલી સંપત્તિ છે — ઉત્પાદનનાં સાધનો, કારખાનાંનાં તથા રહેવાનાં મકાનો, રાચરચીલાં, પહેરવા-ઓઢવાનાં કપડાં, કાચો માલ — એ કોઈ ને કોઈ કાળે કરવામાં આવેલા શ્રમનું જ ફળ છે. પણ મજૂરે પોતાના નિર્વાહ માટે તેમ જ ઘરસંસાર ચલાવવા માટે રોજના જેટલા કલાક શ્રમ કરવો જોઈએ તે કરતાં તેની પાસે વધારે કલાક શ્રમ કરાવીને અથવા બીજી રીતે કહીએ તો જેટલા કલાક તેની પાસે શ્રમ કરાવ્યો તેટલા કલાકની આપવી જોઈએ તે કરતાં ઓછી મજૂરી આપીને બાકી રહેલો વધારો મૂડીદારોએ સંઘરી સંઘરીને સંપત્તિના તેમ જ મૂડીના રૂપમાં પોતાને કબજે કરી લીધો છે. તેથી જ આજે ઉત્પાદનનાં તમામ પ્રકારનાં સાધનો અને બીજી અનેક પ્રકારની સંપત્તિ થોડા મૂડીદારોના કબજામાં

છે અને મજૂર પાસે પોતાના હાથપગ, પોતાની મજૂરી કરવાની શક્તિ, એ સિવાય બીજું કશું રહ્યું નથી. રોજ જેમ જેમ તે મજૂરી કરતો જાય છે તેમ તેમ તેનું શોષણ થતું જાય છે, કારણ તેણે ઉત્પન્ન કરેલું વધારાનું મૂલ્ય મૂડીદાર પચાવી પાડતો જાય છે.

૧૯. માર્ક્સના આ સિદ્ધાન્ત વિષે એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે એ સિદ્ધાન્તથી અત્યારની ચાલુ અર્થવ્યવસ્થા પ્રમાણે બજાર કિંમત શી રીતે નક્કી થાય છે તેનો ખુલાસો તે આપતો નથી. કારણ વસ્તુ ઉત્પન્ન કરતાં લાગેલી મજૂરી ઉપરથી વસ્તુની કિંમત અંકાવી જોઈએ એ સિદ્ધાન્ત પ્રમાણે તો ઉપરના દાખલામાં ૨૦ રતલ સૂતરની કિંમત પોણાસાત ડૉલર જ થવી જોઈતી હતી. પણ માર્ક્સ ચાલુ બજાર કિંમતનો ખુલાસો નથી આપતો. એ તો વાજબી કિંમતનું ધોરણ રજૂ કરી મૂડીદાર શી રીતે મજૂરનું શોષણ કરે છે એ બતાવે છે. એના કહેવા પ્રમાણે તો મજૂર પાસે ઓછા કલાક કામ કરાવવું જોઈએ. એની મજૂરીની કિંમત જેટલું ઉત્પાદન જેટલા કલાકમાં થઈ શકે તેટલા જ કલાક એની પાસે કામ કરાવવું જોઈએ અથવા એની પાસે વધારે કલાક કામ કરાવવામાં આવે તો જે વધારો રહે છે તે મૂડીદારને ન મળતાં, કાં તો મજૂરને મળવો જોઈએ, કાં તો તેનો ઉપયોગ મૂડી તરીકે અથવા ખર્ચ તરીકે સાર્વજનિક હિતને માટે થવો જોઈએ.

૧૬. માર્ક્સના આ સિદ્ધાન્ત સામે કેટલાક વાંધા રજૂ કરવામાં આવે છે તે આપણે જોઈએ. એક તો એમ કહેવામાં આવે છે કે એમાં મજૂરીનો કશો ચોક્કસ અર્થ કરવામાં આવ્યો નથી. માનસિક અથવા બૌદ્ધિક શ્રમ અને શરીર શ્રમ, એ બે વચ્ચેની સરખામણી શી રીતે કરવી? બૌદ્ધિક શ્રમમાં પણ ચઢિયાતો, ઊતરતો એવા અનેક પ્રકારો હોય. શરીર શ્રમ પણ અણઘડ માણસનો હોય; તેમ કુશળ માણસનો હોય, શરીરે બળવાન માણસનો હોય, તેમ નબળા માણસનો હોય. શ્રમના આવા બધા જુદા જુદા પ્રકારની કિંમત શી રીતે આંકવી? કેવળ કામના કલાક ઉપરથી કામની કિંમતનું માપ ન કાઢી શકાય. કોઈ માણસ ઓછા કલાકના કામમાં સમાજને બહુ ઉપયોગી કામ કરી શકે અને કોઈ માણસ ઘણા કલાક કામ કરે, છતાં કદાચ ઉપયોગી કામ ન નિપજાવી શકે. બીજો વાંધો એ છે કે આ સિદ્ધાન્તમાં ખોટે માર્ગે વપરાયેલા શ્રમનો કશો વિચાર કરવામાં આવ્યો નથી. ધારો કે એક કારખાનું ઊભું કરવામાં આવ્યું, પણ યોજના તથા ગણતરીની ભૂલને લીધે એ કારખાનું નકામું નીવડે તો એમાં ખર્ચાયેલા શ્રમનું શું કરવું? ત્રીજો વાંધો એ છે કે વસ્તુ ઉત્પન્ન થયા પછી ફૅશન બદલાવાને લીધે અથવા તો એ વસ્તુના ઉપયોગ

વિષેના વિચારો બદલાવાને લીધે એ વસ્તુની માંગ ન રહે અથવા બહુ ઓછી થઈ જાય એટલે કે એ વસ્તુનું ઉપયોગ–મૂલ્ય ઘટી જાય તો શું કરવું ?

૧૭. અત્યારે તો આવું જે કાંઈ નુકસાન આવે તેને પહોંચી વળવાની જવાબદારી મૂડીદાર અથવા યોજક પોતાને માથે લે છે અને તેથી જ એ પોતાને નફાનો હકદાર ગણે છે. પણ મૂડીદારોની આ જવાબદારી તો સમાજને ભારે પડી જાય એવી છે. કારણ તેમને ખોટ કોઈક વાર આવતી હશે પણ એકંદરે નફો જ વધારે થાય છે અને તે હદ બહારનો વધારે થાય છે. તેમના નાના વર્ગમાં થયેલો મૂડીનો અને સંપત્તિનો આવડો મોટો સંચય એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

૧૮. અને ઉપર જે વાંધા ગણાવ્યા તે તો અત્યારના મૂડીવાદી અર્થોત્પાદનમાં જ ઊભા થાય છે. માર્ક્સની વિચારસરણી પ્રમાણે અર્થોત્પાદન ખાનગી વ્યક્તિઓના નફાના હેતુથી નહિ પણ સમાજની જરૂરિયાતો પૂરી પાડવાના હેતુથી કરવાનું છે. પ્રથમ તો આખા ઉત્પાદનને યોજનાપૂર્વક ગોઠવી નિયંત્રિત કરવામાં આવે. સમાજની તમામ જરૂરિયાતોનો બરાબર અંદાજ કાઢી, તેને જરૂરિયાતોના મહત્ત્વના ક્રમમાં ગોઠવી તેનું ઉત્પાદન કરવાની યોજના તૈયાર થાય. આવી પૂર્વ યોજના પ્રમાણે ઉત્પન્ન કરવામાં આવેલી વસ્તુઓની માંગ ઘટી કે વધી જવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. જે વસ્તુ ઉત્પન્ન થાય તે વસ્તુ અને તેમાં રહેલું મૂલ્ય, એને માટે આખા સમાજની જવાબદારી હોઈ, ભૂલથી નકામી અથવા ઓછા ઉપયોગની વસ્તુ ઉત્પન્ન થઈ હોય તો તેનું નુકસાન આખો સમાજ ભોગવી લે. આ વ્યવસ્થામાં ઉત્પાદકો પોતાના નફા કે સ્વાર્થ માટે કામ નથી કરતા, પણ સમાજના જવાબદાર માણસોએ નક્કી કરેલી યોજના મુજબ આખા સમાજને માટે કામ કરે છે.

૧૯. જુદી જુદી જાતની મજૂરીની કિંમત આંકવામાં ઊભી થતી મુશ્કેલીનો માર્ક્સનો ખુલાસો એ છે કે નવી સમાજ રચનામાં કોઈ પણ વસ્તુના ઉત્પાદનના કાર્યમાં જોડાયેલા સઘળા માણસો, એ પોતપોતાના સ્વાર્થ માટે ખેંચાતાણ કરતી અલગ અલગ મજૂર–વ્યક્તિઓ નહિ હોય, પણ આખા સમાજના હિતને માટે એક બીજા સાથે સહકારથી કામ કરતો એક વિરાટ–શરીર મજૂર–સમુદાય હશે. મજૂર–વ્યક્તિઓ એ વિરાટ મજૂર–સમુદાયના જુદા જુદા અવયવો જેવા હશે. ઉત્પન્ન થયેલી વસ્તુમાં હસ્તી ધરાવતું મૂલ્ય એ વિરાટ મજૂર–સમુદાયની સહકારી મજૂરીનું સામુદાયિક ફળ હોઈ, એ મૂલ્ય અથવા બીજી ભાષામાં કહીએ તો ઉત્પાદનનું મહેનતાણું આ વિરાટ મજૂર–સમુદાય પોતાના અંગભૂત મજૂરોમાં સરખે હિસ્સે અથવા પોતપોતાની જરૂરિયાત પ્રમાણે વહેંચી લેશે. દુનિયામાં અત્યાર સુધીમાં હસ્તીમાં આવી ગયેલી તમામ ઉત્પાદન પદ્ધતિઓનો

આખો ઇતિહાસ તપાસી કાર્લ માર્ક્સે એ સાર કાઢ્યો છે કે હવે સમાજ એ ધ્યેયે પહોંચવાનો છે કે આખા સમાજને માટે આવશ્યક સાંપત્તિક ભંડોળ ઉત્પન્ન કરવા માટે સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે કામ કરે અને એ ભંડોળમાંથી સૌ પોતપોતાની જરૂરિયાતો પ્રમાણે લે.

૨૦. પણ આ ધ્યેયે સમાજ પહોંચ્યો નથી ત્યાં સુધી શું? અથવા સમાજે આ ધ્યેયે પહોંચવું શી રીતે? કાર્લ માર્ક્સનો ઉપાય હિંસક ક્રાન્તિ દ્વારા રાજ્યસત્તા કબજે કરી તે મારફત ખાનગી મૂડી નાબૂદ કરવાનો છે તે આપણે આગળ જોઈશું. વળી જ્યાં સુધી નવી સમાજરચના પૂરેપૂરી અમલમાં ન આવે ત્યાં સુધી કામના પ્રકાર પ્રમાણે મહેનતાણાના દર પણ જુદા જુદા રહેવાના. જો કે નફા જેવી વસ્તુ તો નાબૂદ થવાની જ.

૨૧. અત્યારની નફાખોરીમાંથી અને ખુલ્લી હરીફાઈને નામે બળિયાના બે ભાગનો ન્યાય પ્રવર્તે છે તેમાંથી સમાજે છૂટવાનો એક ઉપાય ગાંધીજી પણ બતાવે છે. એનો આપણે આગળ વિચાર કરવાના છીએ. અહીં તો વાજબી કિંમત પૂરતો જ વિચાર કરીશું. એ દૃષ્ટિએ આપણે બે પ્રશ્નો વિચારવાના છે. એક તો ખેડૂતો, પશુપાલકો, ગામડાંના કારીગરો, જેઓ નાના પાયા ઉપર ઉત્પાદન કરે છે, તેમને તેઓએ પેદા કરેલી વસ્તુઓની વાજબી કિંમત નથી મળતી તેનો, અને બીજો મૂડીદારી ઉત્પાદનમાં મજૂરો જેઓ ખરા ઉત્પાદકો છે તેમને એમની મજૂરીની વાજબી કિંમત નથી મળતી અને મૂડીદાર તથા એના મળતિયા દલાલોના નફાને કારણે એ વસ્તુઓની કિંમત વધી જાય છે તેનો. આપણા દેશનો વિચાર કરતાં જણાય છે કે આપણાં ગામડાં પોતાની તમામ જરૂરિયાતો માટે બની શકે તેટલાં સ્વયંસંપૂર્ણ થઈ જાય તો આખું ઉત્પાદન આપોઆપ યોજના પુરઃસર ચાલતું થઈ જાય એમ છે. વળી જે વસ્તુઓ હાથઉદ્યોગ મારફત બની શકે એવી હોય તેમાં યંત્રોનો ઉપયોગ ન કરવામાં આવે તો યંત્રોદ્યોગોને કારણે જે બેકારી ઉત્પન્ન થાય છે તે પણ ટળી જાય અને સૌને પૂરતું કામ મળી રહે. મોટાં બજારો, તેમાં ચાલતા સટ્ટા, ભાવની ઊથલપાથલો, જાહેરખબરોના પ્રપંચ, એ બધાંમાંથી અનિવાર્ય રીતે નીપજતી અન્યાયી આર્થિક અસમાનતા, અને એ બધાને લીધે પોતાની મજૂરી તેમ જ પોતે ઉત્પન્ન કરેલી વસ્તુ વેચવા જતાં તેમ જ પોતાને જોઈતી વસ્તુ ખરીદવા જતાં ગરીબ માણસોનું થતું શોષણ, એમાંથી બચી જવા માટે આપણે માટે અત્યારે એક જ ઉપાય છે કે જેટલી જેટલી વસ્તુઓની બાબતમાં શક્ય હોય તેટલી તેટલી વસ્તુઓની બાબતમાં ઉત્પાદન ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગના સ્વરૂપનું કરી નાખવું. ઉત્પાદકે પોતે જ પોતે ઉત્પન્ન કરેલી વસ્તુના વાપરનારા થવું અથવા તો પોતાને વાપરવાની વસ્તુના

પોતે ઉત્પાદક થવું. પછી પોતાની પાસે રહેલાના વધારાનો વિનિમય પ્રથમ ગામમાં પાડાપાડોશી સાથે અને પછી પણ જરૂર પડે તો બહારના સાથે થાય. પણ ખેડૂતોએ તેમ જ ગામડાંના કારીગરોએ મોટા બજારોની જાળમાંથી તો છૂટવું જ જોઈએ.

૨૨. ગ્રામઉદ્યોગ દ્વારા બનેલી આવી વસ્તુઓ શહેરોમાં વેચાવા આવે ત્યારે લોકોએ તેની વાજબી કિંમત આપવી જોઈએ, એટલે કે તેના ઉત્પાદકનું સારી રીતે ભરણપોષણ થઈ શકે એટલી કિંમત આપવી જોઈએ એવો લોકમત જાગ્રત કરવો જોઈએ અને એ લોકમતને પ્રબળ બનાવવો જોઈએ. જે જે વસ્તુના ઉત્પાદનમાં શોષણ રહેલું હોય તે વસ્તુ બજારમાં ગમે તેટલી સસ્તી મળતી હોય તો પણ તે આપણાથી ખરીદાય જ નહિ એવી ભાવના લોકોમાં કેળવવી જોઈએ. ખરીદનારે વસ્તુ ખરીદતી વખતે પોતાના દિલને એ સવાલ ન પૂછવો કે આ વસ્તુ સોંઘી મળે છે કે મોંઘી? મુખ્ય સવાલ એ હોવો જોઈએ કે આ વસ્તુની કિંમત વાજબી છે કે નહિ? તેના ઉત્પાદનમાં કામ કરતા મજૂરને તેનો જીવનનિર્વાહ સારી રીતે ચાલી શકે એટલી મજૂરી મળી છે કે નહિ? સંભવ છે કે દરેક ખરીદનાર આવો વિચાર ન કરી શકે. ત્યાં સમાજે અથવા સામાજિક હિતનું રક્ષણ કરનારી સંસ્થાઓએ આ વિચાર કરવો જોઈએ અને આવી વ્યવસ્થા ઊભી કરવી જોઈએ.

# પ્રકરણ ૯મું

## નાણું

### વસ્તુવિનિમય

૧. સમાજમાં કાર્યવિભાગનું તત્ત્વ જેમ જેમ દાખલ થતું જાય છે તેમ તેમ એક માણસે અથવા કુટુંબે બનાવેલી વસ્તુઓના બીજાએ બનાવેલી વસ્તુઓ સાથે અદલાબદલા કરવાના પ્રસંગ ઊભા થાય છે. એક વસ્તુને સાટે બીજી વસ્તુ આપીને અદલોબદલો કરવામાં આવે તેને વસ્તુવિનિયમ કહે છે. આજે પણ પ્રાથમિક વનવાસી દશામાં રહેનારા લોકોમાં વસ્તુવિનિયમના ધોરણે પોતાને જોઈતી વસ્તુઓના એકબીજા સાથે અદલાબદલા ચાલે છે.

૨. પરંતુ આવા સીધા વસ્તુવિનિમયમાં કેટલીક અડચણો રહેલી છે. પહેલી અડચણ સોદાનો મેળ બેસાડવાની છે. ધારો કે અમુક કુટુંબ પાસે અનાજનો સંગ્રહ પોતાની જરૂર કરતાં વધારે હોય અને તેને કપડાંની જરૂર હોય. આ કુટુંબને બીજું એવું કુટુંબ મળી આવવું જોઈએ જેની પાસે કાપડ વધારે હોય અને જેને પાછી અનાજની જ જરૂર હોય. કોઈ કુટુંબ પાસે કાપડ વધારે હોય પણ તેની પાસે અનાજ પોતાને જોઈએ તેટલું હોય તો તેનો સોદો વધારાના અનાજવાળા કુટુંબ સાથે બેસી શકશે નહિ. આ કાપડના વધારાવાળા કુટુંબને જોડા માટે ચામડાની જ જરૂર હોય એવુંયે બને. એટલે વસ્તુવિનિમયવાળા સમાજમાં પોતાની પાસેની વધારાની વસ્તુના બદલામાં પોતાને જોઈતી જ વસ્તુ મેળવવા માટે ઘણો વખત રાહ જોવી પડે છે. અથવા સીધું સાટું ન કરતાં વચ્ચે બીજા માણસોને ભેળવવામાં આવે ત્યારે સૌની જરૂરિયાત પૂરી પડી રહે એવી રીતે અદલાબદલા થઈ શકે છે. આવા વ્યવહારમાં બીજી અડચણ અદલોબદલો કરવાની વસ્તુઓનું મૂલ્ય ઠરાવવાની પડે છે. કેટલા અનાજના બદલામાં કેટલું કાપડ લેવું, કેટલા કાપડના બદલામાં કેટલાં ચામડાંની લેવદેવ કરવી, અથવા કેટલાં ચામડાંના બદલામાં લાકડાની કઈ વસ્તુનો બદલો કરવો એ નક્કી કરવાની મુશ્કેલી ઊભી જ રહે છે. ત્રીજી અડચણ અદલાબદલા માટેની વસ્તુઓના વિભાગ પાડવાની છે. અનાજ જેવી વસ્તુના તો વિભાગ પાડી શકાય. પણ ધોતિયું, સાડી કે સીવેલું કપડું હોય અથવા જોડા હોય અથવા લાકડાની બનાવેલી કોઈ વસ્તુ હોય તો તે આખીનો જ અદલોબદલો થઈ શકે. આમાંની કોઈ વસ્તુ ઉત્પન્ન કરતાં વધારે મહેનત પડી હોય અને

કોઈ વસ્તુ ઓછી મહેનતમાં ઉત્પન્ન થયેલી હોય. ધોતિયું તૈયાર કરતાં ચાર દિવસ લાગ્યા હોય અને જોડા તૈયાર કરતાં બે દિવસ લાગ્યા હોય. આવી વસ્તુઓનો એકબીજા સાથે અદલોબદલો કરવામાં બન્ને પક્ષને સરખો લાભ મળી રહે એ સાચવવાની ઘણી મુશ્કેલીઓ ઊભી થાય એ સ્વાભાવિક છે.

## નાણાંની શોધ

૩. આવી બધી મુશ્કેલીઓ ટાળવા માટે બહુ પ્રાચીન કાળથી જ અદલોબદલો કરવાના એક સામાન્ય સાધન તરીકે અને અદલાબદલાની વસ્તુઓનું મૂલ્ય ઠરાવવાના એક નિશ્ચિત માપ તરીકે કોઈ એક વસ્તુ મુકરર કરવાનું માણસને સૂઝયું છે. જુદા જુદા દેશોમાં અને જુદા જુદા કાળમાં વિનિમયના સાધન તરીકે અને મૂલ્ય ઠરાવવાના એક માપ તરીકે જુદી જુદી વસ્તુઓનો ઉપયોગ થયેલો જોવામાં આવે છે. વિનિમયના સાધન તરીકે પસંદ કરવામાં આવેલી વસ્તુને આપણે નાણું કહીએ તો ગાય, બળદ, ઘેટાં, બકરાં, ચામડાં, છીપો, કોડી, હાથીદાંત, ડાંગર, બદામ, નાળિયેર એમ અનેક વસ્તુઓનો જુદા જુદા દેશમાં અને કાળમાં નાણાં તરીકે ઉપયોગ થયેલો માલૂમ પડે છે. પરંતુ આમાંયે કેટલીક અડચણો તો ઊભી જ રહેતી. ગાયબળદ અથવા ઘેટાં-બકરાં બધાં એક સરખી જાતનાં અને ગુણવાળાં ન હોઈ શકે. એટલે જે વસ્તુ વડે બીજી બધી વસ્તુઓનું મૂલ્ય કરવાનું છે તે વસ્તુને જ મૂલવવાનો પ્રશ્ન ઊભો થાય. વળી ઢોર મરી જાય, અનાજ હોય તે સડી જાય, નાળિયેર જેવી વસ્તુઓ વજનમાં એટલી ભારે કે એક જગાએથી બીજી જગાએ એ બોજો ઉપાડીને જવાની મુશ્કેલી પડે. આ બધી મુશ્કેલીઓનું નિરાકરણ થાય એવી વસ્તુની શોધ ચલાવતાં, પ્રયોગો કરતે કરતે દુનિયાના સઘળા લોકોને સોનુંરૂપું જ નાણાં તરીકે વાપરવાનું બહુ અનુકૂળ માલૂમ પડયું છે.

## સારાં નાણાંનાં ખાસ લક્ષણો

૪. સોનારૂપામાં નીચે જણાવેલા ખાસ ગુણો રહેલા છે, જેને લઈને દુનિયામાં સર્વત્ર તેનો નાણાં તરીકે ઉપયોગ થયો છે.

૧. આ ધાતુઓ પોતાની પાસે રાખવા સૌ રાજી હોય છે. બીજી વસ્તુઓને મુકાબલે આ ધાતુઓ વિરલ હોવાથી બહુ મૂલ્યવાન ગણાઈ છે. એના ચળકાટ અને રણકારથી અલંકાર તરીકે પણ તેના પ્રત્યે લોકોનું હમેશાં આકર્ષણ રહેલું છે.

૨. આ ધાતુઓને એક સ્થળેથી બીજે સ્થળે ફેરવવાનું બહુ સુગમ છે. થોડા વજનમાં અને નાના કદમાં સોનારૂપામાં પુષ્કળ મૂલ્ય સમાયેલું હોવાથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જાહેર ન થાય એવી રીતે એ વસ્તુઓ લઈ જવી હોય તો પણ સહેલાઈથી લઈ જઈ શકાય છે. તેના ઉપરનું વાહન

ખર્ચ બહુ ઓછું આવતું હોવાથી જુદાં જુદાં સ્થળોએ તેના ભાવમાં બહુ ફેર પડતો નથી. જો કે આજે તો સોનારૂપાના સિક્કા ખિસ્સામાં લઈને ફરવાનું અથવા સાથે રાખીને મુસાફરી કરવાનું આપણે પસંદ કરતા નથી. આજે તો આપલેનો ઘણો વહેવાર કાગળિયાંથી ચાલે છે. આજ સુધી એ કાગળિયાંની પાછળ સોનારૂપાનો ટેકો રહેતો હતો, અને એ કાગળિયાંમાં દર્શાવ્યા પ્રમાણે સોનારૂપાના સિક્કા જ્યારે જોઈએ ત્યારે મળી શકે એવી ખાતરી આપવામાં આવતી હતી. પણ ગયા મહાયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમ્યાન તથા ત્યાર પછી કેટલાંક વર્ષ સુધી અને ચાલુ વિશ્વયુદ્ધ દરમ્યાન આ કાગદી નાણું બિનવટાવી એટલે એના ધારણ કરનારા સ્વેચ્છાએ સોનારૂપાના સિક્કામાં ન વટાવી શકે એવું થઈ ગયું છે.

૩. ટકાઉપણું એ આ ધાતુઓનો બહુ મોટો ગુણ છે. એના સિક્કા હાથોહાથ ફરે, ઘણાં વર્ષો સુધી પેટીમાં રાખી મૂકવામાં આવે અથવા દાટી રાખવામાં આવે તો પણ એ ઝટ ઘસાઈ જતા નથી કે બગડી જતા નથી. એને કાટ ચઢતો નથી અને બીજી ધાતુઓના પ્રમાણમાં ઘસારો પણ ઓછો લાગે છે. બબ્બે હજાર વર્ષના સોનારૂપાના સિક્કા એવા ને એવા રૂપમાં આજે મળી આવે છે. સોનાના પાઉંડ માટે એવી ગણતરી કરવામાં આવી છે કે બજારમાં સાધારણ ફરતા રહેતા પાઉંડના સિક્કાને પૂરેપૂરો ઘસાઈ જતાં આઠ હજાર વર્ષ લાગે. રૂપું સોના કરતાં વધારે ઘસાય છે ખરું, છતાં તે પણ ઠીક ઠીક ટકે છે અને બગડતું તો નથી જ.

૪. આ ધાતુઓની જાત અને ગુણમાં કશો ફરક હોતો નથી. જે વસ્તુઓનો નાણાં તરીકે ઉપયોગ કરવો હોય તે વસ્તુઓ બહુ જાતની થતી હોય તો મુશ્કેલી પડે. દા. ત. ઘઉં કે ચોખા અનેક જાતના હોય, ગાયબળદ બધાં સરખાં ન હોય. પણ શુદ્ધ સોનું અથવા શુદ્ધ રૂપું તો દુનિયામાં કોઈ પણ જગ્યાએ જાઓ ત્યાં એક જ જાતનાં મળે. તેના આ ગુણને લીધે જુદા જુદા દેશના સિક્કામાં રહેલું ચોખ્ખા સોના કે રૂપાનું પ્રમાણ નક્કી જાણી લીધું હોય તો એક દેશના સિક્કાનું મૂલ્ય બીજા દેશના સિક્કા સાથે સરખાવી શકાય છે.

૫. સોનારૂપાના ગમે તેટલા નાના નાના ટુકડા પાડો તો પણ તેની કિંમતમાં કશો ફરક પડતો નથી. તેથી જ જુદા જુદા વજન અને આકારના વધુ ઓછી કિંમતના તેના સિક્કા પાડી શકાય છે અને એવા જુદી જુદી કિંમતના સિક્કા વડે ઓછા વધારે મૂલ્યની વસ્તુઓની કિંમત ચૂકવી શકાય છે. વળી આ ધાતુઓના નાના નાના ટુકડાઓને ગાળીને સહેલાઈથી અને કશા નુકસાન વિના ભેગા પણ કરી શકાય છે. હીરા માણેક ઓછા કદમાં અને

ઓછા વજનમાં પુષ્કળ મૂલ્ય ધરાવે છે. પણ તેના નાના ટુકડા પાડવા જઈએ તો એ વસ્તુ જ નકામી થઈ જાય.

૬. આ ધાતુઓ પારખવાની બહુ સહેલી છે. નાણાં તરીકે વપરાતી વસ્તુ ખરી છે કે ખોટી એ સહેલાઈથી પરખાઈ જાય એવી હોવી જોઈએ. નહિ તો બનાવટી નાણાં પ્રચારમાં આવે. એના રંગ, ચળકાટ અને રણકારથી સોનારૂપાના સિક્કા ખરા ખોટા ઝટ પારખી શકાય છે.

૭. બીજી વસ્તુઓને મુકાબલે આ ધાતુઓના મૂલ્યમાં પ્રમાણમાં વધારે સ્થિરતા રહેલી જોવામાં આવે છે. જે વસ્તુઓ વડે બીજી બધી વસ્તુઓના મૂલ્યનું માપ કાઢવાનું હોય તે વસ્તુના મૂલ્યમાં જો સ્થિરતા ન હોય તો ભારે મુશ્કેલી ઊભી થાય. આજે સઘળા માણસોની કમાણી નાણાંના રૂપમાં થાય છે. જે લોકો બચત કરી શકે છે તે લોકો ભવિષ્યમાં જરૂર પડયે કામ લાગશે એમ કરી નાણાં બચાવીને સંઘરી રાખે છે. હવે ભવિષ્યના તેટલા વખતમાં નાણાંના મૂલ્યમાં જ મોટો ફરક પડી જાય તો પેલા માણસને કાં તો વગર મહેનતે મોટો લાભ થઈ જાય, અથવા વગર વાંકે મોટું નુકસાન થઈ જાય. બીજી બધી વસ્તુઓની કિંમત સ્થળ અને કાળ અનુસાર ઠીક ઠીક પ્રમાણમાં બદલાયાં કરતી જોવામાં આવે છે. પણ સોનાની કિંમતમાં ઠીક સ્થિરતા રહે છે. એનું કારણ એ છે કે જેટલું સોનું અત્યાર સુધીમાં ઉત્પન્ન થયું તેટલું તો હસ્તીમાં છે જ, અને દર વર્ષે જેટલું નવું ઉત્પન્ન થાય છે તેનો જથો હસ્તી ધરાવતા સંચિત જથાના પ્રમાણમાં એટલો થોડો હોય છે અને તે ઉત્પન્ન કરતાં એટલું બધું ખર્ચ લાગે છે કે વધેલા જથાની સોનાના ચાલુ ભાવ ઉપર ખાસ અસર થવા પામતી નથી. જે કાંઈ થોડી અસર થાય છે તે બહુ ધીમા ક્રમમાં અને બહુ લાંબે ગાળે થાય છે. રૂપાની બાબતમાં છેક સોના જેવું નથી. સોનાના પ્રમાણમાં તેના ભાવમાં વિશેષ ઊથલપાથલ થાય છે. પણ બીજી વસ્તુઓના પ્રમાણમાં તો તે થોડી જ હોય છે.

### નાણાંની કેટલીક અસરો

૫. બજારમાં તમામ વસ્તુઓ તથા કામગીરીઓના બદલામાં નાણાંનો છૂટથી સ્વીકાર થાય છે તેથી જ સમાજમાં કાર્યવિભાગ મોટા પ્રમાણમાં શકય બન્યો છે. દરેક માણસ પૈસા લઈને વસ્તુઓ બનાવે છે અથવા બીજાં કામ કરે છે અને એ પૈસા વડે પોતાને જોઈતી વસ્તુઓ ખરીદે છે. જેની પાસે નાણાં હોય તેને પોતાને જોઈતી કોઈ પણ વસ્તુ નાણાં વડે મળી શકશે એની ખાતરી હોય છે.

૬. અદલોબદલો કરવાની દરેક વસ્તુની કિંમત નાણાંની મદદ વડે બહુ ચોકસાઈથી આંકી શકાય છે. નાણાંરૂપી માપ અથવા ગજથી દરેકે દરેક વસ્તુના

મૂલ્યની એકબીજા સાથેની સરખામણી કરવામાં આવે છે. તેને લીધે જ વિનિમયનો વ્યવહાર દુનિયાવ્યાપી બની શકયો છે. પણ તેની સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે વસ્તુઓના મૂલ્યની આંકણી નાણાં વડે ખરી અને ન્યાયી જ થાય એમ હંમેશાં બનતું નથી. બે વસ્તુઓની નાણાંનાં રૂપમાં કિંમત સરખી ગણાતી હોય પણ તેથી એ બે વસ્તુઓની માણસને ઉપયોગી થવાની અને સુખી કરવાની શક્તિ સરખી હોય એમ જોવામાં આવતું નથી. બે દેશ વચ્ચે નાણાંના રૂપમાં સરખી કિંમતની આયાત નિકાસ થતી હોય તેથી બંને દેશો વચ્ચે ખરી સંપત્તિનો સરખો અદલોબદલો થાય છે એમ પણ બનતું નથી. કોઈ દેશ કાચો માલ નિકાસ કરીને પરદેશથી તૈયાર બનેલો માલ તેટલી જ કિંમતનો આયાત કરે, તો પણ તે દેશ મોટે ભાગે નુકસાનમાં ઊતરે છે.

૭. નાણાંને લીધે લેણદેણના વ્યવહાર બહુ સરળ બન્યા છે અને વધી પણ ગયા છે. પોતે બચાવી રાખેલાં નાણાંનો ઉત્પાદક કાર્યમાં ઉપયોગ કરવાની કોઈનામાં આવડત ન હોય અથવા તેમ કરવાની જેને ફુરસદ ન હોય તેનાં નાણાંનો ઉપયોગ બીજો આવડતવાળો માણસ ઉત્પાદક કાર્યમાં કરી શકે છે. આમાં દેખીતો લાભ છે ત્યારે મોટો ગેરલાભ એ છે કે યોજક અથવા ઉદ્યોગપતિ આવા ઘણા માણસોનાં નાણાંનો ઉપયોગ પોતાની ઉત્પાદન પ્રવૃત્તિઓમાં કરી તે દ્વારા સમાજનું શોષણ કરી શકે છે.

૮. ખરો સવાલ તો માણસ બચતો કરી કરીને સંઘરા કરે એ જ વાજબી છે કે કેમ, એ છે. છતાં નાણાંને લીધે મોટા સંઘરા કરવાનું શક્ય તો બન્યું જ છે. નાણાંની ખરીદશક્તિમાં એકદમ મોટા ફેરફારો નથી થતા તેથી સંઘરા કરવામાં કશું નુકસાન આવતું નથી. આજે દરેક સમાજમાં અમુક માણસો મોટા મિલકતદાર બની બેઠા છે તે નાણાંને લઈને જ શકય બન્યું છે. નાણાંને લઈને જ અનુત્પાદક આળસુ વર્ગ હસ્તીમાં આવી શકયો છે. એક રીતે [illegible] તો જેની પાસે નાણાં હોય છે તેને પોતાને જોઈતી વસ્તુઓ તથા સેવાઓ [illegible] સમાજ ઉપર જાણે હુકમો છોડવાનો અધિકાર મળે છે. પોતાને જે વખતે અને જે રૂપમાં સમાજની સેવાઓ જોઈતી હોય તે વખતે અને તે રૂપમાં નાણાંવાળો માણસ સમાજની સેવાઓ મેળવી શકે છે.

૯. પણ નાણાંની આવી કેટલીક ખરાબ અસરો નાણાંમાં અંતર્હિત છે એમ ન કહેવાય. અર્થવ્યવહાર માટે નાણાં એક જબરું સાધન છે. તેને લીધે આર્થિક પ્રગતિ સાધી શકાઈ છે, પણ તેની સાથે એ જબરું સાધન હોઈ તેનાં અનિષ્ટો પણ એટલાં જ જબરાં આવ્યાં છે. પણ એ અનિષ્ટો નાણાંનાં નહિ, તેના દુરુપયોગનાં ગણાય. અર્થવ્યવહારને સરળ બનાવવાનો તેનો ગુણ પકડી લઈ

તેના દુર્ગુણો કેવી રીતે ટાળવા એ શોધવાનું કામ અર્થશાસ્ત્રીનું છે. આગળનાં પ્રકરણોમાં તેનો વિચાર આપણે કરીશું.

### નગદ નાણું અને પ્રતિનિધિનાણું

૧૦. અત્યાર સુધી આપણે નાણાંનું જે વર્ણન કર્યું તે નગદ નાણાંને એટલે કે સોનારૂપાના સિક્કાને અનુલક્ષીને જ કર્યું છે. પણ અત્યારના જમાનામાં તો ચલણી નોટો, હૂંડીઓ તથા ચેકો બરાબર સોના રૂપાના સિક્કા જેવું જ કામ કરે છે. આપણી પાસે પચાસ રૂપિયાની નોટ હોય તો આપણી પાસે પચાસ રૂપિયા છે એમ જ આપણે બોલીએ છીએ. કારણ આપણને ખાતરી છે કે સિક્કા વડે બજારમાં જોઈતી વસ્તુ જેમ આપણને મળી શકે છે તેમજ નોટ વડે પણ મળી શકવાની છે. નોટ એ સિક્કાની પ્રતિનિધિ છે અને વ્યવહારમાં સિક્કા અને નોટ સરખી કિંમતે ચાલે એવું નક્કી થયેલું છે. હૂંડી અને ચેકનો આધાર તેના લખનારની આંટ ઉપર રહે છે. તેના લખનાર ઉપર પૂરો વિશ્વાસ હોય તો લેવડદેવડમાં તેનો પણ ઠીક ઉપયોગ થાય છે. છતાં નોટો જેટલી છૂટથી બજારમાં ચાલે છે તેટલી છૂટથી હૂંડીઓ અને ચેકો ચાલતા નથી. આપણે સિક્કાને નગદ નાણું અથવા મુખ્ય નાણું કહીશું અને નોટો વગેરેને પ્રતિનિધિ નાણું કહીશું. કારણ નોટો વગેરે એ મુખ્ય અથવા નગદ નાણાંનાં પ્રતિનિધિ છે.

### સિક્કા અને ટંકશાળ

૧૧. સોના રૂપાનો નાણાં તરીકે ઉપયોગ થવા માંડ્યો એટલે શરૂઆતમાં તો તેની લગડીઓ, અંગૂઠીઓ, કડાં એવા એવા રૂપમાં તે વપરાતાં. લોકો ચોકશીને ત્યાં જઈ તેનો કસ કઢાવી તથા વજન કરાવીને તે સ્વીકારતા. પરંતુ આ પદ્ધતિમાં દરેક વખતે ચોકશીને ત્યાં જવાની અગવડ તો રહેતી જ. એટલે દરેક સુધરેલા દેશમાં સરકારે ટંકશાળો મારફત પોતાના સિક્કા પાડવાનું શરૂ કર્યું. જેના પૃષ્ઠભાગ ઉપર પાડેલી છાપ ઉપરથી એનું વજન, કસ અને કિંમત જાણી શકાય એવો ધાતુનો ટુકડો એ સિક્કો એવી એની વ્યાખ્યા આપણે કરી શકીએ. સિક્કા પાડવાની આ કળા ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ છે. બહુ જૂના સિક્કા એટલી કુશળતાથી પાડેલા નથી જણાતા, કે જેથી તેના વજનમાં કોઈ હેરફેર ન કરી શકે. આપણે ત્યાં પહેલાં બાબાશાહી રૂપિયો ચાલતો, તેની બરાબર પારખ ખાસ ધંધાદારી માણસો જ કરી શકતા. પણ હમણાં હમણાં તો સિક્કા પાડવાની કળા ઘણી ખીલી છે. સિક્કા પાડવામાં નીચેની બાબતો પર ખાસ લક્ષ આપવામાં આવે છે:

૧. બનાવટી સિક્કા પાડવાનું બીજાઓ માટે બહુ મુશ્કેલ બને તેની કાળજી રાખવામાં આવે છે. સિક્કાનો અમુક જાતનો જ રણકાર થાય અને

સિક્કો ઝટ ઘસાઈ ન જાય એ માટે તેની ધાતુમાં થોડું મિશ્રણ કરવામાં આવે છે. છાપની અંદર બીજાઓને ઝટ ખબર ન પડે એવી ગુપ્ત નિશાનીઓ રાખવામાં આવે છે. આટલું છતાં સિક્કાની બનાવટના ગુના બન્યા કરે છે એ બતાવે છે કે જેની નકલ અથવા બનાવટ ન થઈ શકે એવા સિક્કા બનાવવાનું કામ બહુ મુશ્કેલ છે.

૨. સિક્કામાંથી કોઈ માણસ લુચ્ચાઇથી ધાતુ કાપી ન લઈ શકે એટલા માટે સિક્કો બરાબર ગોળ રાખવામાં આવે છે અને તેની કિનારી ઉપર કાપા પાડવામાં આવે છે.

૩. રાજા તથા પ્રજાના ઇતિહાસ તથા કળાકૌશલ્યના સ્મારકરૂપ સિક્કો બને એવી પણ કોશિશ કરવામાં આવે છે. જૂના સિક્કાઓ ઉપરથી પુરાતત્ત્વ-વેત્તાઓ ઇતિહાસનું સંશોધન કરી શકે છે.

૧૨. ઉપર સિક્કાની જે વ્યાખ્યા આપવામાં આવી છે તે પ્રમાણે તો દરેક ખરા સિક્કામાં તેના ઉપર દર્શાવેલી કિંમતનું સોનું અથવા રૂપું હોવાં જ જોઈએ. એ સિક્કો ગાળી નાખવામાં આવે તો તેમાંથી સિક્કા ઉપર દર્શાવેલી કિંમતનું સોનું કે રૂપું મળી રહેવાં જોઈએ. છતાં મધ્ય કાળમાં યુરોપના ઘણા રાજાઓએ સિક્કા પાડવાના પોતાના અધિકારનો દુરુપયોગ કરી હલકી કિંમતના સિક્કા પાડી તેમાંથી લાભ ઉઠાવ્યો છે. અહીં એ નોંધવા જેવું છે કે હિંદુસ્તાનના રાજાઓએ કદી આવો પ્રયત્ન કર્યો નથી. પણ સને ૧૮૯૩ પછી આપણા દેશમાં અંગ્રેજ સરકારે હલકી કિંમતના રૂપિયા પાડવા માંડ્યા છે, અને તેના વાસ્તવિક મૂલ્યમાં ઉત્તરોત્તર ઘટાડો કરી લાભ ઉઠાવ્યાં કર્યો છે. જે સરકાર પોતાનાં નાણાંને પ્રામાણિક અથવા ખરાં રાખવા ઇચ્છે છે તે તો કોઈ પણ માણસ સોનું કે રૂપું લઈને ટંકશાળમાં જાય તો તેના તેટલા સોનારૂપાના સિક્કા પાડી આપે છે. કેટલીક સરકારો સિક્કા પાડી આપવા માટે ટંકશાળના ખર્ચ જેટલું થોડુંક મહેનતાણું લે છે અને કેટલીક સરકારો બિલકુલ મહેનતાણું નથી લેતી. આપણા દેશમાં સને ૧૮૩૫થી ૧૮૯૩ સુધી મુંબઈ અને કલકત્તાની ટંકશાળોમાં આપણે જેટલું રૂપું લઈ જઈએ તેટલા રૂપાના મહેનતાણું લઈને રૂપિયા પાડી આપવામાં આવતા. સને ૧૮૯૩ની સાલથી એ બન્ને ટંકશાળો લોકોને માટે બંધ કરવામાં આવી છે. તેમાં માત્ર સરકારી હિસાબે સિક્કા પાડવામાં આવે છે. ઇગ્લંડમાં વચગાળાનાં મહાયુદ્ધનાં વર્ષો બાદ કરતાં છેક સને ૧૯૨૫ સુધી કોઈ પણ માણસ સોનું લઈને જાય તેને તેટલા સોનાની કિંમતના પાઉંડ મહેનતાણું લીધા વિના પાડી આપવામાં આવતા. ટંકશાળનું ખર્ચ સરકાર ઉઠાવી લેતી.

૧૩. ટંકશાળને આવી રીતે ખુલ્લી અથવા મુક્તદ્વાર માત્ર મુખ્ય સિક્કા માટે જ રાખવામાં આવે છે. પરચૂરણ સિક્કા તો બજારમાં નાની લેવડદેવડની સગવડ ખાતર જ પાડવામાં આવે છે, એટલે એ કામ સરકાર પોતાને હસ્તક રાખે છે. મુખ્ય સિક્કા પાડી આપવા માટે ટંકશાળ ખુલ્લી રાખવામાં આવે, સિક્કો જેને ગાળી નાખવો હોય તેને ગાળી નાખવાની છૂટ હોય અને સોનું રૂપું પરદેશથી લાવવાનો કે પરદેશ મોકલવાનો સરકાર તરફથી કશો પ્રતિબંધ ન હોય ત્યારે સિક્કાનું ખરું મૂલ્ય એટલે તેમાં રહેલા સોનારૂપાનું મૂલ્ય અને તેનું કાયદાથી ઠરાવેલું મૂલ્ય, એ બન્ને એક સરખાં રહે છે. આંતરરાષ્ટ્રીય ભાવોમાં ફેરફાર થતાં ધાતુનું મૂલ્ય બદલાય તો કાયદાનું મૂલ્ય પણ બદલવું પડે છે. એવા સિક્કાનો સ્વીકાર દુનિયાના સઘળા દેશોમાં લોકો રાજીખુશીથી કરે છે.

## મુખ્ય નાણું, સાંકેતિક નાણું અને પરચૂરણ

૧૪. દરેક દેશમાં વધારેમાં વધારે કિંમતનો એક સિક્કો મુખ્ય નાણા તરીકે વપરાય છે અને બીજા નાના સિક્કા પરચૂરણ તરીકે વપરાય છે. મુખ્ય નાણા તરીકે વપરાતા સિક્કામાં તેના ઉપર છાપેલી કિંમતનું સોનું અથવા રૂપું હોવાં જોઈએ અને કોઈ પણ માણસ સોનું રૂપું ટંકશાળમાં લઈને જાય તો તેના સિક્કા પાડી આપવા માટે ટંકશાળ ખુલ્લી હોવી જોઈએ. એ ઉપરાંત મુખ્ય નાણાંનું ખાસ લક્ષણ એ છે કે એકબીજા સાથેની ગમે તેટલી મોટી રકમની લેવડદેવડમાં એ સિક્કા સ્વીકારવાનું લોકોને, બૅન્કોને તથા સરકારને માટે કાયદાથી ફરજિયાત હોય છે. આપણા દેશમાં રૂપિયો અને અડધો એ મુખ્ય નાણું ગણાય છે. પણ ઉપર જણાવેલાં ત્રણ લક્ષણમાંથી એક જ લક્ષણ એ ધરાવે છે. અમર્યાદ જથામાં તેનું ચલણ કાયદાથી ફરજિયાત છે. ધારો કે તમારે દશ હજાર રૂપિયા અથવા એથીયે મોટી રકમ કોઈને આપવાની હોય અને તમે એટલા રૂપિયા અથવા એટલી રકમના અડધા લઈને જાઓ તો સામા માણસને ગણવામાં વખત જાય, એ બધા રૂપિયા અથવા અડધા તપાસી જોવાની તકલીફ પડે, છતાં એ રૂપિયા સ્વીકારવાનો એ ઇનકાર ન કરી શકે. કોઈ વાર બૅન્ક ઉપર દરોડો પડે છે ત્યારે પોતાની પાસે રોકડા રૂપિયા હોય તો તેઓ આ યુક્તિ અજમાવીને વખત વિતાડી શકે છે. પણ કાયદેસર ચલણ તરીકેના આ લક્ષણ ઉપરાંત બીજાં બે લક્ષણ આપણા રૂપિયામાં નથી. તેમાં પૂરી કિંમતનું રૂપું હોતું નથી, તેથી સ્વાભાવિક રીતે જ લોકોને માટે ટંકશાળ ખુલ્લી નથી. આપણો રૂપિયો મુખ્ય નાણું ગણાતો હોવા છતાં સાંકેતિક નાણા જેવો છે. સાંકેતિક નાણું એને કહેવામાં આવે છે, જેમાં છાપેલી કિંમતની ધાતુ નથી હોતી, પણ કાયદાથી અથવા સંકેતથી તેનું એટલું મૂલ્ય ઠરાવવામાં

આવ્યું હોય છે. બજારમાં નાની લેવડદેવડની સગવડ ખાતર પરચૂરણ સિક્કા — પાવલી, બેઆની, પૈસો, વગેરે — પાડવામાં આવે છે તે હંમેશાં આવા સાંકેતિક હોય છે. ઇંગ્લંડનો શિલિંગ આવો સાંકેતિક સિક્કો છે. ચાળીસ શિલિંગ એટલે કે બે પાઉંડ સુધી જ એ કાયદેસર ચલણ છે. લેવડદેવડની રકમ બદલ કોઈ ચાળીસ શિલિંગ કરતાં વધારે આપવા માંડે તો તે સ્વીકારવાની કાયદેસર ના પાડી શકાય છે. આપણા પરચૂરણ સિક્કા એક રૂપિયાની રકમ સુધીની લેવડદેવડ માટે જ કાયદેસર ચલણ છે. કોઈ આપણી પાસે પાંચ રૂપિયા માગતું હોય અને આપણે તેને પાંચ રૂપિયાનું પાવલી, બેઆની, આની એવું પરચૂરણ આપવા જઈએ તો તે નહિ સ્વીકારવાનો સામા માણસને કાયદેસર હક છે.

૧૯. ચલણી નોટો અથવા કાગદી નાણું એ પણ સાંકેતિક નાણાનો એક પ્રકાર કહેવાય. જે કાગળ ઉપર તે છાપવામાં આવે છે તે કાગળ કરતાં વિશેષ વાસ્તવિક મૂલ્ય તેનામાં નથી. પણ ગમે તેવડી મોટી રકમ માટે એ કાયદેસર ચલણ છે. સરકાર ઉપરના વિશ્વાસથી અને એના કાયદાના જોરથી એ ચાલે છે.

૧૬. જેનો સ્વીકાર કરવો ન કરવો એ, નાણું લેનારની મરજી ઉપર આધાર રાખે, એવા નાણાને ‘મરજિયાત નાણું’ કહી શકાય. આપણા દેશમાં પહેલાં સરકાર સોનામહોરો પાડતી પણ એ ‘મરજિયાત નાણું’ હતું. કારણ સોનામહોરો સ્વીકારવાને લોકો કાયદાથી બંધાયેલા ગણાતા નહોતા. ચલણી નોટો કાયદેસર ચલણ છે, પણ શરાફની હૂંડીઓ અને બૅન્ક ઉપરના ચેકો જેનો નાણાંની લેવડદેવડ માટે બહુ મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે તે સ્વીકારવાનું સૌને માટે કાયદાથી ફરજિયાત નથી. એટલે એ ‘મરજિયાત નાણું’ ગણાય.

## હીણુકસ નાણું

૧૭. મુખ્ય નાણા તરીકે ચાલતા સિક્કામાં, તેના ઉપર છાપ્યા જેટલી કિંમતની ધાતુ ન હોય ત્યારે એ નાણું હીણકસ કહેવાય છે. પરચૂરણ તરીકે વપરાતા સિક્કા તો આવા હીણકસ હોય જ છે. અને તેમાં ખાસ કશી હરકત પણ નથી. પણ જે દેશનું મુખ્ય નાણું હીણકસ હોય એ દેશને બીજા દેશો સાથેના વેપારને અંગે કરવાની લેવડદેવડમાં બહુ હરકત પડે છે. આપણો રૂપિયો હીણકસ હોવાથી પરદેશ સાથેની લેવડદેવડ માટે તેને ઇંગ્લંડના પાઉંડ સાથે કૃત્રિમ રીતે જોડવામાં આવેલો છે. તેને લીધે આયાત નિકાસના વેપારમાં આપણા દેશને બહુ નુકસાન જાય છે અને આપણા ખેડૂતોને તથા વેપારીઓને ઘણું સહન કરવું પડે છે. એમ શાથી થાય છે એ હૂંડિયામણના દરની ચર્ચામાં આપણે આગળ જોઈશું.

## ગ્રેશૅમનો સિદ્ધાંત

૧૮. દરેક દેશમાં જેટલા સિક્કા બજારમાં ફરતા હોય છે તે જુદે જુદે વખતે ટંકશાળમાં છપાયેલા હોય છે. સરકાર પોતાની નીતિ બદલીને જો ઓછી કિંમતની ધાતુ સિક્કામાં નાખવા માંડે તો બદલાયેલી નીતિ પહેલાંના અને ત્યાર પછીના એમ બે જાતના સિક્કા બજારમાં ફરતા થાય. વળી વધુ વપરાશથી ઘસાઈ ગયેલા સિક્કામાં પણ ઓછી કિંમતની ધાતુ હોય. આવા વાસ્તવિક રીતે ઓછાવત્તા મૂલ્યના પણ કાયદેસર એક જ કિંમતના ઘણા સિક્કા બજારમાં ફરતા હોય ત્યારે એ બધા જ સિક્કા સરખી રીતે કાયદેસર ચલણ હોઈ, તમે કોઈ પણ સિક્કાથી આપલે કરો તેમાં કશો ફરક પડે નહિ. પણ આવા સિક્કાઓ વચ્ચેનો તફાવત શરાફો અને નાણાવટીઓના લક્ષમાં આવ્યા વિના રહેતો નથી. તેઓ સારા અને પૂરા કસવાળા જેટલા સિક્કા પોતાની પાસે આવે તેટલા સંઘરી રાખે છે અથવા ગાળી નાખે છે અને ઓછા કસવાળા અથવા ઘસાયેલા સિક્કા જ બજારમાં ફેરવ્યાં કરે છે. આ ઘટના તરફ ઇલિઝાબેથ રાણીના નાણાંમંત્રી સર ટૉમસ ગ્રેશૅમનું ધ્યાન ખેંચાયું અને પોતાની શોધને તેણે એક નિયમ અથવા સિદ્ધાન્તના રૂપમાં રજૂ કરી કે : "સારા એટલે પૂરા કસવાળા અને ખરાબ એટલે હીણકસ એમ બે જાતના સિક્કા એકી સાથે કાયદેસર ચલણ હોય તો ખરાબ સિક્કા સારા સિક્કાને બજારના ચલણમાંથી હાંકી કાઢે." આ ઘટનાને અર્થશાસ્ત્રના પુસ્તકોમાં 'ગ્રેશૅમના સિદ્ધાંત' તરીકે ઓળખવામાં આવે છે. બેય જાતના સિક્કાથી સરખું કામ સરતું હોય તો સ્વાભાવિક જ છે કે સારા સિક્કા પોતાની પાસે રાખી મૂકીને માણસ ખરાબ સિક્કા જ બીજાને આપે, અને સારા સિક્કાનો ઉપયોગ ગાળી નાખી લગડી બનાવવા માટે, ઘરેણાં બનાવવામાં, દાટી રાખવા માટે અથવા પરદેશ સાથેની લેવડદેવડમાં કરવામાં આવે. પરદેશી વેપારી બીજા દેશનો સિક્કો તે દેશમાં ચાલતી એની કાયદેસર કિંમત જોઈને નથી લેતો, પણ તે સિક્કામાં રહેલી ધાતુની કિંમત જોઈને જ લે છે. ઘરેણાં માટે તથા દાટી મૂકવા માટે પણ સિક્કામાં રહેલી ધાતુ જ મહત્ત્વની છે.

૧૯. કોઈ દેશમાં સોના તથા રૂપાના બન્ને જાતના સિક્કા અમર્યાદ જથામાં કાયદેસર ચલણ તરીકે ચાલતા હોય, ત્યાં એમાંથી એક ધાતુના ભાવમાં મોટો ફેર પડી જાય તો, બન્ને સિક્કાની કાયદેસર ઠરાવેલી કિંમત અને બન્ને સિક્કામાં રહેલી ધાતુની કિંમત, એ બેના પ્રમાણમાં ફેર પડી જાય. આવે વખતે કાયદેસર કિંમત કરતાં ધાતુની દૃષ્ટિએ ઓછી કિંમતવાળો સિક્કો વધારે કિંમતવાળા સિક્કાને ચલણમાંથી હાંકી કાઢે છે. વધારે કિંમતવાળા સિક્કાને ગાળી નાખી લોકો તેની લગડીઓ બનાવી વધારે નાણાં ઉપજાવી લે છે.

નોટ ચલણમાં ફુગાવો થઈ જાય અને લોકોનો નોટ ચલણ ઉપરનો વિશ્વાસ ડગમગ્યો હોય તેવે વખતે તેની સાથે જો ધાતુના સિક્કાનું ચલણ પણ ચાલુ હોય તો ધાતુના સિક્કાને મુકાબલે નોટ એ ખરાબ અથવા હીણકસ નાણું બની જાય છે. આવે પ્રસંગે નોટો ધાતુના સિક્કાને ચલણમાંથી હાંકી કાઢે છે.

૨૦. છતાં ગ્રેશૅમના આ સિદ્ધાંતનો અમલ નિરપવાદ રીતે હમેશાં થાય છે જ એમ બનતું નથી. નીચેના દાખલા અપવાદરૂપ ગણાય: -

૧. સારા અને ખરાબ સિક્કામાં રહેલા તફાવતની ખબર પડતાં કેટલીક વાર બહુ વખત જાય છે. ત્યાં સુધી બન્ને સિક્કા સરખી રીતે ચલણમાં રહે છે.

૨. બજારમાં લેવડદેવડ માટે નાણાંનો અમુક જથો આવશ્યક છે. તે કરતાં ઓછું નાણું હોય ત્યારે સારા અને ખરાબ બન્ને સિક્કા લોકોને વપરાશમાં કાઢવા જ પડે છે.

૩. નબળા અથવા હીણકસ નાણા વિષે, ખાસ કરીને નોટો વિષે લોકોમાં ખૂબ જ અણવિશ્વાસ પેદા થયો હોય ત્યારે સરકારના કાયદાની પણ પરવા કર્યા વિના લોકો એવું નબળું નાણું સ્વીકારવા ના પાડે છે. લોકો નબળું નાણું હાથમાં જ લેવા ના પાડે એટલે સારા નાણા વિના વ્યવહાર કે લેવડદેવડ ચાલી જ શકતી નથી. આવે વખતે ગ્રેશૅમના સિદ્ધાંતથી ઊલટો જ કાયદો ચાલે છે. સારું નાણું ખરાબ નાણાંને ચલણમાંથી હાંકી કાઢે છે.

## પ્રકરણ ૧૦ મું

# ચલણી નોટો અને શરાફી નાણું

૧. અત્યારે સઘળા સુધરેલા દેશોમાં ધાતુનાં નાણાંને બદલે નોટો, ચેકો વગેરે કાગદી નાણું વપરાતું જોવામાં આવે છે. હવે ધાતુના સિક્કાનો ઉપયોગ તો પરચૂરણ પૂરતો જ જાણે થઈ ગયો છે. સ્ટેશન ઉપર પ્લૅટફૉર્મ પાસ લેવો હોય અથવા સાર્વજનિક ટેલીફોનનો ઉપયોગ કરવો હોય તો ત્યાં એક આનો અથવા બે આનીના પરચૂરણ સિક્કાની જરૂર પડે છે. તે જ પ્રમાણે ટ્રામ અને બસમાં ફરવા માટે પરચૂરણ સિક્કા આવશ્યક થઈ પડે છે. બજારમાં નાની ખરીદી માટે પણ પરચૂરણની જરૂર પડે છે. બાકી લેવડ-દેવડના બીજા તમામ વ્યવહારમાં તો ધાતુના સિક્કાના જેટલા જ વિશ્વાસથી લોકો નોટો સ્વીકારે છે. આ નોટોનો જન્મ કેવી રીતે થયો તે જોઈએ.

### બૅન્ક-નોટો

૨. ધારો કે આપણે કોઈ શરાફને ત્યાં અથવા બૅન્કમાં આપણાં નાણાં જમા રાખ્યાં છે. હવે એ રકમમાંથી થોડી રકમ આપણે બીજાને આપવી હોય તો કાં તો આપણે એટલી રકમ બૅન્કમાંથી ઉપાડી લાવીએ અને પેલા માણસને આપીએ અથવા એટલી રકમ આપવાની સૂચના કરતી એક ચિઠ્ઠી બૅન્ક ઉપર લખી આપીએ. હવે જો આ ચિઠ્ઠી લેનારનું, આપણું તથા બૅન્કનું નામ બજારમાં જાણીતું હોય તો એ માણસને બૅન્કમાં જઈ એ ચિઠ્ઠી વટાવવાની જરૂર ન પડે, પણ એને બીજા કોઈ માણસને પૈસા આપવાના હોય તેના બદલામાં પેલી ચિઠ્ઠી જ આપે. આમ એ ચિઠ્ઠી બજારમાં ઘણા હાથે ફરે અને વસ્તુતઃ રોકડ નાણાંને ઉપયોગમાં લીધા વિના ઘણી લેવડદેવડની પતાવટ એ ચિઠ્ઠી મારફત થાય. છેવટે જેને રોકડ નાણાંની જરૂર હોય તે માણસ બૅન્કમાં જઈ રોકડા રૂપિયા લઈ આવે. બૅન્કોએ વિચાર્યું કે પોતાને ત્યાં જમા થાપણવાળો ચિઠ્ઠી લખે અને તે ચિઠ્ઠી લખનારની અને પોતાની શાખ ઉપર બજારમાં ફરે તેના કરતાં પોતે જ શા માટે ચિઠ્ઠીમાં લખેલી રકમ તે ચિઠ્ઠી ધારણ કરનારને માગે ત્યારે આપવાનું વચન આપતી જુદી જુદી રકમની ચિઠ્ઠીઓ છાપીને બજારમાં ફરતી ન કરે? અત્યારની કોઈ પણ નોટ જોશો તો તેના ઉપર નીચેની મતલબનું લખાણ હોય છે:

આના ધારણ કરનારને માગણી કરતાં હું રૂ. . . . આપવાનું વચન આપું છું.

સહી - . . .

આ સહી કરનાર માણસ સરકારનો અથવા સરકારે જેને નોટો કાઢવાની સત્તા આપી હોય તેવી બૅન્કનો અમલદાર હોય છે. પહેલાં ઘણી બૅન્કો આવી નોટો કાઢતી ત્યારે તે તે બૅન્કના મુખ્ય અમલદારની સહી એ બૅન્કની નોટ ઉપર આવતી. આ નોટની પ્રતિષ્ઠા અને બજારમાં માન્યતા નોટ કાઢનાર બૅન્કની આંટ ઉપર રહેતી. બૅન્કો એવો વિચાર કરતી કે પોતે જેટલી નોટો કાઢશે તેટલી બધી કાંઈ એકી વખતે બૅન્કમાં વટાવાને માટે આવશે નહિ. એ નોટો ધારણ કરનારામાંથી ધારો કે પચીસ ટકા માણસો તેનાં રોકડાં નાણાં લેવા બૅન્કમાં આવ્યાં કરે છે એમ બૅન્કને જણાય તો કાઢેલી નોટોના પચીસ ટકા જેટલાં નાણાં તિજોરીમાં સિલક રાખવાથી કામ ચાલશે એમ બૅન્ક ગણી લે. આ પ્રથા બૅન્કોને બહુ લાભદાયી થઈ પડી. પોતાને સિલક રાખવી પડે તે કરતાં જેટલી વધારે રકમની નોટો બૅન્ક બજારમાં ફેરવે એટલાં બૅન્કે નવાં નાણાં ઊભાં કર્યાં, એ પરિણામ આ પ્રથાનું આવ્યું.

## સરકારી ચલણી નોટો

૩. યુરોપના આગળ પડતા દેશોમાં તથા અમેરિકામાં શરૂઆતમાં ઘણી બૅન્કો આવી નોટો છાપતી. વખત જતાં તે તે દેશની સરકારોને લાગવા માંડયું કે આ પ્રથાનો દુરુપયોગ થવાનો ભય છે. એટલે પહેલાં તો આવી રીતની નોટો છાપવાનો હક વધારે આંટ વાળી અમુક બૅન્કો પૂરતો જ તેણે મર્યાદિત કર્યો. વળી બૅન્કને નોટો કાઢવાનો હક આપતી વખતે તેણે કેટલી રકમની નોટો કાઢવી અને તે સામે કેટલી રોકડ રકમ સિલક રાખવી એ પણ નક્કી કર્યું. છતાં અનુભવે જણાયું કે ઘણી બૅન્કોને નોટો કાઢવાનો હક આપવામાં સલામતી નથી તેમ કરકસર પણ નથી. વળી બૅન્કો નોટો કાઢવામાં એકબીજા સાથે સ્પર્ધા કરવા લાગી અને તેમાં પોતાની શક્તિની મર્યાદા તેઓ ન જાળવી શકી. જેને લીધે નાણાંબજારમાં ઉત્પાતો ઊભા થવા માંડયા અને બૅન્કોની પ્રગતિમાં અંતરાય પડવા લાગ્યા. એટલે એ કામ સરકારે પોતાને હસ્તક લીધું. આજે એવી સ્થિતિ છે કે દરેક દેશમાં કાં તો સરકાર પોતે આવી નોટો કાઢે છે અથવા સરકારને માન્ય એવી દેશની એક મુખ્ય બૅન્કને જ નોટો કાઢવાની સત્તા તે આપે છે.

૪. નોટો કાઢવાનું કામ સરકારના આ રીતના અંકુશ નીચે હોય તેમાં બે લાભ સમાયેલા છે. એક તો ગમે તે બૅન્ક પોતાની નોટ બજારમાં મૂકે ત્યારે તે નોટો સ્વીકારવાનું સઘળા લોકો ઉપર કાયદાનું દબાણ કરી શકાય

નહિ. વળી ઘણી બૅન્કો નોટો કાઢતી હોય ત્યારે નોટ કાઢનાર દરેક બૅન્કને પોતાની નોટો સામે સિલક રોકડ રકમ વધુ પ્રમાણમાં રાખવી પડે છે. કારણ દરેક બૅન્ક અને તેના ઘરાકો બીજી બૅન્કની નોટ પોતાના હાથમાં આવી હોય તો તે વટાવી તેનું રોકડ પોતાની બૅન્કમાં મૂકવા પ્રયત્ન કરે છે. એટલે કયે વખતે કેટલી રોકડ રકમની માંગ થશે તેની ગણતરી કરવાનું બૅન્કોને માટે મુશ્કેલ થઈ પડે છે. હવે જો જુદી જુદી બૅન્કોની નોટોની જગ્યાએ એક જ સરકારી અથવા સરકારમાન્ય બૅન્કની નોટો ચાલતી હોય તો તે કાયદેસર ચલણ તરીકે સર્વમાન્ય હોઈ લોકો બહુ ઓછા પ્રમાણમાં નોટો વટાવવા જાય છે. તેથી કાઢેલી નોટોના પ્રમાણમાં બહુ ઓછા રોકડ અનામતથી કામ ચાલી શકે છે. આથી સરકારને તેમ જ સમાજને એક બીજો લાભ થાય છે. જેમ જેમ વેપારધંધો વધતો જાય છે તેમ તેમ નાણાંની જરૂરિયાત અને માંગ પણ વધતી જાય છે. નાણાંની વધતી જતી માંગને સોનારૂપાના સિક્કા વધુ પ્રમાણમાં પાડીને પહોંચી વળવાને બદલે, જો નોટના વ્યવહારથી પ્રજા ટેવાઈ જાય તો થોડે ખર્ચે નાણાંનો જથો વધારી શકાય છે. નોટચલણના આવા લાભોને લઈને લગભગ બધા જ દેશની સરકારોએ નોટોનો પ્રચાર વધારવા માંડ્યો છે. આજે યુરોપના બધા દેશોમાં ધાતુના સિક્કા કરતાં નોટનું ચલણ વધારે છે. ગયા મહાયુદ્ધ પછી આપણા દેશમાં પણ નોટનું ચલણ બહુ વધી ગયું છે.

### ચલણી નોટો સામે નગદ અનામત

૯. આ ચલણી નોટ એ કાયદા મુજબ તો એક 'પ્રૉમિસરી નોટ' અથવા અંગઉધારની ચિઠ્ઠી જ છે. જે માણસની ઇચ્છા થાય તે માણસ તેનો દેખાડ કરી તેમાં દર્શાવેલાં નાણાંની નોટ કાઢનાર બૅન્ક પાસે માગણી કરી શકે છે. એ રીતે નોટ એ નગદ નાણાંની પ્રતિનિધિ છે. તેની પાછળ ટેકા તરીકે સોનાચાંદીના સિક્કા હોય તો જ નોટ એ સદ્ધર ચલણ ગણાય. કોઈ પણ દેશની સરકારને અથવા સરકાર–માન્ય બૅન્કને પોતે કાઢેલી નોટોની સામે અમુક સિક્કા અથવા તો અમુક કિંમતનું સોનુંરૂપું અનામત રાખવું જ પડે છે. સિક્કાનો અથવા સોનારૂપાનો કેટલો જથો અનામત રાખવો તેનો આધાર દેશના લોકોની ટેવો અને દેશના વેપારના સ્વરૂપ ઉપર રહે છે. જો દેશનો વેપાર એવો હોય કે નાના નાના ઘણા આસામીઓ પાસેથી માલની ખરીદી કરવાની હોય તો રોકડ નાણાંની વધુ જરૂર પડે છે. દા. ત. આપણે ત્યાં નાના ખેડૂતો વિશેષ હોવાથી અને અત્યાર સુધી તેઓ નોટોથી વિશેષ ટેવાયેલા નહિ હોવાથી નગદ નાણું વધુ પ્રમાણમાં જોઈતું. વળી નાના મોટા અસાધારણ પ્રસંગો

પર લોકો નોટ ઉપરની પોતાની શ્રદ્ધા ગુમાવી બેસશે કે કેમ અને નગદ નાણાંની માગણી કરવા ઊલટી પડશે કે કેમ તેના અગાઉ થઈ ગયેલા અનુભવ ઉપરથી પણ નગદ નાણાંનો જથો કેટલો રાખવો એ દરેક દેશની સરકાર નક્કી કરે છે. આ ઉપરાંત પરદેશથી માલની આયાત થઈ હોય તેને માટે પણ અમુક સંજોગોમાં નગદ નાણું અથવા સોનું પરદેશ મોકલવાની જરૂર પડે છે. આ જાતની જરૂરિયાત દરેક દેશની જુદી જુદી હોય છે અને તે પણ તે તે દેશની સરકારને ધ્યાનમાં લેવી પડે છે. સામાન્ય વહીવટ એવો છે કે દરેક દેશની સરકાર અથવા નોટ કાઢવાની સત્તાવાળી મુખ્ય બૅન્ક પોતે જેટલી કિંમતની નોટો ચલણમાં મૂકી હોય તેના ૪૦ ટકા જેટલું નગદ નાણું અથવા સોનુંરૂપું નોટના ટેકામાં અનામત રાખે છે.

## બિન-વટાવી ચલણી નોટો

૬. ચલણી નોટો બજારની જરૂરિયાત પ્રમાણે જ અને તેની સામે પૂરતી નગદ અનામત રાખીને કાઢવામાં આવે તેમાં દેશને લાભ છે. પણ સરકાર આ મર્યાદા જાળવે તેની શી ખાતરી? પોતાના વધતા જતા અથવા વધી ગયેલા ખર્ચને પહોંચી વળવા માટે વધારે પડતી નોટો કાઢતાં તેને કોણ અટકાવી શકે? સરકાર ઉપર અંકુશ તો ત્યારે જ રહી શકે જ્યારે આ નોટો સાચેસાચ પ્રૉમિસરી નોટો હોય અને જે ઇચ્છે તેને સરકાર તરત વટાવી આપતી હોય. પણ જ્યારે ભીડમાં આવી પડે ત્યારે, ખાસ કરીને યુદ્ધના સમયમાં લગભગ બધી જ સરકારો આ જાતનું બંધન ફગાવી દે છે. ગયા મહાયુદ્ધ વખતે યુદ્ધમાં જોડાયેલી દરેક સરકારે ચલણી નોટના બદલામાં માગે તેને નગદ નાણું આપવાનું બંધ કર્યું હતું. ચાલુ વિશ્વયુદ્ધમાં પણ આવું જ બન્યું છે. દરેક સરકારને યુદ્ધખર્ચ માટે નાણાંની ખૂબ જરૂર હોય છે. અને પરદેશમાંથી તો સોનુંરૂપું આપ્યા વિના માલ બિલકુલ મળી શકતો નથી. ત્યારે પોતાની પાસેનું અનામત સોનુંરૂપું તથા સિક્કા તો તે વાપરી જ નાખે છે અને તે ઉપરાંત દેશમાં જે સોનારૂપાના સિક્કા ચલણમાં હોય તે તથા લોકો પાસે જે સોનુંરૂપું હોય તે પણ, વધુ નોટો છાપીને તે મારફત ખેંચી લે છે, અને ચાલુ નોટોના બદલામાં સિક્કા અથવા સોનુંરૂપું નહિ મળે એવો કાયદો કરે છે અથવા ફતવો કાઢે છે. આવે પ્રસંગે પણ જો ચલણી નોટોનો જથો બજારની જરૂરિયાતના પ્રમાણમાં મર્યાદિત રાખવામાં આવે અને સરકાર ઉપર લોકોનો વિશ્વાસ હોય તથા દેશભક્તિથી પ્રેરાઈને લોકો સરકારને મદદ કરવા તૈયાર હોય તો આવી બિનવટાવી નોટોથી પણ વ્યવહાર સારી રીતે ચાલી શકે છે.

૭. પરંતુ બધી સરકારો આવી મર્યાદા જાળવતી નથી અને આવો વિશ્વાસ પણ ધરાવતી નથી હોતી. ભાગ્યે જ કોઈ સરકાર વધારે પડતી નોટો છાપવાની લાલચમાંથી બચી શકે છે. ગયા મહાયુદ્ધમાં ચલણી નોટોના ફુગાવાનાં બધાં જ અનિષ્ટો જર્મની, ઑસ્ટ્રિયા તથા રશિયા, એ દેશોમાં બહુ ભયંકર પ્રમાણમાં જોવામાં આવ્યાં હતાં. આપણા દેશનો અત્યારનો દાખલો લઈએ તો યુદ્ધ પહેલાં આપણો વ્યવહાર લગભગ બે અબજ રૂપિયાની નોટોથી ચાલતો; તેને બદલે આજે (એપ્રિલ, ૧૯૪૫) અગિયાર અબજ ઉપરની નોટો ફરતી થઈ ગઈ છે. રૂપિયો તો જોવા જ મળતો નથી અને નોટો વધુને વધુ સંખ્યામાં છપાઈને બહાર પડતી જાય છે. નોટોના આ સખ્ત ફુગાવાને પરિણામે દેશસમસ્તમાં અપૂર્વ મોંઘવારી ઊભી થઈ છે અને સમાજના અર્થવ્યવહારમાં મોટી ઊથલપાથલ થઈ ગઈ છે. છતાં લોકો નોટો સ્વીકારે છે. જો કે આપણા દેશની સરકારને પ્રજાના સુખદુ:ખની કે અગવડ સગવડની કશી પડી નથી. પ્રજા પાસેથી બને તેટલો વધારે રસકસ લૂંટી જવા માટે તેણે તો નોટો કાઢવા માંડી છે. ઇંગ્લંડ અને અમેરિકા જે દેશો સીધા યુદ્ધમાં પડ્યા છે ત્યાં પણ છેક આપણા દેશ જેવું બન્યું નથી. આપણા દેશના પ્રમાણમાં ત્યાં નોટોનો ફુગાવો ઓછો થયો છે અને મોંઘવારી પણ ઓછી વધી છે. અત્યારના અસાધારણ સંજોગો છોડી દઈએ તો ગયા મહાયુદ્ધ પછી ખાસ કરીને ૧૯૨૮–૩૦ની મંદી પછી સોનાચલણ છોડી દીધા છતાં અને પોતાની નોટોને બિન-વટાવી બનાવી દીધા છતાં ઇંગ્લંડ અને અમેરિકા પોતપોતાનો વ્યવહાર બરાબર ચલાવી શકયાં હતાં. તે ઉપરથી નાણાંશાસ્ત્રીઓએ એવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે નાણાં માટે સોના જેવી મોંઘી ચીજ વાપરવાનું છોડી દઈ કાગદી નાણાંથી કેમ ન ચલાવવું? દેશની અંદરનો વ્યવહાર તો નોટોથી બરાબર ચાલી શકે અને પરદેશના વેપારને અંગે જે સોનારૂપાની જરૂર ઊભી થાય તેનો બંદોબસ્ત સરકાર કરી આપે. આપણે આ પ્રશ્નનો વિચાર ભવિષ્યના ચલણની યોજનાવાળા પ્રકરણમાં કરીશું. અહીં તો આપણે એટલે સુધી આવ્યા કે આજે દુનિયાના બધા જ દેશોમાં સોનારૂપાના સિક્કા એ પ્રધાન નાણું નથી રહ્યા, પણ ચલણી નોટો પ્રધાન નાણું બની છે.

## શરાફી નાણું

૮. પણ નાણું એટલે કેવળ સરકારી સિક્કા અથવા ચલણી નોટો જ નહિ, પણ જે જે સાધનો વડે લેવડદેવડનો વ્યવહાર થઈ શકે તે તમામ વસ્તુઓ, એવો અર્થ કરીએ — અને નાણાંનો ખરો અર્થ એ જ છે — તો

લેવડદેવડના વધારે વ્યવહારો તો ચલણી નોટો કરતાં પણ શરાફોની હૂંડીઓ તથા બેન્કોના ચેક અને ડ્રાફ્ટ મારફત થાય છે.

## હૂંડીઓ

૧. જેમ જેમ વેપારધંધો વધતો ગયો અને દેશદેશાવરમાં ફેલાતો ગયો તેમ તેમ વેપારીઓને સોનારૂપાનું નાણું પોતાની સાથે લઈને દેશાવર જવા આવવાનું અગવડભરેલું અને જોખમકારક લાગવા માંડ્યું. એટલે પરદેશ નાણાં લઈ જવાં હોય ત્યારે જે શરાફોનો હૂંડીપત્રીનો વહેવાર દેશાવરના શરાફો સાથે ચાલતો હોય તેવા પોતાના દેશના સારા શરાફને ત્યાં રોકડ નાણાં ભરીને વેપારી હૂંડી લેતો. દેશાવરના શરાફને ત્યાં જઈ એ હૂંડી વટાવીને તેનાં નાણાં મેળવી લેતો અને પોતાનું કામ ચલાવતો. આજે માલના ખરીદવેચાણને અંગે એક સ્થળેથી બીજે સ્થળે નાણાં મોકલવાનાં હોય છે તે, લોકો રોકડા લઈને આપવા માટે જતા આવતા નથી, તેમ મનીઑર્ડરથી પણ મોકલતા નથી પણ પોતાના ગામના શરાફને ત્યાં પોતાને મોકલવાની રકમ ભરે છે અને તે બદલ પરગામના જે માણસને રકમ આપવાની હોય તેના નામની હૂંડી લે છે. જે ગામે રકમ મોકલવાની હોય તે ગામમાં જો પોતાની પેઢી હોય તો તે પેઢી ઉપર, નહિ તો બીજા ઓળખીતા શરાફ જેને ત્યાં પોતાનું ખાતું ચાલતું હોય તે શરાફ ઉપર, આ ગામનો શરાફ હૂંડી લખે છે કે: 'અત્રે અમે રૂ. . . . રાખ્યા છે તે તમો . . . માણસને આ હૂંડીનો દેખાડ કર્યે તેનું નામ ઠામ ઠેકાણું નક્કી કરી આપજો.' રૂપિયા મોકલવા ઇચ્છનાર માણસ આવી હૂંડી લઈને જેને રૂપિયા ભરવાના હોય તેને મોકલી આપે છે, અને તે આસામી પેલા શરાફને ત્યાં જઈ હૂંડીનો દેખાડ કરી રૂપિયા લઈ આવે છે. રૂપિયા લઈને હૂંડી લખનાર શરાફ જે શરાફની ઉપર હૂંડી લખી હોય તેને ખાતે રૂપિયા જમા કરે છે અને હૂંડીના રૂપિયા આપનાર શરાફ હૂંડી લખનાર શરાફને ખાતે એ રૂપિયા ઉધારે છે. શરાફો વચ્ચે એકબીજાને હૂંડીઓ લખવાનો આવો વહેવાર ચાલતો જ હોય છે. તેઓ અમુક અમુક વખતે પોતાનાં ખાતાં એકબીજા સાથે મેળવી લે છે. બંને શરાફોને સામસામે હૂંડીઓ લખવાના પ્રસંગ આવ્યા હોય એટલે ખાતાં ઘણુંખરું સરભર થઈ રહે અથવા આપવા લેવાનો તફાવત બહુ ઓછો રહે છે. પણ આવી રીતે રોકડ નાણાં શરાફને ત્યાં લઈ જઈને હૂંડી લખાવવી પડે એમ હમેશાં બનતું નથી. કારણ શરાફ બજારમાં જુદા જુદા ગામની તૈયાર હૂંડીઓ વેચાતી મળે છે. બજારમાં હૂંડીઓ તૈયાર શી રીતે મળે છે તે જોઈએ. એકબીજાની હૂંડીઓ સ્વીકારવાને અંગે ધારો કે કોઈ શરાફનું લેણું પરગામના શરાફ પાસે વધી ગયું છે, અને

તેને અહીં તાત્કાલિક નાણાંની જરૂર છે. તો તે પરગામના શરાફ ઉપર પોતાને જોઈતી રકમની હૂંડી લખી એ હૂંડી બીજા શરાફને આપી તેની પાસેથી નાણાં લે છે, અથવા પોતાના જે ઘરાકને રૂપિયા આપવાના હોય તેને રૂપિયાને બદલે હૂંડી આપે છે, અને શરાફની શાખ સારી હોય તો બજારમાં તે હૂંડીનાં નાણાં પેલા ઘરાકને તરત મળે છે અથવા એ ઘરાક પોતાના લેણદારને રોકડ નાણાં આપવાને બદલે આ હૂંડી જ આપે છે. કોઈ શરાફ પાસે તાત્કાલિક રોકડ નાણાંની સગવડ ન હોય અને એક બે દિવસમાં રોકડ નાણાં આવવાનાં હોય તો તે ગણતરી ઉપર પોતે જ પોતાની પેઢી ઉપર અથવા પોતાની શાખા ઉપર હૂંડી લખીને બજારમાં વેચે છે અથવા જેને નાણાં આપવાનાં હોય તેને આપે છે. વળી જેમની પાસે પરગામથી હૂંડી આવી હોય તે બધા કાંઈ બજારમાં શરાફને એ હૂંડીનો દેખાડ કરી નાણાં લેવા જતા નથી, પણ પોતાના લેણદારને નાણાંને બદલે હૂંડી જ આપે છે. આમ સારા શરાફોની હૂંડીઓ એક હાથથી બીજે હાથ બજારમાં ઘણો વખત ફરે છે. શરાફ બજારમાં હૂંડીઓની લેવેચનું કામ કરનારા દલાલો પણ હોય છે. તેઓ જુદા જુદા ગામની હૂંડીઓ પોતાની પાસે એકઠી કરે છે અને જેમને જરૂર હોય તેમને વેચે છે. આવી હૂંડીઓના ભાવનો આધાર બજારમાં તેની છત અને માંગ ઉપર રહે છે. અમુક ગામની હૂંડીની માંગ વધારે હોય અને છત ઓછી હોય તો હૂંડીનો ભાવ વધારે બેસે છે. અલબત્ત એ વસ્તુ સ્પષ્ટ છે કે મનીઑર્ડરથી અથવા બીજી રીતે વસ્તુતઃ નાણાં મોકલતાં જેટલું ખર્ચ થાય તે ખર્ચ કરતાં વધારે ભાવ તો કોઈ હૂંડીનો હોઈ જ ન શકે. પરગામ નાણાં મોકલવા માટે હૂંડી ખરીદવા ઇચ્છનારને સામાન્ય રીતે તો મોકલવાની રકમ કરતાં કાંઈક વધારે જ રકમ હૂંડીની આપવી પડે છે. છતાં કોઈક વાર એવું પણ બને છે કે મોકલવાની રકમ કરતાં પણ ઓછી રકમે હૂંડી મળી જાય. અમુક ગામ ઉપરની હૂંડીઓની બજારમાં બહુ છત હોય અને એવી હૂંડી ધારણ કરનારને નાણાંની તાત્કાલિક જરૂર હોય તો તે થોડી કસર વેઠીને પણ હૂંડી વેચવા તૈયાર થાય છે. પણ પરગામથી વસ્તુતઃ નાણાં મંગાવતાં જેટલું ખર્ચ થાય તે કરતાં વધારે કસર તો તે નહિ જ વેઠે. હૂંડીના ભાવોના આ તફાવત બહુ જૂજ, એક ટકાના પણ અમુક અપૂર્ણાંક જેટલા હોય છે. પણ રકમો બહુ મોટી હોય એટલે હૂંડીઓના વેપારમાં શરાફોને તથા દલાલોને ભાવના એટલા થોડા તફાવતમાંથી પણ બહુ મોટા નફા થાય છે. જ્યારે નાણાં લઈને શરાફ હૂંડી લખી આપે ત્યારે તો તાત્કાલિક નાણાં મળવા ઉપરાંત પોતાની હૂંડી સીકરાય અને પોતાને ખાતે નાણાં ઊધરે ત્યાં સુધીના વચગાળાના દિવસોના વ્યાજનો લાભ પણ મળે છે.

૧૦. એક સ્થળેથી બીજે સ્થળે નાણાં મોકલી આપવાની સગવડ કરી આપવા શરાફો હૂંડીઓ લખી આપે છે. પણ આપણે જોયું કે વસ્તુતઃ નાણાંનો ઉપયોગ કર્યા વિના જુદાં જુદાં સ્થળ વચ્ચેની લેવડદેવડની પતાવટ હૂંડીઓ દ્વારા થાય છે. એ રીતે હૂંડીઓ નાણાંનું કામ કરે છે. વળી પોતાની આંટ ઉપર નાણાં ઊભાં કરવા માટે પણ શરાફો હૂંડીઓ લખે છે. આવી બધી હુંડીઓ બજારમાં ઠીક ઠીક પ્રમાણમાં હાથોહાથ પણ ફરે છે અને મર્યાદિત સ્વરૂપમાં બેંક નોટો જેવું કામ કરે છે. એટલે હૂંડીઓ એક રીતે વધારાનું નાણું જ ઊભું કરે છે એમ કહી શકાય.

### દર્શની હૂંડી અને મુદતી હૂંડી

૧૧. હૂંડીઓ બે પ્રકારની હોય છે: દર્શની અને મુદતી. દર્શની હૂંડીનાં નાણાં હૂંડીનો દેખાડ કરવામાં આવે એટલે તરત આપવાનાં હોય છે, જ્યારે મુદતી હૂંડીનાં નાણાં તેમાં જણાવેલી મુદત વીત્યે આપવાનાં હોય છે. દર્શની હૂંડીના પણ ધણીજોગ અને શાહજોગ એવા બે પ્રકારો છે. ધણીજોગ હૂંડીનાં નાણાં એમાં જે ધણીનું નામ લખ્યું હોય તેને જ આપવામાં આવે છે. એના ઉપર શેરો કરીને એ બીજાને નાણાંના દેણા તરીકે આપી શકાતી નથી. એટલે એ બજારમાં હાથોહાથ ફરી શકતી નથી. શાહજોગ હૂંડીનાં નાણાં કોઈ પણ શાહને એટલે કે આબરૂદાર વેપારી અથવા શાખવાળા જાણીતા માણસને આપવામાં આવે છે. તેના ઉપર શેરો કરીને તે બીજા માણસને લેવડદેવડને અંગે પણ આપી શકાય છે. એટલે શાહજોગ હૂંડી બજારમાં હાથોહાથ ફરી શકે છે. દર્શની હૂંડીઓનો ઉપયોગ જુદાં જુદાં સ્થળ વચ્ચેની લેણદેણની પતાવટ માટે તથા બજારમાં પણ લેવડદેવડના વ્યવહારમાં થાય છે. મુદતી હૂંડીનો ઉપયોગ ઘણું ખરું શરાફ પોતાની સગવડને માટે ટૂંકી મુદત સારુ નાણાં ઊભાં કરવા માટે કરે છે. શરાફને અમુક વખત માટે નાણાંની જરૂર હોય ત્યારે પોતાની જ પેઢી ઉપરની મુદતી હૂંડી લખી તે બજારમાં વેચી દે છે. જે શરાફ પાસે નાણાંની વધારે છૂટ હોય અથવા જે માણસને ટૂંકી મુદતને માટે નાણાં રોકવાં હોય તે પેલી મુદતી હૂંડી પાકવાની મુદત સુધીનું વ્યાજ પહેલેથી કાપી લઈ વેચાતી લઈ લે છે. શરાફોની મુદતી હૂંડીઓ ઉપર — હૂંડી લખનાર શરાફની એકલાની આંટ ઉપર અથવા તેના ઉપર બીજા વધારે સદ્ધર શરાફની સહી લઈને — બેંકો હૂંડી પાકવાની મુદત સુધીના દિવસોના વ્યાજની રકમ જેટલો વટાવ કાપી લઈ નાણાં ધીરે છે.

### ચેક

૧૨. હવે આપણે ચેકનો વિચાર કરીએ. બેન્કોમાં લોકો બે રીતે નાણાં જમા મૂકે છે. એક બાંધી મુદતની અનામત તરીકે અને બીજી ચાલુ ખાતામાં.

જેઓ પોતાનાં બચત નાણાં સચવાય તેમ જ વ્યાજ મળે તે માટે બૅન્કમાં રાખે છે તેઓ બાંધી મુદતની અનામતમાં મૂકે છે. તેના ઉપર વ્યાજ પણ કાંઈક વધારે મળે છે. કારણ મુદત પાકે ત્યારે જ નાણાં ઉપાડી શકાય છે, તેથી એ મુદત દરમ્યાન બૅન્કને નાણાંનો જે ઉપયોગ કરવો હોય તે એ કરી શકે છે. પણ વેપારી લોકો તથા જેમને નાણાંની લેવડદેવડના વ્યવહાર રોજ ઘણા કરવાના હોય છે તેઓ બૅન્કનો ઉપયોગ કેવળ નાણાં સાચવનારી સંસ્થા તરીકે જ કરતા નથી. તેઓ બૅન્કમાં પોતાનું ચાલુ ખાતું રાખે છે. રોજનો વકરો અથવા રોજની આવક તેમાં ભરે છે અને જેમ જરૂર પડે તેમ તેમ રકમ તેમાંથી ઉપાડે છે. તેઓ બૅન્કનો ઉપયોગ એક કિલ્લીદાર તરીકે કરે છે. કોઈને નાણાં આપવાં હોય તો બૅન્કમાંથી રકમ ઉપાડી લાવી તેને આપવાને બદલે એ માણસને અમુક રકમ આપવાની સૂચના કરતી ચિઠ્ઠી બૅન્ક ઉપર તેઓ લખે છે. પોતાને જાતે રૂપિયા ઉપાડવા હોય ત્યારે પણ આ જાતની ચિઠ્ઠી લખીને જ રૂપિયા ઉપાડે છે. આ જાતની જાતે રૂપિયા ઉપાડવાની અથવા તો બીજાને આપવાની ચિઠ્ઠી તે ચેક. સાધારણ રીતે ચેક ઉપર નીચેનું લખાણ હોય છે:

ક્રમાંક ............ તા. ............

**બૅન્કનું નામ**

સ્થળ

શ્રી. ............ ને અથવા દેખાડ કરનારને (શાહજોગ) / તેમના વતી (નામજોગ)

રૂપિયા ............ આપશો

રૂ. ............ સહી ............

૧૩. જે માણસને રકમ આપવાની હોય તેનું નામ અને રૂપિયાની રકમ શબ્દોમાં તથા આંકડામાં ખાલી જગ્યાએ લખી આપનાર માણસ ભરે છે અને નીચે પોતાની સહી કરે છે. જે ચેકમાં 'દેખાડ કરનારને' એવા શબ્દો લખેલા હોય છે તે ચેકની રકમ જે કોઈ માણસ એ ચેક લઈ બૅન્કમાં તેનો દેખાડ કરી નાણાં માગે તેને મળી શકે છે. એવા ચેકને 'બેરર ચેક', (શાહજોગ ચેક) ધારણ કરનારને તેનાં નાણાં મળી શકે એવો ચેક

કહે છે. જે ચેક ઉપર 'તેમના વતી' એ શબ્દો લખેલા હોય છે તે ચેકનાં નાણાં બૅન્કમાંથી લેવા માટે ચેકમાં જે માણસનું નામ લખ્યું હોય તેની ચેક પર સહીની જરૂર પડે છે. એવા ચેકને ઑર્ડર ચેક અથવા નામજોગ ચેક કહે છે. વળી ચેક ઉપર જો બે આડી લીટીઓ દોરવામાં આવી હોય તો એ 'ક્રોસ ચેક' (ખાતાજોગ ચેક) કહેવાય છે. એવા ચેકનાં નાણાં કોઈને રોકડાં આપવામાં નથી આવતાં પણ બૅન્કમાં જેનું ખાતું હોય એવા આસામીના ખાતામાં જમા કરવામાં આવે છે. કોઈ ભળતા માણસના હાથમાં ચેક આવી ગયો હોય તો તે માણસ બૅન્કમાંથી ચેકનાં નાણાં ઉપાડી જઈ શકે નહિ તે માટે આ વ્યવસ્થા રાખવામાં આવેલી છે.

## ચેકની કામગીરી

૧૪. હવે આ ચેક નાણાંનું કામ કેવી રીતે કરે છે તે આપણે જોઈએ. ધારો કે એક વેપારીએ ચેક લખીને બીજા વેપારીને તેની માગતી રકમ બદલ આપ્યો. જે વેપારીને એ ચેક મળે ને સીધો પેલી બૅન્ક પાસે ચેકમાં લખેલી રકમ લેવા નથી જતો, પણ પોતાની બૅન્કમાં પોતાના ખાતામાં એ ચેક જમા કરાવે છે. આ બે વ્યવહારનું પરિણામ એ આવ્યું કે પેલા બે માણસોની એક-બીજા સાથેની લેવડદેવડ પતી ગઈ, પણ એક બૅન્કને બીજી બૅન્ક પાસેથી અમુક રકમ લેવાની થઈ. જો પહેલી બૅન્ક બીજી બૅન્કને રોકડ નાણું આપે તો તો નાણાંની જરૂર પડે. પણ સાધારણ રીતે એકબીજા વચ્ચે જ્યારે જ્યારે લેણદેણના પ્રસંગો ઊભા થાય ત્યારે ત્યારે બૅન્કો રોકડ નાણાંની આપલે કરતી નથી. દરેક બૅન્ક પોતાને ત્યાં રોજ ભરણામાં આવતા ચેકો એકઠા કરી રાખે છે અને સાંજે અથવા બીજા નક્કી કરેલા વખતે બધી બૅન્કોવાળા એક સ્થળે એકઠા થઈ પોતાને આપવાની તેમ જ લેવાની રકમોની યાદી કરે છે અને એ બે યાદીઓ વચ્ચેનો તફાવત હોય એટલી જ રકમની લેવડદેવડ કરે છે, દિવસને અંતે બધી બૅન્કોના દેવાના અને લેણાના ચેકો એકબીજા સાથે સરભર જ થાય એવું ન બને. પણ બધી બૅન્કો એક મુખ્ય અથવા મધ્યવર્તી બૅન્કમાં પોતાનાં ખાતાં રાખતી હોય, અને રાખે છે જ, તો તે ખાતાઓમાં જમા ઉધાર કરવાથી બધા જ ચેકો સરભર થઈ જાય છે, અને એકલી મુખ્ય બૅન્કનું જ દરેક બૅન્ક પાસે દેવું કે લેણું રહે છે. આમ ચેકના ઉપયોગથી અને આ જાતની પતાવટની વ્યવસ્થાથી બહુ મોટી રકમની લેવડદેવડ રોકડ નાણાંની આપલે કર્યા વિના થઈ જાય છે. પોતાની પાસે આવેલા જુદી જુદી બૅન્કો ઉપરના ચેકો સામસામે સરભર કરવાને માટે જુદી જુદી બૅન્કના માણસો જે સ્થળે એકઠા થાય તે સ્થળને 'ક્લિયરિંગ હાઉસ' — હવાલા

દફતર — કહે છે. વેપાર ઉદ્યોગના દરેક મોટા મથકમાં જ્યાં ઘણી બૅન્કો કામ કરતી હોય ત્યાં આવાં હવાલા દફતર હોય છે.

૧૫. અલબત્ત આ ક્યારે બને કે કોઈ પણ માણસ બૅન્કમાંથી રોકડ નાણાં ન ઉપાડે, પોતાને જે જે નાણાં આપવાનાં હોય તે ચેકથી જ આપે, અને જેને ચેક આપવામાં આવે તે પણ એ ચેકનાં નાણાં બૅન્કમાં લેવા જવાને બદલે, પોતાની બૅન્કમાં એ ચેક જમા કરાવે. પૂરેપૂરું આ પ્રમાણે તો કોઈ જગ્યાએ બનતું નથી. દરેક વેપારીને એવાં નાનાં નાનાં બિલો ચૂકવવાનાં હોય છે જેમાં ચેક ન ચાલે. પોતાના મજૂરોને તે ચેકથી મજૂરી ન ચૂકવી શકે અને કેટલાક મોટા પગારદારોને ચેકથી પગાર આપે તો પણ તેઓ તો પોતાના ઘરખર્ચ માટે એ ચેક બૅન્કમાંથી વટાવી રોકડ લઈ આવવાના જ. એટલે ચેકના ઉપયોગથી રોકડની જરૂરિયાત તદ્દન જ મટી જાય છે એમ નથી. ગામડાંમાં અને નાનાં શહેરોમાં પણ ચેકનો વહીવટ બહુ નથી હોતો. ચેકનો ઉપયોગ મોટાં શહેરોમાં અને વેપારીઓના મોટા સોદાને અંગેની આપલેમાં જ થાય છે. પણ મોટી મોટી રકમોની લેવડદેવડ તો મોટા સોદાઓને અંગે જ કરવાની હોય છે એટલે ચેકના ઉપયોગથી રોકડની જરૂરિયાત ઘણા મોટા પ્રમાણમાં ઓછી થાય છે ખરી.

૧૬. જે વેપારીને પોતાની માગતી રકમ બદલ ચેક મળે છે તે એ ચેકને પોતાની બૅન્કમાં પોતાના ખાતામાં જમા ન કરાવતાં પોતાના દેવા પેટે બીજા વેપારીને પણ આપી શકે છે. એ ચેકનો સ્વીકાર કરવો કે ન કરવો એ પેલા વેપારીની મુનસફીની વાત છે. પણ ચેક લખનારનું નામ બજારમાં જાણીતું હોય તો એનો ચેક સ્વીકારવા વેપારીઓ ના પાડતા નથી. આવો ચેક ઘણા હાથે ફરે એવું પણ બને છે અને ઘણી લેવડદેવડની પતાવટના સાધનરૂપ એ બને છે. પણ બધા જ ચેકો કાંઈ આ રીતે બહુ હાથે ફરતા નથી.

## ડ્રાફ્ટ

૧૭. જેને બૅન્ક ડ્રાફ્ટ કહેવામાં આવે છે તે શરાફોની દર્શની હૂંડીના જેવો જ એક પ્રકાર છે. એક શરાફ બીજા શરાફ ઉપર લખે તે હૂંડી અને એક બૅન્ક બીજી બૅન્ક ઉપર લખે તે ડ્રાફ્ટ. તેમાં તફાવત એટલો જ છે કે સાધારણ રીતે ડ્રાફ્ટ હૂંડીઓની માફક હાથોહાથ ફરતો નથી. એક જગ્યાએથી બીજી જગ્યાએ નાણાંની અદલાબદલી કરવા માટે જ તેનો ઉપયોગ થાય છે. બૅન્કોની શાખાઓ જુદાં જુદાં શહેરોમાં હોય છે અને જેમને નાણાં એક સ્થળેથી બીજે સ્થળે મોકલવાં હોય તેમને રૂપિયા લઈ ડ્રાફ્ટ લખી આપી તે નાણાં મોકલવાની સગવડ કરી આપે છે.

## આયાતનિકાસનાં બિલો

૧૮. પરદેશ સાથેના આયાતનિકાસના વેપારને અંગે પણ એક દેશમાંથી બીજા દેશમાં વસ્તુતઃ નગદ નાણું અથવા સોનુંરૂપું હમેશાં મોકલવામાં આવતું નથી. દરેક દેશને પોતાના આયાત અને નિકાસના તફાવત જેટલું જ સોનુંરૂપું પરદેશ મોકલવાપણું રહે છે. દેશદેશાવરમાં પોતાની શાખાઓવાળી મોટી નાણાવટી બૅન્કો મારફત આયાતનિકાસનાં બિલો એક બીજા સામે સરભર કરવામાં આવે છે. પણ દરેક દેશનું નાણું જુદું જુદું હોવાથી જુદાં જુદાં નાણાંનું મૂલ્ય એક-બીજા સાથે કેવી રીતે ઠરાવવું એ પ્રશ્નો આ વ્યવહારમાં ઊભા થાય છે. આપણે તેની વિગતવાર ચર્ચા આંતરરાષ્ટ્રીય વેપારને અંગેની લેવડદેવડના પ્રકરણમાં કરીશું.

૧૯. આટલી ચર્ચા ઉપરથી જણાશે કે સોનારૂપાના સિક્કા એ કાંઈ મુખ્ય નાણું નથી. લગભગ બધા જ દેશોમાં એનું સ્થાન ચલણી નોટોએ લીધું છે. પણ સુધરેલા ગણાતા કોઈ પણ દેશનો લેવડદેવડનો વ્યવહાર જોશો તો માલૂમ પડશે કે લેવડદેવડના સાધન તરીકે નોટનું સ્થાન પણ પ્રધાન રહ્યું નથી. એ સ્થાન હૂંડી, ચેક અને ડ્રાફ્ટે લીધું છે. નાણાંબજારમાં નોટ પણ બહુ ગૌણ સ્થાન ભોગવે છે. સોનાચાંદીના સિક્કા તથા સરકારી ચલણી નોટોને આપણે સરકારી નાણું કહીએ અને ચેક, હૂંડી તથા ડ્રાફ્ટને બિનસરકારી અથવા વધારે સારો શબ્દ શરાફી નાણું કહીએ તો એ બે નાણામાં કામગીરીની દૃષ્ટિએ શરાફી નાણું વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે. સમાજનો બહુ મોટો વિનિમય-વ્યવહાર શરાફી નાણાંથી જ ચાલે છે. અલબત્ત સરકારી નાણું જેવું કાયદેસર ચલણ છે તેવું શરાફી નાણું કાયદેસર ચલણ નથી. સરકારની અથવા સરકારમાન્ય બૅન્કની ચલણી નોટ પોતાના લેણા પેટે સ્વીકારવાની કોઈ ના પાડી શકે નહિ, જ્યારે પોતાના લેણા બદલ હૂંડી કે ચેકનો ઇનકાર કરવાનો હરકોઈ માણસને હક છે. વળી જમીન મહેસૂલના અથવા બીજા કોઈ સરકારી ભરણામાં ચેક કે હૂંડીનો સ્વીકાર થતો નથી. ત્યાં તો આપણે રૂપિયા અથવા નોટ જ આપવી પડે છે. કારણ એ છે કે ચેક અથવા હૂંડીની આપલેથી લેણદેણની પૂરી પતાવટ થઈ જતી નથી. જે બૅન્ક ઉપરનો ચેક હોય અથવા જે શરાફ ઉપરની હૂંડી હોય તે બૅન્ક અથવા શરાફ એ ચેક અથવા હૂંડીનો સ્વીકાર કરે તો જ લેણા પેટે જેણે ચેક અથવા હૂંડી લીધી હોય તેના લેણાની પૂરેપૂરી વસૂલાત થાય છે. રૂપિયા અને ચલણીનોટ આપવા કે લેવાથી જ જેમ લેણદેણ પતી જાય છે તેવું ચેક અથવા હૂંડીનું નથી. તેમાં એક પગથિયું — બૅન્ક અથવા શરાફ તરફનો સ્વીકાર — બાકી રહે છે,

તેથી જ સરકાર પોતાના લેણા પેટે ચેક કે હૂંડીનો સ્વીકાર નથી કરતી. છતાં. ઉપર આપણે વર્ણવી ગયા તેમ અરસપરસ લેવડદેવડનો બહુ મોટો વ્યવહાર એકબીજાની આંટ ઉપર ચાલે છે અને તેથી જ ચેક અને હૂંડી નાણાંની ગરજ સારી શકે છે. છતાં ચેક અને હૂંડી છેવટે તો સરકારી નાણાંનું પ્રતિનિધિત્વ જ કરે છે, અને તેથી બહુ મહત્ત્વની કામગીરી બજાવતાં છતાં એને પોતાનું મૂલ્ય તો સરકારી નાણાંના રૂપમાં જ વ્યક્ત કરવું પડે છે. એટલે એના મૂળમાં તો સરકારી નાણાં જ રહેલાં છે એમ કહેવાય. આ બે નાણાં વચ્ચેનો સંબંધ એક અર્થશાસ્ત્રીએ બહુ સુંદર રૂપકથી સમજાવ્યો છે. વૃક્ષમાં જેમ તેનાં મૂળ અને તેનું થડ એ પાયારૂપ છે, મૂળ અને થડ વિના ઝાડનાં ડાળ અને પાન ન હોઈ શકે, તેમ સરકારી નાણું એ વિનિમય–વ્યવહારના વૃક્ષનાં મૂળ અને થડની બરાબર છે અને શરાફી નાણું એ તેનાં ડાળ અને પાનની બરાબર છે. એટલે સરકારી નાણાંના આધાર વિના શરાફી નાણું ન હોઈ શકે. છતાં વૃક્ષમાં ડાળ અને પાંદડાંનો વિસ્તાર જેમ વધારે છે અને સમાજને પણ મૂળ અને થડ કરતાં એ વધારે ઉપયોગી થઈ પડે છે તેમ શરાફી નાણાંનો વિસ્તાર અને અને તેની ઉપયોગિતા સમાજમાં વધારે છે.

૨૦. સરકારી નાણાંના તથા શરાફી નાણાંના ભિન્ન ભિન્ન સ્વરૂપોને એક બીજા રૂપકથી પણ સમજાવવામાં આવે છે. આપણે નાણાંનો મુખ્ય ઉપયોગ તો વિનિમય માટે જ કરીએ છીએ: નાણાનું મુખ્ય કામ એક માણસ પાસેની વસ્તુ બીજા માણસને હવાલે કરવાનું છે. એ રીતે નાણું એક પુલ છે, જે વડે વસ્તુ એક માણસ પાસેથી બીજા માણસ પાસે જાય છે. નદી ઉપરના પુલની આપણે કલ્પના કરીએ. માણસો જે વખતે નદી ન ઓળંગતા હોય તે વખતે પણ પુલ તો ત્યાં ઊભો રહે જ છે. તેમ જે વખતે સોદા ન થતા હોય અને તેને અંગે નાણાંની આપલે ન કરવાની હોય તે વખતે પણ સરકારી નાણું તો હસ્તી ધરાવે જ છે. એટલે સરકારી નાણું લગભગ નદી ઉપરના પુલ જેવું છે. પણ નદીને કિનારે મેળો ભરાયો હોય અને જવરઅવર માટે પુલ પૂરતો ન થઈ પડે તે વખતે હજારો માણસો પોતાની હોડીઓ છોડી સામે કિનારે જાય. શરાફી નાણું તે આ હોડીઓ જેવું છે. જરૂર પડે ત્યારે જ તે ઊભું કરવામાં આવે છે. અને ન જરૂર હોય ત્યારે સંકેલી લેવાય છે. મેળાને બીજે દિવસે કોઈ માણસ જો પેલા પુલ ઉપર ઊભો રહી વિચાર કરે તો તેને આશ્ચર્ય થાય કે મેળામાં ગયેલાં બધાં માણસોએ આવડા પુલ ઉપરથી શી રીતે નદી પાર કરી હશે?

ગયા તથા આ પ્રકરણમાં નાણાંના અનેક પ્રકારો વર્ણવ્યા તેમાંના મુખ્ય નીચે મુજબના નકશામાં ગોઠવી શકાય :


નાણું
સરકારી નાણું
( સરકારે પોતે માન્ય રાખેલું અને કાયદેસર ચલણ તરીકે પ્રજા પાસે માન્ય રખાવેલું )
શરાફી નાણું
( સરકારને માન્ય નહિ હોવા છતાં વેપારની મોટી લેવડદેવડ મુખ્યત્વે જેની મારફત થાય છે અને વ્યવહારમાં જે માન્ય થયેલું છે )
મુખ્ય નાણું
ગૌણ નાણું
પ્રચૂરણ
હૂંડી
ચેક
ડ્રાફ્ટ
નાણાંનો મુખ્ય સિક્કો
નાણાંના મુખ્ય સિક્કામાં કિંમત દર્શાવતી ચલણીનોટ.
( પ્રતિનિધિ નાણું )

## પ્રકરણ ૧૧ મું

## ચલણના પ્રકારો

### દ્વિચલણ

૧. જુદા જુદા દેશના ચલણનો ઇતિહાસ જોતાં જણાય છે કે દુનિયાના લગભગ દરેક દેશમાં સોનું તથા રૂપું, એ બન્ને ધાતુઓના સિક્કાઓનો ઉપયોગ મુખ્ય નાણાં તરીકે થયેલો છે. દરેક દેશની ટંકશાળ સોનાનાં તેમ જ રૂપાનાં નાણાં પોતાની ટંકશાળમાં પાડતી અને બન્ને નાણાં બજારમાં અમર્યાદિત જથામાં કાયદેસર ચલણ તરીકે ચાલતાં. માણસ પોતાની મરજી પડે તે ધાતુનાં નાણાંમાં પોતાનું કરજ ભરપાઈ કરી શકતો અને કોઈ પણ માણસથી એ ધાતુમાંથી કોઈ પણ ધાતુનું નાણું સ્વીકારવાની આનાકાની થઈ શકતી નહિ.

૨. જ્યારે મુખ્ય નાણાં તરીકે બન્ને ધાતુના સિક્કા ચાલતા હોય ત્યારે એ સિક્કાની અદલાબદલી કયા પ્રમાણમાં થવી જોઈએ તે કાયદાથી નક્કી કરવામાં ન આવ્યું હોય તો સોના અને રૂપાના બજારભાવ ઉપરથી નક્કી થાય છે. પણ જ્યાં સુધી ધાતુના બજારભાવ ઉપરથી દરેક સિક્કાનું મૂલ્ય નક્કી કરવાનું રહે ત્યાં સુધી એ ચલણ શાસ્ત્રીય ન કહેવાય. દ્વિચલણ પદ્ધતિ તેના સાચા સ્વરૂપમાં અમલમાં ત્યારે જ રહી શકે છે, જ્યારે બન્ને ધાતુનો ટંકશાળમાં ખુલ્લી રીતે સ્વીકાર થતો હોય, લેણદારને કોઈ પણ રકમ સુધી ગમે તે ધાતુનાં નાણાં ભરપાઈ કરવાનો હક હોય અને બન્ને ધાતુના સિક્કાની કિંમતનું પ્રમાણ કાયદાથી નક્કી કરવામાં આવેલું હોય. વળી કાયદાથી ઠરાવેલા બન્ને ધાતુના સિક્કાનું વિનિમય-પ્રમાણ અને બન્ને ધાતુના બજારભાવનું પ્રમાણ એક જ હોય તો જ દ્વિચલણ ટકી શકે. કારણ બન્ને જાતના સિક્કામાં રહેલી ધાતુની બજારકિંમતમાં નજીવો તફાવત પણ હોય તો તેનો લાભ લેવાને શરાફો અને નાણાવટીઓ જાણે ટાંપીને જ બેઠા હોય છે. તરત જ ગ્રેશેમનો સિદ્ધાંત અમલમાં આવે છે. ધાતુની ગણતરીએ વધારે કિંમતવાળાં નાણાં બજારમાંથી અદૃશ્ય થવા માંડે છે. વધારે કિંમતવાળી ધાતુના સિક્કા દેશ બહાર જવા માંડે છે, ગળાઈ જાય છે અથવા જમીન નીચે દટાઈ જાય છે.

૩. આ દ્વિચલણ પદ્ધતિ ઇંગ્લંડમાં સને ૧૮૧૬ સુધી, આપણા દેશમાં ૧૮૩૫ સુધી અને યુરોપના બીજા દેશોમાં ૧૮૭૪ સુધી ઠીક ઠીક ચાલુ રહેલી છે. તેનું કારણ એ છે કે એ પહેલાંના લગભગ બસો વર્ષના ગાળામાં સોના

અને રૂપાનો ભાવ ૧ : ૧૫૩ના પ્રમાણમાં ઠીક ઠીક સ્થિર રહ્યો હતો. સને ૧૮૫૦માં ઑસ્ટ્રેલિયા અને કૅલિફોર્નિયામાં સોનાની નવી ખાણોની શોધ થઈ ત્યાર પછી રૂપાને મુકાબલે સોનાનો ભાવ કાંઈક ઘટચો. છતાં બે ધાતુઓના ભાવનું પ્રમાણ ૧ : ૧૫નું ટકી રહ્યું. ૧૮૭૧ પછી મોટો ફેરફાર થયો. એ સાલમાં રૂપાના ભાવની પડતી શરૂ થઈ. ૧૮૭૧માં બે ધાતુઓ વચ્ચેના ભાવનું પ્રમાણ ૧ : ૨૦ થયું અને ઓગણીસમી સદીના અંત સુધીમાં તો ૧ : ૩૮ ઉપર આવી ગયું.

## લંગડું ચલણ

૪. એટલે યુરોપના જે દેશો દ્વિચલણનો આગ્રહ રાખતા હતા તેમને એ ટકાવી રાખવા બહુ મુશ્કેલી પડવા માંડી. તેઓએ લોકોને રૂપાના સિક્કા પોતાની ટંકશાળોમાં પાડી આપવાનું બંધ કર્યું. સોનાના સિક્કા માટે ટંકશાળો ખુલ્લી રાખી, પણ તે તે દેશની સરકારોએ પોતે રૂપાના સિક્કા પાડવાનું પણ ચાલુ રાખ્યું. વળી બે ધાતુનાં નાણાંની કિંમતનું પ્રમાણ કાયદાથી ઠરાવ્યું અને બન્ને ધાતુનાં નાણાં અમર્યાદિત જથામાં કાયદેસર ચલણ તરીકે ચાલુ રાખ્યાં. પણ કાયદાથી ઠરાવેલી કિંમત કરતાં રૂપાની બજારકિંમત ઓછી હતી એટલે રૂપાનાણું નબળું હતું. નબળા નાણાને જબરા નાણા સાથે ચાલતાં નબળા નાણાને લંગડાવું પડે છે તેથી આ આ પદ્ધતિને લંગડું ચલણ કહેવામાં આવે છે. આ પદ્ધતિમાં જે ધાતુ બજારભાવે સસ્તી હોય તેનાં જ નાણાં ચલણમાં રહે છે. બજારભાવે વધુ કીમતી નાણાં બજારમાંથી અદશ્ય થઈ જાય છે. એને પરિણામે વ્યવહારમાં અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે.

## સોનાચલણ

૫. આ મુશ્કેલીઓને લીધે ધીમે ધીમે સઘળા દેશો સોનાચલણ ઉપર આવી ગયા. સોનાચલણ શુદ્ધ ત્યારે કહેવાય જ્યારે સોનું લઈને ટંકશાળમાં જનારને એટલી કિંમતના સોનાના સિક્કા પાડી આપવામાં આવે, જેને સિક્કો ગાળી નાખવો હોય તે ખુશીથી ગાળી નાખી શકે, અને સિક્કો ગાળી નાખતાં તેમાંથી પૂરી કિંમતનું સોનું નીકળે જ. વળી દરેક માણસને સોનાની આયાત નિકાસ કરવાની પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ. એ દેશમાં કાગદી નાણું ચાલતું હોય તો નોટના ધારણ કરનારને માગણી કરવાથી નોટના બદલામાં નોટ ઉપર છાપ્યા પ્રમાણેના સોનાના સિક્કા મળી શકે એવી વ્યવસ્થા હોવી જોઈએ.

૬. સને ૧૯૧૪ સુધી ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા, જર્મની વગેરે દેશો શુદ્ધ સોનાચલણવાળા હતા. પણ યુદ્ધ દરમ્યાન એ બધા દેશોમાં સોનાનાણું ફરતું બંધ થઈ ગયું. યુદ્ધને કારણે પરદેશની કોઈ પણ વસ્તુ ખરીદવી હોય તો

સોનું આપ્યા સિવાય મળી શકે નહિ એટલે પરદેશના વ્યવહાર માટે સોનું રાખી દેશની અંદર કેવળ નોટોથી વ્યવહાર ચાલવા માંડયો. નોટના બદલામાં માગણી કરનારને સોનાના સિક્કા મેળવવાનો લોકોનો જે હક હતો તે મુલતવી રાખવામાં આવ્યો. આ સ્થિતિ યુદ્ધ પછી પણ કેટલાંક વર્ષો સુધી ચાલુ રહી. લોકો નોટોથી ટેવાઈ ગયા એટલે નાણાંશાસ્ત્રીઓને લાગવા માંડયું કે ખરેખરા સોનાના સિક્કાથી લેવડદેવડ કરવી એ બહુ ખર્ચાળ અને અનાવશ્યક છે. સોનાના સિક્કા વાપર્યા વિના સોનાચલણનાં બધાં તત્ત્વો જળવાઈ રહે એવી રીત શોધી કાઢવી જોઈએ.

## સોના-પાટ ધોરણ

૭. ઇંગ્લંડે સને ૧૯૨૫માં આ જાતનું નવું ધોરણ કાયદાથી દેશમાં દાખલ કર્યું. એ પ્રથાને શુદ્ધ સોનાચલણથી અલગ રીતે ઓળખવા સોના-પાટ ધોરણ એવું નામ આપ્યું છે. અંગ્રેજીમાં એને 'ગોલ્ડ-બુલિયન સ્ટાન્ડર્ડ' કહે છે. તેની મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે:

૧. લોકોને સોનાના સિક્કા અગાઉની માફક ટંકશાળમાં પાડી આપવામાં આવે નહિ. માત્ર બૅન્ક ઑફ ઇંગ્લંડ જ જો એને જરૂર હોય તો સોનાના સિક્કા સરકારી ટંકશાળમાં એટલી કિંમતનું સોનું આપીને પડાવી શકે. જો કે કાયદાથી નહિ પણ વ્યવહારમાં સોનાના સિક્કા બજારમાં વપરાતા બંધ જેવા થઈ ગયા.

૨. બૅન્ક ઑફ ઇંગ્લંડની નોટો કોઈ પણ જાતની મર્યાદા વિના કાયદેસર ચલણ તરીકે મુખ્ય નાણું રહે. પણ માગણી કરતાં તેના બદલામાં સોનાના સિક્કા મળી શકતા તે બંધ થયું.

૩. પરંતુ બૅન્ક ઑફ ઇંગ્લંડની નોટોની શાખ સોનાના સિક્કાના જેટલી જ છે એની લોકોને ખાતરી રહે તે માટે બૅન્ક ઑફ ઇંગ્લંડ ઉપર ફરજ નાખવામાં આવી કે:

(ક) તેણે ૪૦૦ ઔંસના વજનની શુદ્ધ સોનાની પાટો જે કોઈ ખરીદવા આવે તેને પાં. ૪ શિ. ૪ પે. ૧૧$\frac{1}{2}$ના એક ઔંસને ભાવે વેચવી. કોઈ પણ માણસ ૧૭૦૦ પાઉંડની બૅન્ક ઑફ ઇંગ્લંડની નોટો લઈને જાય તેને ૪૦૦ ઔંસની શુદ્ધ સોનાની પાટ મળે.

(ખ) વળી કોઈ માણસ બૅન્કમાં સોનું વેચવા જાય તો બૅન્ક નિશ્ચિત ભાવે સોનું ખરીદવાને પણ બંધાયેલી ગણાય. આ ભાવ શુદ્ધ સોનાના એક ઔંસનો પા. ૪ શિ. ૪ પે. ૯$\frac{3}{4}$ નક્કી કરવામાં આવ્યો. ખરીદતી વખતે લગભગ સવા બે પેન્સનો તફાવત રાખવાનું કારણ એ હતું કે ખરીદેલું સોનું જ્યાં સુધી બૅન્કની તીજોરીમાં પડયું રહે ત્યાં સુધી બૅન્કને નાણાંની વ્યાજખાધ

પડે, વળી બૅન્કને વેચાવા આવેલા સોનાનું શોધન કરી તેનો કસ કાઢવાનું ખર્ચ થાય, તે પણ આ તફાવતને લીધે બૅન્કને મજરે મળી રહે.

૪. સોનું છૂટથી આયાત નિકાસ કરવાની લોકોની સ્વતંત્રતા પહેલાંની માફક કાયમ રાખવામાં આવી. શુદ્ધ સોનાચલણ રાખવાનો મુખ્ય હેતુ એ છે કે જુદા જુદા દેશોના ચલણનો વિનિમયનો દર જેને હૂંડિયામણનો દર કહેવામાં આવે છે તેમાં બરાબર સ્થિરતા રહે. શુદ્ધ સોનાચલણ કાઢી નાખવા છતાં આ સ્થિરતા તો જ રાખી શકાય જો એક દેશમાંથી બીજા દેશમાં સોનાની આયાત નિકાસ કોઈ પણ જાતના અંતરાય વિના કરી શકાતી હોય.

૮. આ જાતની વ્યવસ્થાથી શુદ્ધ સોનાચલણના જેટલા લાભ છે તે સઘળા જ સચવાય છે. કારણ મુદ્દાની વાત ચલણમાં સોનાના સિક્કા જ વાપરવા એ નથી, પણ જે કોઈ ચલણ પ્રચારમાં હોય તેના ઉપર છાપેલી કિંમતનું સોનું તેના બદલામાં જ્યારે જોઈએ ત્યારે મળી શકે, એ છે. નોટો છાપવાની સત્તાવાળી બૅન્ક ઉપર નિશ્ચિત ભાવે સોનું વેચવાની અને ખરીદવાની ફરજ નાખીને આ વસ્તુ સિદ્ધ કરવામાં આવે છે.

## સોનાહૂંડી ધોરણ

૯. આપણા દેશનું મુખ્ય નાણું રૂપિયો એ સાંકેતિક નાણું છે. તેમાં પૂરી કિંમતની ધાતુ નથી હોતી. વળી તે રૂપાનાણું છે અને પરદેશ સાથેની લેવડદેવડ સોનામાં કરવાની હોય છે. એટલે સોના સાથેનો તેનો ભાવ ઠરાવવામાં હમેશાં મુશ્કેલી ઊભી થાય છે. આ મુશ્કેલી દૂર કરવા માટે આપણા રૂપિયાનું મૂલ્ય ઇંગ્લંડના સોનાના પાઉંડના રૂપમાં અત્યારે કાયદાથી નક્કી કરવામાં આવેલું છે. અઢાર પેન્સનો એક રૂપિયો અથવા એક પાઉંડના રૂ. ૧૩-૫-૪ એ મુજબ ભાવ સને ૧૯૨૭ની સાલથી નક્કી થયેલો છે. અને એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે જે માણસ રૂપિયા અથવા નોટો લઈને જાય તેને તેના બદલામાં ઉપર જણાવેલા ભાવે ઇંગ્લંડના પાઉંડની હૂંડી સરકાર અને હવે રીઝર્વ બૅંક તરફથી આપવામાં આવે છે. સરકાર રૂપિયાના બદલામાં નિશ્ચિત ભાવે સોનું નથી આપતી પણ સોનાચલણની હૂંડી આપે છે તેથી આ પ્રથાને સોનાહૂંડી ધોરણ એવું નામ આપ્યું છે. અંગ્રેજીમાં તેને ‘ગોલ્ડ–ઍક્સચેન્જ સ્ટાન્ડર્ડ’ કહે છે.

૧૦. જ્યાં સુધી ઇંગ્લંડ શુદ્ધ સોનાચલણ ઉપર અથવા સોના–પાટ ધોરણ ઉપર પણ હતું ત્યાં સુધી તો આપણો રૂપિયો નિશ્ચિત દરે એક સારા સોનાચલણ સાથે જોડાયેલો હતો. પણ ૧૯૨૯ પછી ઇંગ્લંડે સોનાચલણ બિલકુલ જ છોડી દીધું ત્યાર પછી આપણો રૂપિયો કોઈ પણ રૂપના સોનાચલણ

સાથે જોડાયેલો છે એમ ન કહી શકાય. અત્યારે તો આપણો રૂપિયો ઇંગ્લંડના કૃત્રિમ મૂલ્ય વાળા પાઉંડ જેને 'સ્ટર્લિંગ' કહેવામાં આવે છે તેની સાથે જોડાયેલો છે. એટલે આપણે ત્યાં સોનાહૂંડી ધોરણ ચાલે છે એમ ન કહેવાય પણ સ્ટર્લિંગ–હૂંડી ધોરણ ચાલે છે એમ કહેવું જોઈએ. આવું ધોરણ બીજો કોઈ દેશ પસંદ ન કરે. જે દેશનાં નાણાં સાથે આ ધોરણે પોતાના દેશનાં નાણાંને જોડવામાં આવે તે દેશ ઉપર આપણે પરાધીન છીએ એવી ભાવના પેદા થયા વિના ન રહે. એટલે કોઈ પણ દેશને આવું ધોરણ ના છૂટકે સ્વીકારવું પડ્યું હોય તો પણ તે પહેલી તકે સોનાચલણ ઉપર અથવા સોના–પાટ ધોરણ ઉપર જવાનું પસંદ કરે. પણ આપણે તો પરાધીન છીએ. આપણા ચલણની નીતિ આપણા હાથમાં નથી. વળી તે આપણા દેશના હિતની દૃષ્ટિએ નહિ પણ ઇંગ્લંડના હિતની દૃષ્ટિએ જ વખતોવખત નક્કી કરવામાં આવે છે. આપણા દેશની સરકારી ચલણનીતિ આપણને કેટલી બધી નુકસાનકારી છે તે આપણા દેશના ચલણવાળા પ્રકરણમાં આપણે જોઈશું.

જે દેશમાં પ્રજાને જવાબદાર અને રાષ્ટ્રીય સરકાર હોય, જે સરકાર પરદેશી વેપારીના હિતમાં પોતાની ચલણનીતિ તેમ જ હૂંડિયામણની નીતિ ન ચલાવે, પણ દેશમાં ભાવોની સ્થિરતા રહે એ રીતે પોતાની ચલણનીતિ ચલાવે ત્યાં સોનાહૂંડી ધોરણ રાખવામાં કશી મુશ્કેલી ન આવે. પણ જ્યાં આપણા દેશની માફક સરકાર પરદેશી હોય અને પરદેશનાં હિતો તરફ જ વધારે લક્ષ આપતી હોય ત્યાં સોનાહૂંડી ધોરણમાં ગમે તેટલા ગોટાળા ચલાવી શકાય છે. અત્યારે આપણે ત્યાં ચલણી નોટોનો નિરંકુશ ફુગાવો સરકાર કરી રહી છે તે એનો પ્રત્યક્ષ દાખલો છે.

### સોનાચલણના મુખ્ય લાભો

૧૧. શુદ્ધ સોનાચલણના તથા સોનાપાટ ધોરણના નીચે પ્રમાણે લાભો ગણાવવામાં આવે છે :

૧. સોનાની માંગ સાર્વત્રિક છે અને આખી દુનિયામાં સોનું સર્વમાન્ય છે. તેથી એ આંતરરાષ્ટ્રીય ચલણ થઈ શક્યું છે. એને લીધે પરદેશ સાથેના ચલણવિનિમયના દરની સ્થિરતા સચવાય છે અને તેથી આંતરરાષ્ટ્રીય વેપારને એ બહુ પોષક થઈ પડે છે.

૨. ચલણનો વધારે પડતો વધારો કે ઘટાડો કરવાનું સોનાચલણમાં શક્ય નથી. ચલણના જથાનો આધાર સરકાર પાસે રહેલા અનામત સોના ઉપર રહે છે. જો સરકાર પાસે અનામત સોનું ઓછું હોય તો તેને આપોઆપ ચલણમાં ઘટાડો કરવો પડે છે.

૩. અત્યાર સુધી અજમાવવામાં આવેલાં ચલણોમાં સોનાચલણ વધારે સ્થિરતાવાળું માલૂમ પડયું છે. આખી દુનિયાનો એના ઉપર વિશ્વાસ છે અને સઘળા આગળ વધેલા દેશોએ એ દાખલ કરવા પ્રયત્નો કરેલા છે.

## સોના ચલણની ખામીઓ

**૧૨.** સારાં નાણાંનું એક મુખ્ય લક્ષણ એ છે કે તેના જથામાં બજારની જરૂરિયાત પ્રમાણે વધઘટ કરવાની સગવડ હોવી જોઈએ. પણ સોનાચલણની મોટામાં મોટી ખામી એ છે કે વેપારીઓના સટ્ટાથી ભાવોમાં ઊથલપાથલ થાય ત્યારે ભાવને સ્થિર કરવા માટે ચલણના જથામાં સરકારે એકદમ વધારો કે ઘડાડો કરવો જોઈએ તે કરી શકાતો નથી. (ચલણના જથાને બજારના સામાન્ય ભાવો સાથે કેવો સંબંધ છે તે નાણાનું મૂલ્ય અને મોંઘવારીવાળા પ્રકરણમાં ચર્ચ્યું છે.) આપણી પાસે સોનાનો કુલ જથો છે તેના પ્રમાણમાં દર વર્ષે ખાણોમાંથી જે સોનું નીકળે છે તેનો જથો બહુ નાનો છે. ધારો કે બજારમાં મંદી આવી ગઈ છે અને તે સુધારવા માટે ચલણના જથામાં વધારો કરવાની જરૂર છે. ખાણોમાંથી સોનાનું ઉત્પાદન વધારવા પ્રયત્ન કરવામાં આવે તો પણ એ વધારાનું પ્રમાણ એટલું જૂજ હોય છે કે પડી ગયેલા ભાવોને ઊંચા લાવવા માટે ચલણના જથામાં જેટલો વધારો કરવો જોઈએ તેટલો કરી શકાતો નથી. વળી સોનાનું ઉત્પાદન એટલી ધીમી ગતિએ થઈ શકે છે કે આપણે જોઈતો વધારો બજારમાં બહુ મોડો લાવી શકાય છે. કેટલીક વાર તો એવું પણ બને છે કે વધારાનું સોનું બજારમાં એટલું મોડું આવે, જ્યારે તેની જરૂર જ ન રહી હોય. આવી રીતે મોડા આવી પડેલા સોનાથી તો તંગીને બદલે વધારે પડતી છત થઈ જાય. પણ છેલ્લાં થોડાં વર્ષમાં થયેલી શરાફી અથવા બૅન્કિંગની ખિલવણીને લીધે આ મુશ્કેલી હવે રહી નથી. આપણે જોઈ ગયા છીએ કે નાણાંની તંગી પડે ત્યારે બૅન્કો શરાફી નાણું ઊભું કરીને તેને પહોંચી વળી શકે છે.

**૧૩.** પણ મોટી મુશ્કેલી તો લડાઈના અથવા એવા બીજા બિનસલામતીના વખતમાં લોકો પોતાની પાસે નોટો રાખવાને બદલે સોનું સંઘરવા તરફ વધારે પ્રેરાય છે તે વખતે આવે છે. પોતાની પાસેની નોટોનું સોનું લેવા લોકો સરકારી બૅન્કના ચલણ વિભાગ ઉપર દરોડો પાડે છે. બૅન્ક પાસે સોનાનો જથો તો મર્યાદિત જ હોય છે. આવે વખતે ખાસ કરીને નબળા અથવા ગરીબ દેશોમાં તો નોટોના બદલામાં સોનું આપી જ શકાતું નથી. જબરા અને શ્રીમંત દેશો પણ સોનાને માટે ઊલટી પડેલા લોકોની માંગને પહોંચી શકતા નથી. એટલે સોનાચલણ તૂટી પડે છે. ગયા મહાયુદ્ધ વખતે ઇંગ્લંડ

જેવા શ્રીમંત દેશને પણ સોનાચલણ છોડી દેવું પડયું હતું. ૧૯૨૫માં માંડ માંડ તે સોના-પાટ ધોરણ ઉપર આવ્યું પણ ૧૯૩૧થી તેને સોનાચલણ બિલકુલ છોડી દેવું પડયું છે. ચાલુ વિશ્વયુદ્ધમાં એક પણ દેશ સોનાચલણ ઉપર રહી શકયો નથી. અને ભવિષ્યમાં કોઈ પણ દેશ સોનાચલણ ચાલુ કરી શકશે કે કેમ એ શંકા છે.

૧૪. સોનાની બાબતમાં બીજી મુશ્કેલી એ ઊભી થઈ છે કે ગયા મહાયુદ્ધ પછી સોનાની એક દેશમાંથી બીજા દેશમાં છૂટથી હરફર થતી બંધ થઈ ગઈ છે. જે દેશના હાથમાં સોનું આવે તે સોનું દબાવી ને બેસી જાય છે. એટલે તેની બજારભાવ ઉપર અથવા પરદેશના વેપાર ઉપર જે અસર થવી જોઈએ તે થઈ શકતી નથી. ચાલુ વિશ્વયુદ્ધ શરૂ થયું તે પહેલાં દુનિયાના સોનાના કુલ જથાનો બે તૃતીયાંશ ભાગ અમેરિકા અને ફ્રાન્સ એ બે દેશો જ દબાવીને બેસી ગયા હતા. એટલે બાકીના બધા દેશોને ત્રીજા ભાગના સોનાથી પોતાનો વહેવાર ચલાવવાની સ્થિતિ આવી પડી.

૧૫. ઘણા અર્થશાસ્ત્રીઓએ તો દુનિયામાં ફરી સોનાચલણ ચાલુ થઈ શકવાની આશા જ છોડી દીધી છે, અને ઘણાને તેની જરૂર પણ લાગતી નથી. વાત એ છે કે દુનિયાનો વિનિમય વ્યવહાર અત્યારે એટલો બધો વધી ગયો છે કે દુનિયામાં બધે જો શુદ્ધ સોનાચલણ ચલાવવું હોય તો તે માટે દુનિયાનો સોનાનો જથો પૂરતો થઈ રહે એમ છે જ નહિ.

## પ્રકરણ ૧૨મું

# આપણા દેશનું ચલણ: રૂપિયો અને નોટો

૧. વિનિમયના સાધન તરીકે નાણાંની યોજના આપણા દેશમાં ઘણા જૂના કાળથી થયેલી જણાય છે. તે માટે પ્રાચીન કાળમાં ઢોરઢાંખરનો—ખાસ કરીને ગાયોનો ઉપયોગ થતો. 'અમુક વસ્તુનું મૂલ્ય અમુક ગાયો હતું' અથવા 'અમુક પંડિતને અમુક ગાયો ઇનામમાં મળી' એવાં વાકયો આપણા જૂના ગ્રન્થોમાં મળી આવે છે. સોનારૂપાનાં નાણાંનો પ્રચાર ઈ. સ. પૂર્વે ત્રણસો ઉપરાંત વર્ષોથી થતો હોય એમ જણાય છે. તે કાળના ઘણા સિક્કા મળી આવ્યા છે. અશોકના સમયમાં તો સોના રૂપાના સિક્કાનો પ્રચાર સારી પેઠે વ્યાપક થઈ ગયો હતો.

૨. આપણો દેશ એક ખંડ જેવો છે. તેમાં અનેક સ્વતંત્ર રાજ્યો હતાં. એટલે જુદા જુદા રાજ્યમાં સોનાનાં અને રૂપાનાં એમ બંને પ્રકારનાં જુદી જુદી જાતનાં નાણાં ચાલતાં. આપણે ત્યાં દ્વિચલણ પદ્ધતિ હતી એમ કહી શકાય. રૂપાના સિક્કા રૂપિયા કહેવાતા અને સોનાના સિક્કામાં હોન, દીનાર અને મહોર એ મુખ્ય ગણાતા. ઉત્તર હિંદુસ્તાનમાં મહોરનો પ્રચાર વિશેષ હતો અને દક્ષિણમાં હોનનો વિશેષ હતો. તાંબાનું નાણું દામ કહેવાતું. ટંકશાળો ઘણુંખરું ખાનગી લોકોના હાથમાં હતી, જો કે ટંકશાળ કાઢવા માટે સરકારની પરવાનગી લેવી પડતી. નાણાંના પ્રકાર આમ વિવિધ હોવાથી એક રાજ્યના સિક્કા બીજા રાજ્યમાં વજન કરીને તથા કસ પારખીને સ્વીકારવામાં આવતા.

### કલદાર રૂપિયો : ૧૮૩૫ થી ૧૮૯૩

૩. અંગ્રેજી હકૂમતની સ્થાપના થયા પછી ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ રૂપિયા પાડવા માંડ્યા તે કલદાર કહેવાતા. પહેલાંના રૂપિયા બાબાશાહીને નામે ઓળખાતા. કંપની સરકારનો રૂપિયો તેના રણકાર વગેરેને લીધે પારખવામાં સહેલો હોવાથી તે વધારે લોકપ્રિય થયો. સને ૧૮૩૫માં કંપની સરકારે દ્વિચલણ પદ્ધતિ કાઢી નાખી અને $\frac{11}{12}$ શુદ્ધ ચાંદીવાળા એક તોલા (૧૮૦ ગ્રેન) વજનના રૂપિયાને અમર્યાદ જથામાં કાયદેસર ચલણ તરીકે નક્કી કર્યો, અને જે ચાંદી લઈને જાય તેને તેટલી કિંમતના રૂપિયા પાડી આપવા માટે પોતાની ટંકશાળો ખુલ્લી મૂકી. વળી જેને જોઈતી હોય તેને સરકાર પાંચ, દશ અને ત્રીસ રૂપિયાની સોનામહોરો પણ બજાર ભાવે આપતી.

સને ૧૮૪૧માં રૂપા અને સોનાના ભાવનું પ્રમાણ ૧૫ : ૧ નું નક્કી કરી તે ભાવે સરકારની તમામ તિજોરીઓમાં સોનાની મહોરો સ્વીકારવાનું જાહેર કરવામાં આવ્યું. પણ ૧૮૪૮–૪૯ માં ઑસ્ટ્રેલિયા તથા કૅલિફૉર્નિયામાં સોનાની નવી ખાણોની શોધ થઈ તેને પરિણામે સોનાના ભાવ રૂપાના પ્રમાણમાં ગગડી ગયા. એટલે ગ્રેશેમના સિદ્ધાન્ત પ્રમાણે રૂપિયા ચલણમાંથી અદૃશ્ય થવા માંડ્યા. સરકારનાં ભરણાં લોકોએ ઓછી કિંમતવાળી મહોરામાં કરવા માંડ્યાં. સરકારને મૂંઝવણ થવા માંડી; અને તેણે સને ૧૮૫૦માં સોના-મહોરોનું ચલણ બંધ કરી દીધું. થોડાંક વર્ષ પછી રૂપાના ઉત્પન્નના પ્રમાણમાં રૂપાની માંગ વધી પડી ત્યારે ટંકશાળોમાં શ્રમપૂર્વક પાડવામાં આવેલા રૂપિયાને લોકો ગાળી નાખવા લાગ્યા. વેપારીઓએ સોના ચલણની માગણી કરવા માંડી. તેના ઉપાય તરીકે સરકારે ઇલાકા બૅન્કની છાપવાળી સોનાની પાટો ચલણમાં મૂકી. અમેરિકામાં ચાલેલા આંતરિક યુદ્ધ દરમ્યાન અમેરિકામાંથી રૂની નિકાસ થઈ શકી નહિ તે વખતે હિંદુસ્તાનના રૂના બહુ ઊંચા ભાવ ઊપજ્યા અને રૂની નિકાસના બદલામાં ખૂબ સોનું દેશમાં આવ્યું. એટલે સને ૧૮૬૪માં હિંદી સરકારે ફરી જાહેરનામું કાઢીને ઇંગ્લંડના પાઉંડ અને અડધા પાઉંડનો અનુક્રમે રૂ. ૧૦) અને રૂ. ૫) ભાવ ઠરાવી સરકારી તિજો-રીઓમાં એની આપલે શરૂ કરી. સને ૧૮૭૪ પછી યુરોપના ઘણાખરા દેશોએ સોનાચલણ શરૂ કરી દીધું એટલે પાછી સોનાની માંગ વધી અને તેના ભાવ ચઢવા માંડ્યા. તે એટલે સુધી કે રૂપિયાની કિંમત બે શિલિંગ (દસ રૂપિયાના પાઉંડને હિસાબે) હતી ત્યાંથી પડતી પડતી સને ૧૮૯૨માં ૧૪ પેન્સ સુધી ઊતરી ગઈ. હિંદુસ્તાનની સરકાર જે હંમેશાં બ્રિટિશ વેપારીઓ અને અમલ-દારોનું જ હિત જુએ છે તેને હિંદુસ્તાનમાં રૂપિયાને મુકાબલે પાઉંડ આટલો બધો મોંઘો થઈ જાય એ પોસાય એમ ન હતું. કારણ જ્યારે પાઉંડની કિંમત રૂ. ૧૦) હતી ત્યારે ઇંગ્લંડનો એક પાઉંડનો માલ હિંદુસ્તાનના બજારમાં દસ રૂપિયે વેચી શકાતો તે જ માલ ૧૪ પેન્સના રૂપિયાના ભાવે હિંદુસ્તાનમાં સત્તર રૂપિયે વેચાય. હિંદુસ્તાનમાં બનેલા તથા બીજા દેશોમાંથી આવતા માલને મુકાબલે ઇંગ્લંડનો માલ લોકોને બહુ મોંઘો પડે અને તેથી વેચવામાં મુશ્કેલી પડે. આ ઉપરાંત અહીં નોકરી કરતા અંગ્રેજ અમલદારોને પોતાના પગારમાંથી બચાવેલા રૂપિયાના પાઉંડ કરી ઇંગ્લંડ મોકલવા હોય, તેમને પહેલાં રૂ. ૧૦)નો પાઉંડ મળતો તે હવે રૂ. ૧૭)નો મળતો થયો. એટલે એમને પણ નુકસાન થવા લાગ્યું. વળી કંપની સરકારે જે વખતે હિંદુસ્તાનના રાજ્યનો હવાલો બ્રિટિશ શહેનશાહ તથા પાર્લમેન્ટને સોંપ્યો ત્યારે હિંદુસ્તાન જીતવા માટે તથા સને ૧૮૫૭ નો હિંદી સિપાહીઓનો બળવો શમાવવા માટે

કંપની સરકારને થયેલું ખર્ચ હિંદુસ્તાન સરકાર ખાતે માંડવામાં આવ્યું. આ ઉપરાંત અફઘાન યુદ્ધ તથા એવાં બીજાં યુદ્ધનો ખર્ચો પણ હિંદુસ્તાન સરકારને ખાતે માંડવામાં આવ્યો. ઇંગ્લંડમાં ભારતમંત્રીની ઑફિસ રાખવામાં આવી તેનું ખર્ચ પણ હિંદુસ્તાન ખાતે પડવા માંડ્યું. તે જ અરસામાં હિંદુસ્તાનમાં રેલ્વેઓ નંખાઈ તેનું દેવું પણ હિંદુસ્તાનને થયું. વળી અહીં નોકરી કરી ગયેલા અંગ્રેજ અમલદારોને દર વર્ષે ઇંગ્લંડ પેન્શન મોકલવાનું હોય. ભારત-મંત્રી હિંદુસ્તાન સરકાર માટે ઇંગ્લંડમાં સરસામાન ખરીદે. આવું બધું હિંદુસ્તાન ખાતે ઇંગ્લંડમાં થતું ખર્ચ તથા ઇંગ્લંડમાં થયેલા દેવાનું વ્યાજ, એ હિંદી સરકારને દર વર્ષે ઇંગ્લંડ મોકલવાનું રહેતું. આ રકમને 'હોમ ચાર્જિસ' કહે છે. આપણે તેને ઇંગ્લંડને આપવું પડતું સાલિયાણું કહી શકીએ. આ સાલિયાણું પાઉંડમાં આપવાનું હોય અને પાઉંડ તો બહુ મોંઘો થઈ ગયો એટલે હિંદુસ્તાનની સરકારને દર વર્ષે એટલાને એટલા જ દેવા પેટે વધારે રૂપિયા આપવા પડતા, અને બજેટમાં મોટી ખાધ આવતી. આ બધાં કારણોને લીધે હિંદી સરકારની ઇચ્છા રૂપિયાની કિંમત કોઈ પણ રીતે વધા-રવાની હતી. હિંદની સરકારે ભારતમંત્રીને ઇંગ્લંડ કાગળો લખવા માંડ્યા કે લોકોને રૂપિયા પાડવા માટે અહીંની ટંકશાળો બંધ કરવાની અમને સત્તા આપો અને કોઈ પણ હિસાબે સોનાચલણ દાખલ કરવાની પરવાનગી આપો. આ ઉપરથી એક કમિટી નીમવામાં આવી, જેની ભલામણો ઉપરથી સને ૧૮૯૩માં હિંદુસ્તાનની સરકારે કાયદો પસાર કરીને લોકોને માટે ટંકશાળો બંધ કરી અને જે માણસો સોનાના સિક્કા અથવા સોનાની પાટ લઈને ટંકશાળ ઉપર જાય તેને ૧૬ પેન્સના ભાવે રૂપિયો આપવામાં આવશે એવી જાહેરાત કરી. સરકારે કાયદાથી રૂપિયાની કિંમત વધારે આંકી એટલે બજારમાં પણ એ પ્રમાણે રૂપિયાની કિંમત ૧૬ પેન્સ સ્વીકારાવા લાગી. સને ૧૮૯૮માં સરકારે બીજો કાયદો કરીને નક્કી કર્યું કે રૂપિયાની સાથે ઇંગ્લંડનો પાઉંડ પણ, ૧૬ પેન્સના દરે એટલે પંદર રૂપિયાના પાઉંડ લેખે અમર્યાદ જથામાં કાયદેસર ચલણ તરીકે ચાલી શકશે.

### કાઉન્સિલ બિલ્સ અને રીવર્સ કાઉન્સિલ્સ

૪. આ દર બરાબર ટકાવી રાખવા માટે તથા ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે અરસપરસ નાણાંની લેવડદેવડ આ દરે થઈ શકે તે માટે જે શિરસ્તો પાડવામાં આવ્યો તેની અહીં નોંધ કરીશું. ઇંગ્લંડનો માલ હિંદુસ્તાનમાં આયાત થાય છે તે કરતાં સાધારણ રીતે વધારે કિંમતનો માલ હિંદુસ્તાનમાંથી ઇંગ્લંડ નિકાસ થાય છે. આ આયાતનિકાસનાં નાણાં બન્ને દેશના વેપારીઓ નાણાવટી

બૅન્કો મારફત સામસામે વાળી લે. તે ઉપરાંત ઠીક ઠીક પ્રમાણમાં નાણાં ઇંગ્લંડના વેપારીઓને હિંદુસ્તાન મોકલવાનાં રહેતાં. આ નાણાં હિંદુસ્તાનના વેપારીઓને રૂપિયાના રૂપમાં આપવાનાં હોય. આ રીતે નાણાં લેવા કે મોકલવાનું કામ પણ વેપારીઓ નાણાવટી બૅન્કો મારફત જ કરે છે. બીજી તરફથી હિંદી સરકારને ઇંગ્લંડનું સાલિયાણું પાઉંડના રૂપમાં મોકલવાનું રહેતું. આ હિંદી સરકાર પાસેથી વસૂલ કરવા ભારતમંત્રી હિંદી સરકાર ઉપરની રૂપિયાની હૂંડીઓ ઇંગ્લંડમાં વેચવા કાઢતો. હિંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચેના આયાત નિકાસ વેપારને અંગે જે વધારાનાં નાણાં હિંદુસ્તાનમાં મોકલવાનાં હોય તે માટે ત્યાંની નાણાવટી બૅન્કો આ હૂંડીઓ પાઉંડ આપીને ખરીદ કરતી. આવી હૂંડીઓ કાઉન્સિલ બિલ્સ કહેવાય છે. હિંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચેની લેવડદેવડ પાઉંડની અને રૂપિયાની હૂંડીઓ મારફત થાય છે તેથી આવી હૂંડીઓના ખરીદ વેચાણ વખતે રૂપિયા અને પાઉંડના ભાવનું જે પ્રમાણ નક્કી થાય તેને હૂંડિયામણનો દર કહેવામાં આવે છે. કાઉન્સિલ બિલ્સના વેચાણમાં રૂપિયા અને પાઉંડ વચ્ચેનો હૂંડિયામણનો ભાવ ૧૬ પેન્સના રૂપિયાની આસપાસ રહેતો. ઠરાવ્યા પ્રમાણે બરાબર ૧૬ પેન્સ નહિ અને આસપાસ એટલા માટે કે ભાવનો આધાર કાઉન્સિલ બિલોની માંગ અને છત ઉપર રહેતો. ઇંગ્લંડનો વેપારી જો પાઉંડ અથવા સોનું જ હિંદુસ્તાન મોકલે તો તે મોકલવાનું વાહન ખર્ચ લાગે અને પહોંચતાં જેટલા દિવસ લાગે તેટલા દિવસની વ્યાજખાધ પણ પડે. એટલે જો બિલો ઓછાં હોય અને માંગ વધારે હોય તો વસ્તુતઃ નાણાં મોકલતાં ખર્ચ લાગે એટલી રકમ સુધી વધારે આપીને વેપારી પેલું બિલ ખરીદવા તૈયાર થાય. તે જ પ્રમાણે જો માંગ ઓછી હોય તો ભારતમંત્રીને હિંદુસ્તાનમાંથી નાણાં મંગાવતાં ખર્ચ થાય એટલી રકમ સુધી ઓછું લેવા તૈયાર થાય. આ તફાવત વસ્તુતઃ નાણાં મોકલતાં થતા ખર્ચ કરતાં વધારે કે ઓછો તો કદી ન જ હોઈ શકે.

૯. હિંદુસ્તાન રૂપિયા મોકલવા ઇચ્છનાર વેપારી ભારતમંત્રી પાસેથી હિંદી સરકાર ઉપરની હૂંડીઓ ખરીદી લઈ પોતાના લેણદારને ટપાલ દ્વારા હિંદ મોકલી આપે, અથવા તારથી તેની ખબર આપે. હિંદુસ્તાનનો વેપારી અહીંની સરકારી તીજોરીમાં તેનો દેખાડ કરે એટલે તેને રૂપિયા મળી જાય. આ પ્રથાથી ઇંગ્લંડની સરકાર હિંદુસ્તાન સરકાર પાસેનું લેણું પાઉંડના રૂપમાં ઘેર બેઠાં વસૂલ કરી શકતી અને ઇંગ્લંડના વેપારીને હિંદુસ્તાન નાણાં મોકલવાની સગવડ મળતી. હિંદુસ્તાનની સરકારનું લેવડદેવડનું ખાતું ભારતમંત્રીને ત્યાં ચાલુ રહેતું એટલે જરૂર પડે તો હિંદુસ્તાનની સરકાર ભારતમંત્રી ઉપરની પાઉંડની હૂંડીઓ પણ વેચવા કાઢતી. આ જાતની પાઉંડની હૂંડીઓને

'રીવર્સ કાઉન્સિલ્સ' કહેવામાં આવે છે. હિંદુસ્તાનના વેપારીઓ તથા અહીં નોકરી કરતા અંગ્રેજ અમલદારો જેમને ઇંગ્લંડ પાઉંડના રૂપમાં નાણું મોકલવાનાં હોય તે આ 'રીવર્સ કાઉન્સિલ્સ' ખરીદે. એનો ભાવ પણ રૂપિયાના ૧૬ પેન્સની આસપાસ રહેતો. ભારતમંત્રીને 'કાઉન્સિલ બિલ્સ' વેચવાના પ્રસંગો અચૂક અને ઘણી વાર આવતા, જ્યારે હિંદુસ્તાનની સરકારને 'રીવર્સ કાઉન્સિલ્સ' વેચવાના પ્રસંગો જૂજ આવતા. કારણ સાધારણ રીતે આપણી આયાત કરતાં નિકાસ વધારે હોય છે. દુકાળ જેવા પ્રસંગે નિકાસ ઘટી ગઈ હોય ત્યારે જ રીવર્સ કાઉન્સિલ્સ વેચવાની જરૂર પડે.

### રૂપિયાની કિંમતમાં ઊથલપાથલ: ૧૮૯૩થી ૧૯૨૭

૬. લોકોને માટે ટંકશાળો બંધ કર્યા પછી રૂપિયા પાડવાનું એકલું સરકારને હસ્તક જ રહ્યું. એટલે સરકારની દાનત બગડી. તેણે ધીમે ધીમે રૂપિયાને હીણકસ કરવા માંડ્યો. ટંકશાળો ખુલ્લી હતી તે વખતે રૂપિયામાં તેની પૂરી કિંમતની ધાતુ રહેતી તેને બદલે ૧૮૯૪માં ૧૧¾ પેન્સની, ૧૮૯૭માં ૧૦¾ પેન્સની, પછી ૧૦ પેન્સની અને ચાલુ વિશ્વયુદ્ધ પહેલાં ૮ પેન્સની ધાતુ તેમાં નાંખવામાં આવતી. જો કે સને ૧૮૯૮થી ૧૯૨૭ સુધી વચગાળાના અપવાદરૂપ થોડાંક વર્ષ બાદ કરતાં તેનો કાયદેસર ભાવ સોળ પેન્સનો રાખવામાં આવ્યો છે અને ૧૯૨૭ પછી તો ૧૮ પેન્સનો કરવામાં આવ્યો છે. આ યુદ્ધ દરમ્યાન રૂપિયાને છેક જ હીણકસ કરી નાખવામાં આવ્યો છે, અને હમણાં તો એ જોવા પણ મળતો નથી.

૭. સરકારે રૂપિયાને હીણકસ કરીને તેમાંથી ઠીક નફો મેળવ્યો છે. આ નફાની રકમ સોનાના રૂપમાં ઇંગ્લંડમાં રાખવામાં આવતી. આપણા દેશમાં મૂડીની તંગી હોવા છતાં નફાની આ મોટી રકમ ઇંગ્લંડના વેપારીઓને ધીરવામાં વપરાતી. નફો અનામત રાખી મૂકવા માટે બહાનું એ આપવામાં આવતું કે હિંદુસ્તાનમાં સોનાચલણ દાખલ કરતી વખતે એ કામ આવશે. પણ સોનાચલણ દાખલ થયું જ નથી અને એ નફો સરકાર ઓળવી બેઠી છે એમ જ કહેવું જોઈએ.

૮. ગયા મહાયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) દરમ્યાન અને પછી આપણા ચલણમાં મોટી ઊથલપાથલ થઈ. ચાંદીના ભાવ એટલા ઊંચા ચઢી ગયા કે આપણો હીણકસ રૂપિયો પણ ગાળી નાખવાનું લોકોને પોસાવા લાગ્યું, અને ઠીક પ્રમાણમાં રૂપિયા ગળાઈ ગયા. એટલે સરકારે પાઉંડ સાથેની રૂપિયાની કિંમતનું પ્રમાણ વધારવા માંડ્યું. ૧૯૧૯ના ડિસેમ્બરમાં તો રૂપિયાની કિંમત ૨૮ પેન્સ સુધી પહોંચી. બજારમાં ખળભળાટ થયો. સરકારે આ વિષે તપાસ

કરીને ભલામણ કરવા એક કમિટી નીમી. એ કમિટીએ રૂપિયાની કિંમત બે શિલિંગ એટલે ૨૪ પેન્સ ઠરાવવાની ભલામણ કરી, એવા ખ્યાલથી કે રૂપાના ભાવ ચઢ્યા હતા તેવા ચઢેલા જ રહેશે. રૂપિયાને ગળાઈ જતો અટકાવવો હોય તો તેની કિંમત ઊંચી રાખવી એ જ આવશ્યક હતું. સરકારે આ ભલામણ સ્વીકારીને પાઉંડ તથા અર્ધા પાઉન્ડના સિક્કાને અનુક્રમે રૂ. ૧૦ અને રૂ. ૫ ના ભાવથી કાયદેસર ચલણ તરીકે જાહેર કર્યા. તેની સાથે સરકારી તિજોરીઓને એવી સૂચના કરી કે લોકો પાઉન્ડ અને અર્ધા પાઉન્ડ આપવા આવે તો લેવા, પણ તિજોરીમાંથી કોઈને પાઉન્ડ કે અર્ધા પાઉન્ડ આપવા નહિ. થોડા જ વખતમાં પાઉન્ડની બજાર કિંમત રૂ. ૧૦ કરતાં વધી ગઈ એટલે હિંદુસ્તાનના બજારમાં પાઉન્ડ ચલણમાં જ ન રહી શક્યો. ચાંદીના ભાવ આટલા બધા ઊંચા રહેશે એવી ગણતરી ઉપર ભલામણ કરવામાં કમિટીએ અને ભલામણ સ્વીકારવામાં સરકારે ગોથું ખાધું હતું. ચાંદીના ભાવ તો સડસડાટ ઊતરવા લાગ્યા. છતાં પોતે નક્કી કરેલો ભાવ ટકાવી રાખવા હિંદુસ્તાનની સરકારે ખોટ ખાઈને પણ 'રીવર્સ કાઉન્સિલ્સ' વેચવા માંડ્યાં. પણ ખોટ ખાધા છતાં સરકાર રૂપિયાનો આ કૃત્રિમ ઊંચો દર ટકાવી ન શકી. સરકારના જાહેરનામાને ભરોસે એ દરે માલ મેળવવાની આશા રાખી જેમણે સોદા કર્યા હતા તેઓ ભારે આફતમાં આવી પડ્યા અને ઘણાને દેવાળાં કાઢવાં પડ્યાં. રૂપિયાની કિંમત ઘટીને ૧૯૨૧માં ૧૫ પેન્સ થઈ ગઈ. ૧૯૨૩માં વળી ૧૬ પેન્સ થઈ, જે એની યુદ્ધ પહેલાંની સ્વાભાવિક કિંમત હતી. પણ સરકારની દાનત રૂપિયાની કિંમત કૃત્રિમ રીતે વધારવાની હતી. એટલે ૧૯૨૫માં હિંદુસ્તાનના ચલણ અને હૂંડિયામણની તપાસ કરી ભલામણ કરવા એક શાહી કમિશન નીમવામાં આવ્યું.

## ૧૮ પેન્સનો રૂપિયો

૯. અત્યાર સુધીના વિવેચન ઉપરથી જણાય છે કે મહોર અને પાઉંડના વચમાં વચમાં ચાલેલા ચલણના જૂજ અપવાદ સિવાય બ્રિટિશ અમલ દરમ્યાન આપણા દેશમાં રૂપિયો જ મુખ્ય ચલણ તરીકે રહ્યો છે અને પરદેશ સાથેની લેવડદેવડ માટે સોનાહૂંડીનું ધોરણ ચલાવવામાં આવ્યું છે. પેલા શાહી કમિશન આગળ હિંદી નાણાંશાસ્ત્રીઓ તરફથી શુદ્ધ સોનાચલણ દાખલ કરવાની ખૂબ જ હિમાયત કરવામાં આવી. વળી રૂપિયાની કિંમત યુદ્ધ પહેલાંના દરે ૧૬ પેન્સ રાખવાનો પણ હિંદીઓનો આગ્રહ હતો. છતાં કમિશને ૧૮ પેન્સનો દર રાખવાની ભલામણ કરી. આ કમિશને હિંદુસ્તાન માટે એક મધ્યવર્તી બૅન્ક તરીકે કામ કરવા રીઝર્વ બૅન્ક સ્થાપવાની પણ ભલામણ કરી.

૧૦. આ ભલામણો ઉપરથી સને ૧૯૨૭માં નવો કરન્સી ઍક્ટ પસાર કરવામાં આવ્યો. તેની રૂએ કમિશને ભલામણ કરેલો ૧૮ પેન્સનો દર કાયદાથી નક્કી કરવામાં આવ્યો અને રીઝર્વ બૅન્કની સ્થાપના થાય ત્યાં સુધી હિંદુસ્તાનની સરકાર ઉપર લંડનમાં સ્વીકારાય એવી પાઉંડની હૂંડી એ દરે આપવાની જવાબદારી નાખવામાં આવી. હૂંડી માટે રૂપિયાનો ભાવ ૧૭$\frac{૪૯}{૬૪}$ પેન્સ નક્કી કરવામાં આવ્યો, જેથી મુંબઈથી લંડન સોનું મોકલવાના વાહન-ખર્ચનો ગાળો રહે. વળી કોઈ માણસ ૪૦ તોલા ચોખ્ખું સોનું લઈને જાય તો રૂા. ૨૧–૩–૧૦ના તોલાના ભાવથી (રૂપિયાના ૧૮ પેન્સ મુજબ) એને રૂપિયા અથવા નોટો મળી શકે. પાઉંડને કાયદેસર ચલણ તરીકે બંધ કરવામાં આવ્યો, જો કે સરકારી તિજોરીમાં કોઈ પાઉંડ ભરવા જાય તો રૂા. ૧૩–૫–૪ના ભાવથી તે સ્વીકારવાનું સરકારે માથે રાખ્યું.

૧૧. ૧૯૩૧માં ઇંગ્લંડે સોનાચલણ બંધ કર્યું. સોનાચલણ ઇંગ્લંડમાં બંધ થયું એનો અર્થ એ કે બૅન્ક ઑફ ઇંગ્લંડની નોટો લઈને બૅન્કમાં માગણી કરતાં નિશ્ચિત દરે સોનાની પાટો મળી શકતી તે મળવાનું બંધ થયું. એટલે હવે ઇંગ્લંડનો પાઉંડ જેને સ્ટર્લિંગ કહેવામાં આવે છે તે સાંકેતિક અને કૃત્રિમ ચલણ થઈ ગયો. ભારતમંત્રીએ તે જ દિવસે જાહેર કર્યું કે રૂપિયાનો સંબંધ ૧૮ પેન્સના ભાવથી ઇંગ્લંડના સ્ટર્લિંગ સાથે ચાલુ રહેશે. આપણને રૂપિયાના બદલામાં ખરી કિંમતના પાઉંડની હૂંડીઓ મળી શકતી અને એ રીતે આપણે સોનાહૂંડી ધોરણ ઉપર હતા તેને બદલે હવે આપણને કૃત્રિમ સ્ટર્લિંગની હૂંડીઓ મળી શકે એ સ્થિતિ રહી. એટલે આપણે સોના-હૂંડી ધોરણ ઉપરથી ખસીને સ્ટર્લિંગ–હૂંડી ધોરણ ઉપર આવ્યા.

૧૨. સને ૧૯૩૪માં રીઝર્વ બૅન્કની સ્થાપના થઈ. તેણે આ બધી વ્યવસ્થા માન્ય રાખી. આજે રીઝર્વ બૅન્ક એક રૂપિયાના ૧૮$\frac{૩}{૧૬}$ પેન્સથી વધુ નહિ એટલા ભાવે સ્ટર્લિંગ ખરીદવાને અને ૧૭$\frac{૪૯}{૬૪}$ પેન્સથી ઓછા નહિ એટલા ભાવે સ્ટર્લિંગ વેચવાને બંધાઈ છે. તેમાં એક વધારાની શરત એ છે કે આવી ખરીદ કે વેચાણ દસ હજારથી ઓછી રકમના સ્ટર્લિંગનું ન કરવામાં આવે.

### હૂંડિયામણના દરની અસર

૧૩. ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે વેપારને અંગે તથા સાલિયાણાને અંગે કરવાની રહેલી લેવડદેવડને અંગે રૂપિયા અને સ્ટર્લિંગ વચ્ચે હૂંડિયામણનો દર ઠરાવવાની જરૂર પડે છે એ આપણે જોઈ ગયા. આપણે એ પણ જોઈ ગયા કે અમુક અપવાદરૂપ વર્ષો બાદ કરતાં ઘણાં વર્ષો સુધી આ દર ૧૬

પેન્સના રૂપિયાનો રહ્યો છે. એ ભાવ મુજબ બંને દેશો વચ્ચેના વેપારી સંબંધ ગોઠવાઈ ગયા હતા. એટલે એ દર જ ચાલુ રાખવા માટે હિંદુસ્તાનના વેપારીઓ, ઉદ્યોગપતિઓ તથા ખેડૂતો તરફથી બોલનારા રાજદ્વારી પુરુષોએ ઘણો આગ્રહ કર્યો છતાં સરકારે એક કલમના ગોદાથી રૂપિયાની કિંમત ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સ નક્કી કરી ત્યારે એની સામે આપણા દેશમાં તીવ્ર વિરોધ ઊઠ્યો અને તે હજી ચાલુ છે.

૧૪. હૂંડિયામણનો દર વધારવામાં આવે તેથી બ્રિટિશ વેપારીને તથા બ્રિટિશ અમલદારોને બહુ લાભ થાય છે અને આપણા ખેડૂતોને બહુ નુકસાન થાય છે. લૅન્કેશાયરની મિલનો એક પાઉન્ડની કિંમતનો તાકો હિંદુસ્તાનના બજારમાં પંદર રૂપિયે વેચાતો તેને બદલે દરના આ ફેરફારથી રૂ. ૧૩–૫–૪માં વેચી શકાય છે. એટલે હિંદુસ્તાનના કાપડના ઉત્પાદકની સામે લૅન્કેશાયરના કાપડના ઉત્પાદકને હરીફાઈમાં નાહક ૧૨½ ટકાની મદદ મળે છે. આમ ઇંગ્લંડથી આયાત થતી દરેક વસ્તુને એક જાતની મદદ મળે છે અને તેની સામે આપણા ઉદ્યોગોને વેઠવું પડે છે. અમલદારોને પણ પોતાનો બચાવેલો પગાર ઇંગ્લંડ મોકલવામાં મોટો લાભ થાય છે. ધારો કે એક અમલદાર પંદરસો રૂપિયા બચાવીને તેના પાઉન્ડની હૂંડી લઈ ઇંગ્લંડ મોકલવા ઇચ્છે છે. પહેલાં તેને એ રકમના બદલામાં એક સો પાઉન્ડની હૂંડી મળતી તેને બદલે નવા દરથી તેને એક સો ને સાડા બાર પાઉન્ડની હૂંડી મળે છે. અંગ્રેજ અમલદારો અહીંથી લાખો રૂપિયા બચાવીને મોકલતા હશે તે બધામાં એમને સાડા બાર ટકાનો લાભ મફતનો મળે છે. હવે આપણા ખેડૂતોને શી રીતે નુકસાન થાય છે તે જોઈએ. રૂ, ઘઉં જેવી ચીજોનું બજાર દુનિયાવ્યાપી છે અને તેના ભાવ પાઉંડમાં નક્કી થાય છે. ધારો કે દુનિયાના બજારમાં એક પાઉંડના પાંચ મણ ઘઉંનો ભાવ ચાલે છે. જ્યારે રૂપિયાની કિંમત ૧૬ પેન્સ હતી ત્યારે આપણા ખેડૂતને પાંચ મણ ઘઉં વેચતો ત્યારે પંદર રૂપિયા મળતા, તેને બદલે ૧૮ પેન્સના ભાવે તેને રૂ. ૧૩–૫–૪ મળે છે. દુનિયાના બજારમાં તો ઘઉંના ભાવમાં કશો જ ફરક પડ્યો નથી. પણ હૂંડિયામણના દરના આ ફેરફારથી જ ખેડૂતને નુકસાન વેઠવાનું આવ્યું છે. આપણે કરોડો રૂપિયાનો માલ પરદેશ નિકાસ કરીએ છીએ તે તમામ માલમાં એક પાઉંડે આપણને રૂ. ૧–૧૦–૮ની ખોટ વિના કારણ ખમવી પડે છે.

૧૫. હૂંડિયામણના દરના આ ફેરફારથી એક જ બાબતમાં આપણા દેશને લાભ થયો છે. આપણે અત્યાર સુધી ઇંગ્લંડ જે સાલિયાણું મોકલવું પડતું તેમાં હિંદી સરકારને ૧૨½ ટકાનો લાભ થતો. આપણા દેશને એટલા

ઓછા રૂપિયા આપવા પડતા એટલે છેવટને સરવાળે કર ભરનારાને એટલો ફાયદો થતો. પણ આપણા ખેડૂતને આવતી કરોડોની ખાધ અને આપણા વેપારધંધાને પડતો ફટકો એ નુકસાન એવડાં મોટાં છે કે સને ૧૯૩૦ની સાલમાં સત્યાગ્રહની લડત ઉપાડતાં પહેલાં ગાંધીજીએ જે અગિયાર મુદ્દા રજૂ કર્યા હતા તેમાં હૂંડિયામણનો દર ૧૮ પેન્સનો બદલી ૧૬ પેન્સ કરવો જોઈએ એ માગણીને સ્થાન આપ્યું હતું.

## રૂપિયાનું સ્ટર્લિંગ સાથે જોડાણ

૧૬. જ્યાં સુધી ઇંગ્લંડમાં સોનાચલણ ચાલતું હતું ત્યાં સુધી રૂપિયાનું પાઉંડ સાથેનું જોડાણ, એ સોના સાથેના જોડાણની બરાબર જ હતું. પણ સને ૧૯૩૧ પછી આપણા રૂપિયાને ઇંગ્લંડના કૃત્રિમ સ્ટર્લિંગ સાથે કાયદાથી જોડી રાખવામાં આવ્યો તેની સામે આપણા દેશમાં બહુ વિરોધ જાગ્યો હતો. સરકારનું કહેવું એમ હતું કે હિંદુસ્તાનનો રૂપિયો હીણકસ અને કેવળ સાંકેતિક હોવાથી તે પોતાના જોર ઉપર બજારમાં ઊભો રહી શકે એમ નથી. વળી હિંદુસ્તાન દેશ દેવાદાર છે એટલે સ્ટર્લિંગ સાથે રૂપિયાનું જોડાણ ન રાખવામાં આવે તો દેશને ઘણા જોખમમાં ઊતરવું પડે. હિંદુસ્તાનના પરદેશ સાથેના વેપારનો બહુ મોટો ભાગ તો ઇંગ્લંડ સાથેના વેપારનો છે એટલે પણ સ્ટર્લિંગ સાથેના જોડાણની આવશ્યકતા છે.

૧૭. આની સામે હિંદી આગેવાનોની દલીલ એ છે કે:

૧. રૂપિયાને સ્ટર્લિંગ સાથે જોડવાથી સ્ટર્લિંગના ભાવમાં જે પ્રમાણે ફેરફાર થાય તે જ પ્રમાણે રૂપિયાના ભાવમાં પણ ફેરફાર થાય. હવે સ્ટર્લિંગના ભાવના ફેરફાર તો ઇંગ્લંડની આર્થિક અને વેપારવિષયક પરિસ્થિતિને અનુસરીને થાય, એટલે રૂપિયાને હિંદની પરિસ્થિતિ ઉપર નહિ, પણ ઇંગ્લંડની પરિસ્થિતિ ઉપર આધાર રાખવો પડે. રૂપિયાને એના જોર ઉપર ઊભો રહેવા દેવામાં આવે તો કેટલીક અસ્થિરતા જરૂર રહે, પણ તે હિંદુસ્તાનની પરિસ્થિતિને અનુસરીને રહે, તેમાં હિંદુસ્તાનની પરિસ્થિતિ પ્રતિબિંબિત થાય.

૨. રૂપિયાની કિંમત સોનાના પ્રમાણમાં ખૂબ જ ઘટી જવાથી સોનાના ભાવ બહુ ચઢી ગયા. તેથી સોનાચલણ ઉપર રહેલા દેશોનાં નાણાં દા. ત. ડૉલર અને કેટલોક વખત સુધી જાપાનનો યેન એના ભાવ બહુ જ ઊંચા રહ્યા. અને તેથી તેમને હિંદુસ્તાનમાંથી કાચા માલની ખરીદીમાં બહુ ફાયદો થયો. ઇંગ્લંડે સોનાચલણ છોડયું ત્યાર પછી જાપાને થોડા વખત સુધી સોનાચલણ ચાલુ રાખીને આ પરિસ્થિતિનો ખૂબ જ લાભ ઉઠાવ્યો છે. જાપાનના સો યેનની કિંમત સાધારણ રીતે રૂ. ૮૫) રહેતી, તે ઇંગ્લંડે સોનાચલણ છોડી

દીધું અને જાપાને ચાલુ રાખ્યું તેને લીધે વધીને રૂ. ૧૩૫) સુધી પહોંચી. તે વખતે તેણે હિંદુસ્તાનમાંથી ખૂબ જ ખરીદી કરી લીધી. સો યેનના બદલામાં એને પહેલાં હિંદુસ્તાનના બજારમાં રૂ. ૮૫) નો માલ મળતો તેને બદલે રૂ. ૧૩૫) નો માલ તેને મળવા લાગ્યો. પોતાને જોઈતી ભરપૂર ખરીદી કરી લીધા પછી તેણે સોનાચલણ છોડી દીધું. એટલે પાછો યેનનો ભાવ પડીને લગભગ રૂ. ૯૦) થઈ ગયો. તે વખતે પોતાનો તૈયાર માલ હિંદુસ્તાનના બજારમાં બીજા દેશોને મુકાબલે ખૂબ જ સસ્તો વેચી શકવાની તેને સગવડ મળી. સો યેનના બદલામાં રૂ. ૧૩૫)ની કિંમતનો કાચો માલ તે ખેંચી ગયું પછી એ જ કાચા માલમાંથી બનાવેલો સો યેનનો (ઊતરી ગયેલી કિંમતનો) તૈયાર માલ તેણે હિંદુસ્તાનના બજારમાં નેવું રૂપિયે વેચવા માંડ્યો. ચાલુ યુદ્ધ પહેલાં જાપાની માલ બેહદ સસ્તો મળતો તેની પાછળ આ કરામત હતી. હૂંડિયામણની ચાલબાજી કરીને જાપાન જે રમત રમી ગયું તેવી રમત વખતોવખત ન રમી શકાય. કારણ એને પરિણામે બે રાષ્ટ્રો વચ્ચે ખૂબ ઝેરવેર પેદા થાય છે. સામું રાષ્ટ્ર પણ એ જ પ્રયોગ પેલા રાષ્ટ્ર ઉપર કરવા જાય છે અથવા કાયદા કરી એ દેશનો માલ પોતાના દેશમાં આવતો રોકે છે. આમ બન્ને દેશો યુદ્ધની પરિસ્થિતિને નોતરે છે.

૩. સોનાના ભાવ બેહદ ઊંચા ચઢી ગયા તેથી હિંદુસ્તાનના લોકોએ લાલચના માર્યા જે કાંઈ સોનું પોતાની પાસે હતું તે વેચી નાખવા માંડ્યું. ૧૯૩૧થી ૧૯૩૬ના જૂન આખર સુધીમાં આપણા દેશમાંથી ૨૭૪ કરોડ રૂપિયાનું સોનું બહાર ગયું. આ સોનું હિંદુસ્તાન ફરી પાછું ખરીદી શકશે કે કેમ એ શંકા છે. જો કે હમણાં ફુગાવાને લીધે લોકો પાસે ખૂબ નોટો થઈ ગઈ છે અને સરકાર લોકોને ધારણ આપવા માટે વચ્ચે વચ્ચે થોડુંક સોનું વેચવા કાઢે છે તે લોકો ખરીદી લે છે. પણ આપણું તે વખતના મોંઘા ભાવે વેચાયેલું સોનું આજના ભાવના પ્રમાણમાં તો બહુ સસ્તા દરે વેચાઈ ગયું. વળી આજે દુનિયાના બીજા દેશોમાં સોનાનો જે ભાવ છે તે કરતાં સરકાર આપણને ઘણા મોંઘા ભાવે સોનું વેચે છે. કહે છે કે આફ્રિકાની સરકાર પાસે રૂ. ૪૧ના ભાવે સોનું ખરીદી અહીં આપણી પાસેથી રૂ. ૭૦ કરતાં વધારે ભાવ લે છે.

૧૮. આપણા રૂપિયાના ઇતિહાસની આ બહુ સ્થૂળ અને ઝાંખી રૂપરેખા છે. તેની ઝીણીઝીણી આંટીઘૂંટીઓમાં આપણે ઊતર્યા નથી. છતાં જે મોટી મોટી વસ્તુઓ આપણે જોઈ ગયા તે ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે આપણા દેશના ચલણનો ફેરફાર આપણા હિતની દૃષ્ટિએ બિલકુલ નહિ, પણ બ્રિટિશ વેપારના હિતની દૃષ્ટિએ પૂરેપૂરો થાય છે. આ લડતનાં શરૂઆતનાં

વર્ષોમાં સરકારે બધા જૂના રૂપિયા ખેંચી લઈ તદ્દન ઓછી કિંમતના મુડદાલ રૂપિયા કાઢ્યા. અને તેય આજે તો અદશ્ય થઈ ગયા છે. આજે તો સોના કે રૂપાના લગભગ ટેકા વિનાનું કાગદી નાણું આપણા દેશમાં જરૂરિયાત કરતાં ખૂબ જ વધી પડયું છે. કઈ સવારે કાગળિયાંની આ ઇમારત કકડભૂસ થઈ જશે એ કહેવાય નહિ.

## આપણું નોટ-ચલણ

૧૯. સને ૧૮૦૯, ૧૮૪૦ અને ૧૮૪૩માં અનુક્રમે બંગાળ, મુંબઈ અને મદ્રાસની પ્રેસિડેન્સી બેન્કોને નોટો કાઢવાની સત્તા આપવામાં આવી. આ નોટો ત્રણે વિભાગના માત્ર ઇલાકાના શહેરોમાં જ ચાલતી. સને ૧૮૬૧ માં પેપર કરન્સી ઍક્ટ પસાર કરવામાં આવ્યો. એ ઍક્ટની રૂએ કલકત્તા, મુંબઈ અને મદ્રાસ એ ત્રણ મથકોએ નોટો કાઢવા માંડી. પાછળથી રંગૂન, કરાંચી, કાનપુર અને લાહોર એ ચાર મથકો ઉમેરીને સાત મથકો કરવામાં આવ્યાં. આ નોટો તે તે વિભાગમાં કાયદેસર ચલણ ગણાતી. જે મથકેથી નોટ કાઢવામાં આવી હોય તે મથકની કરન્સી ઑફિસમાંથી નોટના રૂપિયા જેને જોઈતા હોય તેને મળી શકે એમ નક્કી કરવામાં આવ્યું. તેની સાથે રેલવે કંપનીઓને તથા પ્રવાસીઓને કોઈ પણ સરકારી તિજોરીમાંથી નોટના રૂપિયા મળી શકે એવી જોગવાઈ પણ કરવામાં આવી હતી.

૨૦. આ નોટોને સોના રૂપાનો ટેકો હોવો જોઈએ તે માટે ૧૮૬૧ના કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે જેટલી નોટો કાઢવામાં આવે તેની સામે ચાર કરોડ રૂપિયા સુધીની હિંદી સરકારની જામીનગીરીઓ અને બાકીના રોકડા રૂપિયા અનામત રાખવામાં આવે. સરકારી જામીનગીરીઓનો આંકડો ૧૮૭૧માં ૭ કરોડનો, ૧૮૯૦માં આઠ કરોડનો, ૧૮૯૭માં દસ કરોડનો અને ૧૯૦૫માં બાર કરોડનો એ પ્રમાણે વધારવામાં આવ્યો. વળી ૧૯૦૫માં બે કરોડ રૂપિયા સુધીની બ્રિટિશ જામીનગીરીઓ રાખી શકાય એવું નક્કી કરવામાં આવ્યું. હિંદી સરકારની જામીનગીરીઓને 'રૂપી સિક્યુરિટી' કહેવામાં આવે છે અને બ્રિટિશ જામીનગીરીઓને 'સ્ટર્લિંગ સિક્યુરિટી' કહેવામાં આવે છે. 'સ્ટર્લિંગ સિક્યુરિટીઓ'માં નીચેની વસ્તુઓનો સમાવેશ થાય છે: ૧. બૅંક ઑફ ઇંગ્લંડના નોટ કાઢનારા ખાતા પાસે લેણી રકમ, ૨. ઇંગ્લંડના વેપારીઓ ઉપર લખેલી અને ૯૦ દિવસમાં ભરપાઈ થતી હોય તેવી હૂંડીઓ, તથા ૩. પાંચ વર્ષની અંદર પાકતી હોય એવી બ્રિટિશ સરકારની લોનો, બૉન્ડ વગેરે. સને ૧૯૧૧માં હિંદી સરકારની જામીનગીરીઓ દસ કરોડની અને બ્રિટિશ જામીનગીરીઓ ચાર કરોડની એ પ્રમાણે રાખવાનું ઠરાવવામાં આવ્યું. સને

૧૯૧૪માં ગયું મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે પહેલાં કુલ નોટો ૬૬,૧૨ લાખની કાઢવામાં આવેલી અને તેની સામે નીચે પ્રમાણે અનામત હતી :

| | | | |
|---|---|---|---|
| ૨૦,૫૩ | લાખનું | રૂપું | હિંદુસ્તાનમાં |
| ૨૨,૫૪ | ,, | સોનું | ,, |
| ૯,૧૫ | ,, | સોનું | ઇંગ્લંડમાં |
| ૧૦,૦૦ | ,, | રૂપી સિક્યુરિટીઓ | |
| ૪,૦૦ | ,, | સ્ટર્લિંગ સિક્યુરિટીઓ | |
| ૬૬,૧૨ | લાખની કુલ નોટો | | |

૨૧. યુદ્ધ ફાટી નીકળવાની સાથે નોટોના રૂપિયા લેવા માટે કરન્સી ઑફિસો ઉપર દરોડા પડ્યા અને યુદ્ધ પછીના પહેલા આઠ મહિનામાં દસ કરોડ રૂપિયાની નોટ કરન્સી ઑફિસમાં પાછી વળી. પણ થોડા જ વખતમાં લોકોનો વિશ્વાસ બેસી ગયો અને નોટચલણ પહેલાંની માફક ચાલવા લાગ્યું. સરકારને માલની ખરીદી કરવી હતી તે માટે તેણે વધારે નોટો છાપવા માંડી. તેની સામે સોનુંરૂપું વધારે પ્રમાણમાં અનામત રાખી શકાય એમ ન હતું એટલે સરકારે એક પછી એક કાયદા કરીને જામીનગીરીઓની રકમ વધારવા માંડી. ૧૯૧૯ના સપ્ટેમ્બર સુધીમાં ૧૨૦ કરોડ રૂપિયા સુધીની જામીનગીરીઓ રાખવાની સત્તા કરન્સી ખાતાને મળી. ચલણમાં નોટો વધતે વધતે ૧૯૧૯ની આખર સુધીમાં ૧૮૦ કરોડની થઈ ગઈ. તેની સામેની જામીનગીરીઓમાં ૧૦૦ કરોડની સ્ટર્લિંગ સિક્યુરિટીઓ હતી.

૨૨. સને ૧૯૨૦માં પેપર કરન્સી ઍક્ટમાં સુધારો કરવામાં આવ્યો અને જેટલી નોટો કાઢવામાં આવે તેના ૫૦ ટકા સોનુંરૂપું અનામત રાખવું અને ૫૦ ટકા જામીનગીરીઓ રાખવી એમ ઠરાવવામાં આવ્યું. આ જ કાયદાથી નાણાંભીડની મોસમમાં — ખેડૂતોનો પાક જ્યારે બજારમાં આવે છે ત્યારે બજારમાં નાણાંની બહુ તંગી થઈ જાય છે તે વખતે — ઇમ્પીરિયલ બૅન્કની જામીનગીરી ઉપર પાંચ કરોડ રૂપિયાની વધુ નોટો કાઢવાની સત્તા કરન્સી ખાતાને આપવામાં આવી. આ આંકડો વધારીને ૧૯૨૩માં ૧૨ કરોડનો કરવામાં આવ્યો.

૨૩. ગયા મહાયુદ્ધ દરમ્યાન ચલણી નોટોમાં જે વધારો થઈ ગયો તે ત્યાર પછી કાયમ જ રહ્યો. ૧૯૩૧માં લગભગ ૧૬૧ કરોડની નોટો ચલણમાં હતી તે અપવાદરૂપ વર્ષ બાદ કરતાં ૧૯૨૦ થી ૧૯૩૫ સુધીનાં વર્ષોમાં

નોટો ૧૮૦ કરોડની આસપાસ રહી છે. ૧૯૩૫માં ૧૮૬ કરોડની નોટો ફરતી હતી.

૨૪. ૧૯૩૫માં રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયાની સ્થાપના થઈ ત્યારથી નોટો પાડવાની સત્તા રીઝર્વ બૅન્કને આપવામાં આવી છે. ૧૯૩૪ના રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા ઍક્ટની રૂએ નોટોની સામે રાખવાની અનામતની બાબતમાં નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યું છે:

૧. જેટલી નોટો પાડવામાં આવે તેનો ઓછામાં ઓછો $\frac{૨}{૫}$ ભાગ સોનું અથવા સ્ટર્લિંગ સિક્યુરિટીઓ (બ્રિટિશ જામીનગીરીઓ)ના રૂપમાં રાખવો જોઈએ. તેમાંથી સોનું ૪૦ કરોડ રૂપિયાથી ઓછી કિંમતનું હોવું જોઈએ નહિ.

૨. જે સોનું અનામત રાખવામાં આવે તેનો $\frac{૧૭}{૨૦}$ભાગ બ્રિટિશ હિંદુસ્તાનમાં જ રાખવો જોઈએ.

૩. બાકીનો $\frac{૩}{૫}$ ભાગ રૂપિયા અથવા રૂપી સિક્યુરિટીઓ (હિંદી સરકારની જામીનગીરીઓ)ના રૂપમાં રાખી શકાય.

૪. રૂપી સિક્યુરિટીઓ કુલ રકમના ચોથા ભાગ જેટલી અથવા તો ૫૦ કરોડ રૂપિયાની, બેમાંથી જે રકમ વધારે થાય તેટલી, તે કરતાં વધુ ન હોવી જોઈએ.

૫. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલની પરવાનગીથી ઉપર કલમ ૪માં જણાવ્યા કરતાં દસ કરોડની રકમની વધુ રૂપી સિક્યુરિટીઓ રાખી શકાય.

૨૫. આપણે ચલણી નોટોના સિદ્ધાંતોની ચર્ચા કરતાં કહી ગયા છીએ કે પોતાને ભીડ પડે છે ત્યારે ભાગ્યે જ કોઈ સરકાર વધારે પડતી નોટો છાપવાની લાલચમાંથી મુક્ત રહી શકે છે. અત્યારે નોટોનો ફુગાવો થઈ ગયો છે અને હજી જે વધતો જ જાય છે, તેનું કારણ બજારમાં નાણાંની વધારે જરૂર ઊભી થઈ છે, એ નથી, પણ સરકારે આંખો મીંચીને નોટો કાઢી કાઢીને આપણા દેશમાંથી પોતાને જોઈતો માલ ઉસરડવા માંડ્યો છે, એ છે. યુદ્ધ પહેલાં એટલે ૧૯૩૯ના સપ્ટેમ્બરની પહેલી તારીખે ચલણમાં ફરતી નોટોનો હિસાબ નીચે પ્રમાણે હતો :

૪૪,૪૧ લાખનું સોનું હિંદુસ્તાનમાં
૫૯,૫૦ લાખની સ્ટર્લિંગ સિક્યુરિટીઓ
૭૫,૮૭ લાખનું રૂપાનાણું
૩૭,૩૯ લાખની રૂપી સિક્યુરિટીઓ

૨૧૭,૧૭ લાખની ચલણી નોટો

તેને બદલે તા. ૧૩–૪–૧૯૪૫ના રોજનો ચલણી નોટોનો હિસાબ નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| ૪૪,૪૧ | લાખનું સોનું હિંદુસ્તાનમાં |
| ૯૯૮,૩૩ | લાખની સ્ટર્લિંગ સિક્યુરિટીઓ |
| ૧૭,૫૯ | લાખનું રૂપાનાણું |
| ૫૭,૮૪ | લાખની રૂપી સીક્યુરિટીઓ |
| ૧૧૧૮,૧૭ | લાખની ચલણી નોટો |

**૨૬.** અત્યાર સુધી હિંદુસ્તાનની સરકાર ઇંગ્લંડની દેવાદાર હતી. પણ ચાલુ યુદ્ધને લીધે એ સ્થિતિમાં મોટો ફેરફાર થઈ ગયો છે. વિલાયતથી આપણા દેશમાં આવતો આયાત માલ લગભગ બંધ જેવો થઈ ગયો. આપણા દેશમાંથી થતા નિકાસને કાંઈક ધોકો પહોંચ્યો ખરો, પણ તે ઘણે અંશે ચાલુ રહ્યો. બીજી તરફથી ઇંગ્લંડની સરકારને યુદ્ધને અંગે મોટા ખર્ચા કરવાના આવ્યા, જે તેણે હિંદુસ્તાન મારફત ઉપાડ્યા. આફ્રિકામાં જમા કરેલાં લશ્કરોને તેમ જ ઈરાન, ઇરાક વગેરે દેશોમાં અનામત રાખેલા લશ્કરોને ખાધાખોરાકી અને સરસામાન પહોંચાડવાનાં ખર્ચ તે આમાં મુખ્ય હતાં. ઇંગ્લંડની સરકાર આ બધું કરી શકે તેમ ન હતું એટલે તેણે આ સઘળો માલ પૂરો પાડવાનું કામ હિંદુસ્તાનની સરકારને સોંપ્યું અને તેણે ઇંગ્લંડની સરકારની દોરવણી મુજબ આપણા દેશમાંથી માલ ખરીદી બીજા દેશોમાં પહોંચાડવા માંડ્યો. આપણા દેશમાંથી માલ ખરીદવા માટે સરકારે રીઝર્વ બૅન્ક પાસે ચલણી નોટો કઢાવવા માંડી. એ નોટોની સામે અનામત તરીકે રીઝર્વ બૅન્કને ઇંગ્લંડની સરકારની જામીનગીરીઓ જે સ્ટર્લિંગ સિક્યુરિટીઓ કહેવાય છે તે મળી. આમ આપણે ઇંગ્લંડના દેણદાર મટીને લેણદાર બન્યા છીએ. પણ એ બધું લેણું આપણને મળી જશે એવી આશા રાખવા જેવું નથી. યુદ્ધખર્ચના હિસાબની કશી ચોખવટ થઈ નથી. યુદ્ધખર્ચ તરીકે ઇંગ્લંડે આપણા દેશ ખાતે કેટલી રકમ ઉધારી હશે તેની આપણને કશી ખબર નથી. ઇંગ્લંડનાં છાપાં અત્યારથી લખવા મંડી પડ્યાં છે કે હિંદુસ્તાનના રક્ષણ અને સલામતીને માટે ઘણું ખર્ચ અહીં કરવામાં આવ્યું છે, તે પેટે હિંદુસ્તાનના લેણાની માંડવાળ કરવી જોઈશે. વળી જે કાંઈ રહે તે આપણે રોકડ ન આપી શકીએ, પણ તેનો માલ આપીશું. અને માલ પણ બધી રકમનો અને એક સામટો નહિ આપી શકાય. કેટલીક રકમ તો હિંદુસ્તાનના હિતને માટે અનામત ભંડોળ તરીકે રાખી મૂકવી પડશે અને બાકી જે રહેશે તેનો માલ હિંદુસ્તાનની જરૂરિયાત

જોઈને આપણે તેને રફતે રફતે આપીશું. કેવી રૂપાળી દલીલો છે? ઇંગ્લંડે ચોરીમાંથી દાંત કચડવા માંડ્યા છે!

૨૭. પણ આપણે જો સ્વતંત્ર હોત તો આપણે ઇંગ્લંડની સરકારને હિસાબે માલ મોકલતાં પહેલાં આપણા દેશના હિતનો વિચાર કરત. એક તો આપણા દેશના લોકોને ભૂખે મારીને આપણે પરદેશ માલ મોકલીએ જ નહિ. અને કદાચ આપણે ત્યાં જો વધારો હોય અને તે મોકલીએ તો તે માટે આપણે રોકડ રકમની માગણી કરીએ. અમેરિકાની સરકારે પણ ઇંગ્લંડની સરકારને ઘણો માલ પૂરો પાડ્યો છે. પણ ઇંગ્લંડના લોકોનાં જે જે ખાનગી રોકાણો અમેરિકામાં હતાં તે બધાં લોકો પાસે ઇંગ્લંડે ફરજિયાત લઈ લઈને અમેરિકાની સરકારને સોંપ્યાં તથા પોતાના સંસ્થાનો ઉપરના અમુક હકો અમેરિકાને લખી આપ્યા, ત્યારે અમેરિકાએ ઇંગ્લંડને માલ આપ્યો છે. કઈ જાતના હકો ઇંગ્લંડે અમેરિકાને લખી આપ્યા હશે તેની વિગતો જોકે બહાર નથી આવી. પણ આપણી બાબતમાં તો બ્રિટિશ લોકોનાં આપણા દેશમાંનાં મૂડી રોકાણો હજી એમ ને એમ ઊભાં જ છે અને કેવળ બ્રિટિશ સરકારની જામીનગીરી ઉપર જ આપણે લગભગ ૧૦૦૦ કરોડ રૂપિયા જેટલી રકમ ઇંગ્લંડને ધીરી છે, અને પરિણામમાં બંગાળમાં ચાલી ગયેલા ભૂખમરા જેવી આફતો વહોરી લીધી છે.

# પ્રકરણ ૧૩ મું

## નાણાંનું મૂલ્ય અને મોંઘવારી-સોંઘવારી

૧. નાણાંમાં વિનિમયના એક સર્વમાન્ય સાધન થવાના ગુણ ઉપરાંત બીજી બધી વસ્તુઓના મૂલ્યનું માપ બનવાનો ગુણ હોવો જોઈએ, એ કહેવાઈ ગયું છે. નાણાં આવી જાતનું માપ અથવા ગજ ત્યારે જ બની શકે, જ્યારે એના પોતાના મૂલ્યમાં સ્થિરતા હોય. ઘડીમાં લાંબો અને ઘડીમાં ટૂંકો થઈ જાય એવો ગજ જેમ કાપડ અથવા બીજી વસ્તુની લંબાઈ માપવાના કામમાં ન આવે, તેમ જ નાણાં તરીકે વપરાતી વસ્તુની કિંમતમાં પણ વખતોવખત ફેરફાર થયાં કરતો હોય તો વહેવાર ચલાવવામાં બહુ મુશ્કેલીઓ ઊભી થયાં કરે. વખતોવખત એટલે ઝડપથી અને વારંવાર એટલો જ અર્થ અહીં સમજવાનો છે. બાકી માણસે નિર્માણ કરેલી કોઈ પણ વસ્તુમાં આત્યંતિક સ્થિરતા તો ક્યાંયે જોવામાં આવતી નથી. માણસજાતે નાણાં માટે સોનારૂપાનું ધોરણ એટલા માટે પસંદ કર્યું છે કે બીજી બધી વસ્તુઓના પ્રમાણમાં સોનારૂપાના ભાવમાં વિશેષ સ્થિરતા રહેલી તેના જોવામાં આવી. એટલું જ નહિ પણ જે આંકડા મળી શકે છે તે ઉપરથી જણાય છે કે સોના અને રૂપાના ભાવનું તુલનાત્મક પ્રમાણ પણ ૧૬૮૧ થી ૧૮૭૧ સુધીના લગભગ બસો વર્ષના ગાળામાં — વચમાંની ૧૭૮૧ થી ૧૮૦૦ની એક વીશી, જ્યારે સોનાનો ભાવ ઘણો વધી ગયો હતો, તેના અપવાદ સિવાય — ૧ : ૧૫ની આસપાસ રહ્યું છે. સોનારૂપાના તુલનાત્મક ભાવમાં મોટી ઊથલપાથલો ૧૮૭૧ પછી થઈ છે. ત્યારથી યુરોપના ઘણાખરા દેશોએ એકલું સોનાચલણ શરૂ કર્યું છે.

### નાણાંનું મૂલ્ય

૨. આ તો બે ધાતુઓના ભાવના મુકાબલાની વાત થઈ. લાંબે ગાળે સોનારૂપાના ભાવની સરખામણીમાં બીજી બધી વસ્તુઓના ભાવમાં પણ ફેર પડેલો જોવામાં આવે છે. સોનારૂપાને આપણે ઘણાં વર્ષોથી નાણાં તરીકે વાપરતા આવ્યા છીએ. એ સોનારૂપાનાં નાણાં વડે જૂના વખતમાં જેટલી વસ્તુઓ ખરીદી શકાતી, તેટલી આજે ખરીદી શકાતી નથી. આઈને-અકબરીમાં

આપેલા જુદી જુદી વસ્તુઓના ભાવ* અને અત્યારના તે જ વસ્તુઓના ભાવમાં જમીનઆસમાનનું અંતર દેખાય છે. એનો અર્થ એ થયો કે તે કાળમાં એટલાં જ નાણાંથી ઘણી વધારે વસ્તુઓ મળી શકતી. નાણાંના મૂલ્યની સરખામણીમાં બીજી વસ્તુઓનું મૂલ્ય ઓછું હતું. નાણાં મોંઘાં હતાં અને વસ્તુઓ સોંઘી હતી. આજે એટલાં જ નાણાંથી ઓછી વસ્તુઓ મળી શકે છે એટલે આપણે એમ કહી શકીએ કે નાણાંનું મૂલ્ય ઘટી ગયું છે અથવા નાણાં સોંઘાં થયાં છે અને તેના પ્રમાણમાં વસ્તુઓ મોંઘી થઈ છે. નાણાંનું મૂલ્ય એટલે તે વડે બીજી બધી વસ્તુઓ ખરીદ કરવાની નાણાંની શક્તિ. મોંઘવારી એટલે નાણાંના મૂલ્યમાં અથવા તેની ખરીદશક્તિમાં ઘટાડો. સોંઘવારી એટલે નાણાંના મૂલ્યમાં અથવા તેની ખરીદશક્તિમાં વધારો.

૩. અકબરના વખતમાં નાણાંનું મૂલ્ય બહુ વધારે હતું એટલે બહુ સોંઘવારી હતી એમ આપણે કહીએ છીએ. તે કાળમાં બીજા દેશોમાં પણ બહુ સોંઘવારી હતી. સઘળી વસ્તુઓના ભાવ એકંદરે બહુ ઓછા હતા. નાણાં મોંઘાં અથવા વધારે મૂલ્યવાન હતાં. અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં સોનારૂપાની નવી ખાણો શોધાઈ ત્યાર પછી સોનારૂપાનો જથો વધવા લાગ્યો એટલે એ ધાતુઓ સસ્તી થવા લાગી. પરિણામે નાણાં પણ સસ્તાં થવા લાગ્યાં અને બીજી વસ્તુઓના ભાવ વધવા લાગ્યા. ધાતુ સિવાયનાં પણ નવાં નાણાં આંટ અને વિશ્વાસ ઉપર ઊભાં કરી શકાય છે એ આપણે જોઈ ગયા છીએ. એને લીધે પણ નાણાંનો જથો વધ્યો છે અને નાણાં સોંઘાં થયાં છે.

* આઈને-અકબરીમાં નીચે જણાવેલી વસ્તુઓ ૧ રૂપિયાની કેટલી મળતી તે જણાવ્યું છે તે ઉપરથી અકબરના વખતમાં કેટલી બધી સોંઘવારી હતી તેનો ખ્યાલ આવે છે.

| | શેર (૮૦ તોલા) | | શેર (૮૦ તોલા) |
|---|---|---|---|
| ઘી | ૧૦.૩ | ઘઉં | ૯૦.૪ |
| તેલ | ૧૩.૫ | જુવાર | ૧૦૮.૫ |
| સાકર | ૧૯.૩ | બાજરી | ૧૮૦.૮ |
| મીઠું | ૬૭. | કઠોળ | ૧૩૫.૬ |
| જવ | ૧૩૫.૬ | ચોખા | ૫૪.૨ |

આઈને-અકબરીમાં મજૂરીના દર પણ આપેલા છે. સાધારણ મજૂરને રોજના ૩ થી ૪ પૈસા મળતા, જ્યારે કડિયા, સુથાર વગેરે કારીગરોને ૯ થી ૧૦॥ પૈસા મળતા. પણ એ પૈસાની ખરીદશક્તિ વધારે હોવાથી એટલા પૈસામાં તેઓ બહુ સારી રીતે રહી શકતા.

## નાણાંના જથ્થાની ભાવ ઉપર અસર

૪. જ્યારે કોઈ એકાદ વસ્તુના ઉત્પાદનમાં કુદરતી અથવા બીજા કારણે ઘટાડો થઈ જાય, અને તેમ છતાં એ વસ્તુની માંગ ચાલુ રહે તો એ વસ્તુ મોંઘી થઈ જાય છે. પણ તે વખતે જો બીજી બધી વસ્તુઓના ભાવ એના એ જ રહ્યા હોય તો આપણે પેલી એક જ વસ્તુ મોંઘી થઈ ગઈ છે એમ કહીએ છીએ. મોંઘવારી થઈ ગઈ છે એમ બોલતા નથી. જ્યારે દુકાળ પડે ત્યારે અનાજ મોંઘું થાય છે, પણ બીજી બધી વસ્તુઓ તો ઊલટી સસ્તી થાય છે. કારણ તે વખતે અનાજની છત જોઈએ તે કરતાં ઓછી હોય છે, પણ બીજી બધી વસ્તુઓની છત તો દુકાળને લીધે મજૂરી સસ્તી થવાથી વધારે હોય છે અને ન હોય તો વધારી શકાય છે. પણ જ્યારે દરેક વસ્તુ મોંઘી મળે છે, મોંઘવારી સાર્વત્રિક થઈ જાય છે, ત્યારે બજારમાં મળતી બધી વસ્તુઓની છતમાં કાંઈ ફેર પડેલો હોતો નથી. પણ તપાસ કરતાં જણાય છે કે નાણાંની છત વધી ગયેલી હોય છે. આ વસ્તુ એક તદ્દન સાદા દાખલાથી સ્પષ્ટ થશે. બીજી બધી વસ્તુઓની છત એની એ રહે અને નાણાંની છત બમણી કરી નાખવામાં આવે તો સ્વાભાવિક છે કે બધી વસ્તુઓના ભાવ બમણા થઈ જશે અને નાણાંનું મૂલ્ય અડધું થઈ જશે. બરાબર આવો ગણિતની રીત જેવો વધારો ઘટાડો બીજી વસ્તુની છતમાં ફેરફાર થવાથી થતો નથી. દા. ત. ઘઉંની છત ઘટીને અડધી જાય તો તેના ભાવ બમણા વધી જશે નહિ અથવા ઘઉંની છત બમણી થઈ જાય તો તેના ભાવ અડધા થઈ જશે નહિ. કારણ ઘઉંની માંગ સ્થિર સ્વરૂપની નથી. ઘઉંની છત ઓછી થઈ જાય તો લોકો બીજા અનાજથી ચલાવે. પણ નાણાંનું આવું નથી. તેની માંગ તો સ્થિર અને સતત રહે છે. આપણા દાખલાને વધુ સ્પષ્ટ કરીએ. ધારો કે વેચાણ માલના એકમ સો છે અને બજારમાં એક હજાર રૂપિયાની છત છે. તો સ્વાભાવિક છે કે માલનો દરેક એકમ દસ દસ રૂપિયે વેચાશે. હવે હજારને બદલે છત પાંચસો જ રૂપિયાની હોય તો દરેક એકમ પાંચ પાંચ રૂપિયે વેચાશે. પણ આ તો એક કલ્પિત દાખલો છે. આમાં ત્રણ વસ્તુ ગૃહીત કરી લીધી છે: (૧) દરેક સોદો રોકડ નાણાં આપીને જ કરવામાં આવે છે; (૨) નાણાંનો ઉપયોગ વિનિમયના કામ સિવાય બીજા કશામાં થતો નથી; અને (૩) જેટલાં નાણાં હસ્તી ધરાવે છે તે બધાં બજારમાં ફરતાં રહે છે, અને જેટલો માલ હસ્તી ધરાવે છે તે બધો બજારમાં વેચાવા આવે છે. પણ સોદાઓ નક્કી થવામાં તો અનેક વસ્તુઓ ભાગ ભજવે છે અને તે દરેકની જુદી જુદી અસર થાય છે.

## નાણાંનો જથો કોને કહેવો ?

૫. આપણે કહ્યું કે નાણાંની વધતા ઓછા જથાની વસ્તુઓના ભાવ ઉપર અસર થાય છે. પણ આપણે જોઈ ગયા છીએ કે ધાતુના સિક્કા અને ચલણી નોટો એટલું જ કાંઈ નાણું નથી. જો જથાની દૃષ્ટિએ જોવા જઈએ તો આ સરકારી નાણાં કરતાં શરાફી નાણાંનો જથો બહુ મોટો થઈ જાય છે. બૅન્કોમાં ચાલતાં ચાલુ ખાતાંની વ્યવસ્થાથી વસ્તુતઃ નાણાંની આપ લે કર્યા વિના ચેકો અને હૂંડીઓ મારફત, મોટા મોટા સોદાઓને અંગે ઊભી થતી ભારે રકમોની લેવડદેવડની પતાવટ થઈ જાય છે. આવી પતાવટમાં આપણે જોઈએ છીએ કે માલના સોદા જ પોતાને માટે વિનિમયનું સાધન એટલે નવું નાણું ઊભું કરી લે છે. એક ચેક અથવા હૂંડી મારફત જેટલી રકમની લેવડદેવડની પતાવટ થાય એ બધી રકમોના સરવાળા જેટલું નાણાંનું કામ એ ચેક અથવા હૂંડીઓએ કર્યું એમ કહેવાય. એટલે આવો સરવાળો નાણાંના જથામાં ગણવો જોઈએ.

૬. બીજી તરફથી, હસ્તીમાં હોવા છતાં જે નાણાં લેવડદેવડના કામમાં ન વપરાતાં હોય પણ પડી રહેતાં હોય તે નાણાંના જથામાં ન ગણવાં જોઈએ. દા. ત. દાટી રાખેલાં નાણાં અથવા તિજોરીઓ અને પેટીઓમાં પડી રહેતાં નાણાં, બૅન્કો પોતાને ત્યાં અનામત રાખે છે એ નાણાં, બૅન્કોનાં રીઝર્વ બૅન્કમાં અનામત રહેતાં નાણાં, ચલણી નોટોની સામે અનામત રાખવામાં આવતાં નાણાં, અને ચલણી નોટોમાંથી પણ છાપ્યા છતાં ચલણમાં ન મૂકેલી નોટો તથા ટંકશાળમાં પડી રહેલા સિક્કા એ બધા નાણાંના જથામાં ગણી ન શકાય.

## ચલણવેગ

૭. બીજી વાત એ છે કે જો વેચનાર પોતાની વસ્તુ વેચીને એનાં નાણાં લઈ પોતાના ઘરમાં ન રાખી મૂકતો હોય, પણ એને બજારમાં ફરતાં કરી નાખતો હોય તો એના એ નાણાંથી ઘણા સોદા થઈ શકે છે અને ઓછાં નાણાંથી વધારે વહેવાર ચાલી શકે છે. પોતાને જે એક બે સોદા કરવા હોય તે કર્યા પછી નાણાં જો લોકો પાસે પડી જ રહેતાં હોય તો બજારમાં થતા સોદા માટે કુલ વધારે નાણાં જોઈએ. એક હાથમાંથી બીજા હાથમાં નાણાં જેટલી ઝડપથી ફરતાં રહે એને ચલણવેગ કહે છે. ચલણવેગ જેટલો વધારે તેમ બજારના કુલ વહેવાર માટે ઓછાં નાણાંની જરૂર, ચલણવેગ જેમ ઓછો તેમ વધારે નાણાંની જરૂર.

૮. ચલણવેગનો આધાર લોકોની ટેવો અને રીતરિવાજો ઉપર તથા ઉત્પાદનના સ્વરૂપ ઉપર રહે છે. જ્યાં મહેનતાણું અથવા પગાર વાર્ષિક

ચૂકવવામાં આવે છે ત્યાં વધુ નાણાંની જરૂર પડે છે. કારણ માણસને વરસમાં એક વાર પગાર મળે તે એ પોતાની પાસે રાખી મૂકે છે અને આખું વરસ જેમ જેમ જરૂર પડે તેમ તેમ ખર્ચે છે. જો એ પોતાની વાપરવાની ચીજો સામટી એક વરસની ખરીદી લે તો એટલાં નાણાં પ્રમાણમાં વહેલાં ફરતાં થઈ જાય ખરાં. જ્યાં અઠવાડિક કે માસિક પગાર ચૂકવવાનું ધોરણ હોય છે ત્યાં નાણાંનો ચલણવેગ વધારે રહે અને આખો વહેવાર ઓછાં નાણાંથી ચાલે. લોકોને પોતાનાં નાણાં ઘરમાં રાખી મૂકવાને બદલે બેંકમાં રાખવાની ટેવ હોય ત્યાં પણ નાણાં ફરતાં રહે છે.

૯. ખેતીનો ઉદ્યોગ એવો છે જેમાં ખર્ચ ચાલુ રહ્યાં કરે છે પણ ફસલ વરસમાં એક કે બે વાર આવે ત્યારે જ નાણાં ખેડૂતના હાથમાં આવે છે. જે વખતે ફસલ પાકે તે વખતે ખેડૂતના લેણદાર શાહુકારો તથા અનાજના વેપારીઓ ખેડૂતોનો પાક ખરીદી લેવા ગામડાંમાં જાય છે. કપાસની મોસમ વખતે રૂના દલાલો ગાંઠે રૂપિયા બાંધી ગામડે ગામડે નીકળી પડે છે. તે વખતે બજારમાંથી નાણાં એકદમ ખેડૂતો પાસે જતાં રહે છે. તે વખતે બજારમાં નાણાંની માંગ વધારે રહે છે અને બજારમાં નાણાંભીડ છે એમ કહેવાય છે. ખેડૂત પાસેથી નાણાંને બજારમાં પાછાં આવતાં વાર લાગે છે. ઉનાળામાં લગનગાળો ચાલે ત્યારે ખેડૂત નાણાં ખર્ચે છે. વળી ચોમાસામાં કામની ભીડને લીધે તથા જવરઅવરની મુશ્કેલીને લીધે એનાથી બહાર જઈ શકાતું નથી તેથી ચોમાસામાં જે કાંઈ ચીજ વસ્તુની જરૂર પડે તે બધી એ ચોમાસા પહેલાં ખરીદી લે છે. એટલે પાક વખતે થયેલી નાણાંની ભીડમાંથી ચોમાસા સુધીમાં બજારમાં નાણાંની છત થઈ જાય છે.

૧૦. ગ્રામઉદ્યોગની ઢબના ઉત્પાદનમાં પણ નાણાંની હેરફેર બહુ ઓછી થાય છે. વેપારી ખાદીના ઉત્પાદનનો દાખલો લઈએ. પ્રથમ તો રૂની ખરીદીમાં નાણાં રોકાય, પછી કાંતનારીઓને કંતામણનાં નાણાં ચૂકવવામાં આવે અને સૂતર એકઠું થઈને વણાય તેની વણકરી ચૂકવવી પડે. આમ બહુ લાંબા વખત સુધી નાણાં રોકાઈ રહે છે તે ખાદી વેચાય ત્યારે છૂટાં થાય છે. એટલે ગામડામાં તથા ગ્રામઉદ્યોગ અને ખેતી પ્રધાન દેશમાં નાણાંનો ચલણવેગ બહુ ઓછો રહે છે. અને ઉદ્યોગ-પ્રધાન દેશોમાં નાણાંનો ચલણવેગ વધારે રહે છે. પણ તેથી ગ્રામઉદ્યોગ અને ખેતીપ્રધાન દેશોમાં વધારે નાણાંની જરૂર પડે છે એવું નથી. કારણ ત્યાં જેમ નાણાંનો ચલણવેગ ઓછો હોય છે, તેમ માલની હેરફેરનો વેગ પણ ઓછો હોય છે. ખેડૂતે પકવેલા માલમાંથી મોટા ભાગનો માલ તો તેને પોતાને જ વાપરવાનો હોય છે એટલે તે બજારમાં વેચાવા જતો જ નથી. તે જ પ્રમાણે

જે માણસો પોતાને વાપરવાને માટે ખાદી અથવા ગ્રામઉદ્યોગની વસ્તુઓ ઉત્પન્ન કરે છે તેમને પણ નાણાંની જરૂર પડતી નથી. નાણાંના ચલણવેગના જેવો માલની હેરફેરનો પણ વેગ હોય છે. માલનો હાથફેર જેમ વધારે થાય તેમ નાણાં વધારે જોઈએ. પણ ગામડામાં માલનો હાથફેર પણ ઝાઝો થતો નથી.

૧૧. યંત્રોદ્યોગોની બનાવટમાં તથા શહેરોમાં માલની હેરફેર વધારે થાય છે. માલના ઉત્પાદકના હાથમાંથી ઘરાકના હાથમાં માલ પહોંચે ત્યાં સુધીમાં માલનો હાથફેર વધારે વાર અને ઝડપથી થાય છે. જો કે ત્યાં પણ એવું તો જોવામાં આવે જ છે કે માલની હેરફેર કરતાં નાણાંનો ચલણવેગ વધારે હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો હસ્તી ધરાવતાં નાણાંના કુલ જથામાંથી વધારે નાણાં બજારમાં ફરતાં હોય છે અને સોદાઓની પતાવટમાં વધારે નાણાં વપરાતાં હોય છે, જ્યારે હસ્તી ધરાવતા માલના કુલ જથામાંથી પ્રમાણમાં ઓછો માલ વેચાવા માટે બજારમાં મુકાયેલો હોય છે.

૧૨. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ચલણવેગ તથા માલની હેરફેરને બજારની નાણાં સંબંધી સ્થિતિ સાથે ઘણો ગાઢ સંબંધ છે. નાણાંની ભીડ અથવા છૂટનો આધાર તેના ઉપર રહે છે. અને તેની અસર બધી વસ્તુઓના ભાવો ઉપર પડે છે. પણ તે થોડા વખત માટેની હોય છે. વરસમાં અમુક ગાળો મોંઘવારીનો અને અમુક ગાળો સોંઘવારીનો એમ ચાલ્યાં જ કરે છે. પણ લાંબે ગાળે થતી ભાવની ફેરફારીનો આધાર તો ચલણના કુલ જથા ઉપર જ રહે છે. અને એ જથો જેમ જેમ વધતો જાય છે તેમ તેમ મોંઘવારી થતી જાય છે. યુદ્ધના વખતમાં સરકાર ચલણી નોટોના જથામાં એકદમ ફુગાવો કરે છે ત્યારે નાણાંના જથાની ભાવ ઉપર થતી અસરનો સિદ્ધાન્ત અમલમાં આવતો પ્રત્યક્ષ દેખાય છે. યુદ્ધના વખતમાં સરકારી તિજોરી ઉપર ભારે ખેંચ પડે છે. સરકારને મોટાં મોટાં ખર્ચ કરવાં જ પડે છે અને કર નાંખીને અથવા લોન લઈને નાણાં ઊભાં કરવાની તેની શક્તિની હદ આવી જાય છે. એટલે પોતાના રોજ ને રોજ વધતા જતા ખર્ચને પહોંચી વળવા તે વધારે નોટો છાપવાના ઉપાયનો આશરો લે છે. એનું પરિણામ શું આવે છે તે જોઈએ. જેમ જેમ નોટો વધારે ઝડપથી ચલણમાં મુકાતી જાય છે, તેમ તેમ એટલી જ ઝડપથી તેની કિંમત ઊતરતી જાય છે. છતાં નોટોમાં વધારો થતો જ જાય તો જથાના વધારાની સાથે તેનો ચલણવેગ પણ વધે છે. કારણ લોકો જુએ છે કે પોતાના હાથમાં નાણાં થોડો વખત પણ રહે એટલી વારમાં તો તેનું મૂલ્ય અથવા ખરીદશક્તિ ઘટી જાય છે એટલે નાણાં જેવાં હાથમાં આવે કે તરત તેઓ તેનું માલમાં પરિવર્તન કરી નાખવા ઇંતેજાર હોય છે. એટલે

નોટોના જથાનો જેટલો વધારો થાય તે કરતાં પણ વધુ પ્રમાણમાં તેની કિંમત ઊતરી જાય છે. આમ છતાં નોટોનો વધારો ચાલુ રહે તો એવી સ્થિતિ આવે છે, જ્યારે કોઈ નોટો હાથમાં ઝાલવા તૈયાર ન થાય. ચલણનું આખું તંત્ર કકડભૂસ થઈને પડી જાય છે. ચલણી નોટની કશી કિંમત જ રહેતી નથી. એટલા માટે નહિ કે તેનો જથો તેમ ચલણવેગ બહુ વધી પડ્યાં છે, પણ એટલા માટે કે લોકોને તેના ઉપર છાંટાભાર વિશ્વાસ નથી રહ્યો અને કોઈ માલના બદલામાં નોટ સ્વીકારવા જ તૈયાર નથી હોતું. નાણાંની માંગ બિલકુલ બંધ થઈ જાય છે એટલે કે નાણાંના બદલામાં કોઈ પોતાની પાસેનો માલ આપવા રાજી નથી હોતું.

૧૩. ગયા મહાયુદ્ધ પછી આવો પ્રકાર જર્મની તથા ઑસ્ટ્રિયા એ દેશમાં બન્યો હતો. આપણા દેશમાં ૪૧–૪૨ની સાલમાં લોકો પોતાની પાસે કોઈ પણ રૂપમાં નાણાં રાખવાને બદલે તેના બદલામાં મકાનો, જમીન તથા બીજો માલ ખરીદીને રાખી મૂકવા ઊલટી પડ્યા હતા. ચલણનો ફુગાવો થવાથી નાણાનું મૂલ્ય તો ઘટી જ જાય છે, છતાં જ્યાં સુધી લોકોને સરકાર ઉપર વિશ્વાસ રહે છે, ત્યાં સુધી વેપારધંધા ચાલ્યાં કરે છે. ભાવો વધી જાય છે ખરા, પણ વહેવાર અટકી પડતો નથી.

૧૪. ચલણના જથામાં તથા વેગમાં તથા વધારા ઘટાડાને પરિણામે મોંઘવારી કે સોંઘવારી થાય છે તેની સમાજના જુદા જુદા વર્ગ ઉપર જુદી જુદી અસર થાય છે. તેની ચર્ચામાં ઊતરતાં પહેલાં મોંઘવારી અથવા સોંઘવારી કેટલી થાય છે તેનું માપ કાઢવા માટે બજારભાવના આંક અમુક અમુક પદ્ધતિએ કાઢવામાં આવે છે, તેનો વિચાર કરીશું.

### ભાવનો આંક ગણવાની રીત

૧૫. ભાવો કેટલા પ્રમાણમાં વધ્યા છે કે ઘટ્યા છે તથા કેટલા વેગથી વધે છે કે ઘટે છે તેનું કાંઈક માપ કાઢી શકાય તે માટે ભાવોના આંક કાઢવાની પદ્ધતિ યોજી કાઢવામાં આવી છે. કોઈ પણ એક વર્ષને આધાર તરીકે ગણવામાં આવે છે, અને તે વર્ષના ભાવો સાથે બાકીનાં બીજાં વર્ષોના ભાવોની સરખામણી કરવામાં આવે છે. સર્વસામાન્ય વપરાશની અમુક મહત્ત્વની વસ્તુઓ પસંદ કરીને તે વસ્તુઓના નક્કી કરેલા આધારભૂત વર્ષમાં જે ભાવ હોય તેને ૧૦૦નો આંક આપવામાં આવે છે અને બીજા વર્ષોના એ જ વસ્તુઓના ભાવ લઈને તેની પેલા આધારભૂત વર્ષના ભાવની સાથે સરખામણી કરી એની વધઘટના ટકા કાઢવામાં આવે છે. નીચેના કોષ્ટક ઉપરથી આ વસ્તુ સ્પષ્ટ થશે.

ભાવમાં થયેલા ફેરફાર દર્શાવનારું કોષ્ટક

(૧૯૧૩-૧૯૨૦)

| વર્ષ | બંગાળી મણનો ભાવ ચોખા | ઘઉં | જુવાર | મીઠું | કાપડના વીસ વારના તાકાનો ભાવ | સરેરાશ આંક |
|---|---|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | |
| ૧૯૧૩ | ૫-૩-૦ | ૩-૧૧-૬ | ૩-૦-૦ | ૦-૮-૭½ | ૫-૪-૦ | ૧૦૦ |
| | (૧૦૦) | (૧૦૦) | (૧૦૦) | (૧૦૦) | (૧૦૦) | |
| ૧૯૧૫ | ૬-૦-૦ | ૫-૬-૦ | ૪-૪-૦ | ૧-૪-૦ | ૪-૨-૦ | ૧૩૨ |
| | (૧૧૬) | (૧૪૪) | (૧૦૮) | (૨૩૩) | (૭૯) | |
| ૧૯૧૭ | ૫-૧-૦ | ૪-૧૨-૬ | ૩-૧-૩ | ૨-૪-૦ | ૭-૨-૦ | ૧૭૫ |
| | (૯૭) | (૧૨૯) | (૧૦૩) | (૪૨૦) | (૧૩૬) | |
| ૧૯૨૦ | ૮-૬-૦ | ૭-૦-૦ | ૫-૮-૦ | ૧-૮-૨ | ૧૪-૨-૦ | ૨૧૬ |
| | (૧૬૧) | (૧૮૮) | (૧૮૩) | (૨૮૦) | (૨૬૯) | |

પાંચ વસ્તુઓના ભાવની વધઘટના ટકાનો સરવાળો ૧૦૮૧ થાય છે તેને પાંચે ભાગી નાખતાં ૨૧૬નો આંકડો આવે છે. ૧૯૧૩ના ભાવનો આંક આપણે ૧૦૦ ગણ્યો છે તેની સરખામણીમાં ૧૯૨૦ના ભાવનો આંક ૨૧૬ થાય છે. એટલે મોંઘવારી એટલા પ્રમાણમાં વધી એમ કહેવાય.

**૧૬.** ભાવનો આંક કાઢવા માટે સર્વસામાન્ય વપરાશની બની શકે તેટલી વધારે વસ્તુઓ પસંદ કરવી જોઈએ. વળી બધી વસ્તુઓ એક જ જાતની ન હોવી જોઈએ. પણ જુદી જુદી જાતની હોવી જોઈએ. કારણ અમુક જાતની વસ્તુઓના ભાવની વધઘટ અમુક પ્રમાણમાં થઈ હોય અને બીજી જાતની વસ્તુઓના ભાવની વધઘટ જુદા જ અને કદાચ ઊલટા જ પ્રમાણમાં થઈ હોય. એક જ જાતની વસ્તુઓના ભાવની સરેરાશ કાઢવામાં આવે તે ઉપરથી સર્વસામાન્ય ભાવની ખરી વધઘટનો ખ્યાલ ન આવે. બહુ મોટા સમુદાયની રોજના વપરાશની જેના વિના ન ચાલી શકે એવી તમામ વસ્તુઓ પસંદ કરવી જોઈએ. ભાવોની જીવનનિર્વાહ ઉપર થતી અસરનો આપણે વિચાર કરતા હોઈએ તો ચાલીભાડું કે મકાનભાડું, કામ પર જવા આવવા માટે લાગતું વાહનખર્ચ, દીવાબત્તીનું ખર્ચ એવી એવી વસ્તુઓ પણ ગણતરીમાં લેવી જોઈએ. સ્થાવર મિલકત અને તેની કિંમતનો વિચાર કરતા હોઈએ તો વ્યાજના ફેરફારો પણ ધ્યાનમાં લેવા જોઈએ. સાધારણ રીતે ભાવનો આંક કાઢવામાં ત્રીસથી માંડીને સાઠસિત્તેર વસ્તુઓ પસંદ કરવામાં

આવે છે. બહુ ચોકસાઈ કરવા ખાતર સેંકડો વસ્તુઓ લઈને પણ ભાવના આંક કાઢવામાં આવે છે.

૧૭. બીજો પ્રશ્ન એ ઊભો થાય છે કે કયો ભાવ ગણતરીમાં લેવો? છૂટક ભાવ કે વેપારીનો જથાબંધ ભાવ? છૂટક ભાવમાં જુદી જુદી જગ્યાએ જુદો જુદો ભાવ હોય છે એટલું જ નહિ પણ જુદા જુદા ઘરાક પરત્વે પણ ભાવમાં ફેર પડે છે. એટલે છૂટક ભાવમાં કશી ચોકસાઈ રહેતી નથી. વેપારીના ભાવ પણ જુદા જુદા બજારના જુદા જુદા હોય છે. છતાં ભાવના આંકની સામાન્ય ગણતરી માટે વેપારીના ભાવ જ પસંદ કરવામાં આવે છે. અને દેશમાં જેટલાં મુખ્ય બજારો હોય તે બજારોના ભાવના આંક જુદા જુદા ગણવામાં આવ છે. પણ જ્યાં મજૂરોના પગારની વધઘટના પ્રશ્ન માટે ભાવનો આંક ગણવાનો હોય ત્યાં જુદાં જુદાં શહેરના મજૂરોને માટે તે તે શહેરના મજૂર લત્તાનો છૂટક ભાવ ગણતરીમાં લેવામાં આવે એ જ યોગ્ય છે. કારણ મજૂર વર્ગ પોતાને જોઈતી વસ્તુઓ છૂટક જ ખરીદે છે અને એમના નિર્વાહ ખર્ચનો વિચાર કરવો હોય તો એમને જે ભાવ આપવા પડે છે તે જ ગણતરીમાં લેવા જોઈએ.

૧૮. હવે પ્રશ્ન એ ઊભો થાય છે કે સમાજમાં બધી વસ્તુઓ એક-સરખા પ્રમાણમાં નથી વપરાતી અને ઉપયોગિતાની દૃષ્ટિએ એકસરખા મહત્ત્વની પણ નથી હોતી. કેટલીક વસ્તુઓમાં સમાજની આવકનો બહુ નાનો ભાગ વપરાતો હોય છે અને કેટલીકમાં આવકનો બહુ મોટો ભાગ વપરાતો હોય છે એ બન્નેને જો સરખી ગણીએ તો આપણું માપ તદ્દન ખોટું નીકળે. દા. ત. ધારો કે મીઠાનો ભાવ દસ ગણો વધે અને અનાજનો ભાવ બમણો વધે. આપણે આ બે ફેરફારોને સરખા ધ્યાનમાં લઈએ તો સામાન્ય ભાવ છ ગણો વધી ગયો છે એમ આપણે માનવું પડે. પણ મીઠા ઉપર આપણે એટલો ઓછો ખર્ચ કરવાનો હોય છે કે તેના ભાવમાં દસ ગણો વધારો જેટલો સાલે તે કરતાં અનાજના ભાવનો બમણો વધારો આપણને વધારે સાલે. આવું જ અનાજ અને કાપડનું બને અને કાપડમાં પણ ચાલુ બરના કાપડનું અને ખાસ ફેન્સી કાપડનું બને. આ બધી વસ્તુઓને એકસરખી ગણીને સરેરાશ કાઢવામાં આવે તો એ સરેરાશ આપણને ખોટે માર્ગે દોરનારી નીવડે. આ ખામી દૂર કરવા માટે આપણે એમ કરવું જોઈએ કે મીઠા કરતાં અનાજ ઉપર આપણે સો ગણું ખર્ચ ગણતા હોઈએ તો મીઠાનો આંક એક અને અનાજનો આંક સો ગણીને મૂકવો જોઈએ. કાપડ કરતાં અનાજમાં દસ ગણું ખર્ચ કરતા હોઈએ તો કાપડનો આંક એક અને અનાજનો દસ મૂકીને ગણતરી કરવી જોઈએ. નીચેના દાખલાથી આ વસ્તુ સ્પષ્ટ થશે.

| આધારભૂત વર્ષ ૧૯૧૩ | | પછીનું વર્ષ ૧૯૨૦ | |
|---|---|---|---|
| અનાજ (દસ પ્રમાણ) | = ૧૦૦૦ | અનાજ (દસ પ્રમાણ) વધારો ૨૦૩ ટકા | = ૨૦૩૦ |
| કાપડ (એક પ્રમાણ) | = ૧૦૦ | કાપડ (એક પ્રમાણ) વધારો ૨૬૯ ટકા | = ૨૬૯ |
| | ૧૧૦૦ | | ૨૨૯૯ |
| કુલ ૧૧ પ્રમાણુની સરેરાશ | = ૧૦૦ | કુલ ૧૧ પ્રમાણુની સરેરાશ | = ૨૦૯ |

૧૯. જે વસ્તુની વપરાશ વધારે હોય અને જે વસ્તુ પાછળ વધારે ખર્ચ થતું હોય તેને જે વિશેષ આંક અથવા પ્રમાણ આપવામાં આવે છે તેને એટલું વધારે વજન આપ્યું એમ કહેવાય છે અને એ રીતે ગણેલા ભાવના આંકને વજનવાળા આંક કહેવામાં આવે છે. ભાવનો આંક ગણવામાં બરાબર ચોકસાઈ આવે એટલા માટે બીજી કેટલીક રીતો પણ અજમાવવામાં આવે છે. પણ તે અટપટી હોઈ તેની આંટીઘૂંટીમાં આપણે ઊતરીશું નહિ.

૨૦. આપણા દેશમાં ભાવની કેવી ઊથલપાથલો થઈ છે તે દર્શાવવા ભાવના આંકના થોડાક દાખલા નીચે આપ્યા છે.

| વર્ષ | ભાવનો આંક | વર્ષ | ભાવનો આંક |
|---|---|---|---|
| ૧૮૭૩ | ૧૦૦ | ૧૯૨૧ | ૨૮૧ |
| ૧૯૦૦ | ૧૧૬ | ૧૯૨૫ | ૨૩૬ |
| ૧૯૧૩ | ૧૪૩ | ૧૯૩૦ | ૧૭૧ |
| ૧૯૨૦ | ૨૮૧ | ૧૯૩૬ | ૧૨૫ |

ઉપરના આંકડા બરાબર વિશ્વાસપાત્ર ગણાય એવા નથી. કારણ ૧૮૭૩ થી ૧૮૯૭ સુધી લગભગ ૩૯ વસ્તુઓના ભાવ લીધા છે તેમાં વપરાશ અને ખર્ચના પ્રમાણ અનુસાર જે વજન આપવું જોઈએ તે આપવામાં આવેલું નથી. વળી ખોરાકની વસ્તુઓના ભાવ ગણતરીમાં લેવાની પ્રથા ૧૮૯૭ પછી દાખલ થઈ છે. છતાં આ આંકડા ઉપરથી આપણે એટલું તો કહી શકીએ કે ૧૯૦૦થી ૧૯૨૫ સુધી નાણાંનું મૂલ્ય ઘટતું ગયું છે. ૧૯૩૦થી ૧૯૩૬નો ગાળો ભાવોની ભારે મંદીનો એટલે કે અતિશય સોંઘવારીનો ગણાય છે, છતાં તે વખતના ભાવો ૧૯૦૦ ના ભાવો કરતાં તો ઊંચા જ છે.

૨૧. હવે થોડાક આંકડા ૧૯૨૯ના વર્ષને આધારભૂત ગણીને આપીએ.

| વર્ષ | ભાવનો આંક | વર્ષ | ભાવનો આંક |
|---|---|---|---|
| ૧૯૨૯ | ૧૦૦ | ૧૯૪૦ | ૮૧ |
| ૧૯૩૮ | ૭૦ | ૧૯૪૧ | ૯૪ |
| ૧૯૩૯ | ૭૫ | ૧૯૪૨ | ૧૫૧ |

ઉપરના આંકડા ખાસ કરીને જીવન નિર્વાહની વસ્તુઓના છે. તે વસ્તુઓના ભાવમાં ૧૯૪૨થી ઉછાળો આવવા માંડ્યો છે.

**૨૨.** નીચેના આંકડા લડાઈ શરૂ થયા આગમચ એટલે ૧૯૩૯ના ઑગસ્ટના ભાવને ૧૦૦ ગણીને લીધા છે.

| વર્ષ | ખોરાકની વસ્તુઓના ભાવનો આંક | સર્વસામાન્ય ભાવનો આંક |
|---|---|---|
| ૧૯૩૯ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૪૦ | ૧૧૭ | ૧૨૭ |
| ૧૯૪૧ | ૧૦૮ | ૧૧૮ |
| ૧૯૪૨ | ૧૩૩ | ૧૪૫ |
| ૧૯૪૩ | ૨૭૧ | ૨૨૦ |

જેમ જેમ નોટચલણમાં ફુગાવો થતો ગયો તેમ તેમ ભાવ કેવી રીતે વધતા ગયા તે ઉપરના આંકડા બતાવી આપે છે.

**૨૩.** આ આંકનો ઉપયોગ મજૂરીના તથા પગારના દર ઠરાવવામાં તથા અસાધારણ મોંઘવારીના સંજોગોમાં મોંઘવારી ભથ્થું કેટલું આપવું એ ઠરાવવામાં થાય છે. જો કે જેટલી ઝડપથી ભાવમાં ફેરફાર થાય છે એટલી ઝડપથી મજૂરીના દરમાં ફેરફાર કરવામાં આવતા નથી. વળી જ્યાં મજૂરોનું મજબૂત સંગઠન હોય છે ત્યાં જ આવા ફેરફાર કરાવી શકાય છે. જેમની આવકમાં ઝડપથી વધારો નથી થઈ શકતો એવા ગરીબ લોકોને તો આવી મોંઘવારીમાં ભારે હાડમારી જ વેઠવી પડે છે. વેપારીઓમાં પણ ભાવની ઝડપી ઊથલપાથલથી કેટલાક કમાઈ જાય છે, ત્યારે કેટલાક રડી પણ ઊઠે છે.

### મોંઘવારી–સોંઘવારીની સમાજના જુદા જુદા વર્ગો ઉપર થતી અસર:

**૨૪.** ભારે મોંઘવારી કે સોંઘવારી આખા અર્થવ્યવહારને ખોરવી નાખે છે. કેટલાક માણસોને નાહકનો અને ગેરવાજબી રીતે લાભ મળે છે, ત્યારે કેટલાક માણસોને વગર વાંકે અથવા ગેરવાજબી રીતે ખોટ ખમવી પડે છે. જુદા જુદા વર્ગો ઉપર થતી આ જાતની અસરના કેટલાક દાખલા નોંધીશું:

૧. લેણદાર અને દેણદાર: ભાવો ચઢી જાય અને મોંઘવારી થાય ત્યારે લેણદારોને નુકસાન થાય છે અને દેણદારોને ફાયદો થાય છે. ચાલુ લડાઈ પહેલાંના ભાવોની સરખામણીમાં અત્યારના (૧૯૪૩ આખરના) ભાવો લગભગ ત્રણ ગણા થઈ ગયા છે. હવે લડાઈ પહેલાંના પોતાના લેણાની રકમ અત્યારે લેણદારને પાછી મળે તો એટલાને એટલા રૂપિયા મળવા છતાં, લડાઈ પહેલાં એ રૂપિયા વડે જેટલી વસ્તુઓ એ ખરીદી શકત તેના ત્રીજા ભાગની વસ્તુઓ

અત્યારે ખરીદી શકે છે. મોંઘવારી થાય છે, ત્યારે દેણદારનો દેવાનો બોજો ઓછો થાય છે. અનાજના ભાવમાં આવેલા મોટા ઉછાળાને લીધે તથા જમીનોના ભાવ વધી જવાથી આપણા ઘણા ખેડૂતો દેવામાંથી મુક્ત થઈ ગયા છે. બીજી તરફથી સોંઘવારી થાય છે ત્યારે દેણદારનો દેવાનો બોજો વધે છે. ૧૯૩૦ પછી છ સાત વર્ષ મંદીનાં આવ્યાં તે વખતે આપણા દેવાદાર ખેડૂતો ભારે આફતમાં આવી ગયા હતા. એક તરફથી પાકના ભાવ એટલા ઓછા આવે કે ખેતીનું ખર્ચ પણ તેમાંથી નીકળી શકે નહિ અને બીજી તરફથી દેવાની રકમ પાછી વાળવા પહેલાં કરતાં ઘણો વધારે પાક વેચવો પડે.

ભાવની ઊથલપાથલની અસર લાંબી મુદતે પૂરા થાય એવા કન્ટ્રાકટો ઉપર પણ ઘણી થાય છે. મોટું મકાન બાંધી આપવાનો કોઈએ કન્ટ્રાકટ લીધો હોય, દરમ્યાન ઈંટ, ચૂનો, સિમેન્ટ, લોઢું, લાકડું વગેરેના ભાવ વધી જાય તો કન્ટ્રાકટરને નુકસાનમાં ઊતરવું પડે છે. કોઈ ગૌશાળાએ એક વરસ સુધી અથવા એવી લાંબી મુદત સુધી કોઈ છાત્રાલયને અથવા ઇસ્પિતાલને અમુક ભાવે દૂધ પૂરું પાડવાનો કન્ટ્રાકટ લીધો હોય, દરમ્યાન ગાયના ખાણના તથા ઘાસચારાના ભાવ વધી જાય અને દૂધનું પડતર મોંઘું પડે તો ગૌશાળાને નુકસાનમાં ઊતરવું પડે છે.

સરકારની અથવા સ્થાનિક સંસ્થાઓની લાંબા વખતની લોનો અથવા બૉન્ડો જેમણે લીધાં હોય તેમને પણ ભાવની ઊથલપાથલથી અનાયાસે લાભ અથવા વગર વાંકે નુકસાન થઈ જાય છે.

૨. उत्पादक अने वेपारी वर्ग : ઉત્પાદકો અને વેપારીઓ હમેશાં મોંઘવારી પસંદ કરે છે. ભાવની ઝડપી ઊથલપાથલથી ઉત્પાદન ખર્ચ અને બજાર કિંમત વચ્ચે મોટો તફાવત પડી જાય છે. પરંતુ બજાર ભાવ જેટલી ઝડપથી વધે છે એટલી ઝડપથી ઉત્પાદન ખર્ચ — મજૂરીના દર વગેરે વધતું નથી. ભાવના વધારા સાથે એ દરને ગોઠવાતાં વાર લાગે છે. કાચા માલનો ભાવ વધે એટલે ઉત્પાદકો તૈયાર માલનો ભાવ વધારી દે છે, જો કે તેમણે કાચો માલ અગાઉ અને સસ્તે ભાવે ખરીદેલો હોય. એટલે બધી જ જાતના ભાવ સરખા વધવા પામે એટલા વચગાળામાં ઉત્પાદકને ખૂબ જ નફો થાય છે. વળી ભાવ વધતા જતા હોય છે ત્યારે વેપારીઓને પણ વધુને વધુ નફા મળતા જાય છે. ખાસ કરીને જૂના વેપારીઓને તો ઘીકેળાં જ ઊડે છે. ઉત્પાદકો અને વેપારીઓ સામાન્ય રીતે ભાવની મંદી પસંદ કરતા નથી. ભાવની તેજી-મંદીમાં માનસશાસ્ત્રનો એક ખાસ વ્યાપાર પણ કામ કરે છે. ભાવ વધતા હોય છે ત્યારે બધા વેપારીઓ તેજી જ જુએ છે અને ભાવ પડવા માંડે છે ત્યારે બધા જ વેપારીઓ મંદી જોયા કરે છે. આવે વખતે કુશળ ગણતરી

કરનાર અને ધીરજવાળો માણસ ફાવી જાય છે. બાકી મોંઘવારી દરમ્યાન નફા બહુ મોટા મળે તેનો આનંદ અને સોંઘવારીમાં નફા ઓછા થઈ જાય તેનો શોક એ પણ એક માનસિક ઘટના જ હોય છે. કારણ મોંઘવારીમાં પૈસા વધારે મળે પણ તેની ખરીદશક્તિ ઘટી ગયેલી હોવાથી અને સોંઘવારીમાં પૈસા ઓછા મળે પણ તેની ખરીદશક્તિ વધારે હોવાથી ખરી આર્થિક સ્થિતિમાં બહુ મહત્ત્વનો ફેર પડતો નથી.

ઉત્પાદક તથા વેપારી કંપનીઓ સામાન્ય રીતે દેણદાર હોય છે તેથી પણ મોંઘવારીમાં તેમને લાભ થાય છે. જો કે એ કંપનીઓના ભાગીદારોમાંના ઘણા વૈયક્તિક રીતે તો લેણદાર પણ હોય છે.

મોંઘવારીના વખતમાં આયાત વધારે થાય છે અને નિકાસ પ્રમાણમાં ઓછી થાય છે. આયાત માલની કિંમત ચૂકવવા માટે દેશમાંથી સોનુંરૂપું બહાર જાય છે. કાગદી નાણું તો પરદેશમાં કશી કિંમતનું નથી હોતું એટલે સોનુંરૂપું જ બહાર મોકલવું પડે છે. જો કે આવાં યુદ્ધને કારણે થતી મોંઘવારીમાં તો આયાતનિકાસ બન્ને પ્રમાણમાં ઓછાં થઈ જાય છે. પણ તેનું કારણ મોંઘવારી કે સોંઘવારી નહિ પણ યુદ્ધને લીધે આયાત નિકાસ કરવાની બિન–સલામત પરિસ્થિતિ એ છે.

૩. વ્યાજના દર ઉપર અસર : સાધારણ રીતે એમ માનવામાં આવે કે મોંઘવારી મુખ્યત્વે તો ચલણના જથામાં થતા વધારાને કારણે થાય છે અને નાણાંના જથામાં જો વધારો થયો હોય તો છત અને માંગના સામાન્ય નિયમ પ્રમાણે વ્યાજના દર ઘટી જવા જોઈએ. પણ જોવામાં એમ આવે છે કે તેજીના વખતમાં વ્યાજના દર ઊંચા હોય છે. અને મંદીના વખતમાં વ્યાજના દર નીચા હોય છે. એનું કારણ એ હોય છે કે તેજીના વખતમાં નાણાંની છત વધેલી હોય તો પણ એ વધેલી છત કરતાં પણ નાણાંની માંગ વધારે હોય છે. કારણ તેજીમાં ઉત્પાદકો અને વેપારીઓને મોટા નફા મળે છે તેથી તેઓનું વલણ પોતાના ધંધા વધારવા તરફ હોય છે અને તેઓ વધારે ને વધારે મૂડી રોકવા તત્પર હોય છે. લોકો પાસેથી સીધાં નાણાં મળે તો તે તો તેઓ લે જ છે, પણ બૅન્કો પાસેથી પણ વધારે ઉપાડ કરે છે. એટલે વ્યાજનો દર વધે છે. જ્યારે મંદી હોય અને નફાની આશા ઓછી હોય ત્યારે ધંધા પણ મંદ ચાલે છે, ઓછી મૂડીની જરૂર પડે છે, બૅન્કમાંથી ઉપાડ કરવાની ધંધાદારીઓને જરૂર નથી હોતી, એટલે મંદીના વખતમાં વ્યાજના દર નીચા જાય છે. જો કે મંદીના વખતમાં ઉત્પાદકો ભવિષ્યમાં વધુ નફો મેળવવાની આશાએ માલ સંઘરી પણ રાખે છે અને સંઘરો કરી રાખવા માટે તેમને વધારે મૂડીની જરૂર પડે છે અને તે માટે તેઓ વ્યાજ આપવા તૈયાર પણ થાય છે. એટલે તેજીના

વખતમાં વ્યાજના દર વધવાનો સંભવ જેટલો હોય છે તેટલો સંભવ મંદીમાં વ્યાજના દર ઘટવાનો હોતો નથી.

૪. मजूरवर्ग : એ કહેવાઈ ગયું છે કે મોંઘવારીના પ્રમાણમાં મજૂરીના દરમાં વધારો થતાં હમેશાં વાર લાગે છે. જો કે સોંઘવારી થવા માંડે ત્યારે દરમાં ઘટાડો પણ ઝટ ઝટ થઈ શકતો નથી. અમુક ખાસ અપવાદરૂપ સંજોગો છોડી દઈએ તો સામાન્ય રીતે એમ કહી શકાય કે મોંઘવારીમાં મજૂરોને લાભ નથી. કારણ મોંઘવારીને લીધે એકદમ કાંઈ મજૂરીના દર વધતા નથી અને દર વધ્યા પછી પણ નાણાંની ખરીદશક્તિ ઘટી ગયેલી હોવાથી તેમાં મજૂરોને ખાસ લાભ મળતો નથી. પણ સોંઘવારી થાય ત્યારે તેમને અચૂક લાભ થાય છે. કારણ મજૂરીના દરમાં ઘટાડો થતાં વાર લાગે છે, એટલી વાર તેઓ બચત કરવા ધારે તો કરી શકે છે.

પણ મોંઘવારી થાય ત્યારે ઉત્પાદન પ્રવૃત્તિ અને વેપાર બન્ને વધે છે. એટલે મજૂરોને કામ વધારે મળે છે. તે વખતે બેકારી બિલકુલ રહેતી નથી. સોંઘવારીના વખતમાં વેપારધંધામાં મંદી હોવાથી બેકારી વધી પડે છે.

૫. बांधी आवकवाळो वर्ग : પેન્શન ઉપર, વ્યાજ ઉપર અથવા ભાડાંની આવક ઉપર રહેનારા, તથા સરકારી ખાતાંમાં તથા બીજે નોકરી કરનારા એવા બાંધી આવકવાળા વર્ગને મોંઘવારીના વખતમાં બહુ હાડમારી વેઠવી પડે છે અને સોંઘવારીના વખતમાં બહુ લાભ થાય છે. કારણ આવકમાં ઝાઝો ફેર પડતો નથી અને ખર્ચ વધી જાય છે. વ્યાજ કે ભાડાના દર થોડા વધે અથવા મોંઘવારી ભથ્થું થોડું મળે પણ તે વધેલી મોંઘવારીના જેટલું વધારે નથી મળતું. સોંઘવારીમાં ખર્ચ ઓછું થાય છે એટલે રૂપિયા આના પાઈમાં આવકની રકમ એની એ જ રહેતાં છતાં હકીકતમાં એ રકમની ખરીદશક્તિ વધી ગયેલી હોવાથી એ આવકમાં વધારો થયા બરાબર જ થાય છે.

૬. सर्वसामान्य असर : મોંઘવારીનું એક સર્વસામાન્ય નુકસાન એ છે કે, તે વખતે લગભગ બધા જ વર્ગના હાથમાં પૈસો વધારે આવે છે અને પૈસાની કિંમત બહુ ઘટી ગયેલી હોવાથી એ બહુ છૂટથી વાપરવાની ટેવ પડી જાય છે. આવી રીતે પડી ગયેલી ટેવ કાયમ રહી જાય છે અને પરિસ્થિતિ બદલાતાં એ ટેવ એકદમ છૂટી શકતી નથી. બીજું નુકસાન એ છે કે કેટલાક માણસોની આવક વધેલી મોંઘવારીને કારણે જેટલી વધવી જોઈએ તે કરતાં ઘણી વધારે વધી જાય છે અને કેટલાકની આવક બિલકુલ નથી વધતી અથવા વધવી જોઈએ તે પ્રમાણમાં નથી વધતી એટલે સમાજમાં ભારે આર્થિક અસમાનતા પેદા થાય છે.

હકીકત એ છે કે, આખા સમાજની દૃષ્ટિએ વિચાર કરીએ તો ભાવોની મોટી અને ઝડપી ઊથલપાથલો આર્થિક પ્રગતિ અને સુખશાન્તિ માટે બિલકુલ ઇષ્ટ નથી. દુનિયાનો અર્થવ્યવહાર શાન્તિથી અને સરળતાથી ચાલે તે માટે એ ખૂબ જ આવશ્યક છે કે ભાવોમાં ઠીક ઠીક સ્થિરતા રહે.

૨૯. ગયા મહાયુદ્ધ પછી ભાવોની જે મોટી ઊથલપાથલો થયાં કરી છે તેને લીધે આ મહત્ત્વના મુદ્દા ઉપર ઘણા અર્થશાસ્ત્રીઓ અને વિચારકોનું ધ્યાન ખેંચાયું છે. નાણાંશાસ્ત્ર ઉપર લખનારા લેખકોમાંથી ઘણા એવા અભિપ્રાયના છે કે કોઈ પણ દેશના ચલણનો બીજા દેશના ચલણ સાથેના હૂંડિયામણનો દર સ્થિર રહે એ પરદેશી વેપાર માટે આવશ્યક હોવા છતાં, દેશની અંદરના ભાવોમાં સ્થિરતા રહે એ ઘણું વધારે આવશ્યક છે. મુખ્યત્વે બ્રિટિશ વેપારના હિતને નજરમાં રાખીને આપણા રૂપિયાને સ્ટર્લિંગ સાથે જોડવામાં આવ્યો છે અને હૂંડિયામણના દર પણ બ્રિટિશ વેપારીઓના હિતની દૃષ્ટિએ જ વખતોવખત ફેરવવામાં આવ્યા છે, તેને લીધે આપણી આંતરિક અર્થ-વ્યવસ્થામાં ઘણી મુશ્કેલીઓ ઊભી થઈ છે અને આપણા ખેડૂતોને તેમ જ બીજા ઉત્પાદકો અને વેપારીઓને ઘણું સહન કરવું પડયું છે. દેશની અંદર નાણાંનું મૂલ્ય સ્થિર રહે અને તેને પરિણામે ભાવોની પણ સ્થિરતા રહે એ પરદેશી વેપાર કરતાં પણ દેશની આર્થિક પ્રગતિને માટે વધારે આવશ્યક છે. માટે દરેક દેશે પોતાના ચલણના જથા ઉપર કાળજીપૂર્વક અંકુશ રાખીને પોતાની નાણાં સંબંધી નીતિનું નિયમન કરવું જોઈએ. અને બધા જ દેશો આ પ્રમાણે નિયમન કરે તો પછી એક દેશના બીજા દેશ સાથેના વેપારનું આપો-આપ નિયંત્રણ થાય.

૨૬. આ નિયમન શી રીતે થઈ શકે એ બહુ મોટો અને વિકટ પ્રશ્ન છે. એ દિશામાં સંગીન મદદરૂપ થઈ શકે એવા હેતુવાળી ભવિષ્યના ચલણ વિષેની યોજના આગળના પ્રકરણમાં રજૂ કરવામાં આવી છે.

# પ્રકરણ ૧૪ મું

## ભવિષ્યના ચલણની યોજના

૧. નાણાંની શોધ મૂળ તો વિનિમયના એક સાધન તરીકે થઈ, અને એ સારું સાધન થઈ શકે એ માટે એના પોતાના મૂલ્યમાં ઠીક ઠીક પ્રમાણમાં સ્થિરતા રહેવી જોઈએ એવો અનુભવ થયો. સોનારૂપાનાં નાણાંમાં તથા તેના આધાર ઉપર ચાલતા ચલણમાં શરૂ શરૂમાં ઠીક સ્થિરતા રહી પણ ગયા મહાયુદ્ધ પછી નાણાંના મૂલ્યમાં બહુ મોટી ઊથલપાથલો થઈ છે. સોનાચલણની ખામીઓમાં આપણે જોઈ ગયા છીએ કે ચલણના આધારરૂપ સોનાનો મોટો ભાગ ચાલુ. વિશ્વયુદ્ધ પહેલાં અમેરિકા અને ફ્રાન્સ, એ બે દેશો જ દબાવીને બેસી ગયા હતા. ચલણના આધાર તરીકે સોનારૂપાને રાખવાં, એ પણ છેવટે તો એક સાધન છે. સાધ્ય તો ભાવોની સ્થિરતા રહે એ છે. અને તેમાંયે પરદેશ સાથેના વ્યવહારોમાં ભાવોની સ્થિરતા રહે એ જેટલું મહત્ત્વનું છે, તે કરતાં દેશની અંદર ભાવોની સ્થિરતા રહે એ વધારે મહત્ત્વનું છે. પણ આ જાતની સ્થિરતા લાવવાનું બરાબર સાધી શકાયું નથી.

૨. બીજું, તત્ત્વતઃ જોતાં નાણું એ કાંઈ સંપત્તિ નથી. નોટો તો કેવળ ધાતુના સિક્કાની પ્રતિનિધિ છે અને ધાતુના સિક્કામાં રહેલી ધાતુ પણ ઉપભોગની દૃષ્ટિએ જોઈએ તો કાંઈ બહુ મહત્ત્વની કે આવશ્યક એવી સંપત્તિ નથી. પણ પોતાની પાસે નાણું હોય તો એ નાણાં વડે પોતાને જે વસ્તુ જ્યારે જોઈએ ત્યારે મળી શકે એવી અર્થવ્યવસ્થા સ્થાપિત થઈ ગઈ છે, તેથી નાણું એ જ સંપત્તિ છે એમ માનીને લોકો પોતાનો સઘળો વ્યવહાર ચલાવે છે. પોતાના ભવિષ્યના ઉપયોગ માટે બીજી ઉપભોગ–યોગ્ય સંપત્તિ નહિ પણ નાણું બચાવીને સંઘરી રાખે છે. આ સંઘરેલું નાણું ઘરમાં રાખી મૂકેલું હોય, બૅન્કમાં અનામત રાખ્યું હોય કે કોઈ ઉદ્યોગધંધામાં રોકયું હોય, એ જુદો પ્રશ્ન છે. આપણે ચર્ચવાના મુદ્દા સાથે એનો સંબંધ નથી. પોતાનું નાણું ગમે ત્યાં રાખ્યું હોય, પણ તેના ઉપરના માલકીહકની અર્થવ્યવસ્થા ઉપર શી અસર થાય છે એ પ્રસ્તુત પ્રશ્ન છે. અત્યારે હસ્તી ધરાવતાં નાણાંના બહુ મોટા જથા ઉપર તો સમાજના બહુ નાના વર્ગની જ માલકી છે. નાણાં વડે જે જોઈએ તે મળી શકે છે તેનો અર્થ એ જ છે, જેમની પાસે નાણાં હોય છે તેઓ, જે માણસોને નાણાંની ગરજ અથવા તંગી હોય — અને બહુ મોટા જનસમુદાયને

નાણાંની ગરજ અથવા તંગી કાયમ હોય જ છે અથવા તેમને નાણાંની ગરજ રહે એવી પરિસ્થિતિ ઊભી કરવામાં આવે છે — તેમના ઉપર, તેમની પાસેની વસ્તુઓ તથા કામગીરીઓ મેળવવા હુકમો છોડવાની સત્તા ભોગવે છે. સમાજમાં જુદા જુદા અનેક માણસોના સહકારથી પેદા થયેલી વસ્તુઓ અથવા લોકોની સેવાઓ અથવા કામગીરીઓ, કોઈ પણ માણસ ભોગવે તો તેના બદલામાં સમાજના ઉત્પન્નમાં તેણે પોતાનો ફાળો આપવો જોઈએ અથવા સમાજને કોઈ ને કોઈ રૂપમાં પોતાની સેવા આપવી જોઈએ, એ ન્યાય આ જાતની પરિસ્થિતિને લીધે સચવાતો નથી. કેવળ ઉપભોગ–યોગ્ય સંપત્તિ ઉપર જ માલકી ધારણ કરી શકાતી ત્યાં સુધી તો માણસ પોતે ભોગવી શકે એટલી જ સંપત્તિ પોતાની પાસે રાખી શકતો અને સહેજ વધારે રાખવા જાય તો તેને બરાબર સાચવીને સંઘરી રાખવા માટે તેને કાંઈ ને કાંઈ મહેનત કરવી પડતી. પણ નાણું તો અજબ ચીજ છે. તેને સાચવવા ખાસ કશી મહેનત કરવી પડતી નથી એટલું જ નહિ પણ બેન્કમાં થાપણ તરીકે મૂકતાં સચવાવાની સાથે તેના ઉપર વ્યાજ મળે છે. એટલે તેની ઉપરના માલકી હકને લીધે કશું સમાજોપયોગી કામ કર્યા સિવાય જ્યાં સુધી પોતાની પાસે નાણું હોય ત્યાં સુધી એટલે કે વર્ષો સુધી સમાજ પાસેથી પોતાને જોઈતી વસ્તુઓ અને સેવાઓ માણસ મેળવી શકે છે. ઉત્પત્તિનાં સાધનો ઉપરના માલકી હકને લીધે જેમ બીજા અનેકનું શોષણ કરવાનો અવકાશ મળે છે, તેમ નાણાં ઉપરના માલકીહકને લીધે આળસુ પડી રહી સમાજ ઉપર બોજારૂપ થવાનો જાણે હક મળે છે.

૩. સ્વપર્યાપ્ત અર્થવ્યવસ્થામાં નાણાંની આટલી બધી જરૂર જ પડતી નહોતી. ખેતી અને તેને પોષક હાથઉદ્યોગો ઉપર નભતો સમાજ — ગામડું અથવા થોડાંક ગામડાંના સમૂહવાળો પ્રદેશ — નાણાં વિના અથવા બહુ થોડાં નાણાંથી પોતાનો વ્યવહાર ચલાવી શકતો. પણ, અત્યારની વિરાટ પાયા ઉપરની અને વિશેષ કેન્દ્રિત સ્વરૂપની અર્થવ્યવસ્થામાં નાણાંના પંજામાંથી ભાગ્યે જ કોઈ માણસ બચી શકે એમ છે. દરેકે દરેક માણસને ડગલેને પગલે આજે નાણાંની જરૂર પડે છે. છેક અંદરનાં અને તદ્દન નાનાં નાનાં ગામડાંમાં પણ શહેરોનાં અને પરદેશનાં કારખાનાંમાં બનતી વસ્તુઓ દાખલ થઈ ગઈ છે. તે ખરીદવા માટે એ ગામડાંના લોકોને નાણાંની જરૂર પડે છે. વળી જમીન મહેસૂલ ભરવા માટે પણ નાણાંની જરૂર પડે છે. આ નાણાં મેળવવા તેમને પોતાનો પાક બહારના વેપારીઓને વેચવાની જરૂર પડે છે. આ આખો વ્યવહાર તેમના એટલા ગેરલાભમાં ચાલ્યો છે કે આજે આ ગામડાંના લોકો શાહુકારોના દેવામાં સપડાઈ ગયા છે એટલે એ દેવાનું વ્યાજ ભરવા નાણાંની જરૂર પડે છે. વળી આવાં ગામડાંમાં સરકારે દારૂનાં પીઠાં દાખલ કર્યાં છે અને તેની

લતમાં આ લોકો એવા ફસાઈ ગયા છે કે તેમાં બરબાદ થયાં જ કરે છે. નાણાંને જોરે ગામડાંની ચાલતી આ લૂંટમાંથી કોઈ કુટુંબ અથવા ગામ બચવાનો વિચાર કરે અને આર્થિક બાબતમાં સ્વપર્યાપ્ત થવા ઇચ્છે, બહારની વસ્તુઓ ખરીદવાનું બંધ કરે, દારૂની લત છોડે, તોપણ જ્યાં સુધી તેને સરકારનું જમીન મહેસૂલ અને શાહુકારનું દેવું ભરવાનું ઊભું છે ત્યાં સુધી તે નાણાંની ચુંગાલમાંથી છૂટી શકે એમ નથી. નાણાં માટે તેને પોતાનો પકવેલો માલ અથવા પોતાની જાતમહેનત વેચવી જ પડે છે અને એ સોદો તેના ગેરલાભમાં ઊતરે છે.

૪. અત્યારનો નાણાંવ્યવહાર એટલો બધો અટપટો થઈ ગયો છે કે તેની આંટીઘૂંટીમાં નાણાંનિષ્ણાતો લોકોને ક્યાં ગૂંચવી નાખે છે તે સાધારણ માણસને સમજવું પણ મુશ્કેલ પડે છે. ઉત્પત્તિનાં સાધનો ઉપર માલકી હક ધરાવતા મૂડીદારો કરતાં પણ નાણાંવ્યવહારમાં ચાલાક નાણાંપતિઓ અત્યારની અર્થવ્યવસ્થામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે અને સમાજના ઉત્પાદનમાંથી સિંહ-ભાગ ઉઠાવી જાય છે.

૫. અત્યારની નાણાં વ્યવસ્થાને લીધે થતા આવા બધા અન્યાયો દૂર કરવા માટે એ વ્યવસ્થા સુધારવા નાણાં વિષે અનેક યોજનાઓ રજૂ કરવામાં આવે છે. અલબત્ત એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે અત્યારની અર્થ-વ્યવસ્થા કાયમ રહે ત્યાં સુધી કેવળ નાણાં વિષેની અમુક કે તમુક યોજના કરવાથી અત્યારના આર્થિક અન્યાયો દૂર થઈ શકે એમ નથી. એ માટે તો ઉત્પાદનની આખી પદ્ધતિ જ ધરમૂળથી બદલવાની જરૂર છે. અને એ નવી અર્થરચનામાં નાણાંની નવી યોજના પણ ગોઠવવી જોઈએ. છતાં અહીં નાણાં અથવા ચલણ વિષેની જે યોજના રજૂ કરી છે તે નવી અર્થરચનાને અનુકૂળ આવે એવી છે. આ યોજનામાં ચલણના આધાર અથવા તેની પાછળના ટેકા તરીકે સોનું રૂપું રાખવાને બદલે પ્રાથમિક જરૂરિયાતની અને વિશેષ પ્રમાણમાં વપરાતી અમુક વસ્તુઓ રાખવામાં આવે એવી સૂચના છે. એટલે ચલણી નોટ અમુક વજન અને કસના સોનાની પ્રતિનિધિ ગણાવાને બદલે પ્રાથમિક જરૂરિયાતના અમુક કાચા માલની પ્રતિનિધિ ગણાય.

૬. કેટલાક અમેરિકન અર્થશાસ્ત્રીઓએ આ સૂચના કરેલી છે અને યુનાઇટેડ સ્ટેટ્સ માટે, કેટલાક પસંદ કરેલી ૨૪ વસ્તુઓના અમુક માપના સમૂહના અને કેટલાક એથી વધારે વસ્તુઓના સમૂહના પ્રતિનિધિ તરીકે ડૉલરને ગણવો એમ સૂચવે છે. ડૉલર અમુક નક્કી કરેલા વજન અને કસના સોનાનો ગણાવાને બદલે અમુક નક્કી કરેલી વસ્તુઓના અમુક સમૂહનો ગણાય. એ વસ્તુઓ જે પ્રમાણમાં વપરાશમાં આવતી હોય તે પ્રમાણમાં પેલા સમૂહમાં

એમને સ્થાન આપવામાં આવે. દા. ત. દસ ડૉલરની નોટ આવી ૨૪ વસ્તુઓના સમૂહ, જેનું કુલ વજન ધારો કે ૨૪ મણ થતું હોય તેના પ્રતિનિધિરૂપ ગણવામાં આવે તો તેમાં ઘઉં બે મણ, રૂ એક મણ, ખાંડ પા મણ, એ પ્રમાણે વપરાશના મહત્ત્વ અનુસાર ઓછુ વધારે પ્રમાણ મૂકી તેનો કુલ સરવાળો ૨૪ મણ કરવામાં આવે.* બધી વસ્તુઓ એક જ પ્રમાણમાં લેવામાં આવે તો ન્યાય ન સચવાય અને મુશ્કેલી પણ ઊભી થાય. આ પ્રમાણે ગોઠવવામાં આવે તો દસ ડૉલરની નોટ એ કુલ ૨૪ મણ વજનની ૨૪ વસ્તુઓના સમૂહની પ્રતિનિધિ ગણાય. સરકારનું ચલણખાતું આવા વસ્તુસમૂહને અમર્યાદ જથામાં તેના નક્કી કરેલા ભાવે પોતાની મહેસૂલ અથવા કરના ભરણા તરીકે સ્વીકારવા, તેમ જ કોઈ વેચવા આવે તો તેની પાસેથી એ વસ્તુ સમૂહને ખરીદવા અને ખરીદવા આવે તો એ વસ્તુસમૂહને વેચવા માટે બંધાય, જેમ ચલણી નોટના બદલામાં સોનું આપવા કે લેવા બંધાય છે તેમ. આમાં ખરીદ અને વેચાણનો ભાવ એક રાખવો કે એમાં સહેજ ફેરફાર રાખવો એ વિગતનો પ્રશ્ન છે. ફેરફાર એટલા માટે કે આ વસ્તુસમૂહરૂપી કાચો માલ પોતાના ભંડારોમાં વહી જવાનું તથા ત્યાં સાચવવાનું ખર્ચ સરકારને પડે. આવું ખર્ચ પા અડધા ટકાથી વધારે ન આવે અને સરકાર જો એ ભોગવી લે તોપણ તેમાં સરકારનું એકંદર ખર્ચ બહુ વધી જવાનો સંભવ નથી. અથવા જેમ ટંકશાળમાં નાણું પાડી આપવાનું મહેનતાણું લે છે તેમ વેચાણભાવ કરતાં ખરીદભાવ એકાદ ટકો ઓછો રાખવામાં આવે તો પણ લોકો વાંધો ઉઠાવે નહિ. ચલણી નોટો સામે તેના અમુક ટકા સોનું રૂપું અનામત રાખવામાં આવે છે તેને બદલે આ યોજનામાં આધારભૂત વસ્તુઓ સોએ સો ટકા કિંમતની અનામત રાખવામાં આવે, જેથી સરકારને વધારે પડતી નોટો છાપવાની લાલચ જ કદી ઊભી થાય નહિ.+

૭. આપણા દેશ માટે આવી યોજના કરવી હોય તો ચલણના આધાર અથવા પાયા તરીકે નીચેની વસ્તુઓ રાખવાનું અનુકૂળ આવે એમ લાગે છે.

| | | |
|---|---|---|
| ઘઉં | ઘી | હાથે કાંતેલું સૂતર |
| ચોખા | તેલ | ખાદી |
| જવ | સરસિયું | શણ |

* ઉપર બે મણ ઘઉં, એક મણ રૂ વગેરે પ્રમાણ મૂક્યું છે તે પ્રમાણે વાસ્તવિક રીતે વપરાશ છે એ માટે નહિ, પણ એક ધારણા ખાતર જ મૂક્યું છે.

+ અમેરિકન યોજનાની આ રૂપરેખા પ્રિન્સિપાલ બી. આર. શીનોયના તા. ૨૩-૪-૪૪ના 'ધિ ઈસ્ટર્ન ઇકોનોમિસ્ટ'માં આવેલા 'એ કૉમોડિટી રીઝર્વ કરન્સી' નામના લેખમાંથી તારવી કાઢેલી છે.

| | | |
|---|---|---|
| અળસી | ખાંડ | ગુણપાટ |
| સરસવ | ચાહ | પકવેલાં ચામડાં |
| તલ | ગોળ | કોલસા |
| કોપરું | રૂ | મીઠું |
| મગફળી | કપાસિયા | ઘાસ |

આ યાદી વધારી કે ઘટાડી શકાય. જુવાર અને બાજરી એ મુખ્ય વપરાશની અને બહુ મહત્ત્વની ચીજો હોવા છતાં એ ઝટ સળી જાય છે તેથી જ આ યાદીમાં સૂચવી નથી. પણ જો એને સારી રીતે લાંબો વખત સાચવી રાખવાની સહેલી રીત શોધી કાઢવામાં આવે તો આ યાદીમાં એનો નંબર ઘણો ઊંચો આવે.

૮. અમેરિકન યોજનામાં નાણાંના આધારભૂત અનામત તરીકે વસ્તુઓના આખા સમૂહને રાખવાનું સૂચવવામાં આવ્યું છે. તે પ્રમાણે અનામત તરીકે સરકાર ભલે સઘળી વસ્તુઓ તેનું યોગ્ય પ્રમાણ ગોઠવીને તે પ્રમાણમાં રાખે, પણ લોકોને માટે તો નક્કી કરેલી યાદીમાંથી કોઈ પણ વસ્તુના રૂપમાં કર ભરવાની છૂટ હોવી જોઈએ અને યાદીમાંની કોઈ પણ વસ્તુ નક્કી કરેલે ભાવે ખરીદવા તેમ જ વેચવા સરકાર બંધાયેલી હોવી જોઈએ. આવી છૂટ રાખવાનું મુખ્ય કારણ એ છે કે જે પ્રદેશમાં જે વસ્તુ પેદા થતી હોય અથવા કર ભરનાર પોતે જે વસ્તુ પેદા કરતો હોય તે વસ્તુના રૂપમાં કર ભરવાની લોકોને સગવડ મળે. આ યોજનાનો મોટામાં મોટો લાભ જ આ છે. અત્યારે તો કર ભરનારાઓ પાસેથી નાણું માગવામાં આવે છે, જે તેઓ પેદા નથી કરતા, તેમ જે તેમની પાસે હોતું પણ નથી. નાણું પેદા કરે છે સરકાર અને હોય છે થોડાક શેઠશાહુકારોની પાસે. આને લીધે ઉત્પાદકો કર ભરતી વખતે સંકડામણમાં આવે છે. અમુક તારીખ પહેલાં કર ભરવા માટે નાણાં જોઈએ જ તે ખાતર પોતાનો માલ તેમને સસ્તે ભાવે વેચી નાખવો પડે છે અને પછી એ જ વસ્તુની જરૂર પડે ત્યારે મોંઘે ભાવે ખરીદવી પડે છે. આ યોજનાથી નક્કી કરેલા ભાવે જ તેઓ પોતે પેદા કરેલી વસ્તુઓ સરકારને આપશે અને એ વસ્તુઓ પોતાને જોઈતી હશે ત્યારે લગભગ એ જ ભાવે સરકારી ભંડારમાંથી મેળવી શકશે. સરકાર આ ભાવ કયે ધોરણે નક્કી કરે એ વિચારવાનું રહે છે. ચાલુ યુદ્ધ પહેલાંના અમુક વર્ષોના ભાવની સરેરાશ કાઢી તે ઉપરથી દરેક વસ્તુના ભાવ નક્કી કરી શકાય. અને સરકાર એ જ ભાવે એ વસ્તુઓ વેચવા તથા ખરીદવા બંધાયેલી હોય એટલે એ પ્રમાણે ભાવો સ્થિર રહે.

૯. પ્રાથમિક જરૂરિયાતની અને મહત્ત્વની વસ્તુઓમાં સ્થિરતા આવી જાય એ આ યોજનાનો બીજો મોટો લાભ છે. ચલણના આધારભૂત રાખેલી

વસ્તુઓના ભાવ મુકરર અને સ્થિર રહેશે તેને પરિણામે બીજી સઘળી વસ્તુઓના ભાવમાં પણ સ્થિરતા રહેશે. આધારભૂત ગણેલી કેટલીક વસ્તુઓ કાચા માલના સ્વરૂપની છે. તૈયાર માલના ભાવનો આધાર મુખ્યત્વે કાચા માલ ઉપર હોઈ, તેમાંથી બનતા તૈયાર માલના ભાવમાં પણ સ્થિરતા આવશે. પણ આ વસ્તુઓ કોઈ વર્ષમાં વધારે ઓછી પાકી અથવા ઉત્પન્ન થઈ તો તેથી ભાવમાં ફેર નહિ પડી જાય? ફેર જરૂર પડે પણ સરકાર પાસે આ વસ્તુઓનો મોટો જથો સિલક હોઈ સરકારી ભાવ હમેશાં બજારભાવ ઉપર બહુ જબરા અંકુશ તરીકે કામ કરશે. ધારો કે આધારભૂત ઘણી વસ્તુઓમાંથી કેટલીકનું ઉત્પન્ન કોઈ વર્ષમાં વધી ગયું અને તેને લીધે બજારભાવમાં મંદી આવી. તેવે વખતે બજારભાવ કરતાં સરકારનો બાંધેલો ભાવ વધારે હોઈ લોકો પોતાની વસ્તુઓ સરકારને વેચવા જશે. લોકો પાસે ચલણી નોટો વધારે આવી જશે અને ચલણનો જથો વધી પડશે. એ વધેલો જથો ભાવોને પડતા અટકાવવામાં અંકુશરૂપ નીવડશે એટલું જ નહિ પણ ભાવોને ઊંચા ચઢાવશે. તેથી ઊલટું આપણે ધારીએ કે આધારભૂત ગણવામાં આવેલી વસ્તુઓમાંથી કેટલીકનું ઉત્પન્ન દર વર્ષ કરતાં ઓછું થયું છે અને તેથી ભાવમાં તેજી આવી છે તો સરકારી ભાવ ઓછો હોઈ લોકો નોટો લઈને સરકાર પાસે ખરીદી કરવા જશે. એટલે બજારમાં વસ્તુઓનો જથો વધશે અને ચલણનો જથો ઘટશે. પરિણામે તેજી ઊતરી જશે અને ભાવ સરખા થવા પામશે. બીજી વાત એ છે કે ચલણની સામે સો એ સો ટકા અનામત રાખવાનો નિયમ હોઈ સરકારને મનસ્વી રીતે ચલણનો ફુગાવો કે ઘટાડો કરવામાં કશો સ્વાર્થ નથી રહેતો. એટલે ચલણના ફુગાવા કે સંકોચને કારણે ભાવની જે ઊથલપાથલ થાય છે તે થવાનો આ યોજનામાં અવકાશ જ નથી રહેતો.

૬૦. આ યોજનાનો બહુ મોટો લાભ તો એ છે કે, સમાજની પ્રાથમિક અને મહત્ત્વની જરૂરિયાતના રૂપમાં રાખેલો અનામત જથો લડાઈના વખતમાં અથવા તો બીજી આફતના વખતમાં બહુ કામ આવે છે. દુકાળને વખતે સરકાર પાસેનો આ સંગ્રહ વેપારીઓની નફાખોરી ઉપર મોટા અંકુશરૂપ થઈ પડે છે. ચલણની સામે રાખવામાં આવેલું અનામત સોનું બીજા દેશમાંથી વસ્તુઓ ખરીદવાના કામમાં આવી શકે છે ખરું, પણ લડાઈના વખતમાં તો પરદેશથી માલ આવવાની સલામતી જ બહુ ઓછી હોય છે. ચાલુ લડાઈમાં શરૂઆતના વખતમાં જર્મનીએ જ્યારે ઇંગ્લંડની આસપાસના સમુદ્રોમાં સુરંગો પાથરી દીધી હતી ત્યારે અમેરિકાથી અને બીજા દેશોમાંથી ખોરાક વગેરે મેળવવામાં ઇંગ્લંડને કેટલી મુસ્કેલી પડી હતી તે સૌ જાણે છે. આ પ્રથામાં

તો સરકારના ભંડારોમાં જ રોજના વપરાશની મુખ્ય મુખ્ય વસ્તુઓ મોટા જથામાં મોજૂદ હોય છે.

૧૧. આ યોજનામાં બે મુશ્કેલીઓ રહેલી છે. પહેલી મુશ્કેલી આ બધી વસ્તુઓના વાહનખર્ચની અને તેની યોગ્ય સાચવણીની છે. વાહન ખર્ચની મુશ્કેલીને પહોંચી વળવા માટે એ આવશ્યક છે કે સરકારે સ્થળે સ્થળે પોતાના ભંડારો રાખવા જોઈએ. જુદા જુદા પ્રદેશના ભંડારમાં તે તે પ્રદેશનો માલ મોટે ભાગે રહે. અને સાચવવાની બાબતમાં તો વેપારીઓ જો પોતાની વખારોમાં બાર બાર મહિના ચાલે એટલો માલ સાચવીને ભરી રાખે છે તો સરકાર શું કામ ન રાખી શકે? પણ વેપારીની તો માલ ઉપર ખાનગી માલકી હોઈ માલમાં સળો લાગતો અથવા બીજી રીતે માલને બગડતો અટકાવવા તે બહુ કાળજી રાખે છે. સરકારી ખાતું આવી કાળજી રાખી શકે ખરું? સરકાર જો પ્રજાકીય હોય અને સરકારી અમલદારો જો જવાબદારીના ભાનવાળા તથા પોતાના કામની આવડતવાળા હોય તો જરૂર સરકાર પણ આવી કાળજી રાખી શકે. આ યોજનામાં લોકહિત એટલું બધું રહેલું છે કે વસ્તુઓની સારી સાચવણી માટે સારી રીતો શોધી કાઢચે જ છૂટકો છે. દરેક પ્રદેશની સ્થાનિક પેદાશની સાચવણીની રીત તે તે પ્રદેશોમાં જાણીતી હોય છે. ભંડારો સારા શાસ્ત્રીય ઢબે બંધાવેલા હોય અને વસ્તુઓને સાચવવાની શાસ્ત્રીય રીતોના જાણકાર અને કાળજીવાળા ભંડારીના તાબામાં તે ભંડારો હોય તો જરૂર સારી સાચવણી થઈ શકે.

૧૨. બીજી મુશ્કેલી પરદેશ સાથેના વેપારમાં એક દેશના ચલણની બીજા દેશના ચલણ સાથે કયા ધોરણે સરખામણી કરવી અને બે ચલણ વચ્ચેના હૂંડિયામણનો દર કેવી રીતે નક્કી કરવો, તેની છે. બન્ને દેશમાં સોનાચલણ ચાલતું હોય તો આ મુશ્કેલી નથી આવતી. પણ આ યોજનામાં તો જુદા જુદા દેશના ચલણનું ધોરણ બહુ જુદું જુદું રહેવાનું. પણ પરદેશ સાથેના વેપારની એટલી બધી ચિંતા કરવાની જરૂર નથી. એક તો અત્યારે જુદા જુદા દેશો વચ્ચે જે વેપાર ચાલે છે તે વેપાર એ બન્ને દેશોને હિતકારી છે કે કેમ એ મોટો સવાલ છે. પરદેશનો ઘણો વેપાર તો પછાત દેશોના શોષણ અને લૂંટના સ્વરૂપનો છે. એવો વેપાર બંધ થઈ જાય તો કશું બગડી જવાનું નથી. જે વસ્તુઓ આપણા અથવા તો કોઈ પણ દેશમાં પરદેશથી મંગાવવી આવશ્યક જ હશે તેની વ્યવસ્થા તે તે દેશની સરકાર પોતાના દેશનાં વેપારીમંડળો મારફત કરી લેશે. એક દેશના વેપારીઓનું પ્રતિનિધિ મંડળ બીજા દેશમાં જઈ પોતાને કઈ વસ્તુઓ આપવાની છે અને પોતાને કઈ વસ્તુઓ જોઈએ છે તેની મસલત બીજા દેશના વેપારીઓના પ્રતિનિધિમંડળ સાથે કરીને વસ્તુઓના

સાટાના સોદા કરી શકે છે. છેવટે તો અત્યારે પણ જુદા જુદા દેશો વચ્ચેના વેપારમાં વસ્તુવિનિમય જ થાય છે. માત્ર વિનિમયના સાધન તરીકે માલની કિંમત નાણાંમાં નક્કી કરવામાં આવે છે. એ નાણાં કાંઈ એકબીજાને આપવા લેવાનાં હોતાં નથી. આ યોજના અમલમાં આવે તો બે દેશના ચલણની વસ્તુઓના સમૂહના રૂપમાં ઠરાવેલી ખરીદશક્તિ ઉપરથી એ બે ચલણની એક બીજા સાથેની સરખામણી થઈ શકે. અત્યારે પણ બિન-વટાવી કાગદી ચલણ લગભગ બધા જ દેશોમાં ચાલે છે, અને જુદાં જુદાં ચલણો વચ્ચેનો હૂંડિયામણનો દર તે તે ચલણની પોતપોતાના દેશમાં પ્રવર્તતી ખરીદશક્તિ ઉપરથી જ થાય છે. આ કેવી રીતે નક્કી કરવામાં આવે છે તેનું વિવેચન 'વેપારને અંગે ઊભી થતી લેવડદેવડની પતાવટ'વાળા પ્રકરણમાં આગળ કરવામાં આવ્યું છે.

# પ્રકરણ ૧૫ મું

# ઉધારવ્યવહાર અને શરાફી (બૅન્કિંગ)

### ઉધારવ્યવહાર અને નાણું

૧. આપણે જોઈ ગયા કે સુધરેલા સમાજોમાં એકબીજા સાથેનો વ્યવહાર રોકડેથી ચાલતો નથી, પણ પરસ્પર વિશ્વાસ ઉપર અથવા તો એક-બીજાની સાખ અથવા આંટને લઈને ચાલે છે. ઉધાર વ્યવહારથી રોકડ નાણું ઉપયોગમાં લીધા વિના માલની આપલેનો અથવા વિનિમયનો ઘણો વ્યવહાર ઉકેલી શકાય છે. કોઈ દુકાનદાર પોતાના બંધાઈ ગયેલા તથા વિશ્વાસપાત્ર ઘરાકને રોકડનાણું લીધા વિના નામે લખીને માલ વેચે અને છેવટે દિવાળી ઉપર હિસાબ ચૂકવી લે, તો ત્યાં લગી નાણાં વિના પેલા ઘરાકનું કામ સરે છે. તે જ પ્રમાણે દુકાનદાર વળી મોટા વેપારીને ત્યાંથી પોતાની સાખ ઉપર માલ લઈ આવે અને માલ વેચાઈ જાય ત્યારે નાણાં ભરી દે તો એટલા વખત સુધી તેનું કામ પણ નાણાં વિના સરે છે. અનેક વેપારીઓ વચ્ચે સામસામે વેચાણ ખરીદી થતી હોય અને તેઓ પોતપોતાના ચોપડામાં લખીને એક બીજાને માલ આપતા લેતા રહે તો તો છેવટે પણ નાણાંનો ખપ પડે નહિ, અથવા પડે તો બહુ થોડાં નાણાંનો ખપ પડે. દરેક વકરા અથવા ખરીદ વખતે રોકડનાણું આપવાને બદલે નામું રાખવામાં આવે છે, અને વરસ આખરે જમા ઉધારનો હિસાબ કાઢી જેની જેટલી બાકી નીકળે તેટલી તેને મજરે આપવામાં આવે છે, અથવા તેમ પણ ન કરે તો નવા વરસમાં એટલી બાકી ખેંચવામાં આવે છે. આવી રીતે વ્યવહારમાં લાખો રૂપિયાની ખરીદી વેચાણ થાય છે અને રોકડનાણું ઉપયોગમાં લીધા વિના નામાના વ્યવહારથી વેપારીઓ પોતાનું કામ ચલાવે છે. તે માટે ખાસ આવશ્યક વસ્તુ, સાખ અથવા આંટ છે. તેથી આંટ એ એક જાતનું નાણું જ છે એમ કહીએ તો ચાલે. દેશની અંદર તેમ જ બહારના બીજા દેશો સાથે કરોડો રૂપિયાનો વેપાર આવી રીતે આંટ ઉપર ઉધાર — રોકડનાણું ખપમાં લીધા વિના — ચાલે છે.

૨. ઉધાર વ્યવહાર માટે નામાના સાધન ઉપરાંત બીજાં પણ ઘણાં સાધનો વપરાય છે. અંગઉધાર ચિઠ્ઠી અથવા ખાતું (પ્રોમિસરી નોટ), બૅન્ક નોટ, હૂંડી, ચેક, ડ્રાફ્ટ. એ બધાં ઉધાર વ્યવહારનાં સાધનો છે. સરકારી

નાણું — ધાતુનું તેમ જ નોટોનું — તેના મારફત જેટલી માલની આપલે તથા લેવડદેવડ થાય તે કરતાં ઘણી વધારે આપલે આ સાધનો મારફત થાય છે. તેથી જ આપણે તેને આંટ ઉપર ચાલતું નાણું અથવા શરાફી નાણું કહ્યું છે. બજારમાં ફરતો નાણાંનો જથો, જેની બજારભાવ ઉપર અસર થાય છે, એ નક્કી કરવામાં આ શરાફી નાણાંનું મહત્ત્વ ઘણું વધારે છે.

### ઉધારવ્યવહાર અને મૂડી

૩. ઉધારવ્યવહારની દેશની મૂડી ઉપર અસર પડતી હોઈ કેટલાક એનું માહાત્મ્ય ઘણું વધારી દે છે અને એને એક અદ્ભુત શક્તિ તરીકે વર્ણવે છે. પણ એક વસ્તુ બરાબર ધ્યાનમાં રાખવાની છે કે ઉધારવ્યવહાર અથવા તો ધીરધારથી નવી મૂડી ઉત્પન્ન નથી થતી. ઉધારવ્યવહારથી નવી સંપત્તિ પણ નિર્માણ થતી નથી. પણ કોઈ માણસ પાસે મૂડી ન હોવા છતાં જો એ માણસની આંટ સારી હોય તો બીજા પાસેની મૂડી તેને વાપરવા મળી શકે છે. તેથી સમાજમાં હસ્તી ધરાવતી મૂડીના જથામાં વધારો થતો નથી, પણ એક માણસના હવાલામાંથી મૂડી બીજાના હવાલામાં જાય છે. પહેલો માણસ એ મૂડીનો ઉપયોગ ઉત્પાદક પ્રવૃત્તિમાં ન કરી શકત તેને બદલે બીજો માણસ પોતાની આવડત અને જ્ઞાનને લીધે તેનો ઉપયોગ ઉત્પાદક પ્રવૃત્તિમાં કરી શકે છે. એટલે ઉધારવ્યવહાર અથવા ધીરધારથી દેશની મૂડીમાં વધારો થતો નથી, પણ દેશની મૂડી વધારે સફળ થાય એવી રીતે તેનો ઉપયોગ થાય છે. કોઈ ઉત્પાદન કાર્ય માટે મોટી રકમની જરૂર હોય પણ જેને એ ઉત્પાદન પ્રવૃત્તિનો વહીવટ કરતાં આવડતો હોય તેની પાસે મોટી રકમ ન હોય તો લોકો પાસેથી નાની નાની રકમો લઈ તે એકઠી કરી તેનો ઉપયોગ એ કરી શકે છે. એટલે જે મૂડી નકામી પડી રહેત તે પૂર્ણ ઉપયોગમાં આવે છે એટલું જ નહિ પણ એવા પુરુષના હાથમાં આવે છે, જે તેનો સારામાં સારો ઉપયોગ કરી શકે. કેટલાક પુરુષો દ્રવ્યવાન હોય છે, પણ તેમને પોતાના દ્રવ્યનો ઉત્પાદક ઉપયોગ કરવા માટેનું જ્ઞાન કે અવકાશ હોતાં નથી, જ્યારે કેટલાક પુરુષો પાસે આવું જ્ઞાન અને અવકાશ હોય છે, પણ તેમની પાસે મૂડી હોતી નથી. ઉધારવ્યવહાર અથવા ધીરધારથી આ બે ન્યૂનતાની પૂર્તિ થઈ શકે છે. આ માટે મોટામાં મોટી જરૂરિયાત એ છે કે બીજાના દ્રવ્યનો મૂડી તરીકે ઉપયોગ કરનાર માણસની આંટ અથવા સાખ સારી હોવી જોઈએ. નાની નાની રકમોવાળાને વિશ્વાસ બેસવો જોઈએ કે આપણે જે નાણું આપીશું તે સલામત રહેશે અને જોઈશે ત્યારે અથવા નક્કી કરેલી મુદતે આપણને પાછું મળી શકશે. પછી નાની રકમવાળો દરેક માણસ પોતાના દ્રવ્યનો ઉપયોગ કરી શકે એવી યોગ્યતાવાળા અને સારી આંટવાળા માણસને શી રીતે શોધી

કાઢે એ પ્રશ્ન ઊભો થાય છે. આવી આસામીઓનો યોગ મેળવી આપવાનું તથા વેરાયેલી પડેલી મૂડીને ઉપયોગમાં આણવાનું કામ શરાફી પેઢીઓ તથા બૅન્કો કરે છે. શરાફો તથા બૅન્કોને નાણાંનો વેપાર કરનારી પેઢીઓ કહી શકાય. જેમની પાસે નાણાં ફાજલ હોય તેમનાં નાણાં તેઓ જમા લે છે અને જેમને તે નાણાંનો ઉપયોગ હોય તેવાઓને તે ધીરે છે.

## શરાફો અને બૅન્કો

૪. શરાફી પેઢીઓ અને બૅન્કોના કામકાજનો મૂળભૂત સિદ્ધાન્ત એક હોવા છતાં, કામકાજની તેમની પદ્ધતિમાં કેટલોક તફાવત છે. શરાફો સાધારણ રીતે પારકી થાપણો જમા રાખતા નથી. અને કેટલાક રાખે છે તો તે ખાસ સંબંધવાળા માણસોની જ. પરંતુ તેવા માણસોને તેઓ ચેક લખવાનો અધિકાર આપતા નથી. તેમનું મુખ્ય કામ હૂંડીઓ લખવાનું તથા હૂંડીઓની લેવેચ કરવાનું હોય છે. હૂંડીઓની બાબતમાં કેટલાક શરાફો એક બહુ અગત્યનું કામ કરે છે. હૂંડી લખનારા બધા શરાફો પૂરતી આંટવાળા અને પૂરતા સદ્ધર નથી હોતા. એવા શરાફની હૂંડી ઉપર જો બીજા બહુ નામાંકિત શરાફનું નામ આવે તો તેવી હૂંડી સરળતાથી હાથોહાથ ફરી શકે. કેટલાક શરાફો પોતાની આંટ વાપરવા બદલની થોડી ફી જેને 'શિકરામણી' કહેવામાં આવે છે તે લઈ તેના ઉપર પોતે 'સ્વીકારી' એવો શેરો કરી આપે છે. આવા શેરાવાળી હૂંડીઓ બીજા શરાફો તથા બૅન્કો વિના સંકોચે ખરીદે છે.

૫. આપણા દેશના વેપાર ઉદ્યોગમાં આપણા શરાફોનું સ્થાન બહુ મહત્ત્વનું છે. અમદાવાદ તથા મુંબઈમાં મોટી મિલો અને ઘણાં કારખાનાં ચાલે છે તે જ્યારે શરૂ થયાં ત્યારે તે માટેની પ્રાથમિક મૂડી ઘણી શરાફી પેઢીઓએ જ પૂરી પાડી છે. જૂની શરાફી પેઢીઓના માલિકોમાંથી જ આજના ઘણા ઉદ્યોગપતિઓ અને નાણાંપતિઓ ઊભા થયા છે. આપણે જોઈશું કે બૅન્કો તો ટૂંકી મુદત માટે જ નાણાં ધીરવાનું કામ કરે છે, જ્યારે શરાફી પેઢીઓ ઉદ્યોગો માટે લાંબી મુદત સારુ નાણાં પૂરાં પાડે છે. કોઈ નવી મિલ અથવા નવું મોટું કારખાનું કાઢવું હોય ત્યારે આપણી શરાફી પેઢીઓ તેના શૅરો અથવા ડિબેન્ચરો ખરીદીને તેની શરૂઆત કરે છે. બૅન્કો એવા કામમાં પડતી નથી. તેમનું મુખ્ય કામ વેપાર ઉદ્યોગ ઊભા કરવાનું નહિ પણ તેના ચાલુ કામકાજમાં નાણાંની સગવડ કરી આપવાનું છે. તેમાં પણ શરાફોની પદ્ધતિ બહુ સાદી અને ઓછી ખર્ચાળ છે. શરાફોનો પોતાના ઘરાકો સાથેનો સંબંધ કેવળ ધંધા પૂરતો અને ધંધાદારી ઢબનો નથી હોતો, પણ વિશ્વાસુ મિત્રનો અને શાણા સલાહકારનો હોય છે. શરાફ પોતાના ઘરાક સાથે કામકાજની શરૂઆત અંગત વિશ્વાસને ધોરણે કરે છે, જ્યારે બૅન્ક કામકાજની શરૂઆત

કરતી વખતે ઘરાક પ્રત્યે અણુવિશ્વાસની નજરથી જ જુએ છે અને તેથી બૅન્કમાંથી નાણાં લેતી વખતે ઘરાકને લાંબા લાંબા કાયદેસરના વિધિમાં ઊતરવું પડે છે. શરાફોનાં ઘણાં કામકાજ કેવળ મોંના વચન ઉપર ચાલે છે. શરાફનું વચન એટલે હદ આવી ગઈ. ગમે તેટલું નુકસાન થતું હોય તો પણ પોતાના વચન ખાતર શરાફ તે વેઠી લેવાનો. શરાફ સાથેના વ્યવહારમાં અંગત સંબંધનું પ્રાધાન્ય ઘણું રહેતું અને રહે છે. પણ આ પદ્ધતિ જ્યારે નાણાંવ્યવહાર જથામાં તેમ જ વ્યાપમાં બહુ મોટો નહોતો એ વખતને માટે અનુકૂળ ગણાય. અત્યારે તો ઉત્પાદન તેમ જ વિનિમયનું કામ બહુ વિરાટસ્વરૂપી થઈ ગયું છે. તેમાં અંગત સંબંધોને અવકાશ ઓછો રહે છે. બધી લેવડદેવડ અંગત વિશ્વાસ ઉપર નહિ, પણ નગદ અને સદ્ધર જામીનગીરીઓ ઉપર કરવામાં આવે છે. આપણે આગળ જોઈશું કે બૅન્કોના કામકાજની પદ્ધતિ મોટા પાયા ઉપરના ઉત્પાદનને તથા પરદેશ સાથેના વેપારને જ નજર સામે રાખીને ખીલવવામાં આવી છે. બૅન્કો મુખ્યત્વે કયાં કયાં કામો કરે છે તે આપણે જોઈશું.

## બૅન્કનાં મુખ્ય કામ

૬. (૧) લોકોની થાપણો રાખવી : બૅન્કમાં થાપણો બે રૂપે જમા લેવામાં આવે છે. (૧) ચાલુ ખાતામાં અને (૨) બાંધી મુદતના અનામત ખાતામાં.

ચાલુ ખાતામાં જમા લીધેલાં નાણાં લેણદાર માગે ત્યારે એને પાછાં આપવાનાં હોય છે. નાણાં ઉપાડવા માટે લેણદારને અગાઉથી કશી નોટિસ આપવી પડતી નથી. તેથી ચાલુ ખાતાંમાં સાધારણ રીતે વ્યાજનો દર ઘણો ઓછો હોય છે, એટલું જ નહિ પણ અમુક રકમથી નીચેની રકમ ઉપર બૅન્ક બિલકુલ વ્યાજ આપતી નથી. ચાલુ ખાતાંમાંથી નાણાં જ્યારે જોઈએ ત્યારે ચેકથી ઉપાડી શકાય છે. ધંધાદારી માણસો અને સાર્વજનિક સંસ્થાઓ પોતાની તિજોરીઓમાં મોટી રકમ ન રાખતાં સારી બૅન્કોમાં પોતાનાં ચાલુ ખાતાં રાખે છે. પોતાના રોજના વ્યવહારમાં જે કોઈને પૈસા આપવાના હોય તેને રોકડા પૈસા ન આપતાં પોતાની બૅન્ક ઉપરનો ચેક લખી આપે છે. તેમ જ પોતાને ત્યાં રોજ જે આવક થાય, — રોકડ નાણાંના રૂપમાં અથવા ચેક દ્વારા — તે પોતાના ખાતામાં જમા કરાવે છે. ચાલુ ખાતાં અને ચેક દ્વારા નાણાંનો ઉપયોગ કર્યા વિના મોટી રકમની લેવડદેવડો કેવી રીતે પતાવી શકાય છે એ આપણે શરાફી નાણાંના વિવેચનમાં જોઈ ગયા છીએ.

પોતાને જે નાણાંની તાત્કાલિક જરૂર ન પડવાની હોય તેવાં નાણાં વ્યક્તિઓ તેમ જ સાર્વજનિક સંસ્થાઓ બાંધી મુદતના અનામત ખાતામાં જમા રાખે છે. આવી મુદત એકથી બાર મહિનાની અને કેટલીક વાર અમુક વર્ષોની પણ હોય છે. આવી અનામતો ઉપર વ્યાજનો દર વધારે આપવામાં આવે છે.

જેમ મુદ્દત લાંબી તેમ વ્યાજનો દર વધારે. એનું કારણ એ છે કે રકમ લેણદાર ને પરત કરવાની ચોક્કસ તારીખ બૅન્કને ખબર હોવાથી આવી અનામત મુકાયેલી રકમો બૅન્કો બીજાઓને એટલા વખત સુધી નિશ્ચિતતાથી ધીરી શકે છે.

આ ઉપરાંત કેટલીક બૅન્કો પોતાને ત્યાં બચત અથવા સેવિંગ્સ ખાતાં રાખે છે. આ ખાતામાં નાની નાની રકમો પણ જમા લેવામાં આવે છે અને તેના ઉપર વ્યાજ આપવામાં આવે છે. આવાં ખાતાંમાંથી અઠવાડિયામાં એક કે બે વાર જ ઉપાડ કરી શકાય છે. મધ્યમ અને ગરીબ વર્ગના માણસોને આ વ્યવસ્થા બહુ અનુકૂળ થઈ પડે છે. તેઓ પોતાના ખર્ચમાં કરકસર કરીને બચાવેલી રકમ આવાં ખાતાંઓમાં રાખે છે. આપણા દેશમાં પોસ્ટ ખાતું પણ આવી સેવિંગ્સ બૅન્કો ચલાવે છે, જેથી જે ગામોમાં બૅન્કો ન હોય ત્યાં પણ લોકોને પોતાની નાની રકમો બચત ખાતામાં મૂકવાની સગવડ મળે.

(૨) नाणां धीरवां अथवा नाणांनुं रोकाण करवुं : પોતાને ત્યાં જમા આવેલી થાપણમાંથી બાંધી મુદ્દતની અનામતોની બાબતમાં તો તે પાછી આપવાની ચોક્કસ તારીખ બૅન્કને ખબર હોય છે. બચત ખાતામાં જમા મૂકનાર લોકો સામાન્ય રીતે બહુ ઓછો ઉપાડ કરે છે. અને ચાલુ ખાતામાં જમા રહેતી રકમોમાંથી પણ બધી જ રકમો એક સાથે ઊપડે એવું કદી ન જ બને. કેટલા ટકાની રકમના ચેકો પોતાની ઉપર આવવાના એનો બૅન્ક પાસે એક અંદાજ આવી જાય છે અને એ ચેકોનાં પણ રોકડ નાણાં તો અમુક જ ટકા સુધીના ચેકોનાં આપવાં પડશે એનો પણ અંદાજ બૅન્ક પાસે હોય છે. એટલે આ અંદાજ પ્રમાણે અથવા કાયદાથી એવું નક્કી થયેલું હોય કે દરેક બૅન્કે પોતાને ત્યાં રહેતી જમા થાપણોની અમુક ટકા રોકડ પોતાની તિજોરીમાં રાખવી જ, તો તે પ્રમાણે રોકડ રકમ તિજોરીમાં રાખીને બાકીની રકમ બૅન્ક બીજાઓને ધીરે છે. કારણ બૅન્ક વેપારી પેઢી છે અને નફો કરવા માટે ધંધો લઈને બેઠી છે. ઓછે વ્યાજે નાણાં મેળવવાં અને વધારે વ્યાજ મળે એ રીતે નાણાંનું રોકાણ કરવું એ તેનું મુખ્ય કામ છે. એટલે ના છૂટકે રાખવી પડે એટલી જ રકમ રાખીને બાકીની રકમ સારું વ્યાજ ઊપજે એવાં રોકાણોમાં રાખવા તે પ્રયત્ન કરે છે. નાણાંનું રોકાણ તે કયા ક્રમમાં કરે છે એ હવે આપણે જોઈશું.

રોકાણ માટે ઉપલબ્ધ એવાં નાણાંનો અમુક ભાગ તો બજારમાં જ્યારે વેચવા ઇચ્છા થાય ત્યારે વેચીને નાણાં કરી શકાય, એવી સરકારી જામીનગીરીઓ અને તેમાંયે ખાસ કરીને ટ્રેઝરી બિલ્સમાં* બૅન્કો રાખે છે. ટ્રેઝરી બિલ્સ તો

* સરકાર જે મોટાં ખર્ચ ઉપાડે છે જેનો લાભ ભવિષ્યની પ્રજાને મળે, તે માટે સરકાર લાંબી મુદ્દતની લોનો કાઢે છે અને પોતાની વાર્ષિક આવકમાંથી થોડી થોડી બચત

સરકારી ચલણી નોટો જેવી જ એક વસ્તુ છે. ફેર માત્ર એટલો કે ચલણી નોટ રાખી મૂકી હોય તો કશું જ વ્યાજ ન મળે, ત્યારે ટ્રેઝરી બિલ ઉપર થોડુંક પણ વ્યાજ મળે છે. ટ્રેઝરી બિલની મુદત પાકે તે પહેલાં બૅન્કને એકાએક નાણાંની જરૂર પડે તો બજારમાં એ તરત જ વેચી નાખી તેનાં નાણાં ઊભાં કરી શકાય છે. તેવી જ રીતે સરકારની બીજી જામીનગીરીઓ પણ તુરતાતુરત વેચી નાખી શકાય છે.

રોકાણના ક્રમમાં બીજે નંબર વેપારીઓ તથા શરાફોને પોતે માગે ત્યારે પાછાં આપવાની શરતે આપેલાં નાણાંનો હોય છે. આવાં નાણાંને 'કૉલ મની,' બોલાવે ત્યારે આવીને ઊભાં રહે એવાં નાણાં કહે છે. આવાં નાણાં સરકારી કાગળિયાં તથા સ્થાનિક સંસ્થાઓની લોનો કે ડિબેન્ચરો અથવા સદ્ધર મિલો કે કારખાનાંના શૅરો, જે બજારમાં જ્યારે વેચવા હોય ત્યારે વેચી શકાય એવા હોય તેની જામીનગીરી ઉપર આપવામાં આવે છે. વેપારી કે શરાફને થોડા દિવસ નાણાંની ભીડ હોય તો આવાં કાગળિયાં બૅન્કમાં મૂકી આવી તે ઉપર તે નાણાં લે છે. કાગળિયાંની બજાર કિંમતના ૭૫ કે ૮૦

---

કરી એ લોનો ભરપાઈ કરે છે. પરંતુ ચાલુ ખર્ચ માટે પણ સરકારને કેટલીક વાર નાણાંની ભીડ પડે છે. જમીન મહેસૂલ તથા બીજી કરની આવક વર્ષના અમુક સમયે જ થાય, જ્યારે તેનું ખર્ચ તો પ્રતિદિન ચાલુ હોય છે. આવા ચાલુ ખર્ચને પહોંચી વળવા સરકાર ટૂંકી મુદતની સાધારણ રીતે ત્રણ મહિનાની મુદતની લોનો વેચે છે. એવી લોનોને 'ટ્રેઝરી બિલ્સ' કહેવામાં આવે છે. એમાં એવી શરત હોય છે કે એ લોન ખરીદ કર્યાની તારીખથી ત્રણ મહિનાની અંદર લોનની પૂરી રકમ એના ખરીદનારને મળશે. આવી લોનો ખરીદ કરવા ઇચ્છનારા પાસેથી સરકાર ટેન્ડર માગે છે. ત્રણ મહિનાનું પોતે લેવા ધારેલું વ્યાજ અગાઉથી કાપી લઈ લોન ખરીદવા ઇચ્છનાર ટેન્ડર ભરે છે. જેણે ઓછામાં ઓછા દરે વ્યાજ કાપ્યું હોય તેનું ટેન્ડર સરકાર પાસ કરે છે. આ વસ્તુ એક દાખલાથી બરાબર સ્પષ્ટ થશે. ધારો કે મુંબઈ સરકારને ત્રણ મહિનાની મુદત માટે એક કરોડ રૂપિયા જોઈએ છે. તો એ જાહેર કરે છે કે અમુક મહિનાની પહેલી તારીખે દરેક સો સો રૂપિયાનાં એવાં એક કરોડ રૂપિયાનાં ટ્રેઝરી બિલ્સ વેચવામાં આવશે. માટે ખરીદવા ઇચ્છનારે ટેન્ડર ભરવાં. ધારો કે પહેલી એપ્રિલે આવાં ટ્રેઝરી બિલ વેચાય તો જૂનની ૩૦મી તારીખે તેના ખરીદનારને સો રૂપિયા પૂરા આપવાને સરકાર બંધાય છે. ધારો કે સો સો રૂપિયાનાં ટ્રેઝરી બિલ્સ માટે રૂ ૯૯-૧૨-૦ નાં ઘણાં ટેન્ડર આવે અને એ ભાવે સરકાર એક કરોડ રૂપિયાનાં ટ્રેઝરી બિલો વેચે તો સરકારને એક ટકાને વ્યાજે ત્રણ મહિનાની મુદત માટે કરોડ રૂપિયા મળ્યા. લગભગ બધા જ દેશની સરકારોને નજીકના ભવિષ્યમાં થવાની આવકની ગણતરીએ પોતાના ચાલુ ખર્ચ માટે આવાં ટ્રેઝરી બિલો કાઢવાં પડે છે. આપણા દેશમાં ટ્રેઝરી બિલો વેચવાનું તથા પાકતી મુદતે તેનાં નાણાં ચૂકવી આપવાનું કામ સરકાર તરફથી રીઝર્વ બૅન્ક કરે છે.

ટકા નાણાં બૅન્ક આપે છે. દેશની મધ્યવર્તી બૅન્કનો જે વ્યાજનો ચાલુ દર હોય તે કરતાં કાંઈક વધુ દર બીજી બૅન્કોને આવાં રોકાણમાં મળે છે.

આની પછી સદ્ધર શરાફોની મુદતી હૂંડીઓ તથા પરદેશી વેપારને લગતાં વિનિમયપત્રો આવે છે. આ વહેવારમાં બૅન્કને વ્યાજ નહિ પણ વટાવ મળે છે. ધારો કે સદ્ધર શરાફના સ્વીકાર શેરાવાળી ૬૦ કે ૯૦ દિવસે પાકતી હૂંડી ઉપર કોઈ વેપારીને નાણાં જોઈએ છે તો બૅન્ક એ હૂંડી પાકવાને જેટલા દિવસ બાકી રહ્યા તેટલા દિવસનું વ્યાજ અગાઉથી કાપી લઈ બાકીના રૂપિયા પેલા વેપારીને આપે છે. આમ અગાઉથી કાપી લીધેલી વ્યાજની રકમને વટાવ કહે છે. વ્યાજ મુદત પૂરી થયે ચઢે અને મુદ્દલ રકમ ઉપરાંત આપવામાં કે લેવામાં આવે, જ્યારે વટાવ મુદ્દલ રકમમાંથી અગાઉથી કાપી લઈ એટલી ઓછી રકમ આપવામાં આવે છે. આવું જ પરદેશી વિનિમયપત્રોનું છે. આપણા દેશના જે વેપારીએ પરદેશ માલ ચઢાવી તેનું વિનિમય-પત્ર બનાવ્યું હોય તેનાં નાણાં પેલા પરદેશના વેપારીને માલ પહોંચે ત્યારે અહીંના વેપારીને મળી શકે. એની મુદત ઘણુંખરું ૯૦ દિવસની હોય છે. પણ અહીંના વેપારીને તરત નાણાં જોઈતાં હોય તો પોતાની બૅન્કને એ વિનિમયપત્ર તે વેચી નાખે છે. એ વિનિમયપત્ર પાકવાની મુદત સુધીના વ્યાજની તથા વિનિમયપત્રનાં નાણાં ઉઘરાવવા બદલના મહેનતાણાની થોડી રકમ વટાવ તરીકે વિનિમય-પત્રની રકમમાંથી કાપી લઈ બૅન્ક પેલા વેપારીને એનાં નાણાં આપી દે છે. બૅન્કને આ એક ટૂંકી મુદતનું સદ્ધર નાણાંરોકાણ મળી રહે છે. કારણ એ રોકાણની જામીનગીરીમાં પેલા વિનિમયપત્ર દ્વારા તેમાં દર્શાવેલા માલ ઉપર પોતાનો હક રહે છે. પરદેશમાં પોતાની શાખા હોય તો તે શાખાને અને શાખા ન હોય તો પોતાની આડતિયા બૅન્કને એ વિનિમયપત્ર તે મોકલી આપે છે અને માલ પરદેશ પહોંચી જાય એટલે આ બૅન્કની શાખા અથવા બીજી આડતિયા બૅન્ક એ વિનિમયપત્રનાં નાણાં ત્યાંના વેપારી પાસેથી વસૂલ કરી તેને વિનિમયપત્ર આપી દે છે, જેની મદદ વડે એ વેપારી પોતાનો માલ છોડાવી લે છે. બૅન્કને જો વચમાં જ નાણાંની જરૂર પડે તો પેલું વિનિમયપત્ર એ બીજી બૅન્કને વેચી પણ નાખે છે. આ વાત આપણે નિકાસ વિનિમય-પત્રની કરી. તેવી રીતનાં આયાત માલનાં વિનિમયપત્રો પણ બજારમાં વેચાય છે અને તેમાં પણ બૅન્કો પોતાનાં નાણાં રોકે છે.

વિનિમય-પત્રોના જેવું જ બીજું રોકાણ બૅન્કો વેચેલા માલની હવાલા-રસીદ (ડીલિવરી રિસીટ) ઉપર કરે છે. ધારો કે क અમુક મુદતે માલનો હવાલો આપવાની શરતે ख ને માલ વેચે છે. વેચાણનો સોદો કર્યા પછી તરત ख ઉપર क માલની કિંમતની હૂંડી લખે છે. એ હૂંડીની સાથે નક્કી કરેલી

મુદતે માલનો હવાલો આપવાની રસીદ તથા માલની વિગત અને કિંમતનું ભરતિયું એટલાં કાગળિયાં એ તૈયાર કરે છે. कને તરત પૈસા જોઈતા હોય તો આ ત્રણ કાગળિયાં खને આપી તેની પાસેથી અગાઉથી નાણાં લઈ લે છે, અને ख હવાલા-રસીદ પાકે તે મુદત સુધીનું વ્યાજ કાપી લઈ क ને નાણાં આપે છે. અથવા ख એવી રીતે નાણાં આપવા તૈયાર ન હોય તો क એ કાગળિયાં બેંકને વેચી દે છે. આ કાગળિયાં ખરીદી લેતી વખતે બેન્ક હવાલા–રસીદ પાકવાની તારીખ સુધીનું વ્યાજ અને તે તારીખે ख ની પાસેથી નાણાં વસૂલ કરવાનું મહેનતાણું કાપી લઈ क ને નાણાં ચૂકવી દે છે. હવાલાની મુદતે ख પાસેથી क એ લખેલી હૂંડીનાં પૂરાં નાણાં લઈ તેને આ કાગળિયાં સોંપી દે છે. આ વ્યવહારમાં બેન્કનાં નાણાંનું રોકાણ બહુ બહુ તો ત્રણ મહિના સુધીનું થાય છે, અને એટલા ગાળાના વટાવનો એને લાભ મળે છે.

આ ઉપરાંત કારખાનાંદારો તથા વેપારીઓને સદ્ધર જામીનગીરી ઉપર ખાસ કરીને તેમની ગોદામમાં પડેલા માલ ઉપર ટૂંકી મુદતની અથવા માલ વેચાઈ જાય તેટલા વખતની લોનો પણ બેંક આપે છે. ગોદામ ઉપર બેન્ક પોતાનું તાળું અને સીલ રાખે છે અને વેપારી અથવા કારખાનાદાર જેમ જેમ નાણાં ભરપાઈ કરતો જાય, તેમ તેમ તેને ગોદામમાંથી માલ કાઢી આપવામાં આવે છે.

આ બધા વ્યવહારમાં બન્કો એક કરામત કરે છે, તે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. જે આસામીઓને બેન્કો ઉપર જણાવી એવી રીતોએ નાણાં ધીરે છે, તેમને ભાગ્યે જ બેન્ક રોકડ નાણાં આપે છે. એમને કહે છે કે, તમે રોકડ નાણાં શું કામ લઈ જાઓ છો? તમારે જ્યારે જરૂર પડે, ત્યારે એટલી રકમ સુધીના ચેક અમારી ઉપર લખજો. આનો અર્થ એ થયો કે નાણાં ધીરતી વખતે બેન્ક રોકડ નાણાં આપવાને બદલે, થાપણ મૂકનાર અથવા ચાલુ ખાતું રાખનાર વ્યક્તિની માફક પેલા દેણદારને પોતાની ઉપર એટલી રકમના ચેક લખવાની સત્તા આપે છે. બેન્ક રોકડ નાણાં નથી ધીરતી પણ પોતાની આંટ પેલા આસામીને ધીરે છે, એટલે કે વાપરવાની છૂટ આપે છે. આ ધીરાણની ક્રિયા એક ચાલુ નવું ખાતું ખોલ્યા બરાબર જ થાય છે. આ ક્રિયાને બેન્કે નવી થાપણ ઊભી કરી એમ કહેવામાં આવે છે. જેટલા રૂપિયા ધીરવાનું નક્કી થયું હોય, એટલા રૂપિયા પેલા આસામીને ખાતે એડવાન્સ તરીકે ઉધારી એના ચાલુ ખાતામાં થાપણ તરીકે બેન્ક જમા કરે છે. પેલો માણસ જેમ જેમ ચેક લખતો જાય, તેમ તેમ એ રકમ તેના ચાલુ ખાતામાં ઉધરાતી જાય છે. ધીરાણની મુદત પૂરી થાય તે વખતે આ ખાતાનો હિસાબ કરી નાખવામાં આવે છે. ધીરાણનો સોદો કરતી વખતે વ્યાજ કેવી રીતે ગણવું, એ બાબત

જે શરત નક્કી કરવામાં આવી હોય, તે પ્રમાણે વ્યાજ ગણવામાં આવે છે. સામાન્ય રીતે ચેક લખીને જેટલી રકમને ઉપાડ કરવામાં આવ્યો હોય, તેટલી જ રકમનું તેટલી મુદ્દતનું વ્યાજ ગણવામાં આવે છે, પણ કેટલીક વાર એવી શરત પણ હોય છે કે આવું ખાતું ખોલ્યા પછી દેણદાર બહુ મોડા ચેક લખવા માંડે, તો પણ તેને ઓછામાં ઓછી અમુક રકમનું ઠરાવેલું વ્યાજ તો ભરવું જ પડે.

જે આસામીને નાણાં ધીર્યાં હોય, તેને રોકડ નાણાં ન આપતાં કેવળ એટલી રકમ સુધીના ચેક લખવાની સત્તા બૅન્ક આપે છે, તેમાં બૅન્કને એક બીજો લાભ પણ થાય છે. પેલો આસામી જે માણસને બૅન્ક ઉપર ચેક લખીને આપે તે માણસ પણ ચેકનાં નાણાં કાંઈ રોકડાં લઈ જતો નથી. એ માણસ પણ વેપારી હોય તો બૅન્કમાં તેનું ખાતું હોય છે, અને પોતાના ખાતામાં એ ચેક જમા કરાવે છે. હવે જો જે બૅંકે પેલા આસામીને નાણાં ધીર્યાં છે એ જ બૅન્કમાં આ વેપારીનું ખાતું હોય તો તો બૅન્કને એક ખાતામાંથી ઉધારી બીજા ખાતામાં નાણાં જમા કરવાપણું જ રહે છે. અને પેલો આસામી, બીજો વેપારી અને ત્રીજી બૅન્ક એ બધા વચ્ચેનો નાણાંનો વ્યવહાર રોકડ નાણું ઉપયોગમાં લીધા વિના કેવળ જમા ઉધાર કરવાથી જ ઊકલી જાય છે. પેલા વેપારીનું ખાતું જો બીજી બૅન્કમાં હોય તો ત્યાં પોતાના ખાતામાં એ ચેક જમા કરાવે છે, અને એ બીજી બૅન્કને પેલી બૅન્ક પાસેથી એ ચેકનાં નાણાં વસૂલ કરવાનાં રહે છે. તેમાં પણ રોકડનો ઉપયોગ કર્યા વિના હવાલા દફતર (ક્લિયરિંગ હાઉસ) મારફત સામ સામે ચેકો કેવી રીતે સરભર કરવામાં આવે છે, તે આપણે જોઈ ગયા છીએ.

નવી થાપણ ઊભી કરવાની રીતનો ઉપયોગ કરવાને બદલે કેટલીક બૅન્કો, જેમને નાણાં ધીરવાનું નક્કી કરે, તેમને માત્ર પોતાની ઉપર તેટલી રકમ સુધીના ચેક લખવાની સત્તા આપે છે. તેમના ખાતામાં વાસ્તવિક રીતે તો કાંઈ રકમ જમા ન હોય એટલે આવી રીતે લખવામાં આવેલા ચેકને 'ઓવર ડ્રાફ્ટ' કહે છે. આપણા દેશમાં બૅન્કો પોતાના જાણીતા ઘરાકોને તેમના ચાલુ ખાતામાં જમા હોય તે રકમ ઉપરાંત, શૅરો, ડિબેન્ચરો, માલની હવાલા-રસીદો તથા સોના ચાંદીની જામીનગીરીઓ ઉપર 'ઓવર ડ્રાફ્ટ' કરવા દે છે.

આ આખો વ્યવહાર શી રીતે ચાલે છે. તે 'વેપારને અંગે ઊભી થતી લેણદેણની પતાવટ'વાળા પ્રકરણમાં વિગતવાર ચર્ચવામાં આવ્યું છે.

(૩) **भिन्न भिन्न स्थळोए रहेता आसामीओ वच्चेनी लेणदेणनी पतावटनुं काम :** આ કામ શરાફો હૂંડીઓ દ્વારા કરે છે, તે અગાઉ કહેવાઈ ગયું છે. બૅન્કો પણ આ કામ કરવા લાગી છે. એક દેશના બીજા દેશ સાથેના વેપારને અંગે જે લેણદેણ ઊભી થાય છે, તેની પતાવટ એકસચેન્જ બૅન્કો દ્વારા થાય છે. સામાન્ય બૅન્કોને આપણે શરાફી બૅન્કો અને એકસચેન્જ બૅન્કોને નાણાંવટી બૅન્કો કહીશું.

(૪) **નોટો કાઢવાનું કામ** : યુરોપ તથા અમેરિકામાં સાધારણ શરાફી બૅન્કો પોતપોતાની નોટો કાઢીને ચલણમાં મૂકતી. પણ આ કામ બહુ જ મહત્ત્વનું હોવાથી દરેક દેશની સરકારે કાયદા કરી એ કામ પોતાના અંકુશ નીચે લીધું છે. પોતાના દેશની મધ્યવર્તી બૅન્કને સરકાર ચલણી નોટો કાઢવાનો અધિકાર આપે છે, અને કેટલી નોટો કાઢવી, તથા તેની સામે નગદ અનામત કેટલી રાખવી એ કાયદાથી નક્કી કરે છે. આપણા દેશમાં નોટો કાઢવાનો અધિકાર શરૂઆતમાં મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની ત્રણ ઇલાકા બૅન્કોને હતો. સને ૧૮૬૧ માં પેપર કરન્સી ઍક્ટ પસાર કરીને સરકારે એ અધિકાર પોતાને હસ્તક લીધો. સને ૧૯૩૪ માં રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર થયો, અને તેની રૂએ સને ૧૯૩૫માં રીઝર્વ બૅન્ક હસ્તીમાં આવી, ત્યારથી ચલણી નોટો કાઢવાનું કામ રીઝર્વ બૅન્ક કરે છે, એ અગાઉ કહેવાઈ ગયું છે.

૭. આ ઉપરાંત કેટલીક બૅન્કો 'એક્ઝિક્યુટર' (વહીવટદાર) તરીકે ખાનગી તેમ જ સાર્વજનિક મિલકતોનો વહીવટ કરવાનું તથા 'લેટર્સ ઑફ ક્રેડિટ' આપવાનું કામ કરે છે. માણસ પ્રવાસમાં જાય, ત્યારે ખર્ચ માટેના સઘળા પૈસા પોતાની પાસે જ રાખવાનું તેને જોખમભર્યું લાગે છે. એટલે એ બૅન્કમાં નાણાં ભરીને એટલાં નાણાંનો 'લેટર ઑફ ક્રેડિટ' (જમાચિઠ્ઠી) લે છે. જે જે શહેરમાં એ બૅન્કની શાખા હોય, તે શહેરની શાખામાં જઈ આ જમાચિઠ્ઠીમાં ઉધરાવી માણસ નાણાં લઈ શકે છે. અમદાવાદની ઇમ્પીરિયલ બૅન્ક પાસેથી એક હજાર રૂપિયાની જમાચિઠ્ઠી લીધી હોય, તો દિલ્હીમાંથી સો, અલ્લાહાબાદમાંથી પચાસ, બનારસમાંથી બસો, એમ એક હજાર રૂપિયા પૂરા થાય, ત્યાં સુધી જ્યાં જ્યાં ઇમ્પીરિયલ બૅન્કની શાખા હોય, ત્યાંથી રૂપિયા ઉપાડી શકાય છે. જે શાખામાંથી જેટલા રૂપિયા ઉપાડવામાં આવે તેટલા રૂપિયા આપ્યાની નોંધ જમાચિઠ્ઠીમાં એ શાખાવાળા કરે. એટલે કુલ કેટલા રૂપિયા જમા બાકી રહ્યા છે તેની બીજી શાખાઓને ખબર પડે. પરદેશી પ્રવાસીઓ પોતાની સગવડ ખાતર નાણાંવટી બૅન્કો ઉપરની જમાચિઠ્ઠીઓ લઈને ફરે છે.

## લાંબી મુદતનાં ધીરાણ અથવા મૂડીરોકાણ

૮. અત્યાર સુધીની ચર્ચામાં આપણે જોયું કે બૅન્કો સાધારણ રીતે ટૂંકી મુદત માટે નાણાં ધીરવાનું કામ કરે છે. ઉત્પાદનની ક્રિયામાં બે પ્રકારની મૂડીની જરૂર પડે છે. એક કાયમી રોકાઈ રહે એવી, જેવી કે મકાનમાં તથા સંચામાં અને બીજી ફરતી, જેવી કે કાચા માલની ખરીદીમાં, મજૂરી ચૂકવવામાં વગેરે. તૈયાર થયેલો માલ વેચાય એટલે કાચા માલમાં તથા મજૂરીમાં રોકેલી મૂડી તો પાછી ફરે છે. ઉત્પાદનનાં કાયમી સાધનોને લાગેલા

ઘસારા જેટલું વળતર પણ તૈયાર માલ વેચાય ત્યારે મળી રહે છે. પણ કાયમી સાધનો માટે રોકેલી મૂડી તેમાંથી પાછી ફરી શકતી નથી. તેથી સાધારણ બૅન્કો આવાં કાયમી અથવા લાંબી મુદતનાં રોકાણમાં પોતાનાં નાણાં ધીરતી નથી. પરંતુ નવા નવા ઉદ્યોગધંધા ખીલતા જાય તેમ, તથા જૂના ઉદ્યોગધંધામાં નવી નવી શોધોને કારણે ફેરફારો થતા જાય તેમ, આવાં કાયમી રોકાણો માટે નાણાંની જરૂર તો પડે જ છે. તેમાં પણ લોકોનું બચત નાણું રોકવું તો જોઈએ જ. પણ નવી ઊભી થનારી કંપનીને સફળતા મળશે કે કેમ એ નક્કી નથી હોતું, એટલે સાધારણ બૅન્કો આવા સાહસના કામમાં પડી શકતી નથી. ત્યારે લોકો પાસેથી તેમનું બચત નાણું એકઠું કરી આવાં કાયમી રોકાણોમાં તેને વાળવાનું કામ કોણ કરે છે અને તે કેવી રીતે થાય છે?

૯. આવા ઉદ્યોગધંધા ચલાવવા માટે મર્યાદિત જવાબદારીવાળી કંપનીઓ કાઢવામાં આવે છે, અને તે માટે જોઈતી મૂડી શૅરો ભરાવી ઊભી કરવામાં આવે છે. મોટાં ભંડોળો ઊભાં કરી આવી કંપનીઓ કાઢવાનું કામ આપણા દેશમાં જૂની શરાફી પેઢીઓના માલિકોએ મોટે ભાગે કર્યું એ કહેવાઈ ગયું છે. કંપનીના મોટા ભાગના શૅરો તેઓ જ ખરીદી લે છે, અને બાકીના જાહેરમાં વેચાવા માટે મૂકે છે. નવી કંપની ઊભી કરનાર વ્યક્તિ અથવા પેઢી જેઓ મૅનેજિંગ એજન્ટ્સ કહેવાય છે, એની શાખને લીધે બજારમાં એ કંપનીના શૅર વેચાઈ જાય છે. કંપની ચાલુ થઈ જાય અને સફળતા પ્રાપ્ત કરી સારાં ડિવિડન્ડ વહેંચવા માંડે, એટલે તો એવી કંપનીના શૅર લેનારા ઘણા નીકળી પડે છે. તે વખતે મૂળ સ્થાપકે પોતે ઘણા શૅર લીધા હોય તો તેમાંના કેટલાક તે વેચી પણ નાખે છે.

૧૦. યુરોપમાં આવી નવી કંપનીઓ માટે ભંડોળ ઊભાં કરવાનાં કામ કરનારી ખાસ બૅન્કો હોય છે. તે इन्डस्ट्रियल बेन्कों કહેવાય છે. ઇંગ્લંડમાં મૂડી અથવા ભંડોળ ઊભું કરી આપનારી પેઢીઓને 'इस्युइंग हाउसिझ' કહે છે. નવી કંપનીના સદ્ધરપણા વિષેની તથા તેની સફળતાની સંભાવના વિષેની બારીક તપાસ કરી એવી કંપનીના શૅરો મૂડી રોકવા ઇચ્છનારા લોકો આગળ રજૂ કરવાનું કામ 'ઇશ્યુઇંગ હાઉસો' કરે છે. તેઓ નાણાં બજારનું ઊંડું જ્ઞાન ધરાવે છે, અને કયે વખતે અને કેવી રીતે શૅરો બજારમાં વેચવા કાઢવાનું સફળ થઈ શકે એમ છે, તે વિષેની સલાહ ભંડોળ ઊભું કરવા ઇચ્છનારાઓને આપે છે. બીજી તરફથી મૂડી રોકવાની વ્યવસ્થા કરી આપનારી ખાસ પેઢીઓ પણ ઇંગ્લંડમાં છે. એ પેઢીઓને 'इन्वेस्टमेन्ट ट्रस्ट्स' કહેવામાં આવે છે. આ પેઢીઓ કાયમી મૂડી ઊભી કરી આપવામાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. તેઓ મૂડી રોકવા ઇચ્છનારાને પોતાનાં ઘરાક બાંધે છે. તેમનાં નાણાં

લાંબી મુદતની અનામતો તરીકે તેઓ પોતાને ત્યાં જમા લે છે. અને તે પોતાને સદ્ધર લાગતા ઉદ્યોગધંધામાં રોકે છે. તેઓ એક સ્થળે મોટી રકમ ન રોકતાં જુદા જુદા ઉદ્યોગધંધામાં અને જુદી જુદી કંપનીઓમાં વિવેકપુરઃસર તેની વહેંચણી કરી નાખે છે, જેથી જોખમ વહેંચાઈ જાય, અને મર્યાદિત પણ થઈ જાય. કયા ઉદ્યોગોમાં અને કઈ કંપનીઓમાં મૂડી રોકવા જેવી છે અને ક્યાં નથી, તેનો આ ટ્રસ્ટોએ ખાસ અભ્યાસ કરેલો હોય છે. એટલે સાધારણ અને એકલદોકલ મૂડી રોકનાર મેળવી શકે તે કરતાં આ ટ્રસ્ટો વધારે વ્યાજ અને વધારે ડિવિડન્ડ ઉપજાવી શકે છે. તેઓએ મોટી કંપની-ઓના શેર લીધા હોય અથવા જામીનગીરી ઉપર મોટાં રોકાણો કર્યાં હોય, તે તેઓ શૅરના અથવા બીજી રોકાણના સારા ભાવ આવે ત્યારે વેચી નાખે છે, અને નવા શૅરો તથા રોકાણોમાં નાણાં ધીરે છે. અને આવી ફેરફારીમાંથી વચમાંનું તારણ મેળવી લે છે. આ ટ્રસ્ટોનું મુખ્ય કામ તો વધારે આવકવાળાં સદ્ધર ધીરાણ કરવાનું જ હોય છે. પણ વચમાં વચમાં આવી રીતના તારણના રૂપમાં મળતો નફો એ તેમની વધારાની ઊપજ થઈ પડે છે. આવી ઊપજ પોતાનાં ઘરાકોમાં ન વહેંચી દેતાં કોઈ વાર પોતાના ધીરાણમાં ટ્રસ્ટને ખોટ આવી જાય તેની સામે અનામત તરીકે રાખી મૂકે છે. પોતાના ઘરાકોને તો તેઓ નિયમિત રીતે વ્યાજ આપવાને બંધાયેલાં જ હોય છે.

૧૧. એમ કહી શકાય કે 'ઇસ્યુઇંગ હાઉસિઝ' ભંડોળ ઊભું કરવા ઇચ્છનાર ઔદ્યોગિક અથવા વેપારી કંપનીઓને અનુકૂળતા કરી આપવાની દૃષ્ટિએ કામ કરે છે, જ્યારે 'ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ્સ' મૂડી રોકવા ઇચ્છનાર વર્ગને અનુકૂળતા કરી આપવાની દૃષ્ટિએ કામ કરે છે.

લોકોનાં નાણાં જમા માંડી ટૂંકી મુદતને સારુ બીજાને ધીરવાં અને નવા ઊભા થતા ઉદ્યોગધંધામાં કાયમી મૂડીનું રોકાણ કરવું, એ બે ધીરધાર તદ્દન જુદા સ્વરૂપની છે એ સ્પષ્ટ છે. પહેલી જાતનું કામ કરનાર શરાફ અથવા બૅન્કરમાં સાવધાનપણું, વિવેક અને કામકાજની પદ્ધતિ તથા ચોકસાઈ એટલા ગુણો હોય અને વેપારીઓની આર્થિક સ્થિતિથી તેઓ બરાબર વાકેફ રહે એ આવશ્યક છે, જ્યારે બીજા પ્રકારની ધીરધારમાં અમુક નવો ઉદ્યોગ અથવા ધંધો સફળ નીવડશે કે કેમ,એ પારખી શકવાની તીવ્ર અગમબુદ્ધિ જોઈએ અને તેની સાથે સાહસિકતા પણ જોઈએ.

૧૨. પોતાની બચતનું આવું કાયમી સ્વરૂપનું રોકાણ કરવા માટે લોકોને પ્રેરવામાં શૅરબજારો પણ અમુક ભાગ ભજવે છે, તેની અહીં નોંધ કરવી જોઈએ. આપણે જોઈએ છીએ કે શૅરબજારમાં જુદી જુદી કંપનીઓના શૅરની લેવેચ રોજ થયાં કરે છે. એને લીધે કોઈ પણ કંપનીનો શૅર ખરીદતી

વખતે ખરીદનારના મનમાં એક જાતની ધીરપ રહે છે કે નાણાંની જરૂર પડશે, તો શૅર વેચી નાખી શકાશે. શૅર વેચીને જોઈએ ત્યારે નાણાં ઊભાં ન કરી શકાતાં હોય તો સાધારણ માણસ શૅર ખરીદવામાં પોતાની બચત ન રોકે. કારણ કંપની ગમે એટલી સફળ થાય તો પણ તેને તો માત્ર ડિવિડન્ડ જ મળ્યાં કરે. આખી રકમની જરૂર પડે તો તે કંપની પાસેથી તો કાયદેસર રીતે ન જ મળી શકે. શૅરબજાર નવી ઊભી થતી કંપનીઓના શૅરો વેચાવી આપવામાં પણ બૅન્કોની મદદથી ઠીક ઠીક ફાળો આપે છે. ચાલુ થઈ ગયા પછી બરાબર ડિવિડન્ડ આપનારી કંપનીઓના શૅરોની જ લેવેચ શૅરબજારોમાં વધારે પ્રમાણમાં થાય છે.

### મધ્યવર્તી બૅન્ક

૧૩. જ્યાં પશ્ચિમની ઢબની બૅન્ક પદ્ધતિ દાખલ થઈ છે, તે દરેક દેશમાં બૅન્કોનું નિયમન કરવા માટે, એક એક મધ્યવર્તી બૅન્ક હોય છે તેનું સ્વરૂપ સમજી લેવાની જરૂર છે. ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીમાં આવી મધ્યવર્તી બૅન્કો ઘણાં વર્ષોથી ચાલે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ગયા મહાયુદ્ધ પછી એટલે સને ૧૯૧૮ પછી ફેડરલ રીઝર્વ સીસ્ટમના નામથી મધ્યવર્તી બૅન્કિંગ મંડળની સ્થાપના થઈ. તેમાં લગભગ તેર રીઝર્વ બૅન્કો જોડાયેલી છે. આપણા દેશમાં રીઝર્વ બૅન્કની સ્થાપના છેક સને ૧૯૩૫માં થઈ. બીજી બૅન્કોની માફક આ મધ્યવર્તી બૅન્ક પણ શૅરહોલ્ડરોની મર્યાદિત જવાબદારીવાળી કંપની જ હોય છે અને તેનું કામકાજ ડિરેક્ટરો મારફત ચાલે છે. પણ દરેક દેશમાં કાં તો રૂઢિથી કાં તો કાયદાથી સરકાર અને આવી મધ્યવર્તી બૅન્ક વચ્ચેનો સંબંધ બહુ ગાઢ હોય છે, એટલે સુધી કે મધ્યવર્તી બૅન્કને સરકારી બૅન્ક જ ગણી શકાય.

૧૪. મધ્યવર્તી બૅન્કનાં બે ખાતાં હોય છે. એક ચલણખાતું, જેના હાથમાં ધાતુના સિક્કા અને નોટો ચલણમાં મૂકવાનું કામ હોય છે. કેટલી નોટો ચલણમાં મૂકવી એને માટે કશી મર્યાદા નથી હોતી, પણ તેની પાછળ સોનારૂપાની પાટો અથવા સોનારૂપાના સિક્કા અમુક જથામાં અનામત રાખવા જ જોઈએ, એમ કાયદાથી નક્કી કરવામાં આવેલું હોય છે. કેટલાક દેશોમાં એવું પણ હોય છે કે અમુક રકમ સુધીની નોટો તો સોનારૂપાના આવા અનામત સિવાય પણ બૅન્ક છાપી શકે. દા. ત. બૅન્ક ઑફ ઇંગ્લંડ ૨૬ કરોડ પાઉન્ડ સુધીની નોટો સોનારૂપાના કશા અનામત સિવાય બહાર પાડી શકે છે, પણ તેથી વધારેની નોટો પાછળ પૂરેપૂરી અનામત તેને રાખવી પડે છે. આપણા દેશમાં રીઝર્વ બૅન્ક ઉપર અમુક અનામત રાખવાનું ફરજિયાત છે તે 'આપણા દેશનું ચલણ,' એ પ્રકરણમાં કહેવાઈ ગયું છે. સોનારૂપા ઉપરાંત

સરકારી જામીનગીરીઓને પણ અનામત ગણવાનો ધારો લગભગ દરેક દેશમાં પડી ગયો છે.

૧૯. બીજા ખાતાને આપણે શરાફી (બૅન્કિંગ) ખાતું એવું નામ આપી શકીએ. એ ખાતું શરાફીનું કામકાજ કરે છે ખરું, પણ લગભગ બધા જ દેશોમાં એ સામાન્ય પ્રજા જોડે સંબંધ નથી રાખતું. સરકારની તિજોરીનાં નાણાં પોતાને ત્યાં રાખવાનું તથા સરકારને જરૂર હોય ત્યારે નાણાં ધીરવાનું કામ તે કરે છે. આ ઉપરાંત તેનું મોટું કામ તો બીજી શરાફી બૅન્કોના કામકાજ ઉપર દેખરેખ અને અંકુશ રાખવાનું હોય છે. કોઈ પણ બૅન્ક જો વધારે વ્યાજ ઉપજાવવાના લોભમાં નાણાં ઝટ છૂટાં ન થઈ શકે એવી રીતે રોકાણ કરી બેસે તો મુશ્કેલીમાં આવી પડે છે. કોઈ પણ બૅન્ક વિષે જો અણવિશ્વાસનું વાતાવરણ ઊભું થાય તો એના બધા લેણદારો એકદમ પોતાની થાપણો ઉપાડી લેવા બૅન્ક ઉપર દરોડો પાડે છે. આની અસર બીજી સારી અને સદ્ધર બૅન્કો ઉપર પણ થાય છે, અને આખા નાણાં બજારમાં કટોકટી ઊભી થાય છે. બૅન્ક વસ્તુતઃ ભલે એક ખાનગી વેપારી કંપની હોય, પણ એક બૅન્કનો ગેરવહીવટ બીજી બધી બૅન્કોને તેમ જ આખા નાણાં બજારને નડે છે. તેથી દરેક બૅન્કનું કામ એક સાર્વજનિક ટ્રસ્ટની માફક ચાલવું જોઈએ અને એ રીતે તેનું નિયમન થવું જોઈએ. એક નિયમન તો એ છે કે, દરેક બૅન્કે પોતાની થાપણોના અમુક ટકા પોતાની તિજોરીમાં રોકડ રાખવા જોઈએ. બીજું બૅન્કોને અમુક પ્રકારનાં વિશિષ્ટ કાર્યો માટે જ લોન આપવાની સત્તા હોય અને આવી લોનોની વધુમાં વધુ મુદત પણ નક્કી કરેલી હોય. તેના વિગતવાર ઑડિટ થયેલા હિસાબો વખતોવખત પ્રગટ કરવામાં આવે અને સલામતી માટે નક્કી કરેલા નિયમોનું બરાબર પાલન થાય છે કે નહિ તે જોવા માટે બૅન્કના ચોપડાનું વખતોવખત નિરીક્ષણ કરવામાં આવે. આ કામ મધ્યવર્તી બૅન્ક મારફત કરવાની અપેક્ષા રાખવામાં આવે છે. દરેક પ્રમાણિત બૅન્કે મધ્યવર્તી બૅન્કને પોતાનાં અઠવાડિક સરવૈયાં મોકલવાનાં હોય છે. વળી બૅન્કની થાપણો ઉપર અંકુશ રહે એટલા માટે મધ્યવર્તી બૅન્કમાં પોતાની થાપણોના અમુક ટકા રકમ અનામત રાખવાનું દરેક પ્રમાણિત બૅન્કને ફરજિયાત હોય છે. ટકાનું પ્રમાણ જુદા જુદા દેશમાં જુદું જુદું હોય છે. આપણા દેશમાં જેની ભરપાઈ થયેલી મૂડી તથા રીઝર્વ ફંડ થઈને પાંચ લાખ ઉપરનું થાય છે તેને પ્રમાણિત બૅન્ક ગણવામાં આવે છે, અને તેઓએ પોતાના ચાલુ ખાતાની જવાબદારીઓના પાંચ ટકા અને બાંધી મુદતની જવાબદારીઓના બે ટકા રીઝર્વ બૅંકમાં અનામત રાખવી પડે છે. સાધારણ રીતે કોઈ પણ મધ્યવર્તી બૅન્ક આવી રીતે અનામત રાખવામાં આવેલાં નાણાં ઉપર વ્યાજ આપતી નથી. એની સાથે

મધ્યવર્તી બૅન્કની એ ફરજ ગણાય છે કે, બીજી બૅન્કોને જરૂર પડયે વ્યાજે નાણાં ધીરવાં તથા તેમની ભીડના પ્રસંગમાં તેમને મદદ કરવી. પરદેશી હૂંડિયામણના ભાવનું નિયમન કરવું, એ પણ મધ્યવર્તી બૅન્કનું મુખ્ય કામ છે.

## નાણાં બજારનું નિયમન

૧૬. સાધારણ રીતે મધ્યવર્તી બૅન્કો સરકારી જામીનગીરીનાં કાગળિયાં ઉપર અથવા ઓછામાં ઓછા બે શરાફો અથવા બૅન્કોની સહીવાળા વિનિમય-પત્રો ઉપર નાણાં ધીરે છે. આવું ધીરાણ કરવામાં વ્યાજનો જે દર ગણવામાં આવે છે, તેને 'બૅન્ક રેટ' એટલે મધ્યવર્તી અથવા સરકારી બૅન્કનો વ્યાજનો દર કહેવામાં આવે છે. બૅન્ક રેટના વધારા ઘટાડાની બજારના વ્યાજના દર ઉપર તેમ જ નાણાં બજારની સામાન્ય પરિસ્થિતિ ઉપર અમુક અસર થાય છે. બીજી બૅન્કો પોતાનાં ચાલુ ખાતાંના તથા બાંધી મુદતની અનામતોના વ્યાજના દર બૅન્ક રેટના વધારા જોડે વધારે છે અને ઘટાડા જોડે ઘટાડે છે. એટલે બૅન્ક રેટના વધારાથી એવું વલણ ઊભું થાય કે, લોકો બૅન્કોમાં વધારે પ્રમાણમાં નાણાં જમા મૂકવા જાય અને બૅંકો પાસેથી લોનો ઓછા પ્રમાણમાં લે. વધારે ભાવ ખાવાની આશાએ જે લોકો બૅન્કોમાંથી નાણાં ઉછીનાં લઈને પણ માલ સંઘરી રાખવા ઇચ્છતા હોય, તેઓ પોતાનો માલ ઓછે નફે પણ વેચી નાખવાનું પસંદ કરે છે, કારણ એક તરફથી વધુ નફો ખાવાની આશા રાખે ત્યારે બીજી તરફથી વ્યાજ વધારે ભરવું પડે છે. એટલે વ્યાજના દર ઊંચા હોય ત્યારે ઓછે નફે માલ વેચી નાખીને પણ તેનાં નાણાં કરી નાખવામાં વેપારીને વધુ લાભ હોય છે. ટૂંકમાં બૅન્ક રેટ ઊંચો હોય, ત્યારે લોકો બૅન્કોમાંથી નાણાં લેવાને બદલે નાણાં વધારે પ્રમાણમાં બૅન્કોમાં મૂકવા જાય છે. પરિણામે બજારમાં નાણાંની અછત દેખાવા માંડે છે. તેથી ઊલટું બૅન્ક રેટ જો નીચો હોય તો બીજી બૅન્કો પણ પોતાના વ્યાજના દર ઘટાડે છે. એટલે લોકો બૅન્કોમાં થાપણો રાખવાને બદલે બૅન્કમાંથી લોનો લેવાનું વધારે પસંદ કરે છે. બજારમાં નાણાંની છત હોવાને લીધે લોનો લઈને લોકો વધારે નફાની આશાએ માલ સંઘરી રાખે છે એટલે મોંઘવારી થાય છે.

૧૭. બજારમાં જોઈએ તે કરતાં વધુ નાણાં ફરતાં થઈ ગયાં હોય, તે જો પાછાં ખેંચી લેવાં હોય તો મધ્યવર્તી બૅન્ક પોતાનો વ્યાજનો દર ચઢાવે છે અને બજારમાં નાણાંની ભીડ થઈ ગઈ હોય તે ટાળીને છત કરવી હોય તો મધ્યવર્તી બૅન્ક પોતાનો વ્યાજનો દર ઉતારી નાખે છે.

૧૮. નાણાંની છત અછતનું નિયમન કરી જોઈતાં નાણાં જ બજારમાં ફરતાં રહે તે માટે બૅન્ક રેટની અવેજીમાં અથવા બૅન્ક રેટના ઉપાયને વિશેષ

મદદગાર થવા માટે મધ્યવર્તી બૅન્ક બીજા કેટલાક ઉપાય પણ લે છે. દરેક દેશમાં મધ્યવર્તી બૅન્ક સરકારના ગાઢ સંપર્કમાં રહીને કામ કરે છે. સરકારને પોતાના ચાલુ ખર્ચ માટે ઘણી વાર ટ્રેઝરી બિલ્સ કાઢવાં પડે છે, તે આપણે જોઈ ગયા છીએ. ટ્રેઝરી બિલ્સનું કામકાજ મધ્યવર્તી બૅન્ક મારફત જ થાય છે. જ્યારે બજારમાં નાણાંની છત વધી ગઈ હોય અને બજારમાંથી નાણાં ખેંચી લેવાં હોય ત્યારે મધ્યવર્તી બૅન્ક સરકાર પાસે ટ્રેઝરી બિલ્સ કઢાવે છે. આથી આગળ જઈ કેટલીક વાર મધ્યવર્તી બૅન્ક પોતાની પાસેની સરકારી જામીનગીરીઓનાં કાગળિયાં વેચે છે અને એ રીતે બજારમાંથી નાણાં ખેંચે છે. જામીનગીરીઓનાં કાગળિયાં તે વેચતી જાય છે, તેમ તેની સામેની ચલણી નોટો રદ કરતી જાય છે. એટલે બજારમાંથી નાણું જાય છે એટલું જ નહિ, પણ બૅન્કો જેને રોકડ ગણે છે, તેની પણ અછત થવા માંડે છે. બજારમાં નાણાંની ભીડ થઈ ગઈ હોય અને વધુ નાણાં ફરતાં કરવાની જરૂર હોય તો મધ્યવર્તી બૅન્ક નોટો છાપીને તે વડે સરકારી જામીનગીરીનાં કાગળિયાં બજારમાંથી ખરીદવા માંડે છે. આમ મધ્યવર્તી બૅન્ક ખુલ્લા બજારમાં સરકારી જામીનગીરીઓનાં કાગળિયાંના ખરીદ વેચાણમાં ઊતરીને નાણાં બજારનું નિયમન કરે છે.

૧૯. પણ આ ઉપાયો દલીલમાં જેટલા સાદા અને સીધા લાગે છે એટલા વ્યવહારમાં હજી અસરકારક નીવડ્યા નથી. સાધારણ રીતે મધ્યવર્તી બૅન્કની સરખામણીમાં બીજી બૅન્કો બહુ મોટી હોય છે. અને આપણે જોઈ ગયા છીએ કે બૅન્કો ઍડવાન્સ આપીને તે મારફત નવી થાપણો ઊભી કરવાની કરામતથી રોકડ નાણાંનો ઉપયોગ કર્યા વિના ઘણું કામ કરી શકે છે. એટલે મધ્યવર્તી બૅન્કનો આશ્રય લેવાની બૅન્કોને જરૂર પડતી નથી. ઘણી વાર બૅન્કો પાસે નાણાં એટલાં વધી જાય છે કે, બૅન્ક રેટ કરતાં ઓછે દરે તે આપવા તૈયાર થાય, તો પણ કોઈ લેનાર નથી હોતું. અને કેટલીક વાર એવું પણ બને છે કે વ્યાજના દર વધારવા છતાં બૅન્કોમાં પૂરતી થાપણો આવતી નથી. આવું બનવાનાં કારણો એટલાં બધાં આંટીઘૂંટીવાળાં છે કે તેની ચર્ચા આ પુસ્તકની મર્યાદાની બહારની ગણી છે. આપણા દેશમાં રીઝર્વ બૅન્કનું કામકાજ હજી થોડાં વર્ષનું ગણાય. હજી સુધી તો નાણાં બજારનું નિયમન કરવામાં તે ઊતરી જ નથી એમ કહીએ તો ચાલે. પણ આખા દેશમાં પોતાના એક સરખા વ્યાજના દરને લીધે મુંબઈ અને કલકત્તા જેવાં મોટાં નાણાં બજારોમાં પ્રવર્તતા વ્યાજના દરના તફાવતો નાબૂદ કરવાની દિશામાં અને વ્યાજના દર એક સપાટી ઉપર લાવવામાં તેની કાંઈક અસર થવા માંડી છે ખરી. બીજા દેશોમાં પણ મધ્યવર્તી બૅન્કો વિષે એવો અભિપ્રાય બંધાવા માંડ્યો છે કે, જ્યાં સુધી

બીજી બૅન્કો મધ્યવર્તી બૅન્કને પૂરો સહકાર ન આપે, ત્યાં સુધી મધ્યવર્તી બૅન્કને માટે નાણાં બજારનું નિયમન કરવાનું કામ મુશ્કેલ છે.

### વ્યાજના દર

૨૦. બીજી વસ્તુઓના બજારભાવની માફક વ્યાજના દરની બાબતમાં પણ આપણે કહી શકીએ કે, તેનો આધાર નાણાંની છત અને માંગ ઉપર રહે છે. પણ નાણાંની છતને વિષે આપણે જોઈ ગયા કે, સરકારી નાણાંથી જ કાંઈ બજારનો સઘળો વ્યવહાર ચાલતો નથી. ઉત્પાદનનાં અનેક પગથિયે માલની લેવેચ થાય છે અને ઉપભોગ લાયક વસ્તુઓ તૈયાર થયા પછી પણ તેના સારા ભાવ આવે એ આશાએ ઉત્પાદકો તથા વેપારીઓ માલ સંઘરી રાખે છે. આ બધા માટે નાણાંની જરૂર પડે છે તેને શરાફો અને બૅન્કો પોતાનાં નાણાં — શરાફી નાણાં ઊભાં કરીને પહોંચી વળે છે. એટલે નાણાંની છત અસ્થિર છે એમ કહી શકાય. શરાફો અને બૅન્કો બજારની જરૂરિયાત પ્રમાણે ઠીક ઠીક પ્રમાણમાં એ વધારી ઘટાડી શકે છે.

૨૧. નાણાંની માંગનો વિચાર કરતાં જણાય છે કે, તેના પણ અનેક પ્રકારો છે. એક તો ઉત્પાદનનાં કાયમી સાધનોમાં નાણાં રોકવા માટે લાંબી મુદતની માંગ હોય છે, અને બીજી કાચા માલની ખરીદી તથા મજૂરીનાં નાણાં ચૂકવવા માટે ટૂંકી મુદતની માંગ હોય છે. આ ઉપરાંત સારો ભાવ ખાવાની આશાએ માલ સંઘરી રાખવા માટે અમુક મુદત સુધીનાં નાણાંની માંગ હોય છે. કેટલીક વાર પોતાની પાસેનો માલ વેચાઈ શકે તે પહેલાં નાણાંની જરૂર પડે તો માલ વેચાય ત્યાં સુધીને માટે નાણાંની માંગ હોય છે. નાણાંની માંગ કયા હેતુને માટે કરવામાં આવે છે, તેનો પણ નાણાં ધીરનાર ઝીણવટપૂર્વક વિચાર કરે છે. પોતાનાં નાણાં કેવી રીતે અને કેટલી મુદતમાં પાછાં ફરી શકશે, તેનો વિચાર નાણાં ધીરતાં પહેલાં તે કરે જ છે. સંચા જેવાં કાયમી સાધનોમાં રોકવા નાણાં જોઈતાં હોય, તો તે જાણી જ લે છે કે, નાણાં લાંબી મુદત સુધી રોકાઈ રહેવાનાં. કાચામાલની ખરીદી માટે નાણાં જોઈતાં હશે, તો તે જાણવાનો કે થોડા વખતમાં નાણાં પાછાં ફરી શકશે. વળી માલ તૈયાર થવા આવ્યો હોય અને તે વેચાઈ જાય ત્યાં સુધીને માટે નાણાં જોઈતાં હશે તો તે જાણવાનો કે એથી પણ ઓછા વખતમાં નાણાં પાછાં ફરી શકશે. વળી સઘળા સંજોગો ધ્યાનમાં લેતાં દેણદાર પાસે ચોક્કસ મુદતમાં નાણાં આવી શકશે કે કેમ, અને તે લીધેલી લોન ચોક્કસ જ પાછી આપી શકશે કે કેમ, અથવા તો તેના ધંધામાં એવાં કાંઈક અચોક્કસ તત્ત્વો પણ રહેલાં હોય, જેને લઈને નિશ્ચિત મુદતમાં તે નાણાં પાછાં નહિ પણ આપી શકે, આવું કાંઈક છે કે

કેમ, તેનો પણ નાણાં ધીરનારે વિચાર કરવાનો હોય છે. ટૂંકમાં નાણાં ધીરનાર ત્રણ વસ્તુઓનો વિચાર કરે છે: (૧) પોતાનાં નાણાં સામે જામીનગીરીઓ કેવી છે? (૨) કેટલી મુદતમાં નાણાં પાછાં વળી શકે એમ છે? અને (૩) નાણાં પાછાં વળવાની ચોકસાઈ અથવા નિશ્ચિતતા કેટલી છે?

**૨૨.** ઉપરના દરેક સંજોગની અસર વ્યાજના દર ઉપર પડે છે, અને તે તે સંજોગ અનુસાર વ્યાજના દર જુદા જુદા રહે છે. આપણે 'બૅન્ક રેટ'ની વાત કરી ગયા છીએ. આપણે જો એમ માનીએ કે, નાણાં ધીરાણ માટે 'બૅન્ક રેટ' એ વ્યાજનો નીચામાં નીચો દર છે, તો એની પછી વિનિમય પત્રો અથવા માલની હવાલા-રસીદ ઉપરનો વટાવનો દર આવે છે. વટાવ એટલે નાણાં પાકતાં સુધીની મુદતનું વ્યાજ અગાઉથી કાપી લેવું તે, એ અગાઉ કહેવાઈ ગયું છે. વિનિમય-પત્રો ઉપર અને માલની હવાલા-રસીદો ઉપરનું નાણાં ધીરાણ ઉત્તમ ગણાય છે. એક તો વિનિમયપત્ર વેચાણને અંગે ઊભું થયેલું હોય છે. એટલે સામો પક્ષ વિનિમયપત્રનાં નાણાં મુદત પાકયે આપશે જ, એ લગભગ ચોક્કસ છે. બીજું નાણાં ધીરનારના હાથમાં જો કે માલ નથી હોતો પણ માલનો માલકી હક — વહાણમાં માલ ચઢાવ્યાની રસીદ અથવા માલની હવાલા-રસીદ — હોય છે. ત્રીજું નાણાં પાછાં વળવાની મુદત ચોક્કસ હોય છે. આ કારણોને લીધે પોતાનાં નાણાંના ધીરાણ માટે બૅન્કોમાં આવાં વિનિમય પત્રોની માંગ ચાલુ જ હોય છે. એટલે કોઈ બૅન્કે અથવા શરાફે વિનિમયપત્રમાં નાણાં રોકયાં હોય, અને તેની મુદત પાકે તે પહેલાં એને નાણાંની જરૂર પડે તો બહુ જ નજીવા નુકસાનથી વિનિમયપત્ર બજારમાં વેચી નાખી શકાય છે. આ નુકસાન કેટલું ઓછું હોય છે, તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે વિનિમયપત્રોના સોદામાં એક ટકાના પણ અમુક અપૂર્ણાંક જેટલો જ તફાવત હોય છે.

**૨૩.** વિનિમયપત્રો પછી જામીનગીરીઓ ઉપરનાં ટૂંકી મુદતનાં ધીરાણનો દર આવે છે. આમાં મુખ્ય જામીનગીરી સરકારી કાગળિયાંની હોય છે. આવું ધીરાણ પણ વિનિમયપત્રોના જેવું જ સારું ગણાય છે. છતાં તેમાં ફેર એટલો છે કે વિનિમયપત્રો તો અમુક મુદતે આપોઆપ પાકે જ છે, જ્યારે આમાં નક્કી કરેલી મુદતે નાણાં ભરપાઈ ન થાય તો બૅન્કને જામીનગીરીઓ વેચવા બજારમાં જવું પડે છે. પણ સરકારી જામીનગીરી ગમે ત્યારે વેચી શકાય એવી હોવાથી સરકારી જામીનગીરી ઉપર થતાં ધીરાણોના દર લગભગ વિનિમય-પત્રોના જેટલા જ હોય છે. એ બન્ને દરો 'બૅન્ક રેટ'ની બહુ નજદીક હોય છે, અને બૅન્ક રેટ જેમ ફરે તેમ એમાં પણ ફેરફાર થાય છે. વિનિમયપત્રોના

દરમાં અને સરકારી જામીનગીરી ઉપરના ધીરાણના દરમાં એક ફરક ધ્યાનમાં રાખવા જેવો છે, અને તે એ કે, વિનિમયપત્રોના દરો બજારમાં રોજ ખુલ્લી રીતે બોલાય છે, જ્યારે આવા બીજાં ધીરાણના દરો બૅન્ક અને લોન લેનાર આસામી વચ્ચે કરારથી નક્કી થાય છે.

૨૩. પછી નંબર આવે છે કે, સરકારી સિવાયની જામીનગીરીઓ ઉપરના ધીરાણનો. આ દરો સામાન્ય રીતે 'બૅન્ક રેટ'થી ઘણા ઊંચા હોય છે. કેટલા ઊંચા તેનું પ્રમાણ તો જામીનગીરીના પ્રકાર ઉપર તથા આસામીની સાખ ઉપર રહે છે. ટકો બે ટકા ઊંચા હોય, અને એથી પણ ઘણા વધારે ઊંચા હોય. ભાવમાં મંદી આવતી હોય ત્યારે ખોટમાં ન ઊતરવાની ખાતર કારખાનાંદારો તેમ જ વેપારીઓ માલનો સ્ટૉક અટકાવી રાખે છે. તેમાંથી જે નાણાંની છૂટવાળા ન હોય તેમને બૅન્કો પાસે લોન લેવા જવું પડે છે. તેઓ પોતાની પાસે બીજી મિલોના શૅર હોય તો તે, નહિ તો પોતાની પાસે જે કાંઈ માલ હોય તેની જામીનગીરી ઉપર નાણાં લે છે. કોઈ વેપારીએ પરદેશથી માલ મંગાવ્યો હોય અને તે માલ અહીં આવીને પડ્યો હોય, પણ તે છોડાવવા માટે તેના વિનિમયપત્રનો અવેજ ભરી દેવા જેટલાં નાણાં ન હોય ત્યારે એ માલ બૅન્કના ગોદામમાં નાખવાની કબૂલાત કરી વેપારી નાણાં લે છે અને માલ છોડાવે છે. કેટલીક વાર, નાના કારખાનાંદારો પોતાના તૈયાર માલનો આખો જથો બૅન્કોને સોંપી દઈ તેના ઉપર નાણાં લે છે. આવા વ્યવહારોમાં વ્યાજના દર ઠીક ઠીક ઊંચા હોય છે.

૨૪. ઉપરના આખા વિવેચનમાં આપણે જોયું કે, અત્યારની શરાફી અથવા બૅન્કિંગ ખેતીની અથવા ગ્રામઉદ્યોગની જરૂરિયાતો માટે નાણાં પૂરાં પાડવાનું કામ બિલકુલ કરતી નથી, તેઓ મુખ્યત્વે વેપારીઓને જ — પરદેશી વેપારને અંગે તેમ જ આંતરિક વેપારને અંગે — નાણાં પૂરાં પાડવાનું કામ કરે છે. કાંઈક અંશે કારખાનાંવાળાઓને ટૂંકી મુદત માટે નાણાં પૂરાં પાડવાનું કામ પણ કરે છે. વળી સરકારની ટૂંકી મુદતની જરૂરિયાતો માટે તેઓ નાણાં પૂરાં પાડે છે. ખેતી અને ગ્રામઉદ્યોગોને નાણાં પૂરાં પાડવાનું કામ તો ગામડાંના શાહુકારો જ કરે છે. સહકારી મંડળીઓએ તથા લૅન્ડ મૉર્ગેજ બૅન્કોએ એ કામ કરવાની શરૂઆત કરી છે, પણ અત્યાર સુધીમાં તેમની મારફત બહુ ઓછું કામ થઈ શક્યું છે.

## પ્રકરણ ૧૬મું

# આપણા દેશની શરાફી તથા બૅન્કો

### દેશી શરાફી

૧. આપણા દેશમાં વિવિધ પ્રકારના ઉદ્યોગધંધાની સાથે દેશની અંદરના તેમ જ દેશાવર સાથેના વેપારની ખિલવણી બહુ પ્રાચીન કાળથી થયેલી છે. વેપાર રોજગારની સાથે શરાફીનો ધંધો પણ ખીલેલો જોવામાં આવે છે. યુરોપમાં શરાફીની પદ્ધતિ ચાલુ થઈ, તે પહેલાં કેટલાંયે વર્ષથી એ પદ્ધતિ આપણે ત્યાં પ્રચલિત થઈ હતી. ઉધારવ્યવહારનું મુખ્ય સાધન હૂંડી, એની પ્રથા આપણે ત્યાં સૈકાપુરાણી છે. મુસલમાની રાજ્યની સ્થાપનાનાં શરૂઆતનાં વર્ષોમાં દેશમાં રાજકીય અવ્યવસ્થા થયેલી, અને પછી પણ દેશમાં એકચક્રી રાજ્ય તો નહોતું જ, તેવા વખતમાં પણ દેશની અંદર તેમ જ દેશાવર સાથે હિંદી શરાફોનો હૂંડીપત્રીનો વ્યવહાર ચાલતો. શરાફો લોકોની થાપણો રાખતા, વેપાર ઉદ્યોગ તથા બીજાં કામો માટે નાણાં ધીરતા, જુદાં જુદાં રાજ્યોના શરાફો તરીકે કામ કરતા, રાજાબાદશાહોની પરવાનગીથી ટંકશાળો ચલાવતા, જુદી જુદી જાતના સિક્કાની અદલાબદલી કરી આપતા તથા હૂંડીઓ મારફત જુદાં જુદાં સ્થળો વચ્ચેની લેણદેણની પતાવટ કરી આપતા. ઈસ્ટ ઇન્ડિયા કંપની પણ પોતાનો નાણાંવ્યવહાર અહીંના દેશી શરાફો મારફત ચલાવતી.

૨. અંગ્રેજી રાજ્ય અહીં બરાબર જામી ગયું, અને આખા દેશમાં પોતાનું કલદાર નાણું તેણે પ્રચલિત કર્યું, ત્યાર પછી સિક્કાની ફેરબદલી કરી આપવાનું આપણા નાણાવટીઓનું કામ બંધ થઈ ગયું. કલકત્તા, મુંબઈ તથા મદ્રાસમાં યુરોપીય પદ્ધતિની ઇલાકા બૅન્કો અનુક્રમે સને ૧૮૦૬, ૧૮૪૦ અને ૧૮૪૩માં સ્થપાયા પછી કંપની સરકારનું કામકાજ એ બૅન્કોને મળવા લાગ્યું. ત્યાર પછી તો આપણા દેશમાં ઘણી બૅન્કો સ્થપાઈ છે, છતાં દેશી શરાફો હજી પોતાનું સ્થાન ટકાવી રહ્યા છે. દરેક કસ્બામાં તથા શહેરમાં આ શરાફો જોવામાં આવે છે. ગામડાંમાં પણ ધીરધારનો ધંધો સારો ચાલે છે. ગામડાંમાં ધીરધારનું કામ કરનારાઓને આ શરાફોથી અલગ ઓળખવા માટે શાહુકાર અથવા મહાજન કહેવામાં આવે છે. શરાફમાં અને આ શાહુકાર અથવા મહાજનમાં ફેર એ છે કે, સાધારણ રીતે શાહુકારો લોકોની થાપણો જમા નથી રાખતા, તેમ હૂંડીનું કામકાજ પણ નથી કરતા. તેઓ ખેડૂતોને, કારીગરોને તેમ જ નાના વેપારીઓને

પૈસા ધીરે છે. ખેડૂતોનો માલ શહેરમાં પહોંચાડવામાં તથા દેશની અંદર એક સ્થળેથી બીજે સ્થળે માલની વહેંચણી કરવામાં તેમનો ફાળો બહુ મોટો છે.

૩. પણ એટલું કહેવું જોઈએ કે, શરાફો પોતાની પ્રામાણિકતા તથા શાખને માટે જે ખ્યાતિ આજે પણ ભોગવી રહ્યા છે તે ખ્યાતિ આ શાહુકારોની આજે નથી રહી. તેમનું નામ હલકું પડી ગયું છે. કારણ તેમનાં કામ પણ એવાં થઈ ગયાં છે. કોઈક અપવાદરૂપ શાહુકાર બાદ કરીએ તો, બીજાઓનો ખેડૂતો સાથેનો વહેવાર સાફ અને સીધો નથી રહ્યો. આનું મોટામાં મોટું કારણ તો એ છે કે, ગામડાંની ખેતી તેમ જ બીજા ગ્રામઉદ્યોગો કમાતલ નથી રહ્યા, પણ ખાતલ થઈ ગયા છે. એટલે ખેડૂતોને કે ગામડાંના કારીગરોને ધીરેલાં નાણાં પૂરાં વસૂલ થવામાં બહુ મુશ્કેલી પડે છે અથવા ભાગ્યે જ પૂરાં વસૂલ થાય છે. એટલે સારા શાહુકારો તો ગામડાં છોડી શહેરમાં જતા રહ્યા છે અથવા પોતાનાં નાણાં શહેરોના ઉદ્યોગધંધામાં રોકવા લાગી ગયા છે. આમ નાણાં ગામડાંમાંથી શહેરોમાં ખેંચાઈ જવાને લીધે ખેતીના ઉદ્યોગમાં પૂરતાં નાણાં રોકાતાં નથી, અને તેથી પણ ખેતી બગડતી જાય છે. હવે તો ખેડૂતોને એવા જ માણસો નાણાં ધીરવા તૈયાર થાય છે જે પોતાનાં નાણાં પાછાં મેળવવા ગમે તેવા ઉપાયો અજમાવવામાં પાછા પડે એવા ન હોય. ગામડાંના જૂના અને ખાનદાન શાહુકારોનું સ્થાન મેલા ઉપાયો વડે ખેડૂતોને ફોલી ખાનારા અને ચૂસી લેનારા વ્યાજખોરિયાઓએ આજે લીધું છે. તેમને નાબૂદ કરી ગામડાંની ધીરધારનું કામ સંગીન પાયા ઉપર મૂકવાના પ્રયત્નો સહકારી મંડળીઓ અને સહકારી બૅન્કો દ્વારા થઈ રહ્યા છે, તેનો વિચાર આપણે આગળ કરીશું.

૪. અહીં તો આપણે શહેરના શરાફો તરફ પાછા વળીએ. યુરોપીય પદ્ધતિની મર્યાદિત જવાબદારીવાળી શૅરહોલ્ડરોની (જૉઇન્ટ સ્ટૉક) બૅન્કો સાથે તેમના સંબંધો ઠીક ઠીક બંધાઈ ગયા છે. તેમને નાણાંની જરૂર હોય ત્યારે તેમની અંગઉધાર ચિઠ્ઠીઓ (પ્રૉમિસરી નોટો) તથા હૂંડીઓ ઉપર તેમને બૅન્કો પાસેથી નાણાં મળી શકે છે. તેમ કેટલાક શરાફોને તેમના ચાલુ ખાતામાં રકમ હોય તે કરતાં વધારે રકમની હૂંડીઓ પોતાની ઉપર લખવાની સત્તા બૅન્કો આપે છે. જો કે હજી રીઝર્વ બૅન્કે આપણા શરાફોને માન્યતા નથી આપી. તેનું એક અને મુખ્ય કારણ એ છે કે, પોતાની પ્રમાણિત બૅન્કોના હિસાબ જોવાની સત્તા રીઝર્વ બૅન્ક જે રીતે રાખે છે એવી રીતે પોતાના ચોપડા તથા લેણદેણના હિસાબો બતાવવા આપણા શરાફો તૈયાર નથી. પોતાને ત્યાં કોનાં નાણાં જમા છે, અને પોતે કોને નાણાં ધીર્યાં છે, એ જાહેર કરવું અને એ રીતે બીજાની શાખ અથવા આંટ ઉઘાડી પાડવી એને તેઓ

શરાફી વહેવારથી ઊલટું ગણે છે. વળી હૂંડી અથવા વિનિમયપત્ર ઉપર નાણાં ધીરતી વખતે રીઝર્વ બૅન્ક બે સહીઓ માગે છે અને કેટલાક શરાફો તો પોતાનાં કાગળિયાંને વધારે સદ્ધર બનાવવા બીજાની સહીની જરૂર હોવી એ વસ્તુને જ પોતાની શાખને હીણપત લગાડનારી સમજે છે. આ ઉપરાંત શરાફી પેઢીઓ શરાફી કામકાજ ઉપરાંત બીજા વેપાર ધંધા પણ કરે છે, જે રીઝર્વ બૅન્ક કરવા દેવા તૈયાર નથી. આવાં આવાં કારણોસર રીઝર્વ બૅન્ક સાથે આપણા શરાફોનો મેળ બેસતો નથી.

## યુરોપીય પદ્ધતિની બૅન્કોનો પ્રારંભ

૫. કલકત્તામાં યુરોપિયનોની કોઠીઓ હતી, તેઓ પોતાના બીજા વેપાર સાથે શરાફોનું કામ પણ કરતી. આ કોઠીઓ આપણા દેશના શાહસોદાગરો સાથે નાણાંની લેણદેણ કરતી તથા મોટા પ્લૅન્ટરોને ગળીનાં કારખાનાં ઉપર તથા સફરી વેપારીઓને તેમનાં માલથી ભરેલાં વહાણો ઉપર નાણાં ધીરતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલદારો તથા બીજા યુરોપિયનો પોતાની થાપણો આ કોઠીઓમાં અનામત રાખતા. તેઓ વ્યાજનો દર પણ સારો આપતી. પણ આગળ જતાં આ કોઠીઓની શરાફી શાખાઓ સટ્ટા ઉપર ચઢી ગઈ અને ૧૮૨૯થી ૧૮૩૨ના ગાળામાં તેમના ઉપર આફત આવી. યુરોપીય પદ્ધતિની પહેલવહેલી સ્થપાયેલી બૅન્ક ઑફ હિંદુસ્તાન નામની બૅન્ક આ ગાળાની કટોકટીમાં ભાંગી. ત્યાર બાદ કલકત્તાના કેટલાક આગેવાન યુરોપિયન વેપારીઓએ યુનિયન બૅન્ક નામની બૅન્ક કાઢી. તેનો અંત ૧૮૪૮માં આવ્યો.

૬. ત્રણ મુખ્ય પ્રાન્તોમાં ત્રણ ઇલાકા બૅન્કોની સ્થાપના વિષે ઉપર કહ્યું છે. આ બૅન્કોને પોતાની નોટો કાઢવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. સરકારનું બધું કામકાજ પણ આ બૅન્કો જ કરતી. સને ૧૮૬૧માં નોટો કાઢવાનો અધિકાર બૅન્કો પાસેથી પાછો લઈ સરકારે પોતાને હસ્તક કર્યો. આ ઇલાકા બૅન્કો સરકારી બૅન્કો નહોતી, પણ સરકાર સાથેના સંબંધને લઈને તેમની પ્રતિષ્ઠા સરકારી બૅન્કો જેવી હતી.

૭. સને ૧૮૬૦માં મર્યાદિત જવાબદારીવાળી શૅર હોલ્ડરોની બૅન્કો દેશમાં ઘણી સ્થપાવી જોઈએ એ વિચારે જોર પકડયું અને નાની મોટી ઘણી બૅન્કો જુદાં જુદાં નામે સ્થપાઈ. પણ ૧૮૬૫ માં રૂના ભાવમાં આવેલા ઉછાળાને પરિણામે દેશમાં નાણાં સંબંધી મોટી કટોકટી આવી તેમાં એ બધી કંપનીઓ સાફ થઈ ગઈ અને બૅન્કોની બાબતમાં કશી પ્રગતિ ન થઈ. ૧૯૦૫–૬ ની સ્વદેશી ચળવળને પરિણામે ઘણી દેશી બૅન્કો હસ્તીમાં આવી. પણ ૧૯૧૩–૧૪ ની કટોકટીમાં એમાંની ઘણી બૅન્કો ભાંગી. પછી મહાયુદ્ધ આવ્યું. તેમાં

નવી બૅન્કોને ઉત્તેજન મળ્યું. પણ ૧૯૨૩માં ફરી કેટલીક બૅન્કો ભાંગી. ૧૯૨૯ થી ૧૯૩૧ સુધી તપાસ કરીને બૅન્કિંગ ઇન્કવાયરી કમિટીએ મોટો રિપોર્ટ બહાર પાડ્યો, તેમાં દેશની બૅન્કો ઉપર દેખરેખ અને અંકુશ રાખવા તથા ભીડના પ્રસંગમાં બૅન્કોને મદદ કરવા, સઘળી બૅન્કોનીયે બૅન્ક એવી એક રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા નામની બૅન્કની સ્થાપના કરવાની તેણે ભલામણ કરી, અને તે ઉપરથી ૧૯૩૫માં રીઝર્વ બૅન્કની સ્થાપના થઈ.

### ઇમ્પીરિયલ બૅન્ક ઑફ ઇન્ડિયા

૮. કલકત્તા, મુંબઈ અને મદ્રાસની ત્રણ ઇલાકા બૅન્કોને એકત્રિત કરીને સને ૧૯૨૦ના ઇમ્પીરિયલ બૅન્ક ઑફ ઇન્ડિયા ઍક્ટ અનુસાર આ બૅન્ક હસ્તીમાં આવી છે. ૧૯૩૫માં રીઝર્વ બૅન્કની સ્થાપના થઈ ત્યાં સુધી એ પોતાનાં બીજાં કામકાજ ઉપરાંત સરકારી બૅન્ક તરીકે પણ કામ કરતી હતી. આજે આપણા દેશમાં એ મોટામાં મોટી શરાફી બૅન્ક છે. પહેલાં સરકારી કામકાજ કરતી અને અત્યારે પણ રીઝર્વ બૅન્કની એ 'સોલ એજન્ટ' છે તેથી તેના ઉપર કાયદાના કેટલાક વિશેષ અંકુશો છે. ૭ મહિનાથી લાંબી મુદતને માટે તે નાણાં ધીરી શકતી નથી. વળી જમીન તથા સ્થાવર મિલકત ઉપર પણ તેને નાણાં ધીરવાની સત્તા નથી. સરકારી જામીનગીરીઓ, સ્ટેટ રેલ્વેનાં બૉન્ડ, મ્યુનિસિપાલિટી તથા લોકલબૉર્ડના ડિબેન્ચરો, તથા પોતાના તાળા અને સીલમાં રાખેલા માલ ઉપર અને બે સદ્ધર શરાફો અથવા બૅન્કોની સહીઓવાળી અંગઉધાર ચિઠ્ઠીઓ (પ્રૉમિસરી નોટ) ઉપર તે નાણાં ધીરી શકે છે. વળી તેને હૂંડીઓ લખવાની કે, સ્વીકારવાની તથા વિનિમયપત્રો (બિલ્સ ઑફ ઍક્સચેન્જ) ખરીદવાની કે વેચવાની, જમાચિઠ્ઠીઓ (લેટર્સ ઑફ ક્રેડિટ) આપવાની તથા એક્ઝીક્યૂટર તરીકે મિલકતોનો વહીવટ કરવાની સત્તા છે.

આખા દેશમાં એની કુલ ૪૦૦ શાખાઓ છે. એની ભરાઈ ગયેલી મૂડી પાંચ કરોડ બાસઠ લાખની છે અને ૭ કરોડ રૂપિયાનું રીઝર્વ ફન્ડ છે. તા. ૧૩–૪–૧૯૪૫ના રોજ એને ત્યાં જમા થાપણોનો કુલ આંકડો લગભગ ૨૩૦ કરોડ રૂપિયાનો હતો, અને પોતાના હાથ ઉપર રોકડ સિલક ૩૬ કરોડ ૭૫ લાખની હતી. પોતાની મૂડી અને જવાબદારીઓનું સાપ્તાહિક નિવેદન બહાર પાડવાનું તેને માટે ફરજિયાત છે.

### બીજી શરાફી બૅન્કો

૯. ઇમ્પીરિયલ બૅન્ક ઉપરાંત શરાફીનું કામકાજ કરનારી ઘણી બૅન્કો આપણા દેશમાં છે. એ બધી બૅન્કો મર્યાદિત જવાબદારીવાળી શૅર હોલ્ડરોની

બૅન્કો છે. તેઓ મુખ્યત્વે ટૂંકી મુદતની લોનો આપવાનું કામ કરે છે. તેઓ ચાલુ ખાતામાં તથા બાંધી મુદતની થાપણો રાખે છે, સ્થાનિક હૂંડીઓ વટાવ લઈ સ્વીકારે છે, ખરીદે છે તથા વેચે છે, સદ્ધર આસામીઓના ચાલુ ખાતામાં અમુક નક્કી કરેલી રકમ સુધી ઉધાર પણ થવા દે છે, શૅરો તથા અનાજ, રૂ કે બીજા માલની ગોદામો ઉપર નાણાં ધીરે છે અને શૅરોના ખરીદવેચાણમાં પણ પડે છે. ભરપાઈ થયેલી મૂડી તથા રીઝર્વ ફંડ થઈને પાંચ લાખથી વધુ જેની મિલકત થાય એવી બૅન્કોને પ્રમાણિત બૅન્કો ગણવામાં આવે છે. તેમના ઉપર રીઝર્વ બૅન્કની દેખરેખ હોય છે. સને ૧૯૪૪ ના જૂનની ૩૦ મી તારીખે પૂરા થતા વર્ષના રીઝર્વ બૅન્કના રિપોર્ટ પ્રમાણે તે તારીખે આવી પ્રમાણિત બૅન્કોની સંખ્યા ૭૬ની હતી અને તેમની કુલ શાખાઓ ૨,૧૪૧ હતી. તેમને ત્યાં ચાલુ ખાતામાં તથા બાંધી મુદતની કુલ થાપણોનો આંકડો તે તારીખે ૭૪૭.૪૪ કરોડનો હતો. રીઝર્વ બૅન્કમાં તેમને પોતાની થાપણોના ચાલુ ખાતાના પાંચ ટકા અને બાંધી મુદતના બે ટકા — એ પ્રમાણે અનામત રાખવાનું ફરજિયાત છે. રીઝર્વ બૅન્ક પાસે આવી અનામતની સરેરાશ રકમ ૧૯૪૩–૪૪ માં ૭૩ કરોડ રૂપિયાની રહી હતી.

**૧૦.** આ ઉપરાંત આપણા દેશમાં ૫૩૦ નહિ નોંધાયેલી બૅન્કો છે. તેમને ત્યાંની ચાલુ ખાતામાં તેમ જ બાંધી મુદતમાં કુલ થાપણોનો આંકડો ૧૯૪૩ના ડીસેમ્બરની આખરે લગભગ ૩૫ કરોડનો હતો.

**૧૧.** ઇમ્પીરિયલ બૅન્કને બાદ કરતાં નીચેની પાંચ બૅન્કો આપણા દેશમાં મોટી ગણાય છે: ૧ સેન્ટ્રલ બૅન્ક ઑફ ઇન્ડિયા; ૨ બૅન્ક ઑફ ઇન્ડિયા; ૩ પંજાબ નેશનલ બૅન્ક; ૪ બૅન્ક ઑફ બરોડા; અને ૫ અલ્લાહાબાદ બૅન્ક.

## પરદેશી નાણાંવટી બૅન્કો

**૧૨.** જેમ જેમ આપણા દેશનો પરદેશ સાથેનો વેપાર વધ્યો, તેમ તેમ એ વેપારને અંગે ઊભી થતી નાણાંની લેવડદેવડની પતાવટ કરનારી બૅંકોની જરૂર ઊભી થઈ. આ લેવડદેવડની પતાવટ હૂંડીઓ મારફત થાય છે. પણ જુદા જુદા દેશનું ચલણ જુદું જુદું હોય એટલે આવી હૂંડીઓના ખરીદ વેચાણ વખતે જુદાં જુદાં ચલણના એકબીજા સાથેના તુલનાત્મક ભાવો નક્કી કરવા પડે છે. આ ભાવોને હૂંડિયાપણના દર કહેવામાં આવે છે અને આ જાતનું કામ કરનારી બૅન્કોને પરદેશી હૂંડિયામણનું કામ કરનારી બૅન્કો કહેવામાં આવે છે. શરાફી બૅન્કોથી અલગ ઓળખવા માટે આપણે આ બૅન્કોને નાણાવટી બૅન્કો એવું નામ આપ્યું છે, કારણ તેમનું મુખ્ય કામ જુદા

જુદા દેશનાં નાણાં વચ્ચે અદલાબદલા કરી આપવાનું, જુદા જુદા દેશનાં નાણાં વટાવી આપવાનું હોય છે.

૧૩. આપણા દેશની બૅન્કોને ભાગ આ કામ બહુ જ ઓછું આવે છે. અત્યારે તો એ કામ પરદેશી બૅન્કોના ઇજારા જેવું થઈ પડયું છે. એ બૅન્કોની મુખ્ય ઑફિસો દેશાવરમાં છે. અહીં પોતાની શાખાઓ મારફત તે કામ કરે છે. અત્યારે આવી લગભગ અઢાર બૅન્કો આપણા દેશમાં કામ કરે છે. તેમાં આઠ બ્રિટિશ છે અને તે ઉપરાંત યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન, હૉલૅન્ડ, પોર્ટુગાલ વગેરે દેશની બૅન્કોની શાખાઓ પણ અહીં છે.

૧૪. વેપારને અંગે ઊભી થતી લેણદેણની પતાવટ શરાફો અને બૅન્કો મારફત કેવી રીતે થાય છે, તેનું એક અલગ પ્રકરણ જ આગળ આપ્યું છે એટલે અહીં તે ચર્ચામાં ઊતરીશું નહિ. વેપાર અંગેના કામકાજ ઉપરાંત બીજી સગવડો પણ આ બૅન્કો મારફત મળે છે. પરદેશ પ્રવાસે જનાર માણસ અહીંની નાણાવટી બૅન્કમાં રૂપિયા ભરી દે તો તેના બદલામાં હૂંડિયામણના પ્રચલિત દર પ્રમાણે તે દેશની બૅન્ક ઉપરનો તે દેશનાં નાણાંમાં ડ્રાફ્ટ આ બૅન્કો આપે છે. પરદેશમાં ભણતા વિદ્યાર્થીને નાણાં મોકલવાં હોય, તો પણ એ જ રીતે તે તે દેશનાં નાણાંનો ડ્રાફ્ટ મેળવી શકાય છે.

### નાણાંવટી બૅન્કો સામેની ફરિયાદો

૧૫. ઇંગ્લંડમાં તથા બીજા દેશોમાં પોતાની ભારે લાગવગ હોવાને લીધે આ બૅન્કો આપણા દેશની બૅન્કોને પરદેશી હૂંડિયામણના કામમાં હાથ જ ઘાલવા દેતી નથી. વળી તેઓ હિંદી વેપારીઓને ભોગે પોતપોતાના દેશના વેપારીઓને વધારે સવલતો આપે છે. આવી આવી કેટલીક ફરિયાદ આ બૅન્કો – ખાસ કરીને ઇંગ્લંડમાં મુખ્ય ઑફિસવાળી બૅન્કો સામે છે. આ ઉપરાંત એક ફરિયાદ એ પણ છે કે, બીજી શરાફી બૅન્કોના જેવું કામકાજ હમણાં હમણાં આપણા દેશમાં આ બૅન્કો કરવા મંડી છે અને એ રીતે આપણા દેશની શરાફી બૅન્કો સાથે તેઓ હરીફાઈમાં ઊતરે છે. સને ૧૯૪૦માં આ નાણાંવટી બૅન્કોનો હિંદમાંની થાપણોનો કુલ સરવાળો ૮૫. ૮૭ કરોડનો હતો. નાણાંવટી બૅન્કોમાં હિંદમાંની થાપણો રહે એનો અર્થ એ થાય છે કે, એટલાં નાણાં દેશની અંદરના ભાગમાં રહેવાને બદલે દેશનાં મોટાં બંદરોમાં ખેંચાઈ જાય છે, અને તે વડે થતા ધીરાણની જે કાંઈ સગવડો મળે તે આયાતી અને નિકાસી વેપારીઓને – ખાસ કરીને યુરોપિયન વેપારીને મળે છે. દેશની અંદરથી બંદરે માલ લાવવાનું કામ કરવામાં તથા બંદરેથી દેશની અંદર માલ પહોંચાડવાનું કામ કરવામાં હિંદી વેપારીઓને ભોગે પરદેશી વેપારીઓને આ

બૅન્કો મારફત એક પ્રકારનું ઉત્તેજન મળે છે. પરદેશ ચઢાવવામાં આવતા માલનો સાધારણ રીતે વીમો ઉતરાવવામાં આવે જ છે. એ સંબંધમાં એક ફરિયાદ એવી છે કે, નાણાવટી બૅન્કો પરદેશી હોઈ આપણા દેશની વીમા કંપનીઓ પ્રત્યે મિત્રાચારીભર્યું વલણ રાખતી નથી. પોતાના દેશની વીમા કંપનીઓને તેઓ વધારે સવલતો આપે છે. આવું બધું બનવાનું એક કારણ એ પણ રજૂ કરવામાં આવે છે કે, આ પરદેશી બૅન્કોના પ્રતિનિધિઓનો આપણી મોટી વેપારી પેઢીઓના પ્રતિનિધિઓ સાથે કશો સામાજિક સંપર્ક હોતો નથી. હિંદુસ્તાનના વેપારી રીતરિવાજથી અપરિચિત હોવાને કારણે સ્વાભાવિક રીતે જ તેઓ વધારે પડતા સાવચેત રહેવા ઇચ્છે છે. એવું પણ બને છે કે, ઇંગ્લંડ સિવાયના બીજા દેશોનાં નાણાંનો હૂંડિયામણનો દર આ બૅન્કો બહુ ભારે લે છે, જે દેશની નાણાંવટી બૅન્કની શાખા આ દેશમાં ન હોય તે દેશના હૂંડિયામણમાં તો આ બૅન્કો બરાબર ચીરે જ છે. કલકત્તા કે મુંબઈના બજાર કરતાં લંડનના બજારમાં પરદેશની હૂંડી ખરીદવાનું બહુ સસ્તું પડે છે.

૧૬. આવી બધી ફરિયાદોના ઉપાય તરીકે તથા આપણા દેશની બૅન્કો પરદેશી હૂંડિયામણનું કામ કરી શકે, તે માટે સેન્ટ્રલ બૅંકિંગ ઇન્કવાયરી કમિટીએ એવી ભલામણ કરી હતી કે, કોઈ પણ પરદેશી નાણાંવટી બૅન્કને આપણા દેશમાં શાખા સ્થાપતાં પહેલાં, તેને સરકારની પરવાનગી (લાઇસન્સ) લેવાની ફરજ પાડવી જોઈએ. વળી ઇમ્પીરિયલ બૅન્ક જેને હવે પરદેશી હૂંડિયામણનું કામ કરવાની છૂટ આપવામાં આવી છે, તેણે આ કામ ઉપાડી લેવું જોઈએ, અને જો તે એ કામ શરૂ કરવા તૈયાર ન હોય તો બીજી ખાનગી બૅન્કોને આ કામ કરવા માટે સરકારે મદદ આપવી જોઈએ. સેન્ટ્રલ બૅન્ક ઑફ ઇન્ડિયાએ સને ૧૯૩૬માં પરદેશી હૂંડિયામણનું કામ કરવા માટે લંડનમાં શાખા ખોલવાનું નક્કી કર્યું હતું, પણ હજી એની યોજનાનો અમલ થયો નથી. આજે એક પણ હિંદી બૅન્ક હૂંડિયામણનું અથવા નાણાંવટનું કામ કરતી નથી.

## રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા

૧૭. દેશની તમામ બૅન્કોની પણ બૅન્ક તરીકે કામ કરી શકે, અને આખા શરાફી વ્યવહાર ઉપર તેમ જ દેશના ચલણ ઉપર એકસરખા ધોરણે અંકુશ રાખી શકે, એવી સરકારી અથવા તો સરકારના પૂરેપૂરા અંકુશવાળી બૅન્કની જરૂર ઘણાં વર્ષોથી નાણાંશાસ્ત્રીઓને લાગ્યાં કરતી હતી. ઇમ્પીરિયલ બૅન્ક અમુક દરજ્જે સરકારી અંકુશવાળી હતી ખરી, પણ તેનો બીજો વેપાર

બહુ મોટો હોવાથી સ્વાભાવિક રીતે જ તે બીજી બૅન્કો સાથે હરીફાઈમાં ઊતરે, અને એ રીતે તટસ્થતા ન જાળવી શકે. એટલે બૅન્કિંગ ઇન્કવાયરી કમિટીએ આવી એક અલગ બૅન્ક જ સ્થાપવાની ભલામણ કરી. એ ભલામણ રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સે પણ સ્વીકારી લીધી. નવો ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર થયો, ત્યાર પછી સને ૧૯૩૪માં રીઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયા ઍક્ટ પસાર કરવામાં આવ્યો અને સને ૧૯૩૫માં રીઝર્વ બૅન્કની સ્થાપના થઈ. ઍક્ટમાં મુખ્ય ઉદ્દેશ નીચે મુજબ જણાવવામાં આવ્યો છે:

હિંદુસ્તાનને માટે રીઝર્વ બૅન્કની સ્થાપના કરવાનું એટલા માટે આવશ્યક છે કે, ચલણી નોટો કાઢવાના કામનું નિયમન કરવામાં આવે, બ્રિટિશ હિંદમાં નાણાં સંબંધી સ્થિરતા રહે, તે માટે અનામત સંગ્રહ રાખવામાં આવે અને દેશના ચલણ તથા શરાફી વ્યવહારની વ્યવસ્થા દેશના હિતને અર્થે થાય એવો બંદોબસ્ત કરવામાં આવે.

૧૮. આ બૅન્ક પણ શૅરહોલ્ડરોની જ બૅન્ક છે. સો સો રૂપિયાના પૂરા ભરાયેલા શૅરોવાળું પાંચ કરોડ રૂપિયાનું તેનું ભંડોળ છે. મુંબઈ, કલકત્તા, મદ્રાસ અને દિલ્હીમાં તેની ઑફિસો છે, અને લંડનમાં પણ તેની શાખા છે. આ ઉપરાંત કાનપુર, કરાંચી અને લાહોરમાં તેની શાખાઓ ખોલવામાં આવી છે.

## રીઝર્વ બૅન્કનાં મુખ્ય કામો

૧૯. રીઝર્વ બૅન્કનાં મુખ્ય કામો ત્રણ ગણાય: (૧) ચલણી નોટો કાઢવી; (૨) બૅન્કરોની બૅન્ક તરીકે કામ કરવું; અને (૩) સરકારના શરાફ તરીકે કામ કરવું.

ચલણી નોટો કાઢવાના કામ વિષેની વિગતો આપણા દેશનું ચલણવાળા પ્રકરણમાં ચલણી નોટોના વિભાગમાં અપાઈ ચૂકી છે.

આ બૅન્ક બૅન્કરોની બૅન્ક એટલા માટે કહેવાય છે કે, તેનો બધો વહેવાર નોંધાયેલી બૅન્કો સાથે જ હોય છે. તે પોતે કોઈ પણ જાતનો વેપાર કરી શકતી નથી, તેમ કોઈ પણ વેપાર કે ઉદ્યોગની પેઢીમાં પોતાનો કશો હિતસંબંધ રાખી શકતી નથી. તે વેપારી વર્ગ સાથે સીધો શરાફી વહેવાર પણ રાખતી નથી. બીજી બૅન્કો સાથે હરીફાઈનો પ્રશ્ન ઊભો ન થાય તે માટે, તેને વ્યાજે થાપણો લેવાની પણ મનાઈ છે. તેનું કામ તો દેશની તમામ બૅન્કો ઉપર દેખરેખ અને અંકુશ રાખવાનું છે. તે માટે સઘળી પ્રમાણિત બૅન્કોને પોતાનાં અઠવાડિક સરવૈયાં રીઝર્વ બૅન્કને મોકલી આપવાં પડે છે. વળી દરેક પ્રમાણિત બૅન્કે પોતાને ત્યાં ચાલુ ખાતામાં જમા રકમોના પાંચ ટકા અને બાંધી મુદતની જમા રકમોના બે ટકા રીઝર્વ બૅન્કમાં અનામત

રાખવા પડે છે. જો કે ઘણી બૅન્કો આ કાયદેસર જરૂરિયાત કરતાં પણ વધારે રકમો અનામત રાખે છે. કારણ નવી ઊભી કરેલી થાપણોને અંગે તથા પોતાની આંટના કરેલા વિસ્તારને અંગે ઊભી થતી જવાબદારીઓને પહોંચી વળવામાં આ અનામતો ઉપયોગી થઈ પડે છે.

સરકારના શરાફ તરીકે મધ્યવર્તી તેમ જ પ્રાન્તિક સરકારોની તિજોરીની સિલક તે પોતાને ત્યાં જમા રાખે છે, અને જેમ જેમ જરૂર પડે તેમ તેમ આપે છે. જ્યારે કરની વસુલાત આવે ત્યારે આવી સિલક વધી જાય છે અને પછી જેમ જેમ ખર્ચ થતું જાય તેમ તેમ સિલક ઘટતી જાય છે. કોઈ વાર સિલક ખલાસ થઈ જાય, ત્યારે રીઝર્વ બૅન્ક સરકારને નાણાં ધીરે પણ છે. પાછી આવક થાય એટલે એ નાણાં ભરપાઈ થઈ જાય છે. ઘણી વાર તો સરકારને થોડા વખત માટે નાણાંની તાત્કાલિક જરૂરિયાત હોય, ત્યારે રીઝર્વ બૅન્ક સરકાર પાસે ટ્રેઝરી બિલ્સ કઢાવે છે અને તે વેચવાનું તથા મુદત પૂરી થયે તેનાં નાણાં ચૂકવી આપવાનું કામ રીઝર્વ બૅન્ક જ કરે છે. વળી સરકાર તરફથી સરકારની જામીનગીરીઓ તથા સોનું રૂપું ખરીદવા વેચવાનું કામ પણ તેના શરાફ તરીકે રીઝર્વ બૅન્ક જ કરે છે.

### રીઝર્વ બૅન્ક કયાં કામો કરી શકે

૨૦. રીઝર્વ બૅન્ક કેટલાં કામો કરી શકે અને કેટલાં ન કરી શકે તેની કાયદામાં જે યાદી આપી છે, તેમાંનાં મુખ્ય અહીં ગણાવીશું.

૧. વગર વ્યાજે થાપણો રાખી શકે. એ વિષે ઉપર કહેવાઈ ગયું છે.

૨. વિનિમયપત્રો તથા પ્રૉમિસરી નોટોના ખરીદવેચાણનું કામ તે કરી શકે. તે શુદ્ધ વેપારની લેણદેણને અંગે ઊભાં થયેલાં હોવાં જોઈએ અને તેના ઉપર બે સદ્ધર આસામીઓની સહીઓ જોઈએ અને એ બે સહીઓમાં ઓછામાં ઓછી એક તો કોઈ પણ પ્રમાણિત બૅન્કની જ હોવી જોઈએ. વળી આ કાગળિયાં જો બીજા વેપારઉદ્યોગને લગતાં હોય, તો તેમની પાકવાની મુદત ૯૦ દિવસ અંદરની હોવી જોઇએ અને જો ખેતીના પાકને લગતાં હોય, તો તેમની પાકવાની મુદત નવ મહિનાની અંદરની હોવી જોઈએ.

૩. પ્રમાણિત બૅન્કો પાસેથી સ્ટર્લિંગ ખરીદવાનું તથા તેમને સ્ટર્લિંગ વેચવાનું કામ કરી શકે.

૪. હિંદુસ્તાનનાં દેશી રાજ્યોને, સ્થાનિક સંસ્થાઓને, પ્રમાણિત બૅન્કોને તથા પ્રાન્તિક સહકારી બૅન્કોને, ઇન્ડિયન ટ્રસ્ટ ઍક્ટની રૂએ જેના ઉપર રોકાણ થઈ શકે એવી સદ્ધર જામીનગીરીઓ ઉપર, સોનારૂપા ઉપર અથવા જે પ્રૉમિસરી નોટો તથા વિનિમયપત્રો ખરીદવા વેચવાની રીઝર્વ બૅન્કને

સત્તા હોય, એવી પ્રૉ. નોટો તથા વિનિમયપત્રો ઉપર, ૯૦ દિવસથી વધારે વખતને માટે નહિ એવી લોનો તથા ઍડવાન્સીસ આપી શકે.

૫. ગવર્નર જનરલ ઇન કાઉન્સિલને તથા પ્રાન્તિક સરકારોને ત્રણ મહિના સુધીની મુદતને માટે ઍડવાન્સ આપી શકે.

૬. હિંદી સરકાર તથા બ્રિટિશ સરકારની જામીનગીરીઓનું ખરીદ વેચાણ કરી શકે.

૭. પ્રમાણિત બૅન્કો પાસેથી એક મહિના સુધીની મુદતને માટે નાણાં ઉછીનાં લઈ શકે.

### કયાં કામો રીઝર્વ બૅન્ક ન કરી શકે

૧. કોઈ પણ જાતનો વેપાર ન કરી શકે, અથવા કોઈ વેપારઉદ્યોગની સંસ્થામાં પોતાનો હિતસંબંધ કે ભાગલાગ ન રાખી શકે.

૨. પોતાના તેમ જ બીજી કોઈ બૅન્કના અથવા બીજી કોઈ કંપનીના શૅરો ન ખરીદી શકે, તેમ એવા શૅર ઉપર લોન પણ ન આપી શકે.

૩. સ્થાવર મિલકતની જામીનગીરી ઉપર નાણાં ન ધીરી શકે, તથા પોતાની ઑફિસો તથા પોતાના અમલદારો તેમ જ નોકરોના રહેઠાણ માટે જોઈએ, તે સિવાય બીજી કોઈ સ્થાવર મિલકત ધારણ ન કરી શકે.

૪. જામીનગીરી વિનાની લોનો કે ઍડવાન્સીસ ન આપી શકે.

૫. દર્શની ન હોય તેવી હૂંડીઓ લખી કે સ્વીકારી ન શકે.

૬. અનામત ઉપર અથવા ચાલુ ખાતામાં વ્યાજ ન આપી શકે.

### રીઝર્વ બૅન્ક વિષે કેટલીક વિગતો

૨૧. રીઝર્વ બૅન્ક ઉપર એક એવી ફરજ નાખવામાં આવી છે કે, ૧૮$\frac{૩}{૧૬}$ પેન્સથી ઊંચે દરે નહિ અને ૧૭$\frac{૪૯}{૬૪}$ પેન્સથી નીચે દરે નહિ, એવી રીતે લંડનમાં તરત મળી શકે, એવાં સ્ટર્લિંગનાં ખરીદ અને વેચાણ તેણે કરવાં જોઈએ. આવા સ્ટર્લિંગ માટેના વેચાણનાં જે ટેન્ડરો રીઝર્વ બૅન્કમાં રજૂ કરવામાં આવે, તે એક લાખ રૂપિયાથી ઓછી રકમનાં ન હોવાં જોઈએ.

ઇમ્પીરિયલ બૅન્ક સાથે કરાર કરીને, તેને પંદર વર્ષને માટે રીઝર્વ બૅન્કની સોલ એજન્ટ નીમવામાં આવી છે. રીઝર્વ બૅન્કની સ્થાપના થઈ તે વખતે ઇમ્પીરિયલ બૅન્કની જેટલી શાખાઓ હસ્તી ધરાવતી હતી, તે બધી શાખાઓને, જો ત્યાં રીઝર્વ બૅન્કની શરાફી ખાતાની શાખા ન હોય તો, રીઝર્વ બૅન્કની એજન્ટ ગણવામાં આવે છે. અને સરકારી તિજોરીઓનું કામ રીઝર્વ બૅન્કની વતી ઇમ્પીરિયલ બૅન્ક કરે છે. ઇમ્પીરિયલ બૅન્ક સરકારનું જે કાંઈ લેવડદેવડનું આવું કામ કરે, તેની વાર્ષિક રકમ ૨૫૦ કરોડ રૂપિયા થાય,

ત્યાં સુધી તેની ઉપર $\frac{૧}{૧૬}$ ટકો અને તેથી ઉપર જેટલું થાય તેના ઉપર $\frac{૧}{૩૨}$ ટકો એ પ્રમાણે રીઝર્વ બૅન્ક કમિશન આપે છે.

પોતે કાઢેલી ચલણી નોટોનું તથા પોતાના તમામ જમાઉધારનું સરવૈયું દર અઠવાડિયે રીઝર્વ બૅન્કને ગવર્નર જનરલ ઇન કાઉન્સિલને મોકલી આપવાનું હોય છે અને તે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે.

રીઝર્વ બૅન્કને જે નફો થાય, તે શૅર હોલ્ડરો, રીઝર્વ ફન્ડ અને સરકાર એ ત્રણ વચ્ચે વહેંચી લેવામાં આવે છે. શૅર હોલ્ડરોને પાંચ ટકાથી વધુ ડિવિડન્ડ ન મળી શકે એવો નિયમ છે. અત્યાર સુધી તો બૅન્કે ૩$\frac{૧}{૨}$ ટકા જ નફો વહેંચ્યો છે.

રીઝર્વ બૅન્ક ઍક્ટમાં એક શરત એવી પણ નાખવામાં આવી છે કે, તેણે બની શકે તેટલું જલદી ખેતીને લગતી ધીરધારનું ખાતું ખોલવું. એ ખાતું ખેતીને અંગેની ધીરધારના બધા પ્રશ્નોનો અભ્યાસ કરે અને એ બાબતમાં સરકારને તેમ જ પ્રાન્તિક સહકારી બૅન્કોને પોતાની નિષ્ણાત સલાહ આપે.

## સહકારી બૅન્કો

૨૨. આપણે ઉપર કહી ગયા કે, ગામડાંમાં ખેતી તથા બીજા ગ્રામઉદ્યોગોને લગતી ધીરધારનું કામ ગામડાંમાં સારા શાહુકારો અથવા મહાજનના હાથમાં રહ્યું નથી અને એ કશા વિધિનિષેધ વિનાના વ્યાજખોર લોકોના હાથમાં જઈ પડ્યું છે. એ કામમાં ખૂબ જ સુધારા થવાની તાત્કાલિક આવશ્યકતા છે. આ કામ સારી રીતે ચાલે, એ માટે ગામડાંમાં સહકારના ધોરણ ઉપર ધીરધાર કરનારી મંડળીઓનો ઉપાય અજમાવવામાં આવ્યો છે. ગામડાંની આ સહકારી મંડળીઓને નાણાં પૂરાં પાડવાનું કામ કરવા માટે જિલ્લા સહકારી બૅન્કોની યોજના કરવામાં આવી છે અને જિલ્લા સહકારી બૅન્કોને મદદ કરવાનું કામ પ્રાન્તિક સહકારી બૅન્કો કરે છે. ગામડાંની સહકારી મંડળીઓનો નાણાં સંબંધી લેવડદેવડનો બધો વ્યવહાર જિલ્લા સહકારી બૅન્કો સાથે રહે છે. કારણ જિલ્લા સહકારી બૅન્કોને તેમને વિષેની બધી વિગતવાર માહિતી હોય. જ્યાં જિલ્લા સહકારી બૅન્ક ન હોય ત્યાં પ્રાન્તિક સહકારી બૅન્કો પોતાની શાખાઓ ખોલી તે મારફત ગામડાંની સહકારી મંડળીઓ સાથે કામકાજ કરે છે ખરી.

૨૩. પ્રાન્તિક બૅન્કો લોકોની થાપણો રાખે છે અને તેને પ્રાન્તિક સરકારો પાસેથી પણ લોનો મળી શકે છે. એટલે જિલ્લા બૅન્કોને અને જ્યાં જિલ્લા બૅન્કો ન હોય ત્યાં, પોતાની શાખાઓ મારફત પ્રાથમિક સહકારી મંડળીઓને નાણાં ધીરવાનું કામ તે કરે છે, તથા તેમની પાસે નાણાં ફાજલ હોય તો તેની જોગવાઈ કરી આપવાનું કામ પણ કરે છે. સઘળી જિલ્લા બૅન્કો પોતપોતાના

પ્રાન્તની બૅન્કમાં પોતાનાં ખાતાં રાખે છે, એટલે તે જિલ્લા બૅન્કોના હવાલા દફતર' તરીકે પણ કામ કરે છે. સને ૧૯૩૯–૪૦ માં આવી કુલ દસ પ્રાન્તિક બૅન્કો આપણા દેશમાં હતી અને કામ કરવા માટેની તેમની મૂડી કુલ ૧૩·૪ કરોડની હતી.

૨૪. જિલ્લા બૅન્કો પણ લોકોની થાપણો રાખે છે અને પોતાની હકૂમત નીચેની સહકારી મંડળીઓને નાણાં ધીરે છે. એ મંડળીઓની દેખરેખ રાખવાનું તથા તેમને સલાહ સૂચના આપવાનું કામ પણ તે કરે છે. સને ૧૯૩૯–૪૦માં આવી કુલ ૬૦૦ જિલ્લા બૅન્કો કામ કરતી હતી અને કામ કરવા માટેની તેમની મૂડી કુલ ૨૯ કરોડની હતી.

### લૅન્ડ મૉર્ગેજ બૅન્કો

૨૫. બીજી શરાફી બૅન્કો જેમ ટૂંકી મુદતનાં ધીરાણ જ કરે છે, તેમ આ સહકારી બૅન્કો પણ વધારેમાં વધારે એક વરસથી લાંબી મુદતનાં ધીરાણ કરતી નથી. અને અનુભવે એવું જણાયું છે કે, તેઓ લાંબી મુદતનાં ધીરાણ કરી પણ ન શકે. ટૂંકી મુદતનાં ધીરાણ કોઈ પણ ધંધાને માટે કામચલાઉ મૂડી પૂરી પાડી શકે, પણ બીજા ઉદ્યોગધંધાની માફક ખેતીના ઉદ્યોગ માટે કાયમી મૂડીની જરૂર છે. આપણી ખેતીની સુધારણા માટે તેમાં કેટલાંક કાયમી અથવા જેનું વળતર બહુ લાંબી મુદતે વળી રહે એવાં ખર્ચ કરવાની જરૂર છે. દા. ત. કૂવા ખોદાવવા, જમીન સપાટ કરવી, બંધ બાંધવા વગેરે. વળી ખેડૂતોને વ્યાજખોરોના હાથમાંથી છોડાવવા માટે પણ તેમને લાંબી મુદતની લોનો આપવાની જરૂર છે. આ કામ સાધારણ સહકારી મંડળીઓ અને સહકારી બૅન્કો કરી શકે એમ નથી. એટલે લાંબી મુદતનાં ધીરાણ માટે લૅન્ડ મૉર્ગેજ બૅન્કોની યોજના કરવામાં આવી છે. આ બૅન્કો ખેડૂતોની જમીન ઉપર નાણાં ધીરે છે. જમીન ઉપરનો ખેડૂતનો હક કયા પ્રકારનો અને કેટલો છે, તેમાંથી આવક કેટલી થઈ શકે એમ છે અને પોતાનું ખર્ચ કાઢતાં ખેડૂતની લોન ભરપાઈ કરવાની શક્તિ કેટલી છે, એ બધાનો વિચાર કરી અમુક નક્કી કરેલાં વર્ષ માટે તેને લોન આપવામાં આવે છે અને એ નાણાં વાર્ષિક હપ્તાથી વસૂલ કરવામાં આવે છે.

૨૬. આવી રીતે લાંબાં ધીરાણ માટે લૅન્ડ મૉર્ગેજ બૅન્ક પાસે એવાં નાણાં હોવાં જોઈએ જેની માગણી ગમે ત્યારે કરવામાં ન આવે. તેથી પ્રાન્તની મુખ્ય લૅન્ડ મૉર્ગેજ બૅન્કને અમુક બાંધી મુદતે હપ્તાથી ભરપાઈ કરી શકાય એવા ડિબેન્ચરો કાઢવાની સત્તા આપવામાં આવે છે. અને બૅન્ક જેટલી રકમનાં ડિબેન્ચરો લોકોમાંથી ભરાવી શકે તેટલી રકમનાં ડિબેન્ચર સરકાર

ભરે છે. ડિબેન્ચર ઉપર આપવાના વ્યાજના દરમાં અને ખેડૂતો પાસેથી લેવાના વ્યાજના દરમાં આ બૅન્કો વધારેમાં વધારે ત્રણ ટકાનો તફાવત રાખી શકે છે.

૨૭. સૌથી પહેલી આવી લૅન્ડ મૉર્ગેજ બૅન્ક મદ્રાસમાં સને ૧૯૨૯ માં સેન્ટ્રલ લૅન્ડ મૉર્ગેજ બૅન્ક નામની સ્થપાઈ. ૧૯૪૦ના જૂનની ૩૦મી સુધીમાં મુદ્દલ તથા વ્યાજ માટે સરકારની બાંહેધરીવાળા ૨.૬૪ કરોડના ડિબેન્ચર ભરાયા હતા અને એ તારીખે ખેડૂતોને અપાયેલી લોનોનો આંકડો બે કરોડનો હતો. ૧૯૪૦ની આખર સુધીમાં બંગાળમાં આવી પાંચ બૅન્કો ઊભી થઈ હતી. મુંબઈમાં પહેલી સેન્ટ્રલ લૅન્ડ મૉર્ગેજ બૅન્ક ૧૯૩૫માં સ્થપાઈ. આપણા દેશની સહકાર પ્રવૃત્તિનું રીઝર્વ બૅન્કે જે અવલોકન કર્યું છે, તેમાં એ જણાવે છે કે આ બૅન્કો ખેડૂતોને તેમનાં જૂનાં દેવાંમાંથી મુક્ત કરવા તરફ વધારે ધ્યાન આપે છે અને ખેતીની સુધારણા તરફ ઓછું ધ્યાન આપે છે. વળી કેટલાક પ્રાન્તોમાં સરકાર તરફથી ઋણરાહત મંડળો સ્થાપવામાં આવ્યાં છે, તેની સાથે મળીને આ બૅન્કોએ કામ કરવાની જરૂર છે.

૨૮. પણ આપણે ઉપર કહી ગયા તેમ, આપણી ખેતી ખાતલ બની ગઈ છે. તે જ્યાં સુધી કમાતલ ન થાય અને આબાદ ન બને ત્યાંસુધી કેવળ ઓછા વ્યાજે નાણાં ધીરવાની સરકારી પ્રવૃત્તિથી આપણા ખેડૂતોના આર્થિક પ્રશ્નનો ઉકેલ લાવી શકાય એમ નથી. ખેડૂતોની આબાદી કરવા માટે તો તેમની આબાદીનાં મૂળ કારણો તપાસી, શક્ય તેટલા બધા મોરચેથી સુધારણાની પ્રવૃત્તિ શરૂ કરવાની જરૂર છે.

## પોસ્ટલ સેવિંગ્સ બૅન્કો

૨૯. ગામડે ગામડે બૅન્કોની શાખાઓ ન કાઢી શકાય, અને સાધારણ સ્થિતિના મધ્યમ વર્ગના લોકોને પોતાની નાની નાની બચતો વ્યાજે મૂકવાની સગવડ મળે, એ હેતુથી આ બૅન્કો સને ૧૮૮૨-૮૩ થી કાઢવામાં આવી છે. પહેલાં આ બૅન્કોમાં સાડા ત્રણ ટકા વ્યાજ આપવામાં આવતું, તે સને ૧૯૩૩-માં ઘટાડીને અઢી ટકા કરવામાં આવ્યું અને ૧૯૩૬ માં એથી પણ ઘટાડીને બે ટકા કરવામાં આવ્યું છે. તેમાં ઓછામાં ઓછા ચાર આના પણ વ્યાજે મૂકી શકાય છે. એક વર્ષમાં વધારેમાં વધારે રકમ રૂ. ૭૫૦ સુધીની જમા કરાવી શકાય છે અને એક આસામીની કુલ થાપણ રૂ. ૫૦૦૦થી વધુ થવા દેવામાં આવતી નથી. પોતાના ખાતામાંથી અઠવાડિયામાં એક વખત જ ઉપાડ કરી શકાય છે. ૧૯૩૭-૩૮માં આવી બૅન્કોની સંખ્યા કુલ ૧૨,૬૩૧ની હતી અને તેમાં જમા થાપણોની કુલ રકમ ૮૧ કરોડની હતી. ૧૯૩૯ ના

સપ્ટેમ્બરમાં લડાઈ શરૂ થઈ, ત્યારે તેમાંથી લગભગ ૮ કરોડ જેટલા રૂપિયા લોકોએ ઉપાડી લીધા હતા. પણ હવે પાછી થાપણો વધવા માંડી છે.

**૩૦.** સને ૧૯૧૭ ની સાલથી પોસ્ટ ઑફિસો મારફત પોસ્ટલ કૅશ સર્ટિફિકેટો કાઢવાની પ્રથા શરૂ થઈ છે. આ સર્ટિફિકેટો રૂ. ૧૦ થી રૂ. ૧૦૦૦, સુધીનાં જુદા જુદા દસકાની રકમોનાં અને પાંચ વર્ષની મુદતનાં હોય છે. કોઈ ને દસ રૂપિયાનું એક સર્ટિફિકેટ લેવું હોય, તો આજે જેટલી રકમ પાંચ વર્ષ પછી વ્યાજ સાથે રૂ. ૧૦) ની થાય એટલી રકમ આપવી પડે છે, એટલે કે પાંચ વર્ષના વ્યાજ જેટલી ઓછી રકમ આજે આપવી પડે છે અને પાંચ વર્ષે એ સર્ટિફિકેટોના પૂરા રૂ. ૧૦) મળે છે. કોઈ માણસ રૂપિયા દશ હજારથી વધુ રકમનાં કૅશ સર્ટિફિકેટો લઈ શકતો નથી. સને ૧૯૩૯–૪૦ માં આવાં સર્ટિફિકેટોની કુલ રકમ ૫૭ કરોડ રૂપિયાની હતી. ગામડાંમાં તેમ જ બીજે ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને માટે પોતાની બચત ફાયદો થાય એવી રીતે જમા રાખવાની આ સગવડ સારી ગણાય. પણ એક વસ્તુ તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે કે, ગામડાંના અને ગરીબ વર્ગના લોકોની નાની નાની બચતોમાંથી ઊભી થયેલી આ મોટી થાપણોનો ઉપયોગ ગામડાંના તથા ગરીબ વર્ગના હિતને અર્થે થતો નથી. ગામડાંમાંથી નાની નાની બચતો પણ આ બૅન્કો દ્વારા સરકાર બહાર ખેંચી જાય છે. પોસ્ટલ સેવિંગ્સ બૅન્કોમાં તથા પોસ્ટલ કૅશ સર્ટિફિકેટોમાં આવતી થાપણોનો ઉપયોગ ખેતી તથા ગ્રામઉદ્યોગોની આવશ્યક સુધારણા માટેની રોકાતમાં સહકારી મંડળીઓ દ્વારા તથા બીજી રીતે થવો જોઈએ.

# પ્રકરણ ૧૭મું

## આંતરરાષ્ટ્રીય વેપાર

૧. સમાજમાં કાર્યવિભાગનું તત્ત્વ વધુને વધુ પ્રચારમાં આવતું ગયું, તેમ ટોળીઓ ટોળીઓ વચ્ચે, કુટુંબ કુટુંબ વચ્ચે, પછી ગામ ગામ વચ્ચે, આગળ જતાં એક દેશના જુદા જુદા કુદરતી પ્રદેશો વચ્ચે અને તેથીયે આગળ જતાં દેશ દેશ વચ્ચે વેપાર ચાલવા માંડ્યો છે. પ્રાચીન કાળમાં આપણા દેશનો વેપાર પૂર્વમાં જાવાસુમાત્રા તથા ચીન સાથે સમુદ્ર માર્ગે ચાલતો, તેમ જ પશ્ચિમમાં અરબસ્તાન, એબિસીનિયા તથા આફ્રિકાના પૂર્વ કિનારા સાથે ચાલતો. જમીન માર્ગે પશ્ચિમમાં ઈરાન અને ઇરાક સુધી અને ત્યાંથી સમુદ્ર માર્ગે ઇટાલીના વેનિસ અને જીનોઆ વગેરે શહેરો સાથે વેપાર ચાલતો. યુરોપના લોકો આપણા દેશનો તથા પૂર્વના બીજા દેશોનો માલ ઇટાલીનાં એ શહેરો મારફત ખરીદતા. એ વેપારને લીધે એ શહેરો બહુ ધનવાન થયાં હતાં. આ લાભદાયક વેપાર પોતાને હસ્તક કરવા સ્પેન અને પોર્ટુગાલે હિંદુસ્તાન પહોંચવાના સીધા જળમાર્ગની શોધ કરવા ભારે પ્રયત્નો આદર્યા. તેને પરિણામે પંદરમા સૈકાના અંતમાં અમેરિકા ખંડની શોધ થઈ અને હિંદુસ્તાન પહોંચવાનો જળમાર્ગ પણ શોધાયો. આ શોધો પછી સ્પેન અને પોર્ટુગાલની સંપત્તિ ઘણી વધી ગઈ અને તેમાંથી એ ખ્યાલ પ્રચલિત થયો કે, પરદેશ સાથેના વેપારથી દેશની સંપત્તિ વધે છે.

૨. ઘણા દેશોમાં તે વખતે એવો એક ખ્યાલ પ્રચલિત હતો કે, પરદેશી સોદાગર પોતાનો માલ વેચવા આપણા દેશમાં આવે છે, તે આપણા દેશમાંથી ધન ખેંચી જવાને માટે જ આવે છે. તેથી પરદેશી સોદાગરની હિલચાલ ઉપર રાજ્યની કડક નજર રહેતી. તેઓને કડક નિયમો પાળવા પડતા. કેટલાક દેશોમાં તો એવા સોદાગરોને શત્રુ જેવા જ ગણવામાં આવતા. અને કેટલાક દેશોમાં દા. ત. જાપાનમાં પરદેશી વેપારીઓને દાખલ થવાની પણ મનાઈ હતી. માલ ખરીદવા આવનાર વેપારી તરફ આવી નજરથી જોવામાં આવતું નહિ.

૩. આર્થિક પ્રશ્નોનું શાસ્ત્રીય ઢબે વિવેચન કરતાં કરતાં યુરોપમાં અર્થશાસ્ત્રની રચના થવા માંડી. તે આરંભકાળમાં અર્થશાસ્ત્રીઓનો એક સંપ્રદાય એવો હતો, જેમણે સંપત્તિ તરીકે સોનારૂપાને જ બહુ મહત્ત્વ આપ્યું. અને

જે દેશમાં સોનારૂપાની ખાણો ન હોય, તે દેશમાં સોનુંરૂપું લાવવાનું મુખ્ય સાધન પરદેશ સાથેનો વેપાર જ છે, એવી વિચારસરણી તેમણે ફેલાવી. સ્પેન અને પોર્ટુગાલની સાથે ઇંગ્લંડ, ફ્રાન્સ અને હૉલૅન્ડ પણ પરદેશ સાથેના વેપારની હરીફાઈમાં ઊતર્યાં. પૂર્વના દેશો સાથે વેપાર કરવા માટે એ દેશોમાં મોટી મોટી વેપારી કંપનીઓ સ્થપાઈ અને તે તે દેશના રાજાઓએ પોતાના દેશની વેપારી કંપનીઓને ઉત્તેજન આપવા તેમને પટ્ટા કરી આપ્યા તથા બીજી મદદ કરવા માંડી. અને આ વેપારી હરીફાઈમાં રાજ્યસત્તાનો તથા લશ્કરી બળનો ઉપયોગ પણ થવા માંડ્યો. તેમાં છેવટે ઇંગ્લંડ વિજયી નીવડ્યું. હિંદુસ્તાનમાંથી પુષ્કળ ધન ઉસરડી જવામાં તે ફાવ્યું. અને ભૌતિક શક્તિથી ચાલતાં યંત્રોની શોધ થઈ તે વખતે હિંદમાંથી ખેંચી આણેલું ધન પોતાને ત્યાં મોટાં કારખાનાં ઊભાં કરવામાં તેને કામ આવ્યું. તેના ઉદ્યોગોની સાથે તેનો પરદેશ સાથેનો વેપાર પણ ખૂબ જ વધવા પામ્યો. રેલવે અને સ્ટીમરની શોધોએ એ ખીલવાની અને વધવાની મોટી અનુકૂળતાઓ કરી આપી.

૪. અત્યારે પણ પરદેશી વેપારીઓ પ્રત્યે અંગત રીતે કદાચ નહિ, પણ પરદેશી વેપાર પ્રત્યે તો શત્રુત્વની ભાવના દરેક દેશમાં રહેલી જોવામાં આવે જ છે. દરેક દેશના વેપારઉદ્યોગવાળા એ પેરવીમાં હોય છે કે, પરદેશથી આવતો માલ અટકાવી એ માલ પોતાના જ દેશમાં બનાવતા શી રીતે થઈ જવું, એટલું જ નહિ પણ વધુ માલ બનાવી બીજા દેશમાં વેચી ત્યાંથી ધન શી રીતે ખેંચી લાવવું. યંત્રોદ્યોગોમાં આગળ વધેલા દેશો પોતાના દેશના વતનીઓને જોઈએ તે કરતાં વધારે માલ ઉત્પન્ન કરે છે અને એ વધારાના માલ માટે નવાં નવાં બજારો શોધવાનો પ્રશ્ન તેમની સામે નિરંતર રહ્યાં કરે છે. આમ આંતરરાષ્ટ્રીય વેપારે આજે બજારો કબજે કરવાની હરીફાઈનું સ્વરૂપ ધારણ કર્યું છે. અત્યારે વખતોવખત ફાટી નીકળતાં યુદ્ધોનું મોટામાં મોટું કારણ આ હરીફાઈ છે, એ હવે સૌ સ્વીકારે છે.

૯. પણ તેથી આંતરરાષ્ટ્રીય વેપાર બિલકુલ જ ન હોવો જોઈએ, એમ કહેવું એ પણ બરાબર નથી. આંતરરાષ્ટ્રીય વેપાર લોભમૂલક કે દ્વેષમૂલક ન હોય પણ શુદ્ધ સ્વરૂપનો હોય, તો તેથી માણસજાતને કેટલીક સુખસગવડો વધારે મળી શકે એ વિષે શંકા નથી. શુદ્ધ સ્વરૂપના આંતરરાષ્ટ્રીય વેપારના થોડા દાખલા જોઈએ :

૧. અમુક દેશમાં જે વસ્તુઓ બનતી જ ન હોય અને જે બનાવવાની ત્યાં શક્યતા પણ ન હોય, તે વસ્તુઓ પરદેશ સાથે વેપાર ચાલતો હોય તો જ એ દેશને મળી શકે. દા. ત. ઉષ્ણ કટિબંધમાંના દેશોમાં પાકતા મરીમસાલા શીત કટિબંધમાં રહેનારા લોકોને મળી શકે છે, તે આંતરરાષ્ટ્રીય વેપારને જ લીધે

છે. ઇંગ્લંડને અત્યારે ખોરાક તથા ચા, ખાંડ પૂરતા પ્રમાણુમાં મળી શકે છે, તે આંતરરાષ્ટ્રીય વેપારને લીધે જ છે.

૨. જે વસ્તુઓ જે દેશમાં સારામાં સારી અને ઓછા શ્રમે તથા ઓછાં સાધને બની શકે તેમ હોય, તે વસ્તુઓ એ દેશમાં જ બનાવવામાં આવે અને જુદા જુદા દેશો વચ્ચે આવી વસ્તુઓ જે એકબીજાને જરૂરી હોય, તેનો અદલોબદલો કરવામાં આવે તો દુનિયાની ઉત્પાદક સાધનસંપત્તિનો વધારેમાં વધારે અને સારામાં સારો ઉપયોગ કરી શકાય. દા. ત. સ્પેનમાં અને ઇટાલીમાં દ્રાક્ષ પુષ્કળ થઈ શકે છે. હવે કાચનાં તાવદાન ઊભાં કરી કૃત્રિમ રીતે ગરમી આપવામાં આવે તો સ્કૉટલૅન્ડ જેવા ઘણા ઠંડા દેશમાં પણ દ્રાક્ષ ઉગાડી શકાય. પણ તેમ કરવા જતાં નાહકનો મોટો ખટાટોપ ઊભો કરવો પડે અને ખર્ચ બેહદ વધી જાય. આમ કરવાને બદલે જે વસ્તુ વધારે સહેલાઇથી સ્કૉટલૅન્ડમાં બની શકતી હોય, તેની પાછળ જ સ્કૉટલૅન્ડના લોકો મહેનત કરે અને તેના બદલામાં સ્પેન કે ઇટાલીની દ્રાક્ષ લે એ વધારે સારું ગણાય.

૩. કોઈ દેશમાં એ દેશ વાપરી શકે તે કરતાં પણ, અમુક વસ્તુની પેદાશ કુદરતની સગવડને કારણે જ ઘણી વધારે થતી હોય, તો આંતરરાષ્ટ્રીય વેપારને લીધે એ વસ્તુનો લાભ બીજા દેશોને મળી શકે છે. દા. ત. આપણા દેશમાં શણ તથા ચા આપણે વાપરીએ, તે કરતાં ઘણાં વધારે પેદા થાય છે, તો જે દેશમાં શણ તથા ચા પેદા થતાં જ ન હોય, અને છતાં એ વસ્તુઓની તેમને જરૂર હોય, તો આંતરરાષ્ટ્રીય વેપારને લીધે એ વસ્તુઓ એમને વાપરવા મળી શકે છે.

૪. સ્વિટ્ઝર્લૅન્ડે ઘડિયાળો બનાવવાના ઉદ્યોગમાં ખૂબ જ પ્રગતિ કરી છે. તેનાં અતિશય નાજુક યંત્રોની બનાવટ માટે ત્યાંનું હવામાન અનુકૂળ ગણાય છે અને ત્યાંના કારીગરો પાસે કેટલાં યે વર્ષોની વંશપરંપરાથી ખીલેલી કુશળતા છે. તો પછી આપણે આપણા દેશમાં ઘડિયાળો બનાવવાનો ઉદ્યોગ ઉપાડવાને બદલે, ત્યાંનાં જ ઘડિયાળો વાપરીએ તો કશું ખોટું નથી. પુસ્તકોના મુદ્રણકામમાં પ્રાચીન ભાષાઓનાં બીબાં ગોઠવવામાં જર્મન કમ્પોઝિટરોએ કેટલાંયે વર્ષોના મહાવરાથી બહુ કુશળતા અને ત્વરા પ્રાપ્ત કરી છે. તો એવાં પુસ્તકો જર્મનીમાં જ છપાય તેમાં કશું ખોટું નથી. તે જ પ્રમાણે સંગીતનાં વાદ્યો બનાવવામાં પણ, જર્મન કારીગરોની કુશળતા બહુ ખીલેલી છે, એટલે ત્યાં બનેલાં વાદ્યો આખા યુરોપમાં વેચાય તો એ પણ ખોટું ન ગણાય. આ દાખલાઓમાં એક વસ્તુ રહેલી છે, તે તરફ અહીં ધ્યાન ખેંચવાની જરૂર છે. જે દેશમાં મજૂરીના દર સસ્તા હોય, તે દેશમાં જ માલ બનાવવાનું સસ્તું પડે એવો કાંઈ નિયમ નથી. સ્વિટ્ઝર્લૅન્ડના ઘડિયાળના કારીગરોને તથા જર્મન

કમ્પોઝિટરોને મજૂરીના દર વધારે મળતા હશે, પણ તેઓ વધારે તાલીમવાળા અને કુશળ હોઈ, જે કામ તેઓ કરે છે, તેમાં તેમની ઉત્પાદક શક્તિ વધારે ખીલેલી છે અને તેથી તેમને ભારે મજૂરીના દર આપવા પડતા હોય, તો પણ છેવટને સરવાળે તેમનો બનાવેલો માલ વધારે સારો અને સસ્તો પડે છે. પણ આ વસ્તુસ્થિતિનો વિકૃત અર્થ કરી સુતરાઉ કાપડની બાબતમાં ઇંગ્લંડ એક ધૃષ્ટતાભરી દલીલ કરે છે, તે જાણવા જેવી છે. તેમને ત્યાં કપાસ પાકતો નથી, તેઓ જે સુતરાઉ માલ બનાવે છે તેની તેમને જરૂર પણ હોતી નથી. છતાં તેઓ સુતરાઉ માલ બનાવે તો છે જ. તેના સમર્થનમાં તેઓ એવી દલીલ કરે છે કે, એ માલ બનાવવાની ખાસ કુશળતા અમે વર્ષોની તાલીમથી ખીલવી છે. એટલે તત્ત્વતઃ જોઈએ તો આંતરરાષ્ટ્રીય બજારમાં અમે પેલો સુતરાઉ માલ નથી મૂકતા, પણ અમારા કારીગરોની ખાસ કુશળતા મૂકીએ છીએ. એ કુશળતા બીજા દેશોમાં નથી, માટે અમારો સુતરાઉ કાપડનો વેપાર આંતરરાષ્ટ્રીય વેપારના સિદ્ધાન્તને અનુસરીને જ છે. આ દલીલના પોકળપણા વિષે વધુ વિવેચન કરવાની જરૂર નથી.

૬. હવે અત્યારે ચાલતા આંતરરાષ્ટ્રીય વેપારનાં કેટલાંક અનિષ્ટ તત્ત્વો આપણે જોઈએ :

૧. કોઈ દેશમાં કુદરતી રીતે અમુક ઉદ્યોગ ચાલવાની સઘળી અનુકૂળતાઓ હોય, પણ એ વસ્તુ પરદેશથી આવ્યાં કરતી હોય, ત્યાં સુધી એ ઉદ્યોગની ખિલવણીને માટે અવકાશ જ મળતો નથી. દા. ત. આપણા દેશમાં ખાંડના ઉદ્યોગને માટે સઘળી અનુકૂળતાઓ હોવા છતાં, જ્યાં સુધી પરદેશી ખાંડ આવ્યાં કરતી, ત્યાં સુધી એ ઉદ્યોગ ખીલી શક્યો નહિ. આપણા ખાંડના ઉદ્યોગને રક્ષણ આપ્યા પછી અત્યારે એ એવી કક્ષાએ પહોંચી ગયો છે કે, રક્ષણ વિના પણ તે પરદેશી ખાંડ સામે હરીફાઈ કરી શકે. આપણા દેશના લોખંડના ઉદ્યોગનું પણ એવું બન્યું છે.

૨. આપણા દેશમાં હાથકંતામણ અને હાથવણાટ દ્વારા કાપડનો ઉદ્યોગ બરાબર જામેલો હતો અને ખેતીની સાથે તે એવો સારી રીતે સંકળાયેલો હતો કે, એ ઉદ્યોગ આપણી આર્થિક સુસ્થિતિના પાયારૂપ હતો. પણ મૅન્ચેસ્ટર અને લૅન્કેશાયરની કાપડની મિલોએ એ ઉદ્યોગને તોડી પાડ્યો. તે જ પ્રમાણે બીજા પણ ઘણા ગ્રામ ઉદ્યોગો પરદેશી માલની આયાતને લીધે તૂટી ગયા છે. તેને પરિણામે આપણા દેશમાં બેકારી અને કંગાળિયત ઊભી થઈ છે અને પ્રતિદિન વધતી જાય છે.

૩. આંતરરાષ્ટ્રીય વેપારને લીધે કેટલીક સસ્તી અને આકર્ષક પણ વસ્તુતઃ નકામી અને કેટલીક વાર આરોગ્યને નુકસાનકારક એવી પરદેશી

વસ્તુઓ આયાત થાય છે. દા. ત. રબરના તળિયાનાં બૂટ, રબરની ટોટીની નાનાં છોકરાં માટેની ધાવણીઓ, શરીરને ફૂટડું બનાવવાનો દાવો કરતા જાતજાતના પદાર્થો, અનેક જાતની શંકાસ્પદ દવાઓ. વગેરે.

૪. આંતરરાષ્ટ્રીય વેપારને લીધે કેટલાક દેશ ઘણી વાર પોતાની પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓ માટે પણ બીજા દેશો ઉપર અવલંબન રાખતા થઈ જાય છે. પછી લડાઈને કે કુદરતી આફતને કારણે પરદેશથી એ વસ્તુઓ આવતી બંધ થઈ જાય, ત્યારે પેલા પરાવલંબી બનેલા દેશો મહા મુસીબતમાં આવી પડે છે. દા. ત. ઇંગ્લંડ પોતાની ખોરાકની વસ્તુઓ માટે પરદેશો ઉપર આધાર રાખે છે, તેથી ચાલુ લડાઈમાં તેની સ્થિતિ શરૂઆતમાં ઘણી જ મુશ્કેલ થઈ ગઈ હતી.

૫. પરદેશી વેપારને લીધે દેશની આર્થિક ખિલવણી ઘણી વાર એક-તરફી બનવા પામે છે. દા. ત. ઇંગ્લંડે ખેતી છોડી અને હિંદુસ્તાનના ઘણા ઉદ્યોગો ભાંગી પડ્યા. આ સ્થિતિ લાંબે ગાળે બન્ને દેશને માટે નુકસાન કરનારી છે. દરેક દેશના પ્રાથમિક મહત્ત્વના અથવા રાષ્ટ્રીય ઉદ્યોગોમાં અમુક વિવિધતા તો હોવી જ જોઈએ. તો જ તેના આર્થિક જીવનમાં સ્થિરતા અને સુરક્ષિતતા આવે, અને બીજી રીતે પણ રાષ્ટ્રજીવન સમૃદ્ધ અને વિકસિત થાય.

## ખુલ્લો વેપાર વિ. સંરક્ષણ

૭. આંતરરાષ્ટ્રીય વેપારને અંગે અર્થશાસ્ત્રીઓમાં ખુલ્લો વેપાર વિ. સંરક્ષણ, એમાંથી કઈ નીતિ સારી એ વિષે મોટો વાદ ઊભો થયેલો છે. જો કે એ પ્રશ્ન હવે વાદગ્રસ્ત નથી રહ્યો. આર્થિક ઉપરાંત રાજદ્વારી કારણોસર પણ સઘળા દેશો સંરક્ષણની નીતિ અખત્યાર કરવા લાગ્યા છે. છતાં આ વાદ કાયમને માટે નિર્મૂળ થઈ ગયો છે એમ ન કહેવાય. આપણે તેના મુખ્ય મુખ્ય મુદ્દાની અહીં નોંધ કરીશું.

૮. ખુલ્લો વેપાર એટલે કોઈ પણ જાતના અંતરાયો કે અંકુશો વિના દેશપરદેશો વચ્ચે છૂટથી વેપાર ચાલવા દેવો તે. તેનો અર્થ એ નથી કે, આયાત નિકાસના માલ ઉપર કશી જકાત જ ન હોય. સરકાર પોતાના સામાન્ય ખર્ચને પહોંચી વળવા માટે જરૂરી આવકના એક સાધન તરીકે દેશના આયાત નિકાસ માલ ઉપર થોડી ઘણી જકાત નાખે, તેની સામે ખુલ્લા વેપારના હિમાયતીઓને વાંધો નથી. પરદેશથી આયાત થતા માલ ઉપર તેની અટકાયત કરવાના હેતુથી જકાત નાખવી અથવા દેશમાંથી નિકાસ થતા માલ ઉપર બીજા દેશોમાં એ સસ્તો વેચી શકાય, તે માટે નિકાસ કરનારાઓને મદદ કરવી એ ખુલ્લા વેપારની નીતિથી વિરુદ્ધ છે.

૯. સંરક્ષણ એને કહેવામાં આવે છે કે, પરદેશી માલ સોંઘો આવતો હોય અને એ માલ દેશમાં બનાવવા જતાં બહુ મોંઘો ઉત્પન્ન થઈ શકે એમ હોય, તો પણ સ્વદેશી ઉદ્યોગને રક્ષણ આપવા માટે પરદેશી માલ ઉપર એટલી બધી જકાત નાખવામાં આવે, જેથી એ માલ દેશમાં દાખલ થતાં સ્વદેશી મોંઘા માલ કરતાં પણ વધુ મોંઘો થઈ જાય. આ ઉપરાંત પણ સંરક્ષણના કેટલાક પ્રકાર છે, જેવા કે: (૧) સ્વદેશી માલને ઉત્તેજન આપવા માટે તેનું જેટલું ઉત્પાદન થાય, તે ઉપર તેને અમુક ટકા મદદ તરીકે આપવા, જેથી દેશમાં એ માલ સસ્તો વેચી શકાય. દેશને ખાસ જરૂરના હોય, એવા સ્વદેશી ઉદ્યોગોને વિકસાવવા માટે આવી મદદ આપવામાં આવે છે. વળી સ્વદેશી માલ વધુ પ્રમાણમાં ઉત્પન્ન થતો હોય, તો પરદેશમાં એ સસ્તો વેચી શકાય તે માટે પણ આવી મદદ આપવામાં આવે છે. (૨) પરદેશથી આયાત થતા માલનું પ્રમાણ નક્કી કરી એથી વધુ પ્રમાણમાં પરદેશી માલ આયાત જ ન થવા દેવો. સ્વદેશી ઉદ્યોગ દ્વારા દેશને જરૂર જેટલો સઘળો માલ ઉત્પન્ન ન થઈ શકતો હોય, ત્યારે ખૂટતો માલ પરદેશથી આયાત કરવા માટે, આ નીતિ અખત્યાર કરવામાં આવે છે. (૩) બે દેશો વચ્ચે વેપાર ઉદ્યોગને લગતા કોલ-કરારો કરી એક બીજાને એવી રાહત તથા છૂટો આપવાનું નક્કી કરવું, જેથી બીજા દેશો આવા કોલકરારથી જોડાયેલા દેશોમાં પોતાનો વેપાર ન ચલાવી શકે.

૧૦. ઉપર કહેવાઈ ગયું છે કે, આજકાલ દુનિયાના સઘળા જ દેશો ઓછાવત્તા પ્રમાણમાં સંરક્ષણની નીતિ અખત્યાર કરતા થઈ ગયા છે. સત્તરમા અઢારમા સૈકામાં યુરોપના સઘળા દેશો સંરક્ષણની નીતિ અખત્યાર કરતા. આપણા દેશમાં પરદેશી વેપારીઓને પોતાની કોઠી નાખવા અને વેપાર ચલાવવા રાજ્યની પરવાનગી લેવી પડતી. પણ અઢારમી સદીના અંતમાં અને ઓગણીસમી સદીના આરંભમાં ઇંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાન્તિ થઈ, ત્યારથી અંગ્રેજ ઉદ્યોગ-પતિઓ તથા વેપારીઓ તથા અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ ખુલ્લા વેપારની નીતિની ખૂબ જ હિમાયત કરતા થયા. અને ઇંગ્લંડે પોતાના દેશ માટે અને તેની સાથે હિંદુસ્તાનને માટે પણ ખુલ્લા વેપારની નીતિ અખત્યાર કરી. જો કે કેટલાંક વર્ષથી તો ઇંગ્લંડે પણ સંરક્ષણ નીતિ અખત્યાર કરવા માંડી છે.

### ખુલ્લા વેપારની હિમાયત

૧૧. આપણે પહેલાં કહી ગયા* કે કોઈ પણ માલની બજારકિંમત તે માલના ઉત્પાદન ખર્ચની આસપાસ ફર્યા કરે છે. પણ આ નિયમ દેશની અંદરના ઉદ્યોગોને તે દેશની અંદરની બજારકિંમત પૂરતા

* જુઓ પ્રકરણ, ૫ મું, ભાગ. ૩ જો.

લાગુ પડે છે. એક વસ્તુ બહુ સસ્તી બની શકતી હોય, પણ તેની માંગ વધારે હોય તો શરૂઆતમાં તેની બજારકિંમત વધારે રાખી શકાય. પણ તેમાં મળતો મોટો નફો જોઈ બીજા ઉત્પાદકો પણ એ ધંધામાં પડશે અને એ વસ્તુની છત વધતાં તેની બજારકિંમત ઊતરી જશે. પણ આ નિયમ પરદેશમાં ખૂબ સસ્તી બનતી અને બીજા દેશોમાં ખૂબ મોંઘી વેચાતી વસ્તુઓને લાગુ પડતો નથી. કારણ એક દેશની અંદર ને અંદર મૂડી અને મજૂરીની હેરફેર જેટલા પ્રમાણમાં થઈ શકે છે, તેટલા પ્રમાણમાં દેશ દેશ વચ્ચે થઈ શકતી નથી. પરદેશનો કોઈ ધંધો બહુ નફાવાળો હોય, તો પણ એક દેશની મૂડી અને મજૂરી ઝટઝટ બીજા દેશમાં ન જાય. રાજદ્વારી અટકાયતો ઉપરાંત ભાષાભેદ, રીતરિવાજના ભેદ, આચારવિચારના ભેદ, દૂર દેશાવરમાં મજૂરોની જવાની અનિચ્છા, વળી દૂર દેશાવરમાં મૂડી રોકતાં ખેડવું પડતું સાહસ, એ બધાં કારણોને લીધે, હરીફાઈનું તત્ત્વ એક દેશ અને બીજા દેશ વચ્ચેના નફાના તથા મજૂરીના દર ઉપર અસર પાડી શકતું નથી. અને તેથી માલની કિંમતમાં પણ તફાવત રહે છે. દેશની અંદરના ઉદ્યોગોમાં અને બહારના ઉદ્યોગોમાં આ મોટો તફાવત છે. પણ ખુલ્લા વેપારના હિમાયતીઓ આવો કશો ભેદ સ્વીકારતા જ નથી. દેશ દેશ વચ્ચે પણ હરીફાઈના તત્ત્વનો અમલ થયા વિના ન જ રહે એમ માનીને તેઓ ચાલે છે. અને એવો દાવો કરે છે કે, ખુલ્લા વેપારથી દરેક દેશને સારામાં સારો અને સસ્તામાં સસ્તો માલ મળે જ. આંતરરાષ્ટ્રીય વેપાર એ કાર્યવિભાગના તત્ત્વનો જ એક વિસ્તૃત પ્રકાર છે એમ તેઓ કહે છે. જે માણસ જે ધંધાને માટે વધારેમાં વધારે લાયક હોય તે માણસ તે ધંધો કરે, એ જેમ સામાજિક કાર્યવિભાગ છે; તે જ પ્રમાણે જે દેશમાં જે ધંધો કે ઉદ્યોગ ચલાવવાની વધારેમાં વધારે કુદરતી અનુકૂળતા હોય તે દેશ તે ઉદ્યોગ ચલાવે એમાં ભૌગોલિક કાર્યવિભાગ છે. મૂડી અને મજૂરી તો આપોઆપ ત્યાં પહોંચી જ જશે અને તેનો પણ વધુમાં વધુ લાભ થાય એ રીતે ઉપયોગ થઈ શકશે. આ ભૌગોલિક કાર્યવિભાગનો આશ્રય લેવાથી દરેક દેશની કુદરતી સાધનસંપત્તિનો વધારેમાં વધારે ઉપયોગ થઈ શકે છે અને એક દેશની ન્યૂનતા બીજા દેશની વિશેષતા વડે પૂરી પડે છે.

૧૨. અઢારમા સૈકાના અંત સુધી તો ઇંગ્લંડ સંરક્ષણની નીતિ જ અખત્યાર કરતું હતું. પણ યંત્રોદ્યોગો સ્થાપવામાં તેણે પહેલ કરી અને તેના ખેડૂતો ખેતી છોડી દઈ કારખાનાંમાં કામે લાગ્યા. ઇંગ્લંડે પોતાને જોઈતું અનાજ તથા બીજો ખોરાક પરદેશથી મંગાવવા માંડ્યો અને આખા દુનિયાનું કારખાનું બની દુનિયાનાં બજારો કબજે કરવા માંડ્યાં. તે વખતે તેનું નૌકાબળ સર્વશ્રેષ્ઠ હતું અને પરદેશથી અનાજ મેળવવામાં અને પોતાનો તૈયાર માલ

દેશપરદેશ વેચવામાં તેને કશો ખતરો જણાતો નહતો. એટલે ઇંગ્લંડના રાજદ્વારી પુરુષોએ અને અર્થશાસ્ત્રીઓએ પોતાને માટે જ નહિ પણ આખી દુનિયાને માટે ખુલ્લા વેપારની હિમાયત કરી.

૧૩. આ ખુલ્લા વેપારની હિમાયતમાં સામાજિક દૃષ્ટિએ ભારે અન્યાયી ગણાય, એવી એક અજબ દલીલ કેટલાક અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ રજૂ કરી છે તે જાણવા જેવી છે. તેઓ કહે છે કે, કોઈ પણ દેશના સમાજમાં જેમ ઉપલા નીચલા જુદા જુદા થર હોય છે, જેવા કે અણઘડ મજૂર, કુશળ કારીગર, નિષ્ણાત વૈજ્ઞાનિક અથવા વકીલ કે દાક્તર, પ્રતિભાશાળી કવિ કે કળાકાર, તેમ જુદા જુદા દેશોમાં પણ ઉપલા નીચલા એવા જુદા જુદા થર હોય છે. ગરમ પ્રદેશોમાં રહેણીનું ધોરણ નીચું છે અને ત્યાં સસ્તા દરની અણઘડ મજૂરી પુષ્કળ મળી રહે છે. અને ઇંગ્લંડ અથવા ફ્રાન્સ જેવા દેશોમાં રહેણીનું ધોરણ ઊંચું છે અને ત્યાં કુશળ કારીગરો અને નિષ્ણાત વૈજ્ઞાનિકો ઘણા છે. માટે જેમ ઊંચી જાતનાં કામ કરી શકે એવા પ્રતિભાયુક્ત અને બુદ્ધિશાળી માણસો, જેમાં વધારે અક્કલ કે હોશિયારી વાપરવાની જરૂર ન હોય, એવાં પોતાનાં કામ નોકરો પાસે કરાવી લે છે, તેમાં જ સરવાળે વધારે આર્થિક લાભ થાય છે, તેમ જ ઇંગ્લંડ અને ફ્રાન્સ જેવા ઊંચી રહેણીવાળા દેશો ગરમ પ્રદેશોના અણઘડ મજૂરોની મહેનતથી સસ્તા દરે પેદા કરવામાં આવતું અનાજ, ચા, કૉફી, મરીમસાલા તથા બીજો કાચો માલ ખરીદે અને પોતાને ત્યાંની કુશળ અને નિષ્ણાત કારીગરી વડે કારખાનાંમાં તૈયાર કરેલો માલ આવા દેશોને પૂરો પાડે, તેમાં જ દુનિયાને વધારેમાં વધારે આર્થિક લાભ છે! આ દલીલ ઉપર કશી ટીકા અનાવશ્યક છે.

## સંરક્ષણની હિમાયત

૧૪. અંગ્રેજ અર્થશાસ્ત્રીઓના ખુલ્લા વેપારની આ હિમાયતનો વિરોધ સૌથી પ્રથમ જર્મન અર્થશાસ્ત્રીઓએ કર્યો. તેમની મુખ્ય દલીલ એ હતી કે, ઇંગ્લંડ કેટલાક ઉદ્યોગોમાં આગળ વધી ગયું છે અને અમુક માલ સારો અને સસ્તો પણ બનાવી શકે છે, તેનું કારણ એ નથી કે એ માલ બનાવવાની કુદરતી અનુકૂળતાઓ ઇંગ્લંડમાં વિશેષ છે અને બીજે નથી, પણ તેનું કારણ તો એટલું જ છે કે, અમુક ઉદ્યોગોમાં તેણે પહેલ કરી છે. ઔદ્યોગિક વિકાસમાં ટોચ ઉપર પહોંચવા માટે તો તેને પણ સંરક્ષણરૂપી સીડીનો ઉપયોગ કરવો પડ્યો હતો, પણ હવે ટોચે પહોંચી ગયા પછી એ સીડી નકામી છે, એમ કહી ખુલ્લા વેપારની હિમાયત કરવી એ એને પોસાય, પણ જે દેશના ઉદ્યોગો બાલ્યાવસ્થામાં હોય તેમનું શું? એવા દેશ પાસે સઘળી કુદરતી સગવડો છતાં

આવડતને અભાવે અથવા તો મૂડીને અભાવે કે બીજાં કોઈ કારણોને લીધે એ ઉદ્યોગોની ખિલવણી ન થઈ શકી હોય, તો શું એણે પોતાના દેશમાં એ ઉદ્યોગો શરૂ કરવા જ નહિ ? આવા ઉદ્યોગો જો તે શરૂ કરે તો જ્યાં સુધી એ ઉદ્યોગો બાલ્યાવસ્થામાં હોય, ત્યાં સુધી એને સરકારની મદદની તથા પ્રજા તરફના ઉત્તેજનની જરૂર પડે જ. જો ખુલ્લા વેપારની નીતિ સ્વીકારી આવા બાળઉદ્યોગોને રક્ષણ ન આપવામાં આવે, તો બીજા દેશના ખીલેલા ઉદ્યોગોની હરીફાઈમાં તે ઊભા થવા જ પામે નહિ. બીજી તરફથી સંભવ એ છે કે, આવા ઉદ્યોગોને તેમની બાલ્યાવસ્થામાં રક્ષણ આપ્યું હોય, તો આગળ જતાં બીજા દેશ કરતાં પણ વિકાસની ઊંચી કક્ષાએ તે પહોંચી શકે. આપણા દેશના ખાંડના ઉદ્યોગનો દાખલો ઉપર આપવામાં આવ્યો છે. સંરક્ષણની નીતિથી જ તે પગભર થઈ શક્યો છે. કાપડના ઉદ્યોગનો દાખલો લઈએ. આપણો દેશ કપાસ પકવતો હોઈ કાપડના ઉદ્યોગ માટે ઇંગ્લંડ કરતાં કુદરતી સગવડો આપણા દેશને વધારે છે એ ચોક્કસ છે. અને તેથી જ ઇંગ્લંડની હરીફાઈ હોવા છતાં અને સરકારનું પણ ઉત્તેજન કે મદદ ન હોવા છતાં આપણા દેશનો કાપડનો ઉદ્યોગ ખીલ્યો છે અને પગભર થઈ શક્યો છે. એ ઉદ્યોગને જો જરૂરી સંરક્ષણ આપવામાં આવ્યું હોત તો, ઘણો વહેલો એ પગભર થઈ શક્યો હોત. પણ આપણા દેશમાં કાપડના ઉદ્યોગનો વિચાર એક જુદી જ દૃષ્ટિએ કરવાનો છે. કાંતવાનો ઉદ્યોગ આપણા ખેડૂતોના મદદગાર ગૃહઉદ્યોગ તરીકે અને વણવાનો ઉદ્યોગ ખેતીને પોષક એવા એક ગ્રામઉદ્યોગ તરીકે ચાલતો અને અત્યારે પણ એ રીતે ચાલે એ આવશ્યક છે. પણ આપણી પરદેશી સરકારને આ વાતની કશી પડી નથી, એટલે ખુલ્લા વેપારની નીતિ પ્રમાણે કોઈ પણ જાતના પ્રતિબંધ વિના આયાત થતા પરદેશી કાપડે અને સૂતરે આ ગૃહઉદ્યોગ અને ગ્રામઉદ્યોગને તોડી પાડ્યા અને દેશને પારાવાર નુકસાન પહોંચાડ્યું. અત્યારે સ્વદેશી મિલોએ પરદેશી કાપડને તો હાંકી કાઢ્યું છે, પણ ખેડૂતોને આબાદ કરવા હોય તો આપણે આ સ્વદેશી મિલોની સામે પણ ખાદીને રક્ષણ આપવાની અને આગળ ધપાવવાની જરૂર છે. આજે સરકાર તરફથી આવું કશું રક્ષણ મળવાની આશા નથી. છતાં લોકોની દેશ-ભક્તિ અને સ્વદેશીની ભાવનાએ ખાદીને અપનાવવા માંડી છે અને મૃતપ્રાય થઈ ગયેલા એ ઉદ્યોગમાં જીવ આવવા માંડ્યો છે.

૧૯. સંરક્ષણની તરફેણમાં બીજી મોટી દલીલ એ છે કે, દરેક દેશમાં ઉદ્યોગોની વિવિધતા હોવી જોઈએ અને દરેક દેશ પોતાની મુખ્ય જરૂરિયાતોની બાબતમાં બને તેટલો સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી હોવો જોઈએ. ઉદ્યોગોની વિવિધતાને લીધે પ્રજાનો સર્વદેશી અને સર્વાંગી વિકાસ થઈ શકે છે. એક જ

ઉદ્યોગ કરીને બેસી રહેવાથી એ દેશની પ્રજાની બુદ્ધિ પણ એકદેશી થઈ જવાનો ભય છે. વળી સમાજના જીવનાધાર ઉદ્યોગો જેવા કે, અન્ન અને વસ્ત્રને લગતા તથા ચાવીરૂપ ઉદ્યોગો જેવા કે, લોખંડ વગેરેને લગતા, એ બાબતમાં કોઈ પણ દેશ બીજા ઉપર અવલંબિત રહે, તેમાં ભારે જોખમો રહેલાં છે. આવી વસ્તુઓ પરદેશથી ખરીદતાં સસ્તી મળતી હોય અને આપણા દેશમાં બનાવતાં મોંઘી પડતી હોય, તો પણ એવી વસ્તુઓ દરેક દેશે પોતપોતાને ત્યાં જ બનાવવી જોઈએ. આર્થિક રીતે મોંઘું કે સોંઘું એ કાંઈ દેશના જીવનમાં પ્રધાન વસ્તુ નથી. કારણ બીજા દેશની વસ્તુ સસ્તી બનતી હોય, પણ ત્યાંથી એ વસ્તુ તૈયાર લાવતાં આપણા દેશના એ વસ્તુ બનાવનારા બેકાર બનતા હોય અને તેમને બીજું કામ આપી શકાય એમ ન હોય ત્યારે સસ્તા-પણાના પેલા શંકાસ્પદ ફાયદા સામે બેકારીનું આ ચોક્કસ નુકસાન ઘણું વધી જાય છે.

૧૬. ખુલ્લો વેપાર વિ. સંરક્ષણની સમીક્ષા કરતાં કહેવું જોઈએ કે, દુનિયાના દેશો એકબીજાનું શોષણ કરતા બંધ થઈ ગયા હોય, યુદ્ધો નાબૂદ થઈ ગયાં હોય, વિશ્વબંધુત્વની ભાવના બરાબર ખીલી હોય અને એક દેશ બીજા દેશને જરૂર પડ્યે મદદ કરવા તૈયાર હોય, તો ખુલ્લા વેપારને માટે અવકાશ હોઈ શકે ખરો. કારણ આવી પરિસ્થિતિમાં દરેક દેશના ઉદ્યોગ પોતપોતાને સ્વાભાવિક સ્થાને ગોઠવાઈ જાય. પણ દરેક દેશ પોતાના સ્વાર્થને પ્રાધાન્ય આપતો હોય અને એકબીજા સાથે હરિફાઈ, અદેખાઈ અને વેર પ્રવર્તતાં હોય, ત્યાં સંરક્ષણની નીતિ અખત્યાર કરવી અથવા એકબીજા સાથે વહેવાર જ ન પાડવો, એ આવશ્યક થઈ પડે છે. આપણે હૃદયની જેટલી વિશાળતા કેળવી શકીએ, તેના પ્રમાણમાં જ આપણા આર્થિક વહેવારોને પણ વિશાળ કરીએ તો બધું સરખું ચાલે છે. બાકી હૃદયમાં સ્વાર્થ અને ઈર્ષ્યા ભર્યાં હોય અને એક બીજા સાથે આર્થિક વહેવાર કરવા જઈએ તો એ વહેવાર યુદ્ધનું જ રૂપ પકડે છે. આજે આંતરરાષ્ટ્રીય વેપારનું પ્રમાણ બહુ વધી ગયું છે. એ વેપારને અંગે એક દેશના લોકો બીજા દેશના લોકો સાથે ઠીક ઠીક વધારે પ્રમાણમાં સમાગમમાં આવે છે. પણ તેથી જુદા જુદા દેશ વચ્ચે એકતા વધી છે અથવા બંધુત્વની ભાવના ખીલી છે, એવું કશું બનવા પામ્યું નથી. દરેક માણસ પોતાનો સ્વાર્થ સાધવા જ્યાં બીજા સાથે સમાગમમાં આવતો હોય, ત્યાં આ જાતની એકતા ન જ સ્થપાય. હરીફાઈ, શોષણ અને તેને પરિણામે વારંવાર ફાટી નીકળતાં યુદ્ધો, એ બધાને કારણે ઘણા માનવહિત-ચિંતકો એવા નિર્ણય ઉપર આવવા લાગ્યા છે કે, દરેક દેશ અથવા સમાજ આર્થિક બાબતમાં બને તેટલો સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી થાય એ જ ઇષ્ટ

છે. એનો અર્થ એ ન થવો જોઈએ કે, એક સમાજ બીજા સમાજ સાથે કશા જ સંબંધો ન રાખે. પણ એ સંબંધો સ્વેચ્છાપૂર્વકના હોવા જોઈએ, તેમાં સ્વાર્થ અથવા લોભ ન હોવો જોઈએ. એકબીજા પાસેથી જ્ઞાન મેળવવાની, એકબીજાને ઉપયોગી થઈ પડવાની શુદ્ધ અને નિઃસ્વાર્થ વૃત્તિથી કેળવવામાં આવતા સંબંધોમાંથી જ બંધુત્વની ભાવના સ્થપાવાનો અને ખીલવાનો વધારે સંભવ છે.

## સામ્રાજ્યના અંગભૂત દેશોને પસંદગી—'ઇમ્પીરિયલ પ્રેફરન્સ'

૧૭. અત્યારના સંજોગોમાં ખુલ્લો વેપાર અને સંરક્ષણ એ વાદનો વિષય નથી રહ્યો. દરેક દેશ સંરક્ષણની આવશ્યકતા સ્વીકારતો થઈ ગયો છે. ખુલ્લા વેપારના ચુસ્ત હિમાયતી એવા ઇંગ્લંડે પણ ગયા મહાયુદ્ધ પછી સંરક્ષણની નીતિનું વલણ અખત્યાર કરવા માંડયું અને સને ૧૯૩૨માં ઇમ્પૉર્ટ ડ્યૂટીઝ ઍક્ટ પસાર કરીને સ્પષ્ટ રીતે ખુલ્લા વેપારની નીતિનો ત્યાગ કર્યો. પણ તેને બદલે તેણે એક નવી નીતિ કાઢી છે, જેને લીધે આપણા દેશને સંરક્ષણનો જે લાભ મળવો જોઈએ, તે નથી મળી શકતો. આ નવી નીતિ સામ્રાજ્યની અંદરના દેશોએ એક બીજાને પ્રથમ પસંદગી આપવાની છે. તેને 'ઇમ્પીરિયલ પ્રેફરન્સ' કહેવામાં આવે છે. એમાં દલીલ એ છે કે, આપણે ભલે બ્રિટિશ સામ્રાજ્ય બહારના દેશો સામે સંરક્ષણની ભારે જકાત નાખીએ, પણ સામ્રાજ્યની અંદર એકબીજા સાથે ખુલ્લો વેપાર ચલાવીએ અથવા સંરક્ષણ જકાત નાખીએ, તો પણ બીજા દેશો કરતાં સામ્રાજ્યના અંગભૂત દેશો સામે ઓછી નાખીએ. આની પાછળ સામ્રાજ્યને સ્વયંસંપૂર્ણ બનાવવાનો ખ્યાલ છે. પણ એક રાષ્ટ્રને સ્વયંસંપૂર્ણ બનાવવામાં જે રાજકીય સુરક્ષિતતાનો હેતુ છે, તે સામ્રાજ્યને સ્વયંસંપૂર્ણ બનાવવામાં સચવાતો નથી જ. કારણ બ્રિટિશ સામ્રાજ્ય તો દુનિયાના એક છેડેથી બીજા છેડા સુધી પથરાયેલું છે. ધારો કે ઇંગ્લંડ કે હિંદુસ્તાન અમુક વસ્તુઓ માટે કૅનેડા ઉપર આધાર રાખતું હોય, તો લડાઈ વખતે સમુદ્રો બિનસલામત થઈ જાય ત્યારે કૅનેડાથી માલ લાવવામાં પણ મુશ્કેલી તો ઊભી થાય જ. સામ્રાજ્યના અંગભૂત દેશોને પસંદગી આપવામાં એક બીજો દોષ પણ રહેલો છે. ધારો કે, આપણે આપણા દેશના અમુક ઉદ્યોગોને તો સંરક્ષણ આપવું જ છે. પણ સંરક્ષણની જકાત નાખવામાં જાપાન કરતાં આપણે ઑસ્ટ્રેલિયા તરફ પક્ષપાત રાખીએ છીએ. એ જ જાતના જપાની માલ ઉપર જેટલી જકાત નાખીએ, તે કરતાં એ જ જાતના ઑસ્ટ્રેલિયાના માલ ઉપર ઓછી જકાત નાખીએ છીએ. જો હિંદુસ્તાનમાં એ માલના ભાવ જાપાની માલ ઉપર નાંખવામાં આવેલી ભારે

જકાતની ગણતરીએ બાંધવામાં આવે તો હિંદુસ્તાનના ખરીદનારાને એટલો વધારે બોજો ઉઠાવવો પડે. તેનો લાભ હિંદુસ્તાનના ઉત્પાદકને અથવા વેપારીને મળે અથવા તો ઑસ્ટ્રેલિયાના વેપારીને મળે, પણ હિંદુસ્તાનની સરકારને એટલે કે, હિંદુસ્તાનના કર ભરનારા આમસમુદાયને માલ ખરીદનારા તરીકે પોતાના ઉપર પડેલા બોજાના કાંઈક વળતર તરીકે જે લાભ મળવો જોઈએ તે ન મળે.

૧૮. એકંદરે સામ્રાજ્યના અંગભૂત દેશોને પસંદગી આપવાની નીતિ આપણા દેશના હિતમાં નથી અને આપણા અર્થશાસ્ત્રીઓ અને લોકનેતાઓ તે પસંદ પણ કરતા નથી. કૅનેડા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, એ તો સ્વરાજ્ય ભોગવતી વસાહતો છે. તેઓ પોતાનાં હિત બરાબર સાચવી શકે છે. વળી, તેમને તો પોતાના માતૃદેશ ઇંગ્લંડ તરફ કાંઈક પ્રેમની લાગણી હોય. પણ આપણને તો પરાણે આ સામ્રાજ્યમાં બાંધ્યા છે. અને આપણું રાજ્યતંત્ર બ્રિટિશ પાર્લમેન્ટ અને અંગ્રેજ નોકરશાહીના હાથમાં હોઈ, તેઓ આપણા હિતની અવગણના કરી, હમેશાં ઇંગ્લંડનું જ હિત જુએ છે.

૧૯. આપણને ત્રીજું નુકસાન એ થાય છે કે, સામ્રાજ્યના અંગભૂત દેશો તરફ પક્ષપાત કરવા જતાં નાહકના બીજા દેશો સાથે આપણે દુશ્મનાવટ બંધાય છે. ધારો કે, કૅનેડા કે ઑસ્ટ્રેલિયા કરતાં યુનાઇટેડ સ્ટેટ્સ, જર્મની કે જાપાન સાથે વેપારી સંબંધો રાખવામાં આપણને વધુ લાભ હોય તો પણ આ નીતિને લીધે એ લાભ આપણે લઈ શકતા નથી. સને ૧૯૩૨ના ઇન્ડિયન ટૅરિફ ઍમેન્ડમેન્ટ ઍક્ટ (જકાત નીતિમાં સુધારો કરનારા કાયદા) થી સામ્રાજ્યના અંગભૂત દેશોને પસંદગી આપવાના કરારો, જે ઓટાવાના કરારોને નામે ઓળખાતા હતા, તે આપણા ઉપર ઠોકી બેસાડવામાં આવ્યા. પણ આપણા નેતાઓને તે પસંદ નહિ હોવાથી જ્યારે તેની ચાર વરસની મુદત પૂરી થઈ, ત્યારે આપણી વડી ધારાસભાએ એ કરારોને વધુ વખત ચાલુ ન રાખવાનો ઠરાવ ૭૦ વિ. ૬૫ મતે પસાર કર્યો. એ કરારોનો અંત સને ૧૯૩૬ના નવેમ્બરમાં આવ્યો.

૨૦. આ વિશ્વયુદ્ધ પૂરું થયા પછી આપણી વેપાર વિષયક નીતિ કેવું રૂપ લેશે અને ઇંગ્લંડ આપણી ઉપર કેવાં કેવાં બંધનો અને બોજા નાખવાના પ્રયત્નો કરશે એ જોવાનું છે. આપણી અત્યારની પરિસ્થિતિ તો એવી છે કે, આપણને બીજા દેશો સામે સંરક્ષણની જરૂર તો છે જ, પણ ઇંગ્લંડ અને સામ્રાજ્યના અંગભૂત દેશો સામે પણ સંરક્ષણની જરૂર છે. આપણી કુદરતી સાધનસંપત્તિ વિપુલ અને વિવિધ પ્રકારની છે. એટલે, આપણે માટે આપણા

દેશને સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાનું ધ્યેય રાખવું એ તદ્દન વાજબી અને હિતાવહ છે. આપણે તો આપણાં પોતાનાં શહેરોના કેટલાક યંત્રોદ્યોગો સામે પણ આપણાં ગામડાંને રક્ષણ આપવાની જરૂર છે.

## માલનું લાદણ (ડમ્પિંગ)

૨૧. પોતાના દેશના વેપારની જમાવટને માટે, એક દેશ પોતાની બનાવટનો માલ બીજા દેશના બજાર પર લાદી, ત્યાં ચાલતો ભાવ તોડી પાડવા પોતાના પડતર કરતાં પણ ઓછી કિંમતે માલ વેચે છે, તે પ્રકારની અહીં નોંધ લેવી જોઈએ. એક દેશમાં એ દેશની જરૂરિયાત કરતાં વધારે માલ બનતો હોય અને તે માલ માટે બીજા દેશનું બજાર કબજે કરવું હોય, ત્યારે એ દેશની સરકાર પેલા માલની નિકાસ ઉપર અમુક મદદ આપે છે, જેથી કરીને પરદેશમાં એ માલ સસ્તો વેચી શકાય. પરદેશના સ્થાનિક ઉદ્યોગને તોડી પાડવાના હેતુથી, એ દેશના બજારમાં પોતાનો માલ પડતર કરતાં પણ સસ્તે વેચવો એને એ દેશ ઉપર માલનું લાદણ કર્યું અથવા એ દેશ સાથે ભાવતોડ હરીફાઈ કરી એમ કહેવાય છે. ઉત્પાદક અથવા વેપારી કંપની બહુ મોટી અને સમૃદ્ધ હોય, તો થોડો વખત જાતે જ નુકસાન ખમી લઈ સરકારની મદદ વિના પણ માલનું લાદણ કરી શકે છે. પોતાની પાસે નાણાંની છૂટ હોય એટલે એકાદ વરસ ખોટ ખમી લે છે અને પરદેશના ઉદ્યોગને પાયમાલ કરી નાખી એવી હરીફાઈ નાબૂદ થઈ જાય એટલે પછી પોતાના માલના ભાવ ચઢાવવા માંડે છે, અને શરૂઆતમાં ખાધેલી ખોટ ભરપાઈ કરી લે છે. માલ લાદણનો એક બીજો પ્રકાર પણ છે. કોઈ ઉદ્યોગને વધતી જતી પેદાશનો નિયમ લાગુ પડતો હોય, પણ પોતાના દેશમાં અમુક જથાથી વધારે માલની ખપત ન થઈ શકે એમ હોય, ત્યારે ઉત્પાદક એવું કરે છે કે, વધતી જતી પેદાશના નિયમનો લાભ લેવા માટે માલ તો વધુ પ્રમાણમાં બનાવે, પણ પોતાના દેશમાં જેટલો માલ ખપતો હોય તેટલો જ બનાવતાં જે ઉત્પાદન ખર્ચ આવે તેની ગણતરી કરીને એ ભાવે પોતાના દેશમાં માલ વેચે છે. અને જે વધારાનો માલ બનાવ્યો હોય તે સસ્તા દરે પરદેશમાં વેચે છે. એક દાખલાથી આ વસ્તુ સ્પષ્ટ કરીશું. કોઈ વસ્તુનાં પાંચ હજાર નંગ ઉત્પન્ન કરતાં નંગ દીઠ રૂ. ૪) ખર્ચ આવતું હોય, પણ એ ઉદ્યોગને વધતી જતી પેદાશનો નિયમ લાગુ પડતો હોવાથી, તેનાં દશ હજાર નંગનું ઉત્પાદન કરવામાં આવે તો નંગ દીઠ ઉત્પાદન ખર્ચ રૂ. ૩) આવે છે. હવે દેશની જરૂરિયાત તો પાંચ હજાર નંગની છે. છતાં ઉત્પાદક દશ હજાર નંગ બનાવે છે અને તેનું પડતર ખર્ચ તેને કુલ ત્રીશ હજાર રૂપિયા આવે છે. એ ઉત્પાદક પોતાના દેશમાં તો

પાંચ હજાર નંગ ચાર રૂપિયાના દરે જ વેચશે અને એમ કરી વીશ હજાર રૂપિયા ઉપજાવી લેશે. એટલે બાકીનાં પાંચ હજાર નંગ તેને દશ હજાર રૂપિયામાં એટલે કે નંગના રૂપિયા બે લેખે પડ્યાં. પરદેશમાં તે સવા બે કે અઢી રૂપિયે વેચે તો પણ પોતાની મૂળ પડતર કિંમત નંગના રૂપિયા ત્રણ કરતાં આ ભાવ ઓછો થયો. આવી રીતે પડતર કરતાં પણ ઓછે વેચી પરદેશના ઉદ્યોગને તે તોડી પાડી શકે છે. આ દાખલામાં એવો વિચિત્ર પ્રકાર બને છે કે, જે દેશમાં માલ બનતો હોય તે દેશ કરતાં પણ પરદેશમાં એ માલ ઘણો સસ્તો વેચાય છે.

### વેપારની તુલા અને લેણદેણની તુલા

૨૨. આંતરરાષ્ટ્રીય વેપારને અંગે એક મહત્ત્વના મુદ્દાનું વિવેચન કરી આ પ્રકરણ પૂરું કરીશું. આ મુદ્દો તે વેપારની તથા લેણદેણની તુલાનો છે.

૨૩. કોઈ પણ દેશ બીજા દેશો સાથે લાંબો વખત ત્યારે જ વેપાર ચલાવી શકે, જ્યારે પોતે જેટલી કિંમતનો માલ આયાત કરે તેટલી કિંમતનો માલ એ નિકાસ કરી શકે. કારણ, નિકાસ કરતાં જેટલો વધારે માલ આયાત કરે તેટલા વધારાના માલની કિંમત તેને સોનારૂપાના રૂપમાં દેશમાંથી બહાર મોકલવી પડે. જેમ વધુ માલ આયાત કર્યાં કરે તેમ વધુ પ્રમાણમાં સોનુંરૂપું બહાર મોકલવું પડે. કાયમ આ પ્રમાણે ચલાવવા માટે ભાગ્યે જ કોઈ દેશ પાસે પૂરતું સોનુંરૂપું હોય. એટલે દરેક દેશ પોતાના આયાત નિકાસનાં ત્રાજવાં સમતોલ રાખવાનો પ્રયત્ન કરે જ છે અને એ રીતે આંતરરાષ્ટ્રીય વેપાર એક વિસ્તૃત સ્વરૂપના વસ્તુવિનિમયના જેવો બની જાય છે. આયાત કરેલા માલની કિંમત દરેક દેશ નિકાસ કરેલા માલના રૂપમાં આપે છે.

૨૪. છતાં દેશની આયાત કરતાં નિકાસ વધારે હોય, ત્યારે એ દેશના લોકો રાચે છે અને એમ માને છે કે, આપણે જેટલો માલ વધારે નિકાસ કર્યો તેટલું આપણા દેશમાં ધન વધ્યું. જે દેશની આયાત કરતાં નિકાસ વધારે હોય, તે દેશના વેપારનું ત્રાજવું તેની તરફેણમાં નમ્યું એમ મનાય છે અને વેપારની તુલા એ દેશને અનુકૂળ છે એમ કહેવાય છે. જો નિકાસ કરતાં આયાત વધારે હોય, તો વેપારની તુલા પ્રતિકૂળ છે એમ કહેવાય છે.

૨૫. પરંતુ આયાતનિકાસના જે સરકારી આંકડા બહાર પડે છે, તે ઉપરથી વેપારની તુલા અનુકૂળ છે કે પ્રતિકૂળ એમ કહેવામાં અથવા માનવામાં ભૂલ થવાનો સંભવ છે. જુદા જુદા દેશો વચ્ચે માલ અને કામગીરીઓની જે લેવડદેવડ થાય છે, તે બધી કાંઈ સરકારી અથવા સાર્વજનિક આંકડાઓમાં નોંધાતી નથી. એવા ઘણીયે વસ્તુઓની આયાતનિકાસ થાય છે, જેના આંકડા કોઈ પણ જગ્યાએ નોંધેલા મળી આવતા નથી. જે આયાતનિકાસના આંકડા

નોંધાયેલા હોય છે, તેને આપણે દૃશ્ય અથવા જાહેર આયાતનિકાસ કહીશું, જેના આંકડા નથી નોંધાતા તેને આપણે અદૃશ્ય અથવા ખાનગી આયાતનિકાસ કહીશું. કોઈ પણ દેશનું બહારની દુનિયા સાથેનું વેપારનું તથા લેણદેણનું સંપૂર્ણ સરવૈયું કાઢવું હોય, તો આ જાહેર તથા ખાનગી બન્ને પ્રકારની આયાતનિકાસ આપણે ગણતરીમાં લેવી જોઈએ.

**૨૬.** આંતરરાષ્ટ્રીય લેણદેણના સંપૂર્ણ સરવૈયામાં સામાન્ય રીતે નીચેની વસ્તુઓનો સમાવેશ કરવામાં આવે છે:

(૧) માલની આયાતનિકાસ; (૨) નાણાં અથવા સોનારૂપાની આયાતનિકાસ; (૩) એક દેશે બીજા દેશને વેપારને અંગે આપેલી સેવાઓ અથવા બજાવેલી કામગીરીઓ દા. ત. સ્ટીમરોનું ભાડું, વીમા ખર્ચ, બૅન્કોનો વ્યાજવટાવ તથા હૂંડિયામણ; (૪) એક દેશે બીજા દેશને નાણાં ધીર્યાં હોય તો તેનું વ્યાજ; (૫) બીજા દેશમાં મૂડી રોકી હોય તો તેનો નફો; (૬) બીજા દેશમાં રહેતા એલચી ખાતાને અંગે થતું ખર્ચ; (૭) હિંદુસ્તાનની બાબતમાં 'હોમ ચાર્જિઝ' અથવા હિંદી સરકારે બ્રિટિશ સરકારને ભરવું પડતું સાલિયાણું; (૮) પરાજિત રાષ્ટ્રે જીતેલા રાષ્ટ્રને ભરવો પડતો દંડ; (૯) પરદેશમાં નોકરી અથવા વેપારધંધા અર્થે ગયેલા માણસો ત્યાંથી જે ધન કમાઈ લાવે તે, અથવા ત્યાં જ રહેતા હોય, તો તેમનાં સગાંવહાલાંને જે નાણાં મોકલ્યાં કરે તે; (૧૦) એક દેશના મુસાફરો બીજા દેશમાં જઈને જે ખર્ચ કરે તે; (૧૧) પરદેશમાં ભણવા ગયેલા વિદ્યાર્થીઓ બીજા દેશમાં જે ખર્ચ કરે તે; અને (૧૨) એક દેશ બીજા દેશને કેળવણી માટે, સંકટરાહત માટે, ધર્મપ્રચાર અર્થે અથવા એવાં બીજાં કામ માટે મદદ તરીકે જે નાણાં મોકલે તે.

**૨૭.** ઉપરની યાદીમાંના કેટલાક આંકડા સરકારી દફતરોમાંથી મળી શકે અને કેટલાક ન મળી શકે. પણ આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે જ કે, કેવળ માલની આયાતનિકાસના તફાવત ઉપરથી એક દેશમાંથી બીજા દેશમાં ઓછું કે વધારે ધન જાય છે એમ કહેવું બરાબર નથી. એ ગણતરી તો કેવળ વેપારની તુલા ઉપરથી નહિ, પણ ઉપરની યાદીમાં જણાવી તેવી આખી લેણદેણની તુલા ઉપરથી કરવી જોઈએ. ઇંગ્લંડની દૃશ્ય અથવા જાહેર વેપારતુલા જોઈએ તો તેની નિકાસ આયાત કરતાં ઘણી ઓછી છે, એટલે કે, વેપારતુલા તેને પ્રતિકૂળ છે. છતાં ચાલુ વિશ્વયુદ્ધ શરૂ થયું તે પહેલાં તે દેણદાર નહિ પણ લેણદાર દેશ હતો. કારણ તેની સાર્વજનિક આંકડામાં નહિ નોંધાયેલી એવી આવક ઘણી છે. દેશપરદેશમાં તેની બૅન્કો અને વીમાકંપનીઓ છે તેનો નફો તેને મળે છે. વળી તેણે દેશાવરમાં સારી પેઠે નાણાં ધીર્યાં છે

તથા મૂડી પણ રોકી છે તેનું વ્યાજ અને નફો તેને મળે છે. અને તેની મોટામાં મોટી આવક તો વહાણોનાં ભાડાં એ કરતું તેની હતી. એટલે આયાત કરતાં ઓછો માલ નિકાસ કરતાં છતાં, લેણદેણની તુલા તેને અનુકૂળ રહેતી અને દર વર્ષે વધારે પૈસો ઇંગ્લંડમાં ઠલવાતો.

૨૮. હવે આપણા દેશનો દાખલો લઈએ, તો સામાન્ય રીતે આપણે આયાત કરતાં નિકાસ વધારે કરીએ છીએ. એટલે વેપારતુલા આપણને અનુકૂળ છે, છતાં આપણે દેવાદાર દેશ છીએ,* કારણ આપણી બીજી જવાબદારીઓ ઘણી છે. (૧) આપણા દેશમાં કરવામાં આવેલાં મોટાં ખર્ચ માટે પરદેશમાં ભરાયેલી લોનોનાં આપણે વ્યાજ આપવાં પડે છે; (૨) એ લોનોની મૂડી પણ હપ્તેથી ભરપાઈ કરવાની હોય છે; (૩) હિંદુસ્તાન જીતવામાં તથા હિંદુસ્તાનના પાડોશીઓ સાથે વિગ્રહો કરવામાં કંપની સરકારને થયેલા ખર્ચનું આપણે વ્યાજ આપવું પડે છે; (૪) અંગ્રેજ વેપારીઓ, વકીલો તથા અમલદારો આપણા દેશમાં કમાણી કરી પરદેશ પૈસા મોકલે છે; (૫) પરદેશી બૅન્કો, વીમા કંપનીઓ તથા પરદેશી કારખાનાંના નફા આપણા દેશમાંથી બહાર જાય છે; (૬) પરદેશી આગબોટોનાં ભાડાં આપણે ભરવાનાં હોય છે; (૭) બ્રિટિશ સરકારને સાલિયાણું આપવાનું હોય છે; અને (૮) હિંદી વિદ્યાર્થીઓને ખર્ચ માટે નાણાં મોકલવાનાં હોય છે.

૨૯. આપણે આયાત કરતાં વધુ માલ નિકાસ કરીને આ બધી રકમો ભરીએ છીએ છતાં સરવાળે કાંઈક ખૂટતું રહેતું તેથી અત્યાર સુધી દેવાનો બોજો વધતો જતો હતો.

૩૦. આપણા દેશના આયાતનિકાસ વેપારમાં બીજી એક મહત્ત્વની વાત એ છે કે, આપણે ઘણુંખરું કારખાનાંમાં બનેલો તૈયાર માલ આયાત કરીએ છીએ અને કાચો માલ નિકાસ કરીએ છીએ. આ કાચા માલમાંથી તૈયાર માલ કરતી વખતે જે નકામો ભાગ પડે, જેને કચરો કહેવામાં આવે છે તે, જો એ તૈયાર માલ અહીં જ બનતો હોય તો આપણી જમીનમાં ખાતર તરીકે ઉપયોગમાં આવે અથવા તેમાંથી બીજી કાંઈ આડ-પેદાશ કરી શકાય. પણ કાચો માલ પરદેશ જતો હોવાથી આપણે પેલા કહેવાતા કચરાનો કશો ઉપયોગ કરી શકતા નથી. દા. ત. તેલીબિયાંના ખોળનો લાભ આપણને મળી શકતો નથી અથવા કાચાં ચામડાં ચઢાવી દઈએ એટલે ચામડાં પકવતાં તેની જે છોલ પડે અથવા તેમાંથી તૈયાર માલ બનાવતાં જે કતરણ પડે અને જે

* જોકે ચાલુ લડાઈને લીધે ઊભી થયેલી વિચિત્ર પરિસ્થિતિને લીધે આપણે ઇંગ્લંડના લેણદાર દેશ બન્યા છીએ! બીજી તરફથી બંગાળ જેવા ભૂખમરાનો ભોગ પણ થઈ પડીએ છીએ એટલે આપણને ભૂખે મારીને લેણદાર બનાવવામાં આવ્યા છે.

ઉત્તમ ખાતર ગણાય તે આપણને મળી શકતું નથી. કેરે નામના એક અમેરિકન અર્થશાસ્ત્રીએ કહ્યું છે કે, દેશમાંથી કાચો માલ દેશાવર મોકલવો એ દેશની જમીનની તર જ પરદેશ ચઢાવી દેવા સમાન છે.

૩૧. બીજું નુકસાન એ છે કે, કાચા માલમાંથી તૈયાર માલ બનાવતાં આપણા દેશના મજૂરોને જે રોજી મળે, તે મળી શકતી નથી. તેને લીધે આપણા દેશમાં ભયંકર બેકારી અને તેના પરિણામરૂપ હૃદયદ્રાવક કંગાળિયત પ્રવર્તી રહી છે.

૩૨. આપણે એ ધ્યાનમાં રાખવાનું છે કે, આપણે જે માલ નિકાસ કરીએ છીએ તે જીવનની પ્રાથમિક અને મહત્વની જરૂરિયાતોનો છે. જ્યારે આયાત થતા માલનો મોટો ભાગ મોજશોખની ચીજોનો છે. ઉપયોગિતા–મૂલ્યની દ્રષ્ટિએ વિચારીએ તો આપણે વધુ મૂલ્યનો માલ બહાર મોકલી તેના બદલામાં ઓછા મૂલ્યનો માલ લઈએ છીએ. આમ એકંદરે જોતાં, આપણા દેશનો અત્યારનો આંતરરાષ્ટ્રીય વેપાર આપણને તો નુકસાનકારક જ છે; અને તે આપણે જેટલો ઓછો કરીએ તેમાં આપણું હિત છે. દુનિયાના બીજા દેશો માટે પણ આ આંતરરાષ્ટ્રીય વેપાર બહુ જ મર્યાદિત કરી નાખવાની જરૂર છે. કારણ ઉપર કહેવાઈ ગયું છે કે, અત્યારે ઉપરાઉપરી ફાટી નીકળતાં યુદ્ધના પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે તે બહુ મોટા કારણરૂપ થઈ પડયો છે.

# પ્રકરણ ૧૮મું

# વેપારને અંગે ઊભી થતી લેણદેણની પતાવટ

૧. દેશની અંદરના તેમ જ બહારના વેપારને અંગે નાણાંની જે લેણદેણ ઊભી થાય છે, તેની પતાવટ કેવી રીતે કરવામાં આવે છે તેનો છૂટક છૂટક ઉલ્લેખ અગાઉનાં પ્રકરણોમાં પ્રસંગોપાત્ત થઈ ચૂકયો છે. છતાં એ વ્યવહારનો સમગ્રરૂપે ખ્યાલ આવી શકે તે માટે થોડી ઘણી પુનરુકિતનો દોષ વહોરી લઈને તેનું એકી સાથે સળંગ વર્ણન આ પ્રકરણમાં આપી દેવાનું ઉચિત માન્યું છે.

૨. જુદાં જુદાં સ્થળો વચ્ચે થતી માલની આપલેને અંગે ઊભી થતી લેણદેણની પતાવટ શરાફો અને બૅન્કો મારફત થાય છે એ કહેવાઈ ગયું છે. તેઓ એ કામ રોકડ નાણાંની આપલે કરીને કરતા નથી, પણ હૂંડીઓ દ્વારા કરે છે, એ પણ આપણે જાણીએ છીએ. જે આસામીને પરગામ નાણાં મોકલવાં હોય, તે નાણાં લઈને શરાફ પાસે અથવા બૅન્કમાં જાય છે. શરાફ એ નાણાં લે છે અને જે ગામે નાણાં મોકલવાનાં હોય તે ગામના જે શરાફ સાથે પોતાનું ખાતું ચાલતું હોય, તેના ઉપરની હૂંડી પેલા આસામીને લખી આપે છે. એ હૂંડીમાં જે આસામીને નાણાં આપવાનાં હોય તેનું નામ જણાવવામાં આવે છે અને લખવામાં આવે છે કે, એ આસામીને અથવા તેની વતીના માણસને હૂંડીનો દેખાડ કરવામાં આવે એટલે નાણાં આપી દેજો. બૅન્ક પાસે જાઓ તો તે પોતાની શાખા ઉપર અથવા બીજી બૅન્ક ઉપર હૂંડી લખી આપે છે. એક બૅન્કની બીજી બૅન્ક ઉપરની હૂંડીને ડ્રાફ્ટ કહેવામાં આવે છે.

### દેશની અંદરની લેણદેણ

૩. દેશની અંદર અંદર માલની આપલે કરવામાં આવી હોય, તેને અંગેની લેણદેણની પતાવટ પણ આવી હૂંડીઓ મારફત થાય છે. ધારો કે, અમદાવાદની એક વેપારી પેઢીએ કલકત્તાની વેપારી પેઢીને માલ મોકલવાનો છે. એનાં નાણાંની પતાવટ શી રીતે થાય છે તે જોઈએ. કાં તો કલકત્તાનો વેપારી અમદાવાદના વેપારીને માલ સ્ટેશન પર પહોંચે કે તરત રૂપિયા મોકલી આપે; અથવા પહેલેથી જ અમદાવાદના વેપારીને ત્યાં પોતાની રકમ જમા રાખી માલ રેલગાડી પર ચઢે એટલે તેટલી રકમ ઉધારવાનું કહે અથવા અમદાવાદનો વેપારી કલકત્તાના વેપારીને ત્યાં હિસાબ રાખતો હોય તો માલ

અમદાવાદથી નીકળે એટલે અથવા કલકત્તા પહોંચે એટલે કલકત્તાનો વેપારી અમદાવાદના વેપારીના ખાતામાં એની કિંમતની રકમ જમા કરે. પણ આવી રીતે માલની કિંમત આપવાનું અથવા વસૂલ કરવાનું બહુ ઓછું બને છે. વધારે પ્રચલિત રીત એ છે કે, માલ રેલમાં ચઢાવ્યાની રસીદ તથા માલની કિંમતની પેલા માલ ખરીદનાર વેપારી ઉપરની હૂંડી એટલું અમદાવાદનો વેપારી કલકત્તાના પોતાના આડતિયા ઉપર, શરાફ ઉપર અથવા પોતાની વતી કામ કરતી કલકત્તાની બૅન્ક ઉપર મોકલી આપે છે. એ આડતિયો, શરાફ અથવા બૅન્ક પેલા માલ ખરીદનાર આસામીને ખબર આપે છે એટલે એ હૂંડી સ્વીકારી લઈ, નાણાં રોકડાં આપે છે અથવા પોતાનું ખાતું ચાલતું હોય તો તેમાં ઉધરાવે છે અને રેલ રસીદ મેળવી લઈ તે વડે માલ છોડાવી લે છે.

૪. હવે એક બીજી ક્રિયા બાકી રહી. આ રીતે કલકત્તાના માલ ખરીદનાર વેપારી પાસેથી નાણાં વસૂલ થયાં તે અમદાવાદના વેપારીને પહોંચતાં કરવાનાં રહ્યાં. તે માટે કલકત્તાનો શરાફ અથવા બૅન્ક પોતાની અમદાવાદની શાખામાં અથવા અમદાવાદમાં જે શરાફ અથવા બૅન્ક સાથે પોતાનું હૂંડીપત્રીનું ખાતું ચાલતું હોય તેના ઉપર એટલાં નાણાંની હૂંડી લખી અમદાવાદના વેપારીને મોકલી આપે છે. અમદાવાદનો વેપારી એ હૂંડી વટાવીને તેનાં રોકડાં નાણાં લઈ લે છે અથવા એ હૂંડી પોતાના શરાફને ત્યાં અથવા પોતાની બૅન્કમાં પોતાના ખાતામાં જમા કરાવે છે.

૫. કલકત્તાથી અમદાવાદ માલ આવ્યો હોય ત્યારે પણ ઉપર પ્રમાણે જ વિધિ થાય છે. છેવટને સરવાળે પરિણામ એ આવે છે કે, શરાફોને ત્યાં તથા બૅન્કોમાં સામસામે જમા ઉધાર થયેલી રકમો મોટે ભાગે સરભર થઈ જાય છે અને વસ્તુતઃ રોકડ નાણાં અમદાવાદથી કલકત્તા કે કલકત્તાથી અમદાવાદ મોકલવાં પડતાં નથી. માલની સામે માલની જવરઅવર થાય છે અને રોકડાં નાણાં મોકલ્યા વિના સામસામે કિંમત સરભર થાય છે. શરાફોને ત્યાં તથા બૅન્કોમાં તેમ જ વેપારીઓને ત્યાં જમા ઉધારના હવાલા પડે છે અને હવાલા દફતરને થોડુંક કામકાજ કરવું પડે છે. બે સ્થળો વચ્ચે સામે સામે અવરજવર થયેલા માલની કિંમતમાં છેવટને સરવાળે જેટલો તફાવત પડે એટલાં જ નાણાં વસ્તુતઃ એક સ્થળેથી બીજે સ્થળે મોકલવાપણું રહે છે.

૬. હમણાં હમણાં એવી રીત પણ શરૂ થઈ છે કે, અમદાવાદની વેપારી પેઢી રેલરસીદ તથા માલની કિંમતની હૂંડી અમદાવાદમાંની જ બૅન્ક જેની શાખા કલકત્તામાં પણ કામ કરતી હોય, તેને થોડોક વટાવ આપી વેચી દઈ અમદાવાદની બૅન્ક પાસેથી નાણાં તરત લઈ લે છે. અમદાવાદની બૅન્ક પોતાની કલકત્તાની શાખાને એ રેલરસીદ તથા હૂંડી મોકલી આપે છે અને કલકત્તાના

વેપારી પાસેથી નાણાં વસૂલ કરી તેને રેલરસીદ સોંપે છે. આપણે આગળ પરદેશના વેપારને અંગે ચાલતો વિનિમયપત્રો (બિલ્સ ઑફ એક્સચેન્જ)નો વહેવાર જોઈશું તેના જેવું આ થયું. વિનિમયપત્રમાં રસીદ અને હૂંડી ઉપરાંત માલની વિગત અને કિંમતનું ભરતિયું પણ હોય છે. પરદેશના વેપારીઓ અને શરાફો કરતાં દેશની અંદરના શરાફો અને વેપારીઓ એકબીજાને વધુ ઓળખતા હોય, એટલે તેમને આવા ભરતિયાવાળા વિનિમયપત્રની જરૂર જણાતી નથી. સાદી હૂંડી પૂરતી સહીસલામત ગણાય છે. જોકે દેશની અંદરનાં આવાં વિનિમયપત્રોનું કામકાજ કરવાનો બૅન્કોને બહુ રસ નથી હોતો. તેનું કારણ એ છે કે, પરદેશનાં વિનિમયપત્રો સાધારણ રીતે ત્રણ મહિનાની મુદતનાં હોય છે, જ્યારે દેશની અંદર તો એક સ્થળેથી બીજે સ્થળે માલ પહોંચી જતાં છ સાત દિવસથી વધુ નથી લાગતા એટલે એવા ટૂંકા ગાળાનાં વિનિમયપત્રોમાં નાણાં રોકવામાં બૅન્કોનું કામકાજ જેટલું વધે છે, તેટલા પ્રમાણમાં તેમને ફાયદો મળતો નથી. પરદેશી વિનિમયપત્રો પ્રમાણમાં લાંબો વખત ઊભાં રહે છે, અને તેમ છતાં એની મુદત અચોક્કસ નથી હોતી એટલે સદ્ધર નાણાં-રોકાણ માટે બૅન્કો એને બહુ સારું સાધન ગણે છે. વળી તેની લેવેચનો વેપાર ચાલે છે અને તે ઘણી વાર હાથફેર થાય છે એટલે તેમાંથી બૅન્કોને સારું મળતર થાય છે.

૭. દેશની અંદરનાં વિનિમયપત્રો કરતાં પરદેશનાં વિનિમયપત્રો લાંબી મુદતનાં હોય છે, તે ઉપરાંત પરદેશના વેપારને અંગેની લેણદેણમાં એક મોટો તફાવત એ હોય છે કે, બે દેશોનાં ચલણ જુદાં જુદાં હોય છે અને માલ વેચનાર ધણીને એના દેશમાં જે નાણું ચાલતું હોય તે નાણાંના રૂપમાં માલ ખરીદનાર ધણીએ માલની કિંમતનાં નાણાં ઘણુંખરું ચૂકવવાનાં હોય છે. આ બે ફરક સિવાય પરદેશ સાથેની લેણદેણની પતાવટની રીત તત્ત્વતઃ તો દેશની અંદરના જેવી જ હોય છે.

### પરદેશ સાથેની લેણદેણ

૮. પરદેશ સાથેની લેણદેણની પતાવટનો આખો વ્યવહાર સમજવા માટે શરૂઆત આપણે એક સાદા દાખલાથી કરીશું. ધારો કે, મુંબઈના માવજીભાઈએ લંડનના લૉરેન્સને રૂની સો ગાંસડી સો રૂપિયે ગાંસડીના ભાવે વેચી છે. તેને લૉરેન્સ પાસેથી દશ હજાર રૂપિયા લેવાના થયા. હવે આપણે ધારીએ કે, લંડનના ડેવિડે મુંબઈના ચતુર્ભુજને કાપડના તાકા વેચ્યા છે તેની કિંમત ૭૫૦ પાઉંડ થાય છે. ૧૮ પેન્સના એક રૂપિયાના હૂંડિયામણના ચાલુ દરે દશ હજાર રૂપિયા બરાબર ૭૫૦ પાઉંડ થયા. લંડનનો લૉરેન્સ મુંબઈના માવજીભાઈને દશ હજાર રૂપિયા આપવા ૭૫૦ પાઉંડ મોકલે અને મુંબઈનો ચતુર્ભુજ દશ

હજાર રૂપિયાના ૭૫૦ પાઉંડ લઈ લંડનના ડેવિડને મોકલે તો નાણાંની બેવડી અવરજવર થાય. તેને બદલે મુંબઈનો ચતુર્ભુજ મુંબઈના જ માવજીભાઈને દશ હજાર રૂપિયા આપી દે અને લંડનનો લૉરેન્સ લંડનના ડેવિડને ૭૫૦ પાઉંડ આપી દે તો રૂપિયા કે પાઉંડ મોકલ્યા વિના એક બીજા પાસેની લેણ-દેણની પતાવટ થઈ જાય. પણ મુંબઈનો ચતુર્ભુજ શી રીતે જાણે કે પોતાના જ શહેરના માવજીભાઈને લંડનના વેપારી પાસેથી રૂપિયા લેવાના છે અને લંડનનો લૉરેન્સ પણ શી રીતે જાણે કે, પોતાના શહેરના ડેવિડને મુંબઈના વેપારી પાસેથી પાઉંડ લેવાના છે. આમ એકબીજાને શી રીતે ભેગા કરવા અને તેમનો મેળ બેસાડવો એ પ્રશ્ન ઊભો થાય છે. વળી આ કલ્પિત દાખલામાં તો એકબીજાને સરખી જ રકમ આપવાની આપણે કલ્પી છે, પણ બધા સોદા કાંઈ સરખી રકમના નથી હોતા. વળી નાણાં પાકવાની મુદત પણ બધા કેસમાં સરખી ન હોય અને સઘળી આસામીઓ સરખી શાખવાળી પણ ન હોય. આ બધી મુશ્કેલીઓ નાણાંવટ (એકસચેન્જ)નું કામ કરનારી પેઢીઓ તથા નાણાંવટી બૅન્કો મારફત ટાળી શકાય છે. મુંબઈનો માવજીભાઈ મુંબઈની નાણાંવટી બૅન્કમાં જાય અને પોતે નિકાસ કરેલા માલને લગતાં કાગળિયાં એટલે વહાણમાં માલ ચઢાવ્યાની રસીદ, માલની વિગત તથા કિંમતનું ભરતિયું અને લંડનના લૉરેન્સ ઉપરની રૂપિયા દસ હજારની હૂંડી એટલું મુંબઈની નાણાંવટી બૅન્કને વેચી નાખે છે, અને તેના રૂપિયા લઈ લે છે. મુંબઈની બૅન્ક પોતાની લંડનની મુખ્ય ઑફિસ અથવા શાખા જે હોય તેને પેલાં કાગળિયાં મોકલી આપે છે અને એ બૅન્ક લંડનના લૉરેન્સ પાસેથી કાગળિયાંમાંની હૂંડીનાં નાણાં પાઉંડના રૂપમાં વસૂલ કરી બધાં કાગળિયાં એને સોંપે છે અને તેને આધારે લંડનનો વેપારી આગબોટ કંપની પાસેથી માલ છોડાવી શકે છે. આ રીતે નાણાં વસૂલ થાય, એટલે લંડનની બૅન્ક પોતાની મુંબઈની શાખાને ખબર આપે છે. આ જ પ્રમાણે લંડનનો વેપારી ડેવિડ પોતે કરેલા માલના નિકાસનાં કાગળિયાં બનાવી લંડનની બૅન્કને વેચી નાખે છે. લંડનની બૅન્ક પોતાની મુંબઈની શાખાને એ કાગળિયાં મોકલી આપે છે એટલે મુંબઈની બૅન્ક મુંબઈના ચતુર્ભુજ પાસેથી નાણાં વસૂલ કરી એને કાગળિયાં સોંપી દે છે.

૯. આ વ્યવહારમાં એક બીજો પ્રકાર પણ બને છે. ધારો કે લંડનનો કાપડના તાકા વેચનારો ડેવિડ પોતાના હાથમાં નાણાં આવી ગયા વિના આગ-બોટમાં માલ ચઢાવવા તૈયાર ન હોય, તો પોતાના માલનું બિલ બનાવી તાકા ખરીદનારા મુંબઈના ચતુર્ભુજને એ મોકલી આપે છે એટલે ચતુર્ભુજ મુંબઈની નાણાંવટી બૅન્કમાં જઈ એ બિલની રકમ જેટલી કિંમતની દર્શની હૂંડી

(ડિમાન્ડ ડ્રાફ્ટ) ખરીદે છે અને તે ટપાલથી અથવા તારથી ડેવિડને મોકલી આપે છે અને ડેવિડ લંડનની બૅન્કમાં જઈ એનો દેખાડ કરી નાણાં વસૂલ કરી લે ત્યારપછી માલ ચઢાવે છે. આવી રીતે નાણાં ટપાલ મારફત હૂંડીથી મોકલી આપે, ત્યારે એ ડિમાન્ડ ડ્રાફ્ટ અથવા ડી. ડી. કહેવાય છે અને તારથી મોકલી આપે ત્યારે ટેલિગ્રાફિક ટ્રાન્સફર અથવા ટી. ટી. કહેવાય છે. આમ આયાત નિકાસની લેણદેણની પતાવટ વિનિમયપત્રો મારફત, દર્શની હૂંડી (ડિમાન્ડ ડ્રાફ્ટ) મારફત અથવા તારથી એટલે ટેલિગ્રાફિક ટ્રાન્સફર મારફત કરવામાં આવે છે.

### વિનિમયપત્રોના ભાવ

૧૦. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આયાતનિકાસને લગતાં આ જુદી જુદી જાતનાં કાગળિયાં ખરીદવા તથા વેચવાનું કામ બૅન્કો કરે છે, તે શા ભાવે ખરીદે છે અને વેચે છે? આ કાગળિયાંનાં ખરીદવેચાણ કરતી વખતે બૅન્કો નીચેની બાબતો ગણતરીમાં લે છે: (૧) એક દેશમાંથી બીજા દેશમાં સોનું મોકલવું જ પડે તો મોકલવાનું ખર્ચ કેટલું આવે? (૨) હૂંડી પાકવાની મુદ્દત કેટલી છે? (૩) જ્યાં પોતે નાણાં આપે છે ત્યાં અને જ્યાંથી નાણાં વસૂલ કરવાનાં છે ત્યાં એમ બન્ને સ્થળે વ્યાજનો ચાલુ દર શો છે? અને (૪) આયાતનાં તથા નિકાસનાં કાગળિયાંની છત અને માંગ બજારમાં કેટલી છે?

૧૧. જો બે દેશ વચ્ચે આયાત અને નિકાસ વેપાર સરખી જ કિંમતનો હોય તો તો જેટલાં નાણાં પરદેશ મોકલવાનાં હોય છે, તેટલાં જ નાણાં પરદેશથી લાવવાનાં હોય છે. આવા પ્રસંગમાં લેણદેણની તમામ પતાવટ વિનિમયપત્રો દ્વારા જ પૂરી થઈ જાય છે. એક દેશમાંથી બીજા દેશમાં રોકડ નાણું મોકલવાનું રહેતું જ નથી. વિનિમયપત્રોની છત અને માંગ સરખી હોય છે એટલે વિનિમયપત્ર જેટલી રકમનું હોય તે ભાવે જ એ વેચાય છે. માત્ર બૅન્ક વિનિમયપત્ર વેચાતું લઈ નાણાં આપી દે, તે વખતે એ વિનિમયપત્રની પાકવાની મુદ્દત સુધીનું વ્યાજ કાપી લે છે અને નાણાં ઉઘરાવવાના પોતાના મહેનતાણા બદલ કાંઈક ફી ચઢાવે છે. વિનિમયપત્રના આવા ભાવને સમતોલ ભાવ કહે છે. પણ ધારો કે દેશમાંથી જેટલો માલ નિકાસ થયો છે, તે કરતાં આયાત વધારે થયો છે. તો એટલું તો નક્કી જ છે કે, કોઈ પણ આયાત વેપારીને એ બેની વચ્ચેના તફાવતની રકમ રોકડ નાણાંના રૂપમાં પરદેશ મોકલવાની રહેશે. પણ પરદેશ નાણું મોકલવું એ ખર્ચાળ અને કડાકૂટનું કામ છે. પૅકિંગ કરવું પડે, વીમો ઉતરાવવો પડે, વગેરે અનેક ધાંધલમાં ઊતરવું પડે. એટલે દરેક વેપારી એમ કરવાનો પ્રસંગ ટાળે છે. બૅન્કોવાળા આયાત નિકાસ કાગળિયાંની

બજાર રૂખથી હમેશાં બરાબર માહિતગાર જ રહે છે. એટલે બૅન્કો આયાત-વેપારીઓને પોતાની પાસેનાં વિનિમયપત્રો વેચતી વખતે વિનિમયપત્રની રકમ કરતાં કાંઈક વધારે રકમ ચઢાવીને વેચે છે. આને વિનિમયપત્ર માટે વટાવ આપવો પડ્યો એમ કહેવામાં આવે છે. પણ આ વટાવની મર્યાદા હોય છે. આયાત-વેપારી એટલા જ માટે વિનિમયપત્ર ખરીદવા તૈયાર થાય છે કે, તેમ કરવાથી રોકડ નાણું મોકલવા કરતાં તેને ઓછું ખર્ચ આવે. એટલે વટાવની રકમ રોકડ નાણું મોકલવાના ખર્ચ કરતાં હંમેશાં ઓછી જ હોય છે. જો વધારે વટાવ માગવામાં આવે તો વેપારી રોકડ નાણું જ મોકલવાનું પસંદ કરે.

**૧૨.** હવે એમ ધારો કે આયાત કરતાં વધારે માલ દેશમાંથી નિકાસ થયો છે, અને દેશમાં વધારે પૈસો આવવાનો છે. નિકાસ કરનારા વેપારીઓ પોતાનાં નિકાસનાં વિનિમયપત્રો બૅન્કોને વેચવા જશે તે વખતે બૅન્કો એ વિનિમયપત્રોમાં લખેલી રકમ કરતાં કાંઈક ઓછી રકમ નિકાસ કરનારા વેપારીને આપશે. નિકાસવેપારીઓને એટલી ખોટ ખાવી પડશે. પણ આ ખોટની રકમ રોકડ નાણાં મંગાવવામાં લાગતાં ખર્ચ કરતાં તો ઓછી જ રહેશે. કારણ ખોટ વધારે આવે એમ હોય તો નિકાસવેપારી પરદેશથી રોકડ નાણું મંગાવવાનું પસંદ કરશે.

**૧૩.** જુદા જુદા દેશનાં ચલણ જુદાં જુદાં હોય છે, તેને લીધે આ જાતની લેણદેણમાં બીજા પણ કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. હિંદુસ્તાન અને ઇંગ્લંડનાં ચલણ જુદાં છે ખરાં, પણ રૂપિયા અને પાઉંડનો ભાવ અથવા એ બે વચ્ચેના હૂંડિયામણનો દર કાયદાથી નક્કી કરવામાં આવેલો છે. પહેલાં ઘણાં વર્ષો સુધી ૧૬ પેન્સનો એક રૂપિયો એ દર ચાલુ રહ્યો. સને ૧૯૨૭ની સાલથી ૧૮ પેન્સનો એક રૂપિયો એ દર કાયદાથી નક્કી કરવામાં આવ્યો છે. એટલે ચલણના હૂંડિયામણને અંગે વિનિમયપત્રોના ભાવમાં ખાસ હેરફેર થતી નથી. તે જ પ્રમાણે જ્યાં બન્ને દેશોમાં શુદ્ધ સોનાચલણ હોય એટલે કે ચલણી નાણાંના બદલામાં એક સરખા નક્કી ભાવે શુદ્ધ સોનું મળી શકતું હોય ત્યાં પણ હૂંડિયામણના દરોની ઊથલપાથલ બહુ નથી થતી. ગયા મહાયુદ્ધ પહેલાં ઇંગ્લંડના એક પાઉંડનું ૧૧૩ ગ્રેન શુદ્ધ સોનું મળી શકતું. તે જ પ્રમાણે યુનાઇટેડ સ્ટેટ્સના ડૉલરનું ૨૩.૨૨ ગ્રેન શુદ્ધ સોનું મળી શકતું. એટલે એક પાઉંડ બરાબર ૪.૮૬ ડૉલર થતા. પાઉંડ–ડૉલરના આ ભાવને ટંકશાળી ભાવ (મિન્ટપાર એકસચેન્જ) કહેવામાં આવતો. ફ્રાન્સમાં જ્યારે શુદ્ધ સોનાચલણ હતું, ત્યારે એક પાઉંડનો ટંકશાળી ભાવ ૨૫.૨૨ ફ્રાન્ક એ પ્રમાણે મુકરર રહેતો.

**૧૪.** ઇંગ્લંડથી અમેરિકા અથવા અમેરિકાથી ઇંગ્લંડ સોનું મોકલવું હોય તો પૅકિંગ, આગબોટ ભાડું, વીમા ખર્ચ, વ્યાજખાધ એ બધા સાથે એક

પાઉંડ મોકલવાનું ખર્ચ .૦૩ ડૉલર આવે છે. તેથી લંડનનો આયાત કરનારો વેપારી જેને અમેરિકા પૈસા મોકલવાના હોય છે તે અમેરિકાનાં વિનિમયપત્રો ખરીદતી વખતે કદી ૪.૮૩ ડૉલરનો એક પાઉંડ એ કરતાં વધારે ભાવ આપશે નહિ. કારણ વિનિમયપત્ર જો એથી મોઘું મળે તો વિનિમયપત્ર ખરીદવાને બદલે પાઉંડ મોકલવાના દર પાઉંડે .૦૩ ડૉલર ખર્ચવા તે તૈયાર થશે. તે જ પ્રમાણે લંડનનો નિકાસ કરનારો વેપારી જેને અમેરિકાથી નાણાં લેવાનાં છે તે પોતાનું વિનિમયપત્ર ૪.૮૯ ડૉલરના એક પાઉંડ કરતાં સસ્તું વેચશે નહિ. કારણ તેથી ઓછો ભાવ લેવા કરતાં અમેરિકાથી ડૉલર મંગાવવામાં તેને લાભ છે. વિનિમયપત્રોની ખરીદવેચાણના ભાવના આ બે છેડા સોનું અથવા તો પાઉંડ કે ડૉલર મોકલવામાં થતાં ખર્ચની મર્યાદાથી અંકાયેલા છે. એ મર્યાદાને આપણે હૂંડિયામણની મર્યાદા કહીશું. અંગ્રેજીમાં આ બે છેડાને ગોલ્ડ અથવા સ્પીશી પૉઇન્ટસ કહે છે. જ્યારે માલની આયાત વધારે કરવામાં આવી હોય અને વધારે નાણાં અમેરિકા મોકલવાનાં હોય ત્યારે પાઉંડનો ભાવ ૪.૮૩ ડૉલર સુધી ઊતરે છે, તેને સુવર્ણનિકાસનો છેડો કહેવામાં આવે છે. અને અમેરિકાથી વધુ નાણાં ઇંગ્લંડ લાવવાનાં હોય ત્યારે પાઉંડનો ભાવ ૪.૮૯ ડૉલર સુધી ચઢે છે તેને સુવર્ણઆયાતનો છેડો કહેવામાં આવે છે. આપણા દેશમાં હૂંડિયામણની મર્યાદાના બે છેડા રૂપિયાના ૧૮$\frac{૩}{૧૬}$ પેન્સ અને ૧૭$\frac{૪૯}{૬૪}$ પેન્સ એ પ્રમાણે રહે છે.

**૧૫.** ડૉલર અને પાઉંડના તુલનાત્મક ભાવને 'ક્રૉસ રેટ' કહેવામાં આવે છે. બન્ને દેશના આયાત તથા નિકાસ વેપારના જથામાં થતા ફેરફારને પરિણામે આ ક્રૉસ રેટ વખતોવખત બદલાતો રહે છે. લંડનમાં વેચનારા માટે અમુક અને ખરીદનારા માટે અમુક ક્રૉસ રેટ તથા ન્યુયૉર્કમાં પણ વેચનારા માટે અમુક અને ખરીદનારા માટે અમુક ક્રૉસ રેટ એમ છાપામાં દરરોજ ક્રૉસ રેટ પ્રસિદ્ધ થાય છે. મુંબઈ અને લંડન તથા મુંબઈ અને ન્યુયૉર્કના રૂપિયા અને પાઉંડ વચ્ચેના અમુક પેન્સનો રૂપિયો એ પ્રમાણે અને રૂપિયા અને ડૉલર વચ્ચેના સો ડૉલરના અમુક રૂપિયા એ પ્રમાણે ક્રૉસ રેટ છાપામાં હમેશાં પ્રસિદ્ધ થાય છે. એમાં વખતોવખત જે તફાવત પડે તે અમુક દશાંશ કે બહુ નાના અપૂર્ણાંક જેટલો જ હોય છે.

**૧૬.** વિનિમયપત્રોનાં નાણાં તત્કાળ ભરપાઈ થવાનાં છે કે મોડાં તે મુજબ પણ તેના ભાવમાં ફેર પડે છે. ટેલિગ્રાફિક ટ્રાન્સફરના ભાવને 'કેબલ રેટ' કહેવામાં આવે છે. તે હમેશાં ઊંચા હોય છે. જે વિનિમયપત્રો ત્રણ મહિને પાકતાં હોય તેના ભાવ નીચામાં નીચા હોય છે. દર્શની અથવા ઓછી મુદતની હૂંડીઓના ભાવ તેની વચમાં રહે છે.

## ચલણની ખરીદશક્તિ ઉપરથી તેના મૂલ્યની સરખામણી

૧૭. પણ અત્યારે તો કોઈ દેશમાં સોના ચલણ કે રૂપા ચલણ ચાલતું જ નથી. ચલણી નોટોના બદલામાં સરકાર સોનું કે રૂપું આપવા બંધાતી નથી. પોતપોતાના દેશની સરકાર ઉપરના કેવળ વિશ્વાસને આધારે દરેક દેશમાં કાગદી નાણું ચાલે છે. આવા સંજોગોમાં એક દેશના ચલણની બીજા દેશના ચલણ સાથે ટંકશાળી ભાવે અથવા સોના રૂપાના બજાર ભાવે સરખામણી કરવાનો પ્રશ્ન જ રહેતો નથી. આવા પ્રસંગોમાં જુદા જુદા દેશ વચ્ચે લેણદેણની પતાવટ કયે ધોરણે કરવામાં આવે છે? એક દેશમાંથી ખરીદેલા માલ બદલ બીજા દેશે છેવટને સરવાળે તો નગદ સોનું કે રૂપું જ આપવાનું રહે છે પણ ખરીદીના સોદા તો ચાલુ ચલણના માપથી જ કરવા પડે છે. એટલે એક ચલણને બીજા ચલણ સાથે સરખાવવાનું કાંઈ માપ છે ખરું? દરેક દેશના ચલણની ખરીદશક્તિ કેટલી છે તે ઉપરથી આવી સરખામણીનું માપ કાઢવાનું નાણાંશાસ્ત્રીઓ સૂચવે છે અને મિત્રદેશો વચ્ચે આવી સરખામણીને ધોરણે વ્યવહાર પણ ચાલે છે. આ ધોરણને ચલણની ખરીદશક્તિની સરખામણીનું ધોરણ (પર્ચેઝિંગ પાવર પૅરિટી) કહેવામાં આવે છે. ધારો કે સો રૂપિયાની નોટ વડે આપણા દેશમાં દશ મણ ઘઉં ખરીદી શકાતા હોય, ઇંગ્લંડમાં દશ મણ ઘઉં ખરીદવા માટે પાંચ પાઉંડની નોટ આપવી પડતી હોય અને યુનાઇટેડ સ્ટેટ્સમાં દશ મણ ઘઉં ખરીદવા માટે વીસ ડૉલરની નોટ આપવી પડતી હોય તો સો રૂપિયા, પાંચ પાઉંડ અને વીસ ડૉલર એ ત્રણને આપણે સરખા મૂલ્યના ગણી શકીએ અને એ ધોરણે લેણદેણની પતાવટ માટે હૂંડિયામણનો દર નક્કી કરી શકાય. પણ આમ એક જ વસ્તુ ખરીદવાની શક્તિ ઉપરથી ચલણનું મૂલ્ય આંકવું એ બરાબર ન ગણાય. તેથી દરેક દેશની મુખ્ય વસ્તુઓના ભાવના આંક ઉપરથી તે તે દેશના ચલણની ખરીદશક્તિનું માપ કાઢવામાં આવે છે. જો કે ભાવના આંક ઉપરથી સરખામણી કરવામાં પૂરેપૂરી ચોકસાઈ હમેશાં જળવાતી નથી. કારણ જુદા જુદા દેશોએ પોતાના ભાવના આંક કાઢવા માટે લીધેલું આધારભૂત વર્ષ એક ન હોય, ભાવનો આંક કાઢવા માટે પસંદ કરેલી વસ્તુઓ જુદી જુદી હોય અને ભાવનો આંક કાઢવાની પદ્ધતિ પણ જુદા જુદાં દેશની જુદી જુદી હોય, એવું બનવાજોગ છે. આવી વિષમ પરિસ્થિતિમાં પણ નાણાંવટી બૅન્કો અનેક જાતની ગણતરીઓ કરીને જુદાં જુદાં ચલણ વચ્ચેના હૂંડિયામણના દર નક્કી કરે છે. અત્યારે પાઉન્ડ અને ડૉલર વચ્ચેનો ક્રૉસરેટ ૧=૪.૦૩ નો સ્થિર કરવામાં આવ્યો છે. અને ડૉલર અને રૂપિયા વચ્ચેનો ભાવ ૧૦૦=૩૩૦ ની આસપાસ ચાલે છે. પણ ચલણનું મૂલ્ય નક્કી કરવાનું કશું માપ હાથમાં ન જ આવે અને છતાં બે દેશે માલનો

અદલોબદલો કરવો જ હોય તો તે તે માલ માટેની તે તે દેશની ગરજ ઉપરથી બન્ને દેશોએ ચોખ્ખા વસ્તુવિનિમયના ધોરણ ઉપર જ કામ ચલાવવું પડે. જુદા જુદા દેશના વેપારીઓનાં પ્રતિનિધિ મંડળો એકબીજાને મળે અને ભેગા બેસીને નક્કી કરે કે એક દેશના અમુક માલના બદલામાં બીજા દેશે અમુક માલ આપવો.

૧૮. અત્યારે નાણાંના રૂપમાં કિંમત આંકીને જુદા જુદા દેશ વચ્ચે આયાત નિકાસનો વેપાર ચાલે છે. છતાં છેવટને સરવાળે તો એ વેપાર વસ્તુ-વિનિમયના સ્વરૂપનો જ બને છે. આપણે જે માલ આયાત કરીએ છીએ તેની કિંમત નાણાં આપીને ચૂકવતા નથી, પણ એ માલના બદલામાં નિકાસ માલ મોકલીને જ ચૂકવીએ છીએ. અથવા વેપાર સિવાયની બીજી લેણદેણો હોય તો તેને ગણતરીમાં લઈ જમા ઉધાર પાસાં સરખાં કરવા પ્રયત્ન કરીએ છીએ. પણ દર વર્ષે બન્ને પાસાં તંતોતંત સરખાં નથી થઈ શકતાં એટલે જે બાકી રહે એટલું તે દેશને દેવું રહે છે. અત્યાર સુધી આપણા દેશની એ દશા હતી.

# પ્રકરણ ૧૯મું
## તેજીમંદીની ઘટમાળ અને આર્થિક ઉત્પાતો

૧. આ પ્રકરણ કયા વિભાગમાં મૂકવું એ એક સવાલ છે. આપણે આ પ્રકરણમાં જોઈશું કે અમુક નિશ્ચિત સમયના ક્રમમાં ઉપરાઉપરી આવી પડતા આર્થિક ઉત્પાતોનું મૂળ અને મુખ્ય કારણ અત્યારની દોષયુક્ત ઉત્પાદન-પદ્ધતિ છે. એ રીતે આ પ્રકરણ ઉત્પાદન વિભાગમાં આવવું જોઈએ. પણ આ દોષયુક્ત ઉત્પાદનપદ્ધતિ શક્ય બને છે, તેનું કારણ અત્યારની શરાફી તથા ઉધાર-વ્યવહારની કરામતોથી કૃત્રિમ રીતે નાણાંનો જથો વધારવા ઘટાડવાની બૅન્કોની યુક્તિ પ્રયુક્તિઓ છે. તેથી અત્યારના નાણાંવ્યવહાર અને શરાફી વિષે જાણ્યા પહેલાં આ વિષયની ચર્ચા કરવાનું શક્ય નહોતું. તેથી આ વિભાગને અંતે આ પ્રકરણને જોડી દીધું છે.

૨. અત્યારનું અર્થતંત્ર ભારે અટપટું અને ગૂંચવણ ભરેલું થઈ પડયું છે. પણ તેને વગર અડચણે ચલાવવાની શક્તિ હજી માણસે કેળવી નથી. એટલે તંત્ર માણસના ગજા ઉપરાંતનું અને કાબૂ બહારનું થઈ પડયું છે. પરસ્પરવિરોધી હિતસંબંધ ધરાવતા ભિન્ન ભિન્ન વર્ગો અને રાષ્ટ્રોમાં વહેંચાઈ ગયેલો માનવસમાજ ભવિષ્યમાં પણ આવા જગદ્‌વ્યાપી અને ભારે અટપટા અર્થતંત્રને સહીસલામત ચલાવી શકશે કે કેમ એ એક મોટો કોયડો છે. ડાહ્યા માણસો તો કહે છે કે, આપણા આખા અર્થવ્યવહારને વિકેન્દ્રિત કરી નાખ્યા સિવાય દુનિયાને આર્થિક ઉત્પાતોની ઘટમાળમાંથી, તેમ જ વખતોવખત ફાટી નીકળતી યુદ્ધની જ્વાળાઓમાંથી ઊગરવાનો બીજો ઉપાય નથી.

### ઉદ્યોગધંધાની એક બીજા ઉપર અસર

૩. અત્યારના ઉત્પાદનમાં પાર વિનાની વસ્તુઓ, તે માટેની માંગ થયા પહેલાં, માંગ ઉત્પન્ન કરવાની અપેક્ષાએ તૈયાર કરવામાં આવે છે. માંગની અપેક્ષા દૂર દૂર પડેલાં અનેક ક્ષેત્રોમાંથી રાખવામાં આવે છે. તે માટે કલ્પેલાં ઘરાક પણ તરેહ તરેહનાં હોય છે. ફૅશનો તથા રહેણીની ઢબો અને ધોરણો છાશવારે અને કલ્પનામાં પણ ન આવે એવી મનસ્વી રીતે બદલાયાં કરે છે. ભૌગોલિક તથા ઔદ્યોગિક કાર્યવિભાગ એટલી હદે ખીલવવામાં આવ્યો છે કે, કેટલીક વાર તો એવું બને છે કે વપરાશની એક મામૂલી વસ્તુની બનાવટમાં આખી દુનિયાના ઉત્પાદકોએ કાંઈ ને કાંઈ ફાળો આપ્યો હોય એવું બને છે. આવી વ્યવસ્થામાં આખી સાંકળનો એક અંકોડો પણ નબળો હોય તો આખી સાંકળનું જોર ઓછું થઈ જાય છે. જેના વિના ચાલી ન શકે એવા

કાચા માલ માટે અથવા અડધા તૈયાર કરેલા માલ માટે આધુનિક સમાજ એટલો બધો વધારે પડતો પરસ્પરાવલંબી થઈ ગયો છે કે, તેનું એકાદ ચક્ર તૂટે તો એની અસર દૂર દૂરના ઘણા લોકો ઉપર થાય છે, એકાદ ધંધો આફતમાં આવી પડે તો તેની માઠી અસર અનેક ધંધા ઉપર થવા પામે છે. એક ધંધાની મંદી જોઈને બીજા ધંધાવાળાના દિલમાં પણ બીક પેસી જાય છે અને તેઓ પોતાનું કામકાજ સંકેલવા તરફ વલણ રાખે છે. તેની અસર એ ધંધાને લગતો કાચો માલ ઉત્પન્ન કરનાર ઉપર, તેને લગતા સંચા બનાવનાર ઉપર, વાહનવ્યવહારનું કામ કરનારા ઉપર, સામાન્ય મજૂરો અને પરચૂરણ દુકાનદારો ઉપર, એમ અનેક ઉપર પડે છે.

૪. જેમ એકાદ ધંધામાં મંદી આવે તેની અસર બીજા ઘણા ધંધા ઉપર પડે છે, તેમ જ એકાદ ધંધામાં તેજી આવે તેની અસર પણ બીજા અનેક ધંધા ઉપર પડે છે. કોઈ પણ એક વસ્તુ માટેની માંગ વધી પડે તો એ વસ્તુની બનાવટમાં જરૂરી એવી બીજી બધી વસ્તુઓની માંગમાં પણ વધારો થાય છે. ધારો કે કાપડની માંગમાં વધારો થાય તો વણકરોનો ધંધો જોરમાં ચાલે, કાંતનારાઓને તથા પીંજનારાઓને ખૂબ કામ મળવા માંડે, એટલું જ નહિ પણ રૂ વધારે જોઈએ એટલે કપાસની ખેતીમાં પણ વધારો થાય. અને યંત્રોત્પાદનમાં તો કાપડની મિલ માટેની મશીનરીની માંગ વધે, મિલ માટેનાં મકાનની માંગ વધે, મજૂરો માટેનાં રહેવાનાં ઘરની માંગ વધે, અને મજૂરોને વધારે રોજી મળે એટલે તેઓ બીજી પણ અનેક વસ્તુઓ વધારે પ્રમાણમાં વાપરે. આમ અનેક ધંધામાં તેજી આવે.

## ઉત્પાદનનો લાંબો ક્રમ

૫. અત્યારના યંત્ર ઉત્પાદનનો ક્રમ બહુ લાંબો છે. એટલો લાંબો છે કે, તેની સાંકળના એક છેડેના અંકોડા ઘસાઈને તૂટી પણ જવા આવ્યા હોય ત્યારે બીજા છેડાના અંકાડા તો તૈયાર થતા હોય છે. આપણે કાપડના ઉત્પાદનનો જ દાખલો લઈએ. કાપડની માંગ વધે એટલે તુરતાતુરત નવું કાપડ તૈયાર કરીને બજારમાં મૂકી શકાતું નથી. તેથી કાપડના ભાવ વધે છે. અને કાપડના ઉદ્યોગમાં વધુ નફો થતો જોઈ ઉદ્યોગપતિઓ અને નાણાંપતિઓ એ ઉદ્યોગમાં પોતાની મૂડી રોકવા પ્રેરાય છે. તેઓ નવી મિલો ઊભી કરવા માંડે છે. બધી મિલો કાંઈ એક સાથે ઊભી થતી નથી. કોઈ વહેલો જાગે, કોઈ મોડો જાગે. જૂની મિલોવાળાને તો ધૂમ નફો થવા જ માંડે છે, અને નવા માણસો પણ જેઓ વહેલા ક્ષેત્રમાં આવે તેમને સારો નફો મળે છે. નવી મિલો ઊભી થવા માંડે એટલે તેને લગતી મશીનરી બનાવનારા પણ પોતાનાં કારખાનાં વધારવા માંડે છે. એમાં પણ જૂનાઓને તથા જેઓ વહેલા જાગ્યા હોય તેમને સારો લાભ

મળે છે. પણ નવી મિલો ઊભી કરવી, તેને લગતી મશીનરીનાં કારખાનાંમાં વધારા કરવા એ બધું કાંઈ એક દિવસમાં બનતું નથી. એમાં મહિના નહિ પણ વરસો લાગે છે, એટલે એવું પણ બનવા પામે છે કે, એક છેડે કાપડની મિલની નવી મશીનરી બનાવવા માટે તૈયારી થતી હોય ત્યારે બીજે છેડે કાપડની માંગ ઘટી પણ જવા માંડી હોય. કારણ કોઈ પણ વસ્તુની માંગ એક સરખી ચાલુ તો રહી જ શકતી નથી. દુકાળ પડે, રેલ આવે, ભૂકંપ થાય, રોગચાળા ફાટી નીકળે, લડાઈ સળગી ઊઠે એમ અનેક અણધારી આફતો આવી પડે છે. આમ કોઈ પણ કારણસર કાપડની માંગ ઘટી જવા પામે એટલે કાપડના ઉદ્યોગને અંગે જેમણે પોતાના ધંધા વધારી દીધા હોય — મશીનરીવાળા નવા સંચા બનાવવા મંડ્યા હોય, મિલો માટે નવાં મકાનો બંધાતાં હોય, મકાનોના બાંધકામ માટે ઈંટો સીમેન્ટ વગેરેના ધંધા વધ્યા હોય, ખેડૂતોએ કપાસની ખેતી વધારી દીધી હોય, રેલવેવાળાઓએ વાહનવ્યવસ્થા વધારી મૂકી હોય, અને તે માટેનો સરસામાન બનાવનારાં કારખાનાં ચાલુ થયાં હોય, એ બધાના ધંધામાં મંદી આવે છે, એટલું જ નહિ પણ કેટલાક તો સાવ પાયમાલ થઈ જાય છે. અનેક પેઢીઓ ભાંગે છે અને લિમિટેડ કંપનીઓ ફડચામાં જાય છે. આમ તેજી પછી મંદીનું મોજું ફરી વળે છે.

૬. પણ આવી મંદી કાંઈ કાયમ ચાલતી નથી. અમુક વખત પછી લોકોનાં દિલ થાળે પડવા માંડે છે. બજારમાં પણ વિશ્વાસનું વાતાવરણ જામતું જાય છે. ફડચામાં ગયેલી કંપનીઓ આખી અથવા તેનો માલ છૂટક છૂટક વેચાવા માંડે છે. જેમની પાસે નાણાં હોય છે તેઓ આવી કંપનીઓ અથવા તેનો સરસામાન બહુ ઓછા દામે ખરીદી લે છે, એટલે ઓછા મૂડીરોકાણથી તેઓ પોતાનું ઉત્પાદન ચલાવી શકે છે. મંદીને કારણે મજૂરો બેકાર પડ્યા હોય છે અને મજૂરીના દર પણ સસ્તા થઈ ગયા હોય છે એટલે તેમને મજૂરી ખર્ચ પણ ઓછું લાગે છે. આમ ઉત્પાદન-ખર્ચ ઓછું આવવાથી એ ધંધો પાછો પગભર થાય છે. અને એક ધંધો પગભર થવા માંડે એટલે તેની અસર બીજા ધંધાઓ ઉપર પણ પડે છે. ફરી પાછા બધા વેપારધંધા તેજી તરફ જવા માંડે છે. આમ મંદી પછી તેજી અને તેજી પછી મંદી, એમ તેજીમંદીની ઘટમાળ ચાલ્યાં કરે છે.

### તેજીમંદીનું નિયમિત પુનરાવર્તન

૭. આવી તેજીમંદીનો છેલ્લાં દોઢસો વર્ષનો ઈતિહાસ તપાસીને યુરોપના અર્થશાસ્ત્રીઓએ એવું અનુમાન કાઢ્યું છે કે, તેજીમંદીની ઘટમાળ અમુક નિયમિત ક્રમમાં આવ્યાં કરે છે. મંદીના વખતમાં વેપારધંધા ધબ થઈ જાય છે અને બેકારી પ્રવર્તે છે. તેમાંથી જેમની પાસે રોકડ નાણાં હોય છે તેઓ ધીમે ધીમે હિંમત કરી ધંધા ફરી ચાલુ કરવા માંડે છે, અને 'સારો વખત'

આવવા માંડે છે, ભાવ વધતા જાય છે, નફાનું પ્રમાણ પણ કાંઈક વધવા માંડે છે, અને ઉત્પાદન વધારવા તરફ પ્રવૃત્તિ ચાલે છે. કાચા માલના તથા લોઢું અને કોલસા જેવી પાયાની વસ્તુઓના ભાવ ઉપર બજારની અસર તરત થાય છે. બજારભાવ વધવાની સાથે જ તેના ભાવમાં પણ વધારો થવા માંડે છે. પણ મજૂરીના અને વ્યાજના દર ઝટ વધતા નથી. એટલે મંદી પછી સાહસિક યોજકોને ઓછે વ્યાજે લીધેલી મૂડી ઉપર નવા ધંધા ખીલવવાની બહુ અનુકૂળતા મળી જાય છે. મજૂરીના દર પણ ઓછા હોવાથી તેમને ઉત્પાદન ખર્ચ ઓછું આવે છે. વધતા જતા ઉદ્યોગધંધાની જરૂરિયાતોને પહોંચી વળવા બૅન્કો પોતાની ધીર વધારતી જાય છે. 'સારા વખત'નો લાભ લઈ લેવા સૌ ઉત્સુક બની જાય છે.

૮. પણ આ 'સારા વખત'માંથી જ એને વધુ સારો વખત બનતો રોકતા અંકુશો પેદા થાય છે. વધતા જતા નફા જોઈને મજૂરો મજૂરીના દરમાં વધારાની માગણી કરે છે, અને તેમના દર વધારવા પડે છે. એટલું જ નહિ પણ ઉત્પાદન વધારવા માટે મજૂરો પાસેથી ખાસ વધારે દર આપીને ફાજલ વખતમાં કામ લેવામાં આવે છે, અને અણઘડ મજૂરોને પણ રોકી લેવામાં આવે છે. એટલે ઉત્પાદન ખર્ચ વધવા માંડે છે. કાચા માલના ભાવ તો વધી જ ગયા હોય છે. મજૂરીના દરની સાથે વ્યાજના દર પણ વધવા લાગ્યા હોય છે. પરિણામે નફાનું પ્રમાણ ઘટી જાય છે, અને તેજીનો અંત આવવા માંડે છે. સામાન્ય રીતે કાંઈક મોટી આકસ્મિક ઘટના બને ત્યારે લોકોમાં ભય અને અધીરાઈની લાગણી ફેલાઈ જાય છે અને તે વખતે એકદમ મંદીનું મોજું ફરી વળે છે. ઉપર કહી ગયા તેમ અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિને લીધે પાક નિષ્ફળ જાય, મોટો ભૂકંપ થાય, ભારે રેલ આવે, આખા પ્રદેશ ઉપર મોટું વાવાઝોડું ફરી વળે, રોગચાળો ફાટી નીકળે, અથવા લડાઈ સળગી ઊઠે ત્યારે મોટા મોટા વેપારીઓ અને ઉદ્યોગપતિઓને તેમના ધારેલા નફા કાં તો નથી મળતા, કાં તો અણધાર્યા મોટા નફા મળી જાય છે. ત્યારે પણ આવા આર્થિક ઉત્પાત મચે છે.

૯. જેમ સારો વખત અથવા તેજી તેને રોકનારા અંકુશોનાં બીજ પોતાના ગર્ભમાં લઈને આવે છે તેવું જ મંદીનું પણ છે. મંદી પણ એને દૂર કરનારા સંજોગોનાં બીજ લઈને જ અવતરે છે. મંદીના વખતમાં મજૂરીના તથા વ્યાજના દર ઘટી જાય છે. મજૂરોમાં બેકારી પ્રવર્તે છે એટલે અણઘડ અને અકુશળ મજૂરો કારખાનાંમાંથી ચળાઈ જાય છે. વળી ઉત્પાદનની સરહદ ઉપર કામ કરતાં નબળાં પોચાં કારખાનાં બંધ પડી જાય છે. એટલે ઉત્પાદન ખર્ચ ઘટવા માંડે છે અને તે જેમ જેમ બજાર ભાવની વધુને વધુ નીચે આવતું જાય છે તેમ તેમ નફાનું પ્રમાણ વધતું જાય છે. આખી ઘટમાળ

આ પ્રમાણે ચાલ્યા કરે છે. સમતોલપણું અને સ્થિરતા — નવા નવા સુધારા — વધતી જતી હિંમત — નાણાંની છૂટ અને હળવું વ્યાજ — જાહોજલાલી — તેજીનો ઉન્માદ — ગજા ઉપરવટનાં સાહસો અને પરપોટા કંપનીઓ — આંચકા લાગવાની શરૂઆત — નાણાંની ભીડ અને ભારે વ્યાજ — ઉત્પાદનખર્ચમાં વધારો અને નફા બંધ — વેપારરોજગારમાં મંદી — નબળી પોચી પેઢીઓ અને કરાખાનાં ફડચામાં — મજૂરોમાં બેકારી અને સસ્તી મજૂરી — ઓછા ખર્ચે ઉત્પાદનની શકયતા — બજારમાં વિશ્વાસનું વાતાવરણ — ફરી પાછું સમતોલપણું અને આગળનો ક્રમ. આમ ચાલ્યાં જ કરે છે.

### છેલ્લા આર્થિક ઉત્પાતો

૧૦. એમ કહેવામાં આવે છે કે જાહોજલાલી અને પાયમાલીની આ ઘટમાળનો કાળ નિયમિત રીતે સાતથી દસ વરસનો હોય છે. તેજીમંદીની ઘટમાળના સને ૧૮૧૪થી આજ સુધીના ઇંગ્લંડના ઇતિહાસ ઉપરથી આ અનુમાન તારવી કાઢવામાં આવ્યું છે. આપણે એટલી વિગતોમાં ન ઊતરતાં આપણા દેશનો જ તદ્દન આધુનિક ઇતિહાસ જોઈએ તો તે ઉપરથી પણ આ વસ્તુ પ્રતીત થાય છે. સને ૧૯૧૪થી ૧૯૧૮નું મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાં ૧૯૧૩-૧૪માં આપણા દેશમાં એક મોટો આર્થિક ઉત્પાત થયો હતો અને તે વખતે ઘણી બૅન્કો અને મિલો ફડચામાં ગઈ હતી. એ આર્થિક ઉત્પાત જગદ્વ્યાપી હતો અને લંડનનું નાણાં બજાર પણ ભારે ડામાડોળ હાલતમાં આવી પડ્યું હતું. શૅર અને સ્ટૉક એક્સચેન્જ તથા બૅન્કો કેટલાયે દિવસ સુધી બંધ રાખવામાં આવ્યાં હતાં, શૅર અને સ્ટૉક બજાર એટલા માટે બંધ રાખવામાં આવ્યાં હતાં કે લોકો પોતાની જામીનગીરીઓ વેચી નાખવા પડાપડી કરતા અટકે, અને બૅન્કો એટલા માટે બંધ રાખવામાં આવી હતી કે લોકો તેના ઉપર દરોડા ન પાડે. વળી બૅન્કનો વ્યાજનો દર વધારીને દસ ટકા જેટલો કરી નાખવામાં આવ્યો હતો જેથી લોકો બૅન્ક પાસે લોનો લેવા આવે નહિ. યુદ્ધ ફાટી નીકળ્યા પછી મંદી ઘટવા લાગી. યુદ્ધને કારણે નવા નવા ધંધારોજગાર જાગ્યા, મિલો અને કારખાનાં ધમધોકાર ચાલવા લાગ્યાં. લોકો ઠીક ઠીક કમાવા લાગ્યા, સરકારે ચલણમાં ફુગાવો કરવા માંડ્યો – જોકે આ વખતના યુદ્ધ કરતાં તો ઘણો ઓછો. અને સુલેહ થયા પછી પાછા ફરેલા સિપાહીઓ નાણાં છૂટથી વાપરવા લાગ્યા. આ બધાને પરિણામે ભાવ ઊછળવા લાગ્યા. સને ૧૯૨૦માં દુનિયાભરમાં તેજી ટોચ પર પહોંચી. ૧૯૧૪ના જુલાઈના ભાવના આંકની સરખામણીમાં ૧૯૨૦ના માર્ચના ભાવનો આંક ૨૬૩ ટકા વધુ ઊંચો હતો. મધ્ય યુરોપના હારેલા દેશોમાં તો ચલણના ફુગાવાનો આડો આંક વળી ગયો અને ત્યાં આખી અર્થવ્યવસ્થા તૂટી પડી.

૧૧. પછી ઇંગ્લંડે અને અમેરિકાએ ચલણનો સંકોચ કરવાની નીતિ શરૂ કરી એટલે ભાવ બેસવા લાગ્યા. ભાવ વધુ બેસશે એ આશાએ લોકોએ ખરીદી કરવાનું મુલતવી રાખવા માંડ્યું. તેમાં વળી જર્મની પાસેથી દંડના બદલામાં પુષ્કળ માલ મિત્રરાજ્યો પાસે આવવા લાગ્યો એટલે મિત્ર રાજ્યોના ઉત્પાદકોની સ્થિતિ મુશ્કેલ બની. ૧૯૨૧ના ડિસેમ્બરમાં યુદ્ધપૂર્વના ભાવના આંક કરતાં માત્ર ૮૨ ટકા જેટલો જ ભાવના આંકમાં વધારો રહ્યો. ૧૯૨૪ પછી સ્થિરતા આવવા માંડી, પણ ૧૯૨૯માં આખી દુનિયામાં જબરદસ્ત મંદીનું મોજું ફરી વળ્યું. આ મંદી લગભગ ૧૯૩૫ સુધી ચાલી. ફરી પાછી સ્થિરતા આવી. આ વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં ચલણનો ફુગાવો થયો. અને તેજી આવી તે સ્થિતિમાં આજે આપણે છીએ. યુદ્ધ બંધ થઈ ગયું છે, એટલે હવે પાછી કકડભૂસની આગાહી થઈ રહી છે.

## આર્થિક ઉત્પાતના ખુલાસા

૧૨. સામાન્ય લોકો તેજીમંદીની આ નિયમસર ચાલતી ઘટમાળને કેવળ આકસ્મિક ગણે છે. પણ અર્થશાસ્ત્રીઓ તો તેના ચોક્કસ ખુલાસા રજૂ કરે છે. જો કે તેમનામાં એ વિષે ભિન્ન ભિન્ન મતો પ્રવર્તે છે અને એ બાબતમાં જુદા જુદા વાદ અથવા ખુલાસા રજૂ કરવામાં આવે છે. તેમાંના મુખ્ય મુખ્યની આપણે અહીં નોંધ કરીશું.

## કુદરતી આફતો

૧૩. જૂના અર્થશાસ્ત્રીઓએ તો આ આર્થિક ઉત્પાતોનું મુખ્ય કારણ કુદરતી આફતો જ માન્યું છે. કાચા માલ વિના કશા ઉદ્યોગધંધા ચાલી શકે નહિ અને અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, ભૂકંપ, રેલ કે વાવાઝોડા જેવી કુદરતી આફતને કારણે પાકને નુકસાન થાય અથવા પાક નિષ્ફળ જાય એટલે તે માલ ઉપર આધાર રાખતા ઉદ્યોગધંધાને ધક્કો લાગે. ધારો કે કોઈ કારણસર આપણા દેશમાં અનાજ ઓછું પાકે અથવા અમેરિકાના કપાસના પાક ઉપર આફત આવે તો સ્વાભાવિક રીતે જ તેની અસર ઇંગ્લંડના ઉદ્યોગધંધા ઉપર થાય. રૂની અછતને કારણે ઇંગ્લંડને કાપડનો માલ બનાવવામાં મુશ્કેલી આવે. વળી હિંદુસ્તાનમાં અનાજ ઓછું પાકયું હોય એટલે હિંદુસ્તાનનો ખેડૂત ઇંગ્લંડનો જે કાંઈ માલ ખરીદતો હોય તે ન ખરીદી શકે અને એ રીતે પણ ઇંગ્લંડના કેટલાયે ઉદ્યોગને ધક્કો પહોંચે. એક દેશ ઉપર અથવા એક વર્ગ ઉપર આફત આવી પડે તેની આર્થિક અસર બીજા દેશ અને બીજા વર્ગ ઉપર થાય જ છે.

૧૪. કુદરતી આફતોને કારણે આર્થિક ક્ષેત્રમાં ઉત્પાત મચે અને મંદી આવે એ તો બરાબર સમજી શકાય એવું છે. પણ તેજીમંદીની ઘટમાળ જાણે નિયમસર ચાલ્યાં કરે છે અને આર્થિક ઉત્પાતો અમુક મુકરર વર્ષને અંતરે

આવીને ઊભા રહે છે તેનો ખુલાસો કુદરતી આફતોવાળા કારણોમાંથી મળી શકતો નથી. કારણ કુદરતી આફતો કાંઈ બરાબર નિયમસર આવે એવું ન બને. જો કે કુદરતી આફતો પણ અમુક ક્રમમાં જ આવે છે, એવું પ્રતિપાદન કરવા સૂર્યના પડ ઉપર અમુક મુકરર વર્ષને અંતરે વધારે ડાઘા દેખાય છે અને તેની હાનિકારક અસર હિંદુસ્તાનના ચોમાસા ઉપર તથા આખી દુનિયાની ખેતી ઉપર થાય છે એવો એક વાદ રજૂ કરવામાં આવ્યો હતો. સૂર્યના પડ ઉપર વધારે ડાઘા હોય ત્યારે પૃથ્વીને ઓછી ગરમી મળે અને તેથી પાકના જથાને તેમ જ પાકના ગુણને હાનિ પહોંચે એમ કહેવામાં આવતું. આધુનિક વૈજ્ઞાનિકો સૂર્ય ઉપરના ડાઘાવાળી વાતને તો એટલું વજૂદ નથી આપતા પણ પૃથ્વી ઉપરના હવામાનમાં અમુક નક્કી કાળને અંતરે ફેરફાર થાય છે અને તેની અસર ખેતી ઉપર અને તેને લઈને બીજા ઉદ્યોગધંધા ઉપર પણ થાય છે એમ માને છે ખરા. એટલે, આ કારણ આર્થિક ઉત્પાતોનાં ઘણાં કારણોમાંનું એક કારણ ગણી શકાય ખરું.

### ઉત્પાદનની મૂડીશાહી રચના

૧૯. પણ આ ઉત્પાતોનું મોટું કારણ તો ઉત્પાદનની મૂડીશાહી રચના જ છે. યંત્રોત્પાદનની પદ્ધતિમાં ઘરાકને વાપરવા લાયક માલ તૈયાર થઈને બજારમાં આવે તેની અને એ માલ જેમાંથી તૈયાર થાય છે એ કાચા માલની વચ્ચે જે ઉત્પાદનની ક્રિયાઓ કરવામાં આવે છે તેનો ક્રમ દિનપ્રતિદિન વધુને વધુ લાંબો બનતો જાય છે, અને ઉત્પાદનનાં સાધનોનો ખટાટોપ વધતો જતો હોવાથી વધુને વધુ મૂડીની જરૂર પડે છે.

૧૬. ગ્રામઉદ્યોગની પદ્ધતિમાં કાચા માલ અને તૈયાર માલની વચ્ચે એવું ભારે અંતર નથી હોતું. ઘણી વાર તો એવું બને છે કે, કાચો માલ પકવનાર જ તેના ઉપર બધી ક્રિયાઓ કરી તૈયાર માલ બનાવે છે. વળી તે માટેનાં સાધનો પણ ઘરેલુ અથવા ગામડામાં સહેજે, ઓછા વખતમાં અને ઓછા ખરચે બની શકે તેવાં હોય છે. જ્યારે યંત્રોત્પાદનમાં તો વચમાંની એક એક ક્રિયા માટે મોટાં કારખાનાં હોય છે. કેટલાંક કારખાનાં છેવટનો તૈયાર માલ જ બનાવે, કેટલાંક કારખાનાં છેલ્લી સ્થિતિ પહેલાંની ક્રિયા કરનારાં હોય, કેટલાંક વળી તેની પહેલાંની ક્રિયા માટે હોય, કેટલાંક તે માટેનાં ઓજારો બનાવનારાં હોય, કેટલાંક તે માટેના સંચા બનાવનારાં હોય, કેટલાંક કાચો માલ જ પૂરો પાડનારાં હોય. વળી આ બધી ક્રિયાઓ જુદી જુદી જગ્યાએ — એકબીજાથી બહુ દૂર દૂરની જગ્યાએ થતી હોવાથી રેલવે, સ્ટીમરો વગેરે વાહનવ્યવસ્થાનું પણ મોટું તંત્ર ઊભું કરવું પડે છે. કારખાનાં માટે મોટાં મકાનો બાંધવાં

પડે છે અને મજૂરોને રહેવા માટેનાં મકાનોની વ્યવસ્થા પણ કરવી પડે છે. કાચા માલ અને તૈયાર માલ વચ્ચેની આ બધી વચલી ક્રિયાઓમાં બહુ મોટી મૂડીની જરૂર પડે છે. ઉપભોગયોગ્ય માલના એક ઘટક ઉપર એક તરફથી કાચા માલની કિંમત અને માણસની મજૂરી તથા બીજી તરફથી યંત્રો, ઓજારો, મકાનો, વાહનવ્યવસ્થા વગેરે ઉત્પાદનનાં સાધનો માટેની મૂડી–એ બેની કિંમત સરખાવીએ તો પેલી મૂડીના ટકા કેટલા વધારે છે તેનો ખ્યાલ આવે છે. જેમ જેમ યંત્રઉદ્યોગની ખિલવણી થતી જાય છે તેમ તેમ ઉપભોગ યોગ્ય માલમાં જેટલા ટકાનો વધારો થાય છે તે કરતાં તે બનાવવા માટે જોઈતી મૂડીના ટકામાં ઘણો મોટો વધારો કરવો પડે છે. તેથી જ આ પ્રકારના ઉત્પાદનને ઉત્પાદનની મૂડીશાહી રચના એવું નામ આપ્યું છે.

૧૭. આવી રીતની વધારાની મૂડી માટે સમાજની કુલ વાર્ષિક આવકમાંથી વધુ પ્રમાણમાં બચત થવી જોઈએ. મિલો અને કારખાનાંની પેદાશમાંથી મજૂરોના હિસ્સામાં આવતું પ્રમાણ બહુ નાનું હોય છે. તેજીના અથવા જાહોજલાલીના વખતમાં જે કાંઈ વધારે આવક થાય તેમાંથી મજૂરોના હાથમાં પ્રમાણમાં બહુ ઓછી આવે છે. અને તેજીના વખતમાં મોંઘવારી હોય એટલે તે બચત તો કરી જ શકતો નથી. વધારાની આવકનો બહુ મોટો ભાગ તો ઉદ્યોગપતિઓ અને તેમના મળતિયાઓ પાસે જ જાય છે, અને તેઓ જ મોટી બચતો કરી શકે છે. તે બચત તેઓ નવાં સાહસો ઉપાડવામાં રોકે છે. આને પરિણામે એક મોટી વિષમતા ઊભી થાય છે. નવાં નવાં કારખાનાં હસ્તીમાં આવવાને લીધે ઉપભોગયોગ્ય સંપત્તિનું ઉત્પાદન વધી પડે છે. ત્યારે બીજી તરફથી અત્યારની અન્યાયી આર્થિક અસમાનતાને કારણે કુલ સંપત્તિનો બહુ મોટો જથો થોડા માણસો પાસે રહેતો હોવાથી બહુજનસમાજ પાસે એ વધારાનો માલ ખરીદવાની શક્તિ હોતી નથી. સમાજની ખરી જરૂરિયાત કરતાં વધારે કારખાનાં હસ્તીમાં આવે છે અને જેટલા પ્રમાણમાં માલ ઉત્પન્ન થાય તેટલા પ્રમાણમાં માલ ખપતો નથી એટલે માલના ભાવ બેસવા માંડે છે, અને મંદી આવે છે. આપણે ઉપર વર્ણવી ગયા તેમ એ ચક્ર ફરતું ફરતું પાછું તેજી ઉપર આવે છે. પણ આમ કાંઈ નિરંતર ચાલ્યાં કરે નહિ. એ ચક્ર વહેલું મોડું ખોટકાઈને ઊભું જ રહેવું જોઈએ. પણ અત્યાર સુધી એ ચક્ર ખોટકાઈ પડયું નથી, તેનાં કારણો એ છે કે નવા નવા પ્રદેશોની શોધ થઈ, ત્યાં નવી વસાહતો સ્થપાઈ, એ પ્રદેશના અસલ વતનીઓને આધુનિક સુધારાના પાશમાં સપડાવવામાં આવ્યા, હિંદુસ્તાન તથા ચીન જેવા પ્રાચીન દેશોના ગ્રામઉદ્યોગો તોડી પાડી ત્યાં પણ પશ્ચિમના દેશોએ પોતાનાં બજાર ઊભાં કર્યાં — આ બધાં કારણોને લીધે પશ્ચિમના દેશોના યંત્રઉદ્યોગ મારફત થતા વધારાના ઉત્પાદનને

માટે અવકાશ મળ્યાં કર્યો. એમનો વધારાનો માલ આ નવાં બજારોમાં ખપવા માંડ્યો. પણ હવે નવા પ્રદેશોની શોધની તેમ જ પ્રાચીન દેશોનાં બજારો કબજે કરવાની હદ આવી ગઈ છે અને તેથી એક પ્રકારની આર્થિક મડાગાંઠ જ ઊભી થઈ છે. ગયું મહાયુદ્ધ અને હમણાં જ પૂરું થયેલું આ વિશ્વયુદ્ધ એ મડાગાંઠમાંથી છૂટવાના પશ્ચિમની પ્રજાઓના ધમપછાડા જ હતા. અને હજી કોકડું ઊકલ્યું તો છે જ નહિ. એટલે અત્યારે થનારી સુલેહમાં ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહ્યા છે.

## શરાફી નાણાંની કરામત

૧૮. વપરાશનો માલ બનાવવાની પૂર્વ તૈયારીરૂપ ઉત્પાદનનાં અનેક પ્રકારનાં સાધનો બનાવનારાં કારખાનાં વગેરે માટે બધાની જ પાસે રોકડ નાણાંની બચત હોવી એ કાંઈ આવશ્યક નથી. આવાં સાહસ ઉપાડનારા યોજકોને નાણાં વ્યાજે મળે તો પણ એમનું કામ ચાલે છે. વળી લોકોની બચતો પોતાને ત્યાં થાપણો તરીકે આવે એટલાં જ નાણાં ધીરીને બૅન્કો કાંઈ બેસી રહેતી નથી. બૅન્કો પાસે આંટ ઉપર નવાં નાણાં નિપજાવવાની પણ કરામત છે તે આપણે જોઈ ગયા છીએ. કોઈ પણ સાહસમાં પોતાને જેટલા ટકા નફો થવાની આશા હોય તે કરતાં ઓછા દરે નાણાં મળે તો યોજકો તો સાહસ ઉપાડવા તૈયાર જ હોય છે. મજૂરીની બચત થાય એવાં નવાં નવાં યંત્રો શોધી તે બનાવવાનાં કારખાનાં તેઓ ઊભાં કરવા તૈયાર હોય છે, રેલવે સ્ટીમ એન્જીનથી ચાલતી હોય તેને વીજળીનાં એન્જીનથી ચાલતી બનાવે, જ્યાં વીજળી અને ગૅસની સગવડ ન હોય ત્યાં તે પૂરાં પાડવાની યોજના કરે, વીજળી ઉત્પન્ન કરવાની રચનાઓ કરે, આવી અનેક યોજનાઓ અને સાહસો ઉપાડવા તેઓ તૈયાર હોય છે. એ બધામાં અંતિમ ઉદ્દેશ તો વપરાશનો માલ અને સુખસગવડ માટેનાં સાધનો વધુ પ્રમાણમાં પેદા કરવાનો જ હોય છે. પણ આવાં બધાં સાધનો દ્વારા વપરાશનો માલ પેદા થવા માંડે તે પહેલાં પોતાની પાસેનાં અથવા બૅન્કો મારફત મળેલાં નાણાંથી આ સાહસો શરૂ થઈ ગયેલાં હોવાને લીધે વપરાશના માલના ભાવ વધે છે અને એના કારખાનાંદારોને મોટા નફા થવા માંડે છે. આ જોઈને વપરાશ માટેનો તૈયાર માલ બનતાં પહેલાંની ક્રિયાઓ માટેના કારખાનાંદારોનો ઉત્સાહ વધે છે અને એવાં કારખાનાંની સંખ્યા પણ વધવા માંડે છે. વ્યાજના દર કંઈક ચઢાવવાની જરૂર પડે તો ચઢાવીને પણ બૅન્કો નાણાં ધીરવાની જોગવાઈ તો કરે જ છે. અલબત્ત આ બધાં નાણાં કૃત્રિમ રીતે ઊભાં કરેલાં શરાફી નાણાં જ હોય છે. એટલે નાણાંના જથામાં ફુગાવો થવા માંડે છે અને જેમ જેમ નાણાંનો ફુગાવો થાય તેમ તેમ બજારભાવ ચઢતા જાય છે. ભાવ હમેશાં વધતા જ જતા

હોઈ વેપારીઓ ભવિષ્યમાં વેચવા માટે માલ ખરીદવા માંડે છે, અથવા પોતાની પાસે હોય તો સંઘરી રાખે છે. અને તે માટે નાણાં લેવા તેઓ બેન્કો પાસે જાય છે. બેન્કો આવી રીતે નાણાં ધીરીને બજારમાં નાણાંના જથામાં જેટલો વધારો કરે તેના પ્રમાણમાં માલનું ઉત્પાદન પણ વધતું જતું હોય તો તો કશો વાંધો આવે નહિ. પણ બેન્કો જેટલી સહેલાઈથી નાણાંનો જથો વધારી શકે છે તેટલી સહેલાઈથી કાંઈ માલનું ઉત્પાદન વધતું નથી, એટલે પછી બજારમાં ખરા માલની લેવેચ થવાને બદલે સટ્ટા ખેલાવા માંડે છે. અને બજાર સટ્ટા ઉપર ચડે એટલે સ્વાભાવિક રીતે જ બેન્કો નાણાં વધુ ધીરવાની બાબતમાં સાવધાન થઈ જાય છે. તેઓ વ્યાજના દર વધારી દે છે. અને વ્યાજના તેમ જ મજૂરીના દરમાં વધારો થતાં ઉત્પાદન ખર્ચ વધી જાય છે; તેની અસર વપરાશનો માલ બનાવવામાં અને ઉત્પાદનની સરહદ ઉપર કામ કરનારાં નબળાંપોચાં કારખાનાં ઉપર વહેલી થવા માંડે છે. એવાં કારખાનાં ભાંગવા માંડે તેનો ધક્કો યંત્રો બનાવનારાં કારખાનાં ઉપર, બાંધકામનો સામાન તૈયાર કરનારાં કારખાનાં ઉપર તથા રેલવેઓ અને તેને લગતો સરસામાન બનાવનારાં બધાં કારખાનાં ઉપર થાય છે. કેટલાંક કારખાનાં તો અડધાં ઊભાં થયાં હોય પણ તેમને નાણાં ન મળે એટલે અધવચમાં તે બંધ કરવાં પડે છે. આમાંથી આર્થિક ઉત્પાતની અથવા કટોકટીની સ્થિતિ આવે છે.

### ભૂલો શાથી થાય છે

૧૯. અહીં સવાલ એ ઊભો થાય છે કે બેન્કોની ધીરને લીધે એટલે કે વ્યાજના કુદરતી અથવા સમતોલ દર* કરતાં પણ ઓછે દરે નાણાં ધીરવાની તેની પ્રવૃત્તિને લીધે આવા આર્થિક ઉત્પાતો મચે છે તો પછી શા માટે બેન્કો આ પ્રમાણે કરવા પ્રેરાય છે? એક વખતની આફત ઉપરથી પાઠ શીખી બેન્કો ડાહી કેમ થતી નથી, અને ફરી ફરીને એકની એક ભૂલ શું કામ કરે છે? આનું કારણ આધુનિક વેપારીઓના અને સરકારી તેમ જ બીજા નાણાંશાસ્ત્રીઓના એક પ્રકારના માનસમાં રહેલું હોય છે. તેમને એમ લાગે છે કે કોઈ પણ રીતે વ્યાજના દર ઘટાડવાથી સમાજની આર્થિક પ્રગતિ વધારે સહેલાઈથી અને સારી

* વ્યાજના જે દરે લોન માટેની વેપારીઓની માંગ અને સમાજની બચતો બેન્કમાં થાપણ તરીકે આવે એ, એટલે કે નાણાંની માંગ અને છત સરખી થઈ રહે એ વ્યાજનો કુદરતી દર કહેવાય. આ કુદરતી અથવા સમતોલ દરથી બેન્ક વ્યાજનો દર નીચો કરે તો લોનની માંગ બેન્કમાં આવેલી બચતની થાપણો કરતાં વધી જાય. તે વખતે બેન્ક કૃત્રિમ રીતે ઊભાં કરેલાં નાણાંથી એ લોનની માંગને પહોંચી વળે છે. જો આ કુદરતી અથવા સમતોલ દર કરતાં બેન્ક વ્યાજનો દર ઊંચો કરે તો બેન્ક પાસેથી લોનોની માંગ ઘટી જાય અને બેન્કમાં આવેલી થાપણો એની તિજોરીમાં પડી

રીતે સાધી શકાય છે. તેજીમંદીની ઘટમાળનો ખુલાસો અહીં જેટલો સાદા રૂપમાં રજૂ કર્યો છે એટલો સાદો એ વ્યવહારમાં તો હોતો જ નથી; સરકારને લાંબા ગાળાના ખર્ચવાળી કાંઈ કાંઈ યોજનાઓ કરવાની હોય છે, ઉદ્યોગપતિઓ અને યોજકો પણ મોટાં મોટાં સાહસો ઉપાડવાની પેરવીમાં હોય છે અને બૅન્કોમાં પણ તેમની લાગવગ અને સત્તા ચાલતી હોય છે. વળી આ બધા કાંઈ સામુદાયિક હિતની દૃષ્ટિએ વિચાર નથી કરતા. દરેક પોતાનો સ્વાર્થ જુએ છે. અને તેમની અંદર અંદર ભારે હરીફાઈ હોવાથી દરેક પોતાના હરીફને તોડી પાડી પોતે જ લાભ ઉઠાવી જવાની ઇચ્છા રાખતો હોય છે. આમ ઉત્પાદનના આખા ક્ષેત્રમાં એક પ્રકારની મારક હરીફાઈ અને અરાજક વર્તી રહેલું હોય છે. વળી આ આખું ક્ષેત્ર એટલું બધું અટપટું થઈ ગયું છે કે, એક યોજના અથવા સાહસની અસર બીજા ઉપર શી પડશે તે કહી શકાતું નથી. વપરાશની વસ્તુઓની માંગનો ખરો ક્યાસ કાઢી શકાતો નથી. વળી બદલાતી જતી પરિસ્થિતિ પ્રમાણે ઉત્પાદનમાં એકદમ વધારો કે ઘટાડો કરવાનું પણ શક્ય હોતું નથી. ઉત્પાદનમાં વધારો કરવા માટે નવાં કારખાનાં ઊભાં કરતાં વર્ષો લાગે છે અને નવાં કારખાનાં ચાલુ થઈ ગયા પછી ઉત્પાદનમાં ઘટાડો કરવાની જરૂર ઊભી થાય તો એ કારખાનાં બજારને ધક્કો પહોંચાડ્યા વિના એકદમ બંધ કરી શકાતાં નથી. વપરાશના માલની માંગ વધી પડે અને તેના ઉત્પાદનમાં વધારો કરવો હોય તો પણ તે માટે બહુ લાંબો વખત જોઈએ. છેક કોલસા અને લોખંડ વધુ પ્રમાણમાં મેળવવાથી શરૂઆત કરવી પડે. પછી સંચા બનાવવા કારખાનાં ઊભાં કરવાં, રેલવે અને સ્ટીમરોના સરસામાન માટે કારખાનાં ઊભાં કરવાં, મકાન બાંધકામના સરસામાન માટે કારખાનાં ઊભાં કરવાં, આ બધું કરતાં બહુ વખત વીતી જાય છે. વળી આ જાતજાતનાં કારખાનાં એક-બીજાને બરાબર પૂરક થઈ રહે એટલા જ પ્રમાણમાં ઊભાં કરવાં જોઈએ. પણ તેમની વચ્ચેનું પ્રમાણ નક્કી કરવાનું બહુ મુશ્કેલ હોય છે. કારણ કોઈ સમગ્ર યોજના પ્રમાણે કામ નથી થતું. દરેક યોજક અથવા ઉત્પાદન પોતાના સ્વાર્થની ગણતરી પ્રમાણે જ કામ કરે છે. જુદી જુદી જાતના માલના ઉત્પાદન વચ્ચેનું પ્રમાણ બરાબર જળવાય તો જ અર્થતંત્ર સરખું ચાલે. આપણે તમામ માલના મુખ્ય ચાર વિભાગ પાડીશું:

---

રહે જ્યારે બજારમાં વ્યાજનો દર આ કુદરતી અથવા સમતોલ દર કરતાં નીચો હોય છે, ત્યારે બજારમાં વસ્તુઓના ભાવ ચઢે છે. કારણ લોકો બૅન્ક પાસેથી નાણાં વ્યાજે લાવી માલ સંઘરી રાખી શકે છે. જ્યારે બજારમાં વ્યાજનો દર કુદરતી અથવા સમતોલ દર કરતાં ઊંચો હોય છે ત્યારે વસ્તુઓના ભાવ પડવા માંડે છે. કારણ ઊંચું વ્યાજ ભરીને માલ સંઘરી રાખવા કરતાં લોકો નીચે ભાવે પણ માલ વેચી નાખવાનું પસંદ કરે છે.

૧. ચાલુ વપરાશનો માલ (અનાજ, કપડાં વગેરે).

૨. ચાલુ વપરાશનો પણ ઓછા વધતા પ્રમાણમાં ટકાઉ એવો માલ (રહેવાનાં મકાનો, તેમાંનું રાચરચીલું, મોટર ગાડીઓ, પાણીના નળ, વીજળી તથા ગેસનાં મંડાણ, અને બીજી સાર્વજનિક કામગીરીઓને લગતો માલ).

૩. નવા ઉત્પાદનનાં ટકાઉ સાધનો (લોખંડનાં કારખાનાં, ઈંટો તથા સીમેન્ટનાં કારખાનાં, કાપડની મિલો, યંત્રો બનાવનારાં કારખાનાં, રેલવેઓ, વીજળીઘરો વગેરે).

૪. ટકાઉ માલના ઉત્પાદન માટે જોઈતો કાચો માલ (લોખંડ, પોલાદ, સીમેન્ટ, લાકડું, ઈંટો, ચૂનો, કોલસા, વગેરે).

૨૦. આ બધી જાતના માલના ઉત્પાદનમાં એકબીજાને બંધબેસતું આવે એવું પ્રમાણ ન જળવાય તો વિષમતા ઊભી થાય છે. તેજીના વખતમાં હંમેશાં આ પ્રમાણ વીસરાઈ જાય છે. જેમાં વધુ નફો જોવામાં આવે તેના ઉત્પાદનમાં એકદમ બધા ઊલટી પડે છે. પણ આ બધી જાતના માલ એકબીજાના પૂરક હોવાથી એક જાતના માલની વધારા પડતી છત થાય તો આપોઆપ જ તેના પૂરક માલની તંગી વરતાય છે. પગની ચંપલ જોડમાંથી એક ચંપલ ખોવાય તો બીજી નકામી થઈ પડે તેના જેવું થાય છે. ટકાઉ માલનું ઉત્પાદન હંમેશાં વધારે પડતું થઈ જાય છે. નવું ઉત્પાદન તો ચાલ્યાં જ કરે અને માલ ટકાઉ હોવાથી એની માગ વધારે પ્રમાણમાં રહે નહિ એટલે એ માલ બનાવવા માટેનો કાચો માલ જેવો કે લોખંડ, પોલાદ, સીમેન્ટ વગેરે પણ ફાજલ પડે છે. વળી ઉપર કહી ગયા તેમ કારખાનું ઊભું કરવાની શરૂઆત થાય ત્યારથી તે તેમાંથી માલ ઉત્પન્ન થઈને બજારમાં આવે તે વચ્ચેનો ગાળો બહુ લાંબો હોવાથી પણ આ પ્રમાણ જાળવવાનું બની શકતું નથી. વળી કારખાનાં અને યંત્રો તો લાંબો વખત ટકે એવાં હોય છે અને તેમાંથી ઉત્પન્ન થતા માલની માંગ ઘટી જાય તો એ ફાજલ અને બોજારૂપ થઈ પડે છે.

૨૧. ઉત્પાદનનાં સાધનોનું તથા વપરાશ માટેના ટકાઉ માલનું વધારે પડતું ઉત્પાદન તે પેલી પાસે રહી ગયેલી ચંપલ છે. ત્યારે ખોવાયેલી ચંપલ કઈ? ચાલુ વપરાશનો બિનટકાઉ માલ ખાસ કરીને ખોરાક તથા કપડાં, એ પેલી ખોવાયેલી ચંપલ છે. નવા ઉત્પાદન માટે કારખાનાં ઊભાં કરવામાં આવે, તે માટે કાચો માલ પણ ઉત્પન્ન કરવામાં આવે અને ચાલુ વપરાશનો ટકાઉ માલ પણ ઉત્પન્ન કરવામાં આવે, પણ એટલાથી કામ સરતું નથી. આ બધાં સાધનો ઉપર કામ કરનારા મજૂરોને ખાવાને ખોરાક જોઈએ, પહેરવાનાં કપડાં જોઈએ, તેમ જ ચાલુ વપરાશની બીજી અનેક ચીજો જોઈએ. વપરાશનો માલ બનાવવાની પૂર્વ તૈયારી રૂપ પેલાં કારખાનાં ઊભાં થતાં હોય, ત્યારે

વપરાશના માલનું ઉત્પાદન તો વધ્યું જ નથી હોતું. તેમાંયે ખોરાકનું ઉત્પાદન વધારવા માટે તો જોઈએ તેવા પ્રયાસો પણ થયા નથી. આ ખોવાયેલી ચંપલ વિના પેલી પાસે રહી ગયેલી ચંપલ નકામી અને બોજારૂપ થઈ પડે છે. અને તેમાંથી આર્થિક ઉત્પાત અથવા કટોકટી ઊભી થાય છે.

### બજારમાનસ

**૨૨.** તેજીમંદીની ઘટમાળને વેગ આપવામાં તથા પરિણામે આર્થિક ઉત્પાતો ઊભા કરવામાં બજારમાનસ પણ બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. કોઈ પણ કારણસર માલની માંગ વધવા માંડે અને બજારમાં તેજી આવે એટલે બધા જ વેપારીઓ આગળ તેજી જ જોયાં કરે છે અને એકદમ શ્રીમંત થઈ જવાના હવાઈ કિલ્લા રચવા મંડી પડે છે. આખી પરિસ્થિતિનું સમગ્ર દર્શન તો કોઈની પાસે હોતું જ નથી. દરેક ઝટ ઝટ પોતાનો સ્વાર્થ સાધી લેવાની ઉતાવળમાં હોય છે, અને તેથી અવિચારી સાહસમાં ઊતરી પડે છે. જી. વી. હેબર્લર નામના લેખકે પોતાના 'પ્રોસ્પેરિટી ઍન્ડ ડિપ્રેશન' (તેજી અને મંદી) એ પુસ્તકમાં આ ઘટના સમજાવનારું એક બહુ સરસ રૂપક આપ્યું છે. "ઓરડાને ગરમ કરવા માટે તમારે ચૂલામાં દેવતા સળગાવવો હોય તો દેવતા બરાબર સળગે અને ઓરડામાં આવશ્યક ગરમી ઉત્પન્ન થાય તે માટે તમારે થોડીક રાહ જોવી જોઈએ. પણ આપણને ઠંડી લાગતી હોય છે અને ઉષ્ણતામાપક યંત્રમાં પારો નીચે જ જતો હોય છે, એટલે જેમને અનુભવ નથી હોતો અને ઉતાવળિયા હોય છે તેઓ ચૂલામાં કોલસા ધબકાર્યે જ જાય છે. એટલે સુધી કે જરૂરી ગરમી માટે જોઈએ તે કરતાં ઘણા વધારે કોલસા તેઓ તેમાં પૂરી દે છે. પછી એ બધા કોલસા સળગે ત્યારે ઓરડો અસહ્ય ગરમ બની જાય છે. એટલે અમુક વર્તમાન ક્ષણે ઠંડી લાગતી હોય અને થર્મોમીટરમાં પારો નીચો હોય તે જોઈ ઓરડાને ઉતાવળે ઉતાવળે જેઓ ગરમ કરવા જાય છે, તેઓ તેને વધારે પડતો અને અસહ્ય ગરમ બનાવી મૂકે છે." અત્યારનાં બજારોમાં વેપારીઓનું માનસ આવી રીતે કામ કરે છે. અને આ માનસને ઉત્તેજન આપનારા દુષ્ટ, શઠ અને લાંચિયા રાજદ્વારી પુરુષો અને નાણાંપતિઓ બેઠા જ હોય છે. તેઓ ખોટી લાલચો અને બાકો ઊભી કરી વેપારીઓને તથા કારખાનાંદારોને અવળે રસ્તે દોરે છે. આમ આ બધા આર્થિક ઉત્પાતોનાં કારણ કેવળ આર્થિક નથી હોતાં. આપણે ભલે માનીએ કે આપણે બહુ પ્રગતિ કરી રહ્યા છીએ. પણ જે રીતે આપણે વખતોવખત પાયમાલીને નોતરીએ છીએ એ તો બતાવી જ આપે છે કે, આપણે બુદ્ધિ અથવા ડહાપણમાં તેમ જ નીતિમાં આગળ વધ્યા નથી.

૨૩. ટૂંકમાં સમાજની જરૂરિયાતોના અથવા તો વપરાશની વસ્તુઓની માંગ વિષેના ભૂલભરેલા કયાસ, ઉત્પાદનમાં મૂડીનું પ્રાબલ્ય, આર્થિક અસમાનતાને લીધે બહુજનસમાજની ઘટતી જતી ખરીદશક્તિ, કૃત્રિમ રીતે ઊભાં કરેલાં નાણાં વડે બૅન્કો તરફથી કરવામાં આવતી વધારે પડતી ધીર, કારખાનાંદારો તથા વેપારીઓમાં એક બીજાને ભોગે પોતપોતાના સ્વાર્થ સાધી લેવાની હરીફાઈ, ઉત્પાદનના ક્ષેત્રમાં અરાજકતા, જેને પરિણામે જુદી જુદી જાતના માલના ઉત્પાદનનું એકબીજા સાથે બંધબેસતું પ્રમાણ જાળવવાની અશકયતા અને પેદાશ તથા વપરાશ માટેના ટકાઉ માલનું વધારે પડતું ઉત્પાદન, રાજદ્વારી પુરુષોની તથા નાણાંપતિઓની શઠતા તથા લાંચિયાપણું, ધનપતિઓ તથા સત્તાધીશોનું બુદ્ધિ અને નીતિનું દેવાળું, — આ બધાં કારણો અલગ અલગ તેમ જ સમગ્ર રીતે આર્થિક ઉત્પાતો ઊભા કરવામાં કારણરૂપ બને છે.

## ઉપાય

૨૪. સમાજવાદી અર્થશાસ્ત્રીઓ આનો એ ઉપાય બતાવે છે કે, એકબીજા સાથે હરીફાઈ કરતા અને પોતાના સ્વાર્થ અથવા નફાને ખાતર જ ઉત્પાદનનું કામ કરતા ખાનગી મૂડીદારોના હાથમાંથી આખા ઉત્પાદનને કાઢી લઈ, સામાજિક અંકુશ નીચે આણવું જોઈએ, અને પહેલેથી સમાજની જરૂરિયાતોનો બરાબર અંદાજ તૈયાર કરી તથા તેટલી વસ્તુઓના ઉત્પાદનની આખી યોજના તૈયાર કરી, એ પ્રમાણે ઉત્પાદનનું કામ ગોઠવવું જોઈએ. બૅન્કો ઉપર તો આપોઆપ અંકુશ આવી જ જાય. તો જ ઉદ્યોગપતિઓ અને નાણાંપતિઓના સ્વાર્થને કારણે, લોભને કારણે તેમ જ ભૂલોને કારણે આવી પડતા આર્થિક ઉત્પાતોમાંથી દુનિયા બચે. અત્યારે તો ઉદ્યોગપતિઓ અને નાણાંપતિઓ પણ આયોજિત અર્થરચનાની વાતો કરી રહ્યા છે. જોકે તેઓ ઉત્પાદનનાં કેટલાંયે કામો તો હજી ખાનગી મૂડીદારોના હાથમાં જ રાખવાનું સૂચવે છે. પણ અર્થ-રચનાની આવી યોજનાઓ ઉત્પાદનની બાબતમાં અમુક અંકુશો નિર્માણ કરવાથી આગળ જતી નથી. તમે ભલે ઉત્પાદનનું કાર્ય ખાનગી મૂડીદારોના હાથમાંથી કાઢી લો અને પહેલેથી નક્કી કર્યા પ્રમાણે અમુક અમુક માલનું જ ઉત્પાદન કરો, પણ તેથી ઉત્પાદનના તંત્રમાં ફેર પડતો નથી અને તેની ખામીઓ પણ દૂર કરી શકાતી નથી. ઉત્પાદનમાંથી મૂડીદારોની સત્તા તમે કાઢી નાખો છો, પણ જ્યાં સુધી તેની રચનામાં મૂડીનું પ્રાબલ્ય રહેશે ત્યાં સુધી એ મૂડીની વ્યવસ્થા કરવા માટે તમારે કોઈને કોઈ માણસના હાથમાં સત્તા રાખવી જ પડશે. એ માણસ મૂડીદાર હોવાને બદલે રાજ્યનો અમલદાર હશે, એ પોતાને રાષ્ટ્રનો સેવક કહેવડાવતો હશે, પણ તેના હાથમાં સત્તા તો

હશે જ. સાધારણ જનસમાજને તો એ સરકારી અથવા રાષ્ટ્રીય યોજકો અને વ્યવસ્થાપકોની જોહુકમી નીચે જ રહેવું પડશે વળી ચાલુ વપરાશનો માલ તૈયાર કરવાની છેલ્લી ક્રિયા અને તે માટેનાં ઉત્પાદનનાં સાધનો નિર્માણ કરવાની પહેલી ક્રિયા, એ બેની વચ્ચે દેશનાં અને કાળનાં બહુ લાંબાં અંતર પણ જ્યાં સુધી હસ્તીમાં રહેશે, ત્યાં સુધી સમાજની જરૂરિયાતોના પહેલેથી કાઢેલા અંદાજો અને તે માટેના ઉત્પાદનની યોજનાઓ, એનો મેળ નહિ બેસવાના તથા ભૂલો પડવાના ભારે સંભવો પણ ઊભા રહેવાના જ. ઉત્પાદનનાં સાધનો તૈયાર કરવાની કેટલીયે વધારે પડતી પ્રવૃત્તિઓ અત્યારની માફક જ ચાલવાની અને વપરાશ માટેનો પણ કેટલોયે વધારે પડતો માલ તૈયાર થઈ બગડી જવા માંડે એવા પ્રસંગો બનવાના.

૨૯. પણ તેથી કશી યોજના જ ન કરવી એમ કહેવાનો આશય નથી. યોજનાઓ આપણે જરૂર કરવી પણ એ યોજનાઓ અત્યારનાં બધાં જ આર્થિક સંકટો દૂર કરી નાખશે એવી મોટી આશાઓ સેવીશું તો તેમાં નિરાશ થવાનો ભય છે એટલું જ અમારે કહેવું છે. ઉપર કહેવાઈ ગયું છે કે, અત્યારનો અર્થવ્યવહાર વિશ્વવ્યાપી બની ગયો છે અને તેને સુનિયંત્રિત રીતે ચલાવવાનું કામ એકબીજા સાથે ઝઘડતા ભિન્ન ભિન્ન વર્ગો અને ભિન્ન ભિન્ન રાષ્ટ્રોવાળા માનવસમાજના ગજા ઉપરવટનું છે. આ વિશ્વવ્યાપી વ્યવહારના હાડમાં જ અન્યાય અને શોષણનાં તત્ત્વો પડેલાં છે. તેના પ્રચંડ પાશમાંથી માણસે બચવાનો ઉપાય એક જ છે અને તે એ કે તે પોતાના અર્થવ્યવહારો બને તેટલા મર્યાદિત કરી નાખે. ઉત્પાદનની આખી પ્રવૃત્તિ વિકેન્દ્રિત કરી નાખવામાં આવે એટલે કે ઉત્પાદન પોતાની અથવા પોતાના પાડોશીઓની જરૂરિયાતો પૂરી પાડવાને માટે હોય. ઉત્પાદન માટે જેમાં બહુ મોટી મૂડી જોઈએ એવાં ખર્ચાળ સાધનો વાપરવાનું બને તેટલું ઓછું કરી નાખવામાં આવે. એટલે સ્વાભાવિક રીતે જ દૂરનાં બજારો ઉપર આધાર રાખવાનું મટી જાય અને તેજી અથવા તો મંદીને માટે અવકાશ જ ન રહે. પછી તો કુદરતી આફતોને કારણે ઊભી થતી આર્થિક હાડમારીઓને પહોંચી વળવાનું રહેશે. પછી માણસની લોભી વૃત્તિએ ઊભી કરેલી આફતો માટે અવકાશ નહિ રહે. તેમ છતાં સમાજને જરૂરના એવા કેટલાક ઉદ્યોગો મોટા પાયા ઉપર ચલાવવાના રહેશે. તે માટે રાષ્ટ્રના હિતચિંતકોએ જરૂર કેટલાંક આયોજનો કરવાં પડશે. પણ તે અપવાદરૂપ હશે. પોતાની પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં તો માનવસમાજના નાના નાના ઘટકો સ્વાવલંબી અને સ્વપર્યાપ્ત થાય એ જ આ આર્થિક ઉત્પાતોમાંથી બચવાનો સાચો ઉપાય છે.

## પ્રકરણ ૨૦મું

## ઉપસંહાર

૧. આંતરરાષ્ટ્રીય વેપાર હજારો વર્ષોથી દુનિયામાં ચાલતો આવ્યો છે પણ છેલ્લાં સો દોઢસો વર્ષમાં એ વેપાર જેટલો જથામાં તથા વિસ્તારમાં વિપુલ થઈ ગયો છે તેટલો પહેલાં કદી નહતો. અત્યારે તો ભાગ્યે જ કોઈ દેશ સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી હશે, જ્યારે દોઢસો વર્ષ ઉપર હિંદુસ્તાન અને ચીન જેવા દેશો એટલે દુનિયાની અડધી વસ્તી આર્થિક બાબતમાં ઠીક ઠીક પ્રમાણમાં સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી હતી. આ આંતરરાષ્ટ્રીય વેપારે આપણા ગ્રામઉદ્યોગોને તોડી પાડ્યા છે અને તેનું સીધી રીતે નહિ તો આડકતરી રીતે પરિણામ એ આવ્યું છે કે, આપણા જેવા ખેતીપ્રધાન દેશમાં પણ છેલ્લાં થોડાંક વર્ષથી દેશની વસ્તીને માટે અનાજનો તોટો પડવા લાગ્યો છે અને પરદેશથી અનાજ ન આવે તો આપણે ભૂખ્યા રહેવું પડે, એવી સ્થિતિ ઊભી થઈ છે. દુનિયામાં એમ તો કોઈ પણ સમાજ સંપૂર્ણપણે સ્વાવલંબી નથી રહી શકતો. માનવ એકતા અને વિશ્વબંધુત્વની દૃષ્ટિએ વિચારીએ તો સ્વાવલંબન કરતાં પરસ્પરાવલંબન એ વધારે ઊંચો આદર્શ છે. અમુક જાતનું પરસ્પરાવલંબન સઘળા જ સમાજોએ કેળવવું પડે છે અને તેમાં જ તે તે સમાજની આર્થિક સગવડો વધારે સચવાય છે અને બીજી રીતે પણ સમાજની પ્રગતિ થઈ શકે છે. પરંતુ આ પરસ્પરાવલંબન સમાન કક્ષાના સમાજો વચ્ચે હોય તથા એકના જ લોભ અને સ્વાર્થને સાધવા માટે બીજા ઉપર પરાણે ઠોકી બેસાડેલું ન હોય તો જ વાજબી છે. પરસ્પરાવલંબન નામ આપવાથી ખરું પરસ્પરાવલંબન થતું નથી. બે બરોબરિયા વચ્ચેનો તથા બન્ને પક્ષને સરખો લાભદાયી હોય એવો સહકાર ઇષ્ટ અને હિતકારી છે. પણ અત્યારનો કહેવાતો સહકાર અને કહેવાતું પરસ્પરાવલંબન સમાનતાને ધોરણે નથી ચાલતું તેમ સ્વેચ્છાપૂર્વકનું પણ નથી હોતું. એમાં પરસ્પરાવલંબન નહિ પણ પરાવલંબન હોય છે, શુદ્ધ સહકારનો સંબંધ નહિ પણ શોષક અને શોષિતનો સંબંધ હોય છે. દા. ત. હિંદુસ્તાનમાં દેશાવરથી તૈયાર વસ્તુઓ આવ્યાં કરે અને તેની કિંમત તથા હિંદુસ્તાનને માથે લાદવામાં આવેલું દેવું, આપણો કાચો માલ નિકાસ કરીને જ આપણે ભર્યાં કરીએ, તો પછી દેશમાં બેકારી અને કંગાલિયત વિના બીજું શું રહે? લોકોના શરીર ઉપર હાડ

અને ચામ જ દેખાય અને માંસ તથા લોહી શરીરમાં ન રહે તેમાં નવાઈ શી? આંતરરાષ્ટ્રીય વેપારના આંકડા ગમે તેટલા વધતા જતા હોય, અને વેપારતુલા આપણને અનુકૂળ છે એમ કહેવામાં આવતું હોય, તેથી આપણે રાચવાનું નથી.

૨. અત્યારનો આંતરરાષ્ટ્રીય વેપાર, એ વેપાર-ઉદ્યોગમાં આગળ વધેલા થોડા દેશોની હુન્નરઉદ્યોગમાં પછાત દેશોનાં બજારો કબજે કરવાની હરીફાઈ વિના બીજું કશું જ નથી. ૧૯૧૪થી ૧૯૧૮નું મહાયુદ્ધ અને એ મહાયુદ્ધને ખુનામરકી અને ખાનાખરાબી ક્યાંયે ચઢી જાય એવું આ વિશ્વયુદ્ધ, એનાં મૂળ કારણોમાં અન્યાય અને શોષણ ઉપર રચાયેલા આ આંતરરાષ્ટ્રીય વેપારની હરીફાઈ જ છે. આ યુદ્ધનાં આટલાં ભયંકર પરિણામો નજરે જોવા છતાં અને સારી પેઠે અનુભવવા છતાં તેના કારણરૂપ એવો જે વેપારી લોભ અને બજારો કબજે કરવાની હરીફાઈ, અત્યારનાં બળવાન થઈ પડેલાં રાષ્ટ્રો છોડવા તૈયાર નથી. એટલે આ યુદ્ધ કદાચ વહેલું બંધ થાય તો પણ એ સુલેહ, આ માતેલાં લડાયક રાષ્ટ્રોને થોડોક વખત થાક ખાવા પૂરતી જ હશે. વિનિમયનો જે અપૂર્વ વિસ્તાર આજે થયો છે, તેણે દુનિયાને આ દશાએ પહોંચાડી છે.

૩. વિનિમયના વિસ્તારનું બીજું પરિણામ એ આવ્યું છે કે, તેને લીધે નાણાંનું વર્ચસ્વ વધી ગયું છે. અત્યાર સુધી એમ મનાતું અને હજી પણ એમ મનાય છે કે, દુનિયામાં અત્યારે ચાલી રહેલા શોષણનું મોટામાં મોટું કારણ ઉત્પાદનનાં સાધનો ઉપર દરેક દેશમાં અમુક નાનો વર્ગ માલકી હક જમાવીને બેઠો છે, એ છે. આ કારણ તો સાચું છે જ. પણ અત્યારની અર્થવ્યવસ્થા વધુને વધુ પ્રમાણમાં નાણાં ઉપર આધાર રાખતી થઈ ગઈ છે અને થતી જાય છે, અને નાણાંનું તંત્ર પોતાને કબજે કરી બેસનાર નાણાંપતિ, એ ઉદ્યોગપતિ કરતાં પણ વધારે બળવાન અને સત્તાધારી થઈ ગયો છે. ઉત્પાદનનાં સાધનો ઉપર માલકી ધરાવનારા જમીનદારો અને કારખાનાંદારોને પણ બેન્કો અને વીમા કંપનીઓવાળા મોટા નાણાંપતિઓ ઉપર અવલંબિત રહેવું પડે છે. જો કે આ બે વર્ગો એકબીજાથી સાવ નોખા નથી. ઘણા ઉદ્યોગપતિઓ નાણાંપતિઓ પણ હોય છે અને ઘણા નાણાંપતિઓ ઉદ્યોગ-પતિઓ પણ હોય છે. પણ એકલા ઉદ્યોગપતિ અને એકલા નાણાંપતિના મુકાબલામાં નાણાંપતિ વધારે બળવાન છે અને વધારે સત્તા ધરાવે છે. ઉદ્યોગ-પતિને તો મજૂરોના સહકારની અપેક્ષા રહે છે. તેમની સામે બળવાન કામદાર સંઘો ઊભા થયા છે અને ઉદ્યોગપતિઓની શોષણપ્રવૃત્તિ ઉપર કેટલેક અંશે તેઓ અંકુશ ધરાવતા થયા છે. પણ આ નાણાંપતિઓ તો નિરંકુશ છે. સરકાર

પણ તેમના ઉપર વિશેષ અંકુશ ધરાવી શકતી નથી. આજે બધા જ દેશની સરકારો પોતપોતાની એક મુખ્ય અથવા મધ્યવર્તી બૅન્ક દ્વારા દેશનાં નાણાં-બજાર ઉપર અંકુશ જમાવવા પ્રયત્ન કરે છે. પણ આપણે જોઈ ગયા કે, સરકારના પીઠબળવાળી આ મધ્યવર્તી બૅન્કો પણ હજી કોઈ દેશમાં નાણાં-બજાર ઉપર અસરકારક અંકુશ ધરાવવામાં સફળ થઈ નથી. વાત એ છે કે દરેક દેશમાં થોડાક નાણાંપતિઓ નાણાંબજાર ઉપર અંકુશ ધરાવે છે એટલું જ નહિ પણ સરકારના ટેકાવાળી પેલી મધ્યવર્તી બૅન્કના તંત્રમાં તથા સરકારના બીજા તંત્રમાં પણ તેઓ પોતાની લાગવગ દ્વારા પોતાનું ધાર્યું કરી શકે છે અને એ બધાંને પોતાની મરજી મુજબ નચાવી શકે છે.

**૪.** બીજી તરફથી અત્યારની અર્થોત્પાદન પદ્ધતિમાં માણસો પોતાની જરૂરિયાત માટે ઉત્પાદન નથી કરતા, પણ વિનિમયને માટે ઉત્પાદન કરે છે. દરેક માણસને કામ કરવા બદલ નાણાં મળે છે અને એ નાણાં વડે પોતાની જરૂરિયાતની બધી વસ્તુઓ તે ખરીદે છે. એટલે વિનિમયવ્યવહાર અતિશય સાર્વત્રિક થઈ ગયો છે અને તેથી કરીને નાણાં વિના કોઈ પણ માણસનું કશું કામ ચાલી શકતું નથી. નાણાંની જાળ એવી પથરાઈ ગયેલી છે કે, કોઈ માણસ ઇચ્છા કરે તો પણ તેમાંથી છૂટવું એને માટે મુશ્કેલ થઈ પડયું છે. ધારો કે કોઈ ખેડૂત એવો વિચાર કરે કે હું મારે જોઈતું બધી જાતનું અનાજ પકવી લઈશ, અને ગાયનું દુઝાણું રાખી તથા થોડીક શાકભાજી ઉગાડી લઈ મારા ખોરાકની સઘળી જ વસ્તુઓ પેદા કરી લઈશ. વળી ખેતરમાં થોડોક કપાસ પકવી તે પોતાના કુટુંબમાં જ પીલી, પીંજી તથા કાંતીને તેમાંથી સૂતર કરીશ અને વણકરને પણ પૈસાને બદલે અનાજ આપી તેની ખાદી વણાવી લઈશ. તો પણ એને દર વર્ષે જમીન મહેસૂલ તો નાણાંના રૂપમાં આપવાનું હોય છે જ. જો તે દેવાદાર હોય તો — અને આજે તો ભાગ્યે જ કોઈ ખેડૂત દેવાદાર ન હોય એવું થઈ ગયું છે — દેવાનું વ્યાજ અને મૂળ રકમના હપ્તા તેને નાણાંના રૂપમાં આપવાના હોય છે. એટલું જ નહિ પણ ખેતીનાં ઓજારો માટે તથા મજૂરોને મજૂરી ચૂકવવા માટે તેને નાણાંની જરૂર પડે છે. અને જો તે સંપૂર્ણ સ્વાવલંબી ન થઈ શકે તો કેટલીક વસ્તુઓ તેને ખરીદવાની પણ હોય છે. આ ઉપરાંત મુસાફરી માટે, દવાદારૂ માટે એમ અનેક વસ્તુઓ માટે નાણાંની જરૂર પડે છે. જીવનની પ્રાથમિક જરૂરિયાતો ઉત્પન્ન કરનાર ખેડૂતને પણ નાણાં વિના નથી ચાલતું તો પછી બીજા લોકોની તો વાત જ શી કરવી? એટલે માણસ ગમે તે આર્થિક પ્રવૃત્તિ કરતો હોય પણ તેનું લક્ષ્ય તેમાંથી કેટલાં નાણાં મળશે તે ઉપર જ રહે છે. આખી દુનિયાને નાણાં પાછળ દોડવું પડે છે. હવે આ નાણાં જેની દુનિયાના એકેએક

માણસને જરૂર પડે છે, તેનું આખું તંત્ર કોના હાથમાં છે એ જોઈએ. એક તો સરકારના હાથમાં છે. એ સિક્કા અને નોટો છાપે છે. પણ આપણે જોઈ ગયા છીએ કે, આ સરકારી નાણું તો બૅન્કરોના શરાફી નાણાં આગળ કાંઈ હિસાબમાં નથી. એટલે સરકાર કરતાં પણ નાણાંનું તંત્ર વધારે તો શરાફો અને બૅન્કરોના હાથમાં છે. તેઓ હૂંડીઓ દ્વારા તથા પોતાના ઘરાકોને વગર થાપણે કેવળ આંટ ઉપર ચેક લખવાની સત્તા આપીને તથા તેને અંગે બીજી અનેક કરામતો કરીને બજારમાં અદૃશ્ય નાણાં ફરતાં કરે છે અને એ નાણાં જ્યારે પાછાં ખેંચી લેવાં હોય, ત્યારે એવી જ કરામતો દ્વારા પાછાં પણ ખેંચી લે છે. એ રીતે પોતાની મરજી મુજબ નાણાંની છત અને તંગી પેદા કરી આર્થિક કટોકટી ઊભી કરી શકે છે. ટૂંકમાં નાણાંનું આખું તંત્ર કાંઈક અંશે સરકાર પાસે, પણ ઘણે વધારે અંશે બૅન્કરો પાસે છે. અને એ થોડા માણસોના હવાલામાં પડેલાં નાણાં વડે આ દુનિયાને પોતાનો વ્યવહાર ચલાવવાનો હોય છે. જમીન મહેસૂલ, કરવેરા, અને બજારનાં ખરીદવેચાણ એ બધામાં લોકોને નાણાંની જરૂર પડે છે. એ નાણાં એમને ત્યાં નથી પાકતાં પણ સરકારને ત્યાં અને બૅન્કરોને ત્યાં જાદુગરના આંબાની માફક એનું સર્જન થાય છે અને તેથી જ નાણાંની ગરજને કારણે લોકોને નાણાંના સર્જનહારોના અંકુશ નીચે અથવા તેમને આશરે જવું પડે છે. તેઓ નાણાંનો ભાવ ઘટાડી દઈને અનેક લેણદારોને ગરીબ બનાવી શકે છે, અને નાણાંનો ભાવ વધારી દઈને અનેક દેણદારો માટે મોટી હાડમારી ઊભી કરી શકે છે. નાણાંનો ભાવ વધે કે ઘટે, એટલે માણસ આજે પોતાને માનતો હોય તે કરતાં અડધો કે બમણો શ્રીમંત થઈ જાય છે. પોતાની પાસે દસ વીઘાં જમીન હોય તેની કિંમત પાંચ વર્ષ પહેલાં બે હજાર ગણાતી હોય તેની આજે આઠ કે દસ હજાર થઈ જાય અને બીજાં પાંચ વર્ષ પછી વળી પાછી હજાર કે દોઢ હજાર થઈ જાય. આમ નાણાંના ભાવની ઊથલપાથલને લીધે માણસની આખી સ્થિતિ પલટાઈ જાય છે. નાણાંના મૂલ્યમાં થતી વધઘટને લીધે બજારમાં બીજી બધી વસ્તુઓના ભાવ બિલકુલ સ્થિર રહેતા નથી. અને ખેડૂતોને તથા કારીગરોને પોતાની મજૂરીથી તૈયાર કરેલા માલના કેવા ભાવ આવશે તેની કશી ખબર પડતી નથી. આ આખી બાજી થોડાક નાણાંપતિઓના હાથમાં હોય છે. તેમાં વળી એક દેશના નાણાંપતિઓની બીજા દેશના નાણાંપતિઓ સાથે ઘણી વાર હરીફાઈ હોય છે. એ હરીફાઈમાં તેઓ પોતાની મદદમાં તે તે દેશના સત્તાપતિઓ તથા સેનાપતિઓને લે છે. એક તરફ ઉદ્યોગપતિ અથવા નાણાંપતિ અને બીજી તરફ સત્તાપતિ અથવા સેનાપતિ એ બે પક્ષ વચ્ચેની સંતલસથી દરેક દેશનો કારભાર ચાલે છે અને તેમાં આમવર્ગ પિલાય છે.

૯. આપણા દેશની પરિસ્થિતિ વિશેષ વિપરીત છે. આપણે ત્યાંની રાજ્યસત્તા પરદેશી છે અને તેના ઉપર બ્રિટિશ ઉદ્યોગપતિઓ અને નાણાં-પતિઓની ભારે અસર સ્વાભાવિક રીતે જ છે, એટલે આપણા દેશની નાણાં-નીતિ અને વેપારનીતિ બ્રિટિશ વેપારી હિતોને અનુલક્ષીને નક્કી થાય છે. નમૂના રૂપે હૂંડિયામણના દરનો દાખલો લઈએ તો એ દરમાં સરકારે મનસ્વી રીતે કરેલા ફેરફારથી આપણા ખેડૂતોને કેટલું નુકસાન થાય છે, અને બ્રિટિશ વેપારીઓ તથા અમલદારોને કેટલો ફાયદો થાય છે, એ આપણે જોઈ ગયા છીએ. ચલણી નોટોનો ફુગાવો કરીને આપણા લોકોની કાળી મજૂરીથી પેદા થયેલો અબજો રૂપિયાનો માલ સરકાર આપણા દેશમાંથી પરદેશ ઢસરડી ગઈ અને એ માલના પેદા કરનારા આપણા લોકોને આજે ભૂખે મરવું પડે છે, એ આપણા પ્રત્યક્ષ અનુભવની વાત છે. આપણા દેશની બૅન્કોનો દાખલો લઈએ તો તેની ખિલવણી મુખ્યત્વે પરદેશી વેપારને મદદ કરવાને માટે જ થઈ છે. છેક હમણાં હમણાં સુધી એ બૅન્કો પરદેશીઓના જ વહીવટ નીચે હતી. છેલ્લાં થોડાં વર્ષોથી જ આપણા નાણાંપતિઓ તેમાં કાંઈક પગપેસારો કરવા લાગ્યા છે. આ બૅન્કો પરદેશી વેપાર ઉપરાંત આપણા દેશના વિરાટ ઉદ્યોગોને પોષણ આપવાનું કામ પણ કરે છે. પણ આપણા દેશના મોટામાં મોટા અને રાષ્ટ્રીય મહત્ત્વના ઉદ્યોગો–ખેતી, ગોપાલન, ગ્રામઉદ્યોગો–એ તરફ બૅન્કોએ ધ્યાન આપ્યું જ નથી. આ બૅન્કોની રચના જ એવી છે કે, તેમાં એ કશું કરી શકે નહિ. સહકારી બૅન્કો કાંઈક મથે છે, પણ બહુ ઓછું કરી શકી છે.

૬. આપણા દેશના ઉદ્યોગપતિઓ, નાણાંપતિઓ અને વેપારીઓ મોટા ઉદ્યોગો દેશમાં ખીલવવા તથા પરદેશનો વેપાર પણ પોતાના હાથમાં લેવા પ્રયત્ન કરી રહ્યા છે. પણ વેપાર હિંદીઓના હાથમાં આવે તેથી આપણા દેશના આમવર્ગનું કાંઈ વળે એમ નથી. હિંદી નામથી રાચવા જેવું નથી. મોટા ઉદ્યોગો અને પરદેશી વેપાર હસ્તગત કરવાની દિશામાંની પ્રવૃત્તિઓ આપણા દેશને માટે જે અર્થરચના ઇષ્ટ છે તેને અનુકૂળ નથી. એમાં પરદેશ ઉપરનું અવલંબન તો ભારોભાર રહેવાનું જ છે અને આપણા દેશના આમવર્ગની બેકારી અને કંગાળિયતનો કશો ઉપાય થઈ શકવાનો નથી; બલ્કે જે ચીજો ગ્રામઉદ્યોગો મારફત થઈ શકે એવી છે, તે મોટા ઉદ્યોગ મારફત બનાવવા માંડવાથી તો બેકારી વધતી જવાની છે. કેટલાક મોટા ઉદ્યોગો આપણે શરૂ કરવા પડશે એની ના નથી, પણ ચાલુ કારીગરોની રોજી ન ઘટે, ગ્રામઉદ્યોગોને ધક્કો ન પહોંચે એ રીતે જ આપણે કામ કરવાનું છે. એટલે આપણે ત્યાં તો નવાં કારખાનાં ફક્ત એ જ વસ્તુઓ માટે જોઈએ જે વસ્તુઓ ગામડામાં હાથઉદ્યોગ દ્વારા ન બની શકતી હોય. મોટા ઉદ્યોગોને

કેન્દ્રિત નાણાંતંત્ર અને આંતરરાષ્ટ્રીય વિનિમય વ્યવહાર સાથે બહુ નિકટનો સંબંધ છે તેથી આ પ્રશ્નનો ઉલ્લેખ અહીં કર્યો છે. અત્યારના વિનિમયવ્યવહારમાં અને નાણાંતંત્રમાં આપણા દેશના કરોડો ખેડૂતો, ગામડાંના કારીગરો અને બીજા ગરીબ માણસો લૂંટાય છે, અને તે આપણા હિંદી નાણાંપતિઓને હસ્તગત થાય તો એથી કાંઈ એ લૂંટ અટકવાની નથી. આપણા આમવર્ગે તો એની ચુંગાલમાંથી બને તેટલા દૂર રહેવું એ જ ઉપાય છે. અને તે ગ્રામ ઉદ્યોગોને સજીવન કરી તેની સાથે ખેતીને પણ આબાદ કરી આપણાં ગામડાંને બને તેટલાં સ્વયંસંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાથી જ થઈ શકે એમ છે.

# પ્રકરણ ૧ લું

## પ્રાસ્તાવિક

૧. સમાજમાં જે સઘળી સંપત્તિનું ઉત્પાદન થાય છે તેની વહેંચણી એ ઉત્પાદનમાં જેમણે ફાળો આપ્યાનું મનાય છે તે વ્યક્તિઓમાં, તે તે વ્યક્તિને મળતી આવકના રૂપમાં થાય છે. સંપત્તિનું ઉત્પાદન અનેક માણસોના સહકારથી થાય છે. કુદરતી સાધનસંપત્તિ ઉપર અનેક માણસો શ્રમ કરીને તેમાંથી મનુષ્યના ઉપભોગને યોગ્ય સંપત્તિ નિર્માણ કરે છે. આ સંપત્તિ નિર્માણ કરવામાં આપેલા ફાળા મુજબ ઉત્પન્ન થયેલી સંપત્તિની વહેંચણી ઉત્પાદકોની અંદર અંદર થવી જોઈએ. આ વહેંચણી કયે ધોરણે થાય છે, તેમાં કેવી કેવી ખામીઓ છે અને તેનું ન્યાયી ધોરણ કેવું હોવું જોઈએ તેની ચર્ચા આ વિભાગમાં આપણે કરીશું.

૨. સંપત્તિનું ઉત્પાદન હવે વૈયક્તિક સ્વરૂપનું નથી રહ્યું, પણ સામાજિક બની ગયું છે. તેથી જ વહેંચણીનો પ્રશ્ન સમાજમાં ઊભો થયો છે. જ્યારે પોતાને જોઈતી વસ્તુઓ દરેક કુટુંબ કે ટોળી ઉત્પન્ન કરી લેતાં ત્યારે સંપત્તિના વિનિયમના, મૂલ્ય અને કિંમતના તથા વહેંચણીના પ્રશ્નો નહોતા ઊભા થતા. દરેક કુટુંબ સહિયારી ઢબે ઉત્પાદન કરતું અને ઉત્પન્ન કરેલી સંપત્તિનો સહિયારી ઢબે ઉપભોગ કરતું. સહિયારી સંપત્તિમાંથી કોના ભાગમાં કેટલી સંપત્તિ ગણવી અને કોણે કેટલી વાપરવી એ પ્રશ્ન જ જૂના વખતના તદ્દન પ્રાથમિક સમાજમાં નહોતો ઊભો થતો. ઉત્પાદનની પ્રથા જેમ જેમ બદલાતી ગઈ અને સમાજની અર્થરચના જેમ જેમ જટિલ બનતી ગઈ તેમ તેમ ઉત્પન્ન થયેલી સંપત્તિમાંથી કોને કેટલો ભાગ આપવો અથવા કોણે કેટલો ભાગ લેવો એ પ્રશ્નો ઊભા થયા. ગુલામી પ્રથામાં મજૂરીના દરના પ્રશ્નો ઉપસ્થિત જ નહોતા થતા. ગુલામ પોતાનાથી થઈ શકે એટલું કામ કરતો, અથવા વધારે સાચું તો માલિક પોતાનાથી લઈ શકાય એટલું કામ ગુલામ પાસેથી લેતો અને તે જીવતો રહે અને બરાબર કામ આપી શકે એ માટે તેનું પાલનપોષણ કરતો. અર્થોત્પાદન કુટુંબ અને ગામ પૂરતું જ થતું ત્યારે કાચો માલ, ઓજારો તથા મકાન વગેરે, જેને આપણે મૂડી કહીએ તેનો જે માલિક હોય તે પોતે જ મજૂરી પણ કરતો, અને તેને જે મળતર થાય તેને

મજૂરી ગણવી કે નફો એ પ્રશ્ન ઉપસ્થિત થતો ન હતો. તે જ પ્રમાણે બીજા કોઈનાં નાણાં જમા માંડયા સિવાય પોતાની જ મૂડીથી માણસ ધંધો કરે ત્યારે અલગ વ્યાજનો પ્રશ્ન ઉપસ્થીત થતો નહિ. પણ અત્યારની ઉત્પાદન પ્રથામાં કુદરતી સાધનસંપત્તિ જેવી કે જમીન, તેના ઉપર માલકી એક જણની હોય છે, મૂડી પૂરી પાડનાર વર્ગ જુદો જ હોય છે, મજૂરી કરનાર ત્રીજો જ વર્ગ હોય છે અને આખા ઉત્પાદનકાર્યની યોજના કરનાર વળી ચોથો જ હોય છે. એટલે આ સઘળાના સમગ્ર પ્રયાસ વડે ઉત્પન્ન થયેલી સંપત્તિની વહેંચણી કરતી વખતે એ ઉત્પાદન-કાર્યમાં ભાગ લેનારા સઘળામાંથી કોને કેટલો હિસ્સો આપવો એનો વિચાર અર્થશાસ્ત્રને કરવાનો ઉપસ્થિત થાય છે. વહેંચણીનો વિચાર એટલે મુખ્યત્વે કરીને ઉત્પાદનનાં વિવિધ અંગોને કેટલો બદલો આપવો તેનો વિચાર. મજૂરી કરનારાને જે બદલો મળે છે તે મજૂરી કહેવાય છે. ઉત્પાદન માટે જે મૂડી અથવા ભંડોળ રોકવામાં આવે છે તેના બદલાને વ્યાજ કહેવામાં આવે છે. ઉત્પાદનનાં કુદરતી સાધનોના બદલાને ભાડું કહેવામાં આવે છે. જમીનને આ કુદરતી સાધનોના પ્રતીક તરીકે ગણી જમીનમાં અર્થશાસ્ત્રીઓએ બધાં કુદરતી સાધનોનો સમાવેશ કર્યો છે, પણ જમીન સિવાયની બીજી ઘણી જાતની મિલકતો છે જે ભાડે આપવામાં આવે છે. આ 'ભાડું' શબ્દ અર્થશાસ્ત્રમાં એક વિશિષ્ટ અર્થમાં વાપરવામાં આવે છે તે આપણે ભાડા વિષેના પ્રકરણમાં જોઈશું. છેવટે યોજક રહ્યો, જે યોજના કરે છે અને સાહસ ખેડે છે, તેના બદલાને નફો કહેવામાં આવે છે. ઉત્પાદન કાર્યમાં ભાગ લેનારા સઘળા માણસોની આવક આ ચાર મથાળાંમાંથી કોઈ પણ એક નીચે આવી જાય છે.

૩. આજે તો દુનિયાના દરેક દેશમાં જોવામાં આવે છે કે આ આવકની વહેંચણી ન્યાયી ધોરણે થતી નથી. ઉત્પાદન કાર્યમાં પોતાની બુદ્ધિ તથા શ્રમ વડે ફાળો આપનારા સઘળા માણસોને મળવો જોઈએ તેટલો ભાગ સામુદાયિક આવકમાંથી મળતો નથી. દરેક સમાજમાં થોડી વ્યક્તિઓ અથવા એક નાનો વર્ગ ઐતિહાસિક સંજોગોમાંથી ઊભી થયેલી પરિસ્થિતિનો લાભ લઈ ને ઉત્પત્તિનાં સાધનોનો તથા નાણાંનો કબજો કરી બેઠાં છે અને તેને જોરે આખા સમાજનાં શ્રમ અને સહકારથી ઉત્પન્ન થતી આવકમાંથી તેઓ સિંહ-ભાગ પડાવી જાય છે. આનું મુખ્ય કારણ એટલું જ છે કે ઉત્પત્તિનાં સાધનો ઉપર તથા નાણાં ઉપર તેમનો માલકી હક છે. પોતાની પાસેનાં ઉત્પત્તિનાં સાધનો તથા નાણાં પોતાની શરતે જ તેઓ સમાજને વાપરવા દે છે, અને એ શરતો એવી આકરી હોય છે કે માલકી હક ધરાવવા ઉપરાંત તેમણે કશું ન કર્યું હોય છતાં આવકમાંથી મોટો ભાગ તેમને મળે. તેથી વહેંચણીના પ્રશ્નના વિચારમાં

ઉત્પાદનનાં સાધનો ઉપર ખાનગી માલકી હક રહે એ ઇષ્ટ છે કે કેમ એ મોટી ચર્ચા ઊભી થઈ છે.

૪. આવી જ બીજી ચર્ચા કરાર-સ્વાતંત્ર્ય અને હરીફાઈની છે. ઉત્પાદનનાં જે ચાર મુખ્ય અંગો છે, તે અંગોની માલકી જુદા જુદા વર્ગ પાસે છે. જમીનદારો પાસે જમીન છે, મૂડીદારો તથા નાણાંપતિઓ પાસે કારખાનાં અને નાણાં છે, મજૂરો પાસે મજૂરી છે, અને યોજકો પાસે યોજનાશક્તિ અને સાહસ છે. દરેક વર્ગ પોતાને કબજે જે અંગ છે તેનો ઉત્પાદનના કાર્યમાં ઉપયોગ થવા દેતા પહેલાં આવકમાંથી મોટો હિસ્સો માગે છે. જમીનદાર વધારે સાંથ માગે છે, મૂડીદાર અને નાણાંપતિ વધારે વ્યાજ માગે છે. યોજક વધારે નફો માગે છે અને મજૂર વધારે મજૂરી માગે છે. બધા વર્ગો વચ્ચે સખ્ત હરીફાઈ ચાલે છે. એમ કહેવામાં આવે છે કે આ બધા વર્ગોને ઉત્પાદન કાર્યમાં ભાગ લેતા પહેલાં એકબીજા સાથે પોતાની મરજીમાં આવે તે મુજબ પોતાની શરતો રજૂ કરી કરારમાં ઊતરવું કે ન ઊતરવું તેની સ્વતંત્રતા છે. પણ આવી સ્વતંત્રતા કેવળ તર્કમાં અથવા કલ્પનામાં જ છે, એમ કહેવું જોઈએ. હકીકતમાં તો આવી કશી સ્વતંત્રતા જોવામાં આવતી નથી. હરીફાઈ અને કરાર-સ્વાતંત્ર્ય હંમેશાં સમાન શક્તિ અથવા બળવાળી વ્યક્તિઓ કે વર્ગો વચ્ચે હોય તો ન્યાયી ગણાય. પણ બળવાન અને નબળા વચ્ચેના કરાર-સ્વાતંત્ર્યમાંથી કે હરીફાઈમાંથી તો અન્યાય અને શોષણ જ નીપજે. જમીનદાર, મૂડીદાર તથા નાણાંપતિ વર્ગની સ્થિતિ એવી છે કે પોતાના કબજાનાં સાધનો અમુક સમય ઉપયોગ વિનાનાં રહે તો પણ તેમને ભારે અગવડ ઊભી થતી નથી. તેમની પાસે એટલું ધન સંઘરેલું છે કે થોડા દિવસ તેમને નવી આવક ન થાય તો પણ તે વિષે તેઓ બેપરવા રહી શકે છે. તેમને આવક બંધ થાય કે તરત ભૂખે મરવાનો વખત આવતો નથી. પણ મજૂર વર્ગ જે સંખ્યામાં બહુ જ મોટો છે તેને તો આવક અથવા રોજી વિના થોડા દિવસ પણ ટકવું મુશ્કેલ છે. પોતાના કામના વાજબી દર મેળવવા તે લડત ચલાવે, તેટલો વખત તેને કામ વિના રહેવું પડે અને ભૂખમરો વેઠવો પડે. એટલે ભૂખે મરવા કરતાં વાજબી દરથી ઓછા દરે પણ તે મજૂરી મેળવવાનું નાછૂટકે પસંદ કરે છે. વળી જમીનદાર તથા મૂડીદાર વર્ગ સંખ્યામાં નાનો છે અને મજૂર વર્ગ સંખ્યામાં મોટો છે. એટલે મજૂર વર્ગમાં કામ મેળવવા માટેની હરીફાઈ વધારે છે, તેથી પણ તેને ઓછા દરે કામ કરવું પડે છે.

૫. આમ અત્યારે જે ક્રમે અને ધોરણે સંપત્તિની વહેંચણી થાય છે તેમાં અસમાનતા અને અન્યાય છે એ સૌ સ્વીકારે છે. આ અસમાનતા અને

અન્યાય દૂર કરવા વિવિધ યોજનાઓ અને કાર્યક્રમો સૂચવાયાં છે. એક પંથ એવું માને છે કે અત્યારની મૂડીશાહી અર્થરચનાના મૂળમાં ખાસ ફેરફાર કર્યા વિના તેમાં શકય તેટલા સુધારા કરવા અને સમાજના બધા વર્ગોની — શોષિત વર્ગોની પણ આર્થિક સ્થિતિ સુધરે એવા પ્રયત્નો કરવા. આવા સુધારા માટે મજૂર-મહાજન પ્રવૃત્તિ, સહકાર પ્રવૃત્તિ, આફતો સામેની આર્થિક સલામતી માટે વીમાની યોજના એવા ઉપાયો સૂચવવામાં આવે છે. પણ આ બધી યોજનાઓ એવી છે, જેમાં મૂડીદારી અર્થરચનાનો તથા મૂડીદાર વર્ગનો છેક જ નિષેધ નથી. તેના ઉપર ઘણા અંકુશો મુકાય છે ખરા, પણ જૂની રચના કાયમ રહે છે અને મૂડીદાર વર્ગની હસ્તી રહેતાં ઉત્પાદનનાં સાધનો ઉપરના ખાનગી માલકી હક પણ કાયમ રહે છે.

૬. તેની સામે સમાજવાદી વિચારસરણી એવી છે કે ઉત્પાદનનાં સાધનો ઉપરના ખાનગી વ્યક્તિઓના માલકી હકને તો નાબૂદ જ કરવો પડશે. એમની વિચારસરણી પ્રમાણે મૂડીદાર વર્ગ હસ્તીમાં ન રહી શકે. મૂડીદાર વર્ગને નાબૂદ કર્યા વિના શોષણ અટકશે નહિ અને સંપત્તિની વહેંચણીમાં રહેલો અન્યાય કાઢી શકાશે નહિ. એ માટે જબરદસ્ત ક્રાન્તિ કરી મજૂરવર્ગે રાજ્ય-સત્તા હસ્તગત કરવી પડશે અને રાજ્યસત્તા વડે આર્થિક સમાનતાના ધોરણ ઉપર સમાજની નવી સમાજવાદી રચના કરવી પડશે.

૭. ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ નિરાળો જ છે. સમાજમાંથી શોષણ બિલકુલ નિર્મૂળ થઈ જાય એ તેમનો ઉદ્દેશ છે. પણ એ ઉદ્દેશની સિદ્ધિને અર્થે મૂડીદાર વર્ગને નાબૂદ ન કરતાં તેને એટલો બધો પલટી નાખવો કે તે શોષક મટી જાય અને સમાજને ઉપયોગી બને એમ તેઓ કહે છે. વળી આર્થિક શોષણનું મૂળ અત્યારની મોટા પાયા ઉપરની ઉત્પાદન પ્રથામાં છે એમ તેમનું માનવું છે. તેથી તેઓ ગ્રામઉદ્યોગની ઉત્પાદન પદ્ધતિ સૂચવે છે. મોટા પાયા ઉપરની ઉત્પાદન પદ્ધતિને લીધે દરેક દેશમાં બેકારીનો પ્રશ્ન ઊભો થયો છે તેના નિવારણ માટે અનેક ઉપાયો સૂચવવામાં આવે છે. પણ ગાંધીજીના ગ્રામઉદ્યોગ જેવો તરત અમલમાં મૂકી શકાય અને અસરકારક પણ થઈ શકે એવો બીજો કોઈ ઉપાય હજી સુધી સૂચવાયો નથી. વળી અત્યારના રોજબરોજ વધતા જતા આંતરરાષ્ટ્રીય વેપારની સામે સ્વદેશીનો ઉપાય સૂચવીને પણ તેઓ શોષણના અનેક માર્ગો બંધ કરી દે છે.

૮. ટૂંકમાં, ઉત્પન્ન થયેલી સંપત્તિની વહેંચણી સમાજમાં ન્યાયી ધોરણે થાય અને સંપત્તિના ઉત્પાદનમાં ફાળો આપનારા સૌને પોતાનું વાજબી મહેનતાણું પૂરેપૂરું મળે તેમાં જ સમાજની આબાદી અને પ્રગતિ છે. ધારો

કે સરખા વસ્તીવાળા બે દેશો હોય, ઉદ્યોગધંધા અને વેપાર રોજગારના આંકડા પ્રમાણે બન્ને દેશોનું કુલ ઉત્પન્ન અથવા કુલ આવક સરખેસરખાં હોય એટલે ઉપલક દૃષ્ટિએ જોતાં બન્ને દેશો સરખા શ્રીમંત ગણાતા હોય, પણ એક દેશમાં એ કુલ આવકનો નવ દશાંશ જેટલો ભાગ એક દશાંશ વસ્તીને મળતો હોય અને નવ દશાંશ વસ્તીને એક દશાંશ આવકમાંથી નિર્વાહ કરવો પડતો હોય, અને બીજા દેશમાં કુલ આવક આખી વસ્તીની વચ્ચે ન્યાય્ય ધોરણે વહેંચાતી હોય, ઓછામાં ઓછી આવક અને વધારેમાં વધારે આવક એ બેની વચ્ચેનો તફાવત બહુ જૂજ હોય તો બન્ને દેશો સરવાળે સરખા શ્રીમંત ગણાતા હોવા છતાં, બન્ને દેશની સર્વસામાન્ય સમૃદ્ધિ વચ્ચે આસમાન જમીનનું અંતર પડશે. બેમાંથી કયો દેશ વધારે સુખી હશે તે કહેવું મુશ્કેલ નથી.

આ વિભાગમાં વહેંચણીના પ્રશ્નનો વિચાર આપણે આ દૃષ્ટિએ કરીશું.

# પ્રકરણ ૨ જું

## ભાડું

૧. કોઈ પણ સ્થાવર અથવા જંગમ વસ્તુની માલકી ધરાવતો માણસ, એ વસ્તુ મુકરર કરેલા વખત માટે બીજાને વાપરવા માટે આપે, તેના બદલામાં તેની પાસેથી જે કાંઈ મુકરર કરેલી રકમ લે તે ભાડું, એ અર્થમાં ભાડું શબ્દ સાધારણ વ્યવહારમાં વપરાય છે. આવી રીતે ઘણી વસ્તુઓ ભાડે આપવામાં તથા લેવામાં આવે છે. મકાનમાલિક પોતાનું મકાન બીજાને રહેવા માટે ભાડે આપે છે. આપણે એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે બળદગાડું, ઘોડાગાડી અથવા મોટર ભાડે કરીએ છીએ. આગગાડીમાં બેસી મુસાફરી કરવા માટે આપણે ટીકીટ લઈએ છીએ તે આગગાડીનું ભાડું જ છે. આવી રીતે બજારમાં વાસણકૂસણ, ફર્નિચર તથા બીજું રાચરચીલું પણ ભાડે મળે છે. વેચાણમાં વેચનાર માણસ પોતાની માલકીની વસ્તુ તેની કિંમત લઈ કાયમને માટે બીજાને આપી દે છે. ભાડે આપનાર માણસ એ વસ્તુ થોડા નક્કી કરેલા વખતને માટે બીજાને વાપરવા આપે છે અને તેનું ભાડું લે છે. આ ભાડું માલિક એટલા માટે લે છે કે એ વસ્તુ બનાવવા માટે તેણે કાં તો કાંઈ શ્રમ ખર્ચ્યો છે અથવા તો એ મેળવવા કાંઈ મૂડી રોકી છે; તેથી બીજાને એ વસ્તુ જ્યારે એ વાપરવા આપે છે અને એ વપરાશને કારણે જ વસ્તુને કાંઈક ઘસારો પણ પહોંચે છે, ત્યારે એના બદલા તરીકે પેલા વાપરનાર માણસ પાસેથી એ કાંઈ પણ અવેજ લે છે. આ અવેજ તે પોતાની મહેનતના અથવા મૂડીના ફળરૂપ પેલી વસ્તુ બીજાને વાપરવા આપી તેનો બદલો છે. આમાં બે પક્ષ વચ્ચે કરાર થાય છે અને ભાડાની રકમ તથા વસ્તુ વાપરવાની બીજી શરતો કરારથી નક્કી થાય છે. આ ભાડાને કરારથી ઠરાવેલું ભાડું અથવા કરાર-ભાડું (કૉન્ટ્રેક્ટ-રેન્ટ) કહેવામાં આવે છે.

૨. અર્થશાસ્ત્રમાં ભાડાનો વિચાર કેવળ આ સામાન્ય અથવા પ્રચલિત અર્થમાં જ નહિ પણ ખાસ અર્થમાં કરવામાં આવે છે. આપણે ઉપર જે વસ્તુઓ ગણાવી જેવી કે ઘર, ઘોડાગાડી, ફર્નિચર, વાસણકૂસણ વગેરે — એનું તાત્વિક સ્વરૂપ જોઈએ તો એ બધી વસ્તુઓ મનુષ્યના શ્રમને પરિણામે બનેલી હોઈ કુદરતી સંપત્તિથી જુદા પ્રકારની છે. એ વસ્તુઓ વાપરવા આપવા માટે જે બદલો લેવામાં આવે છે તેને આપણે ભાડું ભલે કહીએ, પણ આપણે

આગળ જોઈશું કે, તત્ત્વતઃ એ આવી વસ્તુઓમાં રોકાયેલી મૂડીનું વ્યાજ છે. ભાડાનો વિચાર આપણે કુદરતી સંપત્તિ પરત્વે કરવાનો છે.

૩. આપણે કુદરતને અથવા કુદરતે બક્ષેલી સાધનસંપત્તિને ઉત્પાદનનું એક અંગ ગણ્યું છે. કુદરતે બક્ષેલી આવી વિપુલ સાધન-સંપત્તિમાં જમીન, ખાણો અને જંગલો મુખ્ય ગણાય છે. તેના ભાડાનો આ પ્રકરણમાં આપણે વિચાર કરવાનો છે. આ ત્રણ વસ્તુઓના ભાડાનો મુદ્દો શી રીતે ઉપસ્થિત થાય છે તે સમજવા માટે આ ત્રણે વસ્તુની મુખ્ય ખાસિયત આપણે નોંધવી જોઈશે. એક તો મૂડી અને મજૂરીની માફક આ વસ્તુઓનો જથો વધારી ઘટાડી શકાતો નથી. માંગને અનુલક્ષીને મૂડી અને મજૂરીમાં વધારો કરવો હોય તો થઈ શકે છે. જો કે મજૂરોની સંખ્યા આપણી ઇચ્છા પ્રમાણે ગમે તેટલી નથી વધારી શકાતી પણ તેના બદલામાં ભૌતિક શક્તિનો ઉપયોગ કરી તથા નવાં નવાં યંત્રોની શોધ કરી એટલે કે મૂડીમાં વધારો કરી આપણે મજૂરોની તંગીનો ઉપાય કરી શકીએ છીએ. પણ જમીનનો જથો તો પરિમિત જ છે. કોઈ નવા શોધાયેલા પ્રદેશમાં નવી વસાહત થાય ત્યારે ત્યાંની જમીન આપણે ઉપયોગમાં લઈ શકીએ, અને એ રીતે જમીનના જથામાં વધારો થાય, પણ અત્યારનું આપણું જ્ઞાન પહોંચે છે ત્યાં સુધી તો પૃથ્વી ઉપર માણસને વસવાટ લાયક સઘળા પ્રદેશોની શોધ થઈ ગઈ છે, અને નવી જમીન આપણને જડી આવે એમ લાગતું નથી. એટલે જુદાં જુદાં કામને માટે જમીનના વપરાશને લગતી બધી રમત આપણી પાસે જેટલી જમીન છે તેટલી જમીનની મર્યાદામાં રહીને જ આપણે રમવાની છે. ખાણોની અંદરના ખનિજના તથા જંગલોની પેદાશના જથાનું પણ આમ જ કહી શકાય. ખનિજના તથા જંગલોની પેદાશના પરિમિત જથા વડે જ આપણે આપણો વ્યવહાર ચલાવવાનો છે.

૪. ઉત્પાદનનાં આ ત્રણ કુદરતી અંગોને વિષે બીજી નોંધવા જેવી બીના એ છે કે બધી જમીન, બધી ખાણો તથા બધાં જંગલો પેદાશની દૃષ્ટિએ સરખા કસ, શક્તિ કે ગુણવાળાં નથી હોતાં. વધારે ફળદ્રુપ જમીનમાંથી અમૂક મૂડી અને મજૂરી લગાડતાં જેટલી પેદાશ થાય છે, તેટલી જ પેદાશ એટલી ને એટલી મૂડી અને મજૂરી લગાડ્યા છતાં ઓછી ફળદ્રુપ જમીનમાંથી થતી નથી. તેજ પ્રમાણે કેટલીક ખાણોમાંથી ખનિજ દ્રવ્ય વધારે સહેલાઈથી અને સારી જાતનું મળી શકે છે, ત્યારે કેટલીક ખાણોમાંથી એટલી જ મૂડી અને મજૂરી લગાડવા છતાં બહુ ઓછું ખનિજ દ્રવ્ય અને ઊતરતી જાતનું પણ મળે છે. જંગલોનું પણ આવું જ છે.

૫. વળી આ ત્રણે વસ્તુઓ સંપૂર્ણ રીતે સ્થાવર છે. મૂડી કે મજૂરીને એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસેડી શકાય છે, પણ જમીન, જંગલ કે

ખાણનો ઉપયોગ કરવો હોય તો તે જે સ્થળે હોય તે સ્થળે માણસે જવું પડે છે. તેથી તેની ઉપયોગિતામાં સ્થળ બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેની પેદાશનો ઉપયોગ નજીકના ભાગમાં જેટલો કરી શકાય છે તેટલો બહુ દૂરના ભાગમાં થઈ શકતો નથી. કારણ તેમાં વાહનખર્ચનો વિચાર કરવો પડે છે. જેમ દૂર જઈએ તેમ વાહનખર્ચ વધે. વળી અમુક જમીનનું તળ બહુ ફળદ્રુપ હોય પણ, એ એવા કોઈ જંગલની વચ્ચે આવી હોય, જેમાં હિંસ્ર પશુઓ વસતાં હોય અને જ્યાંનાં હવાપાણી માણસને માફક આવે એવાં ન હોય તો એવી જમીન ઉપયોગમાં લેતાં માણસને બહુ વાર લાગે છે. એટલે જમીનના ગુણમાં તેના કસ ઉપરાંત, વસ્તી અથવા બજારનું સાન્નિધ્ય, હવાપાણીની અનુકૂળતા તથા જાનમાલની સલામતી એ તત્ત્વો પણ ગણતરીમાં લેવાં પડે છે.

## ભાડાનો ખાસ અર્થ

૬. જમીનના સ્વરૂપ વિષે આટલું વિવેચન કર્યા પછી એના ભાડાનો પ્રશ્ન સમજવાનું બહુ સરળ થઈ પડશે. જ્યાં સુધી કોઈ પણ દેશમાં ખેડવા માટે માણસને જોઈએ તેવી જમીન પુષ્કળ પડી હોય અને પોતાની પસંદગી પ્રમાણે માણસ જે જમીન ખેડવી હોય તે ખેડી શકે તેવી સ્થિતિ હોય ત્યાં સુધી જમીનના ઉપયોગ માટે કોઈને પણ ભાડું આપવું પડશે નહિ. અમર્યાદિત પ્રમાણમાં મળનારાં હવાપાણી માટે અથવા એવી બીજી કુદરતી વસ્તુઓ માટે જેમ ભાડું નથી આપવું પડતું તેમ જમીન માટે પણ કોઈને ભાડું આપવું પડશે નહિ. જો દેશમાંની સઘળી જમીન સરખી જ ફળદ્રુપ હોત, બજારથી સરખા જ અંતર પર હોત, જથામાં અમર્યાદિત હોત અને બીજા બધા ગુણોમાં પણ સમાન હોત તો, ભાડાનો પ્રશ્ન ઉપસ્થિત થાત નહિ. પણ જમીન જથામાં અમર્યાદ નથી, તેમ ફળદ્રુપતા અને બીજા ગુણોમાં સમાન નથી તેથી દેશમાં જેમ વસતી વધતી જાય છે તેમ ખેડવા માટેની જમીન પસંદ કરવાની હરીફાઈ ઊભી થાય છે. દરેક માણસ સારામાં સારી જમીન ખેડવાનું પસંદ કરે છે. સારી સારી જમીનો ઉપર અમુક માણસોનો કબજો અને માલકીહક સમાજમાં સ્થાપિત થઈ ગયો હોય છે અને છતાં વધારે જમીન ખેડવાની તો જરૂર હોય છે જ. એટલે ઉત્તરોત્તર કમી ગુણ અને કસવાળી હલકી જમીન ખેડાણમાં લેવી પડે છે. હલકી જાતની જમીન ખેડાણમાં આવતાંવેંત જ માલૂમ પડે છે કે પ્રમાણમાં એક સરખો શ્રમ અને મૂડી ખર્ચતાં છતાં ઊંચી જાતની જમીનમાંથી વિશેષ મળતર થાય છે, અને હલકી જમીનમાંથી ઓછું મળતર થાય છે. આ બે

જમીનોની પેદાશ વચ્ચેના ફરકને અર્થશાસ્ત્રમાં ભાડું કહે છે. આપણે ભાડું શબ્દ જે ખાસ અર્થમાં વાપરવાના છીએ તે આ છે.

૭. આ વસ્તુ એક કાલ્પનિક દાખલાથી સ્પષ્ટ કરીશું. ધારો કે એક દેશમાં ત્રણ પ્રકારની જમીન છે. क પ્રકારની જમીન ખૂબ જ ફળદ્રુપ છે, ख પ્રકારની તેનાથી ઓછી ફળદ્રુપ છે. અને ग પ્રકારની તેથી પણ ઓછી ફળદ્રુપ છે. પ્રથમ તો લોકો क પ્રકારની જમીન ખેડવા માંડશે અને જ્યારે વસ્તી વધશે તથા વધુ અનાજની જરૂર પડશે ત્યારે લોકો ख પ્રકારની જમીન પણ ખેડાણમાં લેશે. વસ્તીમાં વળી વધારો થશે અને અનાજની જરૂરિયાત વધશે ત્યારે લોકો ग પ્રકારની જમીન પણ ખેડવા માંડશે. હવે ધારો કે રૂ. ૧૦૦૦)ની મૂડી અને શ્રમ ખર્ચવાથી क પ્રકારની જમીનમાંથી ૧૦૦૦ મણ ઘઉં પાકે છે. પણ વસ્તી વધતાં જરૂરિયાત વધવાથી ख જમીન ખેડાણમાં લેવાની જરૂર પડે છે. પણ તે ઊતરતા પ્રકારની હોઈ રૂ. ૧૦૦૦) ની જ મૂડી અને શ્રમ ખર્ચતાં તેમાંથી ૭૫૦ મણ ઘઉં પાકે છે. પણ વસ્તી હજી વધે છે અને લોકોને વધારે અનાજ જોઈએ છે એટલે લોકો ग પ્રકારની જમીન પણ ખેડવા માંડે છે. પણ તે વિશેષ ઊતરતા પ્રકારની હોઈ તેમાં રૂ. ૧૦૦૦)ની મૂડી અને શ્રમ ખર્ચતાં ૫૦૦ મણ ઘઉં પાકે છે. આ ઘઉંની પણ સમાજમાં જરૂરિયાત તો છે જ. હવે આ ત્રણે પ્રકારની જમીનમાંના ઘઉં એક સરખી જાતના હોવાથી બજારમાં તો તેનો ભાવ એક જ રહેશે. પહેલા પ્રકારની જમીનવાળાને ઘઉંની પડતર કિંમત રૂપિયે મણની છે, બીજા પ્રકારની જમીનવાળાને ઘઉંની પડતર કિંમત રૂપિયાના પોણા મણની છે અને ત્રીજા પ્રકારની જમીનવાળાને ઘઉંની પડતર કિંમત રૂપિયાના અડધા મણની છે. ત્રીજા પ્રકારની જમીનવાળાને પોતાના ઘઉં જે ભાવે પડ્યા હશે તેથી સસ્તા તે નથી વેચી શકવાનો અને એના ઘઉંની જરૂર તો છે જ એટલે બજારમાં ઘઉંના ભાવ ત્રીજા પ્રકારની જમીનવાળાની પડતર કિંમત મુજબ રહેશે. એ ભાવે વેચવામાં ग જમીનવાળાને પોતે રોકેલી મજૂરી અને મૂડીનું વળતર મળી રહેશે, પણ બીજો કશો વધારો રહેશે નહિ. क અને ख જમીનવાળાને ઘઉંના ભાવ તો ग જમીનવાળા જેટલા જ મળશે એટલે क જમીનવાળાને રૂ. ૧૦૦૦)નો વધારો અને ख જમીનવાળાને રૂ. ૫૦૦)નો વધારો મળશે. ग જમીનને આપણે ખેડાણની પસંદગી માટે છેલ્લી અથવા કિનારા ઉપરની જમીન કહીશું. જો આ ત્રણે જમીનમાં કુલ પાકી શકે તેથી પણ વધારે ઘઉંની જરૂર ઊભી થાય તો તેથી પણ ઊતરતી ચોથા પ્રકારની જમીન ખેડાણમાં લેવી પડે. તે વખતે ચોથા પ્રકારની જમીન ખેડાણના કિનારા ઉપરની જમીન ગણાય. અને એ જમીનમાં ઘઉં પકવતાં જે પડતર

કિંમત આવે તે ભાવે બધા ઘઉં વેચાય. એમ બને ત્યારે ત્રીજા પ્રકારની જમીનવાળાને પણ થોડો વધારો રહે. પણ જો ઘઉંની જરૂરિયાત ઓછી હોય અને તેની માંગ ઘટી જાય તો એવું પણ બને કે ત્રીજા પ્રકારની ग જમીન-વાળાને પણ ખેડાણ કરવું ન પોસાય. કારણ ઘઉંની માંગ ઓછી હોવાથી અને એ માંગ क અને ख જમીનમાં પેદા થતા ઘઉંથી પૂરી પડી રહેતી હોવાથી ग જમીનવાળાને ઘઉંની જે પડતર કિંમત પડી હોય તે કિંમતે કોઈ ઘઉં ખરીદવા તૈયાર નહિ થાય. એવા પ્રસંગે બીજા પ્રકારની એટલે ख જમીન ખેડાણના કિનારા ઉપરની જમીન બનશે. તેનું ખેડાણ કરનારને પોતાની પડતર કિંમત જેટલું જ મળશે. કશો વધારો નહિ મળે. ખેડાણના કિનારા ઉપરની જમીન કરતાં જેટલી ચઢિયાતી જમીન હશે તે જમીન ખેડતાં વધારો રહેશે. આ વધારાને જમીનનું ભાડું અથવા સાંથ કહેવામાં આવે છે. ખેડાણના કિનારા ઉપરની જમીનને ભાડું અથવા સાંથ ન ઉપજે એવી જમીન કહેવામાં આવે છે.

૮. આ ઉપરથી જમીનના ભાડાની વ્યાખ્યા એ બાંધી શકાય કે:

જુદા જુદા કસ અને ગુણવાળી જમીન ખેડાણમાં લેતાં, હલકામાં હલકી જમીનમાં માલ પકવતાં માલની જે પડતર કિંમત આવે તેની અને તેથી ચઢતા પ્રકારની જમીનોમાં પકવેલા માલની જે પડતર કિંમત આવે તે બે વચ્ચેનો તફાવત તે, તે જમીનનું ભાડું.

## અનુપાર્જિત વધારો

૯. આપણા દાખલામાં क જમીનનું ભાડું રૂ. ૧૦૦૦) ગણાય. ख જમીનનું ભાડું રૂ. ૫૦૦) ગણાય અને ग જમીનનું ભાડું શૂન્ય ગણાય. ग જમીનવાળો એટલા જ માટે ખેતી કરે છે કે તેને પોતે રોકેલી મૂડી, તથા કરેલી મહેનત મજૂરીનું વળતર તેમાંથી મળી રહે છે. क અને ख જમીન-વાળાને જે વધારો અથવા ભાડું મળે છે તે પોતે એ જમીનના માલિક હોવા બદલ જ મળે છે. તે માટે તેમને કશી વિશેષ મહેનત નથી કરવી પડી કે વિશેષ મૂડી નથી રોકવી પડી, તેમ વિશેષ કુશળતા પણ દાખવવી નથી પડી. તેથી તેમને મળેલા વધારા અથવા ભાડાને વગર મહેનતે મળેલો વધારો અથવા 'અનુપાર્જિત વધારો' કહેવામાં આવે છે. આપણે ભાડાનો જે પ્રચલિત અર્થ કરીએ છીએ અને જેને માટે આપણે કરાર-ભાડું એવો શબ્દ વાપર્યો છે તે કરતાં અર્થશાસ્ત્રના ભાડાનો અર્થ જુદો જ છે એ આટલા ઉપરથી સ્પષ્ટ થશે. કરાર-ભાડાથી અલગ પાડવા માટે આપણે એને માટે આર્થિક ભાડું શબ્દ વાપરીશું.

૧૦. આપણે જોઈ ગયા છીએ કે કારખાનાંના ઉત્પાદનને મુકાબલે જમીનના ઉત્પાદનમાં ઘટતી પેદાશનો કાયદો જલદી અમલમાં આવે છે. ઘટતી પેદાશનો કાયદો અમલમાં આવે છે તેથી જ આ ભાડું અથવા સાંથ જે વગર મહેનતે મળેલો વધારો છે તેની શક્યતા ઊભી થાય છે.

૧૧. કાલ્પનિક દાખલો લઈ ઉપર કરેલા વિવેચનમાં આપણે ત્રણ વાતો ગૃહીત કરી લઈને ચાલ્યા છીએ: (૧) દેશમાં જમીન ઉત્તમ પાકવાળીથી માંડીને ઊતરતા જતા પાકવાળી, એ ક્રમથી ખેડાણમાં આવે છે; (૨) ઓછા પાકવાળી જમીનમાં વાવેતર કરવાનું કારણ વસ્તીનો વધારો છે; અને (૩) વસ્તી જેમ જેમ વધતી જાય છે તમ તેમ અનાજની માંગ વધવાને લીધે તેની કિંમત પણ વધતી જાય છે અને જેમ જેમ હલકી જમીનમાં વાવેતર થતું જાય છે તેમ તેમ ચઢિયાતી જમીનના માલિકોનાં ભાડાં અથવા સાંથ વધતાં જાય છે.

૧૨. પરંતુ, અર્થશાસ્ત્રના વિશિષ્ટ અર્થમાં ભાડું કોને કહેવાય એ સમજાવવા ખાતર જ આ દાખલો કલ્પેલો છે. વાસ્તવિક હકીકતમાં ખેડવા માટેની જમીનની પસંદગી આવા કશા ક્રમમાં થતી નથી. દેશમાં લોકો નવો વસવાટ કરે છે ત્યારે તો જે જમીન પ્રથમ એમના જોવામાં આવે છે તે જ તેઓ ઉપયોગમાં લે છે. એવું પણ બને કે આ જમીન હલકા પ્રકારની હોય, અને પછી જેમ જેમ વસ્તી વધતી જાય અને તેઓ આગળ વધતા જાય તેમ તેમ અંદરના સપાટ પ્રદેશમાં વધારે ફળદ્રૂપ જમીન તેમના હાથમાં આવે. એટલે કેટલીક વાર તો એવું પણ બને કે વસ્તી વધવાની સાથે લોકો વધારે સારી જમીન ખેડતા થાય અને તેથી અનાજની કિંમત ઓછી થાય તથા જૂની જમીનોનાં ભાડાં ઘટે એટલે જમીનનું ભાડું હમેશ વધતું જ જાય છે એમ કહેવું એ બરાબર નથી. દેશમાં ને દેશમાં વધારે ફળદ્રુપ જમીન જડી આવે તે ઉપરાંત બીજા દેશમાં નવી વસાહત થઈ હોય અને ત્યાં ઉગાડેલું સસ્તું અનાજ દેશમાં આવે ત્યારે પણ જૂના દેશમાં જમીનભાડું ઓછું થાય છે. અમેરિકામાંથી સસ્તું અનાજ ઇંગ્લંડ જવા લાગ્યું ત્યારે ઇંગ્લંડમાં જમીનનાં ભાડાં ઓછાં થયેલાં. આપણા દેશમાં સુદાનનો સસ્તો કપાસ તથા ઑસ્ટ્રેલિયાના સસ્તા ઘઉં આવવાને કારણે કપાસ તથા ઘઉંના ભાવ ઘટ્યા હતા અને તેની અસર એ પાકના વાવેતરવાળી જમીનના ભાડા ઉપર થવા માંડી હતી.

૧૩. આમ છૂટા છૂટા દાખલા વિચારીએ તો ઘણી જાતના અપવાદો જડી આવે. પણ એકંદરે જોતાં એટલું નક્કી છે કે ચઢિયાતા ગુણ, કસ અને અનુકૂળતાવાળી જમીન અને ઊતરતા ગુણ તથા કસવાળી અને બીજી

પ્રતિકૂળતાઓવાળી જમીન, એ એના ભાડામાં ફરક પડ્યા વિના રહેતો નથી. અને દેશની તમામ ખેડવા લાયક જમીન ખેતીના ઉપયોગમાં લેવાઈ જાય ત્યાર પછી વધારે રસાળ અને વધારે અનુકૂળતાવાળી જમીનના માલિકને પેલો 'અનુપાર્જિત વધારો' મળે જ છે.

૧૪. ખેતી કરતાં પણ મકાન બાંધવા લાયકની જમીનની કિંમતમાં આવો અનુપાર્જિત વધારો ઘણી વાર એકાએક થવા પામે છે. કોઈ ગામમાં કે શહેરમાં અમુક લત્તો છેવાડા ઉપરનો હોય, ત્યાં પ્રતિષ્ઠિત માણસોની વસ્તી પણ ન હોય તે વખતે એ જમીનની કિંમત ઓછી હોય, પણ વસ્તી વધવાને કારણે અથવા એ લત્તાની બીજી કોઈ અનુકૂળતા ધ્યાનમાં આવવાથી એ ભાગમાં વસ્તી વધવા માંડે તો ત્યાંની જમીનના ભાવ એકદમ વધી જાય છે. શહેરોમાં તો નવા રસ્તા પડવાથી પણ રસ્તા ઉપર આવેલી જમીનના ભાવ વધી જાય છે. આવે પ્રસંગે તે તે જમીનના માલિકોને બહુ મોટા અનુપાર્જિત વધારા મળી જાય છે. આજ ન્યાય જંગલો અને ખાણોને લાગુ પડે છે. જેમ જેમ એની પેદાશને માટે માગણી વધતી જાય છે તેમ તેમ ઓછાં ઉપજાઉ જંગલો અને ખાણો કામમાં લેવામાં આવે છે. અને વધારે ઉપજાઉ જંગલો અને ખાણોવાળાને અનુપાર્જિત વધારો મળવા માંડે છે.

૧૫. ઉપરની વિચારસરણી પ્રમાણે દરેક દેશમાં 'ભાડા' વિનાની અમુક જમીન તો હોવી જ જોઈએ એમ આપણે માનવું પડે. કારણ ખેડૂતને પોતે રોકેલી મૂડી અને મજૂરીનું વળતર મળી રહેતાં કાંઈ બચે તો જ તે ભાડું આપે ને? પણ આપણા દેશમાં હકીકત જુદી જ છે. ખેડૂતના મોટા ભાગને ખેતી કરવી પોસાતી નથી, એ અર્થમાં કે તેમાંથી પોતાના ગુજરાન જેટલું એને નથી મળી રહેતું, છતાં એ ખેતી કરે છે, કારણ ખેતી કરતો હોય તો એને કોઈ ધીરનાર પણ મળે. એની મહેનત મજૂરીમાંથી જે કાંઈ શોષણ થઈ શકે એ ખરું એમ કરી એને ધીરનારા નીકળે અને ખેડૂત વિચારે કે સાવ ભૂખે મરી જવા કરતાં અધપેટે રહીને પણ આ રીતે જીવી શકાય તો જીવવું, એમ કરી તે ખેતી કર્યા કરે છે. એની પોતાની જમીન ન હોય તો આર્થિક દૃષ્ટિએ ન પોસાય એવી જમીનનું પણ ભાડું કે સાંથ આપીને એ ખેતી ચલાવે છે. તેથી આપણા દેશમાં તો આર્થિક દૃષ્ટિએ જે જમીન ભાડા અથવા સાંથને લાયક નથી હોતી તેવી જમીનની પણ સાંથ ઊપજે છે. જમીનમાં ભાડા લાયક કસ કે ગુણ ન હોવા છતાં અને પોતે કશી મહેનત ન કરતા હોવા છતાં, કેવળ જમીન ઉપરના માલકી હકને કારણે જ આવા જમીનદારોને ભાડું અથવા સાંથ મળે છે. આવા જમીનદારને જે આવક થાય છે તે જમીનની ફળદ્રુપતાને લીધે નથી હોતી પણ જમીનની તંગીને લીધે જ હોય

છે. એટલે આ આવક અનુપાર્જિત હોવા ઉપરાંત વિશેષ રૂપે શોષણકારી હોય છે.

૧૬. આથી ઊલટું આજે જેટલા જમીનદારોને ભાડું અથવા સાંથ મળે છે તે બધાને જ તે અનુપાર્જિત આવક છે તેમ કહેવું પણ બરાબર નથી. આજે જેટલી જમીન ભાડે અથવા સાંથે અપાય છે તે બધી જ કાંઈ મૂળે કુદરતી ફળદ્રુપતાવાળી નહોતી. એ જમીનને સુધારવામાં ઠીક ઠીક મૂડી ખર્ચવામાં આવી ત્યારે તે ફળદ્રુપ બની છે. આજે બહુ થોડી જમીન તદ્દન એના કુદરતી સ્વરૂપમાં હશે. લગભગ સઘળી જ જમીનની સુધારણા પાછળ મૂડી અને મહેનત ખર્ચાયેલાં હોય છે. જમીનનું તળ કદાચ ફળદ્રુપ હોય પણ એ જમીન ઝાડી અને ઝાંખરાથી ભરેલી હોય, અથવા બરાબર સપાટ ન હોય, તેના ઉપર મૂડી અને મહેનત ખર્ચાય છે ત્યારે જ એની ફળદ્રુપતાનો લાભ મળે છે. કેટલીક જમીનનું તળ તદ્દન હલકું હોય એવી જમીનને લાંબા વખત સુધી ખાતર ભરી ભરીને ફળદ્રુપ બનાવવામાં આવે છે. આવી જમીનનું જે ભાડું અથવા સાંથ ઊપજે છે તે આપણે ભાડાનો જે અર્થ કર્યો તે અર્થમાં ભાડું નથી હોતું પણ તેના માલિકે ખર્ચેલી મૂડીનું વ્યાજ હોય છે. જમીનનું ભાડું તે સાચું આર્થિક ભાડું નહિ પણ મૂડીનું વ્યાજ હોય એવા કેટલાક તદ્દન સ્પષ્ટ દાખલા પણ હોય છે. ધારો કે કોઈ જમીન એના ઉપજાઉપણા અથવા એના બીજા ગુણો — જેવી કે બજારનું સાંનિધ્ય, મોખરાનો લત્તો વગેરે — ઉપરથી અંકાયેલી બજાર કિંમતે કોઈ માણસે ખરીદી. એને જે આવક મળે છે તે તો એ જમીનમાં રોકેલાં નાણાંનું વ્યાજ જ હોય છે. વસ્તી વધવાની સાથે અથવા બીજાં કારણોથી જમીનની જે વધારે આવક મળે તથા જમીનની કિંમત વધે તેનો લાભ બહુ જૂના વખતથી જમીન ધારણ કરતા આવેલા જમીનદારને જ્યારે મળે છે ત્યારે તે અનુપાર્જિત વધારો હોય છે ખરો, પણ આવા વધારાને લીધે જમીનની કિંમત ઉત્તરોત્તર વધતી જ જાય છે અને વધેલી કિંમતે જે જમીન ખરીદે છે તેને પેલો અનુપાર્જિત લાભ મળતો નથી.

## ભાડાનું અન્યાયીપણું

૧૭. જમીન, જંગલ અથવા ખાણના જે માલિકોને અનુપાર્જિત વધારો મળે છે તેના ઉપર વાજબી રીતે કેટલે દરજ્જે તેમનો હક ગણી શકાય એ પ્રશ્નની વિચારણામાંથી આ નવા ખરીદનારાઓ બાતલ થવા ઇચ્છે છે. આપણે પણ આ પ્રકરણ પૂરતા તેમને બાતલ રાખીને તેમનો વિચાર વ્યાજના પ્રકરણમાં કરીશું. કારણ વ્યાજ ખાવાના અધિકાર વિષે પણ અનુપાર્જિત

વધારાના જેવો જ પ્રશ્ન વિચારવાનો છે. આર્થિક ભાડાનું અથવા અનુપાર્જિત વધારાનું ઉપર જે પૃથક્કરણ આપણે કર્યું તે ઉપરથી એટલું તો ચોખ્ખું જણાય છે કે જેમને અનુપાર્જિત વધારો મળે છે એ લોકોનો એ જમીન, જંગલ કે ખાણના માલિક હોવા ઉપરાંત ઉત્પાદન કાર્યમાં બીજો કશો ફાળો નથી હોતો. ઉત્પાદન વધારવા માટે તેઓ કાંઈ મહેનત કરતા હોય, અક્કલ હોશિયારી વાપરતા હોય, સારી યોજના અને વ્યવસ્થા કરતા હોય તો તો તે બદલ પણ તેમનું કાંઈક મહેનતાણું ગણવામાં આવે. પણ આ લોકો તો ખાસ્સા આયતારામો હોય છે. તેમનામાંથી ઘણા તો પોતાની જમીન ઉપર રહેતા જ નથી. શહેરમાં રહ્યા રહ્યા જમીનમાંથી બેઠી આવક આવે તે ઉડાવે છે. ઘણાએ તો પોતાની જમીન જોયેલી પણ નથી હોતી. એવાને ગેરહાજર અથવા અનુપસ્થિત જમીનદાર (ઍબસન્ટી લૅન્ડલૉર્ડ) કહે છે. પોતાની જમીન સારી સચવાય છે કે નહિ, તેના ઉપર કામ કરનારા ખેડૂતો કેવી જિંદગી ગાળે છે, તેમને અને તેમનાં બાળકોને પેટપૂરતું ખાવા મળે છે કે નહિ, તેમના લેણદારો એ ખેડૂતોને કેવા પજવે છે, એમાંનું કશું જોવાની આ જમીનદારો દરકાર રાખતા નથી. તેમનામાંના ઘણાને તો પોતાનું જ જોવાના હોશકોશ હોતા નથી, ત્યાં ખેડૂતનું શું જુએ? બેઠી આવક ઉપર આળસુ પડયા રહેતા હોઈ, તેઓ ઉડાઉ, દુરાચારી અને વ્યસની જીવન ગાળે છે અને દેવામાં ડૂબે છે. એમને જે ભાડું મળે છે તે આપણા દેશમાં તો તેના ખરા અર્થમાં અનુપાર્જિત વધારો પણ નથી હોતો. ખેડૂતો ઉપરનો એક બોજો જ છે. અનુપાર્જિત વધારો તો ત્યારે જ કહેવાય જ્યારે ખેડૂતોને પોતાની મજૂરીનો પૂરેપૂરો બદલો મળી રહેતો હોય અને પછી કાંઈક વધે. ખેડૂતોની કંગાળ અને દેવાદાર દશા સૂચવે છે કે તેમને પોતાની મહેનતનો બદલો નથી જ મળી રહેતો. એટલે જ આ ભાડું અથવા સાંથ ખેડૂતો ઉપરનો બોજો છે. જમીનદારો આયતારામ મટી જઈ પોતાની જમીનનું ઉત્પન્ન વધારવામાં ખેડૂતોની સાથે મળીને કામ કરે, તો એ કામના મહેનતાણા તરીકે એમને કાંઈક મળી શકે ખરું. પણ એ રીતે કામ કરવા તેઓ તૈયાર ન હોય તો જમીન ઉપરનો તેમનો માલકી હક ગેરવાજબી છે અને એ હક એમની પાસેથી છોડાવી દેવો જોઈએ એમ કહેવામાં કશું ખોટું નથી. ઉત્પાદનનાં સાધનોમાં જમીન એ બહુ મોટું સાધન છે અને કશું કામ કર્યા વિના કેવળ તેના ઉપરના માલકી હકને કારણે તેની આવકનો મોટો ભાગ આ લોકો પડાવી જાય એ ભારે સામાજિક અને આર્થિક અન્યાય છે. તેથી સમાજવાદીઓ જેઓ ઉત્પાદનનાં સઘળાં સાધનો ઉપરનો માલકી હક નાબૂદ થવો જોઈએ એમ માને છે, તેઓ કહે છે કે જમીન ઉપરનો માલકી હક વહેલામાં વહેલો નાબૂદ કરવો જોઈએ.

ગાંધીજી પણ सब भूमि गोपालकी એ વચન ટાંકીને જે ખેડે એની જ જમીન હોય એ ન્યાય છે એમ કહે છે. તેમ છતાં જમીનદારોએ પોતાની જમીનના માલિક રહેવું હોય તો માલિક તરીકેની ફરજો બજાવીને જ તેઓ રહી શકે એમ તેઓ કહે છે. તેમણે પોતાની મિલકતના ટ્રસ્ટી બનવું જોઈએ. એમને પેલો અનુપાર્જિત વધારો તો ન મળે, પણ ટ્રસ્ટી તરીકેની એમની કામગીરીનું જે વાજબી મહેનતાણું થાય તે મળે. આપણી ખેતીની પ્રગતિ માટે ખેડૂતોને ઘણી ઘણી જાતની મદદની તેમ અનેક પ્રકારના માર્ગદર્શનની જરૂર છે. આ કામ જો પોતાની મિલકતના ટ્રસ્ટી બનીને જમીનદારો સારી રીતે કરતા થઈ જાય તો તેઓ પોતાને ભલે જમીનના માલિક માને અથવા ગણાવે, પણ એ જમીનની આવકમાંથી કાંઈ પણ લેવાના હકદાર તો તેઓ ત્યારે જ ગણાય જ્યારે તેમણે તેમાંથી થતા ઉત્પાદનમાં પોતાની કામગીરીથી કાંઈ પણ ફાળો આપ્યો હોય. એ કામગીરીનું વાજબી મહેતાણું જ તેમને મળે. પણ આજે તેમને જે ભાડું મળે છે — જેને માટે સાંથ, ગણોત અથવા દાણ શબ્દ વાપરવામાં આવે છે તેના હકદાર તો તેઓ નથી જ. આવા અનુપાર્જિત વધારા અથવા આર્થિક ભાડા ઉપર કોઈ વ્યક્તિનો નહિ, પણ આખા સમાજનો હક હોવો જોઈએ.

## પ્રકરણ ૩ જું

## વ્યાજ

### બચત

૧. માણસને જે આવક મળે છે તેમાંથી કાંઈને કાંઈ બચાવવાની તે ઇચ્છા રાખે જ છે. માણસ જાણે છે કે અમુક ઉંમર પછી તે બરાબર કામ કરી શકશે નહીં અને પોતાની આવક અથવા રોજી વહેલી મોડી બંધ થશે. એટલે માંદગી, અકસ્માત તથા ઘડપણ વખતે કામ આવે તે માટે તે થોડું ઘણું પણ બચાવવા પ્રયત્ન કરે જ છે. અલબત્ત મજૂરિયાત તથા નોકરિયાત વર્ગને આવી બચત કરવાની જરૂર વિશેષ હોય છે. છતાં મૂડીદાર અને જમીનદાર પણ આવો વિચાર નથી કરતા એમ નથી. આવા હેતુથી જે બચાવવા ઇચ્છે છે તેમને બચત કરવા માટે બીજી કોઈ વિશેષ લાલચની જરૂર હોતી નથી. ભવિષ્યમાં હેરાન ન થવું પડે તે હેતુ જ તેમને બચત કરવા માટે પ્રેરે છે. પણ જેટલા બચત કરવા ઇચ્છે છે તે સઘળા કાંઈ બચત કરી શકતા નથી. કારણ કુલ વસ્તીના બહુ મોટા ભાગની દશા તો એવી હોય છે કે તેમનું રોજનું ગુજરાન પણ માંડ માંડ પૂરું થઈ રહે. એમનાથી ઉપરનો થોડો વર્ગ એવો હોય છે જેઓ કરકસર કરીને કાંઈક બચાવી શકે છે. અને દરેક સમાજમાં છેક ઉપલો વર્ગ એવો પણ હોય છે કે જેમને બચત કરવા માટે કશી જ કરકસર કરવી નથી પડતી. છૂટથી પોતાને કરવું હોય તેટલું ખર્ચ કરે છે છતાં તેમની આવક જ એટલી બધી વધારે હોય છે કે તેઓ પૂરેપૂરી ખર્ચી શકતા નથી. આવા લોકો કશી જ તંગી વેઠ્યા વિના બહુ મોટી બચત કરી શકે છે.

૨. માણસો પોતાની બચત કાંઈ ઘરમાં રાખી મૂકતા નથી. પણ સમાજમાં ઉદ્યોગ ધંધા ચલાવવા માટે જે મૂડી જોઈએ તેમાં રોકે છે. લોકો જમાના થયાં જે બચત કરતા આવ્યા છે તે બધી મૂડીના રૂપમાં એકઠી થયેલી છે અને પ્રતિદિન નવી બચત થતી જાય તે પેલી એકઠી થયેલી મૂડીમાં ઉમેરાતી જાય છે.

૩. વળી સમાજમાં જેટલું ઉત્પાદન થાય છે તે સઘળું કાંઈ વપરાશ માટે થતું નથી. કેટલુંક ઉત્પાદન તો વપરાશની વસ્તુઓ બનાવવાનાં સાધનોનું જ, જેને આપણે ઉત્પાદન સંપત્તિ કહી ગયા છીએ તે પ્રકારનું થાય છે. આવું ઉત્પાદન પણ અત્યાર સુધી એકઠી થયેલી મૂડીમાં ઉમેરાતું જાય છે. આ

મૂડીના જેઓ માલિક છે અને જેઓ નવી બચત કરીને એ બચતને મૂડી તરીકે વાપરવા આપે છે તેઓ પોતાની મૂડીના વપરાશનો બદલો માગે છે. આ બદલાને વ્યાજ કહેવામાં આવે છે. અત્યારે તમામ મૂડીની કિંમત નાણાંના રૂપમાં ગણવામાં આવે છે અને લોકો પોતાની બચત પણ નાણાંના રૂપમાં કરે છે એટલે વ્યાજની ગણતરી નાણાં ઉપર કરવામાં આવે છે.

૪. એવું પણ બને છે કે જેમની પાસે ફાજલ નાણાં હોય તે હંમેશાં કોઈ ઉત્પાદક કાર્યમાં જ રોકતા નથી. કોઈ માણસને લગ્ન કે મરણ જેવા સામાજિક પ્રસંગે ખર્ચ કરવા નાણાં જોઈતાં હોય, અથવા પોતાનું ઘરખર્ચ ચલાવવા નાણાં જોઈતાં હોય અથવા કોઈ શ્રીમંત માણસના ઉડાઉ દીકરાને મોજમજામાં ઉડાવવા નાણાં જોઈતાં હોય, એવાં એવાં કામો માટે વાપરવા સારુ પણ નાણાં આપવામાં આવે છે. તેનું પણ નાણાંનો માલિક વ્યાજ તો લે જ છે. કોઈ વસ્તુનો માલિક પોતાની વસ્તુ અમુક મુકરર વખત માટે બીજાને વાપરવા આપે તેનું જેમ ભાડું લે છે તેમ નાણાં આપતી વખતે એ નાણાંના ભાડા તરીકે, નાણાંના વપરાશના બદલા તરીકે વ્યાજ લેવામાં આવે છે. એ નાણું ઉત્પાદક કાર્યમાં વપરાય કે અનુત્પાદક કાર્યમાં વપરાય એ પ્રશ્ન વ્યાજે નાણાં ધીરનાર આગળ ગૌણ હોય છે.

૫. આવી રીતે નાણાંનું વ્યાજ મળતું હોવાથી જેનાથી કાંઈ પણ બચત કરી શકાય તે બચત કરીને પોતાનાં બચાવેલાં નાણાંનું વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે. આમ અમુક દરજ્જે વ્યાજ પણ બચત કરવામાં એક પ્રેરક કારણ થઈ પડે છે. કેટલાક માણસો એવો પણ વિચાર કરે છે કે એટલાં નાણાં બચાવી રાખવાં, જેના વ્યાજમાંથી પોતાનો નિર્વાહ આગળ ઉપર ચાલી રહે. કેટલાક માણસો પોતાનાં બચાવેલાં નાણાંને નાણાંના રૂપમાં રોકવાને બદલે તેમાંથી ઘર કે જમીન ખરીદી લે છે; એ હેતુથી કે મિલકત પોતાને કબજે રહે અને તેના ભાડાની આવક પણ થાય. આવું ભાડું તત્ત્વતઃ જોવા જઈએ તો વ્યાજ જ છે એ ગયા પ્રકરણમાં કહેવાઈ ગયું છે.

## બચતના રોકાણમાં જોખમો

૬. બચતનો તાત્ત્વિક અર્થ જોઈએ તો એ જ છે કે જે રકમ આપણે આજે ખર્ચી શકત તે ન ખર્ચતાં ભવિષ્યમાં ખર્ચવા માટે રાખી મૂકીએ છીએ. આમ કરવામાં જે લાભ છે તેની સાથે કેટલાંક જોખમ પણ રહેલાં છે. આજે નાણાંનું જે મૂલ્ય હોય તેટલું ભવિષ્યમાં ન પણ હોય. બચાવેલાં નાણાં વડે આજે આપણે ઘર કે જમીન ખરીદી લીધાં હોય તેની કિંમતમાં ઘટાડો થઈ જાય એવું પણ બને. કેટલીક વાર અકસ્માત લાભ પણ થઈ

જાય છે. નાણાંનું મૂલ્ય ભવિષ્યમાં વધી જાય અથવા ઘર કે જમીન ખરીદી હોય તેની કિંમત વધી જાય. તે જ પ્રમાણે જે ઉદ્યોગમાં નાણાં રોકયાં હોય તે ઉદ્યોગ પડી ભાંગે અથવા વધુ ખીલે. આમ બચાવેલાં નાણાંનું રોકાણ કરવામાં અકસ્માત લાભ અથવા ગેરલાભ રહેલા છે. બચત કરવામાં અને તેનું રોકાણ કરવામાં જોખમનું તત્ત્વ પૂરેપૂરું છે. નાણાં રોકનાર આ જાતનું જોખમ ખેડે છે એ વ્યાજના બચાવમાં એક સબળ દલીલ છે.

૭. માણસ પોતાની પાસેનાં નાણાંનું રોકાણ કરતી વખતે વ્યાજના રૂપમાં થવાની આવકનો લાભ અને રોકાણ કરવામાં રહેલું જોખમ એ બેની સરખામણી કરીને રોકાણ કરે છે. કરેલા રોકાણમાંથી પોતાની મરજીમાં આવે ત્યારે નાણાં ઉપાડી લઈ શકાય એમ હોય ત્યારે જોખમ ઓછું રહે છે અને રોકાણ બાંધી મુદતનું હોય ત્યારે જોખમ વધારે રહે છે. તેમાંયે વળી જેમ મુદત લાંબી તેમ જોખમ વધારે. માણસ આગળ વધુ ભારે વ્યાજની લાલચ ન હોય તો તે દસ વરસની મુદત માટેના ધીરાણ કરતાં જરૂર પાંચ વરસની મુદતનું ધીરાણ કરવાનું પસંદ કરશે. પણ વધારે વ્યાજની લાલચે માણસો લાંબી મુદતનાં ધીરાણ કરે છે. જોખમ અને આવકનો લાભ, એ બે વસ્તુઓનો વિચાર કરી માણસ જુદી જુદી રીતે પોતાની બચતનું રોકાણ કરવા પ્રેરાય છે. તેમાંની મુખ્ય અહીં ગણાવી છે: (૧) મકાન તથા એવી જમીન જેનું ભાડું ઊપજે એવી સ્થાવર મિલકત ખરીદવામાં, (૨) શરાફને ત્યાં અથવા બૅન્કમાં ચાલુ ખાતામાં (૩) શરાફને ત્યાં અથવા બૅન્કમાં બાંધી મુદતના ખાતામાં (૪) સરકારી લોન અથવા મ્યુનિસિપાલિટી કે લોકલ બોર્ડના ડિબેન્ચરમાં (૫) કારખાનાંના શૅરોમાં (૬) સ્થાવર મિલકતની જામીનગીરી ઉપરના ધીરાણમાં.

૮. એકદમ સલામતીની દૃષ્ટિએ જોવા જઈએ તો તો માણસ પોતાની પેટીમાં કે તિજોરીમાં જ નાણું સંઘરી રાખે એ વધારેમાં વધારે સલામત ગણાય. જો કે તેમાંયે ચોર લૂંટારાની બીક તો રહે જ છે. છતાં આવી રીતે નાણું રાખનારા લોકો પણ પડયા છે. કેટલાક માણસો ઘરમાં નાણાં રાખી મૂકવાને બદલે ચાંદી સોનાના અથવા હીરા માણેકના દાગીના રાખે છે. તેમાં પોતાની બચત સલામત રાખવા ઉપરાંત પોતાની શ્રીમંતાઈ દર્શાવવાનો મોકો પણ તેમને મળે છે. જો કે આ પ્રથા હવે બહુ જ ઓછી થઈ ગઈ છે. શ્રીમંત લોકો પણ બહુ કીમતી દરદાગીના રાખતા નથી, કારણ એ લોકો પણ વ્યાજની ખાધ પડે એવી ગણતરી કરે જ છે. તદ્દન નાની નાની બચત કરી શકનારા સાધારણ સ્થિતિના લોકો સેવિંગ્સ બૅન્કોની સગવડને લીધે પોતાનાં નાણાં ઘરમાં રાખી મૂકવાને બદલે વ્યાજની લાલચે સેવિંગ્સ

બૅન્કમાં મૂકવાનું પસંદ કરે છે. એમાં નાણાં ચોરાઈ જવાની બીક નથી રહેતી અને વ્યાજની આવક થાય છે એ લાભમાં.

૯. વ્યાજના દરની દૃષ્ટિએ જોઈએ તો બૅન્કના અથવા શરાફને ત્યાંના ચાલુ ખાતામાં ઓછામાં ઓછું વ્યાજ મળે છે. કારણ બૅન્કમાં અથવા શરાફને ત્યાં જમા મૂકેલાં નાણાં આપણે ધારીએ ત્યારે ઉપાડી લઈ શકીએ છીએ. બાંધી મુદતમાં સ્વાભાવિક રીતે જ વ્યાજનો દર વધારે હોય છે. તેમાં પણ જેમ મુદત લાંબી તેમ વ્યાજનો દર વધુ મળે. સરકારી લોનમાં શરાફી ખાતા કરતાં વધારે વ્યાજ મળે છે. કારણ જો કે લોન બજારમાં ગમે ત્યારે વેચી શકાય છે, છતાં ઘણી વાર લોન વેચવા જતાં વટાવ આપવો પડે છે. કારખાનાંના શૅરોમાં કેટલું વ્યાજ મળે એ અચોક્કસ હોય છે, શૅરના ભાવમાં ફેરફાર થવાનો સંભવ હોય છે, વળી બધાં કારખાનાંના શૅરો બજારમાં તરત નથી પણ વેચી શકાતા એટલે આપણે ઇચ્છીએ ત્યારે નાણાં મળી નથી શકતાં. આમ એ ધીરાણ સલામતીની દૃષ્ટિએ સારું ન ગણાય પણ તેમાં કારખાનું સારો નફો કરે તો મોટા ડિવિડન્ડો મળે અને શૅરના ભાવ પણ વધી જાય એ લાલચ હોય છે. સ્થાવર મિલકત ઉપર પણ વધારે વ્યાજ મળે છે, પરંતુ તેમાં પણ જોઈએ ત્યારે નાણાં છૂટાં થઈ શકતાં નથી. નાણાં વસૂલ કરવા માટે મકાન વેચવાનો પ્રસંગ આવે તો મકાન વેચાતાં વાર લાગે છે; વળી એમાં કાયદાની વિધિઓ કરવાની હોય છે. ટૂંકમાં જેમ જોખમ અને અગવડ વધારે તેમ વ્યાજના દર વધારે મળે છે.

### વ્યાજનાં કારણો

૧૦. હવે વ્યાજે નાણાં લેનાર માણસ શું કામ વ્યાજ આપવા તૈયાર થાય છે એ પ્રશ્ન આપણે વિચારીશું. એવા થોડા દાખલા હોય છે જેમાં ઉડાઉ ખર્ચો કરવા અને મોજમજા ભોગવવા લોકો દેવાં કરે છે. એવા માણસો તો અવિચારી હોય છે અને એવા માણસને નાણાં ધીરવામાં ભારે જોખમો પણ રહેલાં છે. એવા માણસો તો અવિચારીપણે ગમે તેટલાં વ્યાજ આપે. પણ મોટા ભાગનાં દેવાં તો વિશેષ લાભની ખાતર વિચારપૂર્વક કરવામાં આવે છે. આપણે જોઈ ગયા છીએ કે હરેક પ્રકારના ઉત્પાદન કાર્યમાં મજૂરીની સાથે મૂડીની જરૂર પડે જ છે. નાના પાયા ઉપરનું ઉત્પાદન હોય તો થોડી મૂડીની જરૂર પડે અને મોટા પાયા ઉપરનું ઉત્પાદન હોય તો વધારે મૂડીની જરૂર પડે. ખેતીની તમામ મજૂરી જાતે કરનાર ખેડૂતને પણ હળ માટે, ગાડા માટે, બળદ માટે, બી માટે, મોસમના વખતમાં રાખવા પડતા દહાડિયા મજૂરોને મજૂરી ચૂકવવા માટે એમ મૂડીની જરૂર પડે જ છે. કારખાનાં-વાળાને યંત્રો વગેરે માટે મૂડીની જરૂર પડે છે. મૂડીની છૂટને લીધે તેઓ

સારાં સાધનો રાખી શકે તો તેમને સરવાળે વધારે નફો થાય છે. પણ મૂડીના ઉપયોગને પણ હદ હોય છે. ધંધામાં મૂડી વધાર્યા કરવામાં આવે તો અમુક હદ સુધી વધુ નફો મળે પણ એ હદ વટાવી ગયા પછી મૂડી વધારવાથી વધુ નફો ન થાય. મૂડીનું જે વ્યાજ આપવું પડે તે કરતાં નફાના ટકા ઓછા મળે એવું બને. એટલે અમુક તબક્કે મૂડીના ઉપયોગની હદ આવી જાય. એથી આગળ મૂડીની માંગ ન રહે. જ્યાં સુધી વ્યાજના દર કરતાં નફાના ટકા વધારે હોય ત્યાં સુધી ઉત્પાદક નાણાં વ્યાજે લે. એથી આગળ: એ નાણાં લેતો અટકી જાય.

૧૧. જેઓ શરાફોને ત્યાં અથવા બેન્કોમાં પોતાનાં નાણાં થાપણો તરીકે વ્યાજે મૂકે છે અથવા સરકારી લોનમાં કે મ્યુ. ડિબેન્ચરમાં નાણાં રોકે છે તેમને વિષે એમ કહી શકાય કે તેમને જે વ્યાજ મળે છે તે નાણાં ઉપરના તેમના માલકી હકના ભાડા તરીકે મળે છે. પણ જેઓ ઉદ્યોગમાં નાણાં રોકે છે તેઓ તો ઉદ્યોગમાંથી મળતા નફામાં પણ કાંઈક ભાગ પડાવવા ઇચ્છે છે; અને તેથી તેમને જોખમો પણ વધારે ખેડવાં પડે છે. લિમિટેડ કંપનીઓના શેર ધારણ કરનારાઓને વ્યાજ મળે છે એમ સાધારણ રીતે બોલાય છે, પણ ખરી રીતે એમાં ભાડાનું તત્ત્વ ઓછું, અને નફાનું તત્ત્વ જ વધારે હોય છે.

૧૨. આપણા શાહુકારો ખેડૂતોને નાણાં ધીરે છે તેમાં એક તરફથી શાહુકારોને જોખમ વધારે હોય છે અને બીજી તરફથી ખેડૂતની ગરજ બહુ ભારે હોય છે એટલે એ વ્યાજમાં પણ નફાનું તત્ત્વ વધારે હોય છે. ખેડૂતની કંગાલિયત જોતાં એને નાણાં ધીરવામાં બિલકુલ સલામતી ન ગણાય. પણ જ્યાં સુધી ખેડૂત પાસે પોતાની માલકીની જમીન થોડીઘણી પણ હોય છે ત્યાં સુધી શાહુકારને નાણાંની સલામતી લાગે છે અને ખેડૂતની ગરજનો લાભ લઈ તેને ચૂસી શકાય છે એટલે શાહુકાર તેને નાણાં ધીર્યાં કરે છે. વળી કેટલીક આસામીઓ કાચી પડે અને તેનાં નાણાં વસૂલ નહીં થઈ શકે એનું સાટું વાળી લેવા શાહુકાર સઘળા ખેડૂતો પાસેથી વ્યાજનો ભારે દર લે છે અને બાર મહિને જેટલી ધાલ પડે તે બાદ કરી પોતાને ચોખ્ખું વ્યાજ અમુક ટકા ઊપજ્યું એમ શાહુકાર હિસાબ કાઢે છે.

૧૩. આટલા વિવેચન ઉપરથી એટલું સ્પષ્ટ સમજાશે કે નાણાંનું વ્યાજ એટલા માટે ઊપજે છે કે મૂડી તરીકે નાણાંની જેટલી જરૂરિયાત છે એટલે કે મૂડીની જેટલી માંગ છે તેના પ્રમાણમાં મૂડીની એટલે કે બચત નાણાંની તંગી હોય છે. દરેક દેશમાં ઉદ્યોગધંધા ચલાવવા માટે અને વધુ ખીલવવા માટે મૂડીની જરૂર વધતી જાય છે. અને તેથી એ દેશના અથવા પરદેશના નાણાંની બચતવાળા લોકોને વ્યાજ મળે છે.

## વ્યાજની મીમાંસા

૧૪. લગભગ દરેક કોમનાં ધર્મશાસ્ત્રોએ વ્યાજની બહુ નિંદા કરી છે. ઇસ્લામમમાં વ્યાજ લેવું એ હરામ ગણાયું છે અને વ્યાજના ધંધાની ખાસ મના કરવામાં આવી છે. હિંદુધર્મશાસ્ત્રોમાં વ્યાજ ન જ લેવાય એવું બંધન નથી, છતાં સમાજમાં શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણ, ક્ષત્રિય વર્ણોએ તો વ્યાજનો ધંધો ન જ કરવો એવો સખ્ત નિયમ હતો. બ્રાહ્મણે વ્યાજવટાવનો ધંધો કરવો એ મોટું પાપ છે એવાં સ્મૃતિવચનો મળી આવે છે. યુરોપમાં મધ્યકાળમાં વ્યાજવટાવના ધંધાને હીન ગણવામાં આવતો. આનું મુખ્ય કારણ એ લાગે છે કે એ જમાનામાં ઉત્પાદન મોટે ભાગે નાના પાયા ઉપર થતું અને તેથી ઉદ્યોગધંધા માટે આજના જેવી મોટી મૂડીઓની જરૂર પડતી નહિ. એટલે નાણાં ઉછીનાં લેવાના બનાવો કોઈ અણધારી આફત વખતે અથવા ખાસ અડીઓપટીના પ્રસંગે જ બનતા. આવે વખતે ઉછીનાં આપેલાં નાણાંનું વ્યાજ લેવું એ સંકટમાં આવી પડેલા માણસની અગવડનો લાભ લેવા બરાબર ગણાતું. પોતાને ન જોઈતી વસ્તુનો બીજાને ઉપભોગ કરવા દેવો એ તો એક નૈતિક કર્તવ્ય ગણાય તેને બદલે નાણાંનું વ્યાજ માગવામાં આવે એમાં એક જાતની નીચતા અને અન્યાય લાગતાં. વળી યુરોપમાં ધીરધારનો ધંધો યહૂદી લોકો કરતા. ખ્રિસ્તી લોકોને તેમના પ્રત્યે કોમી દ્વેષ તો હતો જ તેમાં વળી ખ્રિસ્તીઓ જ મોટે ભાગે દેણદારો હોય એટલે પણ એ ધંધો તિરસ્કારપાત્ર ગણાવા લાગ્યો. આજે પણ શહેરોમાં જે લોકો શ્રીમંતોના ઉડાઉ અને દુરાચારી છોકરાઓને ભારે વ્યાજે નાણાં ધીરવાનો ધંધો કરે છે, અથવા મિલમજૂરોને તેમ જ ભંગી જેવા નાના પગારના મ્યુનિસિપલ નોકરોને એક રૂપિયા ઉપર મહિનાનો આનો કે બે આના વ્યાજ લઈ નાણાં ધીરવાનો ધંધો કરે છે, અથવા ગામડામાં ખેડૂતોની લાચાર દશાનો લાભ લઈ તેમને ભારે વ્યાજે નાણાં ધીરી તેમની મહેનતનો પકવેલો માલ તેના વ્યાજમાં પડાવી જાય છે અને છેવટે એમની જમીન પણ ઓળવી લે છે, તેમના ધંધા તો હીન અને ધૃણાપાત્ર જ ગણાય છે.

૧૫. પણ ઉદ્યોગધંધાની ખિલવણી માટે જેઓ વ્યાજે નાણાં આપે છે અથવા જે લોકોની બચતનાં નાણાં શરાફો, બૅન્કો અને વીમા કંપનીઓ મારફતે ઉદ્યોગધંધામાં વપરાય છે અને તે કારણે જેમને વ્યાજ મળે છે તે વ્યાજ વિષે લોકમત પ્રતિકૂળ નથી. આ વ્યાજના દર પણ બહુ ભારે નથી હોતા. જેમ જેમ સમાજની આર્થિક પ્રગતિ થતી જાય છે તેમ તેમ વ્યાજના શરાફી દર ઘટતા જાય છે. ઉદ્યોગપતિઓ બીજાની મૂડીનો ઉપયોગ કરી ઉદ્યોગધંધા ખીલવે અને તેની સાથે પોતે પણ સારા નફા કરે, તો પછી એ

નફામાંથી અમુક ભાગ મૂડીના માલિકને વ્યાજ તરીકે આપે એ વાજબી જ ગણાય. પ્રાચીન ધર્મશાસ્ત્રોએ વ્યાજને નિંદાપાત્ર ગણેલું હોવા છતાં અત્યારના અર્થશાસ્ત્રીઓ વ્યાજની તરફેણમાં આ દલીલો રજૂ કરી વ્યાજની પ્રથાનો બચાવ કરે છે. તેઓ વધારામાં જણાવે છે કે માણસ પોતાની આવક તરત જ ખર્ચી નાખવાને બદલે, કરકસર કરી, તંગી વેઠી. પોતાના વર્તમાન ઉપભોગ ઉપર અંકુશ મૂકી બચત કરે છે અને અત્યારે જેટલો લાભ જતો કરે છે એટલો જ લાભ એ બચતમાંથી ભવિષ્યમાં મળશે કે કેમ તે નક્કી નહિ હોવાથી એક પ્રકારનું જોખમ ખેડે છે, તો પછી આવી રીતે કરેલી બચત ઉદ્યોગધંધામાં મૂડી તરીકે વાપરવા આપે તેનું એને વ્યાજ મળે એમાં શું ખોટું છે?

૧૬. આ બધી દલીલ ઉપર ઉપરથી ઠીક દેખાય છે. આપણે વધારે ઊંડા ઊતરીને એ તપાસીએ. પ્રથમ તો આપણે એ જોવું જોઈએ કે આખા સમાજમાંથી કેટલા આવી બચત કરી શકે છે? સમાજનો બહુ મોટો ભાગ તો એવો છે કે જે પોતાની નાની આવકમાંથી કશી બચત કરી શકતો જ નથી. પોતાની આવકમાંથી બચત કરી શકનારો ભાગ જ બહુ નાનો છે. આ નાના ભાગમાંથી કેટલાકને બચત કરવા માટે તંગી વેઠવી પડે છે ખરી, પણ તેમનામાંથી ઘણાની તો આવક જ એટલી મોટી હોય છે કે તેમને બચત કરવા માટે કશી જ તંગી વેઠવી પડતી નથી. આજે વસ્તુસ્થિતિ એવી છે કે સમાજની કુલ સંપત્તિનો બહુ મોટો ભાગ બહુ થોડા માણસોના હાથમાં છે. તેને લીધે ઉત્પાદનનાં સાધનો પણ એ થોડા માણસોના હાથમાં છે. આજે સમાજની એકંદર આવક ઉત્તરોત્તર વધતી જાય છે ખરી, પણ એ આવકની વહેંચણી એટલી અસમાન ધોરણે થાય છે કે એ આવકનો બહુ મોટો ભાગ પેલા થોડા માણસોને જ મળે છે. આ થોડા માણસો પાસે તો કેવળ અનાયાસે જ બચત થયાં કરે છે. આવા માણસોને વ્યાજ લેવાનો શો અધિકાર છે? વળી આવા માણસો પાસે જે સંપત્તિ અથવા મૂડી એકત્રિત થયેલી છે તે કાંઈ તેમની પોતાની જાતમહેનતની નથી. અનેક ઐતિહાસિક અને આર્થિક કારણો જેની ચર્ચામાં અહીં ઊતરવાની જરૂર નથી, તેને લઈને એ સંપત્તિનો કબજો તેમની પાસે આવી ગયો છે. આવા મૂડીપતિઓમાંથી થોડાક ઉદ્યોગોનું સંચાલન કરવાનું થોડુંઘણું કામ કરે છે, જ્યારે ઘણા તો પોતાની મૂડીનું વ્યાજ ઉપજાવવાનો જ ધંધો કરે છે. સમાજના ઉત્પાદનમાં તેઓ કશો જ ફાળો આપતા નથી. વ્યાજ ઉપર જીવનારા આવા આયતારામો જમીનના ભાડા ઉપર જીવનારા આયતારામોના જેવા જ સમાજમાં બોજારૂપ થઈ પડે છે. એવા લોકો તો કશી જ કરકસર કરતા નથી. તેમને તો કશી કરકસર

કર્યા વિના કે કશી પણ તંગી વેઠયા વિના બચત થયાં કરે છે. એમની આગળ તો આવી બચતની રકમ શી રીતે સાચવવી એ પ્રશ્ન હોય છે. આવા લોકોને વ્યાજ મળવાને બદલે તેમની પાસેથી તો નાણાંની સચવામણી લેવી જોઈએ.

૧૭. એકંદરે જોતાં વ્યાજની પ્રથા અનેક સામાજિક અનિષ્ટો ઊભાં કરે છે. આળસુ પડ્યા રહી સમાજનું શોષણ કરવાની વૃત્તિને એ ઉત્તેજન આપે છે. વ્યાજની આવક ઉપર જીવનારા લોકો સમાજ ઉપર બોજારૂપ થઈ પડે છે અને નવરા હોઈ સમાજમાં અનેક સડા પેદા કરે છે. લોકો પાસે ફાજલ પડેલાં નાણાં વ્યાજે મૂકવામાં આવે ત્યારે તેનો મૂડી તરીકે ઉપયોગ થાય છે એ વાત સાચી, પણ નાણાંનો માલિક કાંઈ તેને મૂડી તરીકે વાપરતો નથી. એવી રીતે વાપરવાની તેનામાં તો આવડત જ હોતી નથી. જે વસ્તુનો પોતાને ઉપયોગ કરતાં નથી આવડતો તે બીજાને કરવા દેવા બદલ તે વ્યાજ માગે છે. જે જમીન પોતે નથી ખેડી શકતો તે બીજાને ખેડવા દેવા બદલ તેની પાસેથી ભાડું અથવા સાંથ લેવી એના જેવું જ આ છે. વ્યાજનો આખો પ્રશ્ન માણસ પોતે જેનો ઉપયોગ નથી કરી શકતો એવાં નાણાં ઉપર માલકી ધરાવી રાખવાની પ્રથા સાથે સંકળાયેલો છે.

૧૮. પણ જો વ્યાજની પ્રથા નાબૂદ કરવામાં આવે તો લોકો પોતાની પાસેનાં નાણાં અથવા એનું સોનુંરૂપું દાટી રાખે. નાની મોટી બચતો એકત્રિત થઈને જુદા જુદા ઉદ્યોગધંધામાં મૂડી તરીકે કામમાં આવે છે તે ન આવી શકે. વળી ચર્ખાસંઘ જેવી અને સમાજની આર્થિક સ્થિતિ સુધારવાનો ઉદ્દેશ રાખનારી બીજી અનેક લોકોપકારી સંસ્થાઓ પણ વ્યાજ આપે છે અને લે છે. વ્યાજની પ્રથા વિના આપણો અર્થવ્યવહાર ચાલી શકે એમ નથી, એના સમર્થનમાં આવા દાખલા ટાંકવામાં આવે છે. હકીકત તો બરાબર છે. પણ આવી સંસ્થાઓને વ્યાજ આપવું તેમ જ લેવું પડે છે તેનું મુખ્ય કારણ તો એ છે કે તેઓ ચાલુ અર્થરચનાની વચ્ચે રહીને અને કાંઈક અંશે તેને આધીન રહીને કામ કરે છે. એટલે ચાલુ અર્થરચના જેવી છે તેવી જ રહે ત્યાં સુધી તો આ મુશ્કેલીઓ રહેવાની જ અને વ્યાજની પ્રથા નાબૂદ નહિ થઈ શકવાની. પણ છેલ્લાં બે મહાયુદ્ધોના અનુભવે વિચારશીલ લોકોને લાગ્યું છે કે જો આ ને આ જ અર્થરચના હજી ચાલુ રહેશે તો સમાજ તદ્દન જંગલી દશાને પહોંચી જશે. એટલે જ સમાજહિતચિંતકો નવી અર્થરચનાનો વિચાર કરી રહ્યા છે. ચર્ખાસંઘ અને બીજી રચનાત્મક કાર્ય કરનારી સંસ્થાઓએ નવીન અર્થરચનાની સ્થાપનામાં ફાળો આપવો હશે — અને તેમનો ઉદ્દેશ તો એ છે જ — તો તેમણે પણ પોતાની કાર્યપદ્ધતિમાં ધરમૂળના ફેરફાર કરવા પડશે, અને એવા ફેરફાર વિચારાઈ પણ રહ્યા છે.

૧૯. વ્યાજની પ્રથા અત્યારની અર્થરચનાનાં અનેક અનિષ્ટો સાથે સંકળાયેલી છે. એ અનિષ્ટોને નાબૂદ કરવામાં આવે તો જ વ્યાજની પ્રથા પણ નાબૂદ કરી શકાય. વ્યાજની પ્રથાને પોષનારાં અનિષ્ટોમાં નીચેનાં મુખ્ય ગણી શકાય :

૧. खानगी मालकी हक : આ હકને બહુ મર્યાદિત કરી નાખવો જોઈએ. દા. ત., જમીન તથા બીજાં ઉત્પાદનનાં સાધનો ઉપર જાતે કશું કામ કર્યા વિના કેવળ માલકી હક ધરાવવાને કારણે કોઈ પણ વ્યક્તિ કશી આવક ન મેળવી શકે. ખેડૂત પોતાની જમીન ઉપર કામ કરે અથવા વણકર પોતાની સાળ ઉપર કામ કરે અને તેમાંથી કમાણી કરે એ બરાબર ગણાય, પણ કોઈ જમીનદાર ખેડૂતને જમીન ખેડવા આપે અને તેનું ભાડું લે અથવા શાહુકાર પોતે સાળ ખરીદીને અથવા સાળ ખરીદવાનાં નાણાં ધીરીને વણકર પાસેથી ભાડું કે વ્યાજ લે એ બરાબર નથી. આ અર્થરચનામાં મોટાં કારખાનાં, ખાણો વગેરે સામાજિક માલકીનાં ગણાય અને સાર્વજનિક વ્યવસ્થા નીચે આવી જાય એ કહેવાની જરૂર નથી. વળી નાના પાયા ઉપર ઉત્પાદન કરનાર એટલે કે જાતે ખેતી કરનાર ખેડૂતને તથા ગ્રામઉદ્યોગ કરનાર કારીગરને પોતાના ધંધાને માટે આવશ્યક એવી જમીન અથવા ઉત્પાદનનાં બીજાં સાધનો ભાડા કે વ્યાજના બોજા વિના મળવાં જોઈએ. ટૂંકમાં આવક અથવા કમાણીનું મૂળ માલકી નહિ, પણ જાતમહેનત ગણાવું જોઈએ.

૨. आर्थिक असमानता : આ બને તેટલી વહેલી નાબૂદ થઈ જવી જોઈએ. એના ઉપાય આ પુસ્તકમાં તે તે પ્રસંગે ચર્ચ્યા છે.

૩. अत्यारे चाली रहेलो लूंटना स्वरूपनो अने अनर्थकारी आंतरराष्ट्रीय वहेपार : આનો ઉપાય સ્વદેશી ભાવના છે એ ગયા વિભાગમાં કહેવાઈ ગયું છે.

૪. नाणांनुं प्राबल्य : આ ત્યારે જ ઓછું થાય જ્યારે ઉત્પાદન નફા માટે નહિ, પણ લોકોની સાચી જરૂરિયાત પૂરી પાડવાના હેતુથી થાય. વળી દૂર દૂરના બજારમાં માલ વેચવા માટે નહિ, પણ પોતાના અથવા પાડોશીના ઉપયોગ માટે મુખ્યત્વે કરીને થાય. આવી જાતના ઉત્પાદનમાં નાણાંની લેવડદેવડનો વ્યવહાર આપોઆપ બહુ ઓછો થઈ જાય છે.

૨૦. આ બધું ત્યારે જ બને જ્યારે આપણા અત્યારના અર્થવ્યવહારમાં જે અંધાધૂંધી અને બળિયાના બે ભાગનો ન્યાય પ્રવર્તે છે તેને બદલે આખા જનસમાજના હિતની દૃષ્ટિ પ્રધાન રાખી આપણી અર્થપ્રવૃત્તિનું આયોજન કરવામાં આવે. અને વ્યાજની પ્રથાને આપણે કદાચ તદ્દન નિર્મૂળ ન કરી શકીએ તો પણ તેને એટલી બધી મર્યાદિત અને અંકુશિત તો કરી નાખવી જોઈએ જ કે એ શોષણના કારણરૂપ ન બને અને તેની મારફત આળસને પોષણ ન મળે.

# પ્રકરણ ૪ થું

# મજૂરી

### મજૂરીનો વ્યાપક અર્થ

૧. સંપત્તિના ઉત્પાદનમાં માનવી શ્રમ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. એ શ્રમ કરનારા મજૂરોને તેમની મહેનતના બદલામાં શું મળે છે અને શું મળવું જોઈએ એનો હવે વિચાર કરીશું. માનવી શ્રમમાં દરેક જાતની મહેનતને ગણી લેવામાં આવે છે. પછી એ મહેનત કેવળ અંગમહેનતની હોય કે બુદ્ધિચાતુર્યની હોય, એ મહેનત માટે શિક્ષણરૂપી પૂર્વ તૈયારીની જરૂર હોય કે પછી બતાવેલું કામ જ કરવાનું હોય, એ મહેનત કળાકારની હોય કે યંત્રકુશળ ઇજનેરની હોય. એમ વકીલો, દાક્તરો, જુદાં જુદાં સરકારી ખાતાંના અમલદારો, કારખાનાંના તથા વેપારી પેઢીઓના મૅનેજરો, એ બધાની મહેનતનો સમાવેશ અહીં કર્યો છે. અને એ બધાને પોતપોતાની મહેનતના બદલામાં રોજી, પગાર, ફી વગેરે મળે છે તેને મજૂરી જ ગણી છે.

૨. જમીન વગેરે કુદરતી સાધનસંપત્તિ તથા ભૂતકાળના માનવીશ્રમથી ઉત્પન્ન થયેલી મૂડી એના માલિકોને ચાલુ ઉત્પાદનમાંથી જેમ ભાડા અને વ્યાજના રૂપમાં બદલો મળે છે, તેમ શ્રમ અથવા મજૂરીના માલિકોને પણ તેમની રોજી, પગાર કે ફીના રૂપમાં તેમની મજૂરીનો બદલો મળે છે. પણ ઉત્પાદનના અંગ તરીકે એક તરફ જમીન અને મૂડી અને બીજી તરફ મજૂર, એ બેમાં ઘણો ફરક છે. પહેલી બે વસ્તુઓ નિર્જીવ છે. એનો ઉપયોગ કરવો કે ન કરવો એ આપણી મુનસફીની વાત છે. એના ઉપયોગના બદલા તરીકે ભાડું અથવા વ્યાજ લેવામાં આવે છે તેમાં અન્યાય રહેલો છે એ આપણે જોઈ ગયા. વળી ભાડું તથા વ્યાજ બિલકુલ જ ન આપવામાં આવે તો ચાલે. પણ મજૂરે તો જીવવાનું છે. એ આર્થિક ઉત્પાદનમાં ફાળો આપે કે ન આપે તો પણ એ ખાવાનો તો છે જ. એટલે જ્યારે એ આર્થિક ઉત્પાદનમાં ફાળો આપે ત્યારે તો એને જીવનની જરૂરિયાતો જોગું હકપૂર્વક મળી રહે એ જોવાની સમાજની ફરજ થાય છે. ભાડું કે વ્યાજ ઘટતું ઘટતું શૂન્ય સુધી પહોંચી શકે પણ માણસને મળતી મજૂરી તેના જીવનનિર્વાહ માટે આવશ્યક એવી ઓછામાં ઓછી રકમથી નીચે ન જ જઈ શકે.

## મજૂરીને બજારી વસ્તુ ગણાય?

૩. મજૂરીના દર શી રીતે નક્કી થાય છે અને એ દર કેટલા હોવા જોઈએ એનો વિચાર કરતી વખતે અર્થશાસ્ત્રીઓએ બીજી બધી વસ્તુઓની માફક મજૂરીને પણ એક બજારી વસ્તુ ગણી છે. બીજી વસ્તુઓની કિંમત જેમ માંગ અને છતની એકબીજા ઉપર પડતી અસરોને પરિણામે નક્કી થાય છે તેમ મજૂરીના દર પણ એ ધોરણે જ નક્કી થાય છે એમ તેઓ પ્રતિપાદન કરે છે. પણ મજૂરીને બજારી વસ્તુ ગણવી હોય તો પણ એ સજીવ પ્રાણીથી અવિભાજ્ય હોઈ એ બીજી બજારી વસ્તુઓથી અનેક રીતે જુદી પડે છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. એક તો બજારી વસ્તુઓનું ઉત્પાદન ઉપભોગને અર્થે, માણસની જરૂરિયાતો પૂરી પાડવાને અર્થે થાય છે. માણસને વિષે આવું ન કહી શકાય. માણસની વસ્તીમાં જે વધારો ઘટાડો થાય છે તેમાં કાંઈ સમાજના ઉપભોગનો કે સમાજની જરૂરિયાતોનો હેતુ હોતો નથી. બીજી વાત એ છે કે બજારી વસ્તુ એક વાર ઉત્પન્ન થઈ એટલે તે માણસની જરૂરિયાત પૂરી પાડવાનું કામ આપોઆપ કરે જ છે. માણસનું આવું નથી. કામ કરવું કે ન કરવું અને શું કરવું એ એની મરજી ઉપર આધાર રાખે છે. વળી પેલી નિર્જીવ વસ્તુઓને આરામ નથી જોઈતો તેમ તે વિરોધ કરીને હડતાલ ઉપર પણ જતી નથી. માણસ તો આરામ માટે રજા માગે છે અને પોતાના હકો માટે લડે છે. તેની પાસેથી સારું કામ લેવું હોય તો તેના પ્રત્યે સદ્ભાવવાળું, માણસાઈભર્યું વર્તન પણ રાખવું જ જોઈએ. ત્રીજી વસ્તુ એ છે કે નિર્જીવ વસ્તુને ખોરાકની જરૂર પડતી નથી. માણસને તો પોતાનું ગુજરાન મેળવવા માટે મજૂરી કરવી જ પડે છે. મૂડીદારો તથા મજૂરો બન્નેને એકબીજાની ગરજ હોય છે ખરી, પણ મૂડીદાર પોતાનું કારખાનું બંધ રાખીને લાંબો વખત બેસી રહી શકે છે. સાધનો અને સંચા પડયાં રહે તે કશી તકરાર કરતાં નથી અને ખાવાનું માગતાં નથી. મૂડીદાર પાસે પોતાનું સંઘરેલું ધન હોય છે તેમાંથી એ પોતાનો નિર્વાહ લાંબો વખત સહેજે ચલાવી શકે છે. પણ મજૂર પાસે કશો સંઘરો હોતો જ નથી એટલે મૂડીદાર એની પાસેથી કામ લેવા જેટલો ગરજુ હોય છે તેના કરતાં મજૂર કામ મેળવવા વધારે ગરજુ હોય છે. ચોથી વાત એ છે કે બીજી બજારી વસ્તુઓ તેનો માલિક ગમે તેને વેચી શકે છે અને દેશદેશાવર મોકલી શકે છે. મજૂર પણ પોતાની શ્રમશક્તિ અથવા મજૂરીનો માલિક છે ખરો, પણ મજૂર પોતાની મજૂરીને પોતાનાથી અળગી પાડી શકતો નથી. બજારી વસ્તુનો માલિક તો પોતાને જ્યાં રહેવું હોય ત્યાં રહીને બજારી વસ્તુઓ માટે જ્યાં બજાર જડે ત્યાં તે મોકલી શકે છે. પણ મજૂરને તો પોતાની શ્રમ-શક્તિની સાથે સાથે જ જવું

પડે છે. આવાં તો અનેક કારણો રજૂ કરી શકાય, જે ઉપરથી આપણે કહી શકીએ કે મજૂરીને બીજી નિર્જીવ વસ્તુઓની માફક બજારી વસ્તુ ગણવી એ મોટી ભૂલ છે. જરૂરિયાત પૂરી પાડવાની શક્તિ જે નિર્જીવ પદાર્થમાં રહેલી હોય છે એ નિર્જીવ પદાર્થ સંપત્તિ ગણાય છે. મજૂરીમાં પણ જરૂરિયાત પૂરી પાડવાની શક્તિ છે ખરી, પણ એ મજૂરી જેનામાં રહેલી છે તે મજૂર એ કાંઈ સંપત્તિ નથી. તેથી જ મજૂરી જે ઉત્પાદનનું એક મહત્ત્વનું અંગ છે તેના માલિક મજૂરને કેટલો બદલો મળવો જોઈએ તેનો વિચાર કેવળ આર્થિક નફા નુકસાનની દૃષ્ટિએ નહિ થઈ શકે, અને ન કરવો જોઈએ. આ પ્રશ્નની વિચારણામાં માણસાઈની દૃષ્ટિ અથવા નૈતિક દૃષ્ટિ અનિવાર્ય છે.

### મજૂરીનો લોખંડી કાયદો

૪. છતાં મજૂરથી અવિભક્ત એવી મજૂરીને બજારી વસ્તુ જેવી જ ગણીને તેનો દર શી રીતે ઠરાવવામાં આવે છે એનો વિચાર કરવામાં કેટલાક અન્યાયી અને અનર્થકારી વાદો ઊભા કરવામાં આવ્યા છે. આવો એક જૂનો વાદ રિકાર્ડો નામના અર્થશાસ્ત્રીએ ઊભો કર્યો હતો. તેનું કહેવું એમ હતું કે મજૂરીના દર હમેશાં મજૂરનું માંડ માંડ ગુજરાન ચાલી શકે એટલા જ રહેવાના. તેની દલીલ ટૂંકમાં આ હતી; કોઈ પણ વસ્તુની બજાર કિંમત માંગ અને છતને ધોરણે નક્કી થાય છે. અને જે વસ્તુઓનું પુનરુત્પાદન થઈ શકે તેમ હોય તે વસ્તુની કિંમત મોટે ભાગે તેના ઉત્પાદન ખર્ચ ઉપર આધાર રાખે છે. હવે મજૂરી એવી વસ્તુ છે જેનું પુનરુત્પાદન કરી શકાય છે. માટે તેની કિંમત તેના ઉત્પાદન ખર્ચ ઉપરથી અંકાવી જોઈએ. મજૂરનું ગુજરાન ચાલી રહે અને મજૂરોની છત ચાલુ રહે તે માટે એ કુટુંબજીવન ગાળી સંતાનોત્પત્તિ કરી શકે, તેટલું એ મજૂરીનું ઉત્પાદન ખર્ચ ગણે છે. પોતાનું અને કુટુંબનું ગુજરાન ચલાવવા માટે જેટલું જોઈએ તે કરતાં મજૂરીના દર ઘટી જશે તો મજૂર પોતાનો નિર્વાહ નહિ કરી શકે, તેમ કુટુંબવિસ્તાર નહિ કરી શકે. એટલે મજૂરોની અછત થતાં મજૂરીના દર ઊંચા આવશે. પણ એ પોતાનો અને કુટુંબનો માંડ માંડ નિર્વાહ કરી શકે તેથી દર વધુ ઊંચા હશે તો મજૂર વધારે સુખી થતાં તેનો કુટુંબવિસ્તાર વધી જશે, જેને પરિણામે મજૂરોની બહુ છત થઈ જશે એટલે મજૂરીના દર નીચા ઊતરશે. આમ ઘડિયાળના લોલકની માફક દર ઊંચા નીચા જઈ છેવટે મજૂરનું માંડ માંડ ગુજરાન ચાલી શકે એ ધોરણની આસપાસ જ કાયમ રહ્યાં કરશે. આ વાદમાં મજૂરને માણસ નહિ પણ ઢોર જેવો અને બજારી વસ્તુ ગણવામાં આવ્યો છે. તેથી આ વાદને મજૂરીનો લોખંડી અથવા નફ્ટાઈ ભરેલો કાયદો કહેવામાં આવે છે. આ કાયદો ઇંગ્લંડની તે વખતની પરિસ્થિતિ ઉપરથી

કલ્પવામાં આવ્યો હતો. પણ ત્યાં એ સાચો નથી પડયો. કારણ ઇંગ્લંડમાં વસ્તી વધવા છતાં, મજૂરીના દર ઘટયા નથી, પણ વધતા જ ગયા છે. અને ઇંગ્લંડને મજૂરીના દર વધારતા જવાનું પોસાયું છે. કારણ દુનિયાના બીજા દેશોના શોષણ ઉપર ઇંગ્લંડનો વેપાર ઉદ્યોગ નભ્યો છે અને ઇંગ્લંડના મૂડી-દારોએ કરેલા એ શોષણમાંથી તેઓ પોતાના દેશના મજૂરોને કટકું બટકો આપતા રહ્યા છે. આ કાયદાનું સમર્થન હવે કોઈ નથી કરતું. છતાં વ્યવહારમાં તો આપણા દેશમાં તથા આપણા જેવા બીજા અનેક દેશોમાં હજી આ કાયદાનો અમલ જ ચાલી રહ્યો છે.

### મજૂરી-ફંડનો સિદ્ધાન્ત

૫. આ વાદ ઉપલા વાદને કેટલેક દરજ્જે મળતો છે. એમાં એમ ગૃહીત કરી લેવામાં આવ્યું છે કે સંપત્તિના હરકોઈ ઉત્પાદન કાર્યમાં કાચા માલની કિંમત, જમીનનું ભાડું, મૂડીનું વ્યાજ તથા યોજકનો નફો બાદ જતાં અમુક રકમ રહે છે, જેમાંથી મજૂરોની મજૂરી ચૂકવાય છે. આ રકમ પહેલેથી મુકરર થઈ ગયેલી હોય છે. તેથી એને મજૂરી-ફંડ એવું નામ આપવામાં આવ્યું છે. આ મજૂરી ફંડ મુકરર હોઈ, મજૂરોની સંખ્યા જેટલી ઓછી તેટલો મજૂરીનો દર ઊંચો રહે છે અને મજૂરોની સંખ્યા જેટલી વધારે તેટલો મજૂરીનો દર નીચો રહે છે.

૬. આ વાદમાંથી એવાં અનુમાનો કાઢવામાં આવ્યાં કે પોતાની સ્થિતિ સુધારવી કે બગાડવી એ મજૂરોના પોતાના જ હાથમાં છે. કાયદાથી, સંગઠનોથી કે હડતાળોથી તેઓ એમાં ફેરફાર કરાવી શકશે નહિ. કારણ મજૂરોમાં વહેંચાવાની રકમ તો આદ્યોગિક નિયમોના ધોરણે અગાઉથી જ નક્કી થયેલી હોય છે; તેમાં વધારો કે ઘટાડો કરાવવાનું મજૂરના હાથમાં નથી. પણ પોતાની સંખ્યામાં વધારો કે ઘટાડો કરવાનું એના હાથમાં છે ખરું. માટે પોતાની સ્થિતિ સુધારવી હોય તો લગ્નોની બાબતમાં અંકુશ મૂકી તથા આત્મસંયમ કેળવી પોતાની સંખ્યા નિયંત્રિત રાખવી એ જ ઉપાય તેમની આગળ ખુલ્લો છે.

૭. આ વાદમાં મોટામાં મોટી ભૂલ તો એ છે કે મજૂરી પહેલેથી નક્કી થયેલી મુકરર રકમમાંથી ચૂકવાય છે એમ માની લેવામાં આવ્યું છે. હકીકત આથી ઊલટી જ છે. ઉત્પન્ન થયેલો માલ ખપી જાય તે પહેલાં મજૂરી ચૂકવ-વામાં આવે છે એ વાત સાચી છે પણ મજૂરી નીકળી તો રહે છે ઉત્પન્ન થયેલા માલની કિંમતમાંથી જ. જેમ ભાડું, વ્યાજ, નફો વગેરે પણ છેવટને હિસાબે તો ઉત્પન્ન થયેલા માલની કિંમતમાંથી નીકળે છે તેમ જ મજૂરીનું પણ છે. મૂડી અગાઉથી રોકવામાં આવે છે તે ઉત્પાદનમાંથી થતા મળતરની

આશાએ જ રોકવામાં આવે છે. અને મૂડીરોકાણમાં પણ મુકરરપણા જેવું કશું નથી. મજૂરોની સંખ્યા જેમ વધારી કે ઘટાડી શકાય તેમ મૂડી પણ વધારી કે ઘટાડી શકાય છે. વળી મજૂરો પોતાની મજૂરીવડે ઉત્પાદનમાં વધારો કે ઘટાડો કરી મજૂરોમાં વહેંચવાની રકમમાં વધારો કે ઘટાડો કરી શકે છે એ વસ્તુ પણ આ વાદમાં વીસરાઈ જાય છે.

### ઉત્પાદન પ્રમાણે મજૂરીના દર

૮. આમાંથી આપણે એક બીજા વાદ ઉપર આવીએ છીએ. તે એ કે મજૂરીના દર મજૂરોએ કરેલા ઉત્પાદન ઉપર આધાર રાખે છે. મજૂરને એટલા જ માટે મજૂરી આપવામાં આવે છે કે તે પોતાની મજૂરી વડે જેનું બજારમાં મૂલ્ય ઊપજે એવી વસ્તુઓ નિર્માણ કરે છે. બીજી બધી વસ્તુઓનું મૂલ્ય જેમ એ વસ્તુની અંતિમ ઉપયોગિતા ઉપરથી અંકાય છે તેમ મજૂરીનું મૂલ્ય પણ છેલ્લો મજૂર ઉત્પાદનમાં અંતિમ વધારો કેટલો કરે છે તે ઉપરથી અંકાય છે. આ અંતિમ વધારો એટલે શું એ આપણે એક દાખલાથી સ્પષ્ટ કરીશું. ધારો કે જમીન જેટલી જોઈએ તેટલી પડી છે. જેને તે ખેડવી હોય તે ખેડી શકે છે. આવી જમીનનું કશું ભાડું નહિ આપવું પડે અને એ જમીન ઉપર જે મહેનત કરશે તેને એમાંથી પાકેલો બધો જ માલ પોતાની મજૂરી તરીકે મળશે. હવે આ જમીનમાં એકને બદલે વધારે માણસો કામે લાગે તો સંભવ છે કે એક માણસ પોતાની મહેનતથી જેટલું પકવી શકે તેના કરતાં ઘણા માણસોની મહેનતથી પ્રમાણમાં વધારે પાક મળે. કારણ જમીન તો પુષ્કળ છે એટલે સહકારથી સારાં પરિણામો આવવાનો સંભવ છે. એકલા માણસને પોતાની મજૂરીનું જે ફળ મળત તેના કરતાં ઘણા માણસો સહકારમાં કામ કરે તો દરેકને પોતાના ભાગમાં વધારે માલ આવે પણ આ રીતે મજૂરોની સંખ્યા અમર્યાદ વધાર્યે જવી પોસાશે નહિ. કારણ અમુક હદ વટાવી ગયા પછી ઊતરતી પેદાશનો નિયમ અમલમાં આવશે. અને મજૂરોની સંખ્યામાં જેટલો વધારો કરવામાં આવશે તેટલા પ્રમાણમાં લાભ ઘટતો જશે. અને તેમ કરતાં એક સ્થિતિ એવી આવશે જ્યારે નવા મજૂરના જોડાવાથી માલમાં બિલકુલ જ વધારો નહિ થાય. પરંતુ વધારાના મજૂરના કામે લાગવાથી જરા પણ વધારો ન મળે એટલી હદ સુધી કોઈ મજૂર વધાર્યે જવું નથી. કારણ માણસ મહેનત કરે છે તે કાંઈ પણ લાભ થાય તેટલા માટે કરે છે. વધારાના માણસની મહેનતથી કશો લાભ ન થતો હોય તો પછી વધારાના માણસે શું કામ મહેનત કરવી જોઈએ ? આ ઉપરથી એટલું સમજાશે કે કોઈ પણ કામમાં મજૂરોની સંખ્યા વધાર્યે જવામાં એક એવી સ્થિતિ આવે છે કે એનાથી આગળ જો સંખ્યા વધારો તો ઉત્પાદનના

જથામાં જરા પણ વધારો ન થાય. આ નકામા વધારાના મજૂરની પહેલાંનો મજૂર એ એવો છે જેના કામથી ઉત્પાદનમાં થોડો પણ વધારો થાય છે. આ છેલ્લા મજૂરની મહેનતથી થયેલા વધારાને 'અંતિમ વધારો' કહેવામાં આવે છે. એ મજૂરને આપણે ઉત્પાદનમાં અંતિમ ફાળો આપનારો અંતિમ અથવા છેલ્લો મજૂર કહીશું. તેની પછીના મજૂરના શ્રમથી કશો જ વધારો મળશે નહિ. હવે ધારો કે આવો અંતિમ અથવા છેલ્લો વધારો મળે ત્યાં સુધી કોઈ પણ ઉત્પાદન કાર્યમાં મજૂરો રોકયે જવાનું ચાલુ રાખવામાં આવ્યું છે. આવા દાખલામાં જો બીજી કોઈ પણ જાતની અસમાનતા ન હોય અને દરેક મજૂરે પોતાને સોંપવામાં આવેલું કામ એક સરખી સારી રીતે કર્યું હોય તો આખા ઉત્પાદન કાર્યમાં પેલા છેલ્લા મજૂરે બીજા બધા મજૂરોના જેટલી જ મહેનત અથવા કામ કર્યું હશે. એટલે છેલ્લા મજૂરને પણ બીજા મજૂરોના જેટલું જ મહેનતાણું મળશે. એ મહેનતાણું પેલા છેલ્લા મજૂરે ઉત્પાદનમાં જે છેલ્લો વધારો કર્યો, જે અંતિમ ઉત્પાદન કર્યું, તેનું જે મૂલ્ય થાય તેટલું ગણવામાં આવે છે. આવી ગણતરી કરવામાં એક અન્યાય રહેલો છે તે સમજવા જેવો છે. પેલા છેલ્લા મજૂરે જો કે મજૂરી તો બીજા બધા મજૂરો જેટલી જ કરી છે છતાં તેના આવવાથી ઉત્પાદનમાં જે વધારો થયો છે તે પહેલાં જેમ જેમ મજૂરો ઉમેરાતા ગયા તેમ તેમ થતો ગયો તેના કરતાં ઘણો ઓછો છે. છતાં પહેલાં આવેલા મજૂરોને પણ જો કે તેમના આવવાથી વધુ ઉત્પાદન થયું છે છતાં પેલા છેલ્લા મજૂરના આવવાથી જે ઉત્પાદન વધ્યું તેની કિંમત જેટલી જ મજૂરી આપવામાં આવે છે. ન્યાય તો એ ગણાય કે સઘળા મજૂરોએ થઈને ઉત્પાદનમાં આપેલો ફાળો તેમની વચ્ચે સરખે હિસ્સે વહેંચાઈ જવો જોઈએ. તેને બદલે જે મજૂરના આવવાને કારણે ઓછામાં ઓછું ઉત્પાદન વધ્યું તેની કિંમત જેટલું બધા મજૂરોને આપવામાં આવે છે, અને જે વધારો રહે છે તે ઉદ્યોગના માલિકને અનુપાર્જિત વધારા તરીકે મળી જાય છે.

૯. આપણે આ ધારી લીધેલા દાખલામાં ખેતીનો ઉદ્યોગ લીધો છે, પણ બીજા કોઈ ઉદ્યોગની કલ્પના કરશો, તો પણ પરિણામ એક જ આવશે. પણ વાસ્તવિક વ્યવહારમાં જોઈએ તો જેમ મજૂરોની સંખ્યા નિશ્ચિત નથી હોતી તેમ જમીન અને મૂડીનો જથો પણ નિશ્ચિત નથી હોતો. તેથી ઉત્પાદનકાર્યમાં વિશેષ લાભ કેવળ વધારે કે ઓછા મજૂરો રોકવામાં છે કે કેમ એટલો જ વિચાર નથી થતો પણ ઉત્પાદનમાં બીજાં અંગો જેવાં કે જમીન અને મૂડી વધારવી કે ઘટાડવી તે પણ વિચારવામાં આવે છે. ખેતીમાં કેટલીક વાર એવું બને કે અમુક મુકરર જમીનમાં વધારે મજૂરો કામે

લગાડવાને બદલે, વધારે જમીન ખેડાણ કરવાથી વિશેષ લાભ થાય. તેવા પ્રસંગમાં વધારાના ઉત્પાદનનો હિસ્સો જમીનના ભાડા ખાતે જાય. કારખાનામાં પણ મજૂરોની સંખ્યા વધારવાને બદલે સંચા વધારવામાં વધારે લાભ જણાય એવું બને. તેમ છતાં આ નિયમને બાધ નથી આવતો કારણ મજૂરીનો દર નક્કી થવામાં તો ઉત્પાદન કાર્યમાં રોકાયેલા સઘળા મજૂરોમાંથી છેલ્લા રોકવામાં આવેલા મજૂરને લીધે જેટલું ઉત્પાદન વધ્યું હોય, તે ઉત્પાદન જ નિર્ણાયક ભાગ ભજવતું જોવામાં આવે છે.

### જીવનનિર્વાહનું ધોરણ ઠરાવવાની જરૂર

૧૦. હવે સવાલ એ ઊભો થાય છે કે કોઈ પણ ઉત્પાદનકાર્યમાં છેલ્લા મજૂરે આપેલા ફાળાના મૂલ્ય જેટલો મજૂરીનો દર આપતાં મજૂરો કામે આવવા તૈયાર થશે કે કેમ? એનો આધાર મજૂરોની છત અછત ઉપર રહે છે. અને મજૂરની છત અછતનો આધાર મજૂરનું ઉત્પાદન ખર્ચ — એટલે કે એનું અને એના કુટુંબના ગુજરાન જોગું ખર્ચ — એને મળી રહે છે કે કેમ તેના ઉપર રહે છે. એટલે વળી પાછા આપણે જીવનનિર્વાહના ધોરણ ઉપર આવીએ છીએ. પણ જીવનનિર્વાહનો પેલો લોખંડી કાયદો તો આપણને ઇષ્ટ નથી. મજૂરને જડ વસ્તુ જેવો અથવા ઢોર જેવો ગણવામાં સમાજની પ્રગતિ નથી અને આર્થિક સુસ્થિતિ પણ નથી. કોઈ પણ સુધરેલા સમાજમાં સાધારણ માણસની વાજબી જરૂરિયાતો પૂરી પડી રહે તેટલો મજૂરીનો દર હોવો જ જોઈએ. વાજબી જરૂરિયાતો તેને કહેવી કે જે એના યોગ્ય વિકાસને માટે આવશ્યક હોય. આ ધોરણ પ્રમાણે મજૂરના જીવનનિર્વાહનું જે ખર્ચ આવે, તેટલી કિંમત છેલ્લો મજૂર ઉત્પાદનમાં જે અંતિમ વધારો કરે તે વધારાની ઊપજવી જોઈએ. આ બે વસ્તુઓ : અંતિમ વધારાની કિંમત અને જીવનનિર્વાહના આપણે ઠરાવેલા ધોરણ પ્રમાણેનું ખર્ચ એ બેનો મેળ જો બેસી રહે તો મજૂરને વાજબી દર મળે. પણ આજે તો ઉત્પાદનના પેલા છેલ્લા વધારાની બજારમાં જે કિંમત ઊપજે તે ઉપરથી જ મજૂરીના દર નક્કી થાય છે. મજૂરે ઉત્પન્ન કરેલી વસ્તુની બજારમાં ઊપજતી કિંમતને વધારે બળવાન તત્ત્વ ગણવામાં આવે છે અને એને અનુસરીને મજૂરને જે દર મળે તે પ્રમાણે તેણે પોતાની રહેણીનું ધોરણ ગોઠવવું એમ કહેવામાં આવે છે. એનું કારણ એટલું જ છે કે આર્થિક ક્ષેત્રમાં પોતાના દરના નિર્ણય માટેની જે રસાકસી ચાલે છે તેમાં મજૂરનો પક્ષ નબળો છે. રહેણીના અમુક ધોરણ પ્રમાણે મારો જીવનનિર્વાહ ચાલવો જોઈશે અને તેનું જે ખર્ચ આવે એટલી કિંમત મેં કરેલા ઉત્પન્નની ગણાશે અને એ પ્રમાણે મને મજૂરીનો દર મળવો જ જોઈશે એટલું સમાજ પાસે સ્વીકારાવવા જેટલી અને એ તત્ત્વનો

અમલ કરાવવા જેટલી મજૂરમાં તાકાત નથી. એટલે એને કહેવામાં આવે છે કે મજૂરીનો દર તારી જરૂરિયાતોનો વિચાર કરીને નહિ, પણ તું જે ઉત્પન્ન કરે છે તેની બજારમાં જે કિંમત ઊપજશે તે જ પ્રમાણે નક્કી થશે. આજે અનેક વસ્તુઓની બજારકિંમતમાંથી એ વસ્તુઓને પરસેવો પાડી ઉત્પન્ન કરનારાની સાધારણ જરૂરિયાતો પણ પૂરી નથી પડી રહેતી તેથી બજારકિંમત એ ○ કમત નથી એ આપણે જોઈ ગયા છીએ.

૧૧. એવું પણ બને છે કે બજારકિંમત વધારે ઊપજે છે છતાં એનો લાભ ભાડાના, વ્યાજના તથા નફાના રૂપમાં જમીનદારો, મૂડીદારો અને યોજકો ખેંચી જાય છે અને મજૂરને એના વાજબી અથવા સુઘડ જીવનનિર્વાહ જેટલું મળતું નથી. એનું કારણ એટલું જ છે કે ઉત્પાદનનાં સઘળાં અંગોના જુદા જુદા માલિકો વચ્ચેની હરીફાઈમાં મજૂર નબળો હોઈ તેનું શોષણ થાય છે.

### મજૂરીના ઊંચા દરનો ખુલાસો

૧૨. પણ ઇંગ્લંડ અને અમેરિકા એ દેશોમાં તો મજૂરીના દર ઠીક ઠીક ઊંચા છે અને રહેણીનું તેમનું ધોરણ પણ સારું છે. તેનું કારણ તો હમણાં આપણે કહી ગયા છીએ કે ઇંગ્લંડ બીજા દેશોનું શોષણ કરીને બહુ શ્રીમંત બનેલો છે અને અમેરિકામાં એની વિપુલ કુદરતી સાધન સંપત્તિના પ્રમાણમાં વસ્તી ઓછી છે. છતાં એ બન્ને દેશોમાં ચાલુ મહાયુદ્ધ પહેલાં સારા પ્રમાણમાં બેકારી હતી. એ ઉપરાંત એ બન્ને દેશો પોતાનો માલ બીજા દેશોના બજારમાં વેચી ત્યાંની વસ્તીમાં પણ બેકારી ઉત્પન્ન કરતા હતા. તેઓ મજૂરીના દર વધારે આપી શકે છે અને મજૂરોની રહેણીનું ધોરણ ઊંચું રાખી શકે છે, પણ પોતાના દેશમાં અથવા પરદેશમાં બેકારી પ્રવર્તાવીને જ તેમ કરી શકે છે.

૧૩. આ કાયદાને બરાબર સમજવા માટે અત્યારની પરિસ્થિતિ આપણે સમજવી પડશે. આજે હવે મૂડીદારો અને મજૂરો વચ્ચે અનિયંત્રિત હરીફાઈ રહી નથી. મજૂરોનાં જબરાં મંડળો બંધાયાં છે તથા તેઓ પોતપોતાના દેશમાં રાજ્યતંત્ર ઉપર પણ કાંઈક અસર પાડી શકયાં છે, જેને લીધે દરેક સુધરેલા ગણાતા રાજ્યમાં મજૂરોનાં હિત જાળવનારા થોડાઘણા કાયદા પણ થયા છે. મજૂરો રહેણીનું અમુક ધોરણ તો જાળવી જ શકે એટલા દર તેમને અપાવા જોઈએ તથા કામના કલાક પણ અમુકથી વધારે ન જ હોઈ શકે એની તરફેણમાં દરેક દેશમાં વાતાવરણ ઊભું થયું છે. છતાં અર્થોત્પાદનના કાર્યમાં

* જુઓ વાજબી કિંમત ઉપરનું પ્રકરણ ૮ મું ભાગ ૩ જો.

વર્ચસ્વ તો મૂડીદારોનું જ છે. રાજ્યતંત્રમાં મૂડીદારોની લાગવગ વધારે છે. આખી અર્થોત્પાદનની પ્રગતિ મૂડીદારી ધોરણની છે. એટલે ઉત્પાદન કેમ વધે અને માલ સરતામાં સસ્તો કેમ બની શકે એ તરફ જ દરેક દેશનું લક્ષ રહે છે. વળી અર્થોત્પાદનમાં જેમ જેમ ભૌતિક શકિતનો ઉપયોગ વધતો જાય છે તેમ તેમ માનવ-શક્તિની જરૂર ઓછી પડતી જાય છે. અલબત્ત ભૌતિક શક્તિના ઉપયોગથી અને યંત્રોમાં દિન પ્રતિદિન થતી જતી સુધારણાથી માનવી શક્તિથી પહેલાં કદી થઈ જ નહોતાં શકતાં અને આજે પણ એકલી માનવી શક્તિથી ન જ થઈ શકે એવાં કેટલાંક કામો થાય છે ખરાં, પણ જે કામ માનવી શક્તિથી થઈ શકે એવાં છે તેમાં પણ ભૌતિક શકિતનો ઉપયોગ વધતો જાય છે તેથી માનવી શકિત એટલે કે માણસો બેકાર પડતા જાય છે. જેને 'રેશનલાઇઝેશન' કહેવામાં આવે છે — એટલે કે ઉત્પાદન કાર્યમાં જ્યાં જ્યાં વધારે ખર્ચ થતું હોય તે શોધી કાઢી ઉત્પાદન ખર્ચ ઘટાડવું તે, — તેને લીધે પણ કારખાનાંઓનાં મજૂરોની સંખ્યા ઘટાડતા જઈને કામ એટલું ને એટલું જ થાય એવી તદબીરો શોધવામાં આવે છે. 'રેશનલાઇઝેશન' કુશળતાથી કરવામાં આવે તો જેમાં ઓછા મજૂરોની જરૂર પડે અને વધારે સારું કામ મળી શકે તેવી રીતે યંત્રોની સુધારણા કરવા ઉપરાંત, કાચા માલનો વધારેમાં વધારે ઉપયોગ શી રીતે કરવો એ વિચારવામાં આવે છે અને તેની સાથે મજૂર પાસેથી, પણ તેને કોઈ જાતનું નુકસાન પહોંચાડ્યા વિના, અથવા તે કંટાળી જાય એટલો તેને થકવી નાખ્યા વિના શી રીતે વધારેમાં વધારે કામ લેવું તે પણ યોજવામાં આવે છે. કુશળ મૂડીદારનું લક્ષ મજૂરીના દર ઘટાડવા તરફ બિલકુલ નથી રહેતું પણ મજૂર પાસેથી વધારે ઉત્પાદન શી રીતે મળે તે તરફ રહે છે. એટલે વધારે દર આપીને પણ એ વધારે કુશળ મજૂરોને પોતાના કારખાનામાં રોકવાનું પસંદ કરે છે. પહેલાં ઓછા દરે મજૂરો મેળવવાની હરીફાઈ ચાલતી. અત્યારે દર વધારે આપીને પણ કુશળ મજૂરો મેળવવાની હરીફાઈ ચાલે છે. મૂડીદાર ઓછા દર લેનાર મજૂરને પસંદ નથી કરતો પણ વધારે કામ આપનાર, વધારે કુશળ મજૂરને પસંદ કરે છે. તેથી આજે મજૂરીના દર ઘટ્યા નથી. દર વિષે તો ઊલટું એમ કહી શકાય કે મજૂરીના દર તો ઉત્તરોત્તર વધતા જાય છે, પણ ભૌતિક શકિત જેમ જેમ વધારે ઉપયોગમાં લેવાતી જાય છે તેમ તેમ પહેલાં કરતાં ઓછા મજૂરોની જરૂર પડતી જાય છે, એટલે મજૂરોની માંગ ઘટી છે. વધારે કુશળ મજૂરોને જ કામ મળે છે અને બાકીનાને બેકાર રહેવું પડે છે.

૧૪. આ બેકારીને લીધે લોકોમાં અસંતોષ ન વ્યાપે એટલા માટે ઇંગ્લંડ અને અમેરિકા જેવા શ્રીમંત દેશોમાં બેકાર મજૂરોને બેકારી-ભથ્થાં

(ડોલ્સ) આપવામાં આવે છે. બેકારીભથ્થાં ખાનારા મજૂરો પ્રજા ઉપર બોજા રૂપ અને આશ્રિતો જેવા ગણાતા હોઈ તેમનું સ્વમાન તો હણાય છે જ, પણ તે ઉપરાંત પણ કામ કર્યા વિના આળસુ રહી તેમને ભથ્થાં મળ્યાં કરતાં હોઈ તેમનામાં બીજા અનેક દુર્ગુણો દાખલ થાય છે. વળી આ બેકાર-મજૂરોનો બોજો તમામ કર ભરનારા ઉપર પડે છે, જ્યારે જેને લીધે આ બેકારી ઊભી થાય છે તે પરિસ્થતિનો લાભ તો એકલા મૂડીદારો જ ઉઠાવે છે. વળી આવાં બેકારી-ભથ્થાં શ્રીમંત દેશો જ આપી શકે. બેકારી-ભથ્થાં ઉપરાંત આવા શ્રીમંત દેશોમાં મજૂરોને અનેક પ્રકારની બીજી રાહતો પણ અપાય છે તે તો એ દેશો બીજા દેશોના ઉદ્યોગ ધંધા ન ખીલવા દઈ અથવા ખીલેલા હોય તો તોડી પાડી ત્યાં કંગાળિયત અને બેકારી ઊભી કરી તથા બીજી અનેક રીતે એ દેશોનું શોષણ કરી જે ધન ઉસરડે છે તેમાંથી પોતાના દેશના મજૂરોને અપાયેલા થોડાક ભાગ જેવું જ છે. ટૂંકમાં મજૂરીના દર આવા શ્રીમંત દેશોમાં તથા બીજા દેશોમાં પણ કેટલાંક કારખાનાંમાં વધ્યા છે ખરા, પણ અદ્યતન યંત્રરચનાવાળા ધંધા સિવાયના બીજા ધંધામાં, ખાસ કરીને ખેતીના ધંધામાં તથા બીજા હાથઉદ્યોગોના ધંધામાં તો દર ઘટ્યા જ છે. આપણા દેશમાં ખેતીમાં તેમ જ હાથકારીગરીના બીજા ઉદ્યોગોમાં મજૂરોને માંડ પેટિયું કાઢવા જેટલું પણ મળતું નથી.

### દેખીતા ઊંચા દર અને ખરા દર

૧૯. કડિયા તથા સુથારના રોજના દર વધારે દેખાય છે ખરા, પણ તેમને કાયમ કામ મળતું નથી હોતું એટલે ખરી રીતે તો તેમને ઓછા જ દર મળે છે. કોઈ માણસને દોઢ રૂપિયો રોજ મળતો હોય તો એને મહીને રૂ. ૪૫ મળે છે એમ હમેશ બનતું નથી. કારણ મહિનામાં જેટલા દિવસ કામ મળે તેટલા જ દિવસ દોઢ રૂપિયો મળે છે અને આપણાં શહેરોમાં કડિયા સુથારના કામની સરેરાશ કાઢીએ તો મહિનામાં વીસ દિવસ પણ તેમને કામ મળી રહે એવું ભાગ્યે જ બને છે.

૧૬. વળી મજૂરી વધારે મળે છે કે ઓછી એ એને રોજનાં કેટલાં નાણાં મળે છે તે ઉપરથી આંકવું એ પણ બરાબર નથી. ધારો કે ચાલુ લડાઈ પહેલાં કોઈ માણસને રોજના બાર આના મળતા હોય અને આજે તેને રોજનો રૂપિયો કે દોઢ રૂપિયો મળે તો તે ઉપરથી તેનો ખરો દર વધ્યો છે એમ નહિ કહેવાય. કારણ મજૂરીના દરમાં તેત્રીસ ટકા અથવા તો સો ટકા વધારો થયો, પણ મજૂરને વાપરવા માટે અનાજ વગેરે જોઈએ તેના ભાવમાં તો બસોથી અઢીસો ટકા જેટલો વધારો થયો છે. મજૂરીના ખરા દર તો

મજૂરને જે નાણાં મળે તેની ખરીદ શક્તિ કેટલી છે તે ઉપરથી જ આંકવા જોઈએ. આજે આપણા દેશમાં મજૂરોને મિલ-ઉદ્યોગોમાં મોંઘવારી-ભથ્થું મળે છે ખરું, પણ બીજા ઘણા ઉદ્યોગધંધામાં એવાં મોંઘવારી ભથ્થાં મળતાં નથી. મજૂરીના દરમાં સહેજસાજ વધારા થયા છે પણ મોંઘવારીના પ્રમાણમાં દર વધ્યા નથી. વળી એ દરે કાયમ કામ મળી રહેતું નથી. આજે ખેતીમાં મજૂરને રૂપિયો રોજ મળતો હશે. પણ એ રોજ પ્રમાણે એને બારે મહિના કામ કોણ આપે છે?

૧૭. એકંદરે જોતાં, એક પક્ષે, પોતાની શક્તિ અથવા મજૂરી વેચવાવાળો મજૂર અને બીજે પક્ષે એની મજૂરી ખરીદનારા કારખાનાંદારો, જમીનદારો વગેરે, એ બે પક્ષમાં સામાન્ય રીતે મજૂરનો પક્ષ બહુ નબળો છે. એ અજ્ઞાન છે અને ગરજુ છે. કયા ઉદ્યોગ કે કયા ધંધામાં કેટલું મળતર છે એનું મજૂરને કાંઈ જ્ઞાન નથી હોતું. એ સારા દર મેળવવા માટે રાહ જોઈને બેસી નથી રહી શકતો. કારણ એનું પેટ તો પોતાનું ભાડું માગે જ. સંચા અને સાધનો આળસુ પડ્યાં રહે તેથી તે કાંઈ એકદમ બગડી જતાં નથી, મજૂર આળસુ પડ્યો રહે તો ભૂખે મરે છે. અને મજૂર ભૂખ્યો મરે તેની કારખાનાંવાળા કે જમીનદારને કશી પડી નથી. પોતાનાં સાધનો સાચવવાની તે કાળજી રાખે છે. સંચો બગડી જાય કે ભાંગી જાય તો નવો લાવવામાં તેને ખર્ચ કરવું પડે છે, પણ મજૂર માંદો પડે કે મરી જાય તેની એને ફિકર નથી. કારણ એક મજૂરને બદલે બીજો મજૂર લાવવામાં તેને કશું વિશેષ ખર્ચ કરવું પડતું નથી. રોજી મેળવવા માટેની ઉમેદવારી કરતો મજૂરોનો પ્રવાહ સતત ચાલુ જ હોય છે.

### સૌને કામ મેળવવાનો અને સારી રીતે જીવવાનો હક

૧૮. આખા સમાજના સ્વાસ્થ્યની દૃષ્ટિએ જોઈએ તો આ સ્થિતિ ખૂબ જ અનિષ્ટ છે. સુખી અને તન્દુરસ્ત સમાજમાં તો

૧. દરેક પુખ્ત વયના સ્ત્રીપુરુષને પોતાને લાયકનું સમાજોપયોગી કામ મળી રહેવું જોઈએ.

૨. તંદુરસ્ત, સુઘડ અને પ્રાગતિક જીવનના નિર્વાહનું અમુક ધોરણ આપણે નક્કી કરવું જોઈએ (સંભવ છે કે આ ધોરણ જુદા જુદા દેશકાળ પરત્વે જુદું જુદું હોય) અને જે માણસ પોતાની શક્તિ પ્રમાણે સમાજોપયોગી કામ કરે તેને એ ધોરણ મુજબ જીવન ગાળી શકે તેટલું મહેનતાણું ઓછામાં ઓછું મળવું જોઈએ.

સૌને કામ મેળવવાનો અને સારી રીતે જીવવાનો હક છે. પણ અત્યારની અર્થોત્પાદનની પદ્ધતિમાં ધરમૂળના ફેરફાર ન થાય અને તેની સુયોજિત પુનર્ઘટના ન થાય ત્યાં સુધી સૌને કામ મળી શકે એમ નથી. કારણ અત્યારની ઉત્પાદન પદ્ધતિથી તો વધુને વધુ બેકારી જ ઉત્પન્ન થાય તેમ છે. અર્થોત્પાદનની પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર કરવા માટે આર્થિક પ્રગતિ કોને કહેવી તે વિષેની આપણી દૃષ્ટિમાં પણ ક્રાન્તિકારી ફેરફાર કરવા પડશે. ઉત્પાદનના કાર્યમાં જ્યાં યંત્રોની મદદ લેવામાં આવે છે તેમાંના ઘણામાં યંત્રોની મદદ લેવાનું આપણે છોડી દઈએ તો જ આપણે સૌને કામ આપી શકીએ. એક જ વસ્તુ હાથકારીગરીથી બનતી હોય અને યંત્રથી પણ બનતી હોય તો હાથકારીગરીથી બનેલી વસ્તુ જ વાપરવાનો આગ્રહ રાખવો જોઈએ. વળી યંત્રોને લીધે આપણને કેટલીક સગવડો મળે છે તે સગવડોમાંથી પણ થોડીઘણી આપણે જતી કરવી જોઈએ. કારણ યંત્રથી મળતી બધી જ સગવડો કાંઈ સંસ્કારી અને પ્રગતિશીલ જીવનને માટે આવશ્યક છે એવું નથી. એક તરફથી આવી સગવડો જતી કરીએ અને બીજી તરફથી વિના ખર્ચે મળી શકતી કુદરતી સગવડોનો લાભ લેવાનું શીખીએ તો આપણા જીવનની સમૃદ્ધિમાં કાંઈ ઊણપ ન આવે. દાખલા તરીકે શહેરોમાં સિનેમા જોવાનાં મળે છે, હોટેલોમાં ફરવાનું મળે છે, પાણીના નળ હોવ છે. એવી સગવડો ખાતર માણસ શહેરમાં રહે. તે જો બહુ શ્રીમંત ન હોય તો તો પૂરતા હવા અજવાળા વિનાની ઓરડીઓમાં રહેવું પડે, આસપાસ ગંદકી પણ હોય. તેને બદલે ગામડામાં જ્યાં સ્વચ્છ હવા અનાયાસે મળી રહેતી હોય, તાજાં શાકભાજી, ચોખ્ખું દૂધઘી વગેરે મળી શકતું હોય તો ત્યાં રહેવામાં જીવનની દૃષ્ટિએ વધારે લાભ છે. જીવન બહલાવવા માટે સિનેમા અને નાટકોને બદલે તેને ગામડામાં મળી શકતાં સાદાં સંગીત, ભજનકીર્તન, લોકગીત અને લોકકથાઓમાં રસ લેતાં શીખવું પડે અને હોટેલોને બદલે પોંક અને ઊંધિયા જેવી વસ્તુઓનો સ્વાદ માણવાની ટેવ પાડવી જોઈએ. ટૂંકમાં જાત-મહેનતથી અને ઓછા ખર્ચે મળી શકતી કુદરતી મોજમઝાઓમાંથી આનંદ લેતાં શીખવું જોઈએ. તો પછી શહેરમાં મળતા ભારે મજૂરીના દર જેની સાથે શહેરી ભીડ અને ગંદકી, શહેરી ધુમાડો અને ધૂળ તથા શહેરી ધમાલ જોડાયેલાં હોય છે તેના કરતાં ગામડાંના ઓછા દરો પણ જીવનને વધારે પોષક બની શકે. અલબત્ત અત્યારે આપણાં ગામડાંમાં જે ઓછા દરો પ્રવર્તે છે તે કરતાં તો મજૂરીના દર વધવા જ જોઈએ અને ગામડાંની ગરીબાઈ તથા ગંદકી પણ દૂર થવી જ જોઈએ, પણ શહેરની ગંદકી અને કંગાળિયત દૂર કરવી કઠણ છે, લગભગ અશક્ય છે, જ્યારે

ગામડાની ગંદકી અને ગરીબાઈ દૂર કરવી પ્રમાણમાં ઘણી સહેલી છે. ટૂંકમાં અત્યારની આખી સંસ્કૃતિ એ યંત્રસંસ્કૃતિ છે તેને સ્થાને આપણે જો ગ્રામઉદ્યોગ અથવા હાથઉદ્યોગ સંસ્કૃતિની સ્થાપના કરીએ તો જ બેકારી અને કંગાળિયતનો ઉપાય થઈ શકે એમ છે.

### વધારેમાં વધારે મહેનતાણાની મર્યાદા ઠરાવવાની જરૂર

૧૯. અહીં સુધી આપણે સાધારણ મજૂરોની મજૂરીના દરનો વિચાર કર્યો. ઓછામાં ઓછું અમુક મહેનતાણું તો તેને મળવું જ જોઈએ એમ આપણે કહીએ છીએ. એની સાથે વધારેમાં વધારે મહેનતાણું અમુકથી વધારે ન જ હોઈ શકે તે પણ નક્કી થવાની જરૂર છે. આ લડાઈ પહેલાં મજૂરી કરનારાને આઠ આના પણ નહોતા મળતા. ચરખા સંઘે ઓછામાં ઓછા ત્રણ આના તો આપવા જ એમ ઠરાવ્યું છે. ત્યારે કેટલાક વકીલો અને દાકતરોની ફી રોજના હજાર હજાર રૂપિયા હોય છે, વાઇસરૉયને મહિને વીસ હજાર રૂપિયા પગાર મળે છે, એની કારોબારીના સભ્યોને પાંચ કે ૭ હજાર પગાર મળતો હશે. વેપારઉદ્યોગમાં તો લોકો લાખો રૂપિયા કમાય છે. જુદા જુદા ધંધા કરનારાઓના મહેનતાણામાં રહેલા આ મોટા તફાવતને લીધે દરેક સમાજમાં ભારે આર્થિક અસમાનતા જોવામાં આવે છે અને એ અસમાનતા અનેક અનર્થોનું મૂળ થાય છે. જેમ જીવનનિર્વાહનું ધોરણ અમુક હદથી નીચું હોય એ જીવનના વિકાસમાં બાધક થઈ પડે છે તેમ જીવનનિર્વાહનું ધોરણ હદ બહાર ઊંચું હોય તે પણ જીવનના વિકાસમાં અંતરાયરૂપ થઈ પડે છે.

૨૦. જેમને બહુ મોટાં મહેનતાણાં મળે છે તેઓ પોતાના બચાવમાં અનેક દલીલો તો રજૂ કરે જ છે. વકીલ કે દાક્તર કહે કે અમારો ધંધો શીખતાં અમને ઘણાં વર્ષો લાગ્યાં તથા ઘણું ખર્ચ થયું અને ત્યાર પછી પણ એ ધંધામાં બધા કાંઈ યશસ્વી થતા નથી. અમારામાં બુદ્ધિચાતુર્યની એટલી વિશેષતા હોવાથી અમને વધારે મહેનતાણું મળે છે. સરકારી અમલદારો કહે કે અમારા કામ માટેની વિશેષ યોગ્યતા સંપાદન કરવા અમારે પણ ખૂબ વખત ગાળવો પડ્યો છે, ખર્ચ કરવું પડ્યું છે અને પછી પણ ઠીક ઠીક મહેનત કરવી પડી છે અને તે ઉપરાંત અમે બહુ મોટી જવાબદારી લઈએ છીએ તેથી અમને વધારે મળવું જોઈએ. કેટલાક કહે છે અમે બહુ વિશ્વાસ અને જોખમનાં કામ કરીએ છીએ અને વળી સમાજને ખૂબ જ ઉપયોગી થઈએ છીએ, અમારા એક એક કામથી સમાજની આખી સૂરત બદલાઈ જાય છે માટે અમને વધારે મહેનતાણું મળવું જોઈએ. મુખ્યત્વે કરીને નવાં યંત્રો, નવી દવાઓ, નવી બનાવટો વગેરેના સંશોધકોની આવી દલીલ

હોય છે. તેઓ પોતાનાં કામ બીજા કોઈથી થઈ ન શકે એવાં વિરલ અને અદ્‌ભૂત પ્રકારનાં હોય છે એવો દાવો કરે છે. કવિઓ, ચિત્રકારો, તથા બીજા કળાકારોનો પણ આવો દાવો હોય છે. જો કે અત્યારની મૂડીદારી પ્રથામાં આ સંશોધકો અને કળાકારોને બહુ મળી જ જાય છે એમ હમેશાં બનતું નથી. બનાવટના સંશોધક કરતાં એ બનાવટના કારખાનાદારો ઘણું વધારે કમાય છે અને કવિઓ અને ચિત્રકારો કરતાં એમના પ્રકાશકો ઘણું વધારે કમાય છે.

૨૧. આ મોટાં મોટાં મહેનતાણાં માગનારાને કહી શકાય કે તમે મોટાં મહેનતાણાં લઈ સમાજમાં અસમાનતા ઊભી કરો છો એ વાજબી તો નથી જ. તમારાં કામ જો બહુ જ સમાજોપયોગી હોય અને બીજાથી થઈ જ ન શકે એવાં હોય તો તમને તે બદલ સમાજમાં કીર્તિ અને પ્રતિષ્ઠા મળે છે. એ બદલો ઓછો છે કે તમારે વધારે ધનનો બદલો માગવો જોઈએ ? વળી તમારાં કામ એવાં હોય છે કે એ કામનો જ આનંદ તમને મળી રહે છે. તમારાં કામની તો તમને એવી લગની હોય છે કે ધનના રૂપમાં એનો બદલો તમને ન મળવાનો હોય તો પણ એ કામમાંથી તમને જે આનંદ મળે છે તેની ખાતર પણ, તમે એ કામ કર્યા વિના રહી જ શકવાના નથી. સંશોધક અથવા કળાકાર ઓછો જ ધનના બદલા માટે પોતાની પ્રવૃત્તિ કરે છે ? મોટા રાજદ્વારી પુરુષો જેઓ આખા દેશના રાજકારભાર ચલાવે છે તેમને જો મોટા પગારો ન મળે તો તેઓ શું પોતાની રાજદ્વારી પ્રવૃત્તિઓ છોડી દેવાના હતા ? આપણી કૉન્ગ્રેસની કારોબારીના સભ્યો, રાજ્યતંત્રમાં સત્તા ભોગવતા પ્રધાનો અને મંત્રીઓ કરતાં રાજદ્વારી કામોમાં કાંઈ ઓછા કાબેલ છે ? છતાં તેઓ ધનના કશા જ બદલાની આશા વિના કેવળ દેશભક્તિથી પ્રેરાઈને આખો વખત દેશનું કામ કરે જ છે ને ? જે મહા વિદ્વાન છે અને વિદ્યાનો સાચો રસિયો પણ છે તે શું મોટો બદલો મળશે તો જ અધ્યાપનનું કામ કરશે અથવા તો જ ગ્રન્થ લખશે ? આવાં વિશેષ પ્રકારનાં, જેમાં વિરલ શક્તિની જરૂર પડે છે એવાં કામો માટે મોટાં મહેનતાણાં આપવાનો અને માગવાનો રિવાજ પડ્યો છે તે તો આ મૂડીદારી પ્રથાનું જ એક પરિણામ છે. અત્યાર સુધીનો ઇતિહાસ તપાસીએ તો આવી વિરલ શક્તિવાળા તો કેટલાય, જેઓ સમાજ ઉપર કાયમી ઉપકારનાં મોટાં કામો કરી ગયા છે તેમણે કાંઈ એ કામો મોટાં મહેનતાણાં લઈને નથી કર્યાં.

૨૨. છતાં જેને માટે વિશેષ કુશળતાની અપેક્ષા હોય, જેને માટે વિશેષ તૈયારી અને તાલીમની જરૂર હોય એવાં કામોનું મહેનતાણું સામાન્ય મજૂરના મહેનતાણા કરતાં કાંઈક વધારે રહે એ દરગુજર કરીએ તો પછી

કમમાં કમ અમુક મહેનતાણું તો દરેક કામદારને મળવું જ જોઈએ એ નક્કી કરવાનું આપણે જેમ કહીએ છીએ, તેમ વધારેમાં વધારે મહેનતાણું પણ નક્કી કરવામાં આવે. તેથી વિશેષ કોઈને પણ ન મળવું જોઈએ. અને આ કમીમાં કમી તથા વધારેમાં વધારે, એ બેની વચ્ચેનું અંતર એવું મોટું ન હોવું જોઈએ જેથી સમાજમાં અન્યાયી અસમાનતા ઊભી થાય. એટલું જ નહિ પણ ઓછામાં ઓછા મહેનતાણાના દરને વધુ ઊંચો લાવવાનો પ્રયત્ન કરી ઓછામાં ઓછા અને વધારેમાં વધારે મહેનતણાના દર વચ્ચેનો તફાવત નાબૂદ થઈ જાય એવું ધ્યેય રાખવું જોઈએ.

૨૩. દરેક સમાજ પોતાની અર્થરચના, સમાજના એકેએક અંગના હિતની દૃષ્ટિએ સારી રીતે વિચારી કાઢેલી યોજના મુજબ ગોઠવવા તૈયાર થાય તો જ આ બની શકે એમ છે. કેટલાંક કામો કંટાળા ભરેલાં, ન ગમે એવાં, શરીરને નુકસાન પહોંચાડે એવાં હોઈ તે કરવા કોઈ જ ન તૈયાર થાય. ત્યારે કેટલાંક કામો આનંદ આપે એવાં અને ચિત્તને પ્રફુલ્લિત કરે એવાં પણ છે. કંટાળાભરેલાં કામો કરવા તૈયાર થનારને વધારે મહેનતાણાની લાલચ આપવાને બદલે, વધારે સારું તો એ છે કે એવાં કામના કલાક જ ઓછા કરી નાંખવામાં આવે તથા બીજી સગવડો આપવામાં આવે એટલે ઓછા કલાકની તથા બીજી સગવડોની લાલચે પણ કેટલાક લોકો એ કરવા તૈયાર થાય. વળી એવી રીતો શોધી કાઢવી જોઈએ જેથી એ કામો કંટાળાભરેલાં ન રહે. અથવા એવાં કામોની એવી રીતે વહેંચણી થાય કે એનો થોડો થોડો ભાગ સૌને કરવાનો આવે. જાહેર રસ્તા ઉપર ઝાડુ મારવાનાં કામ, ગટરો સાફ કરવાનાં કામ, જાજરૂ સાફ કરવાનાં કામ, કોલસાની ખાણમાં મજૂરી કરવાનાં કામ, એવાં કેટલાંક ગણાવી શકાય જે ધંધા તરીકે કરવા કોઈ તૈયાર ન થાય. એમાં શરીરને ઘસારો પણ વધારે પહોંચે એમ છે. આવાં કામોમાં બને તેટલા સુધારા કરી નાખવા જોઈએ અને કામના કલાક બહુ ઓછા કરી નાખવા જોઈએ.

# પ્રકરણ ૫ મું

## નફો

૧. ઉત્પાદનનું ચોથું અંગ આપણે યોજકને ગણ્યું છે. કાચો માલ, મૂડી અને મહેનત એ ત્રણ અંગોને એકત્ર કરી પ્રત્યક્ષ સંપત્તિ ઉત્પન્ન કરવાની વ્યવસ્થાનું કામ એ કરે છે. સંપત્તિ ઉત્પન્ન થયા પછી તેના વાપરનારને એટલે કે ઘરાકને તે પહોંચતી કરવી એને પણ આપણે ઉત્પાદનનું જ એક અંગ ગણ્યું છે. એ કામ વેપારી કરે છે. યોજક તથા વેપારી બન્નેને પોતાની મહેનતના બદલામાં જે મળે છે તેને નફો કહેવામાં આવે છે.

### મજૂરી અને નફો

૨. પણ જો યોજક અને વેપારીને જે મળે છે તે એમની મહેનતનો કેવળ બદલો જ હોય તો એને મજૂરી ન કહેતાં નફો શા માટે કહેવો, એ પ્રશ્ન વિચારવો જોઈએ. ઉત્પાદનની આખી ક્રિયામાં મજૂરનું જે સ્થાન છે — પછી એ મજૂર કોઈ પણ દરજ્જાનો હોય, બતાવેલું કામ કરનાર સાધારણ મજૂર હોય કે પછી આખા કારખાનાની વ્યવસ્થા રાખનાર મોટો મૅનેજર હોય — એના સ્થાનમાં અને યોજક અને વેપારીના સ્થાનમાં એક ફરક છે. બધા જ વર્ગના મજૂરો — સાધારણ મજૂર કે મોટો મૅનેજર — એ નક્કી કરેલી શરતોએ, ઠરાવેલો બદલો લઈ તે પ્રમાણે કામ કરે છે. તેમની મજૂરી એક દિવસની ઠરાવેલી હો, મહિનાની હો કે વરસની હો, પણ એ નક્કી થયેલી રકમ હોય છે અને સંપત્તિનું ઉત્પાદન અને વેચાણ થાય તે પહેલાં એ રકમ એમને મળી જાય છે. એમની જવાબદારી એમને સોંપેલા કામ પૂરતી મર્યાદિત હોય છે અને સોંપેલું કામ તેઓ કરે એટલે પોતાનો પગાર માગવાને તેઓ હકદાર થાય છે. પરંતુ યોજક અને વેપારીની સ્થિતિ જુદી હોય છે. એને તો ઉત્પન્ન થયેલી સંપત્તિ વેચાઈ જાય ત્યાર બાદ, એને લાગેલા કુલ ઉત્પાદન ખર્ચ કરતાં જે કાંઈ વધારે ઊપજે તે મળે છે. મજૂર તો કરાર પ્રમાણે કામ કરીને બદલો અગાઉથી લઈ જ લે છે, જ્યારે યોજકને તો પછીથી જો વધારો રહે તો તે મળે અને ખોટ જાય તો તે પણ ભોગવવી પડે છે. વસ્તુની માંગ પોતાની ધારણા કરતાં ઘટી જાય અથવા બીજા કોઈ કારણસર તેની બજાર કિંમત પોતાને લાગેલા ઉત્પાદન ખર્ચ કરતાં પણ ઘટી જાય તો તેને કશું જ મળતું નથી. ઊલટી ખોટ જાય છે. એટલે યોજક એક

જાતનું સાહસ ખેડે છે. તે જ પ્રમાણે વેપારી પોતાની દુકાનમાં વેચવા માલ ખરીદે છે, અને પોતાને કાંઈ મળતર રહે એ પ્રમાણે માલ વેચે છે. પણ કોઈ પણ કારણસર ભાવ બેસી જાય તો તેને કશું મળતું નથી અને ખોટમાં પણ ઊતરવું પડે છે. તેણે ગમે તેટલી મહેનત કરી હોય પણ એ ફોગટ જાય છે, એટલે નફો એ મહેનતનો બદલો નથી, પણ યોજનાશક્તિ, દૂરંદેશી અને સાહસ અથવા જોખમનો બદલો છે. તેમાં અનિશ્ચિતતાનો અંશ છે. નફો મળવાને બદલે ખોટ પણ જાય એવો સંભવ તેમાં રહેલો છે.

### વ્યાજ અને નફો

૩. કેટલાક લેખકો વ્યાજ અને નફા વચ્ચે પણ આવો જ ગોટાળો કરે છે. પરંતુ આપણે જોઈ ગયા કે વ્યાજ એ મૂડી વાપરવા દેવા બદલ તેના માલિકને મળતો બદલો છે. જ્યારે નફો એ કોઈ પણ કારખાનું કે વેપારી પેઢી કે દુકાનના સંચાલનનો બદલો છે. મૂડી ઘલાઈ જાય એ જોખમ વ્યાજ ખાનારને રહેલું છે, છતાં એને કેટલું વ્યાજ મળશે એ કરારથી નક્કી થયેલું છે. જ્યારે કારખાનાના સંચાલનમાંથી કેટલો નફો મળશે એ તદ્દન જ અનિશ્ચિત હોય છે. વ્યાજને સંપત્તિના ઉત્પાદન ખર્ચમાં ગણવામાં આવે છે, જ્યારે નફાને ઉત્પાદન ખર્ચમાં ગણવામાં આવતો નથી. એ તો ઉત્પાદન ખર્ચ અને બજાર કિંમત વચ્ચેનો તફાવત છે.

### નફાનું સ્વરૂપ

૪. હવે આપણે નફાનું સ્વરૂપ તપાસીશું. જમીનના ભાડાની બાબતમાં આપણે જોઈ ગયા કે વધારે ફળદ્રૂપ અને ઓછી ફળદ્રૂપ બન્ને પ્રકારની જમીન ખેડાણમાં લેવી પડે છે ત્યારે જમીનના ચઢિયાતા કસને કારણે અથવા જમીનના વિશેષ રસાળપણાને કારણે બીજી જમીન કરતાં પહેલી જમીનમાં એક સરખું ખર્ચ કરતાં છતાં વધારે પાક થાય છે. એ વધારાને જેમ ભાડું કહેવામાં આવે છે તેમ કારખાનું નવું હોય કે જૂનું તે કારણે અથવા યોજકની વિશેષ કુશળતાને કારણે એક જ માલ બનાવનારાં બે કારખાનાંના માલના ઉત્પાદન ખર્ચ અને બજારકિંમત વચ્ચે વધતો ઓછો તફાવત રહે છે. જુદા જુદા પ્રકારની જમીનોમાં અમુક જમીનને ઉત્પાદન માટે કિનારા ઉપરની જમીન ગણી હતી તેવું જ કારખાનાંનું પણ છે. અમુક કારખાનાં ઉત્પાદનના કિનારા ઉપરનાં હોય છે. તેમાં આવતું ઉત્પાદન ખર્ચ અને તેના માલની બજારકિંમત લગભગ સરખાં હોય છે. આવા કિનારા ઉપરનાં કારખાનાંથી ઉપર જેટલાં કારખાનાં હોય તેમને પોતાના ઉત્પાદન ખર્ચ કરતાં બજાર-કિંમતમાં ઓછોવધતો વધારો રહે છે. આ વધારો તે નફો. અહીં એ ધ્યાનમાં

રાખવાનું છે કે બજારકિંમત નક્કી થવામાં નફો એ કારણરૂપ નથી. યોજકને અમુક નફો મળવો જ જોઈએ એમ વિચારીને બજારકિંમત નક્કી નથી થતી. બજારકિંમત નક્કી થવામાં બીજાં કારણો ભાગ ભજવે છે. તેનો આધાર વસ્તુની સર્વસામાન્ય ઉપયોગિતા અને તેનું ઉત્પાદન ખર્ચ એ બે તત્ત્વો ઉપર ઘણો રહે છે. બજારકિંમત એની એ રહે અને ઉત્પાદન ખર્ચ ઓછું આવે તો નફો થાય છે. એટલે નફો એ બજારકિંમતનું પરિણામ છે. ઉત્પાદન ખર્ચ ઓછું આવતું હશે અને જો ખુલ્લી હરીફાઈ હશે તો બજારકિંમત ઊતરીને ઉત્પાદન ખર્ચની નજીક આવશે અને નફો ઓછો થઈ જશે અથવા નાબૂદ થઈ જશે. એટલે એમ કહી શકાય કે નફો ચાલુ રાખવો હોય તો બજારમાં જે કિંમત ચાલતી હોય તે કિંમત કરતાં ઉત્પાદન ખર્ચને સતત ઓછી સપાટીએ રાખવા માટે નવી નવી તદબીરો શોધવી જ જોઈએ.

## નફાના પ્રકારો

૯. **ઉદ્યોગધંધામાં થતા નફા :** સમાજને ઉપયોગી વસ્તુઓનું ઉત્પાદન કરવામાં કાચા માલની કિંમત, ભાડું, વ્યાજ, મજૂરી, સરકારના કરવેરા, વીમાનાં પ્રીમિયમ, જાહેર ખબરોનાં ખર્ચ, વાહનખર્ચ વગેરે તમામ ખર્ચા ગણી લેતાં તેના કુલ સરવાળાની અને બજારકિંમતની વચ્ચે જે તફાવત રહે તે યોજકને નફા તરીકે મળે છે. લોકોને કઈ કઈ વસ્તુઓ કેટલા પ્રમાણમાં જોઈશે તેનો ક્યાસ કાઢી તે પ્રમાણે એ વસ્તુઓ તૈયાર કરાવવાની તજવીજ કરે, એ વસ્તુના ઉત્પાદન માટે જરૂરી એવાં ઉપર જણાવેલાં સઘળાં તત્ત્વોને એકઠાં કરે, ઉત્પાદનનું કામ ચાલતું હોય ત્યારે એની દેખરેખ રાખે અને એનું સંચાલન કરે, એ બધા કામના મહેનતાણા અગર બદલા તરીકે ઉદ્યોગધંધા ચલાવનારા યોજકોને નફા મળે છે. તેમાં અનિશ્ચિતતાનું અને જોખમનું તત્ત્વ હોઈ એ સાદું મહેનતાણું નથી એ આપણે જોઈ ગયા છીએ. પણ એમ કહી શકાય કે આવો નફો મેળવનાર સમાજને કોઈ ને કોઈ રીતે ઉપયોગી થઈ પડીને તેનો બદલો મેળવે છે. આવા નફા સામે તો ત્યારે જ વાંધો ઉઠાવી શકાય કે સમાજમાં બીજા બધા ઉત્પાદક વર્ગને જે મહેનતાણું મળે છે તેના કરતાં આ નફાનું પ્રમાણ અતિશયણું વધારે હોય. વળી પોતાને વધુ નફો મળે તે માટે ઉત્પાદન ખર્ચ ઓછું લાવવા સારુ મજૂર વર્ગનું શોષણ કરવામાં આવતું હોય ત્યારે પણ આ નફા સામે વાંધો ઉઠાવી શકાય. યોજકો એવી દલીલ કરે છે કે અમે મહેનત કરવા ઉપરાંત અને મહેનત કરવા છતાં, કદાચ ધંધામાં નુકસાન આવે તો તે વેઠી લેવાનું જોખમ ખેડીએ છીએ માટે અમારા નફા ઉપર કશી મર્યાદા મુકાવી જોઈએ નહિ. હરીફાઈની મર્યાદા તો અમારા

નફા ઉપર છે જ. કારણ જો કોઈ પણ ધંધામાં વધારે નફો થતો દેખાશે તો બીજાઓ એ ધંધામાં આવીને હરીફાઈ કરશે જ અને તેને પરિણામે માલની છત વધશે તો બજારકિંમત ઊતરશે જ. એટલે જ્યાં ખુલ્લી હરીફાઈ હોય ત્યાં નફાનું વલણ ઉત્તરોત્તર ઘટવા તરફ જ રહે છે અને પછી તો અમારી મહેનત જેટલું જ અમને મળી રહે છે. આ દલીલ દેખાય છે તો તર્કયુક્ત, પણ સમાજના બીજા વર્ગોને જે મહેનતાણું મળે છે તેના પ્રમાણમાં આ યોજકો અથવા ઉદ્યોગપતિઓને જે નફા મળે છે તે દેખીતા જ એટલા વધારે છે કે ગમે તેટલા બચાવથી તેમાં રહેલો અન્યાય ઢાંક્યો રહેતો નથી.

**६. मूडी रोकाणमांथी थता नफा :** જેમની પાસે બચત નાણાં ખાસ કરીને મોટી રકમોનાં હોય છે તેઓ પોતાનાં નાણાંનાં જુદી જુદી રીતે રોકાણ કરી તેમાંથી નફા મેળવે છે. દા. ત. કોઈ મિલના શૅર ખરીદે અને પછી તેના ભાવ વધે ત્યારે વેચી નાખીને, તે નાણાંમાંથી વળી બીજી મિલના શૅર ખરીદે. શૅરનાં ડિવિડન્ડ મળે તે ઉપરાંત બજારની રૂખ જોઈને આવી રીતે શૅરોના ખરીદવેચાણમાંથી વચગાળાનું તારણ એમને નફા તરીકે મળે છે. શૅરોની માફક ડિબેન્ચરો, બૉન્ડો વગેરેનું પણ બને છે.

આવી જ રીતે જમીન અને મકાનોનાં ખરીદવેચાણના ધંધા કેટલાક કરે છે. તેમની મુખ્ય આવક જ આવી રીતના નફાની હોય છે. જે લોકો વિવેક, દૂરંદેશી અને ડહાપણથી બજારની રૂખ પારખી શકે એવા હોય; ગમે ત્યાંથી હકીકતો મેળવી તે ઉપરથી અમુક મિલના શૅરોના ભાવ વધશે કે ઘટશે તેની બરાબર અટકળ બાંધી શકે એવા હોય; અમુક લત્તાની જમીન અથવા મકાનના ભાવ પણ વધશે કે ઘટશે તે વસ્તીની હેરફેર ઉપરથી ચોક્કસ જાણી શકે એવા હોય; તેઓ આવા ધંધામાં સફળ થાય છે અને મોટા નફા કરે છે. જો કે કેટલાકને અણધાર્યા નફા પણ થાય છે. અને કેટલાકને ગમે તેટલી તજવીજ અને તપાસ કરી હોય છતાં નુકસાન પણ આવી પડે છે. પણ મુખ્ય પ્રશ્ન તો એ છે કે આ લોકો નફા ખાય છે તેના બદલામાં સમાજની કશી સેવા કરે છે ખરા? સમાજને ઉપયોગી એવી કોઈ પણ કામગીરી તેઓ બજાવે છે ખરા? એમની પાસે તો નાણાં ફાજલ પડ્યાં છે. એ નાણાં વડે તેઓ પોતે કોઈ ઉદ્યોગધંધો ચલાવતા નથી. બીજાના ઉદ્યોગધંધામાં તેઓ મૂડી તરીકે રોકે તો તેઓને સ્થિર વ્યાજ મળ્યાં કરે ખરું. આ વ્યાજના પણ તેઓ કેટલે દરજ્જે વાજબી હકદાર છે એ વિષે પણ આપણે તો પ્રશ્ન ઉઠાવીએ છીએ. પણ આ લોકોને એકલા વ્યાજથી સંતોષ નથી. તેઓ જમીનોમાં, મકાનોમાં, શૅરોમાં કે કોઈ કોઈ વાર સોનામાં અને હીરામોતીમાં પોતાનાં નાણાં રોકી, તેની ઊથલપાથલ કરી ભાવની

ફેરફારીના લાભ ઉઠાવે છે. કેટલીક વાર તો આવા લોકોની પ્રવૃત્તિઓને લીધે જ ભાવની ફેરફારી વધારે પ્રમાણમાં થવા પામે છે અને એટલે દરજ્જે તો તેઓ સેવા કરવાને બદલે અ-સેવા કરે છે. આવા નફા ઉપર તેઓ આરામી જીવન ગાળી સમાજ ઉપર બોજારૂપ થઈ પડે છે એ તો વધારાનું.

૭. **સટ્ટાના નફા :** નાણાંની ઊથલપાથલમાંથી થતા આ નફામાં અકસ્માત અને નસીબનું તત્ત્વ હોઈ કેટલેક દરજ્જે એ ધંધો સટ્ટા જેવો છે ખરો, પણ તત્ત્વતઃ સટ્ટો એ જુદી વસ્તુ છે. મૂડીરોકાણના ધંધામાં તો માણસ પાસે રોકાણ કરવા માટે મૂડી હોય છે અને તેના વડે જે મિલકત ખરીદે તે અમુક નક્કી મુદતમાં જ એને વેચી નાખવી પડે એવું કશું નથી હોતું. એને ભાવ આવે ત્યારે વેચવી હોય તો વેચે. સટ્ટામાં અમુક નિશ્ચિત મુદત પછી ભાવમાં ફેરફાર થશે અને તેમાંથી પોતાને નફો મળશે એ આશાએ ખરીદી અથવા વેચાણ કરવામાં આવે છે, અને નક્કી કરેલી મુદત જેને વાયદો કહેવામાં આવે છે એ વાયદાની તારીખે એને ભાવનો તફાવત આપવો કે લેવો પડે છે. સટ્ટાવાળા પાસે મૂડી ન હોય તો પણ ચાલે. કારણ કરેલા સોદા પ્રમાણે માલની વાસ્તવિક ડીલિવરી આપવા લેવાની હોતી નથી. એટલે જે માલ પોતાના કબજામાં નથી તે માલ વેચવાનો, તથા જે માલનો કબજો પોતે નથી જ લેવાનો એમ નક્કી છે એ માલ ખરીદવાનો, એ સોદો કરે છે. આપણે સટ્ટા ઉપરના પ્રકરણમાં (જુઓ ભા. ૩, પ્રકરણ ૭મું) જોઈ ગયા છીએ કે સટ્ટાવાળા બજારને ઉપયોગી થઈ પડવાનો ગમે તેટલો દાવો કરતા હોય તો પણ તેમાં જુગારનું તત્ત્વ જ વધારે હોય છે, અને સટ્ટાવાળા સમાજને એકંદરે નુકસાન જ કરે છે.

૮. સટ્ટાનો એક પ્રકાર બજારમાં જેને ખેલો (કૉર્નરિંગ) કહેવામાં આવે છે તેનો છે. ઊંચા ભાવની ધારણાએ બજારમાં જેટલો માલ હોય તે બધો એક માણસ એકહથ્થુ કરી લે ત્યારે એ માલનો એણે ખેલો કર્યો એમ કહેવાય છે. અમુક મિલના શૅરોના અથવા રૂના કે સોનાચાંદીના આવા ખેલા ખેલાય છે. આવા ખેલા કરનારા ઘડીકમાં કરોડાધિપતિ થઈ જાય છે. અને ઘડીકમાં રસ્તા પરના ભિખારી થઈ જાય છે. પરંતુ તેઓ સફળ થાય તે કરતાં નિષ્ફળ થવાના પ્રસંગ વધારે બને છે. કોઈની પાસે ખૂબ જ નાણાં હોય અને એવો પ્રસંગ આવે તો સોદાના તમામ માલની ડીલિવરી લઈને એ જથો અમુક મુદત સુધી પોતાના હાથમાં ટકાવી રાખવાનાં સાધનો તથા હિંમત હોય તો ફાવે, પણ આવા ખેલાડીની સામે બીજો ખેલાડી પણ મમત ઉપર ચઢે તો તેમાંથી જે બળવાન નીવડે તે બીજાને પાયમાલ કરી નાખે છે. સામાજિક દૃષ્ટિએ વિચારીએ તો સટ્ટા અને ખેલામાં કશો જ

ફાયદો નથી અને પારાવાર નુકસાન છે. સુયોજિત અર્થરચનાવાળા સમાજમાં સટ્ટાને અને ખેલાને કશું જ સ્થાન નથી.

૯. ઇજારદારોના નફા : અત્યારનો આપણો અર્થવ્યવહાર ખુલ્લી હરીફાઈને ધોરણે ચાલે છે એમ કહેવાય છે, પણ વસ્તુતઃ ખુલ્લી હરીફાઈ બહુ ઓછી છે. વીજળી પૂરી પાડવા માટે, શહેરોમાં ટ્રામો અને બસો ચલાવવા માટે, રેલવેઓ માટે અને સાર્વજનિક ઉપયોગિતાનાં એવાં અનેક કામો માટે કાયદાથી જ કેટલીક સાર્વજનિક સંસ્થાઓને તે તે કામના ઇજારા આપવામાં આવે છે. આવા ઇજારા ઉપર કાયદાનો અંકુશ હોય છે અને તેમાં કોઈનો ખાનગી સ્વાર્થ નથી હોતો એટલે આવાં કામો માટે ઇજારો હોવા છતાં તેમાં નફો કરવાનો નહિ પણ લોકોને ઉપયોગી થવાનો હેતુ જ પ્રધાન રહે છે. શોધકોને 'પેટન્ટસ' આપવામાં આવે છે અને લેખકોને 'કૉપી રાઈટ' આપવામાં આવે છે તેમાં પણ ઇજારાનું તત્ત્વ છે, છતાં શોધકે અથવા લેખકે પુષ્કળ મહેનત કરી હોય તેનો લાભ બીજાઓ ન ઉઠાવી જાય અને પોતાની મહેનતનું ફળ પોતે ભોગવી શકે એ ઉદ્દેશ તેમાં હોય છે. વળી આ ઇજારા જેવું રક્ષણ તેમને અમુક મર્યાદિત સમય માટે જ આપવામાં આવે છે. અમુક વર્ષ પછી તો પેટન્ટ અથવા કૉપી રાઈટ નાબૂદ થઈ જાય છે અને શોધકની શોધ તથા લેખકની કૃતિ સાર્વજનિક મિલકત બની જાય છે. એટલે આવા શોધકો તથા લેખકોને મળતા ખાસ નફા જો હદ બહાર ન વધી જતા હોય તો તેની સામે કોઈ વાંધો ઉઠાવતું નથી.

૧૦. પણ અત્યારના મોટા મોટા ઉદ્યોગપતિઓ પોતાનાં કારખાનાંનું સંગઠન કરી, પોતાની અંદર અંદરની હરીફાઈ નાબૂદ કરી નાખે છે અને જે એ સંગઠનમાં ન ભળે તેની હરીફાઈને તોડી પાડે છે અને તેમ કરી તે તે ધંધાના ઇજારાની સ્થિતિ પ્રાપ્ત કરે છે તે કેટલે દરજ્જે ઇષ્ટ છે એ વિચારવા જેવું છે. આવાં સંગઠનો જેને 'કમ્બાઇન્સ', 'ટ્રસ્ટસ', અથવા 'સીન્ડિકેટસ' કહેવામાં આવે છે તેનો મુખ્ય હેતુ તો વધારેમાં વધારે નફો મેળવવાનો જ હોય છે. એમના નફા ઉપર મુખ્ય અંકુશ એટલો જ હોય છે કે જો પોતે વસ્તુ બહુ મોંઘી કરી નાખશે તો એની અવેજીમાં ચાલે એવી બીજી વસ્તુ શોધવા તરફ બીજા ઉત્પાદકો પ્રેરાશે અને તેઓ લોકોને બીજી અવેજી વસ્તુ આપી શકશે તો લોકો પેલી વસ્તુનો વપરાશ છોડી દઈ અવેજી વસ્તુ વાપરવા માંડશે. એટલે તેઓ પોતાના ધંધાને ટકાવી રાખવા બહુ વધારે નફો ન લેતાં વસ્તુની કિંમત માફકસર રાખે છે. બીજી વાત એ છે કે નફાનો આધાર વસ્તુ કેટલા જથામાં ખપે છે તે ઉપર રહે છે. નફાના ટકા બહુ વધારે રાખવાથી વસ્તુની ખપત જો તદ્દન ઓછી થઈ જતી હોય અને નફાના ટકા ઓછા રાખવાથી વસ્તુની ખપત ઘણી વધી શકતી હોય તો નફાના ટકા ઓછા

રાખવામાં જ ઇજારદારને લાભ છે કારણ ખપત બહુ થાય તો નફાના ઓછા ટકા રાખતાં પણ કુલ નફો તો ઘણો વધારે થાય છે. છતાં અવેજી વસ્તુ હરીફાઈમાં આવવાનો ભય ન હોય ત્યારે અથવા અવેજી વસ્તુ આવે ત્યાં સુધી તો ઇજારાવાળા પુષ્કળ નફો લઈ જ શકે છે. વળી લોકોને અનિવાર્ય જરૂરિયાતની ચીજ હોય ત્યાં તો ઇજારદાર ગમે તેટલો નફો રાખે છતાં લોકોને એ વસ્તુ લેવી જ પડે છે. એટલે એકંદરે જોતાં તો ખાનગી વ્યક્તિઓ ઇજારાની સ્થિતિ ન જ પ્રાપ્ત કરે એ ઇષ્ટ છે. અને એવી સ્થિતિ પ્રાપ્ત કરીને કોઈ પણ ખાનગી વ્યક્તિ ભારે નફા ન મેળવી શકે એવી રીતના સામાજિક અંકુશ હોવા જ જોઈએ.

### નફા ઉપર નિયમનની જરૂર

૧૧. જુદી જુદી જાતના નફાનો વિચાર કરતી વખતે જ નફાના વાજબીપણાનો અને તેના ઉપરના નિયમનનો આપણે કેટલોક વિચાર કરી ગયા છીએ. નફાની સામેનો વિરોધ ત્રણ કારણોએ કરવામાં આવે છે: (૧) સાધારણ ઉદ્યોગધંધામાં જે ભારે નફા થઈ શકે છે તેનું મુખ્ય કારણ ઉત્પત્તિનાં સાધનો ઉપર ખાનગી માલકી હક પ્રચલિત છે, એ છે. (૨) નાણાંની ઊથલપાથલમાં તથા સટ્ટા ખેલવામાં તો મોટે ભાગે તકદીરના જ નફા થાય છે. (૩) ઇજારાના નફા સમાજ ઉપર બોજારૂપ છે. આ ત્રણે વિરોધોને આપણે ઊલટા ક્રમમાં તપાસીશું.

(૧) ઇજારામાં પણ ઉત્પત્તિનાં સાધનો ઉપર ખાનગી માલકીનું તત્ત્વ તો છે જ. એટલે સમાજને અનિવાર્ય ઉપયોગની વસ્તુઓ મોટા પાયા ઉપર બનાવનારા સબળા પોતાનું સંગઠન કરીને મનમાન્યા ભાવ લઈ મોટા નફા કરે એ ઇષ્ટ નથી. જ્યાં મોટા પાયા ઉપર ઉત્પાદન થતું હોય ત્યાં ઉત્પત્તિનાં સાધનો ઉપર ખાનગી માલકી હક કાઢી નાખવામાં આવે તો મોટા ઇજારાને માટે અવકાશ રહેતો નથી. નાના પાયા ઉપરના ઉત્પાદનમાં ઇજારા જેવી સ્થિતિ આવવાનો સંભવ બહુ ઓછો છે, છતાં આવતો હોય તો ભાવોનું નિયમન કરીને અને વધારે પડતો નફો કરનારા ઉપર ખાસ કર નાખીને એના ઉપર અંકુશ મૂકી શકાય.

(૨) નાણાંની ઊથલપાથલ કરીને તથા સટ્ટા ખેલીને જેઓ નફા કરે છે તેઓ તો સમાજની કશી જ ઉપયોગી સેવા કર્યા વિના આ નફા મેળવે છે. સટ્ટા અને ખેલા તો કાયદાથી બંધ થવા જ જોઈએ અને નાણાંની ઊથલપાથલમાંથી થતા નફા ઉપર ભારે કર નંખાવા જોઈએ, જેથી કેવળ ભાવની હેરફેરનો લાભ વગર મહેનતે આ લોકો ઉઠાવી શકે છે તે ન ઉઠાવી શકે.

(૩) ઉદ્યોગધંધામાં પણ આપણે જોયું કે ઉત્પાદનના કિનારા ઉપરના કારખાનાવાળાને તો પોતાની દેખરેખ અને સંચાલનની મહેનત ઉપરાંત વધુ

નફો મળતો જ નથી. વધારે નફો તો કિનારાથી ઊંચેના કારખાનાવાળાને જ મળે છે. જો બધાં જ મોટાં કારખાનાં સામાજિક માલકીનાં કરી નાખવામાં આવે તો તેના યોજકોને નફાનુકસાનનું કશું જોખમ ખેડવાનું રહે નહિ, તેમને તેમના સંચાલનનું મહેનતાણું મળે અને કેવળ કિનારા ઉપરના કારખાનાના ઉત્પાદન ખર્ચને અનુસરીને નહિ પણ બધાં જ કારખાનાંના ઉત્પાદન ખર્ચની સરેરાશ કાઢીને તે પ્રમાણે માલની કિંમત ઠરાવવામાં આવે તો ઘરાકને માલ વધુ સસ્તો મળે.

૧૨. મોટા પાયા ઉપર ઉત્પાદન કરનારાં કારખાનાં સામાજિક માલકીનાં કરી નાખવામાં આવે તેની સાથે એ પણ જરૂરનું છે કે તમામ ઉત્પાદન યોજનાપુરઃસર, પહેલેથી સમાજની જરૂરિયાતો વિચારી લઈને કરવામાં આવે. એટલે નફાના બચાવમાં અનિશ્ચિતતા અને સાહસની દલીલ કરવામાં આવે છે તેને માટે અવકાશ જ ન રહે. ઉત્પાદનનો આખો હેતુ જ બદલાઈ જાય. નફાનો હેતુ તેમાં રહે જ નહિ, અને નફા જેવી વસ્તુ પણ ન રહે. પછી તો ઉદ્યોગધંધાના યોજકોને, તેઓ સમાજને કેટલા ઉપયોગી થાય છે, સંપત્તિના ઉત્પાદનમાં કેટલો ફાળો આપે છે તે જોઈને, તેમનું વાજબી મહેનતાણું મળે.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મજૂર મહાજન

### મહાજનની જરૂર

૧. મજૂર મહાજનની પ્રવૃત્તિ એક રીતે નવી છે. જો કે મધ્યકાળમાં કારીગરોનાં, વેપારીઓનાં એમ અનેક ધંધાદારીઓનાં મહાજનો હતાં. આપણા દેશમાં તો હજી પણ કારીગરોનાં અને વેપારીઓનાં મહાજનો ચાલે છે. પણ વિશિષ્ટ હેતુવાળી મજૂર મહાજનની પ્રવૃત્તિ તો ઔદ્યોગિક ક્રાન્તિ પછી ઉત્પાદનનું કાર્ય કેન્દ્રિત બન્યું અને મોટાં કારખાનાં હસ્તીમાં આવ્યાં તેનું જ પરિણામ છે. એક એક કારખાનામાં એક જ કારખાનાદારના હાથ નીચે હજારો માણસો કામ કરે છે અને જેમ જેમ કારખાનાં મોટાં થતાં જાય છે તેમ તેમ એક એક કારખાનામાં કામ કરતા મજૂરોની સંખ્યા વધતી જાય છે. એટલે માલિક અને મજૂર વચ્ચે પહેલાં જે અંગત સંબંધ રહેતો અને એકબીજા પ્રત્યે લાગણી જોવામાં આવતી એમાંનું કશું હવે બની શકતું નથી. કારખાનામાં ચાલતાં યંત્રોના જેવો માલિક અને મજૂરો વચ્ચેનો સંબંધ પણ જડ અને યાંત્રિક થઈ ગયો છે. તેની સાથે મજૂરો એક જ કામ માટે એક જ સ્થળે મોટી સંખ્યામાં એકત્રિત થતા હોઈ તેમનું સંગઠન સહેલું બન્યું છે. મજૂરોમાં પોતાની પરાધીન અને લાચાર દશા માટેનો અસંતોષ ઉત્તરોત્તર વધતો જાય છે. એટલે સુધી કે મજૂરીના દર થોડાઘણા વધારે મળે તેથી તેમને સંતોષ નથી. તેઓ તો કારખાનાદારના બંધનમાંથી જ છૂટવા માગે છે. મજૂરીના દર તથા કામગીરીની શરતો એકલા કારખાનાદારની મરજી પ્રમાણે નહિ, પણ મજૂરોની સંમતિથી નક્કી થવી જોઈએ એવી તેમની માગણી છે. જો કે આપણા દેશમાં તો મજબૂત મજૂર સંગઠનો હજી બહુ ઓછાં છે. મોટા ભાગના મજૂરો હજી અસંગઠિત દશામાં જ છે. કારણ આપણા મજૂરો હજી અજ્ઞાન છે, સંપીલા નથી. વળી જે આગળ પડતો ભાગ લે તેને માલિકો દાઢમાં રાખી કાઢી મૂકે એટલે બાકીના ડરી જાય.

૨. એમ તો કહી શકાય કે પોતાના દર માટે કારખાનાદાર સાથે પોતાની મરજી મુજબ સોદો કરવાનું સ્વાતંત્ર્ય દરેક મજૂરને છે. પણ આ સ્વાતંત્ર્ય નામનું છે. મજૂરને કહેવું કે સોદો કરવાનું સ્વાતંત્ર્ય તને છે, એ સ્વાતંત્ર્ય શબ્દનો ઉપહાસ કરવા જેવું છે. એક કારખાનાદારને ત્યાં ન પોસાય તો એનું

કારખાનું છોડી બીજા કારખાનામાં કામે જવાની મજૂરને છૂટ છે એમ દલીલ થઈ શકે. પણ આ દલીલ પોકળ છે. કારણ બીજો કારખાનાવાળો પણ પહેલાના જેવો જ હોવાનો. બીજાં કારખાનાંમાં કેટલા દર અપાય છે તે એ જાણતો જ હોય છે. વળી એકલદોકલ માણસ પોતાનું કરાર-સ્વાતંત્ર્ય અખત્યાર કરવા એક કારખાનું છોડી જાય અને બીજે વધારે મજૂરી ન મળે તો એની આગળ વિકલ્પ તો બેકાર રહીને ભૂખે મરવાનો જ રહે છે. કોઈ મજૂર બીજી ત્રીજી છૂટો માગવા જાય અને એ કારખાનાદારને ન પોસાય તો એને એ છૂટો કરી શકે છે. એટલે એને જેટલા દિવસ બીજે કામ ન મળે તેટલા દિવસ ભૂખે મરવાનું આવે છે. મોટા કારખાનાદારને ત્યાં હજારો માણસો કામ કરતા હોય તેમાંથી સ્વતંત્રતાની ખુમારીવાળા અને પોતાના હકને માટે લડવા તૈયાર થાય એવા થોડાને એ છૂટા કરી દે તેથી એને કશું જ નુકસાન નથી થતું. પણ એવા છૂટા કરવામાં આવેલા મજૂરોની દશા કફોડી થઈ પડે છે. એટલે મજૂરને કારખાનામાંથી રજા આપવાની સત્તા એ કારખાનાદાર પાસે જબરું હથિયાર છે અને છૂટા થઈ બેકાર થઈ જવાની બીક એ મજૂર પક્ષની મોટામાં મોટી નબળાઈ છે. પણ કારખાનાના બધા જ મજૂરો જો સંગઠન કરે તો કારખાનાદારનું રજા અથવા રજાની ધમકી આપવાનું હથિયાર બુઠ્ઠું થઈ જાય છે. એકએકને રજા આપવા જતાં સઘળા મજૂરો સાથે કામ છોડી દે તો કારખાનાદારને પણ વિચાર કરવો પડે છે. એને પણ તરત બીજા મજૂરો પૂરતી સંખ્યામાં ન મળે. વળી નવા આવનારા માણસોને કારખાનાના બધા કામકાજથી પરિચિત થતાં પણ કેટલાક દિવસ લાગે. એટલે કારખાનાદારને પણ થોડા દિવસ બેકાર બનવાનો તથા નુકસાન વેઠવાનો પ્રસંગ આવે છે.

૩. એકલદોકલ મજૂર કારખાનાદાર સામે શક્તિહીનતા અને લાચારી અનુભવે છે, તેને બદલે સંગઠન કરીને પોતાની શક્તિ જમાવવાના પ્રયત્નમાંથી મજૂર મહાજનની પ્રવૃત્તિનો ઉદય થયો છે. પોતાનાં હિતો તથા હકોના રક્ષણ માટે, તેમ જ પોતાનામાં સંપ, પરસ્પર સાહાય્ય તથા સહકારની વૃત્તિ ખીલવીને પોતાની શક્તિ વધારવા માટે મજૂરો પોતાનાં મંડળો બાંધે અથવા સંઘો ઊભા કરે, એને મજૂર મહાજન કહે છે. આવા મહાજનમાં જોડાયેલો મજૂર કારખાનાદાર સાથે છૂટક વ્યક્તિ તરીકે કોઈ પણ વ્યવહારમાં ઊતરતો નથી, પણ કારખાનાદાર સાથેનો બધો વ્યવહાર પોતાના મહાજન મારફત ચલાવે છે. મહાજન પોતાનું બંધારણ ઘડી કાઢે છે અને પોતાના સભ્યો માટેના વ્યવહાર વર્તનના નિયમો પણ નક્કી કરે છે. મહાજનનો સભ્ય થનાર મજૂર દર મહિને અથવા દર વર્ષે પોતાના પગારના પ્રમાણમાં અમુક રકમ સભ્ય તરીકેના

લવાજમ તરીકે આપે છે. આ આવકમાંથી મહાજનનું બધું ખર્ચ ચાલે છે. પોતાની દાદફરિયાદ રજૂ કરવા મહાજનના સભ્યો પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢે છે. એ પ્રતિનિધિઓ વખતોવખત એકઠા થઈ પોતાની આગળ ઉપસ્થિત થયેલા પ્રશ્નો ઉપર વિચાર કરી ઠરાવો કરે છે અને તે બધા સભ્યોને બંધનકારક ગણાય છે. મજૂર મહાજનો નિયમિત અને ચોક્કસ આવક મેળવતાં થાય તો પોતાની વિવિધ પ્રવૃત્તિઓ માટે કાર્યકર્તાઓ પણ રોકી શકે છે.

૪. આ મજૂર મહાજન પ્રવૃત્તિની સફળતાનો આધાર એને કેવા માર્ગદર્શકો અને નેતાઓ મળે છે તેના ઉપર રહે છે. આપણા દેશમાં, અને દુનિયાના બીજા દેશોમાં પણ, હજી મજૂરોમાંથી જ આ પ્રવૃત્તિની નેતાગીરી લેનારા ઊભા નથી થયા. એટલે મજૂરો નહિ એવા માણસોના હાથમાં મજૂરોની નેતાગીરી છે. તેમાં કેટલાક મજૂરોની આર્થિક અને સામાજિક દશા સુધારવાની કેવળ દયાની ભાવનાથી પ્રેરાયેલા હોય છે અને કેટલાક, મજૂરો પોતાના હકો સમજતા થાય અને રાજદ્વારી બાબતોમાં પણ સત્તા ભોગવતા થાય, એ ભાવનાથી પ્રેરાયેલા હોય છે. જ્યારે કેટલાક વળી પોતે આગળ આવવા ખાતર અથવા પોતાની રાજદ્વારી માન્યતાઓને આગળ ધપાવવામાં મજૂરોની મદદ મળે એ ખાતર આ પ્રવૃત્તિમાં પડે છે. છેલ્લા પ્રકારના માણસો મજૂરોનું હિત કરવાને બદલે ઘણી વાર અહિત કરનારા નીવડે છે.

### મહાજનના ઉદ્દેશ

૫. મજૂરમહાજનનાં મુખ્ય કામો બે ગણી શકાય: (૧) પોતાના હકો તથા હિતોના સંરક્ષણ અને વર્ધન માટે લડવાનું; અને (૨) પોતાની અંદર અંદર ભ્રાતૃભાવ, તથા સંપ અને સહકારની લાગણી કેળવી પોતાની શક્તિ વધારવાનું તથા પોતાની સર્વાંગીણ ઉન્નતિ સાધવાનું. પહેલા કામને આપણે લડાયક કામ કહીએ તો બીજાને રચનાત્મક કામ કહી શકાય. આ રચનાત્મક કામ અનેક રીતે ચાલે છે. તેમાં એકબીજાને માંદેસાજે અંગત મદદ કરવાથી માંડીને મહાજન તરફથી તબીબી રાહત માટે દવાખાનાં અને ઇસ્પિતાલો ચલાવવાનું કામ થાય છે. કેળવણીની બાબતમાં પોતાની સ્થિતિની તથા વિવિધ વિષયોની માહિતી આપનારી પત્રિકાઓ, વ્યાખ્યાનો, પુસ્તકાલયો, પ્રૌઢશિક્ષણના વર્ગો, બાળકો માટે મજૂર શાળાઓ તથા છાત્રાલયો એ બધી પ્રવૃત્તિઓ ચાલે છે. મજૂરો દારૂ તથા બીજાં ખરાબ વ્યસનોમાં ન પડે તે માટે સ્વચ્છ અને આહ્લાદક જગ્યામાં તેમને નિર્દોષ ખાણીપીણી મળી શકે માટે ત્યાં મનોરંજનના બીજા રસિક અને બોધક કાર્યક્રમો હોય એવી હોટલો અને કલબો ચલાવવામાં આવે છે. વળી કરકસર કરવાની, નિર્વ્યસનિતા અને સંયમ તરફ વાળવાની, સ્વચ્છતા અને સુઘડપણાનો શોખ ઉપજાવવાની,

સંસ્કારિતા અને નીતિમત્તાવાળા આચાર વિચાર કેળવવાની, ટૂંકામાં તેમને ઊંચા પ્રકારનું સમાજોપયોગી જીવન ગાળતા કરવાની વિવિધ પ્રવૃત્તિઓ મજૂર મહાજન તરફથી ઉપાડવામાં આવે છે. જે મજૂર મહાજન આવાં રચનાત્મક કામો તરફ ધ્યાન આપે છે તે જ વધારે બળવાન થાય છે અને મજૂરોનું હિત વધારે સારી રીતે સાધી શકે છે.

૬. છતાં મજૂર મહાજનોનું મુખ્ય અને પ્રધાન કાર્ય તો મજૂરોનાં હિતો અને હક્કો માટે લડવાનું જ ગણાય છે. આ લડાયક કાર્યક્રમમાં મજૂરીના દર બની શકે તેટલા ઊંચા લાવવા અને કામના કલાક શક્ય તેટલા ઓછા કરાવવા એ બે મુખ્ય ગણાય છે. કામગીરીની સ્થિતિમાં સુધારો કરાવવા માટેના પ્રયત્નો કરવા તથા એ અંગે ઊભી થતી ફરિયાદો દૂર કરવા જરૂરી પગલાં લેવાં એ પણ મહાજનનું અગત્યનું કામ છે. તે ઉપરાંત કારખાનાંમાં હવાઉજાસની, પેશાબપાયખાનાની, નહાવાધોવાની, જમવા બેસવાની એવી એવી સગવડો મેળવવા માટે પણ મજૂર મહાજનોને લડવું પડે છે. વળી કારખાનાદારો તથા તેમના મુકાદમો મજૂરો પ્રત્યે સભ્યતાભર્યો વર્તાવ રાખે, તેમનું અપમાન ન કરે, તેમને ગાળ ન દે, તેમને મારે નહિ એની પણ મજૂર મહાજન સંભાળ રાખે છે. માલિકો સાથેના સંબંધોમાં તેમ જ ઇતર વર્ગોમાં મજૂરોનું સ્વમાન જળવાય અને તેઓ બીજા શહેરીઓ જેવો મોભો ભોગવતા થાય એવા પ્રયત્ન પણ મહાજન કરે છે. કોઈ મજૂર સ્વતંત્ર વિચારવાળો હોય તેને કારખાનાદાર સાંખી શકે નહિ અને શિસ્તને નામે તેને રજા આપી દે. તેવે વખતે કારખાનાદારે વાજબી કારણસર રજા આપી છે કે કેવળ પોતાની જોહુકમી ચલાવવા રજા આપી છે, તેની બરાબર તપાસ કરી જો ખોટી રીતે રજા આપી હોય તો તે માટે પણ મહાજન લડત ચલાવે છે.

## મહાજન પ્રવૃત્તિનો આરંભ

૭. આપણે કહી ગયા કે મોટાં કારખાનાં હસ્તીમાં આવતાં મજૂરો જો સંગઠિત બને તો જ કારખાનાદારો સાથે હરીફાઈમાં ટકી શકે એવી સ્થિતિ ઊભી થઈ હતી. છતાંય ઔદ્યોગિક ક્રાન્તિના આરંભકાળનાં ઘણાં વર્ષો તો મજૂરોને અસંગઠિત દશામાં જ રહેવું પડ્યું હતું. ઇંગ્લંડમાં ૧૮મી સદીના અંતમાં અને ૧૯મી સદીની શરૂઆતમાં જે વખતે મોટાં કારખાનાં હસ્તીમાં આવવા લાગ્યાં તે વખતે ત્યાં સંપૂર્ણ વ્યક્તિસ્વાતંત્ર્યનો અને કોઈ પણ જાતના પ્રતિબંધ વિનાની હરીફાઈનો પવન જોસથી વાતો હતો. એવી ફિલસૂફી ચાલતી હતી કે દરેક માણસ પોતાનો સ્વાર્થ સાચવવા તત્પર રહે જ છે અને રાજ્ય કે સમાજ લોકોના વ્યવહારોમાં બિલકુલ વચ્ચે ન પડે તો

આપોઆપ જ સૌનું હિત સધાય છે; માટે જેમ ચાલતું હોય તેમ ચાલવા દેવું, સરકારે કે સમાજે લોકોનાં એકબીજા સાથેના વ્યવહારોમાં માનવતાની ખાતર અથવા નબળાનું રક્ષણ કરવાની ખાતર અથવા બીજા કોઈ પણ કારણસર વચ્ચે ન પડવું. આ ફિલસૂફી પ્રમાણે તો મજૂર મહાજનો બાંધવાં એ પણ મજૂરના વ્યક્તિસ્વાતંત્ર્યમાં અંતરાય નાખવા બરાબર ગણાતું. એક જૂનો કાયદો તો એવો હતો કે થોડા માણસો પણ ભેગા થઈ અમુક નિયમો નક્કી કરીને તે સૌને બંધનકારક ગણે અને તે રીતે જ વર્તવાનો ઠરાવ કરે તો એ કાવતરું કર્યું કહેવાય. એ કાયદા પ્રમાણે આઠ દશ મજૂરો ભેગા થઈને પોતાના પગાર વધારાવવા અથવા બીજા હકો મેળવવા માટે કાંઈ પણ પગલાં લઈ શકે નહિ. આ કહેવાતી સ્વતંત્રતામાં મજૂરોની દશા તો દિન પ્રતિદિન ખૂબ જ બગડતી ચાલી. ધીમે ધીમે લોકમત જાગૃત થવા માંડ્યો. છેવટે સને ૧૮૨૪માં ઇંગ્લંડમાં મજૂરોને પોતાનાં મંડળો બાંધવાની છૂટ મળી. થોડાં વર્ષો પછી બીજા દેશોમાં પણ એવી છૂટ શરૂ થઈ. આજે હવે કોઈ પણ દેશમાં મજૂરોનું સંગઠન કરવામાં કોઈ પણ જાતનો પ્રતિબંધ નથી. લગભગ દરેક ધંધામાં કામ કરતા મજૂરોએ પોતાનાં મંડળો બાંધવા માંડ્યાં છે. જોકે હજી કુલ મજૂરોની સંખ્યા સાથે સરખાવતાં સંગઠિત મજૂરોનું પ્રમાણ ઘણું નાનું છે.

૮. જ્યારે આવાં મંડળો નહોતાં અને કારખાનાદાર દરેક મજૂર સાથે અલગઅલગ કરાર કરી શકતો ત્યારનો કરુણ અનુભવ એવો છે કે મજૂરીના દર બહુ નીચા રહેતા. મજૂરીના દરની બાબતમાં રિકાર્ડોનો પેલો લોખંડી કાયદો જ પ્રવર્તતો. પરંતુ મજૂરોમાં સંગઠનોને લીધે સ્થિતિ બદલાઈ છે. એક સ્થળે આવેલાં બધાં કારખાનાંમાં જુદાં જુદાં ખાતામાં એક જાતના કામ માટે મજૂરીના દર એક સરખા હોય છે અને તે ઓછામાં ઓછા અમુકથી નીચે ન જાય તેની મહાજન ખબરદારી રાખે છે. મજૂરીના દર એક સરખા હોવા છતાં સઘળા મજૂરોની કમાણી એક સરખી હોય એવું કાંઈ નથી હોતું. જે કામમાં માસિક પગાર બાંધેલા હોય ત્યાં એક કામ કરનારા સઘળા મજૂરોની કમાણી સરખી હોય; પણ કેટલાંક ખાતાંમાં થયેલા કામ ઉપર મજૂરી આપવામાં આવે છે. જ્યાં આવું ઉધ્ધડ કામ કરવાનું હોય છે ત્યાં સ્વાભાવિક રીતે જ જે મજૂર વધારે અનુભવી, કુશળ અને વધુ ઝડપવાળો હોય તે વધારે કમાય છે. ઘણાં ખાતાંમાં મજૂરો ઉધ્ધડ કામ કરવાનું પસંદ પણ કરે છે. કારણ સંચામાં સુધારણા થાય તેને લીધે કામનો જથો વધે તો તેનો લાભ પોતાને ઓછોવત્તો પણ મળી શકે છે. આમ સાધારણ રીતે દરેક કામના દર બંધાઈ ગયા હોય છે. પણ ધંધામાં મંદી

આવે ત્યારે કારખાનાદાર મજૂરીના દર કાપવાનો વિચાર કરે છે અને ધંધામાં તેજી આવી હોય અને મોંઘવારી ચાલતી હોય ત્યારે મજૂરો વધારે દર મેળવવા ઇચ્છે છે. મજૂરોના પગારમાં અન્યાયી કાપ ન થવા દેવો અને તેમને વાજબી વધારો મેળવી આપવો એ મજૂર મહાજનનું બહુ જ મહત્ત્વનું કામ ગણાય છે. જીવનનિર્વાહ માટે પૂરતો પગાર મજૂરોને મળવો જ જોઈએ એવી નેમ મહાજનો રાખે છે અને તે માટે મહાજન લડત આપવા પણ તૈયાર રહે છે.

### બોનસ અને નફામાં હિસ્સો

૯. અને પગારમાં અમુક વધારો મેળવવો એટલો જ ઉદ્દેશ આ સંગઠનનો નથી હોતો. કારખાનામાં થતા નફામાં પણ મજૂરો ભાગ માગે છે. કારખાનાદાર પોતાના મહેનતાણા ઉપરાંત મૂડીનો માલિક હોવાને કારણે જેમ નફો માગે છે તેમ મજૂરો પણ પોતાની મજૂરીના માલિક છે અથવા તો પોતાની મજૂરી એ તેમની મૂડી છે અને તે તેઓ કારખાનામાં રોકે છે તે બદલ તેઓ પણ કારખાનાદારની સાથે પોતાને નફામાં હકદાર ગણે છે. સારું કામ કરવાના બદલા તરીકે તેમને વધારાનું મહેનતાણું મળે છે, એને 'બોનસ' કહે છે. જો કે આ બોનસ કાંઈ નફાનો ભાગ નથી. કારણ આ બોનસ તો નફાતોટાનો હિસાબ કાઢવામાં આવે તે પહેલાં અપાઈ જાય છે. એની ગણતરી નફા ઉપરથી નથી કરવામાં આવતી, પણ મજૂરે કરેલા કામ ઉપર કરવામાં આવે છે. અસાધારણ સારો નફો થાય ત્યારે તો કામદારો હકથી બોનસ માગે છે. પણ નફામાં મજૂરોને ખરો હિસ્સો તો ત્યારે મળ્યો ગણાય જ્યારે કારખાનામાંથી થયેલા વાસ્તવિક નફામાંથી તેમના ઠરાવેલા મહેનતાણા ઉપરાંત તેમનો ભાગ હકસર આપવામાં આવે. આ પ્રથાને મજૂરોની નફામાં ભાગીદારી (પ્રૉફિટ–શૅરિંગ) કહેવામાં આવે છે. અમેરિકામાં બહુ થોડાં કારખાનાંમાં આ પ્રથા અમલમાં આવી છે. મજૂરોના ચાલુ પગાર ઉપરાંત વર્ષ આખરે નફામાંથી અમુક ભાગ મજૂરોમાં રોકડ વહેંચી દેવામાં આવે છે અથવા પ્રૉવિડન્ટ ફન્ડમાં જમા કરવામાં આવે છે, અથવા તો કારખાનાના એટલી રકમના શૅર તેમને આપવામાં આવે છે, જેથી મજૂરો પણ એ કારખાનાના શૅર હોલ્ડરો બનવા પામે છે. આ પ્રથા ચાલે છે ત્યાં મજૂરોને કારખાનું પોતાનું લાગે છે. તેઓ વધારે ખંતથી કામ કરે છે અને ઔદ્યોગિક શાન્તિ પણ સારી જળવાય છે. આ પ્રથા તો જ સફળ થાય જો કારખાનાદાર બહુ ઉદાર દિલવાળો અને પ્રામાણિક હોય. નહિ તો મજૂરીના દરના ઝઘડા ઉપરાંત, નફો કેટલો થયો છે તેના હિસાબ કરવાનો એક નવો ઝઘડો ઊભો થાય. વળી મજૂરો પણ એક જ કારખાનાને વળગી રહી, એ

કારખાનાને પોતાનું સમજીને કાયમ કામ કરનારા ન હોય તો જેટલા દિવસ કામ કર્યું હોય તેટલા દિવસનો તેના હિસ્સામાં આવતો નફો તેમને આપવા માટે શોધવા જવું પડે. વળી જે માણસને તેની કસૂર માટે કારખાનામાંથી રજા આપી હોય તે માણસ પણ નફામાં ભાગ લેવા આવે ત્યારે એક નવો ઝઘડો ઊભો થાય. આવી બધી મુશ્કેલીઓ છતાં જ્યાં સુધી કારખાનાં સામાજિક માલકીનાં થયાં નથી ત્યાં સુધી આ પ્રથા દાખલ કરવા જેવી છે. ઉપર જણાવેલી મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાયો જરૂર થઈ શકે.

### મજૂર-કલ્યાણ

૧૦. આજે દરેક દેશમાં મજૂરીના કામના કલાક પહેલાં કરતાં ઘટ્યા છે અને માનવતાની દૃષ્ટિએ મજૂરોને અમુક સગવડો પણ આપવામાં આવે છે. તેમાં મજૂરોની ખાસ માગણીઓ અને પ્રયત્નો કરતાં માનવતાની દૃષ્ટિએ કામ કરતા સમાજ સુધારકો અને વૈજ્ઞાનિકોનો ફાળો વધારે છે. મજૂરીના દરની બાબતમાં મજૂરનો સીધો સ્વાર્થ હોય છે. પણ બીજી રાહતો પણ પોતાને હકથી મળવી જોઈએ એ બાબતનું ભાન તો હમણાં હમણાં જ મજૂરમાં જાગવા માંડયું છે. સ્ત્રીઓ અને છોકરાંઓની મજૂરી બાબતમાં કાયદાના અંકુશો હમણાં હમણાં મુકાયા છે તેમાં શરૂઆતમાં તો મજૂરોએ કાંઈક વિરોધ પણ કરેલો. કારણ સ્ત્રીઓ અને બાળકોની મજૂરી જાય એ એમને નુકસાન લાગતું. કોલસાની ખાણોમાં વપરાતા ફાનસમાં જે સુધારો થયો તે મજૂરોની માગણીને આભારી નથી. પણ ફાનસને કેવી રીતે સલામત બનાવવું તેની વૈજ્ઞાનિક શોધને આભારી છે. તે જ પ્રમાણે સંચાના ભાગો ઉપર ઢાંકણ રાખવાની કરામત જેથી મજૂરના હાથપગ તેમાં આવી ન જાય એ પણ યંત્રને સુધારવાની શોધને આભારી છે. પણ હવે જેમ જેમ મજૂર કેળવાતો જાય છે તેમ તેમ મનુષ્ય માત્રના આવા કેટલાક સ્વાભાવિક હકો વિષે તે જાગ્રત થતો જાય છે. અને પોતાના હિતમાં થયેલા કાયદાનું પાલન બરાબર થાય છે કે નહિ તેની ખબરદારી તે પોતાના મહાજન મારફત રાખે છે.

### હડતાલ

૧૧. પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે અને પોતાની માગણીઓ મેળવવા માટે મજૂરો પાસે મોટામાં મોટું સાધન હડતાળનું છે. પોતાની કોઈ માગણી કારખાનાદાર ન સ્વીકારે, કોઈ મજૂરને અન્યાય થયો હોય તે દૂર ન કરવામાં આવે અથવા કોઈ મજૂરને ખોટી રીતે રજા આપવામાં આવી હોય ત્યારે મજૂરો હડતાલ પર જાય છે. એકલદોકલ મજૂર જો આવી રીતે સામો થાય તો તો એને કાઢી મૂકવામાં આવે, અને એનું કશું ચાલે નહિ. તેથી તેઓ એકઠા મળીને કામ કરવાનું બંધ કરે છે, એ નિશ્ચયથી કે પોતાની માગણી

કારખાનાદાર તરફથી મંજૂર ન થાય ત્યાં સુધી તેઓ કામ ઉપર ચઢશે નહિ. હડતાલ પાડવાનો હેતુ વધારે સારી શરતોએ પોતાની નોકરી ચાલુ રાખવાનો હોય છે. મજૂરો પોતાની નોકરી જતી કર્યા વિના પોતાની માગણીઓ મંજૂર કરાવવા ઇચ્છે છે તેથી તેઓ પોતાની જગ્યાએ બીજા મજૂરોને પણ કામે જતાં રોકે છે.

૧૨. પહેલાં તો આવી કોઈ પણ હડતાલ પાડવી એ કાયદાથી વિરુદ્ધ ગણાતું અને હડતાલ પાડનારાઓને સજા કરવામાં આવતી. પછી જેમને કાંઈ વાજબી ફરિયાદ હોય તેવાઓની હડતાલ કાયદેસર ગણાવા લાગી. પણ પોતાનું કાંઈ કારણ હોયા વિના બીજાની સહાનુભૂતિમાં હડતાલ પાડે અથવા પોતે હડતાલ પાડ્યા પછી બીજાઓને કારખાનામાં કામે જતા રોકવા માટે કારખાના ઉપર પિકેટિંગ અથવા ચોકી કરે એ તો ગેરકાયદે ગણાતું રહ્યું. પણ જેમ જેમ મજૂરોની તરફેણમાં લોકમત કેળવાતો ગયો તેમ તેમ કાયદામાં ફેરફાર થયા અને આજે તો હવે મજૂરોનો હડતાલ પાડવાનો હક અને તેની સાથે પોતાની હડતાલ ટકાવી રાખવા માટે શાન્ત પિકેટિંગ કરવાનો હક સઘળા દેશોમાં કાયદાથી મંજૂર રાખવામાં આવ્યો છે. અલબત્ત હડતાલ પાડવા કે ટકાવવા માટે બળજબરીનો પ્રયોગ કરવામાં આવે ત્યારે તો સરકાર વચ્ચે પડે જ છે. અને બળજબરી કરનારને સજા કરે છે. હડતાલમાં બળજબરી થાય છે એવું બતાવીને હડતાલ તોડી પાડવા માટે ગુંડાઓને રોકી તેમની મારફત અથવા મજૂરોમાંથી જ કેટલાકને ફોડી તેમની મારફત મજૂરોમાં ઉશ્કેરણી કરી મજૂરોને તોફાને ચઢાવવાના પ્રયત્નો ઘણી વાર કારખાનાદારો તરફથી કરવામાં આવે છે. વળી નાના પોલીસથી માંડી મોટા સરકારી અમલદારો સુધીના ઘણા કારખાનાદારોના પક્ષમાં હોય છે, તેથી સહેજ પણ બહાનું મળતાં સ્થાનિક સરકારી અમલદારો પોલીસ બળનો અને જરૂર પડે તો લશ્કરી બળનો પણ ઉપયોગ કરવા તૈયાર હોય છે. માટે જ હડતાલ નાની હોય કે મોટી પણ મજૂરોએ ખામોશ રહી શાન્તિ જાળવવી એ હડતાલની સફળતાની અનિવાર્ય શરત છે. મજૂરો જો જરા પણ તોફાને ચઢી જાય તો તેમનો કેસ ગમે તેટલો વાજબી હોય તો પણ તેઓ એ ગુમાવી બેસે છે. જે મજૂર નેતાઓ હડતાલમાં શાન્તિનું મહત્ત્વ નથી સમજતા તેઓ મજૂરોની કુસેવા કરે છે. હડતાલની સફળતા માટે બીજી આવશ્યક શરત એ છે કે મજૂરોએ પોતાની માગણીઓ બહુ જ વિનય અને વિવેકપૂર્વક ન્યાયી અને વાજબી ગણાય એટલી જ, બહુ સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપમાં રજૂ કરવી જોઈએ. વળી હડતાળ પર જતાં પહેલાં માલિક સાથે વાટાઘાટ કરીને ઝઘડાની પતાવટ કરવાની તત્પરતા મજૂરોએ બતાવવી જોઈએ. માલિક વાટાઘાટ કરવાની ના પાડે, પંચ મારફત ન્યાય કરાવવાની માગણીનો

ઇનકાર કરે અને મજૂરોને પણ જુદો મત ધરાવવાનો હક છે એ વાત સ્વીકારે જ નહિ ત્યારે હડતાલ અનિવાર્ય બને છે. આવી હડતાલ પર જતાં પહેલાં વ્યવસ્થિત મજૂરમંડળો મજૂરોના મત પણ લે છે અને જો મોટા ભાગના મજૂરો હડતાલ માટે તૈયાર હોય તો જ હડતાલ જાહેર કરવામાં આવે છે. હડતાલ પહેલાં તથા હડતાલ દરમ્યાન પોતાની તરફેણમાં લોકમત કેળવવા મજૂરોએ પ્રયત્ન કરવો જ જોઈએ. લોકોની સહાનુભૂતિ હડતાલનો વહેલો અંત લાવવામાં બહુ મદદરૂપ થઈ પડે છે. હડતાલ જો લંબાય અને લોકોની હડતાલ પ્રત્યે સહાનુભૂતિ હોય તો હડતાલને મદદ કરવા માટે, જે કારખાના સામે હડતાલ હોય તેની સાથેની માલની લેવડદેવડનો તેમ જ બીજી રીતનો તેનો બહિષ્કાર કરવા લોકોને અપીલ કરી શકાય છે. ત્રીજી વાત એ છે કે હડતાલ દરમ્યાન મજૂરોએ નવરા ન બેસી રહેતાં કોઈને કોઈ કામચલાઉ ધંધો શોધી લઈ તેમાં લાગી જવું જોઈએ. આવા ધંધામાંથી થતી થોડી આવકને લીધે થોડોઘણો આર્થિક ટેકો રહે છે અને ક્યારે સમાધાન થઈ જાય, ક્યારે સમાધાન થઈ જાય એ જાતની મનને નબળું પાડી નાખનારી ઝંખના થયાં કરતી નથી. તેથી ગાંધીજી તો મોટાં કારખાનાંમાં કામ કરતા સૌ કામદારોને સલાહ આપે છે કે આવા સંકટને વખતે કામ લાગે તે માટે તમે કોઈને કોઈ ગૃહઉદ્યોગ શીખી લો. વધારે કમાણીવાળો બીજો કોઈ ગૃહઉદ્યોગ ન જડે તો હરકોઈ પ્રસંગે અને હરકોઈ સ્થળે ચાલી શકે એવો રેંટિયો તો છે જ. ચોથી વાત ડહાપણ અને યુક્તિની છે. ધંધામાં મંદી હોય, કારખાનાવાળાઓ પાસે માલનો જથો ભરાઈ ગયો હોય, બેકારીને લીધે પોતાનું સ્થાન લેવા બીજા અનેક મજૂરો તૈયાર હોય તેવો વખત હડતાલ પાડવા માટે અનુકૂળ નથી. કારણ આવા વખતમાં થોડા દિવસ કારખાનું બંધ રહે તેથી કારખાનાવાળાને મોટું નુકસાન જતું નથી અને જો નવા માણસો કામે આવવા તૈયાર હોત તો તે પોતાનું કારખાનું ચાલુ પણ રાખી શકે છે.

૧૩. આ તો સામાન્ય કારખાનાંમાં હડતાલ પાડવાની વાત થઈ. પણ જેની મારફત જીવનની રોજની જરૂરિયાતો પૂરી પડતી હોય તેવાં કારખાનાંમાં અથવા તેવી સંસ્થાઓમાં કામદારોએ હડતાલ પાડવી કેટલે દરજ્જે ઇષ્ટ છે એનો વિચાર કરવો જોઈએ. વીજળી અથવા ગૅસના કારખાનામાં હડતાલ પડે તો આખા શહેરમાં અંધારું થઈ જાય અને વીજળી તથા ગૅસનો દીવાબત્તીમાં, રાંધવામાં તથા બીજાં જે જે કામોમાં ઉપયોગ થતો હોય તે કામો પણ અટકી પડે. મ્યુનિસિપાલિટીના ભંગીઓ હડતાલ પર જાય તો શહેરમાં એકદમ ગંદકી થઈ જાય અને રોગચાળો ફેલાવાનો ભય ઊભો થાય. પોસ્ટ અથવા રેલ્વેમાં હડતાલ પડે તો પત્રવ્યવહાર તથા વાહનવ્યવહાર અટકી પડે. તેવું જ ટ્રામ, બસ તથા

ટાંગાવાળાનું છે. સામાન્ય રીતે તો આવાં રોજની સેવા આપનારાં કારખાનાં તથા સંસ્થાઓ ખાનગી માલકીનાં નથી હોતાં પણ સરકારી અથવા સાર્વ-જનિક અંકુશ નીચે હોય છે. છતાં ઘણાં સ્થળોએ વીજળીનાં તથા ગૅસનાં કારખાનાં તેમ જ રેલવે અને ટ્રામ કંપનીઓ ખાનગી માલકીની પણ હોય છે. જે કારખાનાં તથા સંસ્થાઓ સાર્વજનિક સ્વરૂપની હોય ત્યાં તો તેના સંચાલકોને નફાનો હેતુ નથી હોતો. વળી આવી સાર્વજનિક સંસ્થાઓમાં એકાદ વ્યક્તિની મુનસફી ઉપર કામદારને રજા પણ આપી શકાતી નથી, અથવા રજા અપાઈ હોય તો આગળ તેની અપીલ થઈ શકે છે. એટલે આવાં કારખાનાં તથા સંસ્થાઓમાં કામદારોને અન્યાય થવાનો સંભવ ઓછો રહે છે એમ કહી શકાય. પણ હમેશાં કાંઈ ન્યાય જ મળે છે એવું બનતું નથી. આપણી ઘણીયે મ્યુનિસિપાલિટીઓમાં ભંગીઓની સ્થિતિ જોઈએ તેવી નથી. તેમાં ઘણા સુધારાને અવકાશ છે અને મ્યુનિસિપાલિટી ચલાવનારાઓને ખાનગી સ્વાર્થ ન હોવા છતાં તેઓ આવશ્યક સુધારા કરવા માટે હોવા જોઈએ તેટલા તત્પર નથી હોતા. વળી તેના લોકનિયુક્ત સભ્યો અને અમલદારો પણ કામદારો પ્રત્યે તુમાખીભર્યું વર્તન ચલાવવાનો દોષ કોઈ કોઈવાર કરી બેસે છે. આવાં કારખાનાં તથા સંસ્થાઓમાં હડતાલ પડવાથી લોકોને ભારે અગવડ થાય એ વાત સાચી, પણ કામદારોને ન્યાય ન જ મળે તો પણ તેમનાથી હડતાલ પર ન જવાય એવો નિયમ બાંધવો વાજબી નથી. પરંતુ આવાં કારખાનાં તથા સંસ્થાઓ પછી તે ખાનગી માલકીની હોય કે સાર્વજનિક હોય, તેમાં હડતાલ પડતી અટકાવવા માટે એવો નિયમ થવાની જરૂર છે કે જ્યારે કામદારો અને સંચાલકો વચ્ચે મતભેદ પડે ત્યારે અથવા હડતાલ પર જવા જેટલો અન્યાય કામદારોને થયો છે એવું તેમને લાગે ત્યારે હડતાલ ન પાડતાં તેઓ પોતાનો કેસ બંને પક્ષને માન્ય એવા સ્વતંત્ર લવાદો આગળ રજૂ કરે અથવા તો આવા કેસોના નિકાલ માટે ઊંચા દરજ્જાની એક સ્વતંત્ર ન્યાયાધીશી હોય અને તેઓ જે ચુકાદો આપે તે બંને પક્ષે માન્ય રાખવો જ પડે. સાર્વજનિક ઉપયોગનાં કામ કરતી સંસ્થાઓમાં હડતાલ પાડતાં પહેલાં મજૂરો ઉપર એવું બંધન છે કે તેમણે નોટિસ આપવી, જેથી સરકારને યોગ્ય જણાય તો એ વચ્ચે પડી શકે.

૧૪. હડતાલ વસ્તુ જ એવી છે કે એ ગમે તેટલી અનિવાર્ય અને ન્યાયી હોય છતાં એમાં નુકસાન તો છે જ. કારખાનાદાર વધારે સાધન-સંપન્ન હોય છે તેથી આર્થિક નુકસાનની પરવા ન કરે એ જુદી વાત છે. પણ જો હડતાલ વખતોવખત પડે તો તો કારખાનાંને પણ સારી પેઠે નુકસાન થાય. હડતાલ ચાલે છે ત્યારે બીજા લોકોને પણ હાડમારી વેઠવી પડે છે.

મજૂરોની આવક બંધ થઈ જાય ત્યારે તેઓ રોજની માફક ખર્ચ કરી શકતા નથી એટલે તેમની ઘરાકી ઉપર નભતા નાના નાના દુકાનદારો પણ બેકાર બને છે અથવા નુકસાનીમાં ઊતરે છે. હડતાલવાળા વિસ્તારમાં શાન્તિનો ભંગ થવાની બીક તો રહ્યાં જ કરે છે. સૌથી મોટું નુકસાન તો હડતાલિયાઓને હોય છે. તેમની પોતાની પાસે બહુ બચત હોતી નથી અને મહાજનનાં ફંડ ગમે તેટલાં મોટાં હોય તો પણ તેઓ હજારો અને લાખો માણસોનો વધુ વખત નિભાવ કરવાને માટે પૂરતાં નથી હોતાં. એટલે જ્યારે હડતાલ લંબાય છે ત્યારે તો મજૂરો અને એમનાં બાળબચ્ચાં ભૂખે મરવા લાગે છે. ભૂખ્યાં બાળકોનો વલવલાટ અને મરણિયા બનેલા હડતાલિયાઓના વિકરાળ ચહેરા એ દશ્ય બહુ કરુણ હોય છે. એટલે હડતાલ શક્ય હોય ત્યાં સુધી ટાળવા જેવી વસ્તુ છે. એ શસ્ત્રનો ઉપયોગ નાછૂટકે જ કરવા જેવો છે.

### સમજૂતી અને લવાદી

૧૯. હવે સઘળા દેશોમાં હડતાળ ટાળવા માટેનાં તંત્રો ઊભાં થવા માંડ્યાં છે. આજકાલ મજૂરોનાં સંગઠન લગભગ સઘળા ઉદ્યોગધંધામાં થઈ ગયાં છે. કારખાનાદારોએ તો એથીયે પહેલાં પોતાનાં સંગઠનો બાંધ્યાં હતાં. એટલે એવી પ્રથા પડવા માંડી હતી અને હવે તો તેને કાયદાનું પણ રૂપ અપાયું છે કે હડતાલ પર જતાં પહેલાં મજૂરના પ્રતિનિધિઓ અને કારખાના-દારના પ્રતિનિધિઓ એકઠા મળીને તકરારી મુદ્દા ઉપર સમજૂતી કરવા પ્રયત્ન કરે. શરૂઆતમાં કારખાનાદારો મજૂરોના પ્રતિનિધિ તરીકે બહારના માણસોની દરમ્યાનગીરી નહોતા સ્વીકારતા અને મજૂરોમાંથી કોઈ તેમનું પ્રતિનિધિત્વ કરવા આવે એવો આગ્રહ રાખતા. પણ મજૂરોમાંથી જ કોઈ પ્રતિનિધિત્વ કરવા જાય તો તેને દાઢમાં રાખી તેની ભવિષ્યમાં સતામણી થાય તેવો ભય રહેતો અને એ ભયને કારણે એ પોતાના કેસની રજૂઆત દઢતાપૂર્વક ન કરી શકે એમ બનવાનો પણ સંભવ રહેતો એટલે બહારના માણસને પોતાના પ્રતિનિધિ તરીકે સ્વીકારાવવાનો મજૂરોએ આગ્રહ રાખ્યો છે અને તે કારખાના-દારોને મંજૂર કરવો પડ્યો છે. આવી રીતે બન્ને પક્ષના પ્રતિનિધિઓ વચ્ચેની સમજૂતીથી ઘણી તકરારોનો તો નિકાલ આવી જાય છે પણ તેવો નિકાલ ન આવી શકે ત્યારે સમજૂતી કરવા ઘણા દેશોમાં સરકાર તરફથી સમજૂતીદાર (કન્સિલિયેટર) નીમવામાં આવેલો હોય છે, તથા બન્ને પક્ષના પ્રતિનિધિઓ અને એક તટસ્થ માણસ એવા માણસોના બનેલા સમજૂતી મંડળની રચના કરવામાં આવી હોય છે. આ સમજૂતીદાર અથવા સમજૂતી મંડળના અભિપ્રાયો અથવા નિર્ણયો બેમાંથી કોઈ પણ પક્ષને બંધનકારક નથી ગણાતા. પણ લોકો આગળ બન્ને પક્ષના કેસ રજૂ કરવામાં બહુ ઉપયોગી થઈ પડે

છે. વળી હડતાલ ઉપર જતાં પહેલાં અથવા હડતાલ ચાલુ થયા પછી બન્ને પક્ષની તકરારનો નિવેડો લાવવા લવાદી પ્રથાનો પણ ઉપયોગ કરવામાં આવે છે. હવે તો ઘણા દેશોમાં ઔદ્યોગિક ઝઘડાઓને અંગે સમજૂતી અને લવાદીને લગતા કાયદા પણ થયા છે.

### આપણા દેશનાં મજૂર મહાજનો

૧૬. આપણા દેશમાં કામદારોએ પહેલું સંયુક્ત કાર્ય કર્યાનો દાખલો સને ૧૮૮૪માં કામદારોની એક પરિષદે ફેક્ટરી કમિશનને એક મોટી અરજી મોકલ્યાનો છે. ત્યાર પછી ૧૮૯૭માં રેલ્વે નોકરોની એક સોસાયટી સ્થપાઈ, ૧૯૦૭માં પોસ્ટલ યુનિયન સ્થપાયું અને ૧૯૧૦માં મુંબઈમાં કામગાર હિતવર્ધક સભા સ્થપાઈ. પરંતુ આપણા દેશમાં મજૂર મહાજનની પ્રવૃત્તિનો વ્યવસ્થિત આરંભ તો ગયા મહાયુદ્ધ વખતે જે મોંઘવારી થઈ અને યુદ્ધ બાદ ભાવોમાં બહુ તેજી આવી તે કારણે ૧૯૧૮થી થયો. ૧૯૧૮થી ૧૯૨૨ના ગાળામાં પોતાના પગારવધારા માટે મજૂરોને ઠેર ઠેર હડતાલો પાડવી પડી તેમાંથી મજૂર મહાજનો સ્થળે સ્થળે બંધાયાં. ૧૯૨૦માં અખિલ ભારતીય ટ્રેડ યુનિયન કૉન્ગ્રેસ સ્થપાઈ, એ હેતુથી કે આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં હિંદી કામદારોના પ્રતિનિધિઓ મોકલી શકાય. સને ૧૯૨૯માં આ ઑલ ઇંડિયા ટ્રેડ યુનિયન કૉંગ્રેસનો કબજો કૉમ્યુનિસ્ટ વલણ ધરાવતા ઉદ્દામ કાર્યકર્તાઓએ લીધો અને ત્યાર બાદ અખિલ ભારતીય નામવાળાં ત્રણ ચાર સંગઠનો હસ્તીમાં આવ્યાં છે.

૧૭. આપણા મજૂરોની ગરીબી, નિરક્ષરતા, અજ્ઞાન, ન્યાતજાતના ભેદભાવ, મજૂરોના સાચા હિતની દાઝવાળા કાર્યકર્તાઓની તંગી, વગેરે કારણોને લીધે આપણા દેશમાં મજૂર મહાજન પ્રવૃત્તિ હજી બહુ વ્યવસ્થિત અને બળવાન થઈ નથી. માલિકમંડળોમાંથી પણ બહુ ઓછાં મજૂર મહાજનોને માન્યતા આપે છે અને તેમના પ્રતિનિધિઓ સાથે વાટાઘાટ કરવા તૈયાર થાય છે. આખા દેશમાં એક માત્ર અમદાવાદનું મજૂર મહાજન જ એ સ્થિતિએ પહોંચેલું છે જે વ્યક્તિગત માલિકો સાથે તેમ જ મિલમાલિક મંડળ સાથે વાટાઘાટો કરી શકે છે. સને ૧૯૧૮ની અમદાવાદના મિલમજૂરોની ગાંધીજીની દોરવણી નીચે ચાલેલી સુપ્રસિદ્ધ હડતાલ પછી આ મહાજન સ્થપાયું છે. એ હડતાલ વખતે ગાંધીજીએ મિલમાલિકો પાસે પંચનું તત્ત્વ સ્વીકારાવ્યું. ત્યારથી મજૂર મહાજનનો એક પ્રતિનિધિ અને મિલમાલિક મંડળનો એક પ્રતિનિધિ એમ બે પ્રતિનિધિઓના પંચ મારફત નાના મોટા ઝઘડાઓનો નિકાલ લાવવાની પ્રથા લગભગ વીસ વર્ષ સુધી ચાલી. પરંતુ મુંબઈ પ્રાંતમાં ઔદ્યોગિક તકરારો અંગે મહાસભાવાદી પ્રધાનમંડળે કાયદો ઘડ્યો ત્યારથી માલિકોએ પંચની પ્રથા છોડી દીધી છે અને હડતાલની સંભાવના ઊભી થાય ત્યારે અથવા સરકાર ફરજ પાડે ત્યારે કાયદાથી

સ્થપાયેલ અદાલતનું પંચ તેઓ સ્વીકારે છે. પંચની પ્રથા ચાલુ હતી ત્યારે કોઈ પણ પ્રશ્ન ઉપસ્થિત થતો તો પ્રથમ તો મહાજન અને મંડળ અરસપરસ સમજૂતી કરવા પ્રયત્ન કરતા અને તેઓ સમજૂતી ઉપર ન આવી શકતા ત્યારે તેમનો કેસ આ લવાદીમંડળને સોંપવામાં આવતો. લવાદમાં મતભેદ પડે તો સરપંચ નીમવામાં આવતો અને તેનો ચુકાદો બંને પક્ષો માન્ય રાખતા. ગાંધીજીની રાહબરીનો લાભ મળેલો હોઈ અમદાવાદનું મજૂર મહાજન આજે આખા દેશમાં મોટામાં મોટું અને વધારેમાં વધારે સંગઠિત છે.

અમદાવાદનું મજૂરમહાજન મજૂરોનું હિત અને સ્વમાન સાચવીને પ્રસંગોપાત્ત મિલમાલિકો સાથે સહકાર પણ કરે છે અને તેનાં એકંદર સારાં પરિણામ આવ્યાં છે. તેઓ વ્યવસ્થિત કાર્યાલય ચલાવે છે અને તેમાં દર વર્ષે પાંચથી ૭ હજાર વ્યક્તિગત તેમ જ સમૂહની ફરિયાદો નોંધાય છે. મોટા ભાગની ફરિયાદોનો ઉકેલ લાવવામાં મહાજન સફળ થાય છે. આ ઉપરાંત મહાજન મજૂરો માટે શાળાઓ, દવાખાનાં, પ્રસૂતિ-કુટિરો, વાચનાલયો, વ્યાયામ-શાળાઓ, વગેરે ચલાવે છે. મહાજનની સફળ કાર્યનીતિને પરિણામે આજે અમદાવાદના મજૂરોને બીજાં શહેરો કરતાં વધુ પગાર મળે છે. તેઓ રાજદ્વારી પ્રવૃત્તિઓમાં પણ જરૂર પડયે પોતાનો ફાળો આપે છે અને શહેરની મ્યુનિ-સિપાલિટીમાં પોતાના સભ્યોને ચૂંટીને મોકલી શકે છે.

૧૮. સને ૧૯૨૭માં ટ્રેડ યુનિયન્સ ઍકટ હિંદી સરકારે પસાર કર્યો. તે કાયદાની રૂએ નોંધાયેલાં મજૂર મહાજનોની કુલ સંખ્યા સને ૧૯૩૯–૪૦માં ૬૫૬ હતી અને મહાજનોના કુલ સભ્યોની સંખ્યા ૫૧૧,૧૩૮ હતી. અમદાવાદના મજૂર મહાજનના સભ્યોની સંખ્યા અત્યારે ૬૫,૦૦૦ની આસપાસ રહે છે.

### ઈંડસ્ટ્રિયલ ડિસ્પ્યૂટ્સ ઍકટ

૧૯. ઔદ્યોગિક ઝઘડાઓ ઉપસ્થિત થતા રોકવા અને ઊભા થાય તો તેનું નિરાકરણ લાવવાની બાબતમાં બીજા દેશોની માફક આપણા દેશમાં પણ કાયદા થયા છે. આ કાયદાઓમાં કૉન્ગ્રેસ પ્રધાનપદાં દરમ્યાન પસાર થયેલો સને ૧૯૩૮નો બૉમ્બે ઇન્ડસ્ટ્રિયલ ડિસ્પ્યૂટ્સ ઍકટ મહત્ત્વનો હોઈ તેના મુખ્ય મુદ્દા અહીં આપ્યા છે.

આ કાયદા પ્રમાણે મજૂર મહાજનોને ત્રણ વર્ગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે: (૧) નોંધાયેલું (રજીસ્ટર); (૨) પ્રતિનિધિત્વવાળું (રીપ્રીઝેન્ટેટિવ;) અને (૩) યોગ્યતાવાળું (કૉલિફાઈડ). કામદારોની કુલ સંખ્યાના પાંચ ટકાની સભ્યસંખ્યાવાળું, અને માલિક જેને માન્ય ગણે, અથવા માલિકો માન્ય ગણે કે નહિ, પણ જો તે કુલ કામદારના પચીસ ટકાની સભ્યતાવાળું હોય તો

એવું મજૂર મહાજન નોંધાયેલું કહેવાય છે. જો સભ્યસંખ્યા માત્ર પાંચ ટકા જેટલી જ હોય અને માલિકો તેને માન્ય ન રાખે તો એ મહાજન યોગ્યતાવાળું ગણાય છે. જે મહાજનની સભ્યસંખ્યા લગાતાર ૭ મહિના સુધી પચીસ ટકા અથવા તેથી ઉપર રહે તેને પ્રતિનિધિત્વવાળું મહાજન કહેવામાં આવે છે. નોંધાયેલાં અને પ્રતિનિધિત્વવાળાં મહાજનોના પ્રતિનિધિઓ મજૂરો તરફથી પોતાનો કેસ રજૂ કરી શકે છે પણ મહાજન માત્ર 'યોગ્યતાવાળું' જ હોય તો પોતાનો કેસ રજૂ કરવા મજૂરો પોતાના પૈકીના જ પાંચને નીમી શકે છે.

૨૦. હડતાલ અથવા કામબંધી (લૉક આઉટ) શરૂ કરતાં પહેલાં ત્રણ ક્રમમાંથી પસાર થવું પડે છે. પ્રથમ તો એકબીજાને નોટિસ આપવી પડે છે. નોટિસ આપવામાં આવે એટલે વાટાઘાટો શરૂ થાય છે. તેને પરિણામે જો સમજૂતી થઈ જાય તો તે નોંધવામાં આવે છે. જો સમજૂતી ન થાય તો ફરિયાદ પક્ષે પોતાનો આખો કેસ સરકારે નીમેલા સમજૂતદાર (કન્સિલિયેટર) આગળ રજૂ કરવો પડે છે. તે બન્ને પક્ષના કેસની નોંધ કરે છે અને જો સમજૂતી નથી કરાવી શકતો તો આખા ઝઘડાનો રિપોર્ટ સરકારને મોકલી આપે છે. અને તે સરકારી ગૅઝેટમાં પ્રસિદ્ધ થાય છે. ત્યાર બાદ બન્ને પક્ષ જે પગલાં ભરવાં હોય તે ભરવા છૂટા છે. પણ જો બન્ને પક્ષ માગણી કરે તો સરકાર એ કેસને સમજૂતી મંડળ (બોર્ડ ઑફ કન્સિલિયેશન), જેમાં એક પ્રતિનિધિ મહાજનનો, એક પ્રતિનિધિ માલિક મંડળનો અને એક ન્યાયાધીશ હોય છે, તેના ઉપર મોકલી આપે છે. સમજૂતી મંડળ બન્ને પક્ષના પુરાવા લઈને તથા દલીલો સાંભળીને પોતાનો ચુકાદો આપે છે. સમજૂતી મંડળનો ચુકાદો સ્વીકારવાનું કોઈ પણ પક્ષ માટે ફરજિયાત નથી. પણ એની વિરુદ્ધ જઈને એમાંથી એકે પક્ષ માટે બહુ મજબૂત કારણો હોયા વિના કાંઈ પણ પગલું ભરવું મુસ્કેલ થઈ જાય છે. કારણ લોકમત સમજૂતી મંડળનો ચુકાદો ન સ્વીકારનારની સામે બંધાઈ જાય છે.

૨૧. આ ઉપરાંત આ કાયદા મુજબ એક કાયમી ઔદ્યોગિક લવાદી અદાલત (ઇન્ડસ્ટ્રિયલ આર્બિટ્રેશન કોર્ટ)ની પણ સ્થાપના કરવામાં આવી છે. જેની પાસે જવાનું કોઈ પણ પક્ષને માટે ફરજિયાત નથી. બન્ને પક્ષ સંમત થઈને લાભ લેવો હોય તો લઈ શકે છે. પણ જો બન્ને પક્ષ લવાદી અદાલત સમક્ષ જાય તો તેનો ચુકાદો બન્નેને બંધનકારક ગણાય છે. આ યુદ્ધકાળ દરમ્યાન કરેલા એક કાયદાથી સરકારને જ્યારે યોગ્ય લાગે ત્યારે બન્ને પક્ષને આ લવાદી અદાલત સમક્ષ જવાની તે ફરજ પણ પાડી શકે છે.

૨૨. આ કાયદો ઔદ્યોગિક શાન્તિ જળવાય તે માટે કરવામાં આવ્યો છે. પણ સમજૂતીનો જે લાંબો વિધિ રાખવામાં આવ્યો છે તે મજૂરોના

હિતની વિરુદ્ધ જાય છે એવો કેટલાકનો મત છે. કારણ સમજૂતીમાં ત્રણ ચાર મહિના વીતી જાય છે અને તે દરમ્યાન હડતાલ માટેનો અનુકૂળ વખત પસાર થઈ જાય એવું બનવાનો સંભવ રહે છે. વળી આટલા વખતમાં મજૂરોનો જુસ્સો પણ ઊતરી જાય છે. પણ મજૂરોનું સંગઠન મજબૂત હોય અને તેમને વ્યવસ્થિત અને શક્તિશાળી નેતાગીરી મળે તો હડતાલની હાડમારીઓમાંથી બચી જઈને તેઓ ન્યાય મેળવી શકે છે. અલબત્ત જેઓ હડતાલને એક ક્રાન્તિકારી શસ્ત્ર ગણીને એ રીતે ક્રાન્તિને નજીક લાવવા માટે સહેજ પણ બહાનું મળતાં હડતાલ પડાવવા ઇચ્છે છે તેમને આ કાયદો ક્રાન્તિના વેગને રોકનારો લાગે એ એક જુદો જ પ્રશ્ન છે.

૨૩. વાત એ છે કે મજૂર મહાજનનો ઉપયોગ કેવળ મજૂરોને અમુક રાહતો અપાવવા અને તેમની સ્થિતિ સુધારવા પૂરતો જ મર્યાદિત રાખવો એમ ઘણા માનતા નથી. ક્રાન્તિવાદીઓ ક્રાન્તિને નજીક લાવવામાં એનો ઉપયોગ કરવા ઇચ્છે છે અને તેથી હડતાલનું સહેજ પણ કારણ મળતાં હડતાલ પડાવવા તેઓ તત્પર રહે છે. જોકે પૂરતાં વાજબી કારણ વિના મજૂરોને હડતાલ ઉપર ઉતારવાથી મજૂરોને નુકસાન જ થાય છે અને ક્રાન્તિ તો ક્યાંય દૂર રહી જાય છે. પણ જેઓ આવા ક્રાન્તિવાદી ન હોય તેમણે પણ મજૂર મહાજનનો હેતુ રાહતો અપાવવા પૂરતો જ મર્યાદિત રાખવો એ બરાબર નથી. મજૂર મહાજન મારફત મજૂરો શિસ્ત શીખે, મૂડીદારની સાથે સમાનતાને ધોરણે પોતાના બધા સંબંધો જાળવવાની શક્તિ કેળવે, પ્રજાતંત્રના પાઠ શીખે અને એમ કરતાં કરતાં રાષ્ટ્રની દરેક પ્રવૃત્તિમાં અને રાજકાજમાં ભાગ લેતા થાય એ મજૂર મહાજનનો અંતિમ ઉદ્દેશ હોવો જોઈએ. નીચેના હક્કો એ મજૂરોના મૂળભૂત હક્કો ગણાવા જોઈએ :

૧. મજૂરીના વાજબી દર.

૨. કામના કલાક વધારેમાં વધારે આઠ અને દર અઠવાડિયે ઓછામાં ઓછી એક રજા.

૩. રહેવા માટે સ્વચ્છ લત્તામાં હવાઉજાસ અને મોકળાશવાળાં સુઘડ અને સગવડવાળાં ઘર.

૪. બાળકોને માટે કેળવણીની વ્યવસ્થા.

૫. માંદગી, ઘડપણ અને અકસ્માતનો વીમો.

૬. ઘરની અને બાળકોની સંભાળ રાખી શકે એટલો સ્ત્રીઓને અવકાશ.

૭. ઔદ્યોગિક નીતિ ઘડવામાં હિસ્સો.

૮. પોતાની મજૂરીથી કરેલા ઉત્પાદનના ઉપભોગમાં હિસ્સો.

# પ્રકરણ ૭મું

## મજૂરહિતના કાયદા

૧. તમામ ઉદ્યોગધંધા ખુલ્લી અને નિર્બંધ હરીફાઈને ધોરણે ચાલે એમાં જ સમાજનો આર્થિક લાભ સમાયેલો છે એમ જૂનવાણી અર્થશાસ્ત્રીઓએ કહ્યું અને તે વખતની ફિલસૂફીએ એ કથનને ટેકો આપ્યો, પણ સમાજની નૈતિક બુદ્ધિને તરત જ દેખાયું કે કારખાનાદારો તો માણસાઈને નેવે મૂકીને હરીફાઈ ચલાવવા મંડ્યા છે અને મજૂરોની નબળાઈનો લાભ લઈ રહ્યા છે, એટલે મજૂરોને રક્ષણ આપવાનો વિચાર દયાધર્મી લોકોના દિલમાં પ્રથમ ઊભો થયો. કારખાનાંની ચક્કીમાં પિસાતાં સ્ત્રીઓ અને બાળકોને તો એકદમ રક્ષણ આપવું જ જોઈએ એ તેમને પ્રથમ ભાસ્યું. ભૌતિક શક્તિથી ચાલતાં યંત્રોને લીધે ઘણા ઉદ્યોગોમાં નાજુક બાંધાનાં અને ઓછી શક્તિવાળાં માણસોથી પણ કામ ચાલી શકે એમ હતું. એટલે કારખાનાદારો સસ્તી મજૂરી શોધવા માટે સ્ત્રીઓ અને બાળકોને કામે લગાડવા તૈયાર થયા. અને કંગાળિયતને લીધે તેઓ કામે જવા પણ તૈયાર થયાં. ૧૮મી સદીના અંતનાં અને ૧૯મી સદીની શરૂઆતનાં વર્ષોમાં ઇંગ્લંડનાં કારખાનાંમાં આઠ, નવ અને દશ વર્ષનાં બાળકોને લાગલાગટ અગિયાર અને બાર અને કેટલીક વાર તો તેર ચૌદ કલાક પણ કામે લગાડવામાં આવતાં. વળી મિલો રાતપાળી પણ ચાલતી. એટલે રાતે પણ તેમની પાસેથી કામ લેવામાં આવતું. સ્ત્રીઓ પાસેથી પણ એટલો જ વખત કામ લેવામાં આવતું એટલું જ નહિ પણ તેમનાં શરીર ધોવાઈ જાય અને તેઓ હેવાન જેવી બની જાય એવાં ભારે મહેનતનાં કામ પણ તેમની પાસેથી લેવામાં આવતાં. આ કરુણ ઘટનાની શરૂઆત ઇંગ્લંડમાં થઈ અને પછી તો જર્મની, ફ્રાન્સ, ઇટાલી, રશિયા બધા દેશોમાં આ ચાલ્યું. નોર્વે, સ્વીડન અને ડેનમાર્ક એ દેશો આ મોટા ઉદ્યોગોની ચક્કીમાંથી પ્રમાણમાં ઠીક ઠીક બચી ગયા. કારણ ત્યાં નાના પાયા ઉપરના ઉદ્યોગો સહકારી ધોરણે સારા ગોઠવાઈ ગયા હતા.

૨. આ જંગલીપણાની સામેના લોકમતના ઊહાપોહથી ઇંગ્લંડમાં પહેલો ફૅક્ટરી ઍક્ટ સને ૧૮૦૨માં પસાર થયો. પણ મૂડીદારોને તો તડાકો પડતો હતો. તેમનાં કારખાનાંનો માલ દેશાવરમાં વેચાય તેનું સોનું દેશમાં આવતું તેથી રાજદ્વારી પુરુષો અંજાઈ જતા હતા અને ધેન તો જોકે

મૂડીદારો પાસે જ આવતું છતાં તે પોતાના દેશમાં આવતું તેથી લોકોને સમજાવવામાં આવતું કે આપણો દેશ ધનવાન બને છે. આ બધાં કારણોથી આ કાયદો છેક મામૂલી થયો. કાપડની મિલમાં નવ વર્ષથી નીચેનાં બાળકોને રાખવાની બંધી થઈ, તેમની પાસેથી બાર કલાકથી વધારે વખત કામ ન લેવું તથા આ બાળકોને રાતપાળીના કામમાં ન રોકવાં એવું ઠરાવવામાં આવ્યું! આટલું કરવા કાયદાની શી જરૂર હતી, એમ જ આપણને લાગે અને આવા કાયદાને માનુષી પણ શી રીતે કહી શકાય? માનવતાની દૃષ્ટિએ લડનારાઓનો પુકાર ચાલુ રહ્યો પણ છેક ૧૮૪૭ સુધી કાંઈ પણ મહત્ત્વનો ગણાય એવો કાયદો પસાર ન થઈ શક્યો. ૧૮૪૭ના કાયદાથી સ્ત્રીઓ અને ૧૩થી ૧૮ વર્ષનાં બાળકો પાસેથી દસ કલાકથી વધુ કામ લેવાની બંધી કરવામાં આવી. આ કાયદાની પહેલાં ૧૮૪૪માં બાળકો માટે એક કાયદો થયો જેથી ૧૩ વર્ષથી નીચેનાં બાળકોને અડધો દિવસ કામ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. અડધો દિવસ કારખાનામાં કામ કરે અને અડધો દિવસ ભણવા જાય અથવા એક આખો દિવસ કારખાનામાં કામ કરે અને બીજે આખો દિવસ રજા ભોગવે એવું એ કાયદામાં હતું.

૩. વીસમી સદીના આરંભથી તો કામના કલાક આઠ જ રાખવા જોઈએ એવી ચળવળ ઊપડી છે. મજૂરીના દર એના એ રાખીને કામના કલાક ઘટાડવાની સામે કેટલાક એવી દલીલ કરે છે કે કામના કલાક ઘટાડવાથી કામનું ઉત્પાદન ઓછું થઈ જશે. પણ અનુભવે એમ જણાયું છે કે માણસ મરતો મરતો દસથી બાર કલાક કામ કરે એના કરતાં સ્ફૂર્તિથી આઠ કલાક કામ કરે તો કામ જરાયે ઓછું નથી થતું. બલકે, વધારે થવાનો સંભવ છે. એટલે રોજના આઠ કલાક અને અઠવાડિયાના કુલ ૪૮ કલાક કામ અને એક દિવસ રજા એથી વધારે કામ ન જ હોવું જોઈએ એ માગણીમાં કશું વધારો પડતું નથી. આપણા દેશમાં પુખ્ત વયનાં સ્ત્રી પુરુષો માટે કામના કલાક વધુમાં વધુ દસ ઠરાવેલા છે. અઠવાડિયે એક રજા હોવી જ જોઈએ અને આખા અઠવાડિયાના કામના કલાક ૫૪થી વધુ ન થવા જોઈએ એટલે સરેરાશ કામના કલાક નવ આવે છે. જે આપણા જેવા ગરમ દેશને માટે વધારે ગણાય. બાળકો એટલે ૧૨થી ૧૫ની વચમાંનાં છોકરાંઓ પાસેથી રોજના પાંચ કલાક કરતાં વધુ વખત કામ લેવાની મનાઈ છે. અને ૧૫થી ૧૭ વર્ષની વચમાંનાને દાક્તર પ્રમાણપત્ર આપે તો જ મોટા તરીકે ગણવામાં આવે છે, નહિ તો તેમને પણ બાળકમાં ગણવામાં આવે છે. કામદારો પાસેથી વધારાનું કામ લેવામાં આવે તો એટલા વધારાના કલાક માટે અઠવાડિયાના કુલ ૬૦ કલાક થાય ત્યાં સુધી સવા ગણો અને ૬૦ ઉપર થાય ત્યારે દોઢ ગણો પગાર આપવો પડે છે.

પણ આવા વધારાના કામ માટે કોઈ પણ મોટી ઉંમરનો મજૂર વચમાં આરામના વખત સાથે ૧૩ કલાકથી વધુ અને બાળક ૭½ કલાકથી વધુ વખત કારખાનામાં રહી ન શકે. વળી સવારના છથી પહેલાં અને સાંજના સાત પછી કોઈ પણ સ્ત્રી કે બાળકને કારખાનામાં રાખી ન શકાય.

૪. યુનાઇટિડ સ્ટેટ્સમાં ૧૯૩૮ના ફેર લેબર સ્ટાન્ડર્ડ્સ ઍક્ટથી કામના કલાક અઠવાડિયાના ચાળીસ રાખવાનું ધ્યેય ઠરાવવામાં આવ્યું છે. આ ધ્યેયને ક્રમે ક્રમે પહોંચવાનું નક્કી કરવામાં આવ્યું છે. ૪૮ કલાકના અઠવાડિયાને બદલે ૧૯૩૯માં ૪૪ કલાક, ત્યાર પછીના વર્ષમાં ૪૨ કલાક અને પછી ૪૦ કલાક એમ નક્કી કરવામાં આવ્યા છે. પણ ચાલુ યુદ્ધને લીધે આ પ્રમાણે અમલ થયો નથી. કોલસાની ખાણોમાં સને ૧૯૨૦ના કાયદાથી ફ્રાન્સ અને ઇંગ્લંડમાં રોજના કામના કલાક સાત નક્કી કરવામાં આવ્યા છે.

૫. પણ કામના કલાક મર્યાદિત કરવામાં જ મજૂરનાં હિતોનો સમાવેશ થઈ જતો નથી. જે સંચા જોખમકારક હોય અને જેમાં માણસ સહેજ ગાફેલ રહેતાં ભેરવાઈ જાય એવા હોય તેના ઉપર બરાબર ઢાંકણ રાખવા માટે, ખાણોમાં હવાઉજાસનો તથા વાજબી સલામતીઓનો પ્રબંધ કરવા માટે, તથા કારખાનાંઓમાં હવાઉજાસ ઉપરાંત પેશાબપાયખાનાંની યોગ્ય વ્યવસ્થા રાખવા માટે કાયદા કરવામાં આવ્યા છે. વસ્તુઓની બનાવટમાં મજૂરની તબિયતને નુકસાન થાય એવા પદાર્થો વાપરવાની મના કરવામાં આવી છે. દા. ત., અત્યારે તમામ સુધરેલા દેશોમાં દીવાસળી બનાવવામાં પહેલાં સફેદ ફોસ્ફરસ વપરાતો અને જેને લીધે મજૂરોને નાક અને ગળાનો રોગ થતો તે વાપરવાનું હવે બંધ થયું છે. ઇંગ્લંડમાં કારખાનાંનું કામ કેટલા વાગે શરૂ કરવું અને કેટલા વાગે બંધ કરવું, વચમાં ક્યારે ક્યારે આરામ માટેના લાંબા અને ટૂંકા ગાળા રાખવા, પગાર આપવાની તારીખો અને સ્થળ, મજૂરની ગફલત માટે તથા એણે કરેલી નુકસાની માટે એનો દંડ કરવાની કારખાનાદારની સત્તાની મર્યાદા, ઉધ્ધડ કામ લેવામાં આવતું હોય ત્યાં તેનો પગાર ગણવાની રીત, એમ ઘણી ઝીણી ઝીણી વિગતો વિષે કાયદા થયેલા છે. આ ઉપરાંત મજૂરને કાંઈ અકસ્માત થાય તો તેની નુકસાની આપવાને લગતા તથા સ્ત્રીઓને સુવાવડ વખતે અમુક પગારે રજા આપવાના કાયદાઓ પણ છે.

૬. આપણા દેશમાં પહેલો ફેક્ટરી ઍક્ટ સને ૧૮૮૧માં પસાર થયો. તે તો ૧૮૦૨ના ઇંગ્લંડના કાયદાને પણ ચઢી જાય એવો હતો! તેમાં સાત વર્ષની નીચેનાં બાળકને કારખાનામાં ન રોકવાનું ઠરાવ્યું હતું! બાર વર્ષની ઉપર સુધીનાંને જ બાળક ગણવામાં આવ્યાં હતાં અને બાળક પાસે નવ કલાકથી વધારે કામ ન લેવાનું ઠરાવવામાં આવ્યું હતું! પણ ત્યાર પછી તો

લોકોની તેમ જ સરકારની દયાબુદ્ધિ વિશેષ જાગૃત થઈ છે. મધ્યવર્તી સરકારે તથા પ્રાન્તિક સરકારોએ જુદા જુદા કાયદા કર્યા છે. કામના કલાક તથા બાળકોને કારખાનામાં રોકવાની ઉંમર વિષે ઉપર કહેવાઈ ગયું છે. ફૅક્ટરી ઍક્ટમાં અનેક સુધારા થયા છે અને છેલ્લા સને ૧૯૩૪ના ઇન્ડિયન ફૅક્ટરી ઍક્ટ મુજબ સંચા ખાતામાં કૃત્રિમ ભેજનું પ્રમાણ કેટલું રાખવું, અતિશય ગરમી સામે મજૂરોને રક્ષણ આપવું, જે કારખાનામાં ૧૫૦ કરતાં વધારે મજૂરો કામ કરતા હોય ત્યાં મજૂરોને આરામના વખતમાં બેસવા માટે છાયાવાળી જગ્યા કરી આપવી, સ્ત્રીઓનાં ૭ વર્ષથી નાનાં બાળકોને રાખવા માટે યોગ્ય ઓરડાની વ્યવસ્થા રાખવી વગેરે બાબત નિયમો ઘડવાની પ્રાન્તિક સરકારોને સત્તા આપવામાં આવી છે.

૭. કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓને માટે કેટલાક ખાસ કાયદા કરવામાં આવેલા છે. સવારના ૭ વાગ્યા પહેલાં અને સાંજના સાત વાગ્યા પછી સ્ત્રીઓને તથા બાળકોને કારખાનામાં ન રાખી શકાય એ ઉપર કહ્યું છે. જે ક્રિયાઓ શરીરને નુકસાનકારક તથા બીજી રીતે જોખમકારક હોય તેમાં સ્ત્રીઓને રોકવાની મનાઈ છે. જેમાં સીસું વપરાતું હોય એવા ઉદ્યોગમાં સ્ત્રીઓ તથા અઢાર વર્ષની નીચેના છોકરાઓને રોકી શકાતાં નથી. સને ૧૯૨૯થી ખાણોના કામમાંથી સ્ત્રીઓની સંખ્યા ઘટાડવાનું નક્કી કરવામાં આવ્યું હતું અને ૧૯૩૭ના ઑક્ટોબરમાં ખાણોમાં સ્ત્રીઓને રોકવાનું બિલકુલ બંધ કરવામાં આવ્યું હતું. પણ હમણાં જ (૧૯૪૪માં) લડાઈને કારણે ખાણમાં સ્ત્રીઓને રોકવાની છૂટી કરવામાં આવી છે.

૮. સ્ત્રીઓને સુવાવડ દરમ્યાન કાંઈ ને કાંઈ રાહત આપવાના કાયદા સને ૧૯૨૯ પછી જુદા જુદા પ્રાંતમાં જુદા જુદા વર્ષમાં પસાર થયા છે. મુંબઈ પ્રાંતમાં સુવાવડની આઠ અઠવાડિયાંની રજા હકથી મળે છે. રજા દરમ્યાન ચાલુ પગાર અથવા રોજના આઠ આના એમાંથી જે ઓછું હોય તે આપવામાં આવે છે. આ ઉપરાંત મજૂર સ્ત્રીઓનાં નાનાં બાળકો માટે કારખાનામાં ઘોડિયાં રાખવાનું ફરજિયાત છે તથા સ્ત્રીઓને વખતોવખત બાળકોને ધવડાવવા માટે જવાની રજા આપવામાં આવે છે.

૯. કારખાનાંમાં કામ કરનારા મજૂરોને કામ ઉપર હોય ત્યારે કાંઈ અકસ્માત નડે તો પહેલાં તો કારખાનાંદારોની એ વિષે કશી જવાબદારી ગણાતી નહિ. એમ કહેવામાં આવતું કે કારખાનાંદાર અને મજૂર વચ્ચે કરારનો સંબંધ છે. એ કરારની રૂએ મજૂરને એની રોજી આપવામાં આવે છે. મજૂર કામ કરે અને એના બદલામાં એને રોજી મળે, પછી એ માંદો થાય અને બીજે દિવસે કામે ન આવે તેમાં જેમ કારખાનાંદાર કશી જવાબદારી આજે

પણ માથે નથી રાખતો તેમ શરૂઆતમાં કારખાનાં ઉપર કામે હોય તે વખતે અકસ્માત થાય તેની જવાબદારી તે માથે નહોતો રાખતો. છતાં છેવટે કારખાનાદાર માણસ તો છે જ; એટલે તેને ઇસ્પિતાલમાં મોકલી આપે અને ભલો હોય તો મજૂર ખાટલે રહે ત્યાં સુધીનું ખાવાકરવાનું પણ આપે, પણ તે પરોપકારની અને દયાની દૃષ્ટિએ, કાયદેસર ફરજ તરીકે નહિ. આ સ્થિતિમાં સુધારો કરવા વડી સરકારે સને ૧૯૨૩માં વર્કમેન્સ કૉમ્પેન્સેશન ઍક્ટ પસાર કર્યો. અને ત્યાર બાદ એ કાયદામાં ઘણા સુધારા કરવામાં આવ્યા છે. આ કાયદાની રૂએ અકસ્માતથી થયેલી ઇજાના પ્રમાણમાં મજૂરને નુકસાનીનો બદલો આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. અકસ્માતને લીધે મજૂર થોડા દિવસ માટે કામ ન કરી શકે ત્યારે તેના પગારના પ્રમાણમાં અમુક બદલો આપવામાં આવે છે. કાયમી અપંગ થઈ જાય ત્યારે અમુક બદલો આપવામાં આવે છે અને અકસ્માતથી મરણ નીપજે ત્યારે અમુક બદલો આપવામાં આવે છે. અકસ્માતને લીધે કામચલાઉ અપંગતા આવી હોય ત્યારે અડધો પગાર અથવા તો માસિક રૂ. ૩૦) બેમાંથી જે રકમ વધારે હોય તે વધારેમાં વધારે પાંચ વર્ષ સુધી આપવામાં આવે છે. કાયમી અપંગતાના કેસમાં ઉચ્ચક રકમ આપવામાં આવે છે. જે પગારને ધોરણે રૂ. ૭૦૦)થી માંડીને વધારેમાં વધારે રૂ. ૫૬૦૦)ની હોય છે. મરણના કેસમાં પણ ઉચ્ચક રકમ આપવામાં આવે છે જે વધારેમાં વધારે રૂ. ૪૦૦૦)ની હોય છે.

૧૦. નુકસાનીના બદલાની આ રકમ ઠરાવવાનું કામ કરવા માટે મોટાં ઔદ્યોગિક મથકોમાં સરકાર તરફથી ખાસ અધિકારીઓ નીમવામાં આવેલા હોય છે. મજૂરોને રાહત આપનારા આ તથા આવા બીજા કાયદામાં સરકારી અધિકારીની પ્રામાણિકતા, સહાનુભૂતિ અને ન્યાયપરાયણતા ઉપર ઘણો આધાર રહે છે. આપણા મજૂરો પણ હજી પોતાના હકનો અમલ કરાવવા જેટલા જાગૃત અને જાણકાર થયા નથી. જ્યાં મજૂર મહાજનો સુસંગઠિત હોય છે ત્યાં તેઓ મજૂરો તરફથી આ કામ સારી રીતે કરી શકે છે.

૧૧. મજૂરો માટેનાં રહેવાનાં ઘરોનો પ્રશ્ન બહુ ભૂંડી હાલતમાં છે. દરેક દેશમાં કારખાનાં સ્થપાવા માંડ્યાં ત્યારે તો મજૂરો ક્યાં અને કેવા સ્થળમાં રહીને કામે આવે છે એ જોવાની ફરજ કોઈની ગણાતી જ નહિ. ખાનગી મકાનમાલિકો ભાડાં ખાવા ખાતર મજૂરોને માટે કારખાનાંના લત્તાની પાસે ચાલીઓ બાંધવા લાગ્યા. એમની નજર સગવડ આપવા તરફ બિલકુલ નહિ અને ભાડું ખાવા તરફ જ વિશેષ હોય છે. ત્યાર બાદ કેટલાક મિલવાળાઓએ ચાલીઓ બાંધવા માંડી છે. પણ તેમાંયે બહુ ઓછી ચાલીઓ સારી સગવડવાળી હોય છે. ટાટા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપનીએ પોતાના કામદારો માટે મકાનોની

સારી યોજના કરી છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પોતાના ભંગી નોકરો માટે કેટલાંક સારાં મકાનો બાંધ્યાં છે. અમદાવાદના મજૂર મહાજને મજૂરો માટે થોડાંક સગવડવાળાં મકાનો બાંધ્યાં છે. ભાડાની સાથે મૂળ મૂડી પણ હપતાથી પાછી વાળી છેવટે મજૂર એ મકાન પોતાની માલકીનું બનાવી શકે એવી યોજના છે. પણ આ પ્રયાસો દરિયામાં ખસખસ જેવા કહી શકાય.

૧૨. મજૂરોના રહેઠાણની બાબતમાં વખતોવખત તપાસો થયેલી છે તેમાં માલૂમ પડયું છે કે મુંબઈમાં એક જ ઓરડીમાં રહેતાં કુટુંબોની સંખ્યા ૧૯૨૧માં ૯૭ ટકા અને ૧૯૩૦માં ૮૯ ટકા હતી. અમદાવાદમાં ૧૯૨૬માં ૭૩ ટકા કુટુંબો એક જ ઓરડીમાં રહેતાં હતાં. એ ઓરડી ૧૦×૧૨ કે ૧૨×૧૨ ની હોય, તેમાં બીજી કશી જ સગવડ ન હોય અને છતાં તેમાં રહેનારાં માણસોની સરેરાશ અમદાવાદ તથા મુંબઈમાં ચાર ચાર માણસની આવેલી છે. આમાં બીજું અનિષ્ટ એ દાખલ થયું છે કે ભાડું ભારે પડતું હોવાથી નાનું કુટુંબ હોય તે પોતાની ઓરડીમાં બીજા છડા માણસોને પેટાભાડે રહેવા દે છે. આ પ્રથા દુરાચારને પોષણ આપનારી નીવડે છે. મુંબાઈમાં પોતાની ઓરડીમાં પેટાભાડૂતો રાખનારાની સંખ્યા ૨૦ ટકા જેટલી નીકળી હતી.

૧૩. મજૂરોની સ્થિતિ સુધારવા માટે મહાજનની પ્રવૃત્તિ તથા સરકારના કાયદા, એ હજી તો બહુ થોડું કરી શકયાં છે. આપણા દેશમાં મોટા ઉદ્યોગો વધતા જાય છે અને હજી મોટા ઉદ્યોગો વધારવાની ખૂબ જ વાતો ચાલે છે. મોટા ઉદ્યોગો વધાર્યા વિના આપણે આર્થિક પ્રગતિ કરી શકીશું નહિ એમ એકલા મૂડીદારો જ નહિ પણ ઘણા લોકસેવકો પણ માને છે. પણ પ્રગતિનું માપ મૂડીદારોના નફા અને મજૂરોના પગાર વધારા ઉપરથી કાઢવામાં મોટી ભૂલ થાય છે. આ મોટા ઉદ્યોગો જેમ જેમ વધતા જાય છે તેમ તેમ લાખો માણસો માણસાઈભર્યા જીવનમાંથી બાતલ થતાં જાય છે અને ગિરદી, ગંદકી, અજ્ઞાન, દુરાચાર અને છાકટાપણાની દશામાં ધકેલાતાં જાય છે તેનો આપણે વિચાર કરતા નથી. મજૂરોની અંધારી અને ગંદી ચાલીઓની ભીતરમાં કંગાળિયાત અને દુરાચારમાં પિસાતા મજૂરોની હાયનો કેવો પ્રચંડ અગ્નિ ધૂંધવાય છે તેનો આપણને ખ્યાલ નથી. આખી અર્થરચના ગ્રામઉદ્યોગના પાયા ઉપર ગોઠવ્યા વિના આ પ્રશ્નનો ઉકેલ આવી શકે એમ નથી.

# પ્રકરણ ૮ મું

# આર્થિક સલામતી અને વીમો

## વીમા પદ્ધતિ

૧. માણસના બીજા બધા વ્યવહારોની માફક એના અર્થવ્યવહાર અનિશ્ચિતતા અને બિન – સલામતીથી ભરેલા છે. મરણના જેવી નિશ્ચિત બીજી કોઈ વસ્તુ નથી, એ વાત સાચી હોવા છતાં તેમાં સમયનું અનિશ્ચિતપણું તો છે જ. મરણ આવવાનું જ છે પણ ક્યારે આવશે એ જરાયે નક્કી નથી. માણસ જુવાનીમાં વિચાર કરે છે કે પોતાની આવકમાંથી થોડું થોડું બચાવીને ઘડપણને માટે તથા પોતાના કુટુંબના ભરણપોષણ માટે પૂરતી રકમ એકઠી કરી રાખીશ. એ પ્રમાણે કેટલાક માણસો કુટુંબનિર્વાહ માટે અને ઘડપણ માટે કાંઈક ને કાંઈક બચાવી પણ શકે છે. પણ ઘણા કશું બચાવી શકવા જેવી સ્થિતિમાં જ નથી હોતા અને કેટલાક અકાળે પણ મરણ પામે છે. તે વખતે તેમનાં આશ્રિતો નિરાધાર થઈ જાય છે. વીમો એ આવી અનિશ્ચિતતાનાં આર્થિક પરિણામો દૂર કરવાની એક યોજના છે. માણસ વીમા કંપનીમાં જેટલી રકમનો વીમો ઉતરાવે તેટલા પ્રમાણમાં તેને વાર્ષિક હપતા ભરવાના હોય છે. માણસની ઉંમર, એની પોતાની તથા માતપિતાની તંદુરસ્તી અને જો તેઓ ગુજરી ગયાં હોય તો કેટલી ઉંમરે ગુજરી ગયાં તે, જે ધંધો કરતો હોય તે જોખમી છે કે બિનજોખમી, શરીરને બહુ ઘસારો પહોંચાડનારો છે કે આસાયેશનો છે, તથા એકંદરે એ સુખસગવડવાળું જીવન ગાળે છે કે કેમ, એ બધા ઉપરથી તેની આયુષ્યમર્યાદાનો અંદાજ કાઢવામાં આવે છે અને તે પ્રમાણે તેના અમુક રકમના વીમા માટે વાર્ષિક અમુક રકમ ભરવાની નક્કી કરવામાં આવે છે. વીમો ઉતરાવનાર માણસ આ રકમ નિયમિત ભર્યે જાય તો, તે જ્યારે મરી જાય ત્યારે, પછી કદાચ એક કે બે હપતા ભરીને મરી જાય તો પણ, જેટલી રકમનો વીમો તેણે ઉતરાવ્યો હોય તેટલી રકમ તેના વારસોને અથવા તેણે વીમો જેને લખી આપ્યો હોય તેને મળે છે. આવા વીમા અનેક જાતના હોય છે. કેટલાક વીમામાં અમુક નક્કી કરેલાં વરસ પછી વીમાની રકમ તેને પોતાને જ મળે અથવા તે પહેલાં ગુજરી જાય તો તેના વારસોને મળે એવી શરત હોય છે. કેટલાક વીમામાં આખી જિંદગી પર્યંત વીમાના વાર્ષિક અથવા છ માસિક કે ત્રૈમાસિક હપતા નક્કી

કર્યા પ્રમાણે ભરવાના હોય છે અને કેટલાકમાં અમુક નક્કી કરેલા પંદર, વીસ કે પચીસ વર્ષ સુધી હપતા ભર્યા પછી કશું ભરવું પડતું નથી અને વીમાની રકમ મરણ વખતે તેના વારસોને અથવા વસિયતદારોને મળે છે. વીમાની કેટલીક યોજનાઓ એવી હોય છે જેમાં વીમો ઉતરાવનાર માણસને વીમા કંપનીને થતા નફામાંથી અમુક હિસ્સો મળે છે.

૨. આમાં વીમો ઉતરાવનાર માણસને એક જાતની નિરાંત જેવું, પોતાની પાછળનાં માણસોને માટે સલામતી જેવું લાગે છે. દરેક માણસ લાંબું જીવવાની ઇચ્છા રાખે પણ દૈવયોગે વહેલું મરણ થાય તો વીમાને લીધે પોતાના ઉપર જ અવલંબિત હોય એવાં પોતાની પાછળનાં માણસોને ગુજરાનની ચિંતા નથી રહેતી. પણ વીમા કંપનીઓ આ કામ કાંઈ પરોપકારબુદ્ધિથી કરતી નથી. તેને તો આ એક ધંધો છે. કારણ વીમો ઉતરાવનારા બધા માણસો કાંઈ વહેલા મરી જતા નથી, અને બધા માણસો પાસેથી વીમાના હપતા તો મળે જ છે. આ હપતાની રકમ અમુક હિસાબી ગણતરી પ્રમાણે નક્કી કરવામાં આવે છે. દરેક દેશના મરણપ્રમાણના આંકડા જોઈને અમુક ઉંમરે દર હજારે કેટલાં માણસો મરે છે તેની તે ગણતરી કાઢે છે. અને તે ઉપરથી નક્કી કરે છે કે પોતાની કંપનીમાં વીમો ઉતરાવનારામાંથી અમુક ટકા અમુક ઉંમરે મરવાના. કયા વર્ષમાં કયો માણસ મરવાનો એ કશું વીમા કંપની પાસે નક્કી નથી હોતું પણ પોતાના ઘરાકોમાંથી દર વર્ષે દર હજારે પાંચ કે છ એવી અમુક સંખ્યામાં માણસો મરવાનાં એ અંદાજ એની પાસે હોય છે, અને તે ઉપરથી પોતે સ્વીકારેલા વીમામાંથી દર વર્ષે કેટલાં નાણાં ચૂકવવાં પડશે એની ગણતરી એ કાઢી શકે છે. તે ઉપરથી વીમાના હપતાની રકમ કેટલી રાખવી તેનું સર્વસામાન્ય ધોરણ એ નક્કી કરે છે. એ ધોરણમાં દરેક વ્યક્તિગત ઘરાકની પરિસ્થિતિ પ્રમાણે તેનો વીમો સ્વીકારતી વખતે તે ફેરફાર પણ કરે છે. અને કોઈની શારીરિક સ્થિતિ ખરાબ હોય તો તેનો વીમો સ્વીકારવાનો ઇનકાર પણ કરે છે. વીમો સ્વીકારતી વખતે પોતાના ઘરાકની આયુષ્યમર્યાદા વિષેની સંભાવના, સર્વસામાન્ય મરણ પ્રમાણના આંકડા તથા વીમાના હપતા ઉપર પોતાને મળનારા વ્યાજની ગણતરી એ બધું વીમા કંપની ધ્યાનમાં લઈને કામ કરે છે.

૩. જિંદગીના વીમાની માફક મકાન તથા માલના આગ તથા અકસ્માતના વીમા ઉતારનારી તથા દરિયામાં સફર કરતાં જહાજોના અકસ્માતના વીમા ઉતારનારી કંપનીઓ પણ હોય છે. તે ઉપરાંત, અકસ્માતથી મરણ સુધીની હાનિ નહિ પણ શરીરમાં અપંગતા આવી જાય અને માણસ કોઈ પણ કામ-

ધંધો કરવાને નાલાયક થઈ જાય અથવા અમુક કામ ધંધો કરવાને નાલાયક થઈ જાય તેના વીમા ઉતારનારી કંપનીઓ પણ હોય છે.

### વીમાની આવશ્યકતા

૪. વીમાની પ્રથા તદ્દન આધુનિક વસ્તુ છે. તેની જરૂરિયાત આધુનિક યંત્ર-ઉદ્યોગોની સામાજિક અંકુશો વિનાની બેજવાબદાર હરીફાઈમાંથી ઊભી થઈ છે. આપણા દેશમાં વર્ણવ્યવસ્થાના સિદ્ધાન્તો અનુસાર લોકો પોતાના બાપીકા ધંધા કરતા, ઘરાકી બાંધેલી અને મુકરર રહેતી, જુદા જુદા ધંધા કરનારા કારીગરો તથા જુદી જુદી જાતની સામાજિક સેવા આપનારા વર્ણના લોકો પોતાના ઘરાકોને કામ અને સેવા આપવા બંધાયેલા ગણાતા અને બીજી તરફથી એ ઘરાકો પોતાના કારીગરો તથા સેવકોનું ગુજરાન બરાબર ચાલે છે કે નહિ તે જોવાને પોતાને બંધાયેલા માનતા, અને તે ઉપરાંત ગામડાંમાં ગ્રામપંચાયતો પોતપોતાના ગામમાં વસતા તમામ કારીગરો, વસવાયાં વર્ગ વગેરેનો યોગક્ષેમ બરાબર ચાલે છે કે નહિ તે જોતી, અને શહેરોમાં જુદા જુદા ધંધાદારી વેપારીઓનાં તથા કારીગરોનાં મહાજનો આવી સંભાળ રાખતાં, ત્યાં આવા વીમાની જરૂર પડતી નહિ. વળી સંયુક્ત કુટુંબ પ્રથાને લીધે માંદગી કે ઘડપણમાં માણસ નિરાધાર નહોતો થઈ જતો. એટલું જ નહિ પણ કામ કરવાની ઓછી આવડત કે શક્તિવાળાનું પણ સંયુક્ત કુટુંબમાં નભી જતું. યુરોપમાં પણ મધ્યકાળમાં બાંધેલી ઘરાકી તથા કારીગરોનાં મહાજનોની પ્રથા હતી. પણ આ યંત્રઉદ્યોગના જમાનામાં તો એવી સ્થિતિ થઈ છે કે રોજિંદી આવક માંડ માંડ ગુજરાન ચાલી શકે એટલી જ હોય છે. બીજી તરફથી આખી ઉદ્યોગ પદ્ધતિ એવી છે કે જેમાં અકસ્માતનો અને બેકારીનો સંભવ વધારે છે. વળી ગંદકી અને ગિરદીમાં રહેવાને લીધે માંદગી પણ વખતોવખત આવે અને ઘડપણ પણ વહેલું આવે. આ જમાનાને આર્થિક પ્રગતિનો જમાનો કહેવામાં આવે છે પણ જેમ જેમ આર્થિક પ્રગતિ થતી દેખાય છે તેમ તેમ વસતીના મોટા ભાગનું જીવન ખૂબ જ અનિશ્ચિતતા અને જોખમથી ભરેલું થતું જાય છે. એટલે આધુનિક જમાનાએ આ અનિશ્ચિતતા અને જોખમોનો ઉપાય કરવા વીમાની યોજનાની શોધ કરી છે. વીમાની યોજનાથી અનિશ્ચિતતા અને જોખમનો બોજો એક વ્યક્તિ ઉપર ન રહેતાં વીમા કંપનીનાં સઘળાં ઘરાક ઉપર વહેંચાઈ જાય છે.

૫. પણ આવા વીમા તો જે લોકો પોતાની આવકમાંથી કાંઈ પણ બચત કરી શકે એવા માણસો જ ઉતરાવી શકે છે. અને આવા માણસોની સંખ્યા તો બહુ જૂજ હોય છે. દેશની વસ્તીના મોટા ભાગની આવક તો જેને વાજબી સુખસગવડ ગણી શકાય એવું જીવન ગાળવા માટે પણ પૂરતી

નથી હોતી. દર વર્ષે કાંઈક બચવાને બદલે તૂટતું હોય છે. એમ છતાં ઓછી ઓછી પણ નિયમિત આવક હોય તો માણસ એ રીતે પોતાનું જીવન ગોઠવી લે છે. પણ અત્યારના યંત્રઉદ્યોગોના જમાનામાં તો આવકની કશી જ નિશ્ચિતતા નથી હોતી. ક્યારે બેકાર બની ઘેર બેસવું પડશે એ નક્કી નથી હોતું. બેકારોની મોટી ફોજ કામ મેળવવા ફાંફાં મારતી જ હોય છે. જેમાંથી કશી બચત ન કરી શકાય એવી રોજિંદી આવક ઉપર કામ કરનાર મજૂર માંદો પડે ત્યારે તેની દશા કફોડી થાય છે. માંદગી દરમ્યાન દવા વગેરેનું ખર્ચ તો ઊલટું વધે. એવી મુશ્કેલીને વખતે એની આવક બંધ થઈ જાય છે. વળી કારખાનામાં પચીસ ત્રીસ વર્ષ શરીરને ઘસવી નાખનારી મજૂરી કર્યા પછી ઘડપણમાં એને કશો જ આધાર નથી રહેતો. કારખાનામાં કામ કરતાં અકસ્માત થાય અને તે કારણે અપંગતા આવે તો તેની નુકસાની મળવાના કાયદા હમણાં થયા છે પણ એ નુકસાની મેળવવા અદાલતનો આશ્રય લેવો પડે છે અને તેમાં મજૂરને પૂરો લાભ ભાગ્યે જ મળી શકે છે. કારણ કોર્ટમાં માલિક તરફથી એવા એવા બચાવ રજૂ કરવામાં આવે છે કે માલિકે તો સંચા ઉપર નિયમ પ્રમાણે ઢાંકણ વગેરે રાખ્યું હતું પણ મજૂરની પોતાની ગફલતથી અકસ્માત થયો તો તેની જવાબદારી માલિક શું કામ ઉપાડે ? વળી એક મજૂર બીજા મજૂરને આવી રીતે અકસ્માત કરી બેસે તો પણ માલિક શા માટે જવાબદાર ગણાય ? વગેરે. એટલે મજૂર આવી બધી પંચાતમાં પડવાને બદલે ઉચ્ચક રકમ લઈને સમાધાન કરી નાખે છે. પણ આવા સમાધાનમાં એને મળવો જોઈએ તેટલો બદલો મળતો નથી. માંદગી, ઘડપણ, અકસ્માત એ બધી આફતો મજૂરનું જીવન દુ:ખી અને કંગાળ બનાવી દેવાને માટે પૂરતી છે પણ બેકારી તો એ બધાથી પણ ચઢી જાય એવી એક સાર્વત્રિક આફત છે. યંત્રોની નવી નવી શોધ તથા તેમાં થતા નવા નવા સુધારાથી મજૂરોના કામમાં ઊથલપાથલ થયાં જ કરે છે. કોઈ પણ વખતે કોઈને કોઈ ઉદ્યોગમાં મજૂરો બેકાર પડેલા જોવામાં આવે છે, જેનો સમાસ એકદમ બીજા ઉદ્યોગમાં થઈ શકતો નથી. કારખાનાંઓમાં કરવા પડતા એકધારા અને કંટાળા ભરેલા કામને લીધે પણ મજૂરો એક કામ છોડી બીજી જાતના કામની શોધમાં ફરતા હોય છે. વળી ઉદ્યોગધંધામાં જે વખતોવખત મંદી આવે છે તેને લીધે પણ બેકારી ઉત્પન્ન થાય છે. કેટલાક ઉદ્યોગો દા. ત., કપાસ પીલવાના જીનના એ મોસમી હોય છે. મોસમ ખલાસ થયા પછી એમાં કામ કરનારને બેકાર બેસવું પડે છે. કેટલાક ધંધા દા. ત., લગનગાળામાં તથા દીવાળી કે નાતાલના તહેવારમાં દરજીના તથા મીઠાઈ બનાવવાના ધંધામાં, શિયાળામાં ગરમ કાપડના ધંધામાં, શ્રાવણ મહિનામાં રમકડાં બનાવવાના

ધંધામાં એમ પ્રસંગો પ્રમાણે કામચલાઉ તેજી આવે છે. પણ પછી મંદીના વખતમાં પૂરતું કામ મળતું નથી. કેટલાક ધંધામાં, દાખલા તરીકે વહાણોમાં તથા રેલવેના ડબ્બામાં માલ ભરવાના તથા ખાલી કરવાના ધંધામાં કામ બહુ અનિયમિત રહે છે. મકાન બાંધવાના કામમાં રોકાતા કડિયા, સુથારને પણ અનિયમિત રીતે કામ મળે છે. એટલે માંદગી, ઘડપણ, અકસ્માત, મોસમની તેજીમંદી, કામની અનિયમિતતા તથા બેકારી, એની સામે વીમાની યોજના કરવી, એ સલામતીની દૃષ્ટિએ આવશ્યક થઈ પડયું છે.

## વીમા પ્રથાની ત્રૂટી

૬. વીમાની પ્રથાનો આશ્રય લઈને વ્યક્તિઓ ભવિષ્યનાં જોખમો સામે પોતાની સલામતી શોધે છે, પણ વીમા કંપનીઓની દૃષ્ટિ તો નફા ઉપર જ હોય છે. લોકોને વીમા ઉતરાવવાનું સમજાવવા તેઓ પોતાના એજન્ટો રાખે છે અને એ એજન્ટો વધારે સંખ્યામાં ઘરાકો મેળવવા તથા કામ આગળ ધકેલવા મથે છે. તેનું પરિણામ એવું પણ આવે છે કે વીમો ઉતરાવનાર માણસ પૂરું સમજ્યા વિના અથવા વીમાના હપતા ભરી શકવાની પોતાની સ્થિતિનો પાકો વિચાર કર્યા વિના વીમો ઉતરાવી દે છે અને બે ચાર હપ્તા ભરીને પછી અટકી જાય છે. આવા માણસો પોતાના ભરેલા પૈસા ખોઈ બેસે છે. અભણ અને મજૂરિયાત વર્ગમાં આ પ્રકાર વધુ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. અત્યારની વીમા કંપનીઓની આ એક મોટામાં મોટી ત્રૂટી છે.

## સામાજિક સલામતી

૭. પણ આ તો વ્યક્તિગત વીમાની વાત થઈ. જેને સામાજિક વીમો અથવા સામાજિક સલામતી કહેવામાં આવે છે તેમાં તો આખા મજૂર વર્ગને તેના કામની સાથે જ જે અનિશ્ચિતતાઓ અને જોખમો રહેલાં છે તેમાંથી બચાવવાનો આશય છે. આ જાતના વીમાનું નિયમન કાયદાથી થાય છે. વીમાના હપતાનો અમુક ભાગ જ મજૂરને ભરવાનો હોય છે. વધારે જવાબદારી કારખાનાદાર ઉપર નાખવામાં આવે છે અને સરકાર પણ વીમાના હપતામાં થોડોક હિસ્સો આપે છે. વળી આ વીમાનું કામ ધંધાદારી વીમા કંપનીઓ દ્વારા કરવાની પ્રથાને ઉત્તેજન નથી આપવામાં આવતું. એ જવાબદારી સરકારે જ નવું ખાતું ખોલીને ઉપાડી લેવી જોઈએ એ માન્યતા જોર પકડતી જાય છે. એની પાછળ વિચાર એ છે કે આખા સમાજના ઉપભોગ અર્થે સંપત્તિ પેદા થાય છે માટે તે સંપત્તિના ઉત્પાદકો ઉપર જે જોખમો આવે છે તે જોખમોનો બોજો આખા સમાજ ઉપર પડવો જોઈએ. આ હેતુ ધ્યાનમાં રાખી કારખાનામાં કામ કરતા દરેક કામદારને અકસ્માત, માંદગી,

ઘડપણ તેમ જ બેકારી સામે કાંઈ ને કાંઈ બાંયધરી હોવી જ જોઈએ એવા કાયદા સૌથી પહેલાં જર્મનીએ સને ૧૮૮૦ થી ૧૮૯૦ના દાયકાના ગાળામાં કર્યા. અને ત્યાર પછી ઇંગ્લંડ, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, ઇટાલી વગેરે દેશોમાં આવા કાયદા થયા. આ બધા જ કાયદામાં વીમાની પદ્ધતિનો આશ્રય નથી લેવામાં આવ્યો. કેટલાક કાયદા તો સરકાર તરફથી સીધી રાહત આપનારા પણ છે. પરંતુ એ બધામાં ઉદ્દેશ કારખાનાંના મજૂરને અનિશ્ચિતતા અને જોખમો સામે લાચાર બની જતો અટકાવવાનો અને તેને મદદ કરવાનો છે.

## બીવરીજ યોજના

૮. આપણે આ બધા કાયદાની વિગતોમાં ન ઊતરતાં હમણાં ઇંગ્લંડમાં સર વિલિયમ બીવરીજે ગ્રેટ બ્રિટનની આખી પ્રજા માટે સામાજિક સલામતીની જે યોજના ઘડી છે તેની બહુ આછી રૂપરેખા આપીશું જે ઉપરથી સામાજિક સલામતીમાં કઈ કઈ બાબતોનો સમાવેશ કરવામાં આવે છે તેનો ખ્યાલ આવશે.

૯. સર વિલિયમ બીવરીજે મુખ્ય ધોરણ એ રાખ્યું છે કે આખા રાષ્ટ્રમાં તમામ સ્ત્રીપુરુષને, તે કામે હોય કે ન હોય, તે માંદાં હોય કે સાજાં હોય, તે જુવાન હોય કે ઘરડાં, પણ ઓછામાં ઓછી અમુક આવક તો સૌને મળવી જ જોઈએ, નિરાધાર દશામાં કોઈ ન રહેવું જોઈએ, તેમ જ આખા કુટુંબને પૂરેપૂરી દાક્તરી મદદ મળવી જોઈએ. તેમાં દાંત તથા આંખને લગતી દાક્તરી મદદ આવી જાય છે અને હૉસ્પિટલની તથા નર્સિંગ હોમની સારવારનો તથા રોગમુક્ત થયા પછી શક્તિ આવતા સુધી આરોગ્ય ભવનમાં રહેવાનો સમાવેશ પણ થાય છે. આ ઉપરાંત શરીરને તાજગી અને આરામ આપવા માટેની સગવડો પણ દરેકને મળે એવી વ્યવસ્થા આ યોજનામાં રાખી છે.

૧૦. આ યોજના માટે આખી વસ્તીનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે :

૧. નોકરીના કરારથી કામ કરતા તમામ માણસો. એમાં પગારની કશી હદ રાખવામાં નથી આવી અને તમામ પગારદાર નોકરો તથા કારખાનાંના કામદારોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૨. નફાની ગણતરીએ કામ કરતા તમામ માણસો. આમાં પગારદાર મૅનેજરોથી અલગ એવા તમામ કારખાનાદારો તથા પોતાને હિસાબે નાના મોટા ધંધા કરનારાનો સમાવેશ થાય છે.

૩. કામ કરી શકે એવી ઉંમરની ગૃહિણીઓ એટલે કે જેઓ આવક મળે એવો કશો ધંધો ન કરતી હોય અને જે પેન્શન લાયક કરતાં ઓછી ઉંમરની હોય.

૪. કામ કરી શકે એવી ઉંમરના બીજા માણસો જેઓ મહેનતાણું કે નફો મળે તેવો કશો ધંધો ન કરતા હોય. આમાં કશો કામધંધો કર્યા વિના ભાડાં, વ્યાજ વગેરેથી બેઠી આવક ખાનારા તથા બીજા કોઈ કારણસર કામ કરવાને અશક્ત થઈ ગયેલા માણસોનો સમાવેશ થાય છે.

૫. કામ કરવા લાયક કરતાં ઓછી ઉંમરના માણસો. શાળા છોડી શકવાને માટે જે ઉંમર ઠરાવવામાં આવે તેની નીચેની ઉંમરનાં તમામ બાળકોનો સમાવેશ આમાં થાય છે.

૬. કામ કરવા લાયક ઉંમર કરતાં વધારે ઉંમરનાં નિવૃત્ત થયેલાં માણસો.

**૧૬.** આ વર્ગીકરણમાં વસ્તીનાં તમામ સ્ત્રી, પુરુષો તથા બાળકોનો સમાવેશ થઈ જાય છે. ગમે તેટલા શ્રીમંત માણસોને પણ આ યોજનામાંથી બાતલ રાખવામાં આવ્યા નથી. આ યોજના પ્રમાણે મળતા લાભો તમામ વર્ગનાં માણસો માટે, તેમના પગાર અથવા આવકથી નિરપેક્ષ રીતે સરખા રાખવામાં આવ્યા છે. દરેક પુખ્ત વયના માણસનો વીમો ઉતરાવવાનું ફરજિયાત છે. વીમાના હપતાની રકમ સ્ત્રી કરતાં પુરુષને માટે સહેજ વધારે રાખવામાં આવી છે. તે દર અઠવાડિયે જણ દીઠ સરેરાશ ૪ શિલિંગ ૩ પેન્સ આવે છે. જે પુખ્ત વયનાં સ્ત્રી પુરુષો બેકાર અથવા માંદાં અથવા ઘરડાં હોય છે તેમના વીમાના હપતાની રકમ તેમને મળતા લાભની રકમમાંથી કાપી લેવામાં આવે છે. તેના બદલમાં દેશની તમામ વસ્તીને નીચે પ્રમાણે લાભો મળે છે :

૧. मरणोत्तर क्रिया माटे : પુખ્ત વયના માણસને માટે ૨૦ પાઉન્ડ; ૧૦થી ૨૧ વર્ષની ઉંમરનાને માટે ૧૫ પાઉંડ; ૩થી ૧૦ વર્ષની ઉંમરનાને માટે ૧૦ પાઉંડ; ૩થી નીચેની ઉંમરનાને માટે ૬ પાઉંડ.

૨. अशक्त अथवा अपंग माणसोने : પુખ્ત વયના છડા માણસને ૨૪ શિ૦; વત્તા તેની સ્ત્રી તથા પુખ્ત વયના દરેક આશ્રિતને જણ દીઠ ૧૬ શિ૦. દંપતીને ૪૦ શિ૦. ધંધો કરતી પરિણીત સ્ત્રીને ૧૬ શિ૦. ૧૮થી ૨૧ વચ્ચેના છડા પુરુષ માટે ૨૦ શિ૦; ૧૬ અને ૧૮ વચ્ચેના છોકરા છોકરી માટે ૧૫ શિ૦; ઉપરની રકમો દર અઠવાડિયે આપવામાં આવે.

૩. उद्योगने अंगे थयेला अशक्त अथवा अपंग माणसोने पेन्शन : પહેલાં ૧૩ અઠવાડિયાં સુધી ઉપર કલમ ૨ પ્રમાણે અશક્ત માણસ તરીકે લાભ મળે અને ત્યાર પછી તેને આ કલમમાં લાવવામાં આવે અને તેની સામાન્ય કમાણીના ૩/૪ જેટલું પણ દર અઠવાડિયે ૬૦ શિ૦ થી વધારે નહિ એટલું પેન્શન આપવામાં આવે.

૪. बेकार माणसोने : કલમ ૨ પ્રમાણે.

૫. કોઈ પુખ્ત વયના માણસને કોઈ ખાસ ધંધાની તાલીમ લેવી હોય તો તે માટે : કલમ ૨ પ્રમાણે પણ વધારેમાં વધારે ૨૬ અઠવાડિયાં સુધી.

૬. સુવાવડ દરમ્યાન લવાજમ : દર અઠવાડિયે ૩૬ શિ૦, ૧૩ અઠવાડિયાં સુધી.

૭. સુવાવડની ગ્રાન્ટ : ચાર પાઉંડ.

૮. ૬૦ વર્ષ નીચેની વિધવાને : વિધવા થયા પછી ૧૩ અઠવાડિયાં સુધી દર અઠવાડિયે ૩૬ શિ૦. પછી એને કોઈ ધંધો શીખવા માટે તાલીમ લેવા કલમ ૫ પ્રમાણે લાભ મળે. ત્યાર બાદ કામ ન મળે તો બેકારીનો લાભ મળે. અશક્ત હોય તો અશક્તતાનો લાભ મળે અને પેન્શન લાયક થાય ત્યારે પેન્શનનો લાભ મળે.

૯. ૬૦ વર્ષની નીચેની ઉંમરની આશ્રિત બાળકોવાળી વિધવાને : દર અઠવાડિયે ૨૪ શિ૦. પણ તેની કમાણી ધ્યાનમાં લઈ આ રકમમાં ઘટાડો કરી શકાય. આ રકમ એના વિધવાપણાની મદદ ઉપરાંતની છે.

૧૦. બાળકો માટે : મા કે બાપ કમાતાં હોય તો પહેલા બાળક માટે કશું આપવાનું નથી રાખ્યું. પણ કમાતાં હોય તો પણ એક જ બાળકનો બોજો કુટુંબ ઉપર રાખ્યો છે એટલે પહેલા બાળક પછીના દરેક બાળક દીઠ દર અઠવાડિયે ૮ શિ૦.

૧૧. નિવૃત્તિ દરમ્યાન પેન્શનો (૨૦ વર્ષના કામ પછી) : ૬૫ વર્ષના પુરુષને અને ૬૦ વર્ષની સ્ત્રીને દરેક જો છડાં હોય તો અઠવાડિયે ૨૪ શિ૦ અને દંપતીને દર અઠવાડિયે ૪૦ શિ૦. દંપતીમાં જો સ્ત્રી કમાણી ન કરતી હોય અને પુરુષ ઉપર અવલંબિત હોય તો સ્ત્રીની ઉંમર જોવામાં આવતી નથી. નિવૃત્તિ માટે નક્કી થયેલી ઉંમરે કામ છોડી ન દેતાં જેઓ કામ ચાલુ રાખે તેમને જેટલાં વર્ષ વધુ કામ ચાલુ રાખ્યું હોય તેટલાં વર્ષ દીઠ દર અઠવાડિયે એક શિલિંગ વધારે આપવામાં આવે છે.

૧૨. નિવૃત્તિ દરમ્યાન પેન્શનો (પૂરું કામ ન કરેલું હોય તેવાને) : (ક) જેમણે પેન્શન માટે વીમો ઉતરાવ્યો હોય તેમને પહેલે વર્ષે છડાને અઠવાડિયે ૧૪ શિ૦ અને દંપતીને ૨૫ શિ૦ એ પ્રમાણે; પછી દર બે વર્ષે અનુક્રમે ૧ શિ૦ અને ૧॥ શિ૦ નો વધારો પૂરા દરે પહોંચે ત્યાં સુધી આપવાનો. (ખ) જેઓએ પેન્શનનો વીમો ન ઉતરાવ્યો હોય તેમને ૧૯૫૪ સુધી કાંઈ નહિ. પણ પછીથી ઉપર મુજબ.

૧૨. દરેકને દાક્તરી મદદ મળવા વિષે ઉપર કહેવાઈ ગયું છે. આ યોજના અમલમાં આવ્યા પછી સરકાર તરફની જુદા જુદા પ્રકારની રાહતની બધી યોજનાઓ બંધ થઈ જશે. તેમ જ જેમણે અકસ્માત, માંદગી, ઘડપણ

વગેરેના ખાનગી કંપનીઓમાં વીમા ઉતરાવ્યા હશે તે પણ બધા સરકાર લઈ લેશે. વર્કમેન્સ કૉમ્પેન્સેશન ઍકટમાં મજૂર ઉચ્ચક રકમ લઈને આપણા દેશમાં જેમ સમાધાન કરી નાખે છે તેમ ઇંગ્લંડમાં પણ કરી જ નાખે છે. કારણ માલિક સાથે અદાલતમાં લડવાની તેની હિંમત પણ નથી હોતી અને તેની શક્તિ પણ હોતી નથી. ખાનગી વીમાઓમાં પણ આપણે જોઈ ગયા તેમ વીમા કંપનીઓના એજન્ટોએ પોતાનું કામ વધારવા અગડંબગડં સમજાવીને વીમા ઉતરાવી લીધા હોય છે અને પછી મજૂરો વીમાના હપતા ભરી શકતા નથી એટલે નુકસાનમાં ઊતરે છે. આ બધાની ચર્ચા કરી સર વિલિયમ બીવરીજે સામાજિક સલામતીની આખી જવાબદારી સરકારે જ ઉપાડી લેવી જોઈએ એમ સૂચવ્યું છે અને કુલ ખર્ચનો અમુક હિસ્સો લોકો પાસેથી, અમુક હિસ્સો કારખાનાંવાળાઓ પાસેથી અને અમુક સરકારી તિજોરીમાંથી મેળવી લેવો એમ તેણે ભલામણ કરી છે.

૧૩. અત્યારે ઇંગ્લંડમાં સામાજિક સલામતીની યોજનાઓ પાછળ જે ખર્ચ થાય છે તે કરતાં બીવરીજની યોજનામાં કેટલો વધારો થાય છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | ચાલુ યોજનાઓ મુજબ ખર્ચ | ( કરોડ પાઉંડમાં ) | બીવરીજ મુજબ ખર્ચ |
|---|---|---|---|
| સરકારી તિજોરીમાંથી | ૨૬.૫ | | ૩૫.૧ |
| લોકો પાસેથી | | | |
| વીમાના રૂપમાં હપતાના | ૬.૯ | | ૧૯.૪ |
| માલિકો પાસેથી | ૮.૩ | | ૧૩.૭ |
| વ્યાજની ઊપજના | ૧.૫ | | ૧.૫ |
| | ૪૩.૨ | | ૬૯.૭ |

ચાલુ યોજના પ્રમાણે લોકોને વીમાના હપતાના દર અઠવાડિયે સરેરાશ ૧ શિ. ૧૦ પેન્સ ભરવા પડતા તેને બદલે બીવરીજમાં. ૪ શિ. ૩ પેન્સ ભરવાના આવે છે. પણ બીવરીજ કહે છે કે ચાલુ યોજનાઓ પ્રમાણેના ફરજિયાત હપતા સાથે એ લોકો મરજિયાત વીમા લેતા તેના હપતા ગણીએ તો લોકો સરેરાશ દર અઠવાડિયે ૩ શિ. ૧ પેન્સ તો ખર્ચતા જ. એ બધું ખર્ચવાનું તેમને કારણ નહિ રહે, કારણ, જે હેતુથી મરજિયાત વીમા લોકો લેતા તેમાંના ઘણાખરા બીવરીજની યોજનામાં સચવાય છે, એટલે લોકોને ખરો વધારો તો દર અઠવાડિયે ૧ શિ. ૨ પેન્સનો જ થાય છે. સરકાર તથા માલિકોને પણ જે

વધારો ભરવાનો આવે છે તે પણ તેમના અત્યારે થતા કુલ ખર્ચના પ્રમાણમાં બહુ જૂજ છે. એટલે થોડોક બોજો વધારે વેઠી લેવાથી આખી વસ્તીની સલામતી સચવાય છે અને કોઈને લાચાર અવસ્થામાં રહેવું પડતું નથી.

## યોજનાની મીમાંસા

૧૪. આ આખા ખર્ચનું તાત્ત્વિક પૃથક્કરણ કરીએ તો એમાં કોઈનું ખર્ચ કે બોજો બીજા ઉપાડે છે એવું કશું છે જ નહિ. સરકાર આ યોજનામાં જે ફાળો આપે છે તે છેવટે તો કર ભરનારાઓ ઉપર જ પડે છે અને કારખાનાદારો જે ફાળો આપે છે તે પણ ઉત્પાદનના ખર્ચ ઉપર ચઢાવવામાં આવતો હોઈ, છેવટે તો વસ્તુઓના વાપરનારને મોંઘી કિંમતના રૂપમાં આપવો પડે છે. એટલે લોકોને લાભના રૂપમાં જે મળે છે તે તેઓએ પોતે જ આપેલું હોય છે. એટલું કહી શકાય કે જે વ્યક્તિને મળે છે તે જ વ્યક્તિએ તે આપેલું ન પણ હોય. આખો સમૂહ મળીને જે સંપત્તિનું ઉત્પાદન કરે છે તે સંપત્તિની આમાં ફેર વહેંચણી થાય છે. આમાં નવી સંપત્તિ કશી ઉત્પન્ન થતી નથી. આખા સમાજની કુલ આવકમાં કશો ફેર પડતો નથી. પણ સમાજમાં ઉદ્ભવતાં અકસ્માત, માંદગી, બેકારી, ઘડપણ તથા કુટુંબમાંનાં એક કરતાં વધારે બાળકોનો બોજો આખા સમાજ ઉપર પડે છે. મોટા પાયા ઉપરની ઉત્પાદન પદ્ધતિનું સ્વરૂપ જ એવું છે કે જેમાં બહુ જનસમાજ કશા કાયમી સાધન વિનાનો બની જાય છે અને પોતાની રોજિંદી મજૂરીમાંથી રોજનું ગુજરાન ચલાવે છે. એની પાસે આવા વગર કમાણીના દિવસો માટે કશી બચત હોતી નથી. વળી અત્યારની સમાજરચના એવી છે કે કુટુંબીજનો કે પાડાપાડોશી તેમાં મદદ કરી શકતાં નથી. એટલે સરકારને મોટું ખાતું ખોલીને આવી વ્યવસ્થા કરવી પડે છે. અકસ્માતો, બેકારી તથા માંદગી અને ઘડપણમાં નિરાધારપણું, એક કરતાં વધારે બાળકને પોષવાની અશક્તિ એ બધું અત્યારની ઉત્પાદન પદ્ધતિ અને તેને અંગે થતી સંપત્તિની અસમાન વહેંચણીનું પરિણામ છે. એટલે એક વખત સંપત્તિની વહેંચણી અસમાન થવા દેવી, બેકારી ઊભી થવા દેવી, લોકો તદ્દન સાધનહીન બની જાય એવી સ્થિતિ ઊભી થવા દેવી અને એ સ્થિતિના ઉપાય તરીકે આવી રાષ્ટ્રવ્યાપી યોજના કરી મોટું સરકારી ખાતું ખોલવું એ અત્યારની આખી પરિસ્થિતિ અને આ યોજનાનો સાર છે.

૧૫. આ યોજનામાં આફતોને ઊભી થતી અટકાવવાના ઉપાયો લેવામાં આવતા નથી. ઉત્પાદનની નવી નવી શોધો અને યુક્તિઓ તથા કરકસરો કાયમ નવી નવી બેકારી ઉત્પન્ન કર્યાં કરે છે અને હોય તેને વધારે

છે. વળી ખાણોની અંદરનાં કામ તથા કેટલાક રાસાયણિક ઉદ્યોગો શરીરને વધારે પડતો ઘસારો આપવામાં તથા અનેક પ્રકારની બિમારીઓ ઉત્પન્ન કરવામાં કારણરૂપ હોય છે. અનિષ્ટના ઉપાયો શોધતા ફરવું એના કરતાં અનિષ્ટને હસ્તીમાં જ ન આવવા દેવું, તે ઊભું થાય તે પહેલાં એને રોકવું એ ઉત્તમ નીતિ છે. ઉત્પાદનની પદ્ધતિમાં ફેરફાર કર્યા વિના આ થઈ શકે તેમ નથી.

**૧૬.** વળી ગમે તેટલી યોજનાઓ કરવામાં આવે અને કાયદા પસાર કરવામાં આવે, પણ તે લોકોને રાહતરૂપ અને સુખરૂપ ત્યારે જ થઈ શકે છે જ્યારે તેનો વહીવટ અતિશય સહાનુભૂતિથી અને ઉચ્ચ ભાવનાથી તથા પરમાર્થ બુદ્ધિથી થાય. જેમ વહીવટ મોટો અને અટપટો તેમ તેમાં સહાનુભૂતિનું, જવાબદારીનું અને અંગત લાગણીનું તત્ત્વ ઓછું રહે છે. મોટી યંત્રરચનાની માફક મોટાં ખાતાંમાં અમુક કાર્યની માણસ ઉપર શી અસર થશે એ જોવામાં નથી આવતું, પણ ધારાધોરણ અને નિયમો સચવાય છે કે નહિ અને 'લાલ પટ્ટી' બરાબર બંધાય છે કે નહિ એ જ જોવામાં આવે છે.

## આપણા દેશ માટે શું?

**૧૭.** વળી આવી યોજના તો ઇંગ્લંડ જેવો બહુ ઓછી વસ્તીવાળો અને બહુ શ્રીમંત દેશ જ કરી શકે. એણે તો બીજા દેશોનું શોષણ કરીને ધન ઉસરડયું છે અને હજી પોતાના લાભો કાયમ રાખવાની પેરવીઓ તે કર્યાં કરે છે. આવી રીતે મેળવેલા ધનમાંથી એ કદાચ પોતાની સમસ્ત વસ્તીની સલામતી સ્થાપી શકે, પણ બીજા અનેક દેશના લોકોને કંગાળ બનાવીને અને બિન-સલામત દશામાં લાવી મૂકીને જ એ તેમ કરી શકે છે. આપણા જેવા દેશમાં જ્યાં કરોડો બેકાર અને ભૂખ્યાં છે, તેમની અને જેમને ખાવાનું મળે છે તેમની પણ, દશા તો બિન-સલામત જ છે; ત્યાં આવી કશી યોજનાનો વિચાર પણ થઈ શકે એમ નથી. આપણે તો આ શોષણમાંથી છૂટવા માટે તેમ જ સૌને કામ મળી રહે તે માટે આપણી જૂની ગ્રામઉદ્યોગની પ્રથામાં સુધારાવધારા કરી એ અર્થરચના જ અખત્યાર કરવી પડશે.

**૧૮.** છતાં આપણે પણ કેટલાક ઉદ્યોગો તો યંત્રો મારફત કેન્દ્રસ્થ અંકુશ અને વ્યવસ્થાવાળા મોટા પાયા ઉપર ચલાવવા જ પડશે. ત્યાં વિરાટ ઉત્પાદન સાથે સંકળાયેલાં પેલાં અનિષ્ટો પણ આવી પડવાનાં અને એ અનિષ્ટો ટાળવા આ જાતની યોજના પણ કરવી જ પડવાની. પણ આપણે ત્યાં મોટા ઉદ્યોગો અપવાદરૂપ જ રહેવાના. મોટે ભાગે તો આપણે ગ્રામઉદ્યોગની ઢબના ઉત્પાદન અને લગભગ સ્વપર્યાપ્ત એવા ગ્રામસમાજોવાળી અર્થરચના ઉપર જ

જવું જોઈશે. તેમાં સામાજિક સલામતી બહુ અંશે તો આપોઆપ જ સચવાય છે. એમાં આપણે બેકારી તો દૂર કરી જ શકીએ છીએ. છતાં ત્યાં પણ અકસ્માત બનવાના, માંદગી આવવાની અને ઘડપણ પણ આવવાનું અને આવા સંકટને પહોંચી વળવાને કેટલાક પાસે સાધન ન હોય તેવું પણ બનવાનું. આવા માણસોની ચોક્કસ વ્યવસ્થા તેના કુટુંબીજનો તરફથી, તેના ધંધાના મહાજન તરફથી અથવા ગામાત ફંડમાંથી બરાબર રીતે થાય તેટલા પૂરતી કાયદાની અને વીમાની વ્યવસ્થા રાખવી પડે. પણ તે નાના પાયા ઉપરના ઉત્પાદન જેવી નાના પાયા ઉપરની જ હશે.

# પ્રકરણ ૯ મું

## સહકાર

૧. આધુનિક ઢબની સહકાર યોજના, એ આજના મૂડીશાહી અને નાણાંશાહી સમાજમાં ગરીબ મજૂરોની અને ખેડૂતોની, પોતાનું શોષણ થતું અટકાવવા માટેની એક રીત છે. યુરોપમાં ૧૯મી સદીમાં સહકારના આ તત્ત્વ વિષે એટલી મોટી આશાઓ બંધાઈ હતી કે મજૂરો જો બરાબર સંગઠિત થાય તો પોતે જે ઉદ્યોગધંધામાં કામ કરતા હોય તેમાંથી યોજકો અને વ્યવસ્થાપકોને કાઢી નાખી બધી યોજના અને વહીવટ પોતાના હાથમાં લઈ શકે. જેમ પ્રજાસત્તાક તંત્રમાં પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓ આખું તંત્ર કેમ ચલાવવું તેની નીતિ નક્કી કરે છે અને એ તંત્રની બધી જવાબદારીઓ અને જોખમો પણ લે છે તે જ પ્રમાણે મજૂરો સંગઠિત થઈને પોતાના પ્રતિનિધિઓ મારફત ઉદ્યોગધંધા ચલાવી શકે. પછી યોજકો અને વ્યવસ્થાપકો અત્યારે માલિક જેવા રહે છે તેવા ન રહેતાં મજૂરોના પ્રતિનિધિઓ પૈકીના જ હોય અથવા તેમના પગારદાર નોકરો હોય. જેમ રાજદ્વારી બાબતોમાં પ્રજાસત્તા ચાલે છે તેમ ઉદ્યોગધંધાની બાબતમાં પ્રજાસત્તા ચાલે. પણ આ આશાઓ કલ્પનામાં જ રહી છે. કોઈ કોઈ જગ્યાએ આવા પ્રયોગો થયા છે, પણ તે નિષ્ફળ નીવડ્યા છે. કારણ આવી જાતની પ્રવૃત્તિઓ માટે જે જવાબદારીનું ઊંચા પ્રકારનું ભાન, ખબરદારી, અક્કલ હોશિયારી અને સમૂહના કામને પોતાનું ગણવા જેટલી ઉદાર ભાવના અને ટેવ કોઈ પણ તંત્રના પગારદાર નોકરો દાખવી શકે એટલો માનવવિકાસ હજી થયો નથી. સામુદાયિક વહીવટમાં જે નિઃસ્પૃહતા, હૃદયની વિશાળતા અને આવડત આવશ્યક છે તે ગમે તેવાં બંધારણો ઘડ્યે કે કાયદા કર્યે આવતી નથી. અત્યાર સુધીમાં સહકાર પ્રવૃત્તિએ સહકારી ભંડારોરૂપી દુકાનદારી, નાણાંની ધીરધાર અને નાના ઉત્પાદકોના માલની સંયુક્ત વેચાણખરીદ, એટલામાં જ પ્રગતિ કરી છે.

### સહકારી ભંડાર

૨. દુકાનદારી અથવા વેપારમાં સહકારી ધોરણ દાખલ કરવું બહુ સહેલું છે. કામદારો કે બીજા થોડા માણસો એકઠા મળી એક સહકારી મંડળી સ્થાપે, થોડુંક ફંડ ભેગું કરે, પોતાની જરૂરિયાતની વસ્તુઓ જથાબંધ ખરીદ કરે અને અંદર અંદર વહેંચી લે એ આનું સાદામાં સાદું સ્વરૂપ છે. જેટલા આ જાતના સહકારમાં ભળે તેમને માલ સસ્તો મળે છે અને એ રીતે થોડી

બચત થાય છે. પણ જ્યારે જથાબંધ ખરીદવામાં આવે તે જ વખતે સૌને કાંઈ એ વસ્તુની જરૂર ન હોય, વળી કોઈને એક જાતની વસ્તુ જોઈતી હોય, ત્યારે કોઈને બીજી જાતની એમ વિવિધતા માટેની માગણી પણ હોય, તેથી આવી મંડળીએ પોતાની દુકાન રાખવી પડે છે. અને દુકાન રાખી એટલે ઘરાકોની વિવિધ પ્રકારની માગણીઓને સંતોષવા જુદી જુદી જાતનો માલ રાખવો પડે અને તેમાંથી કેટલોક માલ કન્ડમનો પણ રહેવા પામે. અને તે નફો ચઢાવ્યા વિના અને કેટલીક વાર પડતર કરતાં પણ ઓછા ભાવે વેચી નાખવો પડે. તેથી સહકારી દુકાનમાં બીજી છૂટક દુકાનો કરતાં માલ સસ્તો નથી વેચવામાં આવતો પણ છૂટક દુકાનને ભાવે જ વેચવામાં આવે છે. પછી ત્રણ મહિને કે છ મહિને કે બાર મહિને કન્ડમ પડેલા માલની ખોટ વગેરે ગણી લઈ આખી દુકાનનું સરવૈયું કાઢવામાં આવે છે અને જે ચોખ્ખો નફો નીકળે તે મંડળીના સઘળા સભ્યોમાં તેમણે કરેલી ખરીદીના પ્રમાણમાં વહેંચી નાખવામાં આવે છે. તમામ સભ્યોની ખરીદીનો હિસાબ રાખવાનું કામ અઘરું થઈ પડે એવું છે તે માટે દરેક સભ્યનું કાર્ડ રાખવામાં આવે છે અને તે જે જે ખરીદ કરે તે તેમાં નોંધવામાં આવે છે, અને તેના કુલ સરવાળા ઉપરથી નફાનો હિસ્સો ગણવામાં આવે છે. સહકારી દુકાનમાં માલ સસ્તો વેચવાને બદલે બજારના છૂટક ભાવે વેચી પછીથી નફો આપવામાં બે લાભ રહેલા છે: એક તો સહકારી દુકાનને અકસ્માત ખોટ આવે તો દુકાન ભાંગી ન પડે, અને બીજું મંડળીના સભ્યોને દર ખરીદી વખતે થોડી થોડી બચત થાય તે કાંઈ જણાય નહિ, પણ ત્રણ મહિને કે છ મહિને નફાનો હિસ્સો મળે તે રકમ પ્રમાણમાં મોટી હોઈ એવો સંભવ છે કે તે રાખી મૂકીને બચાવે. આવી જાતની બચતને ઉત્તેજન આપવા માટે સહકારી દુકાન અથવા ભંડારની સાથે મંડળીના સભ્યોની નાની નાની થાપણો રાખવાનું કામ પણ શરૂ કરવામાં આવે છે. સહકારી દુકાનમાં સેવિંગ્સ બૅન્ક પણ ખોલવામાં આવે છે.

૩. સહકારી દુકાનનો બીજો મોટો લાભ એ છે કે તેમાં તમામ વેચાણ રોકડથી કરવામાં આવે છે. ખાનગી દુકાનદારને ત્યાંથી માલ ઉધાર મળતો હોય ત્યારે માણસ પોતાના ખર્ચ ઉપર બરાબર અંકુશ નથી રાખી શકતો અને ઘણી વાર નકામું વધારે પડતું ખર્ચ પણ કરી નાખે છે. પણ સહકારી દુકાનમાં રોકડેથી માલ લેવાનો હોય એટલે આપોઆપ કેટલીક કરકસર થાય છે અને ઘણો બગાડ થતો અટકે છે.

૪. કેટલાક સહકારી દુકાનોવાળા થોડી વધારે કિંમતે માલ વેચીને વધારે મોટા નફા વહેંચે છે. મંડળીના સભ્યો આ વસ્તુ જાણતા હોવા છતાં પસંદ કરે છે. કારણ છૂટક છૂટક ખરીદ કરતી વખતે તેમને જે વધારે આપવું પડયું

હોય છે તે નફાના રૂપમાં એકસામટું મળે છે. બચત કરવાની આ પણ એક અનુકૂળ રીત થઈ પડે છે. છૂટક છૂટક નાની નાની રકમો આપવી પડે તે ખાસ બોજારૂપ નથી લાગતું. પણ એક સામટી મોટી રકમ મળે તે બહુ ઉપયોગી થઈ પડે છે.

૫. ઇંગ્લંડમાં આવા સહકારી ભંડારોની પ્રવૃત્તિ મોટા પ્રમાણમાં ચાલે છે. કેટલાક સહકારી ભંડારો તો એવડા મોટા છે કે તેઓએ પોતાના ભંડારમાં વેચવાની વસ્તુઓ બનાવવાનાં નાનાં નાનાં કારખાનાં પણ ખોલ્યાં છે. જો કે આ કારખાનાં તો તેઓ ખાનગી કારખાનાદારની જેમ ચાલુ પદ્ધતિએ જ ચલાવે છે. કારખાનાંના નફાનો લાભ મંડળીના સભ્યોને મળે છે એટલું જ. પણ એ તો શૅરહોલ્ડરોને જૉઇન્ટ સ્ટૉક કંપનીના નફામાંથી ભાગ મળે તેના જેવું જ થયું. જ્યાં ખાનગી દુકાનદારો અકુશળ હોય અને ગરીબ લોકોની પાસેથી વધારે પડતો નફો લેવાતો હોય ત્યાં સહકારી ભંડારોની ખાસ આવશ્યકતા ગણાય. કહે છે કે અમેરિકામાં આવા સહકારી ભંડારો સફળ નથી થતા કારણ ત્યાંના દુકાનદારો પોતાના ઘરાકોને સારો સંતોષ આપી શકે છે. આપણા દેશમાં શહેરોના મજૂર લત્તાઓમાં તથા ગામડાંમાં પછાત પ્રદેશોમાં આવા સહકારી ભંડારોની બહુ આવશ્યકતા છે. કારણ ત્યાં હાટો માંડી બેઠેલા નાના વેપારીઓ માલ મોંઘો વેચે છે એટલું જ નહિ પણ હલકી જાતનો જ વેચે છે.

### ધીરધાર કરનારી સહકારી મંડળીઓ

૬. નાણાંની ધીરધાર કરનારી સહકારી મંડળીઓની બાબતમાં જર્મનીએ નેતૃત્વ લીધું છે એમ કહી શકાય. ખેડૂતોની તેમ જ બિન-ખેડૂતોની એવી બે જાતની નાણાં ધીરનારી સહકારી મંડળીઓનો ઊગમ ત્યાં થયો છે. શુલ્ઝ નામના માણસે નાના દુકાનદારો અને કારીગરોને વધારે સારી શરતોએ નાની નાની લોનો મળી શકે તે માટે તેમની એક સહકારી મંડળી કાઢી. પોતાની અંદર અંદર ફંડ એકઠું કરીને એક ભંડોળ તેણે ઊભું કર્યું અને એ ભંડોળના જોર ઉપર તેણે બહારના માણસો પાસેથી બેથી ત્રણ ગણી રકમ વ્યાજે લીધી. બહારના માણસો પાસેથી લીધેલી રકમ માટે મંડળીના બધા સભ્યો સામુદાયિક રીતે સઘળા તેમ જ મંડળીનો એકેએક સભ્ય વ્યક્તિગત રીતે પણ, એટલે કે એકામતે એકાજૂથે જવાબદાર ગણાય એવું નક્કી કર્યું. આવી એકામતે એકાજૂથે જવાબદારીને મંડળીની સફળતા માટે શુલ્ઝ આવશ્યક શરત ગણે છે. કારણ મંડળીએ ઉછીની લીધેલી પૂરી રકમ માટે આખી મંડળી તેમ જ મંડળીનો એકેએક સભ્ય વ્યક્તિગત રીતે જવાબદાર હોઈ દરેક માણસ મંડળીના વહીવટ ઉપર બરાબર દેખરેખ રાખે છે. આવી રીતે પોતાની

તથા બહારથી ઉછીની લીધેલી રકમનું જે ભંડોળ થાય તેમાંથી મંડળીના જે સભ્યને જરૂર હોય તેને નાની નાની રકમો ટૂંકી મુદતને માટે વ્યાજે આપવામાં આવે છે. અલબત્ત બહારથી ઉછીની લીધેલી રકમ જે વ્યાજે લીધી હોય તે કરતાં જેને રકમ ધીરવામાં આવે તેની પાસેથી વ્યાજનો દર કાંઈક વધારે લેવામાં આવે છે. પણ એ માણસ બીજેથી નાણાં વ્યાજે લાવે તે કરતાં તો મંડળીનો વ્યાજનો દર સ્વાભાવિક રીતે ઓછો જ હોય છે. અને મંડળીનો હેતુ એ જ હોય છે કે ઓછા વ્યાજે તેના સભ્યોને નાણાં મળે. આ પદ્ધતિમાં મંડળીના તમામ સભ્યોની સંયુક્ત આંટનો ઉપયોગ થાય છે. જર્મનીમાં નાના પાયા ઉપર ઉત્પાદન કરનારા વર્ગમાં આ જાતની સહકારી મંડળીઓ બહુ જ પ્રિય થઈ પડી છે અને હજારોની સંખ્યામાં નીકળી છે. કેટલીક આવી મંડળીઓ તો ઘણી મોટી છે, તેના સભ્યો પણ મોટા વેપારીઓ અને ઉત્પાદકો હોય છે અને મોટી બૅન્કો તરીકે તેઓ કામ કરે છે.

## ખેડૂતોની સહકારી મંડળીઓ

૭. જર્મનીમાં સહકાર પ્રવૃત્તિમાં બીજો મોટો આગેવાન રૅફેસેન થઈ ગયો. તેણે ખેડૂતોની સહકારી મંડળીઓ કાઢવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એની આખી યોજના તો શુલ્ઝની સહકારી મંડળીઓ જેવી છે. પણ ભંડોળ એકઠું કરવામાં એણે થોડીક સરકારી મદદ લીધી છે. વળી શુલ્ઝની મંડળીઓ કારીગરોની અને વેપારીઓની હોઈ તેમાં ટૂંકી મુદતની લોનથી ચાલે છે જ્યારે આ મંડળીઓ ખેડૂતોની હોઈ તેમાં ઓછામાં ઓછી એક વરસની મુદતની લોન તો આપવી જ પડે છે. જર્મનીમાં આવી હજારો મંડળીઓ છે અને અડધા ઉપર ખેડૂતો આવી કોઈ ને કોઈ મંડળીના સભ્ય બનેલા છે.

આ ઉપરાંત જર્મનીમાં કાચો માલ તથા ઓજારો ખરીદવાની, તૈયાર થયેલો માલ વેચવાની તથા એક આસામી ન ખરીદી શકે એવાં યંત્રો એકઠા મળીને ખરીદવાની અને તેનો ઉપયોગ કરવાની સહકારી મંડળીઓ પણ સારા પ્રમાણમાં હસ્તીમાં આવી છે.

## ડેનમાર્કની સહકાર પ્રવૃત્તિ

૮. પણ સહકાર પ્રવૃત્તિમાં સૌથી આગળ વધેલો દેશ તો ડેનમાર્ક અને તેનાથી બીજે નંબરે આવે એવા દેશો નૉર્વે અને સ્વીડન છે. ડેનમાર્કના ખેડૂતો તથા ગોપાલકોએ સહકાર પદ્ધતિથી મોટા પ્રમાણમાં દૂધ એકઠું કરી તેનું માખણ તથા બીજી વસ્તુઓ બનાવી તે પરદેશ ચઢાવવામાં બહુ મોટી સફળતા મેળવી છે. આ ઉપરાંત સહકાર પદ્ધતિથી તેઓ ઈંડાંની નિકાસનો પણ મોટો વેપાર ચલાવે છે. ડેનમાર્કમાં સહકાર પ્રવૃત્તિ બહુ સફળ થઈ છે તેનાં મુખ્ય કારણ એ છે કે :

(૧) ત્યાંના ગ્રામવાસીઓ ખેતીની સાથે ગોપાલનનો ધંધો કરે છે. દરેક નાનો ખેડૂત પોતાની જમીનનો સ્વતંત્ર માલિક છે.

(૨) તમામ ખેડૂતો ભણેલા છે.

(૩) મોટી ઉંમરના ખેડૂતોને, પોતાનું કુટુંબજીવન તથા ગ્રામજીવન સંસ્કારી અને શાસ્ત્રીય રીતે કેવી રીતે ગાળવું તે શીખવવા માટે ત્યાં લોકશાળાઓ બહુ સુંદર અને સફળ રીતે ચલાવવામાં આવે છે. આ લોકશાળાઓમાં ગ્રામજીવન તથા રાષ્ટ્રજીવનની સામુદાયિક જવાબદારીઓના ખ્યાલ મોટી ઉંમરના ખેડૂતોને બહુ જ સારી રીતે આપવામાં આવે છે.

(૪) ત્યાંની સહકારી મંડળીઓ વેપારી મંડળીઓ છે. ખેડૂતોનો તમામ પાક તેઓ લઈ લે છે અને તેને સારી રીતે બજારલાયક બનાવી તેના થકો વેચી આપે છે. વળી ખેડૂતના ઘરના વપરાશની તથા ખેતીને લગતી તમામ વસ્તુઓ જથાબંધ ખરીદીને સહકારી વસ્તુભંડારો મારફત તેમને પૂરી પાડે છે. આ સહકારી મંડળીઓ સ્થાનિક બેન્કો પાસેથી લોનો લે છે અને તે લોનો માટે મંડળીના સઘળા સભ્યો એકામતે એકાજૂથે જવાબદાર ગણાય છે. બેન્કોમાં સભ્યોની થાપણો પણ ઠીક ઠીક રકમની હોય છે એટલે એક રીતે જોઈએ તો સભ્યોનાં પોતાનાં જ નાણાં તેમને ધીરવામાં આવે છે અને તેથી દરેક સભ્યને નાણાં પાછાં વાળવાની બહુ કાળજી રહે છે.

## આપણા દેશમાં સહકાર પ્રવૃત્તિ

૧. હવે આપણા દેશમાં સહકાર પ્રવૃત્તિએ કેટલી પ્રગતિ કરી છે તે જોઈશું. યુરોપના દેશોમાં સહકાર પ્રવૃત્તિ સને ૧૮૫૦ પછી શરૂ થઈ ત્યારે એ ઢબની સહકાર પ્રવૃત્તિ આપણા દેશમાં સને ૧૯૦૦ પછી દેખા દે છે. સહકારી મંડળીઓને લગતો પહેલો કાયદો આપણા દેશમાં ૧૯૦૪માં પસાર થયો. એ કાયદાનો હેતુ "ખેડૂતો, કારીગરો તથા બીજા ટૂંકી આવકવાળા લોકોમાં કરકસર, સ્વાવલંબન તથા સહકારની વૃત્તિને ઉત્તેજન આપવાનો" હતો. સહકાર પ્રવૃત્તિને ચલાવવા માટે પ્રાંતિક સરકારોને 'રજિસ્ટ્રારો' નીમવાની ભલામણ કરવામાં આવી અને તેમની મારફત જર્મનીની શુલ્ઝ અને રૈફેસેન મંડળીઓના ધોરણ ઉપર આપણા દેશમાં સહકારી મંડળીઓ સ્થપાવા લાગી. ખેડૂતો ઉપરના દેવાનો તથા જુલમી વ્યાજનો બોજો હળવો કરવા તેમને સસ્તા દરે નાણાં ધીરવાં એ આ સહકારી મંડળીઓનો ઉદ્દેશ હતો. પણ ખેડૂતોના દેવાનું મોટું કારણ તો એમની ખેતીની અને એમના ગ્રામઉદ્યોગની પાયમાલી એ હતું એટલે જ્યાં સુધી ખેતીમાં સુધારો ન થાય અને ખેડૂતોની આવક ન વધે ત્યાં સુધી સસ્તાં નાણાંથી તેમનો પ્રશ્ન ઊકલે એમ ન હતું. એટલે ઘણી મંડળીઓ નિષ્ફળ નીવડી. સને ૧૯૧૨માં કાયદામાં થોડોક સુધારો કરીને આ

મંડળીઓને કાયદાથી માન્ય કરાવવાનું ઠરાવવામાં આવ્યું અને રજિસ્ટ્રારોને સહકારની ચળવળ વધારે જોરથી ચલાવવાનું કહેવામાં આવ્યું. તેમના ઘોંચપરોણાથી મંડળીઓની સંખ્યા વધી પણ ઘર ઘાલીને બેઠેલા મૂળ રોગનો કશો ઇલાજ થયો નહિ એટલે સહકાર પ્રવૃત્તિએ કાંઈ જોર પકડયું નહિ. ૧૯૧૯ના સુધારા પછી સહકારનું કામ પ્રાંતિક સરકારને સોંપવામાં આવ્યું એટલે મુંબઈએ સને ૧૯૨૫માં, મદ્રાસે સને ૧૯૩૨માં તથા બિહાર અને ઓરિસ્સાએ સને ૧૯૩૫માં સહકારી મંડળીઓને લગતા કાયદા પસાર કર્યા.

સહકાર પ્રવૃત્તિ બ્રિટિશ હિંદ કરતાં દેશી રાજ્યોમાં વધારે પ્રસરેલી જણાય છે. નીચેના આંકડા એ વાત બોલે છે:

**બ્રિટિશ હિંદમાંની સહકારી મંડળીઓ**

(૧૯૩૯-૪૦)

| મંડળીઓની સંખ્યા | સભ્યસંખ્યા | કામ કરવા માટેની મૂડી (વર્કિંગ કેપિટલ) |
|---|---|---|
| ૧૦૩,૮૦૯ | ૩૬,૪૫,૬૨૬ | ૩૦.૫ કરોડ |

**દેશી રાજ્યો સાથે આખા દેશની સહકારી મંડળીઓ**

(૧૯૩૯-૪૦)

| મંડળીઓની સંખ્યા | સભ્યસંખ્યા | કામ કરવા માટેની મૂડી (વર્કિંગ કેપિટલ) |
|---|---|---|
| ૧૩૭,૦૦૦ | ૬૦,૮૦,૦૦૦ | ૧૦૭ કરોડ |

આ આંકડા બતાવે છે કે મંડળીઓની સંખ્યા દેશી રાજ્યોમાં જો કે ૩૩ હજારની છે અને ત્યાંની સભ્ય સંખ્યા ૨૪ લાખની છે છતાં વર્કિંગ કેપિટલ ૭૭ કરોડની! એટલે બ્રિટિશ હિંદ કરતાં ઘણી વધારે છે.

આમ મંડળીઓની સંખ્યા વધી પણ તેનો હેતુ ન સર્યો. ખેડૂતોને સસ્તાં નાણાં આપી દેવાદારીના અને ભારે વ્યાજના બોજામાંથી મુકત કરવાના આશયથી સ્થપાયેલી મંડળીઓનું સને ૧૯૩૯-૪૦ની સાલ સુધીનું ખેડૂતોને કરેલું કુલ ધીરાણ બ્રિટિશ હિંદમાં ૨૧ કરોડ ૧૬ લાખ રૂપિયાનું છે. સને ૧૯૩૯ની સાલમાં ખેડૂતોના કુલ દેવાનો અડસટો ૧૨૦૦ કરોડ ગણવામાં આવ્યો છે. એ હિસાબે આટલું ધીરાણ તે ખેડૂતોના કુલ દેવાના પોણાબે ટકા જેટલું થાય છે. આ સહકારી મંડળીઓની હાલત કેટલી ખરાબ છે એ એટલા ઉપરથી જણાય છે કે, કુલ ૨૧ કરોડના ધીરાણમાંથી ૯ કરોડ રૂપિયાની રકમ એવી હતી જેની મુદત પૂરી થયાં છતાં તે પાછી ફરી નથી, તેમ યોગ્ય સત્તાવાળા પાસેથી તેની મુદતમાં વધારો કરવાની મંજૂરી પણ આપવામાં આવી નથી.

૧૦. રીઝર્વ બેન્કની સ્થાપના થયા પછી ખેડૂતોને માટે નાણાંની ધીરના પ્રશ્ન સંબંધે યોજના કરવાનું કામ તેને સોંપવામાં આવ્યું છે. આરંભથી તે સને ૧૯૩૦ના જૂન આખર સુધીની આ પ્રવૃત્તિની તપાસ કરી તેના તરફથી એક રિપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે. એ રિપોર્ટમાં જણાવ્યું છે કે

ગામડાંના લોકોને ટટાર કરવામાં સહકાર પ્રવૃત્તિએ અત્યાર સુધીમાં આપેલો ફાળો બહુ નિરાશાજનક છે. પરંતુ ભૂતકાળમાં મળેલી નિષ્ફળતા છતાં, કેવળ સસ્તાં નાણાંની જોગવાઈ કરીને નહિ પણ આ પ્રવૃત્તિને ગ્રામ પુનર્ઘટનાનું એક મોટું સાધન બનાવીને ખિલવવાની જરૂર છે. ખેડૂતોમાં સહકાર પ્રવૃત્તિ આગળ ન વધી શકી એનાં બે કારણો છે: એક તો ખેડૂતોની આવકનું બહુ જ અનિશ્ચિતપણું અને બીજું સને ૧૯૨૯ પછીના દાયકામાં મંદીનું જે મોજું આવ્યું તેને લીધે ખેતીની ઉત્પન્નના ભાવો સાવ પડી ગયા તે. આ ઉપરાંત ત્રીજું કારણ એ પણ ગણી શકાય કે સ્વાવલંબન અને સહાયવૃત્તિ, જે સાચા સહકારના પ્રાણરૂપ વૃત્તિઓ છે તે વૃત્તિઓ ખીલવવા તરફ સહકાર પ્રવૃત્તિએ લક્ષ જ આપ્યું નથી, અથવા તો લોકોમાં રહેલી તે વૃત્તિઓને અપીલ જ કરી નથી. સહકાર એ કાંઈ કેવળ સસ્તાં નાણાં પૂરાં પાડવાની પ્રવૃત્તિ નથી. પણ લોકોમાં કેવી રીતે ભળવું, કેવી રીતે તેમનું સંગઠન કરવું અને કેવી રીતે તેઓ એકબીજા સાથે મળીને સામુદાયિક જવાબદારીઓ ઉપાડે તે જાતનું તેમનામાં કામ કરવું એ છે. પરંતુ સહકાર પ્રવૃત્તિના આગેવાનોનું —સરકારી અમલદારોનું તેમ જ બિન–સરકારી કાર્યકર્તાઓનું આ વસ્તુ તરફ લક્ષ જ બહુ ઓછું ગયું છે. ચાલુ સહકાર પ્રવૃત્તિની આ નબળાઈ તરફ રીઝર્વ બૅન્કના રિપૅાર્ટમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તેમણે એવી પણ ભલામણ કરી છે કે અત્યારની સહકારી મંડળીઓ મુખ્યત્વે નાણાં ધીરવાનું કામ કરે છે તેને બદલે સહકારી મંડળીએ અનેક હેતુઓ લક્ષમાં રાખીને કામ કરવું જોઈએ. મંડળી માત્ર નાણાં જ ધીરવાનું કામ ન કરે, પણ તેની સાથે ગ્રામવાસીઓના જીવનની સુધારણામાં મદદ કરે, ખેડૂતોને ચોખ્ખાં અને સારી જાતનાં બી પૂરાં પાડે, તેમનાં સાધનોમાં શા શા સુધારા કરવા જેવા છે તેનું સંશોધન કરી વધારે કામ આપે એવાં સાધનો પૂરાં પાડે, લવાદીની પ્રથા તેમનામાં દાખલ કરીને તેમને કોરટબાજીમાંથી બચાવી લે, દરેક ખેડૂતનાં ખેતરો વીખરાયેલાં હોય છે તેને બદલે દરેક ખેડૂતની જમીન એક જથે કરવાની યોજના કરે, તેમને સ્વચ્છતા અને આરોગ્યસંરક્ષણનું પ્રાયોગિક અને વ્યવહારુ શિક્ષણ આપે, સ્ત્રીઓને સુવાવડ વખતે દાઈની તથા સૌને માટે બીમારીની મોસમમાં દાક્તરી મદદની યોજના કરે. ટૂંકમાં ગ્રામજીવનને ઊંચું લાવવામાં, સ્વચ્છ અને સમૃદ્ધ બનાવવામાં જે જે પ્રવૃત્તિઓની આવશ્યકતા છે તે પ્રવૃત્તિઓનું દરેક સહકારી મંડળીએ કેન્દ્ર બનવું જોઈએ.

૧૧. પણ આમાંનું કશું બની શકતું નથી અને ચાલુ રાજ્યતંત્રમાં બની શકે એવું નથી. કારણ સરકાર પોતાના અમલદારો મારફત સહકારની આખી પ્રવૃત્તિ ઉપર અંકુશ રાખવા ઇચ્છે છે, પણ એ અમલદારો સામાન્ય જન-

સમાજથી અળગા પડી ગયેલા હોઈ તેઓ લોકોની લાગણીઓ અને લોકોની જરૂરિયાતો સમજી શકતા નથી. વળી સહકાર પ્રવૃત્તિને સફળ કરવા માટે દિલમાં જે લોકસેવાની ભાવના જોઈએ તેની આપેક્ષા અત્યારની સરકારના અમલદારો પાસે રાખવી એ પણ વ્યર્થ છે. અને જ્યાં સુધી આ પ્રવૃત્તિ સરકારી અંકુશ હેઠળ છે ત્યાં સુધી આ પ્રવૃત્તિ માટે, લોકો પ્રત્યે પ્રેમથી ઊભરાતા અને તેમની સેવા કરવાની તમન્નાવાળા ઉત્સાહી યુવકો પણ મળવાના નથી. લોકો પણ આ પ્રવૃત્તિ પ્રત્યે વિશ્વાસની નજરે જોતા નથી. આપણા લોકોમાં સહકારની ઉચ્ચ પરંપરા અને ટેવો તો પુષ્કળ છે. લગ્ન વખતે સગાં-વહાલાં તથા મિત્રમંડળ તરફથી ચાંલ્લા કરવાની રીત, સારે માઠે ટાણે જ્ઞાતિજનો તથા પાડોશીઓ તરફથી વિવિધ પ્રકારની મદદ કરવાની પ્રથા, ખેતીમાં સૂંઢલની પ્રથા, આવા આવા સહાય અને સહકારના અનેક દાખલા આપી શકાય એમ છે. પણ આ નવી ઢબના સહકારનાં તત્ત્વો લોકોની સમજમાં ઊતર્યાં નથી ત્યાં સુધી તેઓ એનું આચરણ કરી શકતા નથી. જે સરકાર ઉપર લોકોને છાંટાભાર વિશ્વાસ નથી એવી સરકારના અમલદારો તથા તેના ખિતાબધારી મળતિયાઓ મારફત આપણા દેશમાં આ પ્રવૃત્તિ મૂળ નાંખી શકે એમ નથી. કોઈ પણ પ્રવૃત્તિના હેતુ ગમે તેટલા સારા હોય પણ એ પ્રવૃત્તિની રચના અથવા તેનું તંત્ર જો યોગ્ય માણસોના હાથમાં ન હોય તો પ્રવૃત્તિ આગળ ન વધી શકે. હેતુ અને તંત્ર, એ બેને એકબીજાથી જુદાં પાડી શકાતાં જ નથી. માટે હેતુને સિદ્ધ કરવો હોય તો તંત્રે હેતુને અનુકૂળ થવું જોઈએ. સરકારી તંત્ર બદલાય અને આ પ્રવૃત્તિ સાચા લોકસેવકો ઉપાડી લે તો સહકાર મારફત ઘણું કામ થઈ શકે એમ છે.

૧૨. આપણા દેશમાં આજે ખેતીના ઘટકો આર્થિક દષ્ટિએ પોસાય એવા નથી, પ્રત્યેક ખેડૂતની જમીન એક જથે નથી, પણ ચોમેર વીખરાયેલી છે, વળી ખેતીનો ઘટક નાનો હોય એટલે સ્વાભાવિક રીતે જ સાધનોની ઊણપ તેમાં રહે. આ અને આવી બીજી ખેતીની અનેક મુશ્કેલીઓ જો થોડા થોડા ખેડૂતો એકઠા મળીને સહકારી ધોરણે ખેતી કરે તો દૂર થઈ શકે એમ છે. ગોપાલનમાં પણ એ ધંધો કરનાર ખેડૂત હોય કે રબારી, સહકારી ધોરણે કામ કરવાની જરૂર છે. કારણ જાતવાન સાંઢની વ્યવસ્થા, સારા ચરણની વ્યવસ્થા, વસૂકેલાં ઢોર માટે બીડની વ્યવસ્થા, લીલા ઘાસચારા ઉગાડવાની તથા સાઈલો કરવાની વ્યવસ્થા એ બધું કરવું વ્યક્તિગત ગોપાલકને માટે અશક્ય છે. અને સહકારી ધોરણે બહુ સારી અને સસ્તી રીતે થઈ શકે એમ છે. પણ ઉપર કહ્યું તેમ આ બધું કરવા માટે સહકારનું તંત્ર સાચા લોકસેવકોના હાથમાં આવવું જોઈએ.

# પ્રકરણ ૧૦ મું

# કરની આકારણી

### કરનું સામાન્ય સ્વરૂપ

૧. દેશમાં સુવ્યવસ્થા અને શાન્તિ જળવાય, તથા લોકોને બીજી અનેક જાતની સામુદાયિક સગવડો મળે તે બધાનું ખર્ચ કાઢવા માટે દરેક દેશની સરકાર લોકો પાસેથી કર લે છે. શહેર અથવા કસબાની મ્યુનિસિપાલિટીઓ અને જિલ્લાની લોકલ બોર્ડો પણ લોકોને જે જે સેવાઓ આપે છે તેના બદલામાં કર લે છે. એટલે એક રીતે જોઈએ તો કર એ સરકારને અથવા સ્થાનિક સંસ્થાઓને તેમની સેવાના બદલામાં આપવું પડતું મહેનતાણું અથવા બદલો છે. પણ આપણે બીજી સેવાઓ અને કામગીરીઓ બદલ જે મહેનતાણું આપીએ છીએ અને સરકારને તથા સ્થાનિક સંસ્થાઓને કર ભરીએ છીએ તેમાં એક બહુ મોટો ફરક છે. બીજી સેવા કે કામગીરી તો આપણે લઈએ તો અને ત્યારે જ તેનો બદલો આપીએ છીએ, પણ કર તો ફરજિયાત આપવાનો હોય છે. આપણે કાગળ લખીએ અથવા તાર કરીએ અથવા રેલવેમાં મુસાફરી કરીએ તો પોસ્ટની ટિકિટ ચોડવી પડે છે, તારના દર આપવા પડે છે અથવા રેલવેની ટિકિટ લેવી પડે છે. પણ સરકાર પોલીસ અથવા લશ્કર રાખે, મ્યુનિસિપાલિટી રસ્તા સારા રાખે અથવા દીવાબત્તી કરે તેનો સીધો લાભ આપણે લઈએ કે ન લઈએ તો પણ તેના બદલા તરીકે આપણે ફરજિયાત કર અથવા મ્યુનિસિપલ વેરો ભરવો પડે છે. કારણ આ સાર્વજનિક સેવાઓ અને કામગીરીઓ એવી છે કે તેનો કોણે કેટલો લાભ લીધો તેનો હિસાબ કાઢવાનું શકય નથી. સરકાર પોલીસ અથવા લશ્કર રાખે તેને લીધે કોના જાનમાલનું કેટલું સંરક્ષણ થયું તે કહેવું અશકય છે. તેથી જ પોલીસ અને લશ્કરનાં તેમ જ આવાં બીજાં ખર્ચો અમુક પ્રમાણમાં સૌના ઉપર ફાળવી નાખવામાં આવે છે. આ ફાળવણી ન્યાયી પ્રમાણમાં થવી જોઈએ એ વાત સાચી છે. તે પ્રમાણ નક્કી કરવાને અંગે આ પ્રશ્ન ઉપર મોટા વાદવિવાદો થયેલા છે.

૨. આવી જાતની સામુદાયિક સેવાઓ માટેના કર પણ અમુક વર્ગ ઉપર તથા તે સેવા લેનાર ઉપર જ નાખી શકાય એવા કેટલાક દાખલા શોધી શકાય છે. દા. ત., આગના બંબા રાખવાનું ખર્ચ જેઓ સળગી ઊઠે એવી વસ્તુઓ રાખતા હોય એના ઉપર જ શું કામ ન નાખવું જોઈએ? જેઓ સિમેન્ટ કૉન્ક્રેટનાં અને ફાયરપ્રૂફ મકાનો બંધાવે તેમના ઉપર શું કામ નાખવું જોઈએ? આવી આવી દલીલો થાય છે. પણ આગને ફેલાતી અટકાવવામાં આખા સમુદાયનો લાભ છે તેથી આગના બંબા માટેનો કર સૌ ઉપર પડવો

જોઈએ એવું હવે સ્વીકારાયું છે. તે જ પ્રમાણે શહેર અથવા ગીચ વસ્તીથી દૂરની મોટી સડકો અને પુલોના ખર્ચને માટે પહેલાં ટોલ અથવા નાકાવેરો નાખવાની પ્રથા હતી. જે એ સડક અથવા પુલનો ઉપયોગ કરે તેની પાસેથી નાકાવેરો લેવામાં આવતો. પણ હવે એ પ્રથા નાબૂદ થતી જાય છે અને સર્વસામાન્ય કરની આવકમાંથી આવાં ખર્ચ કરવામાં આવે છે. કેળવણીના ખર્ચનો દાખલો બહુ વિચારવા જેવો છે. ખાનગી ઢબે કેળવણીનું કામ ચલાવવું હોય તો ચલાવી શકાય. આપણા દેશમાં પહેલાં મહેતાજીઓ આવી ખાનગી શાળાઓ કાઢતા, અને જે છોકરાઓ ભણવા આવે તેમની પાસેથી જુદા જુદા રૂપમાં મહેનતાણું ઉઘરાવી લેતા. અત્યારે પણ આપણા દેશમાં મોટા ભાગની માધ્યમિક શાળાઓ એ જ ધોરણે ચાલે છે. પણ હવે દરેક સુધરેલી પ્રજા એમ માનતી થઈ ગઈ છે કે અમુક કેળવણી તો જે ફી આપી શકે એટલાં જ બાળકોને નહિ, પણ તમામ બાળકોને અપાવી જોઈએ. શ્રીમંતો પાસેથી લીધેલા કરમાંથી ગરીબોને કેળવણી મળે. આમાં હેતુ એ પણ છે કે દરેકને, ગરીબમાં ગરીબ વર્ગને પણ, આગળ વધવાની તકો બીજાઓના જેટલી જ મળવી જોઈએ. તેથી હવે કેવળ પ્રાથમિક કેળવણી જ નહિ પણ તેનાથી આગળનું શિક્ષણ પણ સાર્વત્રિક અને મફત કરવા તરફ સમજદાર લોકમત પ્રબળ થતો જાય છે. પુસ્તકાલયો, સંગ્રહાલયો, બગીચાઓ, ઇસ્પિતાલો, એવી બધી સાર્વજનિક પ્રવૃત્તિઓ ચલાવવાની જવાબદારી સરકારે વધુ ને વધુ પ્રમાણમાં ઉપાડવી જોઈએ એ દિશામાં અત્યારે લોકમતનું વહેણ છે. તેમાં પણ શ્રીમંતો પાસેથી ઉઘરાવેલા કરમાંથી આખા જનસમુદાયને લાભ આપવો એ જ ઉદ્દેશ છે. એમ કહેવામાં આવે છે કે કરની આવકમાંથી સાર્વજનિક સેવાનાં આવાં કામો જેમ જેમ વધુ પ્રમાણમાં બનતાં જાય તેમ તેમ માનવું કે સરકાર તથા લોકો સામુદાયિક હિત અને પ્રગતિને વિષે વધારે જાગ્રત થવા માંડ્યાં છે.

૩. લોકહિતની વધારે ને વધારે પ્રવૃત્તિઓ સાર્વજનિક ઢબે થાય અને સૌને તેનો સરખો લાભ મળે એ બાબતમાં એકમતી હોવા છતાં તે માટે રાજીખુશીથી નાણાં આપવા બહુ ઓછા તૈયાર હોય છે. આખા રાષ્ટ્રવ્યાપી સંકટ અથવા એવી બીજી મોટી આફત વખતે લોકો રાજીખુશીથી ફંડોમાં નાણાં ભરે છે ખરા, પણ એવા પ્રસંગો વિરલ હોય છે. સામુદાયિક કામને માટે નિયમિત રીતે રાજીખુશીથી નાણાં ભરનારા ઓછા હોય છે. સામુદાયિક હિતનાં કામોની આવશ્યકતા વિષેના વિચારોમાં જેવી પ્રગતિ થઈ છે તેવી એવાં કામો માટે નાણાંની મદદ કરવાની બાબતમાં આચારની પ્રગતિ થઈ નથી. તેથી જ કર ફરજિયાત નાખવા પડે છે. અને લોકો હમેશાં તેમાંથી છટકવાની ઇચ્છાવાળા

હોય છે. શી રીતે કર ભરવામાંથી બિલકુલ છટકી જવાય અથવા શી રીતે પોતાને ઓછો કર ભરવાનો આવે એવી વૃત્તિ ઘણાની હોય છે. તેમાંથી કરની આકારણી અને વસૂલાત કેવી રીતે કરવી તેને લગતા પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

## કરની આકારણીનું ધોરણ

**૪.** કરની આકારણી વિષે હિંદુ શાસ્ત્રકારોનો મત એવો છે કે, રાજા લોકોની સેવા કરે તેના બદલામાં એ પોતાના મહેનતાણા તરીકે અને રાજ્યદરબારના ખર્ચ માટે કર લે. શુક્રાચાર્ય કહે છે કે, "રાજા કર ઉઘરાવે ખરો, પણ લોકોનું કર ભરવાનું સામર્થ્ય વધારવામાં ફાળો આપ્યા પછી તે કર લે. જેમ માળી ફૂલ અને ફળ લે છે ખરો, પણ છોડને પાણી પાયા પછી અને તેની ખાતરબરદાસ કર્યા પછી જ લે છે." એટલે લોકોની બરબાદી ન થાય એ રીતે કરની આકારણી થવી જોઈએ. ઝાડ ઉપર ફળ બરાબર પાકીને પડી જવા તૈયાર થયું હોય ત્યારે જ તેને તોડી લેવું જોઈએ. ઘેટાનું ઊન તમે ભલે કાતરી લો, પણ તેની ચામડીને ઈજા ન થવી જોઈએ. તેમ જ કરની આકારણી સંભાળપૂર્વક કરવામાં આવે તો રાજ્ય માટે પૂરતી આવક ઊભી કરવા છતાં કર ભરનારાઓની ઉત્પાદનશક્તિ ઘટે નહિ. કરનો ભાર જેનું જેટલું સામર્થ્ય હોય તેટલો જ તેના ઉપર પડે. જેઓ માંડ માંડ પોતાનો ગુજારો ચલાવતા હોય તેમને કરના બોજામાંથી મુક્ત રાખી, જેઓ ખમતીધર હોય તેમની પાસેથી વિશેષ કર લેવો જોઈએ. જેને પાણીની કશી ખોટ નથી એવા સમુદ્રમાંથી વરાળના રૂપમાં પાણી ઊંચું ચઢે છે અને પછી જેમને જરૂર હોય તેમને વરસાદના રૂપમાં મળે છે એના જેવી વ્યવસ્થા કરની ઉઘરાત તથા કરના વ્યયની હોવી જોઈએ.

આધુનિક અર્થશાસ્ત્રીઓમાંથી જેઓ જૂના મતના છે તેઓ કહે છે કે દરેક માણસ પોતાની આવકના પ્રમાણમાં કર આપે. શ્રીમંત માણસની આવક વધારે હોય તેથી તે વધારે કર આપે, પણ જેટલી આવક વધારે હોય તેના પ્રમાણમાં જ વધારે, તેથી વધુ નહિ. આની પાછળ વિચારસરણી એ છે કે સંપત્તિની વહેંચણીનું જે ધોરણ ચાલુ છે તે ધોરણ કશા વિક્ષેપ વિના ચાલુ રહેવા દેવું. જે માણસ સો રૂપિયા કમાતો હોય તેની પાસેથી જો પાંચ રૂપિયા કર લેવામાં આવે તો જે હજાર કમાતો હોય તેની પાસેથી તમે પચાસ લો. પણ જો પચાસથી વધારે લો તો એનો અર્થ એ થયો કે તમે એની વિશેષ અક્કલ આવડત, હોશિયારી તથા દૂરંદેશી ઉપર જ કર નાખો છો. આની સામે એમ કહેવામાં આવે છે કે દરેક માણસ જ્યારે સરકારને કર આપે છે ત્યારે સામુદાયિક હિતની ખાતર તે થોડોઘણો આત્મત્યાગ કરે છે. આ ત્યાગ જો સૌ વાજબી પ્રમાણમાં કરે તો જ કરની આકારણીમાં સમાનતા અને ન્યાય

સચવાય. આપણે મૂલ્યની મીમાંસામાં જોઈ ગયા છીએ કે સો રૂપિયાની આવક-વાળાને પાંચ રૂપિયા જેટલા મૂલ્યવાન છે તેટલા હજારની આવકવાળાને પચાસ રૂપિયા નથી હોતા. સોની આવકવાળાને પાંચ આપવા પડે ત્યારે પોતાની ખાધાખોરાકીમાં અથવા એવા બીજા ખૂબ જ જરૂરિયાતના ખર્ચમાં કાપ મૂકવો પડે, જ્યારે હજારવાળાને પચાસ આપતી વખતે સોવાળાના પ્રમાણમાં ઘણી ઓછી જરૂરિયાત માટેના ખર્ચમાં કાપ મૂકવો પડે અને જે લોકોની આવક ઘણી વધારે હોય છે અને જેમને પોતાના ખર્ચમાં કશો કાપ મૂક્યા વિના બચત થાય જ છે તેમને તો એ બચતમાંથી ગમે તેટલું આપવું પડે તોપણ તે માટે લગભગ કશો જ ત્યાગ કરવો પડતો નથી. માટે કરની આકારણી પેદાશના અથવા આવકના સાદા પ્રમાણમાં નહિ પણ તેના વધતા પ્રમાણમાં થવી જોઈએ, એવો નવા વિચારના અર્થશાસ્ત્રીઓનો મત છે. કરની આકારણી કરતી વખતે કેવળ આવકનું પ્રમાણ ન જોવું પણ માણસનું કર ભરવાનું સામર્થ્ય કેટલું છે તે જોવું. તેની સાથે કર ભરતી વખતે તેને કેટલો ત્યાગ કરવો પડે છે તેનું પ્રમાણ કાઢવું અને એ રીતે માણસના સામર્થ્ય અને ત્યાગના પ્રમાણમાં કરની આકારણી કરવી. જો સો રૂપિયાની આવકવાળાનું કર ભરવાનું સામર્થ્ય અથવા સામુદાયિક હિત માટે ત્યાગ કરવાની શક્તિ પાંચ રૂપિયાની હોય, તો સંભવ છે કે એ સમાજમાં હજાર રૂપિયાની આવકવાળાનું કર ભરવાનું સામર્થ્ય અથવા ત્યાગ કરવાની શક્તિ સો રૂપિયા જેટલી હોય અને તેથી વધુ આવકવાળાની એથી પણ વધારે વધતા જતા પ્રમાણમાં હોય.

૫. આવકના ઉત્તરોત્તર વધતા જતા પ્રમાણમાં કરની આકારણી કરવાના મતવાળા અર્થશાસ્ત્રીઓના મનમાં એક બીજી વસ્તુ પણ રમ્યાં કરતી હોય છે. અત્યારની અર્થવ્યવસ્થામાં તેમને અન્યાય ભાસે છે. આવકની મોટી અસમાન-તાઓ જોવામાં આવે છે. તેની પાછળ ન્યાય કે નીતિના તત્ત્વનો અભાવ રહેલો તેમને જોવામાં આવે છે. એટલે મફત કેળવણી, ઇજારાઓ ઉપર અંકુશ, મજૂરોની સ્થિતિ સુધારવાના કાયદા, ઉત્પાદન પ્રવૃત્તિઓ વધારે ને વધારે પ્રમાણમાં સરકારને હસ્તક કરવાની યોજનાઓ — સમાજરચના સુધારવાના અને આર્થિક અસમાનતાઓ ઓછી કરવાના એ બધા ઉપાયોની જેમ કરની આકારણીનો ઉપયોગ પણ આર્થિક અસમાનતા ઓછી કરવા માટે તેઓ કરવા ધારે છે.

૬. તેથી તેઓ આવક આવકમાં પણ ભેદ પાડે છે. જમીન, મકાન વગેરે સ્થાવર મિલકતના ભાડાની આવક તથા નાણાં અથવા મૂડીના વ્યાજની આવક, જેને આપણે માલકી હકને કારણે મળતી આવક કહીએ તે આવક ઉપર અને સીધેસીધી મહેનત મજૂરીની આવક, એ બન્ને આવક ઉપર કરની આકારણીનું પ્રમાણ સરખું રાખવું કે વધારે ઓછું રાખવું એ પણ

એક ચર્ચાતો પ્રશ્ન છે. મિલકતદારોને અને તેમના વંશવારસોને કાયમ બેઠી આવક મળ્યાં કરે છે. તેમના પૂર્વજોના કબજામાં એ મિલકત ગમે તે રીતે આવી હોય — તેમણે મહેનત કરીને મેળવી હોય, યુદ્ધમાં જીતીને મેળવી હોય, તે વખતની સરકારને કાંઈ મદદ કરીને તેની પાસેથી ઇનામમાં મેળવી હોય કે પછી કોઈની પડાવી લીધી હોય, — પણ એક વાત નક્કી છે કે અત્યારે તેનો ભોગવટો કરનારાને તેની જે આવક મળે છે તે માટે તેમને કશી મહેનત કરવી પડતી નથી. એટલે એમની આવક તો જેને 'અનુપાર્જિત' આવક કહેવામાં આવે છે એવી કહેવાય. બીજી તરફથી મહેનત મજૂરી કરીને મેળવેલી આવકમાં પગાર, મજૂરી, ધંધાદારીઓના નફા, વકીલ દાક્તરોની ફીઓની આવક એવું બધું આવે છે. આ લોકો જ્યાં સુધી કાંઈ પણ મહેનત કરે છે ત્યાં સુધી જ તેમને આવક મળે છે. તેમના મહેનતાણાના દર વધારે ઓછા હોય છે તે કેટલે દરજ્જે વાજબી છે એ નિરાળો પ્રશ્ન છે. એની ચર્ચા આપણે કરી ગયા છીએ. પણ એક વાત નક્કી છે કે મિલકતદારોની આવકના જેવી એમની આવકને બેઠી આવક ન કહી શકાય. તો પછી પેલી બેઠી આવક અને આ પરસેવાની આવક, એ બેના ઉપરની કરની આકારણીમાં ફરક શા માટે ન હોવો જોઈએ? આ મિલકતદારોની આખી જ મિલકત અથવા તેમની આખી જ આવક કર મારફત અથવા બીજી રીતે જપ્ત કરવાની યોજનાને 'અન્યાયી' અથવા 'બોલ્શેવિક' કહેનારા નીકળી આવે ખરા, પણ અત્યારની અર્થરચનાને ન્યાયી ધોરણ ઉપર લાવવી હોય તો તેના પહેલા પગથિયા તરીકે આવી આવક ઉપર વધતા પ્રમાણમાં કર નંખાવો જોઈએ એ વિષે તો શંકા જ નથી. જોકે એ માત્ર તાત્કાલિક અને ઉપલકિયો ઉપાય છે. સાચો ઉપાય તો રોગનું મૂળ શોધવું અને તેને નિર્મૂળ કરવો એ જ છે. તે માટે તો મિલકતદારોને બેઠી આવક ખાતા મટાડીને એ મિલકતને અંગે પોતાના સંબંધમાં આવતા લોકો પ્રત્યે પોતાની ફરજ બજાવતા કરવા જોઈએ, એટલે કે મિલકતના ટ્રસ્ટી બનાવવા જોઈએ અને ટ્રસ્ટીના કામ તરીકે જે મહેનતાણાના હકદાર તેઓ થાય તેટલી જ આવક તેમને મળે એવી વ્યવસ્થા થવી જોઈએ. તે માટે કેળવણી દ્વારા લોકોને જાગૃત કરી તેમની શક્તિ વધારવી, જેથી તેઓ ચુસાવાનો ઇનકાર કરે, આયતારામોને બેઠા ખવડાવવાની ના પાડે, એ ઉપાય છે. પણ આપણે જરા આગળ ચાલી ગયા. આપણે અત્યારે તો કરની આકારણીનો જ વિચાર કરીએ છીએ.

### કર વિષે સરકારી નીતિ

૭. પણ આ તો ભવિષ્યની યોજનાની અને તાત્ત્વિક ચર્ચા થઈ. સરકારી નાણાંમંત્રીઓ પોતાનું બજેટ સમજાવતા હોય ત્યારે પોતાના ભાષણમાં કરની

આકારણી કર ભરનારના સામર્થ્ય પ્રમાણે પોતે કરી છે, ગરીબો ઉપર બોજો ન પડે એની કાળજી રાખી છે, કોઈ ઊગતા ધંધાને નુકસાન ન થાય એ પણ બરાબર સંભાળપૂર્વક જોયું છે, વગેરે વાતો કરે છે. પણ તેમના મનમાં તો એક જ વાત હોય છે કે નક્કી કરેલા ખર્ચને પહોંચી વળવા માટે આવક શી રીતે ઊભી કરવી અને એ પાછી એવી રીતે કે કોઈ સબળ અને પુકાર કરી ઊઠે એવા પક્ષનો વિરોધ ન થાય તથા લોકો પણ એ કરને લીધે ખિન્નાઈ કે ઉશ્કેરાઈ ન જાય. એટલે તેઓ નીચેના મુદ્દા સાચવીને કરની આકારણી કરે છે:

૧. જ્યાં પ્રજા પક્ષ બળવાન હોય ત્યાં શ્રીમંત લોકોની આવક ઉપર ઉત્તરોત્તર વધતા જતા પ્રમાણને ધોરણે કરની આકારણી કરવામાં આવે તો તેમાંથી આવક સંગીન થાય છે અને ખાસ કશો વિરોધ ઊઠતો નથી. વળી જે વસ્તુઓ મોટા જથામાં વપરાય છે તેના ઉપર હળવો કર નાખવામાં આવે તો પણ તેમાંથી આવક સારી થાય છે અને વિરોધ ઊઠતો નથી. વળી વસ્તુઓ ઉપરના કર પરોક્ષ રીતે ઉઘરાવાય છે. છેવટે એનો બોજો તો એ વસ્તુ વાપરનાર પર પડે છે, પણ તે સીધો તેની પાસેથી લેવામાં નથી આવતો પણ આયાત વેપારી, નિકાસ વેપારી કે કારખાનાદાર ઉત્પાદક પાસેથી લેવામાં આવે છે. એટલે લોકોને એકદમ કઠતો નથી. પેલા વેપારીઓ એ કરની રકમ માલની કિંમત ઉપર ચઢાવે જ છે, છતાં માલ વાપરનારા જેમ જેમ માલ ખરીદતા જાય તેમ તેમ તેઓ એ કર આપે છે અને માલની કિંમત જેટલા પ્રમાણમાં વધી હોય તેટલા પ્રમાણમાં એટલે કે બહુ નાના હપતામાં તેમને એ કર આપવાનો આવે છે તેથી કરના બોજાની તાણ તેમને જણાતી નથી. છતાં કર નાખવાની વસ્તુઓ પસંદ કરવામાં બહુ કાળજી રાખવાની તો રહે જ છે. ગરીબ લોકોની રોજની જરૂરિયાતોની વસ્તુ ઉપર કર પડે અને તે કારણે ગરીબ લોકોને એ જોઈતા પ્રમાણમાં વાપરવી પોસાય નહિ એટલી એ મોંઘી થઈ જાય (દા. ત., આપણા દેશમાં મીઠાવેરો), એ બરાબર નથી. તેમ જ નવા દેશી ઉદ્યોગોની ખિલવણીમાં અંતરાય આવે એવી રીતે વસ્તુઓ ઉપર કર નાખવા એ પણ બરાબર નથી. સ્મૃતિકારોએ કહ્યું છે તેમ મધમાખી ફૂલમાંથી મધ ચૂસી લે છે તેની ફૂલને ખબર પણ પડતી નથી અને કશું નુકસાન પણ થતું નથી તેમ લોકોને ખબર પણ ન પડે અને કશું નુકસાન પણ ન થાય એવી રીતે પરોક્ષ કરો નાખવા જોઈએ.

૨. કરની આકારણીમાં બીજું એક તત્ત્વ એ સાચવવાનું હોય છે કે કર ભરવાનો વખત, કર વસૂલ કરવાની રીત, કરનો આંકડો એ સઘળું કર ભરનાર માણસ તથા બીજા લોકોની જાણમાં સ્પષ્ટપણે અને ચોક્કસ રીતે આવેલું હોવું જોઈએ. આ જાતની નિશ્ચિતતાની જરૂર એટલા માટે છે કે કર ભરનારાને

આ બધું ચોક્કસ રીતે ખબર હોય તો કર ઉઘરાવનારા સરકારી અમલદારો લાંચ રૂશવત લઈ શકે નહિ, અથવા બીજો કશો અન્યાય કે જોર જુલમ કરી શકે નહિ.

૩. વળી કર એવી રીતે અને એવી વસ્તુઓ ઉપર નાખવા જોઈએ જેથી કર ઉઘરાવવાનું બહુ સગવડ ભરેલું થઈ પડે. વસ્તુઓ ઉપર નાખવામાં આવતા પરોક્ષ કર ઉઘરાવવાનું બહુ સહેલું પડે છે. કારણ જ્યાં વસ્તુઓ ઉત્પન્ન થતી હોય અથવા આયાત કે નિકાસ થતી હોય ત્યાં જ તેના ઉપર કર લઈ લેવામાં આવે છે. એટલે કર વસૂલ કરવા ઉઘરાતદારોને ઘણે સ્થળે ફરવું પડતું નથી.

૪. કરની યોજનામાં ચોથું તત્ત્વ એ સાચવવું જોઈએ કે કરની રકમ લોકોના ખિસ્સામાંથી નીકળીને સરકારી તીજોરીમાં પહોંચે ત્યાં સુધીમાં એમાં ઓછામાં ઓછો ઘટાડો થાય, એટલે કે કર વસૂલ કરવાનું ખર્ચ ઓછામાં ઓછું આવે એવી તેની યોજના હોવી જોઈએ. જે કર વસૂલ કરવાના ખર્ચાળ થઈ પડે છે તે ખરાબ ગણવામાં આવે છે. દા. ત., કેટલાંક શહેરોમાં બાઇસિકલ ઉપર કર હોય છે તે આ જાતનો છે. આપણા દેશમાં એક રાજ્યની હદમાંથી બીજા રાજ્યની હદમાં દાખલ થતી વખતની લાઈનદોરી ભારે ત્રાસદાયી અને ખર્ચાળ છે. એવા કરથી લોકોમાં કચવાટ થાય છે અને સરકારને બહુ રકમ મળતી નથી.

૮. કરની આકારણીની બાબતમાં કેટલાક અર્થશાસ્ત્રીઓની એવી પણ માન્યતા છે કે ગરીબ અને મજૂર વર્ગ ઉપર કરનો ભાર બિલકુલ જ ન પડે એ સારું નથી. ભલે એમને ઓછો કર આપવાનો આવે પણ ઓછું યે આપવાનું હોય તો સાર્વજનિક કામકાજોમાં અને સાર્વજનિક ખર્ચોમાં તેઓ રસ લેતા થાય છે. તેમને કાંઈ જ ન આપવું પડતું હોય ત્યારે તો તેમનામાં એવી વૃત્તિ ઉત્પન્ન થાય છે કે સરકાર પાસે કંઈક મોટું ફંડ પડ્યું છે એમાંથી આપણને બધી સગવડો અને રોજગાર સુદ્ધાં મળવો જોઈએ. આપણા દેશમાં તો ગરીબ લોકો ઉપર ખાસ કરીને ખેડૂતો — જે વસ્તીનો બહુ મોટો ભાગ છે — તેમના ઉપર ભારે કર પડે છે અને બદલામાં નજીવી સગવડો મળે છે. એટલે જ્યાં સાચું પ્રજાતંત્ર હોય, સરકાર પ્રજાનું સાચું હિત જોવા હંમેશાં તત્પર હોય ત્યાં ઉપરની દલીલ કદાચ સારી ગણાય. બાકી આવી નાની રકમના કર ઉઘરાવવાનું બહુ ખર્ચાળ થઈ પડે અને તે ભરનારા નાહકના ઉશ્કેરાય. તેથી જ મતદારોને ખુશ રાખવા આવા કરની કોઈ તરફદારી કરતું નથી. અને તેમ છતાં લોકોને કોચવનારા ન લાગે, જો કે બોજારૂપ તો હોય જ એવા પરોક્ષ કરો નાખવામાં પ્રજાતંત્રવાળી સરકારો પણ પાછું વાળીને જોતી નથી.

## વિવિધ પ્રકારના કર

૯. आवक वेरो : અનેક જાતના કરોમાં આવકવેરો એ આખી દુનિયામાં હવે વધારેમાં વધારે સારો કર ગણાવા લાગ્યો છે. જીવનનિર્વાહ માટે તદ્દન આવશ્યક ગણાય એટલી આવકને કરમાંથી મુક્ત રાખવામાં આવે — અને ઘણુંખરું રાખવામાં આવે જ છે — તો પછી આ કર સમાજના વધારે શ્રીમંત વર્ગ ઉપર જ પડે છે. બીજા ઘણી જાતના કરોમાં તો ગરીબો ઉપર પ્રમાણમાં વધારે બોજો પડે છે, જ્યારે આ કર એકલા શ્રીમંતોને જ આપવો પડતો હોઈ તેનું પ્રમાણ ઉત્તરોત્તર વધારી શકાય એમ પણ છે.

૧૦. આવક વેરો બે રીતે ઉઘરાવવામાં આવે છે. (૧) માણસની કુલ આવક ઉપર કરની સીધી આકારણી કરીને; અને (૨) જ્યાંથી જ્યાંથી આવક થતી હોય તેનાં મૂળ આગળથી જ કરની વસૂલાત કરી લઈને. દા. ત., કોઈ માણસે સરકારી લોન લીધી હોય અથવા એની પાસે મ્યુનિસિપાલિટીનાં અથવા લોકલબોર્ડનાં ડિબેન્ચરો હોય. આમ સરકારી કે અર્ધસરકારી સંસ્થાઓની જામીનગીરીઓમાં જેણે પોતાનાં નાણાં રોક્યાં હોય તેને વ્યાજ આપવાનું થાય ત્યારે તેમાંથી આવકવેરો કાપી લઈને જ વ્યાજ આપવામાં આવે છે. એ જ પ્રમાણે જેણે જૉઇન્ટ સ્ટૉક કંપનીઓના શૅરમાં નાણાં રોક્યાં હોય તેમને ડિવિડન્ડ આપતી વખતે તેના ઉપરનો આવકવેરો કાપી લેવાની સૂચના એ કંપનીઓને સરકારે આપી રાખી હોય છે. બૅન્કોમાં તથા જૉઇન્ટ સ્ટૉક કંપનીઓમાં જેમણે થાપણો રોકી હોય તેમને મળતા વ્યાજમાંથી પણ આવકવેરો વસૂલ કરવાનું સહેલું છે. એ જ પ્રમાણે જમીન અથવા બીજી સ્થાવર મિલકતમાંથી જેમને આવક થતી હોય તેમની આવકમાંથી પણ આવકવેરો કાપી લેવાનું બહુ સહેલું છે. આવકવેરાને પાત્ર થતા હોય એવા સરકારી કે બિનસરકારી મોટા પગારદાર નોકરોના પગારમાંથી પણ તેમને રોકનાર માલિકો અથવા સંસ્થાઓ મારફત જ આવકવેરો કાપી લેવામાં આવે છે. આ રીતે જ્યાં આવકના મૂળ આગળ જ પહોંચી શકાય ત્યાં સરકારને કશી ખટપટ કે ખર્ચ કર્યા વિના આવકવેરો મળી જાય છે. પણ બધી આવકોના મૂળને આ રીતે પહોંચી શકાતું નથી. વકીલો તથા દાક્તરોની કમાણી સીધેસીધી એમના અસીલો તથા દરદીઓ પાસેથી થાય છે, વેપારીઓ અને દુકાનદારોના નફા પણ સીધા થાય છે. મોટા કારખાનાદારોને તથા ઉદ્યોગપતિઓને પણ સરકારી કે અર્ધસરકારી સંસ્થાઓ અથવા બૅન્કો અને જૉઇન્ટ સ્ટૉક કંપનીઓ મારફત વ્યાજ અને ડિવિડન્ડ મળે તે ઉપરાંત બીજી આવક થાય છે. કોઈએ પરદેશમાં મિલકત સંપાડી હોય અથવા પરદેશના ઉદ્યોગમાં મૂડી રોકી હોય તેની બધી આવક કાંઈ દેશની બૅન્કો મારફત જ આવે છે એવું નથી

હોતું. એટલે આવા લોકો પાસેથી પોતાને કેટલી આવક થઈ છે એનો જવાબ લેવામાં આવે છે અને એ જવાબ વિષે આવકવેરા ખાતાના નિરીક્ષકો તેની તપાસ કરીને પછી ઇન્કમ ટૅક્સ આકારે છે.

૧૧. જ્યારે આવકના મૂળમાંથી આવકવેરો કાપી લેવામાં આવે છે ત્યારે જેમની કુલ આવક આવકવેરાને પાત્ર ન હોય તેમની આવકમાંથી પણ આવકવેરો કપાઈ જાય છે. આવા માણસોને પોતાની કુલ આવકનો આંકડો રજૂ કરીને લખાણ કરવાથી કાપી લેવામાં આવેલો આવકવેરો પાછો મળે છે. પણ જેમની આવક ઘણી વધારે હોય તેમને આવકના પ્રમાણમાં ઉત્તરોત્તર વધતો કર આપવાનો હોય છે તે વધારાના કરમાંથી તેઓ બાતલ રહી જાય છે. એટલે આવા માણસો પાસેથી તો વળી પાછા તેમની કુલ આવકનો આંકડો દર્શાવતો જવાબ લેવાપણું રહે જ છે.

૧૨. મોટી આવકો ઉપર જે વધારાનો કર લેવામાં આવે છે તેને 'સુપર ટૅક્સ' કહે છે. ઇંગ્લંડમાં પાંચ હજાર પાઉંડથી વધુ આવકવાળા ઉપર સુપર–ટૅક્સ નાખવાની શરૂઆત ૧૯૧૦થી થઈ. ૧૯૧૪થી ૧૮ના ગયા મહાયુદ્ધ વખતે બે હજાર પાઉંડની આવક પણ સુપર-ટૅક્સને પાત્ર ગણાઈ. એ સુપર-ટૅક્સ આવકના પ્રમાણમાં ઉત્તરોત્તર વધતો રાખવામાં આવ્યો હતો. ઇંગ્લંડમાં વધારેમાં વધારે કર આવકના ૫૦ ટકા સુધી અને યુનાઇટેડસ્ટેટ્સમાં ૬૫ ટકા સુધી પહોંચ્યો હતો. આપણા દેશમાં ઉત્તરોત્તર વધારાનું પ્રમાણ સને ૧૯૧૬થી દાખલ કરવામાં આવ્યું. ૧૯૧૭થી સુપર ટૅક્સ દાખલ થયો અને લડાઈને કારણે એક વરસને માટે ત્રીસ હજાર રૂપિયાથી વધુ આવક ઉપર વધારાના નફાનો કર (ઍકસેસ પ્રૉફિટ ટૅક્સ) નાખવામાં આવેલો. ચાલુ લડાઈમાં છત્રીસ હજારથી ઉપરની આવક ઉપર 'ઍકસેસ પ્રૉફિટ ટૅક્સ' ૮૦ ટકા નાખવામાં આવ્યો છે.

૧૩. વારસાવેરા: આવકવેરા કરતાં પણ વારસાવેરામાં ઉત્તરોત્તર વધારાનું પ્રમાણ દાખલ કરવું બહુ સહેલું છે. પણ સવાલ એ ઉઠાવવામાં આવે છે કે આ વેરામાં ઉત્તરોત્તર વધારો કરવો એ વાજબી છે ખરું? વારસા-વેરાની વિરુદ્ધ મોટામાં મોટી દલીલ એ રજૂ કરવામાં આવે છે કે જો આ વેરો વધારતા જવામાં આવશે તો માણસમાં બચત અને સંગ્રહ કરવાની વૃત્તિ છે જેને લઈને મૂડી એકઠી થાય છે અને અર્થોત્પાદનના કાર્યમાં વપરાય છે એ વૃત્તિને આઘાત લાગશે અને સમાજમાં મૂડી એકઠી નહિ થાય. પણ આ દલીલ જૂના જમાનાની ગણાય, અને તેમાં ઝાઝો માલ પણ નથી. આજની આર્થિક અસમાનતા જે અન્યાય અને શોષણનું કારણ થઈ પડે છે તે ઓછી કરવામાં અથવા નાબૂદ કરવામાં વારસાવેરો તો એક સૌમ્ય ઉપાય છે. વારસામાં મળેલી મોટી મિલ્કતો ઉપર નવરો બેઠો તાગડધિન્ના ઉડાવનાર વર્ગ સમાજને

હરકત રૂપ જ છે અને એ માન્યતા ઉપર જ વારસાવેરાની તરફેણમાં લોકમત પ્રબળ થતો જાય છે. અલબત્ત ભારે વારસાવેરાને લીધે મોટી મિલકતો નાબૂદ થઈ જાય ખરી. તો પછી એવી મિલકતોને કારણે જ સમાજનાં જે કશાં કામો થતાં હોય તે કામો સરકારે ઉપાડી લેવાં જોઈએ. મોટી મિલકતવાળાઓના દાનમાંથી સાર્વજનિક સંસ્થાઓ ચાલતી હોય, મોટી મિલકતવાળાઓની મૂડી વડે મોટા ઉદ્યોગો ચાલતા હોય તે બધા સમાજને માટે જો અને જેટલે દરજ્જે આવશ્યક જં હોય તો અને તેટલે દરજ્જે એ સરકાર તરફથી ચાલવા જોઈએ. અત્યારે તો આવકવેરા કરતાં પણ વારસાવેરાનું પ્રમાણ ઉત્તરોત્તર વધારવા તરફ એટલે કે જેમ મિલકત મોટી હોય તેમ વેરાના ટકા વધારે રાખવા એ તરફ લોકમત છે. જોકે બીજા વેરાઓની માફક આ વેરામાંથી થનારી આવકનો અંદાજ અગાઉથી ચોક્કસ આંકી શકાય નહિ. તેથી રાજ્યનાં ચાલુ ખર્ચ માટે આ આવક ઉપર આધાર રાખવો ઠીક નથી. આ આવકનો ઉપયોગ તો કાયમી સ્વરૂપનાં મોટાં કામો માટે કરવામાં આવે એ જ યોગ્ય છે. માણસના મરણ પછી એ કેટલી મિલકત મૂકી ગયો એ નક્કી કરવાનું આ જમાનામાં અઘરું નથી. સ્થાવર મિલકત તો જાહેર જ હોય અને જંગમ મિલકત પણ લોકો હવે ઘરમાં રાખી મૂકતા નથી. જંગમ મિલકત લોકો શેરોમાં અને થાપણોમાં રોકે છે તે પણ ઢાંકી રાખી શકાય નહિ. અંગત ઘરેણાંગાંઠાં અને બીજી એવી અંગત વપરાશની વસ્તુઓ પકડી શકાય નહિ. પણ તે બહુ મોટી રકમની ન હોય. સવાલ તો એ છે કે જો બહુ ભારે વારસાવેરો રાખવામાં આવે તો માણસો પોતાના જીવતાં પોતાની મિલકત બક્ષિસ આપી દે એવો સંભવ છે. આનો ઉપાય એ છે કે સાર્વજનિક કામો માટે નહિ, પણ ખાનગી માણસોને કરવામાં આવતી મોટી કિંમતની અથવા ભારે રકમની બક્ષિસો ઉપર બહુ ભારે સ્ટામ્પ ડ્યૂટી ફરજિયાત નાખવામાં આવે. ઇંગ્લંડમાં વારસાવેરો નાખવાની પ્રથા શરૂ થઈ છે અને મોટી મિલકતો ઉપર આ લડાઈ પહેલાં પણ વારસાવેરો બહુ ભારે કરી નાખવામાં આવ્યો હતો. આપણા દેશમાં તો જે મિલકતને માટે વારસાનું પ્રમાણપત્ર અદાલતમાંથી લેવું પડે તેના ઉપર જ વેરો લેવામાં આવે છે અને તેના ટકા બહુ જૂજ છે.

**૧૪.** જમીનવેરો : આપણા દેશમાં સરકાર તમામ જમીન ઉપર કર લે છે. તેને જમીન મહેસૂલ કહેવામાં આવે છે. સરકાર જે મહેસૂલ લે છે તે કર છે કે ભાડું એ મોટો વિવાદાસ્પદ પ્રશ્ન છે. સરકારનો દાવો તો એવો છે કે પોતે તમામ જમીનની માલિક હોઈ લોકોને જમીન ખેડવા માટે કે બીજા કામ માટે વાપરવા આપે છે તેનું એ ભાડું લે છે. સરકારનો આ દાવો લોકો સ્વીકારતા નથી. એટલું જ નહિ પણ સામુદાયિક ઢબે અને સફળ રીતે તેનો

અનેક વાર સક્રિય વિરોધ પણ કરેલો છે. પણ આ જમીનવેરાને કર ગણો કે ભાડું, તે જાતે ખેતી કરનારા ખેડૂતો ઉપર બહુ જ આકરો બોજો છે અને તેમની કંગાળિયત તથા દેવાદારીના એક મોટા કારણરૂપ બની રહેલો છે. આપણા દેશમાં જમીનવેરાની બાબતમાં બીજું એક મોટું અનિષ્ટ એ છે કે જાતે ખેતી કરનારા ખેડૂતો અને સરકારની વચ્ચે, જમીન ઉપર માલકીહક ધરાવનાર એક મોટો વર્ગ એવો છે કે જે જાતે ખેતી નથી કરતો પણ બીજાને જમીન ખેડવા આપે છે અને તે બદલ તેની પાસેથી ભાડું જેને સાંથ અથવા ગણોત કહેવામાં આવે છે, તે લે છે. આ બિન-ખેડૂત વર્ગ તો વચમાં નાહકની જ આવક ખાય છે. સરકારને ભરવાના જમીન મહેસૂલનો બોજો તો તે ખેડૂત ઉપર નાખે જ છે અને તેના ઉપરાંત જમીન ખેડવા આપ્યા બદલનું ગણોત લે છે. એટલે જમીનના માલિક નહિ એવા ખેડૂતોને રક્ષણ અને રાહત આપવા ગણોત કાયદા કરવા માટે સરકાર ઉપર લોકમતનું દબાણ લાવવામાં આવે છે. અત્યારની આપણી ખેતીની દશા જોતાં જમીન મહેસૂલ સંબંધી અને જમીન ઉપરના માલકી હક સંબંધી નીચેના સુધારા તત્કાળ થવાની જરૂર છે :

૧. જેઓ જાતે ખેતી કરનારા છે અને જેમની પાસે પોતાના કુટુંબના નિર્વાહ જેટલી જ જમીન છે તેમની પાસેથી જમીન મહેસૂલ લેવાવાનું બિલકુલ બંધ થવું જોઈએ. સામાન્ય કુટુંબ પોતાની મહેનતથી, તથા મોસમ વખતે દહાડિયા મજૂરો રાખવા પડે તેમની મદદથી, કેટલી જમીન ખેડી શકે તેનો તથા સામાન્ય કુટુંબના નિર્વાહ માટે કેટલી જમીન જોઈએ તેનો મેળ બેસાડી— જુદા જુદા પ્રદેશોમાં આવી કર-મુક્ત જમીનનું પ્રમાણ જુદું જુદું આવશે — ખેતીના એટલા ઘટકને તમામ જાતના કરના બોજામાંથી મુક્ત ગણવો જોઈએ. આવકવેરા ઉપરના વિવેચનમાં આપણે કહી ગયા કે કુટુંબના જીવનનિર્વાહ માટે આવશ્યક એવી ઓછામાં ઓછી આવક નક્કી કરી તેને આવકવેરામાંથી મુક્ત રાખવી જોઈએ. તે જ જાતનું ધોરણ અહીં પણ લાગુ પાડવામાં આવે. જે ખેડૂતને વધારે આવક થાય તેની પાસેથી આવકવેરાને ધોરણે કર લેવામાં આવે.

૨. ખેતીના દહાડિયા મજૂરોને માટે, તેમનો જીવનનિર્વાહ સારી રીતે ચલાવી શકે એટલા ઓછામાં ઓછા દર નક્કી કરવા જોઈએ. તેથી ઓછા દર કોઈને આપી શકાય નહિ.

૩. જે બિન-ખેડૂતો ખેતીની જમીનો ઉપર માલકીહક ધરાવે છે તેઓ જેટલે દરજ્જે પોતાની જમીનના ટ્રસ્ટી બની શકે અને જમીનની સુધારણા કરી તથા બીજી રીતે ખેડૂતને મદદ કરી પોતાની મહેનત તથા અક્કલ-હોશિયારીથી ખેતીની ઊપજ વધારવામાં ફાળો આપી શકે તેટલે દરજ્જે તેઓ

વાજબી મહેનતાણાના હકદાર થાય. એટલે માલકીહકને કારણે તો તેમને કશું જ ન મળે પણ જે કાંઈ મળે તે પોતાની મહેનત મજૂરી અથવા યોજના અને વ્યવસ્થાને કારણે મળે. પોતાના ખેડૂતો પ્રત્યેના ટ્રસ્ટીપણાની બધી ફરજો બજાવતાં જમીનદારને જો વધારે આવક થાય તો તેના ઉપર આવકવેરાને ધોરણે કર લેવામાં આવે.

૧૯. હવે આપણે શહેરોમાં તથા ગામડાંમાં ઘરથારની જમીન હોય છે તેના ઉપરના વેરાનો વિચાર કરીએ. જે લોકો આવી જમીનનો, તે ઉપર પોતાને રહેવાને માટે મકાન બાંધીને કે બીજી રીતે, પોતે જ ઉપયોગ કરતા હોય તેમની પાસેથી તો, સરકારને આવક કરવા માટે જરૂર પડે તો કરની આકારણીના સિદ્ધાંતોને અનુસરીને, તે માણસના ગજા પ્રમાણે સરકાર અમુક કર લે તેની સામે કોઈને વાંધો ન હોય. પણ પ્રશ્ન તો ત્યારે ઉપસ્થિત થાય છે, જ્યારે કોઈ શહેર કે ગામની આબાદી થવા માંડે અને અમુક લત્તો વધારે મોખરાનો ગણાય તેને લીધે તે લત્તાની ઘરથારની જમીનની કિંમત બહુ વધી જાય. આપણે સામાન્ય ભાષામાં બોલીએ છીએ કે મોખરાના લત્તામાં મકાનની કિંમત વધી જાય છે પણ વસ્તુતઃ કિંમત તો ઘરથારની જમીનની જ વધે છે. કારણ આવા મોખરાના ભાગમાં તદ્દન રેઢિયાળ મકાન હશે તો પણ તે વેચવા જતાં તેની વેચાણ કિંમત અને ભાડે આપવા જતાં તેનું ભાડું પણ વધારે ઊપજે છે તે પેલા મકાનને લીધે નહિ પણ મોખરાને લીધે જ ઊપજે છે. વેચાણ કિંમતમાં અથવા ભાડાની આવકમાં થયેલો આ વધારો માલિકના કશા પુરુષાર્થથી નથી થયો. પણ સર્વસામાન્ય આબાદી વધવાથી થયેલો હોય છે. શહેરોમાં મોખરાની જમીનની કિંમતમાં થયેલા આવા વધારા ઉપર વધેલી કિંમત પ્રમાણે જ માલિક પાસેથી કર લેવામાં આવે છે. ઇંગ્લંડમાં આવી જમીન વેચાય ત્યારે જ વધેલી વેચાણ કિંમત ઉપર કર લેવામાં આવે છે. આપણે ત્યાં મ્યુનિસિપાલિટીઓ શહેરના વિસ્તારની યોજના કરી વધારેલા વિસ્તારમાં સડકો બાંધે, તથા દીવાબત્તીની અને પાણીની સગવડો કરે ત્યારે જમીનની જે કિંમત વધે છે તેનો અમુક ભાગ પોતે કરેલા ખર્ચ બદલ જમીનના માલિકો પાસેથી વસૂલ કરે છે. ટૂંકમાં સમાજની આબાદી અથવા પ્રગતિને કારણે જમીનની કિંમતમાં થયેલા આપોઆપ વધારાનો લાભ તેના માલિકને મળે તે કરતાં આખા સમાજને મળવો જોઈએ એ ન્યાયે વધેલી કિંમતનો બહુ મોટો ભાગ કરના રૂપમાં સરકાર લે એ તદ્દન વાજબી છે. અલબત્ત સરકાર રાષ્ટ્રીય હોય અને આવી રીતે મળેલી આવક પ્રજાહિતનાં કામોમાં જ ખર્ચે એ ગૃહીત કરીને આવા કરની હિમાયત અહીં કરી છે. અહીં એક બીજી વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે મોખરાને અથવા બીજી

સગવડોને કારણે જેણે વધેલી કિંમતે આ જમીન વેચાણ રાખી હોય તેને આ જમીનમાંથી કશો અનુપાર્જિત વધારો મળતો નથી. એટલે આવી જમીનનો ટૅક્સ સરકારે વધારી દીધો હોય તો વેચાણ રાખતી વખતે ટૅક્સના બોજાનો વિચાર કરીને જ તે કિંમત આપે છે.

૧૬. મકાનવેરો: મકાનની બાબતમાં અનુપાર્જિત વધારાનો પ્રશ્ન ઊભો જ નથી થતો. કારણ જે જમીન ઉપર મકાન આવેલું હોય તે જમીનની કિંમતથી મકાનની કિંમત જુદી પાડવામાં આવે તો મકાનની કિંમત તો તે બાંધતાં થયેલા ખર્ચ જેટલી જ થાય. પરંતુ તેમાંયે મોંઘવારીને કારણે મકાન બાંધકામના સરસામાનના ભાવ વધી ગયા હોય તો મકાનની કિંમત પણ એ પ્રમાણે વધે છે ખરી, અને મકાનના માલિકને જો મકાન વેચે તો મોંઘવારીનો લાભ મળે છે. મકાનો ઉપર તો સામાન્ય રીતે મ્યુનિસિપાલિટી પોતાના ખર્ચ માટે વેરો નાખે છે. જે મકાનો ભાડે આપવામાં આવે છે તેના ઉપર જો આવો વેરો વધારવામાં આવે તો મકાનમાલિક ભાડું વધારીને તે બોજો ભાડૂત ઉપર જ હડસેલી દે છે. જ્યાં અમુક મુદત માટે મકાન ભાડે આપ્યું હોય ત્યાં મુદત પૂરી થતાં સુધી માલિકને વેરાનો બોજો ભોગવવો પડે છે.

૧૭. પરોક્ષ વેરાઃ આવક, વારસો, જમીન, મકાન એ ઉપરના વેરા પ્રત્યક્ષ કર કહેવાય છે. કારણ કરની આકારણી કરતી વખતે ધારાસભ્યના મનમાં નક્કી હોય છે કે જેના ઉપર કર નાખવામાં આવે છે તેના ઉપર જ તેનો બોજો પડશે. જો કે મકાનની બાબતમાં આપણે જોયું કે છેવટે એ બોજો મકાનના માલિક ઉપર નહિ પણ ભાડૂત ઉપર પડે છે.

૧૮. વસ્તુઓ ઉપરના કરને પરોક્ષ એટલા માટે કહેવામાં આવે છે કે, જોકે એ કર વસૂલ કરવામાં આવે છે તે વસ્તુના ઉત્પાદક અથવા વેચનાર પાસેથી, છતાં તેનો બોજો પડે છે વસ્તુના વાપરનાર ઉપર. ઉત્પાદક અથવા વેચનાર કરની રકમ વસ્તુની કિંમતમાં ઉમેરી દઈને જ વસ્તુ વેચે છે. એટલે એનો કર વધારે હોય કે ઓછો એની સાધારણ રીતે એ ઝાઝી પરવા નથી કરતો, પણ કરને લીધે વસ્તુ મોંઘી થાય અને એ મોંઘાપણાની અસર વસ્તુની માંગ ઉપર પડે ત્યારે જ ઉત્પાદકને વિચાર કરવો પડે છે. કોઈ વસ્તુના ઉદ્યોગમાં ઉત્પાદકને નફાનો ગાળો વધારે રહેતો હોય તો કરની રકમ જેટલો નફો જતો કરી તે મૂળ કિંમતે એ વસ્તુ વેચવાનું ચાલુ રાખે છે. કારણ જ્યાં નફાનો ગાળો વધારે હોય ત્યાં હરીફાઈ હોય જ છે. છતાં મોટા ભાગની વસ્તુઓમાં અને લાંબે ગાળે તો વસ્તુઓ ઉપરના કર તેના વાપરનાર ઉપર જ પડે છે એમ નિયમ તરીકે કહી શકાય.

૧૯. તેથી જ આવા કરની બાબતમાં સંભાળ એ રાખવાની હોય છે કે

ગરીબ લોકોની રોજના ઉપયોગની, જેના વિના ચાલે નહિ એવી વસ્તુઓ ઉપર આવા કર ન પડવા જોઈએ. પણ નાણાંમંત્રી આવક ઉપર જ જુએ છે. જે વસ્તુ બહુ મોટા પ્રમાણમાં વપરાતી હોય તેના ઉપર જો એ કર નાખે તો — કરનો દર નાનો હોય છતાં તેને બહુ વધારે આવક થાય છે. અને શ્રીમંત લોકોના વપરાશની વસ્તુઓ ઉપર નાખવામાં આવેલા કરનો દર મોટો હોય તો પણ આવક ઓછી થાય છે.

૨૦. આપણા દેશમાં મીઠા ઉપરનો વેરો ગરીબ લોકો ઉપર ભારે જુલમ અને બોજારૂપ થઈ પડ્યો છે. કારણ શહેરના અને સારી સ્થિતિના લોકો કરતાં ગામડાના ખેડૂતો અને ગરીબ લોકોને મીઠાની જરૂર વધારે હોય છે. તેમના પોતાના વપરાશ માટે મીઠું જોઈએ તે ઉપરાંત પોતાનાં ઢોર માટે તેમ જ વૃક્ષાદિને નાખવા માટે પણ તેમને મીઠાની જરૂર પડે છે.

૨૧. એટલે વસ્તુઓ ઉપર કર નાખવામાં એટલો વિચાર તો કરવો જ જોઈએ કે જે લોકો ઉપર એ કરનો બોજો પડશે તે લોકોમાં એ કર ભરવાનું સામર્થ્ય છે કે કેમ? કરને કારણે જીવનના નિર્વાહનું ધોરણ નીચું ઉતારવું પડતું હોય, જેના વગર ન ચાલે એવી વસ્તુના વપરાશમાં પણ કાપ મૂકવો પડતો હોય ત્યાં તો એ કર તદ્દન ગેરવાજબી જ છે. સારામાં સારી કરની વ્યવસ્થા તો જેને કશી ખોટ નથી એવા સાગરમાંથી પાણી લઈ, તરસી પૃથ્વીને એ વરસાદના રૂપમાં આપવું એ જ છે. સરકારનું ખર્ચ પણ નીકળે અને તેની સાથે થોડા માણસોના હાથમાં એકઠી થઈ ગયેલી સંપત્તિની ઘણા માણસોમાં વહેંચણી થાય એ રીતની કરની પદ્ધતિ ઉત્તમ ગણાય.

૨૨. કરની બાબતમાં એક વધુ મહત્ત્વનો પ્રશ્ન એ પણ વિચારવા જેવો છે કે વધુ કર લઈને બધાં સાર્વજનિક કામ સરકાર જ કરે એ ઠીક? કે સાર્વજનિક કામોની વ્યવસ્થા પણ વિકેન્દ્રિત કરી નાખી તે માટે જરૂરી કર ઉઘરાવવાનું પણ સ્વરાજ્ય ભોગવતા સ્થાનિક ઘટકો ઉપર છોડી દેવામાં આવે એ ઠીક? આ પ્રશ્ન કરની આકારણીને લગતો નથી, પણ આખી રાજ્યવ્યવસ્થાને લગતો છે. સમાજનો દરેક ઘટક — નાનામાં નાનો અને ગરીબમાં ગરીબ ઘટક પણ — સ્વતંત્રતા ભોગવી શકે એવી રાજ્યવ્યવસ્થા અને અર્થવ્યવસ્થાને ધ્યેય તરીકે માન્ય રાખવામાં આવે તો સાર્વજનિક કામોની વ્યવસ્થા પણ વિકેન્દ્રિત કરી નાખવામાં આવે એ જ ઇષ્ટ છે. સ્થાનિક કામો માટે સ્થાનિક સંસ્થાઓના હાથમાં કરની આકારણી કરવાનું રાખવામાં આવે તો તેમાં ન્યાય વધારે જળવાવાનો સંભવ છે. એટલું જ નહિ, પણ પોતાની વ્યવસ્થા પોતે કરી લેવી એ સ્વરાજ્યનું એક તત્ત્વ છે તે પણ વધારે સારી રીતે જળવાવાનો અવકાશ છે.

માણુસ જાતના અર્થવ્યવહારમાં સંપત્તિના ઉત્પાદન કરતાં વ્યયનું મહત્ત્વ ઓછું નથી. પણ એ તરફ સમાજશાસ્ત્રીઓએ હજી જોઈએ તેટલું ધ્યાન આપ્યું નથી. અર્થના સદ્‌વ્યયનું સાંગોપાંગ શાસ્ત્ર નિર્માણ થવાનું હજી બાકી છે. એનું એક કારણ તો એ છે કે ઉત્પાદન મોટે ભાગે સામુદાયિક અથવા સામાજિક સ્વરૂપનું હોય છે. જ્યારે વ્યયમાં વ્યક્તિની ઇચ્છાઓ, ગમા-અણગમા, તરંગો વગેરે બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. આજે મોટા ભાગનો વ્યય કુટુંબ પૂરતો સીમિત હોય છે. તેથી ગૃહવિજ્ઞાનમાં વ્યય વિષે વિવેચન આવે છે. પણ તે પૂરતું નથી હોતું. વળી વ્યયમાં આવડત કરતાં પણ વિચારોની કેળવણીની વધારે અપેક્ષા રહે છે. એટલે એનો કેટલોક ભાગ તો કેળવણી અને નીતિના ક્ષેત્રમાં જાય છે. તેથી આ પુસ્તકમાં વ્યય સંબંધી માત્ર દિશાસૂચન કરીને જ અટકવાનું ઉચિત માન્યું છે.

કોઈ પણ રાષ્ટ્રે વ્યયનો વિચાર કરતાં પહેલાં પોતાની સંપત્તિ અને આવક કેટલીક છે અને તેનો વ્યય કરનારી જનસંખ્યા કેટલી છે એનો પણ વિચાર કરવો જોઈએ. તેથી એ બે પ્રકરણ આ વિભાગમાં જ મૂક્યાં છે.

# પ્રકરણ ૧ લું

# રાષ્ટ્રીય સંપત્તિ અને રાષ્ટ્રીય આવક

૧. કોઈ પણ વ્યક્તિની આર્થિક સ્થિતિ વિષે વાતચીત અથવા ચર્ચા ચાલતી હોય ત્યારે આપણામાં એવું બોલવાનો રિવાજ છે કે અમુક શેઠ કરોડાધિપતિ છે, અથવા અમુક વેપારી લક્ષાધિપતિ છે, અથવા અમુક ખેડૂત પાસે પચાસ કે સો વીઘાં જમીન છે અથવા અમુક રબારી પાસે સો ગાયોનું કે બસો ગાયોનું ધણ છે. ઇંગ્લંડમાં માણસની આર્થિક સ્થિતિ વિષે વાત કરતાં ઘણુંખરું તેની વાર્ષિક આવક બોલાય છે કે, અમુક માણસની વાર્ષિક આવક પાંચ હજાર પાઉંડ છે કે દસ હજાર પાઉંડ છે. આમ સંપત્તિનું માપ કાઢવાની બે રીતો પ્રચલિત છે. એક સંપત્તિના કુલ જથા ઉપરથી અને બીજી વાર્ષિક આવક ઉપરથી. કુલ જથા ઉપરથી સંપત્તિની ગણતરી કરવાને બદલે આવક ઉપરથી ગણતરી કરવી એ વસ્તુસ્થિતિનું વધારે સાચું દર્શન કરાવનારી રીત છે. કારણ વ્યક્તિની કે રાષ્ટ્રની આર્થિક સુખસગવડનો આધાર, તેને ઉપભોગ અથવા વ્યય માટે કેટલી વસ્તુઓ અને કેટલી સેવાઓ અથવા કામગીરીઓ મળી શકે છે તેના ઉપર રહે છે. માણસની મિલકત એક લાખ રૂપિયાની હોય અથવા એની પાસે ૫૦ કે ૧૦૦ વીઘાં જમીન હોય, પણ એ મિલકતમાંથી અથવા એ જમીનમાંથી એને જેટલી આવક કે ઉત્પન્ન થાય એટલું જ તેને વાપરવા મળી શકે છે. મિલકત અથવા જમીન કાંઈ વાપરી શકાતી નથી.

૨. આ વાત બરાબર હોવા છતાં તેની સાથે એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે મહિને કે વર્ષે થતી અમુક આવક અથવા તો એટલા વખતમાં ઉપભોગ અથવા વ્યય માટે મળતી વસ્તુઓ અને સેવાઓનો આધાર સમાજમાં અથવા રાષ્ટ્રમાં સંપત્તિનો કુલ કેટલો જથો હસ્તી ધરાવે છે તેના ઉપર જ રહે છે. તેથી સંપત્તિના જથાનો વિચાર પણ આવશ્યક થઈ પડે છે. રાષ્ટ્રની કે સમાજની સંપત્તિના જથાનો વિચાર કરવામાં તે પ્રદેશની જમીન, ખનીજ વગેરે સાધનસંપત્તિ ઉપરાંત તે પ્રદેશની આબોહવા, એ પ્રદેશનું પ્રાકૃતિક સૌંદર્ય, નદીઓમાં વહાણવટાની કેટલી સગવડ છે, તેનાં બંદરો કેટલાં સગવડવાળાં છે, તેનું ભૌગોલિક સ્થાન કેટલા મહત્ત્વનું છે, એ પ્રદેશમાં પ્રવાસીઓને આકર્ષક થાય એવા ઐતિહાસિક અવશેષો અને સ્મારકો છે કે કેમ, એ બધું ધ્યાનમાં લેવું જોઈએ. ટૂંકમાં, એ પ્રદેશના લોકો ત્યાંની જે જે વસ્તુઓ ઉપર માલકી ધરાવી શકે તેમ હોય અને જે જે વસ્તુઓનો

ઉપભોગ કરી શકે તેમ હોય તે તમામ વસ્તુઓ ગણતરીમાં લેવી જોઈએ. વળી આ બધી વસ્તુઓ સંપત્તિ બની માણસના ઉપયોગમાં ત્યારે જ આવી શકે છે જ્યારે ત્યાં વસતા માણસોમાં એ વસ્તુઓને ઉપયોગમાં આણવાની આવડત હોય. કોઈ પ્રદેશમાં કુદરતી સંપત્તિ ઘણી હોય પણ ત્યાં રહેનારા લોકોમાં એ સંપત્તિનો ઉપયોગ કરવાની આવડત ન હોય તો એ સંપત્તિ નકામી પડી રહે છે.

## નાણાંના રૂપમાં ગણતરી

**૩.** રાષ્ટ્રની સંપત્તિના આ જાતના સમૂહ અથવા સંચયમાંથી ઉપયોગી વસ્તુઓનો જે પ્રવાહ વહ્યાં કરે છે તે રાષ્ટ્રીય આવક છે. રાષ્ટ્રની સંપત્તિનાં તમામ અંગો ઉપયોગી વસ્તુઓના વાર્ષિક પ્રવાહમાં ઉમેરો કરે છે. એમાંનાં જે જે અંગો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સમાજની ઉત્પાદન શક્તિમાં વધારો કરે છે અને ઉપયોગી વસ્તુઓ તથા સેવાઓનો જથો વધારે છે તે રાષ્ટ્રીય આવકમાં વૃદ્ધિ કરે છે. રાષ્ટ્રીય સંપત્તિ તેમ જ રાષ્ટ્રીય આવક નાણાંના રૂપમાં જ ગણવાનો રિવાજ પડી ગયો છે. કારણ આપણી પાસે સંપત્તિ તેમ જ આવકનું માપ કાઢવાનું નાણાં સિવાય બીજું કશું સાધન નથી. પણ એ ધ્યાનમાં રાખવાનું છે કે રાષ્ટ્રીય સંપતિ તેમ જ રાષ્ટ્રીય આવકમાં ઘણી વસ્તુઓ એવી છે જે નાણાંના ગજથી ન માપી શકાય. આ મુશ્કેલી રાષ્ટ્રીય સંપત્તિની ગણતરી કરવા કરતાં પણ રાષ્ટ્રીય આવકની ગણતરી કરવામાં વધારે નડે છે. દા. ત., રાષ્ટ્રીય આવકની ગણતરી કરવામાં આવે ત્યારે ઘર અથવા રાચરચીલું જો ભાડે આપવામાં આવ્યું હોય તો તેનું ભાડું આવક તરીકે ગણાય છે, પણ તેનો માલિક જાતે તે વાપરે અથવા બીજા કોઈને ભાડું લીધા વિના વાપરવા આપે તો તેમાંથી એને કશી આવક થતી નથી. એટલે એ વસ્તુ રાષ્ટ્રીય આવકમાં નથી ગણાતી. જો કે એમાંથી જે ઉપયોગિતા અથવા સુખસગવડ મળે છે તેથી સમાજને મળતા એ જાતના જથામાં તો વધારો થાય જ છે. આ મુશ્કેલી ટાળવા માટે એવું કરવામાં આવે છે કે ઘરધણી પોતે જ ઘરનો ઉપયોગ કરતો હોય તો પણ એ જો ભાડે આપવામાં આવે તો કેટલું ભાડું ઊપજે એનો અડસટ્ટો કાઢી એ પ્રમાણે આવક ગણવામાં આવે છે. પણ માણસ પાસે કપડાં હોય, વાસણકૂસણ હોય, રાચરચીલું હોય, પુસ્તકાલય હોય, ઘોડાગાડી કે મોટર હોય, ઘરેણાંગાંઠાં હોય, તે જો એ પોતે જ વાપરતો હોય તો એની કશી આવક ગણતરીમાં લેવામાં આવતી નથી. આપણા જેવા દેશમાં તો આવક ગણવામાં એથી પણ વધારે મુશ્કેલી પડે છે. ખેતરમાં કુટુંબનાં જ માણસો કામ કરતાં હોય તેમને કાંઈ નાણાંના રૂપમાં મજૂરી ચૂકવવામાં આવતી નથી. એટલે તેમની મહેનત

આવકમાં લેવામાં જ આવતી નથી. તે જ રીતે ખેતરમાંથી જે પાકયું હોય તેમાંથી ખેડૂત પોતે જ વાપરે અથવા ઘેર દુઝાણું હોય તેમાંથી દૂધ, ઘી કે છાશ પોતે જ વાપરે એ આવકમાં ગણવામાં આવતું નથી. બજારમાં વેચાય એટલું જ ગણવામાં આવે છે.

**સેવાઓની આવક**

૪. સેવાઓની આવક ગણવામાં પણ આવા અટપટા પ્રશ્નો ઊભા થાય છે. આપણા દેશના કેટલાક અર્થશાસ્ત્રીઓ આવી આવક ગણતરીમાં ન લેવી એવા મતના છે. કારણ કેટલીક સેવાઓની આવક ગણતરીમાં લેવી અને કેટલીકની ન લેવી એમાં એમને સુસંગતતા દેખાતી નથી. ઘરકામના નોકરોને પગાર મળે એટલે એ એની આવક થઈ, અને તેથી એ ગણતરીમાં આવી શકે. પણ કુટુંબના માણસો ઘરકામ કરે તેમને કશો પગાર આપવામાં આવતો નથી એટલે એમની કશી આવક ન ગણાય. કુટુંબમાં માતા અને ગૃહિણી જે સેવા આપે છે અને તેથી કુટુંબનું જે સુખ સધાય છે તેનું મૂલ્ય નાણાંમાં આંકી શકાય જ નહિ. રાષ્ટ્રીય અથવા સામાજિક આવકમાં તેની કશી ગણતરી ન આવે, પણ એ જ પ્રકારનું, જો કે ઘણી ઊતરતી કોટીનું કામ આયા અથવા બાઈ નોકર કે શિક્ષિકા કરે તેની આવક ગણતરીમાં લેવાય. આ જાતની ગણતરીની રીતને લઈને એક વિચિત્ર ઘટના એવી બનવા પામે છે કે કોઈ પુરુષ પોતાનું ઘર સંભાળનારી બાઈ નોકરને પરણે તો રાષ્ટ્રીય આવકમાં ઘટાડો થાય છે. યુદ્ધ દરમ્યાન જ્યારે ગૃહિણીઓ પોતાનાં ઘરકામ નોકરોને સોંપી યુદ્ધ પ્રયાસમાં મદદ કરવા જાતજાતનાં કામ કરે છે ત્યારે ઘરકામ કરનારા નોકરોનો પગાર તથા આ ગૃહિણીઓનો પગાર એમ રાષ્ટ્રીય આવકમાં બેવડો વધારો ગણવામાં આવે છે.

૫. સરકારી નોકરોની સેવાઓનો વિચાર કરીએ. એમની સેવાઓ રાષ્ટ્રને ઉપયોગી ગણાય છે. પણ એમને જે પગાર મળે છે તે રાષ્ટ્રીય આવકમાં ગણવો કે કેમ? કેટલાક અર્થશાસ્ત્રીઓ ગણવાની ના પાડે છે. તેઓ કહે છે કે એનો અર્થ તો એ થયો કે સરકારનું વહીવટી ખર્ચ વધે ત્યારે રાષ્ટ્રીય આવકમાં વધારો થાય. ધારો કે કોઈ પ્રદેશમાં ચોરી લૂંટફાટ વધારે થવા માંડ્યાં અને ત્યાં પોલીસની તથા ફોજદારી અદાલતોની સંખ્યામાં વધારો કરવો પડ્યો. ખરી રીતે તો જેટલું સરકારી ખર્ચ વધ્યું એટલો કર ભરનારાઓ ઉપરનો બોજો વધ્યો. તેને બદલે આપણે જો પોલીસના અને મૅજિસ્ટ્રેટોના પગાર રાષ્ટ્રીય આવકમાં ગણીએ તો લોકો ઉપર બોજો વધેલો હોવા છતાં રાષ્ટ્રીય આવક વધેલી દેખાશે. તેમ છતાં અત્યારે રાષ્ટ્રીય આવકો જે રીતે ગણવામાં આવે છે તેમાં આવા પગારો આવક તરીકે ગણાય છે. આપણા જેવા

દેશમાં જ્યાં સરકારી ખર્ચ માથાભારે છે ત્યાં પણ આવી રીતે જ ગણતરી કરવામાં આવે છે, તેમાં રહેલો અન્યાય ઉઘાડો છે.

૬. હવે વકીલો અને દાક્તરોની સેવાઓનો દાખલો લઈએ. લોકોમાં કજિયા અને કોરટબાજી વધે તો વકીલોની આવક વધે. લોકોમાં માંદગી અને રોગચાળો વધે ત્યારે દાક્તરોની આવક વધે. આ આવકોને ગણતરીમાં લેતાં રાષ્ટ્રીય આવક વધેલી દેખાશે. પણ કજિયા કંકાસવાળા અને રોગી સમાજમાં લોકોની ઉત્પાદનશક્તિ તો ઘટેલી હશે; અને લોકોની સુખસગવડમાં પણ ઘટાડો થયેલો હશે. આવી જ રીતે દારૂના ધંધામાંથી, જુગારના ધંધામાંથી તથા સટ્ટાના ધંધામાંથી થતી આવકનું માનવાનું છે.

૭. ઉપરની ચર્ચા એટલું જ ધ્યાનમાં રાખવા માટે છે કે કોઈ પણ સમાજ વાસ્તવિક રીતે કેટલી આર્થિક સુખસગવડો ભોગવે છે તેનો ખ્યાલ રાષ્ટ્રીય આવકની આવી ગણતરીઓ ઉપરથી ચોક્કસ અથવા ખરા રૂપમાં આવી શકતો નથી. તે ઉપરથી તો સમાજની આર્થિક સ્થિતિનો બહુ સ્થૂળ અને ઝાંખો ખ્યાલ જ આવી શકે છે. નાણાંના રૂપમાં ગણવામાં આવતી રાષ્ટ્રીય સંપત્તિને તથા રાષ્ટ્રીય આવકને ઘણી વાર સમાજની વાસ્તવિક આર્થિક સુખસગવડ સાથે સીધો સંબંધ નથી હોતો. છતાં ગણતરી કરવાનો બીજો ઉપાય નથી એટલે નાણાંના રૂપમાં જ આપણે ગણતરી કરીએ છીએ.

**આવક ગણવાની રીતો**

૮. આ ગણતરી શી રીતે કરવામાં આવે છે તે હવે આપણે જોઈશું. તેની બે રીત છે: એક રીતમાં સમાજના દરેક માણસની નાણાંના રૂપમાં થતી આવકનો સરવાળો કરી તે ઉપરથી રાષ્ટ્રીય આવક નક્કી કરવામાં આવે છે. ઇન્કમ ટૅકસના આંકડા ઉપરથી આવક ગણવામાં આવે છે અને જેઓની આવક ઇન્કમ ટૅકસને લાયક ન હોય અથવા ઇન્કમ ટૅકસમાં આવી જતી ન હોય એવાઓની આવકનો અડસટ્ટો કાઢી એ તેમાં ઉમેરવામાં આવે છે.

૯. બીજી રીત એવી છે કે દર વર્ષે જેટલી વસ્તુઓ અને સેવાઓ સમાજના ઉપભોગને માટે ઉપલબ્ધ થાય છે. તેની યાદી કરી, બજારભાવે તેની કિંમત મૂકી, તેનો સરવાળો કરવામાં આવે છે. દેશમાં થતા દરેક જાતના ઉત્પાદનની વિગતવાર અને ચોક્કસ નોંધ હોય તો જ આ રીતમાં સફળતા મળી શકે છે.

૧૦. એટલે બન્ને રીતોનો આશ્રય લેવો એ ઠીક છે. એક રીતે તારવવામાં આવેલા આંકડાને બીજી રીતે તારવેલા આંકડા સાથે સરખાવી બન્ને આંકડાની ચોક્કસ તપાસણી પણ કરી શકાય. આ જાતની ગણતરીની ચોકસાઈનો આધાર ગણતરી માટે મળી આવતાં સાધનો અને આંકડા ઉપર

રહે છે. આ બાબતમાં આપણા દેશમાં ઘણી મુશ્કેલીઓ છે. વસ્તીનો મોટો ભાગ ખેડૂતોનો છે. તેમની આવક ઇન્કમ ટૅક્સના ક્ષેત્રમાં આવતી નથી. વસ્તીના બીજા વર્ગોમાંથી પણ ઇન્કમ ટૅક્સ ભરનારા બહુ ઓછા છે. મજૂરી કરનારા લોકોને કુલ કેટલી મજૂરી મળે છે તેના આંકડા મળી શકતા નથી. તે જ પ્રમાણે તમામ જાતના ઉત્પાદનની પણ વિગતવાર કે ચોક્કસ નોંધ નથી હોતી. સરકારી ખાતાં તથા સ્થાનિક સંસ્થાઓમાં કેટલા માણસો કામ કરે છે અને તેમના પગારના આંકડા કેટલા થાય છે તેના પણ એકત્રિત આંકડા ઉપલબ્ધ નથી. ઘરકામ કરનારા નોકરોની સંખ્યાનો કશો ચોક્કસ આંકડો નથી. આવી બધી આધારભૂત હકીકતોને અભાવે આપણા દેશમાં આવકનો કુલ આંકડો કાઢવો એ ભારે મુશ્કેલીવાળું અને સાહસનું કામ છે.

### ડૉ. રાવની ગણતરી

**૧૧.** છતાં આપણા દેશમાં મોટા મોટા આંકડાશાસ્ત્રીઓએ એ સાહસ ખેડયું છે. તેમાં છેલ્લામાં છેલ્લો અને વધારે ઝીણવટવાળો પ્રયાસ ડૉ. રાવનો છે. તેમણે રાષ્ટ્રીય આવકની નીચે પ્રમાણે વ્યાખ્યા કરીને ગણતરી કરી છે:

**૧૨.** વસ્તુઓ અને સેવાઓનો વર્ષ દરમ્યાન ચાલતો પ્રવાહ જે તે વર્ષ દરમ્યાન વેચાણ માટે ઉપલબ્ધ હોય તેમાંથી આયાત થયેલી વસ્તુઓ અને સેવાઓ બાદ કરતાં જે રહે તેની બજાર ભાવે કિંમત ગણવી. અને તેમાંથી નીચેની વસ્તુઓ બાદ કરવી:

૧. વર્ષ દરમ્યાન જૂના સંગ્રહમાંથી જે કંઈ વપરાય અને જે કારણે તેમાં ઘટાડો થાય તેની કિંમત.

૨. જે વસ્તુઓ અને સેવાઓનો પ્રવાહ ઉત્પાદન કાર્યમાં વપરાઈ જાય તેની કિંમત.

૩. મૂડી તરીકે ઉપયોગમાં લેવાતી સાધન સંપત્તિને જાળવી રાખવા માટે જે વસ્તુઓ અને સેવાઓ વપરાઈ જાય તેની કિંમત.

૪. રાજ્યને પરોક્ષ કરવેરા મારફત જે આવક થાય તે.

૫. આયાત નિકાસની વેપારતુલામાં જે કાંઈ વધારો રહે તે.

૬. પરદેશ ખાતેના દેશના દેવામાં જે વધારો થાય તે.

૭. પરદેશ ખાતેના દેશના – સરકારના તેમ જ લોકોના – લેણામાં જે કાંઈ ઘટાડો થાય તે.

**૧૩.** આ ધોરણે તેમણે સને ૧૯૩૧–૩૨ની સાલની ગણતરી કરીને બ્રિટિશ હિંદુસ્તાનની રાષ્ટ્રીય આવકનો અડસટ્ટો લગભગ સત્તર અબજ રૂપિયાનો કાઢ્યો છે. તેની વિગતો નીચે પ્રમાણે છે :

| આવકનું મૂળ | કિંમત (કરોડ રૂપિયામાં) |
|---|---|
| ૧. ખેતીની પેદાશ | ૫૯૨.૭ |
| ૨. ઢોરની પેદાશ | ૨૬૮.૩ |
| ૩. મચ્છીમારી અને શિકાર | ૧૨.૦ |
| ૪. જંગલની પેદાશ | ૯.૨ |
| ૫. ખાણોની પેદાશ | ૧૮.૦ |
| ૬. ઇન્કમટેક્સ આકારાયેલી આવક | ૨૧૬.૧ |
| ૭. ઉદ્યોગોમાં રોકાયેલા મજૂરોની આવક | ૨૧૦.૦ |
| ૮. સરકારી ખાતાં, રેલ્વે, પોસ્ટ તથા ટેલિગ્રાફમાં નોકરી કરતા માણસોની આવક | ૫૯.૦ |
| ૯. વેપારમાં રોકાયેલાની આવક | ૧૨૨.૩ |
| ૧૦. વકીલ, દાક્તરો, શિક્ષકો, વગેરેની આવક | ૪૧.૬ |
| ૧૧. રેલ્વે, પોસ્ટ અને ટેલિગ્રાફ સિવાયના વાહનવહેવારમાં રોકાયેલા માણસોની આવક | ૨૮.૩ |
| ૧૨. ઘરકામના નોકરોની આવક | ૩૨.૫ |
| ૧૩. પરચૂરણ | ૭૮.૦ |
| | ૧૬૮૯.૦ |

૭ થી ૧૩ સુધીની આવક જેના ઉપર ઇન્કમટેક્સ નહિ આકારાયેલો એવી છે. આ ગણતરી પ્રમાણે બ્રિટિશ હિંદમાં સને ૧૯૩૧–૩૨ના વર્ષ માટે જણદીઠ સરેરાશ આવક રૂા. ૬૨) આવે છે.

### પહેલાંની ગણતરીઓ

**૧૪.** આપણા દેશમાં રાષ્ટ્રીય આવકની ગણતરી સૌથી પહેલી દાદાભાઈએ સને ૧૮૭૬માં કરી. તેમણે ગણતરી માટે ૧૮૬૮–૬૯નું વર્ષ લીધું હતું. ત્યારથી આજ સુધીમાં અનેક ગણતરીઓ થઈ છે તે નીચેના કોઠામાં આપી છે:

| ગણતરી કરનારનું નામ | કયા વર્ષમાં ગણતરી કરી | કયા વર્ષને ગણતરીમાં લીધું | જણદીઠ સરેરાશ આવક |
|---|---|---|---|
| દાદાભાઈ નવરોજજી | ૧૮૭૬ | ૧૮૬૮ | ૨૦ |
| બેરિંગ ઍન્ડ બાર્બર | ૧૮૮૨ | ૧૮૮૧ | ૨૭ |
| લૉર્ડ કર્ઝન | ૧૯૦૧ | ૧૮૯૭–૯૮ | ૩૦ |
| વિલિયમ ડિગબી | ૧૯૦૨ | ૧૮૯૯ | ૧૮ |
| એફ. જી. ઍટકિન્સન | ૧૯૦૨ | ૧૮૭૫ | ૨૭.૩ |
| ” ” ” | ૧૯૦૨ | ૧૮૯૫ | ૩૫.૨ |

| | | | |
|---|---|---|---|
| સર બી. એન. શર્મા | ૧૯૨૧ | ૧૯૧૧ | ૫૦ |
| ફિન્ડલે શિરાઝ | ૧૯૨૪ | ૧૯૧૧ | ૪૯ |
| ,, ,, | ૧૯૨૪ | ૧૯૨૧ | ૧૦૭ |
| ,, ,, | ૧૯૨૪ | ૧૯૨૨ | ૧૧૬ |
| શાહ અને ખંભાતા | ૧૯૨૪ | ૧૯૨૧ | ૭૯ |
| વાડિયા અને જોષી | ૧૯૨૫ | ૧૯૧૩–૧૪ | ૪૪.૩ |
| ફિન્ડલે શિરાઝ | ૧૯૩૨ | ૧૯૩૧ | ૬૩ |
| ડૉ. રાવ | ૧૯૩૯ | ૧૯૨૫–૨૯ | ૭૬ |
| ,, | ૧૯૪૦ | ૧૯૩૧–૩૨ | ૬૨ |

ઉપરનામાં શાહ અને ખંભાતાની ગણતરી આખા હિંદુસ્તાન માટે છે, જ્યારે બીજી બધી ગણતરીઓ બ્રિટિશ હિંદુસ્તાન પૂરતી જ છે.

૧૯. પણ આ આંકડા આપણે એકબીજા સાથે સરખાવી શકીએ નહિ. કારણ આટલા લાંબા ગાળામાં વસ્તુઓના ભાવમાં બહુ મોટા ફેરફારો થઈ ગયા છે. વળી દરેક લેખકની ગણતરી કરવાની પદ્ધતિ પણ જુદી છે. તેમ છતાં ડૉ. રાવે સને ૧૯૨૫થી ૨૯ના ભાવના ધોરણે કેટલાક જૂના આંકડામાં ફેરફાર કરી તેમને એકબીજા સાથે સરખાવી શકાય એવા બનાવવા પ્રયત્ન કર્યો છે. તેનું પરિણામ નીચે મુજબ છે.

| લેખક | સરેરાશ આવકનો આંકડો | ગણતરીનું વર્ષ | ૧૯૨૫થી ૨૯ના ભાવના ધોરણે ફેરફાર કરતાં આવેલો આંકડો |
|---|---|---|---|
| દાદાભાઈ નવરોજજી | ૨૦.૦ | ૧૮૬૮ | ૪૪.૨ |
| ઍટ્કિન્સન | ૩૫.૨ | ૧૮૯૫ | ૫૫.૦ |
| શાહ અને ખંભાતા | ૮૮.૦ | ૧૯૨૧–૨૨ | ૭૮.૦ |
| ડૉ. રાવ | ૭૬.૦ | ૧૯૨૫–૨૯ | ૭૬.૦ |

જો કે ડૉ. રાવ પોતે જ કહે છે કે આવા ફેરફાર કરવા છતાં આ આંકડાને ખરા ગણી એકબીજા સાથે સરખાવવા એ વાજબી નથી. કારણ અડસટ્ટો કાઢવાની રીતમાં મોટા તફાવતો રહેલા જ છે. તેની અસર અડસટ્ટાના આંકડા ઉપર પડ્યા વિના ન રહે.

૧૬. જેમ એક દેશના જૂના આંકડા સાથે નવા આંકડા સરખાવવા એ દોષયુક્ત છે તેમ જ જુદા જુદા દેશની આવકોના આંકડાને પણ એકબીજા સાથે સરખાવવામાં દોષો રહેલા છે. કારણ જુદા જુદા દેશોમાં લોકોની જરૂરિયાતની વસ્તુઓના ભાવનાં ધોરણ જુદાં જુદાં હોય, અર્થરચના જુદી જુદી હોય, અને

ગણતરી કરવાની રીત જુદી જુદી હોય. છતાં આ આંકડાને એક સાથે જોતાં જુદા જુદા દેશની રહેણીના ધોરણનો જાડો ખ્યાલ તો આવી જ શકે છે. તે માટે નીચેના આંકડા આપ્યા છે :

| દેશ | વર્ષ | જણદીઠ આવક પાઉંડમાં | દેશ | વર્ષ | જણદીઠ આવક પાઉંડમાં |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ હિંદ | ૧૯૩૧ | ૫ | જર્મની | ૧૯૨૫ | ૩૯ |
| ઇંગ્લંડ | ૧૯૩૧ | ૭૬ | ઇટલી | ૧૯૨૭ | ૨૪ |
| ઑસ્ટ્રેલિયા | ૧૯૨૪ | ૯૮ | ઇજિપ્ત | ૧૯૨૮ | ૨૧ |
| યુનાઇટેટ સ્ટેટ | ૧૯૩૨ | ૮૯ | જાપાન | ૧૯૨૫ | ૧૪ |
| ફ્રાન્સ | ૧૯૨૮ | ૪૧ | રશિયા | ૧૯૨૫ | ૧૦ |
| ડેનમાર્ક | ૧૯૨૭ | ૫૫ | | | |

૧૭. ભાવના તફાવત અને ગણતરીની રીતોમાં ફેરફાર એ બાબતો ધ્યાનમાં લઈએ તો પણ ઉપરના આંકડા જોતાં જણાય છે કે આપણા દેશ અને બીજા દેશો વચ્ચે આર્થિક સ્થિતિમાં આસમાન જમીનનું અંતર છે. થોડાક શ્રીમંત દેશોને છોડી દઈએ તો પણ બીજા દેશો કરતાં આપણે બહુ ગરીબ છીએ. વળી આટલી નાની આવકમાંથી માથાદીઠ રૂા. ૯) સરકાર-વેરાના જાય છે અને માથાદીઠ રૂા. ૫) પરદેશીઓનો નફો, વ્યાજ, કમિશન વગેરેમાં પરદેશ ઘસડાઈ જાય છે.

### આવકની અસમાનતા

૧૮. અને ઉપર જે સરેરાશ ગણવામાં આવી છે તેમાં તો મોટા શેઠિયા-ઓની હજારો અને લાખોની આવક તથા મોટા અમલદારોના હજારોના પગાર પણ આવી ગયા. આપણી જણદીઠ સરેરાશ આવક રૂા. ૬૨) છે, તેથી આપણા છેક નીચલા થરનાં ગરીબ માણસો, જેમની સંખ્યા ઘણી મોટી છે તેમને દર વર્ષે જણદીઠ રૂા. ૬૨) વાપરવાના મળે છે એવું કશું નથી. વાર્ષિક રૂા. ૬૨) પ્રમાણે રોજના લગભગ અગિયાર પૈસાની આવક થઈ. એ આવક બહુ કંગાળ જ ગણાય છતાં છેક નીચલા થરના ગરીબ માણસોને એટલા પૈસા સાચે જ મળતા હોય તો તેઓ રાજી થાય. પણ વસ્તીના બહુ મોટા ભાગને એટલી આવક મળતી નથી, કારણ આખી રાષ્ટ્રીય આવક બહુ અણસરખી રીતે વહેંચાયેલી છે.

૧૯. ઉપરના જ આંકડામાંથી ડૉ. રાવે શહેરમાં રહેનારાઓની અને ગામડાંમાં રહેનારાઓની સરેરાશ આવક જુદી જુદી કાઢી છે. એ પ્રમાણે શહેરમાં રહેનારાની કમાનાર દીઠ વાર્ષિક આવક ૪૨૬ અને ગામડાની ૧૩૫ આવે છે અને શહેરમાં જણદીઠ વાર્ષિક આવક રૂા. ૧૬૨) આવે છે જ્યારે

ગામડામાં રૂા. ૪૮) આવે છે. દેશની વસ્તીના કુલ ૧૧ ટકા જ લોકો શહેરમાં રહે છે; જ્યારે ૮૯ ટકા લોકો ગામડાંમાં રહે છે, વળી શહેરોમાં પણ આર્થિક અસામનતા તો છે જ. શહેરોમાં રહેનારાની કુલ આવકની અડધોઅડધ તો ત્યાંના દશ ટકા લોકો જ ભોગવે છે. અને ૯૦ ટકા લોકોમાં બાકીની અડધી વહેંચાય છે. ઉપલા મધ્યમ વર્ગના લોકો જેમની આવક વાર્ષિક રૂા. ૨૦૦૦) કરતાં ઉપર છે તેનામાં પણ કુલ આવકના ૧૭ ટકા ભાગ ૩૮ ટકા લોકોના હાથમાં જાય છે, જ્યારે કુલ આવકનો દશ ટકા ભાગ ભોગવનારની સંખ્યા એક ટકો છે.

૨૦. હિંદુસ્તાનમાં આવકની વહેંચણી કેવી રીતે થયેલી છે તેનો અંદાજ એક બ્રિટિશ વેપારી મંડળે પોતાના ધંધાને માટે કાઢેલો તેના આંકડા નીચે મુજબ છે :

| કુટુંબો | આવક |
|---|---|
| ૬,૦૦૦ | ૧૦૦,૦૦૦ ઉપરાંત |
| ૨,૭૦,૦૦૦ | ૫,૦૦૦ સરેરાશ |
| ૨,૫૦,૦૦૦ | ૧,૦૦૦ ,, |
| ૩,૫૦,૦૦,૦૦૦ | ૨૦૦ ,, |
| બાકીના | ૫૦ |

હિંદુસ્તાનના બજારમાં બ્રિટિશ વેપાર માટે કેટલી શકયતા છે એ જોવાને માટે આ અંદાજ કાઢવામાં આવેલો હોઈ તે વધારે પડતો હોવાનો સંભવ નથી. વળી એ ધ્યાનમાં રાખવાનું છે કે આ આવક જણદીઠ નહિ પણ કુટુંબની છે. એક કુટુંબ પાંચ માણસનું ગણીએ તો ત્રણ કરોડ પચાસ લાખ કુટુંબમાં એટલે ૧૭·૭૬ કરોડ માણસોમાં જણદીઠ રૂ. ૪૦)ની આવક આવે છે. આ ગણતરી જો બ્રિટિશ હિંદની હોય તો ૧૯૩૧ની વસતી ગણતરી પ્રમાણે 'બાકીના'માં લગભગ ૧·૮૭ કરોડ કુટુંબો અને ૯·૩૮ કરોડ માણસો આવે. તેમની જણદીઠ આવક રૂ. ૧૦) થઈ. આ ઉપરથી આપણી હૃદયદ્રાવક ગરીબાઈનો ખ્યાલ આવે છે.

૨૧. આપણે આગળનાં પ્રકરણોમાં જોઈશું કે આપણી ખેતી અને ગોપાલનના મહાન ઉદ્યોગો ભારે દુર્દશામાં છે. ગ્રામઉદ્યોગો તૂટવાને લીધે આપણાં ગામડાં ભાંગવા માંડ્યાં છે અને શહેરોમાં પણ કારખાનાંના મજૂરોની સ્થિતિ કાંઈ સારી છે એવું નથી. આ ઉપરાંત આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું કે આપણી વધતી જતી વસ્તી માટે આપણે પૂરતો ખોરાક પણ હવે પકવી શકતા નથી. આ આખું ચિત્ર ગમે તેવા છાતીવાળા માણસની હિંમત પણ ખુટાડી દે એવું છે. તેમાં વળી આપણી પરદેશી સરકાર દેશની આર્થિક

સુધારણાના સ્વાંગ નીચે જે યોજનાઓ અમલમાં મૂકી રહી છે તે આપણા દેશના સ્વભાવને અને આપણી અર્થરચનાને ભાવતી આવે એવી નથી. આપણા દેશની સુધારણાની યોજનાઓ કરતી વખતે પણ તે આડકતરી રીતે બ્રિટિશ વેપારી હિતોને ફાયદો કરી આપે છે, અને આપણા દેશમાં ભેદભાવ અને કલહનાં બીજ વાવે છે. આપણા દેશની રાજકીય સત્તા હિંદીઓના હાથમાં આવે તો પણ એ સત્તાનો ઉપયોગ કરનારા આમવર્ગના સાચા પ્રતિનિધિ હોય અને આમવર્ગના હિતને જ પ્રાધાન્ય આપીને આર્થિક સુધારણાની યોજનાઓ કરે તો કાંઈ કે વળે એવું છે. ત્યાં સુધી તો આપણું સુકાન આપણે જ પોતાના હાથમાં લેવું જોઈએ; અને અવળી દિશામાં દોરી જનારાં પ્રલોભનો છોડી દઈ આપણાં ગામડાંને સજીવન કરવા માટે ખાદી, ગ્રામોદ્યોગ, ખેતી-સુધારણા વગેરેની રચનાત્મક પ્રવૃત્તિ પાછળ જ મંડી પડવું જોઈએ.

# પ્રકરણ ૨ જું

## જનસંખ્યા

૧. દરેક દેશ પોતાની રાષ્ટ્રીય આવકની ગણતરી કરે તેની સાથે જ તેણે પોતાની વસ્તી અથવા જનસંખ્યાની ગણતરી ધ્યાનમાં લેવી જ જોઈએ; અને દેશનું વાર્ષિક ઉત્પન્ન દેશમાં વસતા લોકોના ભરણપોષણ માટે પૂરતું છે કે કેમ તેનો હિસાબ કાઢવો જોઈએ. મોટા ભાગની ગરીબાઈ સંપત્તિની અણસરખી વહેંચણીને લીધે ઊભી થાય છે એ વાત તદ્દન સાચી છે, પણ ધારો કે આપણે સંપત્તિની ન્યાયી અને વાજબી વહેંચણી કરવામાં સફળ થઈએ, તો પણ એ પ્રશ્ન તો ઊભો રહે જ છે કે દેશની આવકનો કુલ જથો દેશમાં વસતા સઘળા લોકોને માટે પૂરતો છે કે કેમ?

### માલ્થસની ચેતવણી

૨. અઢારમી સદીના ઉત્તરાર્ધમાં માલ્થસ નામના એક લેખકે એવી ગણતરી કાઢી હતી કે વચમાં બીજો કશો અંતરાય ન આવી પડે તો દુનિયાની જનસંખ્યા પચીસ વર્ષમાં બમણી થઈ શકે. વળી જેટલા પ્રમાણમાં જનસંખ્યા વધે છે તેટલા પ્રમાણમાં ખોરાકનો જથો વધતો નથી. જનસંખ્યા ભૂમિતિની રીતે એટલે બે દુ ચાર, ચાર દુ આઠ, આઠ દુ સોળ એ ક્રમમાં વધે છે, જ્યારે ખોરાક અંકગણિતની રીતે એટલે કે બે ને બે ચાર, ચારને બે છ, છને બે આઠ, આઠને બે દસ એ ક્રમમાં વધે છે.

૩. એવો અડસટ્ટો કાઢવામાં આવેલો છે કે સાધારણ રીતે તંદુરસ્ત સમાજમાં વધારેમાં વધારે જન્મ પ્રમાણ એક હજારે ૪૫નું આવે, અને ઓછામાં ઓછું મરણપ્રમાણ એક હજારે દશનું આવે. આ હિસાબે ચક્રવૃદ્ધિ વ્યાજની રીતે જો આપણે ગણતરી કરીએ તો ૨૫ વર્ષમાં જનસંખ્યા બમણી થઈ જાય ખરી. પણ અત્યાર સુધી દુનિયામાં જોવામાં આવ્યું છે કે કોઈ પણ જાતનાં પ્રાણીમાં સંખ્યાની વૃદ્ધિ તેના વધારેમાં વધારે દર મુજબ થઈ શકતી જ નથી. એ વિચારસરણી ઉપરથી જ ડાર્વિને પોતાનો જીવનસંગ્રામનો સિદ્ધાન્ત કાઢ્યો છે. તેણે કહ્યું છે કે કોઈ પણ પ્રાણી પોતાની સંખ્યામાં તેની પૂરેપૂરી તાકાત પ્રમાણે વધારો કરી શકે તો પૃથ્વી ઉપર બીજાં કોઈ પણ પ્રાણીઓને

રહેવા માટે જગ્યા ન રાખે અને તેને માટે પૂરતો ખોરાક પણ ન મળે તેથી જ દુનિયામાં પ્રાણીઓની અંદર અંદર તેમ જ એક પ્રાણીનો બીજા પ્રાણી સાથે જીવનસંગ્રામ ચાલે છે અને તેમાંથી જે જબરું હોય તે જ જીવી શકે છે. આમાં જબરો કોને કહેવો એ પ્રશ્ન વિચારવા જેવો છે. જેમની સંહારશક્તિ વધારે હોય તે જબરાં કે જેમની સહકારશક્તિ વધારે હોય તે જબરાં? વધારે સંહારશક્તિવાળી પ્રજાઓનો પરિચય આ યુદ્ધમાં આપણને થયો છે. હવે તો શાન્તિ અને પ્રગતિ માટે સહકારશક્તિ કેળવ્યા વિના છૂટકો નથી. પણ આપણે બીજા પ્રશ્ન ઉપર ઊતરી ગયા.

૪. માલ્થસની ગણતરી શબ્દેશબ્દ સાચી પડી નથી. દુનિયા આગળ એનું મંતવ્ય રજૂ થયે લગભગ પોણાબસો વર્ષ થયાં. પચીસ વર્ષમાં તો નહિ પણ સંભવ છે કે એ પોણાબસો વર્ષમાં દુનિયાની વસ્તી બમણી થઈ હોય. પણ તેની સાથે માણસે ખોરાકના જથામાં પણ ઠીક ઠીક વધારો કર્યો છે. નવા નવા પ્રદેશો શોધ્યા છે અને ખોરાકનાં પણ ઘણાં નવાં સાધનો માણસને મળ્યાં છે. પણ માલ્થસની વાતનો શબ્દાર્થ ન પકડીએ અને તેના કથનને એક ચેતવણીરૂપ ગણીએ તો તેની વાત બહુ વજૂદવાળી અને વિચારવા જેવી ગણ્યા સિવાય છૂટકો નથી.

## વૃદ્ધિ ઉપરના અંકુશો

૫. માલ્થસે તો સુધરેલા સમાજોને આ ચેતવણી આપી છે. પણ તદ્દન પ્રાથમિક અને વનવાસી જીવન ગાળનારા સમાજોમાં પણ ખોરાકના પ્રમાણમાં વસ્તીના વધારાનો પ્રશ્ન ઊભો થાય છે અને તેના ઉપાય તેમને કરવા પડે છે. રશિયન લેખક ક્રોપોટ્કિને પોતાના 'સહાયવૃત્તિ' એ પુસ્તકમાં ઉત્તર ધ્રુવના પ્રદેશમાં વસતી એલૂટ જાતિના કેટલાક રીતરિવાજોનું વર્ણન કર્યું છે. માબાપ બાળકો ઉપર ખૂબ હેત રાખે છે અને બાળકોને બહુ લાડ લડાવે છે એ વસ્તુનો ઉલ્લેખ કરીને તે આગળ કહે છે: "આવાં હેતાળ માબાપોને આપણે જ્યારે બાળહત્યા કરતાં જોઈએ છીએ ત્યારે આપણે સ્વીકારવું જ જોઈએ કે એ રિવાજ, તેનું બાહ્ય સ્વરૂપ ગમે તેવું હોય તો પણ, અનિવાર્ય સંજોગોના દબાણને લઈને જ પ્રચારમાં આવ્યો હોવો જોઈએ. પોતાની ટોળીની હસ્તી કાયમ રાખવાની ફરજની ખાતર તથા ઊછરી ગયેલાં બાળકોને જિવાડવાની ખાતર તેઓ બાળહત્યાની પ્રથાનો આશ્રય લેતાં હોવાં જોઈએ. તેઓ અમર્યાદ પ્રજોત્પત્તિ કરતાં નથી અને જન્મપ્રમાણને મર્યાદામાં રાખવા પોતાની ઉપર કેટલાયે અંકુશો મૂકે છે અને તેનું કડકાઈથી પાલન કરે છે અને તેમ છતાં જેટલાં જન્મે એટલાં બાળકોને તેઓ નથી જ ઉછેરી શકતાં. વળી એમ પણ

જણાયું છે કે ગુજરાનનાં સાધનો તેઓ વધારી શકે કે એકદમ તેમનામાં બાળહત્યા ઓછી થઈ જાય છે. માબાપો આ કૃત્યો બહુ જ ના છૂટકે કરે છે. જન્મને માટે તેઓએ શુકનિયા અને અપશુકનિયા એવા દિવસો નક્કી કરેલા છે. શુકનિયા દિવસે જન્મેલાં બાળકોને તેઓ જિવાડે છે અને અપશુકનિયા દિવસે જન્મેલાં બાળકોને તેઓ મરવા દે છે. છતાં બાળકને મારી નાખવાનું ઘાતકી કૃત્ય કરતાં સહુને કમકમાટી તો ઊપજે જ છે. એટલે પ્રત્યક્ષ બળ વાપરી બાળકનો જાન લેવાને બદલે તેઓ આવા બાળકને જંગલમાં મૂકી આવવાનું પસંદ કરે છે. આમ બાળહત્યાનો રિવાજ ઘાતકીપણાને લીધે નહિ, પણ આખી વસ્તી માટે પૂરતા ખોરાકના અભાવને કારણે લાચારીને લીધે તેમનામાં પડ્યો છે." ક્રોપોટ્કિને કહ્યું છે કે બીજી પણ ઘણી વનવાસી જાતિઓમાં બાળહત્યાનો રિવાજ આવાં જ કારણે પ્રચલિત છે.

૬. અને આ જ કારણે ઘણી વનવાસી જાતિઓમાં આત્મહત્યા કરવાનો રિવાજ પણ જોવામાં આવે છે. "જ્યારે કોઈ ઘરડા માણસને લાગે કે પોતે ટોળી ઉપર ભારરૂપ થઈ પડ્યો છે અને દરરોજ બાળકોના મોંમાંથી ખોરાકનો ભાગ તે પડાવે છે; વળી તેને લાગે કે દરરોજ પથરાળા દરિયાકાંઠા પર અથવા ગીચ જંગલમાં જુવાન માણસોને ખભે ચઢીને તેને ફરવું પડે છે ત્યારે તે બોલવા લાગે છે, 'હું બીજાના ખાવાનામાંથી ભાગ પડાવું છું; હવે મારે જવાનો સમય આવી પહોંચ્યો છે.' પછી એ ઘરડો માણસ મરવા તૈયાર થાય છે. એ પોતાને માટે ઘોર ખોદી કાઢે છે અને પોતાનાં સગાંવહાલાંને એકઠાં કરે છે, અને પ્રેમપૂર્વક તેમની વિદાય લે છે. એના પિતાએ પણ આમ જ કર્યું હતું અને હવે પોતે પણ એમ જ કરવું જોઈએ. આવી રીતે આત્મહત્યા કરવી એને આ વનવાસી લોકો પોતાની ટોળી પ્રત્યેની ફરજોમાંની એક બહુ મહત્ત્વની ફરજ ગણે છે. કેટલીક વનવાસી જાતિઓમાં થોડુંક ભાથું બંધાવીને ઘરડા માણસને જંગલમાં છોડી જવાનો પણ રિવાજ છે."

૭. કેટલીક વનવાસી જાતિઓમાં એવો રિવાજ હોય છે કે જુવાન જ્યાં સુધી ઓછામાં ઓછા એક માણસને મારી તેનું માથું ન લઈ આવે ત્યાં સુધી તે પરણવાને લાયક ન ગણાય. માણસ ગૃહસ્થાશ્રમનો બોજો ઉઠાવવા તૈયાર થાય તે પહેલાં પોતાના પરાક્રમીપણાનો પરચો તેણે આપવો જોઈએ, એ ખ્યાલ આ રિવાજ પાછળ હોવા ઉપરાંત એ ખ્યાલ પણ હોવાનો સંભવ છે કે માણસ પરણીને વસ્તીમાં વૃદ્ધિ કરવા માંડે તે પહેલાં વસ્તીમાં ઘટાડો પણ કરે. જે વનવાસી ટોળીઓમાં પરણવાની લાયકાત મેળવવા માટે કોઈને પણ મારી નાખવો જોઈએ એવો રિવાજ હોય છે તે જાતિઓની વસ્તી સંખ્યા વધવા પામતી નથી એ હકીકત છે.

૮. આપણા સુધરેલા ગણાતા સમાજોમાં જનસંખ્યાની વૃદ્ધિ ઉપર બે જાતના અંકુશો કામ કરે છે. એક અંકુશ પ્રત્યક્ષ સ્વરૂપનો છે. રોગચાળો, યુદ્ધોને અંગેની ખુનામરકી, દુકાળ, રેલસંકટ, ધરતીકંપ, ભૂખમરો એવી એવી આસમાની તેમ જ સુલતાની આફતોને લીધે ઘણાં માણસોનો વખતોવખત સંહાર થાય છે અને વસતીના વધારા ઉપર કાપ મુકાય છે. બીજો અંકુશ પરોક્ષ સ્વરૂપનો છે. મોટી વયે લગ્ન કરવાં — જેથી સંતાનોત્પત્તિને માટે સમયનો ગાળો ઓછો રહે,— અને મોટી ઉંમરે છોકરાં થવાનો સંભવ પણ ઓછો હોય છે એ એક શારીરિક કારણનો પણ લાભ મળે, — સંયમ પાળવો તથા ગર્ભાધાનનો કૃત્રિમ ઉપાયો વડે નિરોધ કરવો, આવા ઉપાયો એ બીજા પ્રકારના અંકુશમાં આવે છે. એક માન્યતા એવી છે કે માણસ જેમ પોતાની રહેણીનું ધોરણ ઊંચું કરતો જાય અને માનસિક વ્યવસાયોમાં વધારે પરોવાયેલો રહે તેમ તેમ તેની પ્રજનનશક્તિ ઘટતી જાય છે. ગરીબ લોકોમાં અને મજૂર વર્ગમાં છોકરાંની સંખ્યા બહુ જોવામાં આવે છે અને શ્રીમંત તથા સુશિક્ષિત લોકોમાં છોકરાં ઓછાં જોવામાં આવે છે એવા એક સાધારણ નિરીક્ષણ ઉપરથી આ માન્યતા બંધાઈ હોય એમ લાગે છે. આપણી ભાષાની કેટલીક કહેવતો કે 'ધાના ત્યાં પાના નહિ અને પાના ત્યાં ધાના નહિ' અથવા 'જ્યાં રોટી ત્યાં નહિ ચોટી અને જ્યાં ચોટી ત્યાં નહિ રોટી.' એ આ માન્યતાને ટેકો આપે છે. માણસ જેમ પોતાના જીવનને સંસ્કારી, ઉદાત્ત અને આદર્શપરાયણ બનાવે અને ઉચ્ચ પ્રકારના આનંદો ભોગવી શકે તેમ કુદરતી રીતે જ એની પ્રજનન પ્રવૃત્તિ ઓછી થઈ જાય છે.

૯. પ્રત્યક્ષ અને પરોક્ષ અંકુશોની બાબતમાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે પ્રત્યક્ષ અંકુશો જેવા કે રોગચાળો, દુકાળ વગેરેને લીધે જનસંખ્યામાં વધારો ન થાય એ સમાજની સુસ્થિતિનું અને આબાદીનું લક્ષણ નથી. આ અંકુશો મરણનું પ્રમાણ બહુ ઊંચું લાવી દઈને પોતાનું કામ કરે છે. એમાં લોકોને પાર વિનાની આફતો અને યાતનાઓ ભોગવવી પડે છે. એટલે સમાજમાં એવા અંકુશોનો અમલ થવાની પરિસ્થિતિ ન આવે એવા જ ઉપાયો આપણે યોજવા જોઈએ. એવા અંકુશોને કામ કરવાની તક જ ન મળે એ સુખી સમાજનું એક લક્ષણ છે. છતાં આપણે જોઈએ છીએ કે આ અંકુશો પોતાનું કામ દુનિયામાં લગભગ બધા જ દેશોમાં કરે છે. આખી દુનિયામાં પોતાના વેપારઉદ્યોગ જમાવીને શ્રીમંત બનેલા દેશો રોગચાળા અને દુકાળ વગેરે આફતોથી મુક્ત રહી શકે છે, ત્યારે તેઓએ પોતાના અમર્યાદ લોભને લીધે યુદ્ધોને હવે વારંવાર નોતરવા માંડ્યાં છે અને એ રીતે બરબાદી તથા ખુવારીને માર્ગે તેઓ વળ્યાં છે.

૧૦. આખી દુનિયાને લૂંટીને શ્રીમંત બની બેઠેલા પશ્ચિમના દેશોમાં આજે જે ઊંચું જીવનધોરણ પ્રવર્તે છે તે ટકાવી રાખવા કૃત્રિમ રીતે ગર્ભ-નિરોધ અને સંતતિનિયમનના પ્રયોગો પણ ચાલી રહ્યા છે. અંગ્રેજી ભાષા બોલનારા દેશોમાં આ જાતના પ્રચાર અને પ્રયોગ સામે સરકાર કે સમાજ તરફથી કશો પ્રતિબંધ નથી, જ્યારે રોમન કૅથલિક સંપ્રદાયવાળા દેશોમાં આ વસ્તુને પાપરૂપ ગણી તેનો વિરોધ કરવામાં આવે છે. પણ ઇટાલી અને જર્મનીમાં તો યુદ્ધ માટે લડવૈયા જોઈએ એ કારણે પણ ગર્ભનિરોધની પ્રવૃત્તિનો સરકાર તરફથી વિરોધ કરવામાં આવે છે. એટલું જ નહિ પણ વધુ બાળકોવાળાં માબાપોને રાજ્ય તરફથી ઉત્તેજન આપવામાં આવે છે. સોવિયેટ રશિયાને પણ ગર્ભનિરોધ અને સંતતિનિયમનની જરૂર જણાઈ નથી. સંપત્તિની વાજબી વહેંચણી કરવામાં આવે અને ઉત્પાદન થોડા માણસના નફાને માટે નહિ પણ આખા સમાજની જરૂરિયાતોનો વિચાર કરી કોઈ પણ જાતનો બગાડ ન થાય એવી સુયોજિત રીતે કરવામાં આવે તો વધતી જતી લોકસંખ્યાને માટે ખોરાક વગેરેની ચિંતા કરવાની જરૂર નથી એમ એને લાગે છે. નવીન અર્થરચનાના પોતાના પ્રયોગને બીજા દેશોના આક્રમણ સામે ટકાવી રાખવા મોટા લશ્કરની જરૂર રહેવાની એ દૃષ્ટિ પણ આ વિચારની પાછળ હોવાનો સંભવ છે. આ બધા દેશોમાં ફ્રાન્સનો દાખલો ધ્યાન ખેંચે એવો છે. ત્યાં સરકાર તરફથી ગર્ભનિરોધના પ્રચારનો પ્રતિબંધ હોવા છતાં એ પ્રવૃત્તિ ત્યાં મોટા પ્રમાણમાં ચાલી છે અને તેને પરિણામે ફ્રાન્સની વસ્તી છેલ્લા થોડા દાયકાઓમાં બિલકુલ વધવા પામી નથી.

## જન્મમરણના આંકડા

૧૧. લીગ ઑફ નેશન્સની સને ૧૯૩૫–૩૬ ની સ્ટેટિસ્ટિકલ ઇયર બુકમાં નીચેના દેશોના જન્મ તથા મરણ પ્રમાણના આંકડા આપ્યા છે તે વિચારવા જેવા છે. એ આંકડા ૧૯૩૧ થી ૩૫ નાં વર્ષોની દર એક હજારે કાઢેલી સરેરાશના છે :

| દેશનું નામ | દર હજારે સરેરાશ જન્મ પ્રમાણ | દર હજારે સરેરશ મરણ પ્રમાણ | જન્મ પ્રમાણનો વધારો | કેટલાં વર્ષમાં વસ્તી બમણી થઈ શકે ? |
|---|---|---|---|---|
| ઇજિપ્ત | ૪૩·૬ | ૨૭·૯ | ૧૫·૭ | ૪૫ |
| રૂમાનિયા | ૩૨·૮ | ૨૦·૬ | ૧૨·૨ | ૫૭ |
| જપાન | ૩૧·૬ | ૧૮·૧ | ૧૩·૫ | ૫૨ |
| ઇટાલી | ૨૩·૮ | ૧૪·૦ | ૯·૮ | ૭૧ |

| | | | | |
|---|---|---|---|---|
| હંગરી | ૨૨·૪ | ૧૫·૮ | ૬·૬ | ૧૦૫ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) | ૧૭·૩ | ૧૦·૯ | ૬·૪ | ૧૦૯ |
| ઑસ્ટ્રેલિયા | ૧૬·૯ | ૯·૦ | ૭·૯ | ૮૮ |
| ન્યુ ઝીલૅન્ડ | ૧૬·૯ | ૮·૨ | ૮·૭ | ૮૦ |
| ફ્રાન્સ | ૧૬·૫ | ૧૫·૭ | ·૮ | ૮૬૮ |
| ઇંગ્લંડ અને વેલ્સ | ૧૫·૫ | ૧૨·૨ | ૩·૩ | ૨૧૧ |
| સ્વીડન | ૧૪·૧ | ૧૧·૬ | ૨·૫ | ૨૭૬ |

૧૨. ન્યુ ઝીલૅન્ડ, ઑસ્ટ્રેલિયા અને યુનાઇટેડ સ્ટેટ્સનું મરણ પ્રમાણ ઓછામાં ઓછું છે. ઓછું મરણ પ્રમાણ તંદુરસ્તી અને આબાદીનું સૂચક છે. જન્મપ્રમાણ ઓછું લાવવામાં આ ત્રણ દેશો ઉપરાંત ફ્રાન્સ, ઇંગ્લંડ અને સ્વીડને પણ સફળતા મેળવી છે. જન્મપ્રમાણ ઘટાડયું હોવા છતાં પોતાનું મરણપ્રમાણ એ ઘટાડી શકયું નથી તેથી એની જનસંખ્યા સ્થિર જેવી થઈ ગઈ છે. એમાં વધારો થતો નથી. બાકી દરેક સુધરેલા ગણાતા દેશે પોતાનું જન્મપ્રમાણ પહેલાંને મુકાબલે ઘટાડી નાખ્યું છે તે નીચેના આંકડા પરથી જણાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૧૮૫૦-૬૦ | દર હજારે | જન્મપ્રમાણ | ૩૫ |
| ,, | ૧૯૩૧-૩૫ | ,, | ,, | ૧૫·૫ |
| ફ્રાન્સ | ૧૮૫૦-૬૦ | ,, | ,, | ૨૬ |
| ,, | ૧૯૩૧-૩૫ | ,, | ,, | ૧૬·૫ |
| જર્મની | ૧૮૫૦-૬૦ | ,, | ,, | ૩૬ |
| ,, | ૧૯૩૧-૩૫ | ,, | ,, | ૧૬·૬ |

આ બધા દેશોએ કૃત્રિમ રીતે ગર્ભનિરોધ કરવાના ઉપાયો લઈને પોતાનું જન્મપ્રમાણ ઘટાડયું છે એમ માનવામાં આવે છે.

૧૩. આ ગાળાના જર્મનીના મરણપ્રમાણના આંકડા મળી શકયા નથી એટલે એની વસ્તીના વધારાનું પ્રમાણ કેટલું છે તે બીજા દેશો સાથે સરખાવી શકાયું નથી. પણ એક વસ્તુ નોંધવા જેવી છે કે સરકાર તરફથી જન્મપ્રમાણ વધારવાનું ઉત્તેજન હોવા છતાં અને ગર્ભનિરોધ માટે કાયદાનો પ્રતિબંધ હોવા છતાં ત્યાંનું જન્મપ્રમાણ બીજા દેશોના જેટલું જ નીચું થઈ ગયું છે. સંભવ છે કે કાયદાની અવગણના કરીને પણ ત્યાં ગર્ભનિરોધની પ્રવૃત્તિ ચાલતી હશે.

૧૪. હવે આપણા દેશના જન્મમરણના આંકડા જોઈએ.

| વર્ષ | દર હજારે જન્મ | દર હજારે મરણ |
|---|---|---|
| ૧૮૯૧–૧૯૦૦ | ૩૫·૪૩ | ૩૧·૩૧ |
| ૧૯૦૧–૧૯૧૦ | ૩૮·૩૮ | ૩૩·૯૪ |
| ૧૯૧૧–૧૯૨૦ | ૩૬·૯૩ | ૩૪·૧૩ |
| ૧૯૨૧ | ૩૨·૨૦ | ૩૦·૫૯ |
| ૧૯૨૬ | ૩૪·૭૭ | ૨૬·૭૬ |
| ૧૯૩૦ | ૩૫·૯૯ | ૨૬·૮૫ |
| ૧૯૩૧ | ૩૪·૩૮ | ૨૪·૮૯ |
| ૧૯૩૨ | ૩૩·૭ | ૨૧·૬ |
| ૧૯૩૩ | ૩૫·૬ | ૨૨·૪ |
| ૧૯૩૪ | ૩૩·૭ | ૨૪·૯ |
| ૧૯૩૫ | ૩૫·૦ | ૨૩·૮ |
| ૧૯૩૬ | ૩૫·૬ | ૨૨·૭ |
| ૧૯૩૭ | ૩૪·૫ | ૨૨·૪ |
| ૧૯૩૮ | ૩૪·૧ | ૨૪·૩ |
| ૧૯૩૯ | ૩૪ | ૨૨ |
| ૧૯૪૦ | ૩૩ | ૨૨ |

આપણે ત્યાં જન્મપ્રમાણ ઠીક ઠીક એકસરખું રહ્યું છે, જ્યારે મરણ પ્રમાણમાં ૧૯૨૧ પછી ઘટાડો થતો આવ્યો છે. છેલ્લા બે દાયકામાં આપણી કુલ જનસંખ્યા વધી જવાનું એ એક મોટું કારણ દેખાય છે. છતાં આપણા દેશનું જન્મ પ્રમાણ તેમ જ મરણ પ્રમાણ દુનિયાના કોઈ પણ દેશ કરતાં વધારે છે. જો કે આ આંકડા ગામડાંના ઓછા પગારવાળા અને નિરક્ષર માણસો મારફત એકઠા કરાતા હોવાથી એ બહુ ભરોસાપાત્ર ન ગણવા જોઈએ. પ્રો. જ્ઞાનચંદે પોતાના India's Teeming Millions નામના પુસ્તકમાં જણાવ્યું છે કે સરકારી આંકડાની આ ખામી સુધારી લઈને ગણતરી કરવામાં આવે તો જન્મ અને મરણ પ્રમાણ એક હજારે અનુક્રમે ૪૮ અને ૩૩ આવે.

૧૯. મરણ પ્રમાણમાં પણ બાળ મરણનું પ્રમાણ હંમેશાં મોટું હોય છે અને આપણા દેશમાં તો બાળ મરણનું પ્રમાણ ભયંકર વધારે છે. નીચેના કોઠામાં દર હજાર જન્મે એક વરસની અંદરનાં કેટલાં બાળકો મરે છે તેના આપણા દેશના અને ઇંગ્લંડના આંકડા આપ્યા છે.

| | ૧૯૧૧ | ૧૯૧૬ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૮ | ૧૯૩૧ | ૧૯૩૨ | ૧૯૪૦ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૧૧૦ | ૮૯ | ૭૫ | ૭૦ | — | — | ૬૦ | — |
| હિંદુસ્તાન | ૨૦૫ | ૨૦૨ | ૧૭૪ | ૧૮૯ | ૧૭૩ | ૧૭૯ | ૧૭૯ | ૧૬૦ |

આટલા ભયંકર બાળ મરણનાં કારણોમાં બાળલગ્ન ઉપરાંત પૌષ્ટિક ખોરાકનું કમીપણું એ મુખ્ય છે. સ્ત્રીઓના મરણનું પ્રમાણ પણ ગર્ભ ધારણ

કરી શકે એવી ૧૫ થી ૪૫ની વય વચ્ચેના ગાળામાં ઘણું મોટું આવે છે. વળી આપણા દેશમાં બાળકોની સંખ્યા વધારે હોવાથી તથા અશક્તિ અને ઘડપણ વહેલાં આવી જતાં હોવાથી કુલ વસ્તીનો ઓછા ટકા ભાગ બરાબર કામ કરી શકે એવો રહે છે. એવી ગણતરી કરવામાં આવેલી છે કે આપણા દેશમાં કુલ વસ્તીના ૪૦ ટકા ભાગ કામ કરી શકે એવા હોય છે જ્યારે ફ્રાન્સમાં ૫૩ ટકા અને ઇંગ્લંડમાં ૬૦ ટકા ભાગ કામ કરે એવા હોય છે.

**૧૬.** જેમ જુદા જુદા દેશના જન્મ તથા મરણ પ્રમાણના આંકડામાં ફેર પડે છે તેમ એક દેશની અંદર જુદા જુદા વર્ગમાં પણ જન્મ અને મરણના પ્રમાણમાં ફેર પડે છે. પૈસેટકે સુખી સ્થિતિના એવા ઉપલા વર્ગમાં જન્મનું તેમ જ મરણનું પ્રમાણ ઓછું હોય છે. ખાસ કરીને મરણનું પ્રમાણ તો ઓછું હોય છે જ. આપણે ઉપર જે આંકડા આપ્યા છે તે તો જેમાં બધા વર્ગો આવી જાય છે એવી કુલ વસ્તીની સરેરાશ છે. એકલા ગરીબ વર્ગના મરણ પ્રમાણના આંકડા કાઢવામાં આવે તો તેનું પ્રમાણ ઘણું મોટું આવે.

**૧૭.** આપણે જોઈ ગયા કે કોઈ પણ દેશની જનસંખ્યામાં વધારો કે ઘટાડો થવો એ તેના જન્મ અને મરણ પ્રમાણ ઉપર આધાર રાખે છે. પૂરતો પૌષ્ટિક નહિ એવો નિઃસત્ત્વ ખોરાક જેમ મરણ પ્રમાણનું મોટામાં મોટું કારણ છે તેમ કુલ વસ્તીના કેટલા ટકા સ્ત્રીપુરુષો પરણેલાં છે, તેઓ સામાન્ય રીતે કેટલી ઉંમરે પરણે છે અને દર કુટુંબ દીઠ સરેરાશ કેટલાં બાળકો જન્મે છે તેના ઉપર જન્મ પ્રમાણનો આધાર રહે છે. આ કસોટીએ જોવા જઈએ તો આપણા દેશમાં મરણનું પ્રમાણ જેમ બીજા દેશો કરતાં વધારે છે તેમ પરણનું પ્રમાણ પણ બીજા કોઈ પણ દેશ કરતાં વધારે છે. સને ૧૯૩૧ના વસ્તી પત્રક પ્રમાણે કુલ ૩૫ કરોડની વસ્તીમાંથી પરણેલાની સંખ્યા ૮.૪ કરોડ પુરુષો (પુરુષ વસ્તીના ૪૭ ટકા) અને ૮.૩ કરોડ સ્ત્રીઓ (સ્ત્રી વસ્તીના ૪૯ ટકા) એ પ્રમાણે હતી. નહિ પરણેલાંમાં ૮.૬ કરોડ પુરુષો (પુરુષ વસ્તીના ૪૮ ટકા) અને ૫.૯ કરોડ સ્ત્રીઓ (સ્ત્રી વસ્તીના ૩૫ ટકા) એ પ્રમાણે હતાં. બાકીની વિધવાઓ અથવા વિધુરો હતાં.

**૧૮.** નહિ પરણેલા ૪૮ ટકા પુરુષોમાંથી એના ૭૭ ટકા જેટલા પંદર વર્ષથી નીચેની ઉંમરના હતા અને નહિ પરણેલી ૩૫ ટકા સ્ત્રીઓના ૯૧ ટકા પંદર વર્ષની નીચેની વયની હતી. સ્ત્રીઓ માટે ગર્ભાધાનની શકયતાનો કાળ ૧૫થી ૪૫ની વયનો ગણીએ તો એ વયની અપરિણિત સ્ત્રીઓ તેમની કુલ સંખ્યાના પાંચ ટકા જેટલી જ નીકળે છે. જ્યારે ઇંગ્લંડમાં એ વયની અપરિણિત સ્ત્રીઓની સંખ્યા કુલ સંખ્યાના ૩૬ ટકા જેટલી છે. આપણું આવડું મોટું પરણ પ્રમાણ એ આપણા ભયંકર જન્મ પ્રમાણનું એક મોટામાં મોટું કારણ ગણવું જોઈએ.

## વસ્તીની અસમાન વહેંચણી

૧૯. હવે આપણે એ વિચાર કરીએ કે એકંદરે શું માનવ જનસંખ્યા પૃથ્વી ઉપર બહુ વધી ગઈ છે? આપણી આ પૃથ્વીની જેટલાં માણસોનો નિભાવ કરવાની શક્તિ છે તે કરતાં જનસંખ્યા ઘણી મોટી થઈ ગઈ છે શું? અત્યારે દુનિયાની વસ્તી બે અબજની ગણાય છે અને તેટલા માણસોનું પોષણ કરી શકે એટલી તો પૃથ્વીની શક્તિ જરૂર છે, પણ ઓગણીસમી સદીમાં અને વીસમી સદીના આરંભમાં જે દરે વસ્તીનો વધારો થયો તે દરે જો થયે જ જાય અને દર પચીસ વર્ષે નહિ તો દર સૈકે દુનિયાની વસ્તી બમણી થતી જાય તો પૃથ્વી એ વધતી જતી વસ્તીને ખોરાક પૂરો પાડી શકે ખરી? અલબત્ત પૃથ્વીની ખોરાક પૂરો પાડવાની શક્તિ અમર્યાદ છે એમ તો ન જ ગણાય. પણ તેની સાથે જનસંખ્યાની વૃદ્ધિ પણ અમર્યાદ થયાં જ કરવાની છે એમ આપણે માની લેવું? આપણે ઉપર જોઈ ગયા કે પશ્ચિમના ઘણા દેશોએ તો પોતાની જનસંખ્યાની વૃદ્ધિ ઉપર ઠીક ઠીક અંકુશ મૂકવા માંડ્યા છે. બીજી વાત એ છે કે જેમ સંપત્તિની અસમાન વહેંચણી અને આગળના પ્રકરણમાં આપણે જોઈશું કે સંપત્તિનો દુર્વ્યય એ આ પૃથ્વી ઉપરની કંગાલિયતનું મોટું કારણ છે તેમ જ આ પૃથ્વી ઉપર જનસંખ્યાની અસમાન વહેંચણી એ પણ સઘળા લોકોને પૂરતું પોષણ મળવાની મુશ્કેલીનું એક મોટું કારણ છે. દુનિયાના જે જે પ્રદેશો વસવાલાયક છે અને જ્યાં પૂરતો ખોરાક મળી શકે એમ છે એવા આછી વસ્તીવાળા પ્રદેશમાં ગીચ વસ્તીવાળા પ્રદેશમાંથી દેશાંતર કરી લોકો વસવાટ કરવા માંડે તો કેટલાંયે વર્ષો સુધી તો વધારે પડતી જનસંખ્યાનો પ્રશ્ન જ ઊભો ન થવા પામે. યુનાઇટેડ સ્ટેટ્સ તથા કૅનેડા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા એ બધા આછી વસ્તીવાળા પ્રદેશો છે. પણ પોતાની રહેણીનું ધોરણ ઊંચું રાખવા અને પોતાની સંપત્તિમાંથી બીજાઓને ભાગ ન પડાવવા દેવા તેઓ પોતાની રાજદ્વારી સત્તા વાપરીને બીજાઓને એ પ્રદેશોમાં દાખલ થવા દેતા નથી. આ સિવાય પણ દક્ષિણ અમેરિકાના અને આફ્રિકાના કેટલાયે પ્રદેશો એવા છે જ્યાં માણસ વસવાટ કરી શકે. અલબત્ત નવી વસાહતો સ્થાપવા માટે સાહસો ખેડવાં પડે અને ઘણી મુશ્કેલીઓનો સામનો પણ કરવો પડે. પણ નવી વસાહતોનો પ્રશ્ન માનવસમાજની આર્થિક જરૂરિયાતો કરતાં થોડાક ગોરા લોકોની રાજદ્વારી સત્તાનો બની ગયો છે. મુબલક સાધન સંપત્તિ અને વસવાટ માટે સારી આબોહવાવાળા હોવા છતાં આછી વસ્તીવાળા આ પ્રદેશોને થોડા ગોરા લોકો દબાવીને બેસી ગયા છે, અને એ રીતે યુદ્ધોને માટે કારણો ઊભાં કરી રહ્યા છે.

## આપણા દેશની સ્થિતિ

૨૦. આજે તો વધારે પડતી વસ્તીનો સવાલ વધારેમાં વધારે ગંભીર સ્વરૂપમાં કોઈ પણ દેશ આગળ હોય તો તે ચીન અને હિંદુસ્તાન આગળ છે. પૃથ્વીની વસ્તીનો લગભગ અડધો ભાગ–અડધા કરતાં સહેજ જ ઓછો–આ બે દેશમાં છે. દુનિયાની વસાહતોનાં બારણાં આ બે દેશો માટે બંધ છે. લગભગ આઠ વર્ષથી જપાન સાથે ચાલતા યુદ્ધને કારણે અત્યારે ચીનની કેવી દશા હશે તેની કશી ચોક્કસ વિગતો આપણી પાસે નથી. એમ તો યુરોપના દેશોની હાલતનો પણ આપણને ખ્યાલ નથી અને યુદ્ધ પૂરું થયા પછી જુદા જુદા દેશોને માટે એની જનસંખ્યાનો પ્રશ્ન કેવું રૂપ લેશે તે વિષે આજે કશું કહેવાની સ્થિતિમાં આપણે નથી. આ યુદ્ધમાં દરેક દેશના સશક્ત અને નવ-લોહિયા જુવાન માણસોની થયેલી ખુવારીને લીધે એવું પણ બને કે દરેક દેશ પોતાની જનસંખ્યા વધારવા માટે પોતાને ત્યાંનું જન્મ પ્રમાણ શક્ય તેટલું વધારવાની પેરવીમાં જ પડે. એટલે બીજા દેશો વિષે અથવા આખી દુનિયાની વસ્તી વિષે તર્કવિતર્ક કરવાને બદલે આપણા દેશનો પ્રશ્ન જ આપણે વિચારીશું.

૨૧. આપણા દેશને પ્રાચીન તેમ જ મધ્યકાલીન મુસાફરોએ બહુ ગીચ વસ્તીવાળા દેશ તરીકે વર્ણવેલો છે. પહેલાં આજની માફક વસ્તી ગણતરી કરવામાં આવતી નહિ, છતાં અકબરના મરણ સમયે એટલે ૧૬૦૫માં હિંદુસ્તાનની વસ્તી દસ કરોડની હતી એવો અંદાજ કાઢવામાં આવ્યો છે. આ આંકડો આખા હિંદુસ્તાનની વસ્તીનો ગણવો કે અકબરના સામ્રાજ્યનો જ ગણવો એ વિષે સ્પષ્ટતા નથી. આ આંકડો આખા હિંદુસ્તાનનો હોય તો તો આજના ચોથા ભાગની વસ્તી થઈ. છતાં તે વખતના અને તેની પહેલાં આવેલા મુસાફરોએ હિંદુસ્તાનને બહુ ગીચ વસ્તીવાળો દેશ કહ્યો છે તે ઉપરથી અનુમાન એટલું જ નીકળે છે કે બીજા દેશો બહુ ઓછી વસ્તીવાળા હશે.

૨૨. છેલ્લા ત્રણ દાયકામાં તો આપણી વસ્તી બહુ જ વધી ગઈ છે. નીચેનો કોઠો જુઓ

| સાલ | જન સંખ્યા લાખમાં | વધારાના ટકા |
|---|---|---|
| ૧૮૮૧ | ૨૫૦૨ | |
| ૧૮૯૧ | ૨૮૭૩ | |
| ૧૯૦૧ | ૨૯૪૩ | + ૨·૫ |
| ૧૯૧૧ | ૩૧૫૧ | + ૭·૧ |
| ૧૯૨૧ | ૩૧૮૯ | + ૧·૨ |
| ૧૯૩૧ | ૩૫૨૧ | +૧૦·૬ |
| ૧૯૪૧ | ૩૮૮૮ | +૧૫· |

૧૯૪૧ના આંકડા સિવાયના આંકડામાં બ્રહ્મદેશની વસ્તીનો સમાવેશ પણ

કરવામાં આવ્યો છે. ૧૯૩૧ ની વસ્તીના આંકડામાંથી બ્રહ્મદેશના ૧·૪૬ કરોડ બાદ કરીએ તો એકલા હિંદુસ્તાનની વસ્તી ૩૩·૮૧ ગણાય. ૧૯૪૧ નો આંકડો એકલા હિંદુસ્તાનની વસ્તીનો છે.

**૨૩.** આપણી વસ્તીનું જુદી જુદી રીતે વર્ગીકરણ કરતા કેટલાક આંકડાઓ રસપ્રદ તેમ જ બોધક થઈ પડશે એમ ધારી અહીં આપ્યા છે.

**સ્થળ પ્રમાણે વર્ગીકરણ**

| સાલ | શહેરો | શહેરમાં વસ્તી લાખમાં | ગામડાં | ગામડાંમાં વસ્તી લાખમાં |
|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૨૫૭૫ | ૩,૮૯ | ૬,૯૬,૮૩૧ | ૩૧,૩૮ |
| ૧૯૪૧ | ૨૭૦૩ | ૪,૯૬ | ૬,૫૫,૮૯૨ | ૩૩,૯૩ |

પાંચ હજારથી વધારે વસ્તીવાળાંને શહેરો ગણ્યાં છે અને પાંચ હજાર અથવા તેથી ઓછી વસ્તીવાળાંને ગામડાં ગણ્યાં છે. આ શહેરોમાં એક લાખથી વધારે વસ્તીવાળાં શહેરોની સંખ્યા ૧૯૩૧માં ૩૮ હતી તેને બદલે ૧૯૪૧માં ૫૭ થઈ છે. અને એ શહેરોમાં વસનારાની સંખ્યા ૧૯૩૧માં લગભગ ૯૭ લાખ હતી તેને બદલે ૧૯૪૧માં ૧ કરોડ ૬૦ લાખ થઈ છે. બે હજારથી નીચેની વસ્તીવાળાં ગામડાંની સંખ્યા ૧૯૪૧ની વસ્તીગણત્રી પ્રમાણે ૬,૩૨,૨૨૧ છે અને એ ગામડાંની કુલ વસ્તી ૨૬ કરોડ ને ૫ લાખની છે.

**૨૪.** હવે આપણે ભણતર પ્રમાણેનું વર્ગીકરણ જોઈએ. ભણતરનો અર્થ પોતાની માતૃભાષા સાધારણ રીતે લખતાં અને વાંચતાં આવડે એટલો જ થાય છે. આવા ભણેલા લોકોને ચોપડીઓ વાંચતાં કે છાપાં વાંચતાં પણ આવડતું જ હોય છે એમ નથી હોતું. ભણતરના આંકડા આખા હિંદુસ્તાનના નહિ પણ કેવળ બ્રિટિશ હિંદુસ્તાનના છે અને ૧૯૪૧ પહેલાંની વસ્તીગણતરીમાં બ્રહ્મદેશની વસ્તી પણ ગણવામાં આવતી તે બાદ કરીને આ આંકડા કાઢેલા છે.

| સાલ | વસ્તી લાખમાં | ભણેલાની સંખ્યા લાખમાં | ભણેલાના ટકા |
|---|---|---|---|
| ૧૮૮૧ | ૧૯,૪૭ | ૬૮ | ૩·૫ |
| ૧૮૯૧ | ૨૧,૩૦ | ૯૮ | ૪·૬ |
| ૧૯૦૧ | ૨૨,૦૭ | ૧,૧૭ | ૫·૩ |
| ૧૯૧૧ | ૨૩,૧૭ | ૧,૨૬ | ૫·૪ |
| ૧૯૨૧ | ૨૩,૩૬ | ૧,૪૮ | ૬·૩ |
| ૧૯૩૧ | ૨૫,૬૯ | ૧,૭૯ | ૬·૯ |
| ૧૯૪૧ | ૨૯,૫૮ | ૩,૭૦ | ૧૨·૮ |

**૧૯૩૧ની વસ્તી ગણતરી પ્રમાણે પાંચ વર્ષની ઉપરની ઉંમરના પુરુષોમાં ૧૩ ટકા ભણેલા હતા અને સ્ત્રીઓમાં માત્ર ૨·૩ ટકા ભણેલી હતી.**

## ધંધા પ્રમાણે વર્ગીકરણ (૧૯૩૧ની વસ્તીગણતરી મુજબ)

| ધંધો અથવા ગુજરાનનું સાધન | ધંધો કરનારાં | મુખ્ય રળનારા | | મદદ કરનારા પુરુષ તથા સ્ત્રી બન્ને | ધંધો કરનારા કુલના મજકૂર ધંધામાં રોકાયેલાના ટકા |
|---|---|---|---|---|---|
| | | પુરુષ | સ્ત્રી | | |
| ૧. ખેતી અને પશુપાલન | ૧૧,૦૭,૬૦,૩૨૪ | ૭,૪૪,૪૧,૦૦૨ | ૨,૮૮,૫૩,૪૩૭ | ૭૪,૬૫,૮૮૫ | ૬૫·૬૦ |
| ૨. ખાણ | ૪,૦૪,૨૬૨ | ૨,૫૯,૫૮૩ | ૮૬,૪૧૭ | ૫૮,૨૬૨ | ૦·૨૪ |
| ૩. હુન્નરઉદ્યોગ | ૧,૭૫,૨૩,૯૮૨ | ૧,૦૭,૯૭,૫૨૭ | ૪૫,૫૪,૪૨૬ | ૨૧,૭૨,૦૨૯ | ૧૦·૩૮ |
| ૪. વણજાર (વાહનવ્યવસ્થા) | ૨૭,૭૮,૫૨૦ | ૨૦,૯૯,૧૯૮ | ૨,૪૨,૨૦૮ | ૪,૩૭,૧૧૪ | ૧·૬૫ |
| ૫. વેપાર | ૯૩,૩૬,૯૬૯ | ૫૭,૮૫,૬૧૬ | ૨૧,૨૭,૯૮૧ | ૧૪,૨૩,૩૭૨ | ૫·૫૩ |
| ૬. લશ્કર | ૯,૪૧,૩૨૩ | ૮,૩૪,૪૫૩ | ૭,૦૨૧ | ૯૯,૮૪૯ | ૦·૫૬ |
| ૭. સરકારી નોકરી (શિક્ષકો સિવાયની) | ૧૧,૫૩,૯૬૩ | ૯,૬૨,૭૪૧ | ૩૨,૫૪૩ | ૧,૫૮,૬૭૯ | ૦·૬૯ |
| ૮. શિક્ષકો, વકીલ, દાક્તરો | ૨૭,૨૪,૧૬૬ | ૧૯,૮૬,૨૬૦ | ૩,૨૩,૮૮૧ | ૪,૧૪,૦૨૫ | ૧·૬૧ |
| ૯. બેઠી આવક ખાનારા | ૨,૮૦,૯૫૫ | ૧,૬૮,૮૨૯ | ૪૭,૦૪૫ | ૬૫,૦૮૧ | ૦·૧૬ |
| ૧૦. ઘરકામ | ૧,૨૬,૭૪,૧૧૦ | ૨૦,૯૪,૪૮૭ | ૮૮,૦૩,૭૯૦ | ૧૭,૭૫,૮૮૩ | ૭·૫૧ |
| ૧૧. ચોક્કસ નહિ વર્ણવેલા ધંધા | ૮૫,૦૨,૮૦૫ | ૪૬,૦૧,૭૫૯ | ૩૧,૭૯,૯૯૯ | ૭,૨૧,૦૪૭ | ૫·૦૩ |
| ૧૨. અનુત્પાદક | ૧૭,૪૮,૭૩૫ | ૧૦,૫૪,૮૭૮ | ૫,૭૦,૯૬૯ | ૧,૨૨,૮૮૮ | ૧·૦૪ |
| કુલ | ૧૬,૮૮,૩૦,૧૧૪ | ૧૦,૫૦,૮૩,૮૧૨ | ૪,૮૮,૨૯,૧૨૨ | ૧,૪૯,૧૪,૦૬૪ | ૧૦૦·૦ |

વય પ્રમાણે વર્ગીકરણ (૧૯૩૧) દર દસ હજારે

| | પુરુષ | સ્ત્રી |
|---|---|---|
| ૦–૧૦ | ૨,૮૦૨ | ૨,૮૮૯ |
| ૧૦–૨૦ | ૨,૦૮૬ | ૨,૦૬૨ |
| ૨૦–૩૦ | ૧,૭૬૮ | ૧,૮૫૬ |
| ૩૦–૪૦ | ૧,૪૩૧ | ૧,૩૫૧ |
| ૪૦–૫૦ | ૯૬૮ | ૮૯૧ |
| ૫૦–૬૦ | ૫૬૧ | ૫૪૫ |
| ૬૦–૭૦ | ૨૬૯ | ૨૮૧ |
| ૭૦ થી ઉપર | ૧૧૫ | ૧૨૫ |

## પૂરતો ખોરાક છે?

૨૫. હવે આપણે એ પ્રશ્ન લઈએ કે આપણી વધતી જતી વસ્તીને પૂરો પડી રહે એટલો ખોરાક આપણે ઉત્પન્ન કરીએ છીએ કે કેમ? આપણા લોકોની સામાન્ય માન્યતા એવી છે કે આપણો દેશ ખેતીપ્રધાન હોઈ આપણે ખાવા જોઈએ તેટલું અનાજ આપણા દેશમાં પાકે છે. આપણે કેટલીક વાર ખોરાકની તંગી વેઠવી પડે છે તેનું કારણ એ માનવામાં આવે છે કે આ પરદેશી સરકાર આપણે ત્યાંથી અનાજ બહાર ખેંચી જાય છે. પણ આપણી ખરી પરિસ્થિતિનું બારીકાઈથી નિરીક્ષણ કરીએ તો આ માન્યતા સાચી નથી. આપણી સુજલામ્ સુફલામ્ માતૃભૂમિમાંથી આપણી આખી વસ્તીને જોઈતો ખોરાક આજે નથી મળી શકતો એ નક્કર હકીકત છે. અલબત્ત આપણી પોતાની સરકાર હોય તો ખેતી સુધારણાની મોટી મોટી યોજનાઓ અમલમાં મૂકી આપણી ખેતીનું ઉત્પન્ન આપણે બહુ ઝપાટાબંધ વધારી શકીએ એમ છીએ, પણ અત્યારે તો આપણને ખાવા જોઈએ તેટલું આપણે નથી પકવી શકતા એ હકીકત છે.

**૨૬.** બ્રિટિશ હિંદુસ્તાનમાં ૧૯૩૯–૪૦ના આંકડા પ્રમાણે કુલ ૨૧ કરોડ એકર ખેતીમાં વાવેતર થયું હતું તેમાંથી ૩·૪ કરોડ એકર જમીનમાં બે પાક લેવાયા હતા. એ રીતે ગણીએ તો ૨૪·૪ કરોડ એકર જમીનમાં વાવેતર થયું. સને ૧૯૪૧ના વસ્તીપત્રક પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનની વસ્તી ૨૯·૫૮ કરોડની છે. એટલે જણ દીઠ ·૮૨ એકર જમીન આવે છે. એક અમેરિકન લેખકે ગણતરી કાઢી છે કે એક માણસને એની મામૂલી જરૂરિયાત પૂરતા જ ખોરાક માટે ૧·૨ એકર જમીન જોઈએ પણ સારી રીતના ખોરાક માટે ૩·૧ એકર જમીન જોઈએ. અમેરિકાના ખોરાકના ધોરણની તેમ જ

જમીનની ઉત્પન્નની સ્થિતિ આપણા કરતાં તદ્દન જુદી હોવાથી આપણા જણદીઠ •૮૨ એકરની સ્થિતિ તો બહુ જ કંગાલ ગણાય. આટલી જમીનમાંથી આજની પરિસ્થિતિમાં આપણને પૂરતો ખોરાક ન જ મળી શકે. વળી એ ધ્યાનમાં રાખવાનું છે કે આ જમીનમાંથી ૮૬ ટકા જમીનમાં જ ખોરાકની વસ્તુઓ ઉત્પન્ન થાય છે. બાકીની ૧૪ ટકામાં કપાસ, શણ, તમાકુ, અફીણ, વગેરે માણસને માટે બિનખોરાકની એવી વસ્તુઓ ઉત્પન્ન થાય છે.

**૨૭.** ડૉ. રાધાકમલ મુકરજીએ પોતાના 'ફુડ પ્લાનિંગ ફોર ફોર હન્ડ્રેડ મિલિયન્સ' (ચાળીસ કરોડની વસ્તી માટે ખોરાકની યોજના) એ નામના સને ૧૯૩૮ માં લખેલા પુસ્તકમાં જણાવ્યું છે કે સાધારણ રીતે સારા વર્ષમાં પણ આપણી વસ્તી માટે ખોરાકની તંગી ૧૨ ટકા જેટલી પડે છે. પ્રો. જ્ઞાનચંદે સને ૧૯૦૦ થી ૧૯૩૪ સુધીની ગણતરી કરીને દર્શાવ્યું છે કે એટલાં વર્ષોમાં વસ્તીમાં ૨૧ ટકાનો વધારો થયો, જ્યારે ખેડાણ જમીનમાં ૧૧ ટકાનો જ વધારો થયો છે.

**૨૮.** પણ આ તો અનાજની વાત થઈ. શરીરના યોગ્ય પોષણ માટે અનાજ ઉપરાંત શાકભાજી, કાંઈક ફળ તથા ખાસ કરીને દૂધની જરૂર છે. શાકભાજી અને ફળ આપણે કેટલાં ઉગાડીએ છીએ તેના ચોક્કસ આંકડા મળી શકતા નથી. અને દૂધની બાબતમાં તો દુનિયાના કોઈ પણ દેશ કરતાં આપણે ત્યાં દૂધાળાં ગણાય એવાં ઢોરની સંખ્યા વધારેમાં વધારે હોવા છતાં આપણા કરોડો માણસોને દૂધનો છાંટો દેખવા પણ મળતો નથી એ હાલ છે.

**૨૯.** એટલે એક તરફથી આપણા ખોરાકના ઉત્પન્નમાં વધારો કરવાની જરૂર છે અને બીજી તરફથી આપણી જનસંખ્યાને નિરંકુશ વધતી અટકાવવાથી જરૂર છે. ખોરાકના અત્યારના ઉત્પન્નમાં તાત્કાલિક કેટલા વધારાની જરૂર છે એ વિષે કોનૂરની ન્યુટ્રિશન રીચર્સ લૅબોરેટરીના ડાયરેક્ટર મિ. એક્રોઈડની નીચેની સૂચનાઓ ધ્યાનમાં લેવા જેવી છે.

૧. અનાજમાં ૧૫ થી ૨૦ ટકા વધારો.

૨. કઠોળમાં ૧૫ થી ૨૫ ટકા વધારો.

૩. ગળપણમાં ૧૦ થી ૨૦ ટકા વધારો.

૪. શાકભાજીમાં ૧૦૦ ટકા વધારો.

૫. ઘીતેલમાં ૨૦૦ ટકા વધારો.

૬. દૂધમાં બની શકે તેટલો મોટો વધારો પણ તત્કાળ પૂરતો ૧૦૦ ટકા તો ખરો જ.

૭. મચ્છીમાં ૧૦૦ ટકા વધારો.

૮. પરંપરાને લીધે તેમ જ તેની જરૂરિયાત જોતાં હિંદુસ્તાનમાં ખોરાક તરીકે માંસને ઓછું મહત્ત્વ આપવામાં આવે છે, અને તે યોગ્ય જ છે. ખોરાકના ઉત્પાદનમાં વધારો કરવાના કાર્યક્રમમાં તેને સ્થાન આપવાની જરૂર નથી.

૯. ઈંડાં ખોરાક તરીકે બહુ કીમતી હોવા છતાં બહુ ખર્ચાળ છે. કારણ મરઘાં બતકાંને દાણા ખવડાવી તેમની પાસેથી ઈંડાં મેળવીએ તેમાં ૯૩ ટકા જેટલું કેલરીનું નુકસાન વેઠવું પડે છે.

૧૦. ફળના અત્યારના ઉત્પન્ન અને વપરાશના ચોક્કસ આંકડા મળી શકતા નથી, પણ 'વધારે ફળ પકવો 'નો જબરો પ્રચાર ચલાવવાની જરૂર છે.

૩૦. ઉપર કેવળ ખોરાકના ઉત્પાદનનો વિચાર કર્યો છે પણ તેની સાથે બીજી જરૂરી વસ્તુઓના ઉત્પાદનમાં પણ વધારો કરવાની જરૂર છે. આપણા લોકોને પહેરવાને પૂરતાં કપડાં નથી મળતાં, રહેવા માટેનાં મકાન હવા ઉજાસ વિનાનાં, અને ગંદાં હોય છે, લોકોના સ્વાસ્થ્ય માટે તેમ જ બાળકોના શિક્ષણ માટે પૂરતી જોગવાઈ નથી, એ બધી બાબતોમાં સુધારાવધારા કરી અત્યારનું આપણું રહેણીનું ધોરણ અતિશય કંગાળ છે તે ઊંચું આણવાની જરૂર છે.

### સંખ્યાવૃદ્ધિ પર અંકુશ

૩૧. પણ આ દિશામાં જેટલા જેટલા પ્રયત્નો થાય તેનો યોગ્ય લાભ આપણને તો જ મળી શકે જો આપણી જનસંખ્યામાં થતા ઝડપી વધારા ઉપર અંકુશ મૂકવામાં આવે. પશ્ચિમના દેશોનું જન્મપ્રમાણ પહેલાં કરતાં ઘટયું છે તેમાં ગર્ભનિરોધનાં કૃત્રિમ સાધનોનો ઉપયોગ એ મુખ્ય કારણરૂપ હોય એમ લાગે છે. આપણે ત્યાં પણ એ સાધનોની હિમાયત થવા માંડી છે અને ઉપલા વર્ગનાં કેટલાંક કુટુંબોનાં તેનો ઉપયોગ પણ શરૂ થઈ ગયો હશે. પણ એવાં સાધનોની હિમાયત કરવી અથવા તેને ટેકો આપવો કે કેમ એ બહુ ગંભીર પ્રશ્ન છે. પશ્ચિમના દેશો આવાં સાધનો વડે પોતાની જનસંખ્યા મર્યાદિત કરવામાં ફાવ્યાં છે એમ દેખાય છે પણ આ સાધનોના ઉપયોગનાં શારીરિક તથા નૈતિક પરિણામો ત્યાં કેવાં આવ્યાં છે તે પણ જોવાની જરૂર છે. આ સાધનોના ઉપયોગની માણસના શરીર ઉપર તથા સ્વભાવ ઉપર કેવી અસર થાય છે તે ચોક્કસ કહી શકવા જેટલો કાળ હજી પસાર થયો નથી. પણ આ સાધનોના ઉપયોગથી એક તરફથી સ્વચ્છંદ અને કામુકતા તથા બીજી તરફથી સ્વાર્થ અને લોભ વધે એ વિષે કશી શંકા લાવવા જેવું નથી. કોઈ પણ સમાજ સંયમની વૃત્તિ કેળવ્યા સિવાય આગળ વધી શકતો નથી. આપણી ધાર્મિક માન્યતાઓ તથા સામાજિક આદર્શો પણ આપણને એ દિશામાં જ પ્રયત્ન કરવાને પ્રેરે છે. એટલે જનસંખ્યાને અયોગ્ય પ્રમાણમાં વધતી અટકાવવા માટે સંયમ એ જ ઉત્તમ ઉપાય છે. બ્રહ્મચર્યાવસ્થાનો કાળ બને

તેટલો લંબાવવો જોઈએ. લગ્ન મોટી ઉંમરે કરવામાં આવે અને ત્યાર પછી પણ પરિણિત અથવા ગૃહસ્થ જીવનનો ગાળો બને તેટલો ટૂંકાવવામાં આવે એ જ ઉત્તમ ઉપાય છે. એક કે બે સંતાન થયા પછી પ્રજોત્પત્તિ ન કરવી જોઈએ.

### સુપ્રજનન

૬૨. જનસંખ્યાને અમર્યાદ વધતી અટકાવવાની સાથે, ભવિષ્યની પ્રજા ઉત્તમ ગુણો અને શક્તિવાળી જ જન્મે અને શારીરિક તથા માનસિક રોગ અને ખોડખાંપણવાળાં માણસોની વંશવૃદ્ધિ ન થાય એનો પણ વિચાર કરવો જોઈએ. સુપ્રજનન શાસ્ત્રમાં થયેલી પ્રગતિને લીધે આપણે વનસ્પતિ તથા પશુપંખીના વંશની સુધારણા કરીએ છીએ તો માનવવંશની સુધારણા માટે શા માટે પ્રયત્નો ન થવા જોઈએ? પણ આ વાતનો વિચાર કરવો જેટલો સહેલો છે તેટલો જ તેનો અમલ કરવો મુશ્કેલ છે. વનસ્પતિ તથા પશુપંખીની બાબતમાં તો આપણને જેટલાં સૂઝી આવે તેટલાં વિક્ષેપક અંગોને દૂર રાખી તેમના સંયોગના પ્રયોગો કરી શકીએ છીએ. પણ માણસની બાબતમાં આવા પ્રયોગ કરવાનું બિલકુલ શક્ય નથી. લગ્નનો વિષય એટલો બધો અંગત છે કે સમાજ કે કાયદો માણસની લગ્નવિષયક પસંદગીમાં અંતરાય નાખવામાં સફળતા પ્રાપ્ત કરી શકતો નથી. છતાં વર કે કન્યાની પસંદગીમાં — પછી તે માબાપો કરે કે પોતે કરે,— અનેક બાબતની ચોકસાઈ જરૂરી છે. બહુ નજીકની સગાઈમાં અથવા એક ગોત્રમાં લગ્ન ન કરવાનો જે રિવાજ હિંદુઓમાં પ્રચલિત છે તેની પાછળ પણ કાંઈક સુપ્રજનનનો ખ્યાલ તો હશે જ. પણ આટલેથી આપણે અટકવું પડે છે. અત્યારનું જનનશાસ્ત્ર તો કહે છે કે તમે ગમે તેટલી પસંદગી કરો તો પણ ધાર્યા પ્રમાણે પ્રજા ઉત્પન્ન કરી શકશો નહિ. મા તેમ જ બાપના અમુક ગુણો બાળકમાં ઊતરે છે તેની ના નથી, પણ તેની સાથે મા અને બાપમાં બિલકુલ ન જોવામાં આવતા હોય તેવા ગુણો પણ બાળકમાં ઊતરેલા જોવામાં આવે છે. મા તેમ જ બાપમાં તેમના કોઈક પૂર્વજમાં પ્રગટ થયેલા ગુણો તદ્દન સુષુપ્ત અને અદૃશ્ય દશામાં પડેલા રહે છે અને તે એમનાં બાળકમાં ઊતરી આવે એવું બને છે. તેથી ઘણી વાર એવું જોવામાં આવે છે કે મા અને બાપ બન્ને સુરૂપ હોય છતાં તેમનાં બાળકો તેમનાથી અડધાં રૂપાળાં પણ ન હોય, મા અને બાપ સુચરિત્ર હોય છતાં તેમનાં બાળકો લફંગાં નીવડે, તેમ જ ચારિત્ર્યહીન માબાપને પેટે પણ સુચરિત્ર બાળકનો જન્મ થાય. જીવવિદ્યાશાસ્ત્રીઓ અને જનનશાસ્ત્રીઓ આનું કારણ એ આપે છે કે બે ત્રણ કે ચાર અથવા તેથીયે વધારે પેઢીના પૂર્વજનાં લક્ષણો બાળકમાં પ્રગટ થાય છે. એવું પણ બને કે તદ્દન નિરોગી માબાપને પેટે કોઈ પૂર્વજનો રોગ ઊતરી આવે. એટલે સ્ત્રીપુરુષો બહુ સારી પસંદગી

કરીને લગ્ન કરે તો પણ તેથી ઉત્તમ પ્રજા જ ઉત્પન્ન થાય એમ ચોક્કસ નથી.

૩૩. બીજી એક બાબત વિચારવા જેવી છે. વનસ્પતિમાં તથા પશુપંખીના પ્રજનનનો વિચાર કરતી વખતે આપણે અમુક નક્કી કરેલો ગુણ જ તેની સંતતિમાં ઉતારવાના પ્રયોગો કરીએ છીએ. અનાજમાં મોટો દાણો અથવા અમુક રોગ સામે ટકી રહેવાની શક્તિ અને ગાયની બાબતમાં તેની વાછડીમાં વધુ દૂધ અથવા તેના વાછડામાં વધુ ભાર ખેંચવાની અથવા વધુ દોડવાની શક્તિ એટલું જ આપણે જોઈતું હોય છે. પણ માણસ તો અનેક ગુણઅવગુણ અને શક્તિઅશક્તિઓનું મિશ્રણ હોય છે. કેટલાક માણસો વિચક્ષણ બુદ્ધિશક્તિવાળા હોવા છતાં જબરા ભુલકણા હોય છે. કળાકાર પોતાની કળામાં તન્મય રહી શકે છે, જ્યારે બીજી ઘણી બાબતોમાં બેફામ હોય છે. વિશિષ્ટ પ્રતિભાવાળા કવિઓ, કળાકારો, વૈજ્ઞાનિકો, રાજ્યદ્વારી પુરુષો, એમનામાં કાંઈ ને કાંઈ વિચિત્રતાઓ જોવામાં આવે છે. છતાં સમાજમાં આવા બધાને માટે સ્થાન છે જ અને મહત્ત્વનું સ્થાન છે. યોજનાપૂર્વક પસંદ કરેલાં સ્ત્રીપુરુષના સંયોગથી કાંઈ પ્રતિભાશાળી વ્યક્તિઓ ન ઉપજાવી શકાય.

૩૪. પણ તેથી આપણે એમ ન કહી શકીએ કે સમાજ સુપ્રજનનનો કશો વિચાર જ ન કરે. દરેક સમાજે પોતાને ત્યાંની લગ્નપ્રથા સુયોગ્ય હોય અને લગ્નમાં પસંદગીનાં ધોરણો દોષ વિનાનાં હોય એવી કાળજી તો રાખવી જ જોઈએ. બાળલગ્નો ન થાય એટલું જ નહિ પણ વયનાં, ગુણનાં, સ્વભાવનાં તેમ જ આદર્શનાં કજોડાં ન થાય એની પણ કાળજી રાખવી પડશે અને અકસ્માત એવાં કજોડાં થઈ જાય તો પતિ કે પત્ની બેમાંથી કોઈની પણ ઇચ્છા થતાં એવાં લગ્નનો વિચ્છેદ થઈ શકે એવી વ્યવસ્થા પણ રાખવી જોઈશે. બાળકમાં કયા ગુણો ઊતરશે અને કયા નહિ ઊતરે અથવા માબાપમાં ન જોવામાં આવે એવા બીજા જ કોઈ ગુણો ઊતરશે એ વિષે આપણે બહુ ચોકસાઈથી નક્કી ન કરી શકીએ, તો પણ ઘણાખરા કેસોમાં માબાપના ઘણાખરા ગુણો ઊતરવાના એમ તો બનવાનું જ. તે ઉપરાંત બાળકને તેની બાલ્યાવસ્થામાં માતાપિતાનું પ્રેમમય અને સંસ્કારી વાતાવરણ મળે એ પણ જરૂરનું છે. અલબત્ત આવી વસ્તુઓ કાયદાથી નહિ થઈ શકે. કેળવણી અને સમાજના સારા રીતરિવાજો આવી બાબતમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવે છે.

૩૫. અને કાયદો પણ સુપ્રજનનની બાબતમાં એક કામ તો કરી જ શકે છે. ચેપી અથવા વંશપરંપરા ઊતરી આવે એવા રોગવાળાં, ગાંડાં, મૂર્ખ, ગુનાઈત વૃત્તિવાળાં સ્ત્રીપુરુષો વંશવૃદ્ધિ કરી ખરાબ પ્રજાનો વધારો ન કરે એટલું તો કાયદો પણ જોઈ શકે. આપણે ઉપર કહી ગયા કે દુષ્ટ માબાપને પેટે પણ પવિત્ર બાળકનો જન્મ સંભવી શકે છે, પણ જ્યાં દુષ્ટતા સિદ્ધ થઈ

ગયેલી હોય ત્યાં. કદાચ એવાં દુષ્ટ માબાપને પેટે પવિત્ર બાળક જન્મે, માટે એમને પણ પ્રજાવૃદ્ધિ કરવા દેવી એ બરાબર નથી. જે માણસો શરીરની કે મનની ચોક્કસ રોગી દશાને કારણે સમાજના કચરારૂપ છે તેમને તો પ્રજાવૃદ્ધિ કરતાં અટકાવવાં જ જોઈએ. એક નાની શસ્ત્રક્રિયા વડે માણસને વંધ્ય કરી નાખવાની આધુનિક શોધ થઈ છે તેનો પ્રયોગ આવાં માણસો ઉપર કરવામાં આવે એમાં કશું ખોટું નથી.

**૩૬.** વળી જેમ સરકારી નોકરીમાં કે લશ્કરમાં ભરતી કરતાં પહેલાં દાક્તરી તપાસ કરવામાં આવે છે તેમ પરણવા ઇચ્છનારાંઓની પણ દાક્તરી તપાસ કરવાનો રિવાજ પડે અથવા કાયદો થાય એ ખોટું નથી. જો કે દાક્તરી તપાસથી પૂરેપૂરી ચોકસાઈ થવાનો સંભવ તો નથી જ. છતાં ચેપી રોગની અથવા પેઢીદર ઊતરે એવા રોગની તો ખબર પડે જ.

**૩૭.** આયુષ્ય મર્યાદાનું પ્રમાણ વધે એ સમાજની તંદુરસ્તીનું એક લક્ષણ ગણાય છે. પણ તેમાંયે જોવાનું તો એ છે કે યુવાવસ્થાનો ગાળો લાંબો થવો જોઈએ, નહિ કે વૃદ્ધાવસ્થાનો. માણસની તંદુરસ્તી અને કામ કરવાની શક્તિ લાંબો વખત ચાલવી જોઈએ. ઉપનિષદમાં સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવાનું કહ્યું છે પણ તેની સાથે સાથે કર્તવ્ય કર્મો કરતે કરતે જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવાનું કહ્યું છે. તેમાં જીવવાની ઇચ્છા કરતાં કર્તવ્ય કર્મ કરવા ઉપર વધારે ભાર છે. બાકી નૈષ્કર્મ્યવાળી વૃદ્ધાવસ્થા લંબાય એ તો સમાજ ઉપર આફત થઈ પડે. એટલે માણસની આયુષ્ય મર્યાદા વધારવાનો પ્રયત્ન કરવાની સાથે છેક મરણપર્યંત શરીરની અને મનની શક્તિઓ બરાબર જળવાઈ રહે અને માણસ ઉપયોગી કામો કર્યાં કરે એ સ્થિતિ લાવવાનો પ્રયત્ન પણ કરવાની જરૂર છે. સમાજમાંથી રોગી, અપંગ, ગાંડાઘેલા. નબળા અને કામ કરવાને અશક્ત માણસોની વૃદ્ધિ થતી બને તેટલી અટકે એવા ઉપાયો યોજવા જોઈએ. તેની સાથે અસંતોષી, સ્વાર્થી, મૂર્ખ એવા માણસોની વૃદ્ધિ ન થવી જોઈએ. આવી બધી શરતો સાથેનું દીર્ઘાયુષ્ય એ ઇષ્ટ છે. તે સિવાય તો દીર્ઘાયુષ્ય પણ પોતાને તેમ જ સમાજને આફતરૂપ થઈ પડે.

**૩૮.** ટૂંકમાં, કોઈ પણ પ્રજાએ સુખી થવું હોય અને પોતાનો ઉત્કર્ષ સાધવો હોય તો સંયમી જીવન ગાળી જનસંખ્યાને અમર્યાદ વધવા દેવી જોઈએ નહિ, અને તેની સાથે જ ભવિષ્યની પ્રજા શરીરે સશક્ત, બુદ્ધિમાં તેજસ્વી અને ચારિત્ર્યમાં ઉત્તમ થાય એની પણ કાળજી રાખવી જોઈએ. સંખ્યા ઉપર અંકુશ અને ગુણમાં વૃદ્ધિ એ સૂત્ર દરેક પ્રજાએ નજર સામે રાખવું જોઈએ. वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि સુભાષિત નિયામક સૂત્ર હોવું જોઈએ. 'બાકર બચ્ચાં લાખ, લાખે બચારાં; સિંહણ બચ્ચું એક, એકે હજારાં.'

## પ્રકરણ ૩ જું

## સંપત્તિનો વ્યય

૧. સમાજની તમામ આર્થિક પ્રવૃત્તિઓનો, સંપત્તિનું ઉત્પાદન કરવાનો, અંતિમ હેતુ સંપત્તિનો વ્યય છે. સમાજને માટે જરૂરી સંપત્તિ નિર્માણ થાય, નિર્માણ થયેલી સંપત્તિ તેની જેને જેને જરૂરિયાત હોય તેને તેને ઉપભોગ માટે પહોંચતી કરવામાં આવે અને આ બન્ને ક્રિયાઓમાં ફાળો આપનારાં સમાજનાં અંગપ્રત્યંગોમાં તેની વાજબી રીતે અને ન્યાયપુરઃસર વહેંચણી થાય, એટલેથી અર્થશાસ્ત્રની વિચારણા અટકતી નથી. સંપત્તિના કુલ ઉત્પાદનમાંથી માણસને ફાળે અથવા હિસ્સે જે આવે તેનો સારામાં સારી રીતે વ્યય થાય ત્યારે જ અર્થ-પ્રવૃત્તિ કૃતાર્થ થાય છે. અને સારામાં સારી રીતે વ્યય થયો ત્યારે ગણાય, જ્યારે સંપત્તિમાં માણસને ઉપયોગી થવાનો, માણસનાં સુખ-સગવડ સાધવાનો જે ગુણ છે તેનો પૂરેપૂરો લાભ માણસને મળે. સંપત્તિનો જરા પણ બગાડ થવા દીધા વિના તેનો પૂરેપૂરો કસ કાઢી, તેનો એવી રીતે ઉપયોગ કરવો જેથી સમાજને વધારેમાં વધારે સુખસગવડો પ્રાપ્ત થાય, એ સંપત્તિનો સદ્વ્યય ગણાય. એમાંથી શક્ય તેટલાં સુખસગવડ મેળવી લીધા વિના સંપત્તિ વાપરી નાંખવી એ તેનો દુર્વ્યય છે, અને એટલે દરજ્જે સમાજે સંપત્તિના ઉત્પાદન પાછળ ખર્ચેલો શ્રમ વ્યર્થ જાય છે.

### વ્યયની બાબતમાં ઉપેક્ષા

૨. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ અત્યાર સુધી સંપત્તિના ઉત્પાદન તરફ અને તેના આવશ્યક અંગરૂપ વિનિમય તરફ જ વધારે ધ્યાન આપ્યું છે. બને તેટલું વધારે ઉત્પાદન કરવું અને ઉત્પાદક તરીકે પોતાને વધારેમાં વધારે લાભ મળે એ રીતે તેનો વિનિમય કરવો એટલે સમાજની સુખસગવડ આપોઆપ સાધી જ શકાશે એમ ગૃહીત કરી લઈને અર્થશાસ્ત્રીઓ ચાલ્યા છે. સંપત્તિની વહેંચણી વાજબી રીતે અને ન્યાયપુરઃસર કરીને સમાજમાં પ્રવર્તતી અસામનતા દૂર કરવામાં નહિ આવે ત્યાં સુધી કોઈ પણ સમાજ સુખી નહિ થઈ શકે, તે તરફ સમાજવાદી અર્થશાસ્ત્રીઓએ પહેલું ધ્યાન ખેંચ્યું અને તે માટે આજે જબરદસ્ત ઊહાપોહ થઈ રહ્યો છે. જેમાં ન્યાય અને સમાનતાને ધોરણે સંપત્તિની વહેંચણી થાય એ જાતની નવીન સમાજરચના હસ્તીમાં લાવવાની ચળવળો ચાલી રહી છે. પણ સંપત્તિના સદ્વ્યય તરફ હજી પૂરતું ધ્યાન અપાયું નથી.

૩. આજના વૈજ્ઞાનિકોએ અને શોધકોએ નવાં નવાં યંત્રો તથા રસાયણોની શોધો કરી વસ્તુઓનું ઉત્પાદન શી રીતે વધે અને વાહનવ્યવસ્થામાં પણ નવી નવી શોધો કરી એનો વિનિમય શી રીતે સરળ અને ત્વરિત થઈ શકે તે માટે જેટલા પ્રયત્નો કર્યા છે તેના સોમા ભાગના પ્રયત્નો પણ સંપત્તિનો સદ્વ્યય શી રીતે થઈ શકે એની શોધો કરવા પાછળ નથી કર્યા. આજે મોટાં મોટાં કારખાનાંમાં છેક નીચેની પાયરીના ઉત્પાદકના કામમાં પણ યાંત્રિક શોધો તથા વિજ્ઞાન મદદરૂપ થાય છે પણ સારા સારા કેળવાયેલા ગણાતા માણસોને પણ સંપત્તિનો વ્યય કરતાં આવડતો નથી. તેમાં માર્ગદર્શન આપવાનું તથા મદદ કરવાનું કામ વૈજ્ઞાનિકોએ અને સંશોધકોએ ઓછું કર્યું છે. ઉત્પાદન સારામાં સારી રીતે કર્યું એમ આપણે ત્યારે કહીએ છીએ જ્યારે ઉત્પાદનનું ખર્ચ ઓછામાં ઓછું આવે, કુદરત પાસેથી ઓછામાં ઓછે શ્રમે કાચો માલ મેળવી શકાય, તેમાંથી તૈયાર માલ બનાવતાં તેનો જરા પણ બગાડ થયા વિના તે ઓછામાં ઓછો વપરાય, અને તૈયાર માલની બનાવટમાં પણ ઓછામાં ઓછી મજૂરી પડે—તે જ પ્રમાણે સંપત્તિનો વ્યય સારામાં સારો થયો ત્યારે ગણાય જ્યારે તેમાંથી સમાજને વધારેમાં વધારે સુખસગવડ મળે. ઉત્પાદનમાં આપણે ખર્ચ ઘટાડવા પ્રયત્ન કરીએ છીએ, જ્યારે વ્યયમાં સુખ-સગવડ અથવા ઉપયોગિતા વધારવા પ્રયત્ન કરવાનો છે. કાપડનો એક તાકો શી રીતે ઓછામાં ઓછે ખર્ચે તૈયાર થાય એની કાળજી જેમ ઉત્પાદક રાખે છે તેમ વ્યય કરનારે એ કાપડનો તાકો વાપરતી વખતે એ કાળજી રાખવી જોઈએ કે તેનો વધારેમાં વધારે ઉપયોગ શી રીતે થઈ શકે. તાકામાંથી કપડાં સીવતી અગર સિવડાવતી વખતે એ કાળજી રાખવી જોઈએ કે કાપલીઓ બિલકુલ ના પડે અથવા ઓછામાં ઓછી પડે. વળી એ કપડાંનો ઘાટ એવો હોય અને એવાં ખૂલતાં પણ હોય જેથી શરીરને વધારેમાં વધારે આરામ રહે અને એ કપડાં પહેરાવાં તથા ધોવાવાં પણ એવી રીતે જોઈએ જેથી વધારે સચવાય અને લાંબો વખત ટકે. પણ વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે ઉત્પાદનમાં જે કરકસર સિદ્ધ થઈ શકી છે તે વ્યયમાં થઈ શકી નથી.

### સદ્વ્યય કરવા માટે વધારે આવડતની જરૂર

૪. ઉત્પાદકનું લક્ષ્ય પોતાને જેની વધારેમાં વધારે આવડત હોય અને પોતાની પાસે જેની વધારેમાં વધારે સગવડ હોય એવી એક વસ્તુ જ બનાવવા તરફ હોય છે. તે માટેની તાલીમ એ મેળવી લે એટલે એનું કામ ચાલે છે. એક વખત ધંધો નક્કી કરી લીધા પછી એને વિશેષ પસંદગી કરવાપણું રહેતું નથી. એ ધંધાની ચાલતી આવેલી પ્રણાલિકાએ એને ચાલવાનું હોય છે. કાંઈ નવો સુધારો કરે તો પણ તે એક ધંધા પૂરતો જ કરવાનો હોય છે.

ઉત્પાદક એક વસ્તુની બનાવટ ઉપર પોતાની શક્તિ કેન્દ્રિત કરે છે. તેને એક જ પ્રશ્નનો વિચાર કરવાનો હોય છે. જ્યારે વ્યય કરનાર તરીકે માણસની આગળ વિવિધ વસ્તુઓ આવીને ઊભી રહે છે. તદ્દન પ્રાથમિક જરૂરિયાતોનો વિચાર કરીએ તો પણ માણસે શું ખાવું, શું પહેરવું, શું ઓઢવું, કેવા ઘરમાં રહેવું એ દરેકની બાબતમાં અંગત પસંદગીને માટે અવકાશ છે. અને એ બધું શાસ્ત્રીય ઢબે પોતાને વધારેમાં વધારે લાભ મળે એ રીતે કરવું હોય તો એને એ બધા વિવિધ વિષયોનું જ્ઞાન જોઈએ, અને એ જ્ઞાનને અમલમાં મૂકવા માટે સંકલ્પબળ હોવું જોઈએ, સારી ટેવો પડેલી હોવી જોઈએ. તેથી સફળ અને કુશળ ઉત્પાદક કરતાં સફળ અને કુશળ વ્યયીમાં વધારે અક્કલ હોંશિયારીની, વધારે આવડતની અને વધારે સૂઝની જરૂર છે. હકીકત આવી હોવા છતાં માણસે ઉત્પાદન પાછળ જેટલી શક્તિ અને અક્કલ વાપરી છે, શી રીતે મહેનત મજૂરી બચે, શી રીતે નવા નવા પદાર્થો શોધી કાઢી તે વડે ઉત્પાદન સારું અને સસ્તું બને, એની પાછળ જેટલો વિચાર કર્યો છે તેટલો સંપત્તિના વ્યય પાછળ નથી કર્યો. એનું એક મોટું કારણ તો એ છે કે ઉત્પાદનમાં કરેલા સુધારાનું ફળ પ્રત્યક્ષ દેખાય છે અને તેના લાભ પણ તાત્કાલિક થાય છે. જ્યારે સુધરેલી અને શાસ્ત્રીય ઢબે કરેલા સદ્‌વ્યયના લાભ પ્રત્યક્ષ અને તત્કાળ દેખાતા નથી. જૂની ટેવો અને સમાજના ચાલતા રીતરિવાજોમાંથી માણસ ઝટ છૂટી શકતો નથી, એને છૂટવાનો વિચાર પણ આવતો નથી. હાથઘંટીએ દળેલો આટો તથા સંચે દળેલો આટો એ બેની વચ્ચે અથવા સંચે છડીને ખૂબ સાફ કરેલા ચોખા અને કેવળ લાકડાની ઘંટીએ ભરડીને કરેલી કરડ અથવા બહુ સાફ કર્યા વિનાના હાથછડના ચોખા એ બેની વચ્ચે પોષક તત્ત્વોની દૃષ્ટિએ રહેલો તફાવત તત્કાળ પારખી કે અનુભવી શકાતો નથી. અને તેથી આવા ફેરફારોને ઝીલવા બુદ્ધિ તત્પર હોતી નથી. તે જ કારણે ઉત્પાદન કરતાં વ્યયની બાબતમાં માણસ સ્વભાવે વધારે રૂઢિચુસ્ત જોવામાં આવે છે. પોતાની રાંધવાની રીતમાં, ખોરાકની વાનીઓમાં, પોતાના પહેરવેશમાં, ઘરની બાંધણીમાં માણસ બહુ જ ઓછા અને ધીમા ફેરફાર કરે છે.

### ઉપયોગ કરવાની શક્તિમાં તફાવત

૯. કેટલાક માણસોમાં બીજાઓ કરતાં અમુક પ્રકારના ભૌતિક અથવા તો અભૌતિક પદાર્થોનો ઉપભોગ કરવાની વિશેષ શક્તિ હોય છે. ખોરાક જેવી પ્રાથમિક જરૂરિયાતની ચીજો પણ બધા માણસો સરખા પ્રમાણમાં નથી વાપરી શકતા. બધા માણસોને એક સરખા પ્રમાણમાં અથવા એક સરખી જાતનો ખોરાક આપવામાં આવે તો તે બધાને માફક ન આવે અને તેમાંથી

ભારે અનર્થ નીપજે. પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓ કરતાં પણ જે ઉચ્ચ કોટીની જરૂરિયાતો ગણાય છે તેમાં તો વસ્તુઓનો ઉપભોગ કરવાની માણસની શક્તિમાં બહુ તફાવત જોવામાં આવે છે. કોઈ માણસની શક્તિ અમુક પ્રકારની સંપત્તિ વિશેષ વાપરવાની હોય. દા. ત. પુસ્તકો, જ્યારે બીજા માણસની શક્તિ અમુક બીજા જ પ્રકારની સંપત્તિ વિશેષ વાપરવાની હોય. દા. ત. વાદ્યો, ચિત્રકલાનાં સાધનો, વગેરે. અર્થેતર જરૂરિયાતોની બાબતમાં વૈયક્તિક શક્તિના આવા તફાવતો વધારે જોવામાં આવે છે. દા. ત. અમુક માણસ કુદરતનું રમણીય દૃશ્ય નિહાળી તેમાંથી આનંદ મેળવી શકે અને બીજો ન મેળવી શકે. જેની રસવૃત્તિ કેળવાઈ નથી એવી પ્રાથમિક દશાનું જીવન ગાળતો ખેડૂત, રસ્કિન કહે છે તેમ, કોઈ ઉચ્ચ કળાકૃતિનો રસાસ્વાદ નહિ કરી શકે, અથવા સાધારણ લખતાં વાંચતાં આવડતું હોય એવા માણસોની આગળ ગંભીર વિષયોની ચર્ચા કરનારા સાહિત્યનું પુસ્તકાલય નકામું અથવા બહુ ઓછું ઉપયોગી નીવડશે. તેઓ વાર્તાની અથવા બીજા હળવા સાહિત્યનાં પુસ્તકોનો ઉપભોગ કરી શકશે. આજે પણ ઘણાં સાર્વજનિક પુસ્તકાલયોમાં આપણે જોઈએ છીએ કે એવી જ ચોપડીઓનો ઉપયોગ વધારે થાય છે. ઉપભોગ યોગ્ય કોઈ પણ સંપત્તિને વિષે એમ કહી શકાય કે તેના જીવનને ઉપયોગી થઈ પડે એવા મૂલ્યનો આધાર જેમના હાથમાં તે આવે તેમને એનો સદ્વ્યય કરતાં આવડે છે કે કેમ તેના ઉપર જ રહે છે. એમાં કેવળ લોકોની રસવૃત્તિ કેળવવાનો કે ખિલવવાનો સવાલ નથી હોતો, વસ્તુમાં રહેલી ઉપયોગિતા તેમાંથી શી રીતે પૂરેપૂરી મેળવી લેવી એની આવડતનો પણ સવાલ રહે છે.

### દુર્વ્યયના પ્રકારો અને કારણો

૬. अज्ञान:— આપણા ઘરોમાં ખામીવાળા ચૂલા અને સગડીઓને કારણે બળતણનો ઘણો તાપ નકામો જાય છે અને ધૂણીનો ઉપદ્રવ વેઠવો પડે છે એ રોજના અનુભવની વાત છે. યુરોપ અને અમેરિકામાં મેંદાની સફેદ રોટી ખાવાનો રિવાજ પડી ગયો છે. અને વિજ્ઞાન જાણનારા સુશિક્ષિત માણસો પણ એ રોટી ખાયાં કરે છે. તેમાં ઘણાં પોષક તત્ત્વો તેઓ ગુમાવી બેસે છે એટલું જ નહીં પણ એ મેંદાની રોટી બહુ લાંબે ગાળે આંતરડાને અને પાચનશક્તિને બગાડે છે એમ શ્રદ્ધેય આહારશાસ્ત્રીઓ હવે કહેવા લાગ્યા છે. ઘી અને માવાની મીઠાઈઓ તથા તેલમાં તળેલી વસ્તુઓનું પણ આવું જ છે. એ વસ્તુઓ વધારે ખર્ચાળ હોય છે અને આરોગ્યની દૃષ્ટિએ નુકસાનકારક હોય છે. તેની તરફેણમાં સ્વાદ સિવાય બીજું એક પણ કારણ નથી, પણ સ્વાદવૃત્તિને એવી રીતે કેળવી શકાય કે જે વસ્તુઓ પોષણની દૃષ્ટિએ લાભદાયી હોય તેમાંથી જ આપણે વધારેમાં વધારે સ્વાદ મેળવી શકીએ. આ જાતના

દુર્વ્યયની પાછળ સ્વાદેન્દ્રિયની ખોટી કેળવણી અને તે કારણે પડી ગયેલી કુટેવો છે. આવો ખોરાક લેવો એમાં સમાજમાં કશી અપ્રતિષ્ઠા નથી ગણાતી એટલું જ નહિ પણ સામાજિક આનંદ માણવા અને સમાજમાં વાહવાહ કહેવડાવવા માટે ભોજન સમારંભોમાં ખાસ આવા ખોરાકો વાપરવામાં આવે છે.

૭. ધાર્મિક વિધિઓ અને વહેમો :— પૂજામાં ઘીના દીવા કરવા તથા હોમ હવનમાં ઘી જેવો બહુ મહત્ત્વનો ખોરાક બાળી મૂકવો અથવા મહાદેવની કે બીજા દેવદેવીઓની મૂર્તિઓને દૂધની ગાગરોથી નવરાવવી, તેના ઉપર કેસર ચંદનની અથવા તો તેલ સિંદૂરની રેલારેલ કરી મૂકવી, મૂર્તિઓને કીમતી વાઘા અને ઘરેણાં પહેરાવવાં, એ બધા ધાર્મિક વિધિઓને કારણે થતા દુર્વ્યયના પ્રકાર છે. આ યુદ્ધ દરમિયાન જ્યારે લોકોને ખાવા માટે ઘી દૂધના સાંસા પડતા ત્યારે સેંકડો અથવા હજારો મણ ઘી બાળીને વિશ્વશાંતિ યજ્ઞો કરાવાયા હતા. દેવમંદિરોમાં અન્નકૂટ થાય છે તથા થાળ ધરાવવામાં આવે છે એમાં કીમતી ખોરાકનો કેટલોયે બગાડ થાય છે.

આવી જ રીતે ધર્મને નામે ચાલતા વહેમોને કારણે પણ ઠીક ઠીક બગાડ થાય છે. લોકો કંઈ ને કંઈ લાભ મેળવવા બાધા આખડી કરે છે, તેમાં ધર્મને નામે ધૂતનારા મળી જ રહે છે. એમાં કેટલાંક અનુષ્ઠાન તો ભારે ખર્ચાળ હોય છે. વળી માંદગીમાં સીધા વૈદકીય ઉપચાર કરવાને બદલે ભૂવા તથા જતિઓ પાસે લોકો મંતરજંતર કરાવે છે, માતા ધુણાવે છે. આવી બાબતમાં થતું ખર્ચ તો નકામું છે જ પરંતુ આ પ્રથા સમાજની નીતિના ધોરણને પણ નીચું પાડનારી છે. આવી પ્રથાઓમાંથી અનેક નૈતિક અનર્થો ઊભા થાય છે.

૮. ઉડાઉપણું અને શ્રીમંતાઈનું પ્રદર્શન :— માણસો પોતાની શ્રીમંતાઈ બતાવવા કેટલાંક ઉડાઉ ખર્ચ કરે છે તે પણ આર્થિક રીતે તો હાનિકારક છે. શ્રીમંતાઈનું પ્રદર્શન કરવા માટે ભભકાદાર જરીકિનખાબનાં કપડાં પહેરવાં અથવા ઘરેણાં દહાડવાં એમાં નાહકનું ખર્ચ તો છે જ પણ તે ઉપરાંત શરીરને પણ ભારે અગવડ અને નુકસાન થાય છે. પોતે હોય તે કરતાં શ્રીમંત છે એમ દેખાડવા માણસ ઘણી વાર ખોટા ખર્ચ કરે છે. છોકરાને માટે કન્યા મેળવવી હોય, વગવસીલાથી કામ કરાવવું હોય, કોઈ મોટો કોન્ટ્રાક્ટ મેળવવો હોય ત્યારે માણસ પોતાના ગજા ઉપરાંત ઉડાઉ ખર્ચ કરે છે. છોકરાને કન્યા ન મળતી હોય ત્યારે માણસ દેવાં કરીને જમીન ખરીદે છે, ઘર બાંધે છે, ઘોડાગાડી રાખે છે. વળી પરોણાગતમાં પણ પોતાની મોટાઈ અને શ્રીમંતાઈ દેખાડવા માણસ વધારે પડતા ખર્ચા કરે છે.

૯. સામાજિક રીતરિવાજો અને રૂઢિઓ :— લગ્ન, મરણ, જનોઈ વગેરે સામાજિક પ્રસંગોએ જમણવારોમાં અન્નનો જે બગાડ થાય છે અને બીજાં

ઘણુંયે નિષ્કારણ ખર્ચ થાય છે એ જાણીતી વાત છે. આની સામે એમ કહેવામાં આવે છે કે આખો જન્મારો માણસ એકધારું, કોઈ પણ જાતની વિવિધતા વિનાનું, પાઈપાઈની ગણતરી કર્યાં કરનારું, કંટાળાભરેલું જીવન ગાળે તેને પોતાની બાંધી રાખેલી વૃત્તિઓને કાંઈક મોકળી મૂકવાના પ્રસંગો જન્મારામાં બેચાર આવે અને તે વખતે તે વધારે પડતું ખર્ચ કરે તેની શું કામ ટીકા કરો છો? આવી દલીલ પોતાને આનંદઉત્સવના પ્રેમી અથવા ભોગી અને રસિક કહેવડાવનારા માણસો તરફથી ખાસ કરવામાં આવે છે. એ વાત સાચી છે કે આનંદઉત્સવ જીવન માટે આવશ્યક છે. જીવનમાં ઉલ્લાસને સ્થાન હોવું જ જોઈએ. પણ આનંદઉત્સવ મૂર્ખાઈ ભરેલી રીતે અથવા અન્યાયી રીતે ન માણી શકાય. દેશમાં આસપાસના લોકો ભૂખમરાથી મરતા હોય ત્યારે જેમની પાસે સાધનસંપત્તિ હોય તેઓ આવા આનંદઉત્સવમાં પૈસા ઉડાવે તેમાં સમાજ પ્રત્યે એક જાતનો અન્યાય તો રહેલો જ છે. પણ આજની કરુણ ઘટના તો એ છે કે જેમની પાસે સાધન નથી હોતું અને જેમની આવાં ખર્ચ કરવાની અંતરની ઇચ્છા પણ નથી હોતી તેમને સમાજની રૂઢિ અથવા રીતરિવાજને લીધે આવાં ઉડાઉ ખર્ચ અને બગાડ કરવા પડે છે. આવા ઉડાઉપણામાં અને સંપત્તિના બગાડમાં શી રસિકતા અથવા શો આનંદ રહેલો છે? માણસો ખાવામાં અકરાંતિયાવેડા કરે અને છતાં પતરાવળીઓમાં પાર વિનાનું છાંડીને ઊઠી જાય અને એ બધું જૂઠણ ભિખારીઓ ખાય અથવા ચાટે એ દૃશ્યને રસોત્પાદક, આનંદદાયી કે ઉલ્લાસપ્રેરક શી રીતે કહી શકાશે? મોટાં શહેરોમાં હોટેલોમાં કેટલાક લહેરી લોકો ખાવાપીવાની મોજ માણે છે અને ત્યાં પાર વિનાના અન્નનો બગાડ કરી તેમાંથી આનંદ અને ઉલ્લાસ મેળવવાનો દાવો કરે છે પણ હોટેલવાળો તો હિસાબી વૃત્તિવાળો હોય છે એટલે પોતાને ત્યાંનું જૂઠણ તથા વાસી ગરીબ લોકોને વેચી નાંખે છે. પેલા આનંદ અને ઉલ્લાસને કલુષિત કરનારું તેનું આ આનુષંગિક પરિણામ જેનામાં સમાજ પ્રત્યે જવાબદારીની વૃત્તિ જરા પણ કેળવાઈ છે તેણે ધ્યાનમાં લીધા વિના કેમ ચાલે? સગાંવહાલાં તથા મિત્રમંડળ સાથે હળવા મળવાનો આનંદ મેળવવો હોય તો તે માટે પણ આપણે સારી અને સંસ્કારી રીતો શોધવી જોઈશે. અત્યારે તો સાથે મળીને મિષ્ટાન્ન ઉડાવવાં એ જ જાણે આનંદનું સાધન હોય એમ આપણે વર્તીએ છીએ. સહભોજન પણ સાદાં, બહુ જંજાળ વિનાનાં અને જેમાં બગાડ ન થાય એવાં યોજતાં આપણે શીખવું જોઈશે.

૧૦. વ્યસનો: તંબાકુ, મદ્યપાન, જુગાર એ વ્યસનો પાછળ પણ માણસ પાર વિનાનો દુર્વ્યય કરે છે. એમાં મદ્યપાન તો કોઈ પણ સમાજમાં પ્રતિષ્ઠિત નથી ગણાતું. પણ તંબાકુનું સેવન ખાસ કરીને બીડીઓ પીવાનું એ તો

દુનિયામાં સાર્વત્રિક છે અને અપ્રતિષ્ઠિત પણ નથી ગણાતું. પ્રોફેસરો બીડીના ધુમાડા કાઢતા કાઢતા પોતાના વિદ્યાર્થીઓ સાથે વાતો કરે છે, કવિઓ અને લેખકો બીડીના ધુમાડામાંથી પ્રેરણા મળતી હોવાનો દાવો કરે છે અને કારકુનીનું કે મજૂરીનું કામ કરનારા લોકો વચમાં વચમાં બીડીના ધુમાડામાંથી આસાયેશ મેળવે છે. તંબાકુની ખેતીમાં કેટલીયે જમીન રોકાય છે. દારૂની લતમાંથી માણસને છોડાવવો સહેલો છે, પણ બીડીની લતમાંથી માણસને બચાવવો મુશ્કેલ છે. બીડીનો વ્યસની બીડી ન મળી શકે એવા સંજોગોમાં મુકાય ત્યારે બીડી મેળવવા ખાતર ગમે તેટલા હીન ઉપાયો લેતાં અચકાતો નથી. આવું જ જુગારનું છે. જુગારના કેટલાક પ્રકારો જેવા કે રેસ (ઘોડદોડની હરીફાઈ) તેમાં જવું અપ્રતિષ્ઠિત નથી ગણાતું. જો કે તેની લતમાં પડેલા આર્થિક ખુવારીના ભોગ થાય છે એટલું જ નહિ, પણ તેની સાથે બીજી અનેક બદીઓના ભોગ થઈ પડે છે. રેસની પાછળ કેટલું મુસાફરી ખર્ચ, કેટલું વીશી ખર્ચ, કેટલો વખત બરબાદ થાય છે તેનો હિસાબ કાઢીએ ત્યારે એની પાછળ થતા દુર્વ્યયનો બરાબર ખ્યાલ આપે છે.

૧૧. ફેશન: કપડાંની, રહેણીકરણીની ફેશનો વખતોવખત બદલાયાં કરે છે. અને એક ફેશન જૂની થઈ ગઈ એટલે તે માટે ખરીદેલી વસ્તુઓ તથા બનાવેલો માલ નકામો થઈ પડે છે. ફેશનની ખાતર માલની બનાવટમાં પણ ઘણો બગાડ થાય છે. શરીરસંસ્કાર, કપડાં વગેરેની બાબતમાં માણસ સુઘડ જરૂર રહે, સૌન્દર્ય અને કળાનો ખ્યાલ જરૂર રાખે, પણ અત્યારની ફેશનો તો કેવળ અર્થની જ બરબાદી કરનારી નહિ પણ કળા અને સૌન્દર્યનું પણ ખૂન કરનારી અને અભિરુચિને હીન કરનારી હોય છે.

### મૂડીદારી ઉત્પાદન અને નફાખોરી

૧૨ સંપત્તિના દુર્વ્યયના આ અનેક પ્રકારોની પાછળ અત્યારની ખામીવાળી અર્થવ્યવસ્થા છે તેનો હવે આપણે વિચાર કરીશું. અત્યારે ઉત્પાદકો પોતાને નાણાંના રૂપમાં શી રીતે વધારેમાં વધારે નફો થાય એ રીતે પોતાની ઉત્પાદન પ્રવૃત્તિ ચલાવતા હોઈ ઉપભોગની વસ્તુઓના પ્રકારમાં અને ઉપભોગના આખા ધોરણમાં બહુ મોટા દોષો પેસી ગયા છે. નફાખોર ઉત્પાદકો ઉપભોગ તથા વ્યયની કળાને મુખ્યત્વે ત્રણ રીતે વિકૃત કરે છે તથા હાનિ પહોંચાડે છે. (૧) માણસને ચોખ્ખી હાનિકારક એવી અનર્થકારી વસ્તુઓ તથા કામગીરીઓ વ્યય માટે તેઓ બજારમાં મૂકે છે; (૨) સમાજની મુખ્ય જરૂરિયાતોની તૃપ્તિને અર્થે બજારમાં આવતી વસ્તુઓમાં ભેળસેળ કરીને અથવા તો એ વસ્તુઓની બનાવટમાં હલકો માલ વાપરીને અથવા ભીતરતા પ્રકારનું કામ કરીને, એ વસ્તુઓની ઉપયોગી થવાની શક્તિમાં ઘટાડો કરી નાખે છે; (૩) લોકોને

વધારેમાં વધારે સુખસગવડ આપવાની દૃષ્ટિએ નહિ, પણ પોતાને શી રીતે વધારેમાં વધારે નફો થાય એ રીતે તેઓ કામ કરતા હોઈ લોકોની કેટલીક નકામી અથવા ઓછા મહત્ત્વની જરૂરિયાતોને તેઓ વિશેષ ઉત્તેજિત કરે છે અને જીવનને પોષક જરૂરિયાતોને તેઓ પાછળ પાડે છે.

૧૩. આપણાં કેટલાંક અતિશય ખર્ચાળ અને જીવનનાં શોષક એવાં સામાજિક અનિષ્ટો, જેવાં કે, મદ્યપાન, જુગાર, વેશ્યાવૃત્તિ, હવાઉજાસ વિનાની ગંદી ચાલીઓ, ભેળસેળવાળો ખોરાક, જુઠ્ઠી દવાઓ, નકલી અને તકલાદી વસ્તુઓ, એ બધાની પાછળ જોઈએ તો જણાય છે કે તેને લગતા ધંધામાંથી બહુ મોટા નફા થાય છે અને તેથી જ સમાજમાં તે પ્રચાર પામ્યાં છે. આ જાતના વેપારધંધામાં રોકાયેલા માણસો જીવનકળાની પ્રગતિના મોટામાં મોટા દુશ્મનો છે. આ વસ્તુઓની બદીમાં સપડાયેલા સમાજને તેની ચૂડમાંથી શી રીતે ઉગારી લેવો એ આજનો મોટામાં મોટો સામાજિક પ્રશ્ન છે. આ બધાં અનિષ્ટોને લગતા વેપારધંધા નિર્મૂળ કરવા અથવા તેનું નિયમન કરવા દરેક દેશમાં સરકાર થોડી ઘણી મહેનત કરે છે, અથવા મહેનત કરવાનો દેખાવ કરે છે. આ નફાખોરોએ સરકારી તંત્રમાં પણ પોતાની લાગવગ અને પગપેસારો એવો જમાવી દીધો છે કે તેઓ સરકારને પણ સાચાં અને જરૂરી પગલાં લેવા દેતા નથી. સરકાર પ્રજાનું હિત ચાહનારી છે એવો દેખાવ જ તેઓ સરકાર પાસે કરાવે છે. એટલે સરકાર મારફત આ અનિષ્ટો નિર્મૂળ કરવામાં કેટલી સફળતા મળશે એ શંકાસ્પદ છે. એના મૂળમાં રહેલા નફાના લોભને માટે બિલકુલ અવકાશ જ ન રહે એવી અર્થરચના હસ્તીમાં લાવવી એ જ ઉપાયની સાચી દિશા છે. તે માટે લોકોને કેળવણી આપી તૈયાર કરવાનું કામ કેળવણીકારો અને સુધારકોનું છે. તેઓ જો સરકાર ઉપર પ્રભાવ પાડી શકે તો આ કામ માટે સરકારી તંત્રનો ઉપયોગ થઈ શકે.

### ખોરાકમાં ભેળસેળ

૧૪. નફાખોરીને લીધે માણસના રોજના ખોરાકમાં થતી ભેળસેળ અને તેને લીધે મોટામાં મોટી પ્રાથમિક જરૂરિયાતની તૃપ્તિમાં દાખલ થયેલાં અનિષ્ટ તત્ત્વોના થોડાક દાખલા આપીશું. દૂધ અને ઘીમાં થતી ભેળસેળ એ તો બહુ જાણીતી અને સૌના અનુભવની વાત છે. આજે ચોખ્ખું દૂધ કે ઘી શહેરોમાં નથી મળી શકતું એટલું જ નથી, ગામડાંમાં પણ નથી મળી શકતું. ભેળસેળ કરવાની યુક્તિઓ અને ભેળની વસ્તુઓ દેશના ઊંડાણમાં પણ પેસી ગઈ છે. હોટેલો, વીશીઓ અને મીઠાઈની દુકાનોમાં ખાસ વસ્તુઓને શરીરને હાનિકારક રંગોથી તથા હલકી જાતની સુવાસિત વસ્તુઓથી આકર્ષક બનાવવામાં આવે છે. વીશીઓમાં કેરીના અને બીજા ફળના રસ પીરસાય છે તે ભાગ્યે જ તે તે

ફળના સાચા રસ હોય છે. દેખાવમાં તેના જેવી હલકી વસ્તુઓનો માવો કરી તેમાં પેલા ફળની સરેહ આપે એવાં હલકાં 'એસન્સો' નાખવામાં આવે છે. બજારમાં તૈયાર મળતી મીઠાઈઓ, મુરબ્બા વગેરેમાં કેવી ભેળસેળ થાય છે તેના થોડા દાખલા એચ. જી. વેલ્સના 'વર્ક, વેલ્થ ઍન્ડ હૅપીનેસ ઑફ મૅનકાઇન્ડ' નામના પુસ્તકમાંથી નીચે આપ્યા છે:

૧. "એક ખાટીમીઠી ટીકડીઓનાં પડીકાં ઉપર "શુદ્ધ ફળનો રસ અને કેવળ સાકર" એવી ચિઠ્ઠી ચોડીને એક કંપની વેચતી, તેની ઉપર છેતરપિંડીની ફરિયાદ થયેલી. તેમાં એવું સાબિત કરી બતાવવામાં આવ્યું હતું કે એ ખાટીમીઠીની બનાવટમાં ફળ કે સાકર બેમાંનું કશું વાપરવામાં આવ્યું નહોતું. વેપારીઓ આજકાલ અસલ પદાર્થને બદલે તેનો 'માન્ય અવેજી' વાપરે છે. એ પણ એક ચતુરાઈભરેલો શબ્દપ્રયોગ છે. લીંબુના રસની અવેજીમાં 'સાઈટ્રિક ઍસિડ' અને સાકરની અવેજીમાં 'ગ્લુકોઝ' 'માન્ય અવેજી' ગણાય છે. આ કંપનીએ તો 'સાઈટ્રિક ઍસિડ' પણ બીજા વેપારી પાસેથી ખરીદેલો. 'સાઈટ્રિક ઍસિડ'નો માન્ય અવેજી તરીકે 'ટાર્ટરિક ઍસિડ' આપી શકાય એવો પેલા બીજા વેપારીનો ખ્યાલ હતો. વેપારી નીતિ તો એટલે સુધી જાય છે કે 'ટાર્ટરિક ઍસિડ'ની પણ હલકી બનાવટ કરી શકાય. એટલે પેલી ખાટીમીઠી બનાવનારી કંપનીને તો 'ટાર્ટરિક ઍસિડ'ના માન્ય અવેજી તરીકે બીજું જ કશું મળ્યું હતું. પોતે શું વાપર્યું છે એની એ કંપનીને કશી ખબર જ નહોતી. સાઈટ્રિક ઍસિડ એટલે લીંબુનો અમ્લ અને ટાર્ટરિક ઍસિડ એટલે આંબલીનો અમ્લ. પણ તે લીંબુ કે આંબલીમાંથી બનાવવામાં આવતા નથી. રાસાયણિક દૃષ્ટિએ તેમાં લીંબુ કે આંબલીનાં તત્ત્વો હોય એટલું જ. કોઈક બહુ હલકી વસ્તુઓમાંથી આ અમ્લ બનાવવામાં આવે છે. ગ્લુકોઝ એ સાકરનાં તત્ત્વોવાળો રાસાયણિક પદાર્થ છે, અને તે મોટે ભાગે હાડકાંમાંથી બનાવવામાં આવે છે. અદાલત તરફથી પૃથક્કરણ કરતાં તે હાડકામાંથી બનાવેલ હતો એમ જ માલૂમ પડ્યું. એટલે પેલી કંપનીએ તો જીભના સ્વાદની લાલચમાં પડેલાં બિચારાં બાળકોને અવેજીનો અવેજી અને તેનોય અવેજી એવો કોઈ પદાર્થ આપ્યો હતો. પડીકા ઉપર ચોડેલી ચિઠ્ઠીમાં ઉપર દર્શાવેલા પેલા જુઠ્ઠા શબ્દો જ કેવળ નહોતા, પણ તેના ઉપર તો એક મોટા અને પીળા લીંબુનું અને તેની સાથે પડછામાં બરાબર શોભે એવું, અને લીંબુ તાજું છે એવો ભાસ થાય માટે લીંબુનાં સુંદર લીલાં પાંદડાંનું પણ ચિત્ર આપ્યું હતું. પ્રતિવાદી કંપનીએ એવી દલીલ કરી કે આ ચિત્ર તો એટલા માટે મૂકવામાં આવ્યું હતું કે તે જોઈને ખાનારને એ ખાટીમીઠીનો સ્વાદ ખરા લીંબુ જેવો છે એવો અનુભવ થાય. પરંતુ જુબાની એવી પડેલી

કે તેમાં લીંબુનો સ્વાદ જરાયે આવતો જ નહોતો. પ્રતિવાદીઓ એવી પણ દલીલ કરી શકત કે તેટલા માટે તો ચિત્રની જરૂર વિશેષે કરીને! દારૂની જબરી સૂગવાળો કોઈ માણસ, જે આખો જન્મારો એ ઘાતક ઝેરથી આઘો ને આઘો ભાગ્યો હોય, તે જો આ ખાટીમીઠી ચાખવા જાય તો ગ્લુકોઝના દારૂ અને સડેલાં હાડકાંમાંથી કાઢેલા અપાચ્ય પદાર્થ જ તેના પેટમાં જાય એ વિચાર અતિ દુઃખકર છે."

૨. "કોઈ પણ ફળનો મુરબ્બો એ ફળ અને સાકરની ચાસણી, એ બેનો બને. ઘેર બનાવેલા મુરબ્બામાં મુખ્યત્વે આ બે જ વસ્તુઓ હોય. તેમાં હલકી જાતનાં મૂળિયાં, હલકી વનસ્પતિઓનો માવો, રંગ અને એવું બીજું કશું ન જ નાખવામાં આવે. પણ લંડનના બજારમાં પહેલા નંબરના અને બીજા નંબરના મુરબ્બા કેવા વેચાય છે તે જાણવા જેવું છે. પહેલા નંબરના મુરબ્બામાં ફળનું પ્રમાણ ૫૦ ટકાથી વધારે નથી હોતું અને બીજા નંબરના મુરબ્બામાં એ પ્રમાણ ૨૦ ટકા હોય છે. વળી આ ૫૦ ટકા ફળ એ પણ કાંઈ શુદ્ધ ફળ નથી હોતાં. તેના માન્ય અવેજી તરીકે વપરાતી ગમે તેવી વાસી વનસ્પતિનો માવો વાપરવામાં આવે છે. જે ફળનો મુરબ્બો કહેવામાં આવતો હોય તે ફળનાં બી આ માવામાં દેખાવાં જોઈએ. એટલા માટે બી વેચનારાના જૂના સ્ટૉકમાંથી બી લાવી એમાં નાખવામાં આવે છે. એ બી ઉપર સાઈટ્રિક અથવા ટાર્ટરિક ઍસિડ ચોપડવામાં આવે છે અને એવી રીતે રંગવામાં આવે છે કે એ તાજાં બી જેવાં દેખાય. પહેલા નંબરનો બ્રિટિશ મુરબ્બો જ્યાં આવો હોય છે ત્યાં બીજા અને ત્રીજા નંબરના મુરબ્બા કેવા હશે તેની કલ્પના જ કરવી રહી."

૧૯. જેઓ બજારમાં મળતાં તૈયાર અથાણાં, ચટણી, મુરબ્બા વગેરે વાપરે છે તેમણે ચેતવા જેવું છે.

૧૬. આ તો ભેળસેળની વાત થઈ. પણ આજની આપણી ટેવો અને આપણાં જીવન એવાં થઈ ગયાં છે કે આપણા ખોરાકની વસ્તુઓમાં રહેલા ગુણનો આપણને પૂરો લાભ મળતો નથી. અમદાવાદ કે મુંબઈ જેવા શહેરમાં દૂધ મળે છે તે બારપંદર કલાક પહેલાં દોહવાયેલું હોય છે. દૂધનાં ગુણકારી તત્ત્વો આવા વાસી દૂધમાં ઘણાં ઓછાં થઈ જાય છે. તેવું જ શાકભાજી, ફળ, ઈંડાં વગેરેનું છે. શહેરોમાં મોટા મોટા શ્રીમંત માણસોને પણ આ વસ્તુઓ તાજી મળી શકતી નથી. ઘંટીએ રોજને રોજ દળીને જે આટો વાપરવામાં આવે અને સંચે દળાવેલો આટો ૮–૧૫ દિવસ વાપરવામાં આવે એના ગુણમાં બહુ મોટો ફરક પડી જાય છે. તેવો જ ફરક હાથછડના ચોખા અને સંચે પૉલિશ કરેલા ચોખામાં પડે છે.

### જુઠી દવાઓ

૧૭. દવાના ક્ષેત્રમાં ઊતરીએ છીએ ત્યારે તો ભારે ધતિંગ ચાલી રહેલાં જોવામાં આવે છે. આજનાં વર્તમાનપત્રોમાં અડધા ઉપર જગા દવાની જાહેર ખબરોથી ભરેલી હોય છે. દવાના ગુણ અને અકસીરપણા વિષે જબરા દાવા કરનારી જાહેર ખબરો અને દવાની શીશીઓ તથા ડબ્બીઓમાં આકર્ષક પૅકિંગ એ જ વધારે ખર્ચાળ હોય છે. અંદરની દવા તો બહુ જ ઓછી કિંમતની હોય છે અને તેય ફાયદો પહોંચાડે એવી હોય છે કે કેમ એ શંકાસ્પદ હોય છે.

૧૮. આપણા રાષ્ટ્રની કુલ આવક ૧૧૮૯ કરોડ રૂપિયાની ગણવામાં આવે છે તેનો પૂરેપૂરો ઉપયોગ આપણે કરવો હોય એટલે કે તેમાંથી બહુજનસમાજને વધારેમાં વધારે સુખસગવડ મળે એમ કરવું હોય તો પ્રથમ તો આ આવકની વહેંચણી ન્યાયપુરઃસર થવી જોઈએ. અત્યારની અન્યાયી આર્થિક અસમાનતામાં થોડા માણસોને હિસ્સે આવકનો બહુ મોટો ભાગ જાય છે અને તેઓને કશી તમા નહિ હોવાથી તેઓ સંપત્તિનો ખૂબ દુર્વ્યય કરે છે. બીજી તરફથી ઘણા લોકોને આવશ્યક વ્યય કરવા પણ પૂરતું મળતું નથી. આપણી પાસે જે કાંઈ આવક ઉપલબ્ધ છે તેનો પૂરેપૂરો સદ્‌વ્યય કરવા માટે આપણે ક્યાં ક્યાં નજર દોડાવવાની જરૂર છે અને કેવા કેવા બગાડ થતા અટકાવવાના છે તેનો કાંઈક ખ્યાલ આવે તે માટે દુર્વ્યયના પ્રકારોના કેટલાક નમૂનારૂપ દાખલા આપણે વિચારી લીધા. જો સમાજની વાજબી અને આરોગ્યદાયી જરૂરિયાતોને લક્ષમાં રાખીને સમાજની રહેણી અને ખર્ચનાં ધોરણો નક્કી કરવામાં આવે તો તો આપણી કુલ આવકમાંથી વધારેમાં વધારે સુખસગવડો સમાજ મેળવી શકે અને સમાજજીવન પણ સઘળી રીતે વિશેષ સમૃદ્ધ થાય. તેમ થવામાં ક્યાં ક્યાં વિક્ષેપ આવે છે તે બરાબર સમજવા માટે આપણી જરૂરિયાતોનો અને તે પૂરી પાડવાની પદ્ધતિઓનો આપણે થોડોક વિચાર કરીશું.

### પ્રાથમિક સમાજમાં દુર્વ્યય ન હતો

૧૯. માણસે પોતાની આસપાસની કુદરત પાસેથી પ્રથમ તો સાહજિક વૃત્તિથી અને પછીથી બુદ્ધિનો ઉપયોગ કરીને પોતાની જરૂરિયાતો મેળવી લેવાની શરૂઆત કરી. જે કુદરત વચ્ચે માણસ મુકાયો તેમાં પોતાનું જીવન ટકાવવા માટે તેણે મહેનત મજૂરી કરીને પોતાની જરૂરિયાતો મેળવવાની તથા પૂરી પાડવાની અમુક પ્રથાઓ પાડી. પોતાની નજીકની કુદરત પાસેથી જ શરૂઆતમાં તેણે પોતાનો ખોરાક, પોતાનાં કપડાં, પોતાનું ઘર, પોતાનાં ઓજારો તથા પોતાનાં હથિયારો મેળવી લેવા માંડ્યાં. સ્થાનિક પ્રદેશમાં જે વનસ્પતિ અને પશુપંખી મળી આવ્યાં તેમાંથી પોતાનો ખોરાક તેણે શોધ્યો. અલબત્ત તેમાંથી

પસંદગી કરવા માટે તેને અક્કલનો ઉપયોગ કરવો જ પડતો. અને તેણે અક્કલનો ઉપયોગ કર્યો તેથી જ ખોરાકનો જથો વધારવા તેને ખેતી કરવાનું તથા પશુપાલન કરવાનું સૂઝયું. પોતાનું પહેરવાઓઢવાનું પણ સ્થાનિક મળી આવતાં ચામડાં, રૂંવાટી, વાળ તથા ઝાડની છાલને ટીપીટીપીને બનાવેલાં કપડાંનું તેણે બનાવ્યું. રહેઠાણ માટે મોટાં ઝાડની બખોલો તથા ગુફાઓનો ઉપયોગ તેણે કર્યો. પોતાનાં ઓજારો, હથિયારો, વાસણો વગેરે પણ આ રીતે જ નજીકની કુદરતમાંથી તેણે ઉત્પન્ન કર્યાં. આ બધું કરવામાં જ્યાં સુધી માણસની પ્રવૃત્તિ પ્રાથમિક સ્વરૂપની પોતાની જરૂરિયાતો પૂરી પાડવામાં જ પર્યાપ્ત રહી ત્યાં સુધી વ્યયની બાબતમાં ગંભીર ભૂલો થવાનો અથવા સંપત્તિનો બગાડ થવાનો અવકાશ બહુ ઓછો હતો. અલબત્ત એવું બનતું ખરું કે સ્થાનિક પ્રદેશમાંથી મળી શકે એવા બધા ખોરાકનો તથા બધી વસ્તુઓનો ઉપયોગ તે નહોતો કરી શકતો. પણ એ સ્થિતિ લાંબો કાળ ટકી નહિ. વસ્તીમાં જેમ જેમ વધારો થતો ગયો તેમ તેમ તેણે ખોરાકની બાબતમાં તો પ્રયોગો કરીને સ્થાનિક પ્રદેશોમાંથી મળી શકતા બધા જ ખોરાક ઉપયોગમાં લીધા. કોઈ ઝેરી પદાર્થ ખાઈ લેવાની ભૂલ માણસે કરી હશે, પણ તે તેણે ઝટ સુધારી પણ લીધી હશે. કારણ તે જે કાંઈ ખાતો તે જીવન ટકાવવાને માટે ખાતો, જાતજાતના સ્વાદ કરવા કે મોજશોખ કરવા માટે ખાતો નહોતો. તેથી આજે ધીમા ઝેર તરીકે કામ કરી શરીરને નુકસાન પહોંચાડનારા ખોરાકો માણસ જાણતા છતાં સ્વાદવૃત્તિને વશ થઈને ખાય છે તેમ એ નહોતો ખાતો. જ્યાં સુધી માણસની રહેણી પ્રાથમિક સ્વરૂપની હતી અને માણસ કુદરતની વધુ નજીક હતો ત્યાં સુધી કુદરત પાસેથી મળી આવતા ઘણાખરા પદાર્થોના વ્યયમાંથી માણસ જીવનની દૃષ્ટિએ વધારેમાં વધારે ઉપયોગિતા મેળવી લેતો. ખોરાક તથા વપરાશની બીજી વસ્તુઓની પસંદગી કરવામાં તેમાં જીવનને ઉપયોગી થવાના ગુણ કેટલા છે એ જોવાનું જ તેનું મુખ્ય લક્ષ્ય રહેતું. ગુફાઓમાં રહેનારાં માણસો અથવા પ્રાથમિક દશાનું ગોપજીવન ગાળનારાં કુટુંબોની રહેણીનું ધોરણ બહુ ઊંચું ન હતું, પણ તેઓ જે કાંઈ પદાર્થો કે વસ્તુઓનો વ્યય કરતા તેમાં માણસની સુખસગવડ સાધવાની જેટલી શક્તિ હોય તેનો પૂરેપૂરો ઉપયોગ કરી લેતા. તેમના વ્યયમાં બગાડ કે ઉડાઉપણું નહોતું. માણસના ખોરાકમાં આવશ્યક તત્ત્વોની અત્યારે થયેલી વૈજ્ઞાનિક શોધોનું તેને જ્ઞાન ન હતું. છતાં ખોરાકમાંથી પ્રોટીન, સાકર, ચરબી, મેંદો વગેરે તત્ત્વો આવશ્યક પ્રમાણમાં મળી રહે એ રીતે તેણે પોતાની ખોરાકની વાનીઓ સાહજિક વૃત્તિથી ગોઠવી લીધી હતી. તે જ પ્રમાણે કપડાંમાં આજના સુધરેલા જમાનામાં જેમાં કાપડનો સારી પેઠે બગાડ થાય અને તે છતાં શરીરને જે અગવડરૂપ હોય અને પૂરતું રક્ષણ આપનારાં પણ ન હોય એવાં કપડાં પ્રાથમિક મનુષ્ય

કદી પહેરતો નહિ. વળી પોતાની પાસેનાં સાધનોના એક નહિ પણ વિવિધ ઉપયોગ તે કરતો. તેનાં ઓજારો અને હથિયારો લગભગ એક જ રહેતાં. ઉત્પાદન કાર્યમાં પણ કામ આવે અને આત્મરક્ષણ માટે લડવામાં પણ કામ આવે. રહેઠાણ તથા કપડાં શરીરને ટાઢતડકા અને વરસાદ સામે રક્ષણ આપે તે ઉપરાંત હિંસ્ર પશુઓ સામે પણ રક્ષણ આપે એવાં તે બનાવતો. રાંધવાનો અને ખાવાનો સમય તેણે એવી રીતે ગોઠવ્યો હતો કે બળતણનો ઉપયોગ ખોરાક રાંધવામાં થાય તે જ વખતે તેને તાપવાનું પણ મળી રહે.

૨૦. આ સ્થિતિમાંથી સમાજ આગળ વધ્યો અને ખેતી તથા હાથ-ઉદ્યોગોની મિલવણી થઈ ત્યાર પછી પણ જ્યાં સુધી ઉત્પાદન અને વ્યય વચ્ચે સીધો સંબંધ હતો, મોટા ભાગનું ઉત્પાદન કાં તો પોતાના જ ઉપભોગને અર્થે અથવા તો પોતાના જાણીતા ઘરાકને માટે થતું ત્યાં સુધી ઉત્પાદનમાં તેમ જ વ્યયમાં સંપત્તિનો બગાડ થતો નહિ. પણ જ્યારથી ઉત્પાદન દૂર દૂરનાં બજારો માટે અને મોટા નફા માટે થવા માંડ્યું અને વાહન તથા વ્યવહારનાં સાધનો વધારે ઝડપી થવા માંડ્યાં ત્યારથી ઉદ્યોગધંધા અને ઉત્પાદન ખૂબ વધ્યું છે, દૂર દૂર આવેલા દેશો એકબીજાને ત્યાં બનેલી વસ્તુઓ વાપરે છે, પણ કુદરતી અને સ્થાનિક અર્થરચનાને તો તેથી ભારે ધક્કો જ પહોંચ્યો છે. આ બજારી ઉત્પાદનના થોડાક લાભ સમાજને મળ્યા હશે તેની ના નથી, પણ લાભ કરતાં ગેરલાભ વધુ થયા છે. દૂરના દેશોમાં તૈયાર થયેલી ખોરાકની તેમ જ બીજી વપરાશની વસ્તુઓમાં કેટલી સેળભેળ છે, કેટલું નકલીપણું છે એ આપણે જાણી નથી શકતા. જૂના વખતના લોકો બહારથી આવેલી અજાણી વસ્તુ પ્રત્યે હંમેશાં શંકાની નજરે જોતા. પણ આજે તો નવીનતાનો મોહ જ એટલો વધ્યો છે કે એ નવી વસ્તુમાં જીવનને ઉપયોગી નીવડવાનો ગુણ કેટલો છે તેની બરાબર તપાસ કર્યા વિના એ નવીન છે તે માટે જ આપણે તે લઈએ છીએ અને દેખાદેખી તેનો પ્રચાર પણ થાય છે.

૨૧. આજે આપણે આપણી જરૂરિયાતોની જંજાળ એવી વધારી મૂકી છે કે આપણી ખરી જરૂરિયાત કઈ છે અને આળપંપાળ કઈ છે એનો વિવેક કરવાનું પણ આપણે ભૂલ્યા છીએ. જ્યાં સુધી માણસ પોતાના શરીરને બરાબર કામ આપે એવી સારી સ્થિતિમાં રાખવા માટે આવશ્યક હોય એટલી જ પોતાની જરૂરિયાતો રાખે છે, ત્યાં સુધી એ સંપત્તિના સદ્‌વ્યયની વાજબી મર્યાદામાં આપો-આપ જ રહે છે. પણ જ્યારથી એ કહેવાતા સુધરેલા જીવનનું ધોરણ સ્વીકારે છે અને જીવનની દૃષ્ટિએ જેની કિંમત બહુ ઓછી અથવા તો શૂન્ય અથવા તો બાદ કરવા જેવી હોય એવી જરૂરિયાતો વધારતો જાય છે ત્યારથી સંપત્તિના ઉત્પાદન તેમ જ વ્યયમાં ભૂલો અને બગાડ થવાનો સંભવ વધવા માંડે છે,

અને રાષ્ટ્રીય આવકનો વ્યય નિરુપયોગી અને અનર્થકારી બાબતોમાં થવા માંડે છે. તેથી જ પશ્ચિમના ઘણા વિચારવાન લોકોએ અને આપણે ત્યાં ગાંધીજીએ આધુનિક સુધારાને એક મહારોગ તરીકે વર્ણવ્યો છે.

૨૨. આપણે જોઈ ગયા કે આપણી આવક તો બહુ જૂજ છે. એટલે આપણને નકામી વસ્તુઓ પાછળ ખોટાં ખર્ચ કરવાં પોસાય એમ નથી. આપણી પાસે જે કાંઈ છે તેનો પૂરેપૂરો સદુપયોગ આપણે કરીશું તો જ આપણે ટકી શકવાના છીએ. જો કે એનો અર્થ એ નથી કે આપણે કંગાળ અને શુષ્ક જીવન ગાળવું જોઈએ. આપણી શારીરિક જરૂરિયાતો પૂરી પડી રહે તેથી કાંઈ આપણને સંતોષ ન જ હોવો જોઈએ. જીવનમાં આનંદ અને ઉલ્લાસને જરૂર સ્થાન છે. પણ એ આનંદ અને ઉલ્લાસ મેળવવાની રીતો આખા સમાજને પુષ્ટિકારક થાય એવી આપણે શોધવી જોઈશે. સદ્વ્યયની એક નવી કળા આપણે નિર્માણ કરવી જોઈશે અને તે માટે સમાજને કેળવણી પણ આપવી જોઈશે. ખર્ચાળ સાધનો વિના પણ ઊંચા પ્રકારના આનંદ મેળવી શકાય છે. બિનખર્ચાળ રમતગમતો ગોઠવી શકાય છે, મોટાં સાધનોનો આડંબર ઊભો કર્યા વિના પણ નૃત્યસંગીત પૂરેપૂરાં આહ્લાદક બનાવી શકાય છે. કુદરતી દૃશ્યોનો રસાસ્વાદ લેવાની કેળવણી આપણને મળી હોય તો એમાંથી તો ઉલ્લાસના ફુવારા ઉડાડી શકાય છે, અને મોટર કે રેલગાડીના પ્રવાસ કરતાં પગપાળા પ્રવાસનું મૂલ્ય અતિઘણું વધારે છે; એની કોણ ના પાડી શકે એમ છે? સુધારાને નામે અથવા આનંદ ઉલ્લાસ કે મોજમઝાને નામે સંપત્તિનો દુર્વ્યય કરવો એ ખરા વિકાસ કે પ્રગતિનું લક્ષણ નથી, પણ સાદા જીવનની સાથે ઉચ્ચ વિચારો અને ઉચ્ચ રસવૃત્તિઓ કેળવવામાં જ વિકાસ અને પ્રગતિ છે.

# પ્રકરણ ૧લું

## સમાજવાદ

૧. મજૂર મહાજનોની અનેકવિધ પ્રવૃત્તિઓ, સમાજની આર્થિક સલામતીની યોજનાઓ, સહકાર પદ્ધતિ અને કરની આકારણી મારફત અસમાનતા ઓછી કરવાના પ્રયાસ, એ બધાં અર્થની અસમાન વહેંચણીમાં રહેલાં અનિષ્ટો દૂર કરવાને મથે છે ખરાં, પણ એ બધી પ્રવૃત્તિઓ અને યોજનાઓ આર્થિક અસમાનતાના મૂળ ઉપર ઘા કરનારી નથી. સમાજનું મૂડીદારી તંત્ર કાયમ રાખીને તેમાં શક્ય તેટલા સુધારા કરવાનો આ પ્રવૃત્તિઓનો અને યોજનાઓનો હેતુ છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ માને છે કે નવી નવી શોધો અને સુધારા કરી વિશેષ અર્થોત્પાદન કરવાની ઉત્તેજના મૂડીદારી તંત્રમાં જ રહેલી છે અને જેમ જેમ અર્થોત્પાદન વધતું જશે તેમ તેમ આધિભૌતિક સુખસગવડો વધારે ને વધારે માણસોને મળતી જશે. એટલે તેઓ આવી પ્રવૃત્તિઓ અને યોજનાઓને જ સમાજની સુસ્થિતિ અને પ્રગતિ માટે પૂરતી માને છે. અર્થની વહેંચણીમાં અમુક અસમાનતાઓ તો રહેવાની જ અને એ અસમાનતાઓ સમાજની પ્રગતિ માટે ઇષ્ટ અને આવશ્યક પણ છે એમ માનનારાઓ તો આ પ્રવૃત્તિઓ અને યોજનાઓ કાંઈક ધીમા વેગથી ચાલે એમ પણ સૂચવે છે. ત્યારે બીજી તરફથી અત્યારની મૂડીદારી અર્થરચનાને છિન્નભિન્ન કરી નાખીને તેની જગ્યાએ ઉત્પાદનનાં સાધનો ઉપર ખાનગી માલકીહક વિનાની નવી સમાજરચના સ્થપાયા વિના સમાજ હવે આગળ પ્રગતિ કરી શકશે નહિ; એટલું જ નહિ પણ સમાજની આગળ પ્રગતિ માટે મૂડીદાર તંત્રનો વિનાશ હવે નજીક આવી ચૂક્યો છે, એમાં આપણે તો નિમિત્ત માત્ર બનવાનું છે એવો વાદ ઊભો થયો છે.

૨. અત્યાર સુધીની અર્થરચનામાં વ્યક્તિને પ્રાધાન્ય અપાયું. દરેક વ્યક્તિને સંપૂર્ણ અર્થસ્વાતંત્ર્ય મળે તો આપોઆપ આખા સમાજનું આર્થિક હિત સધાય જ એ માન્યતા ઉપર જગત ચાલ્યું અથવા જગતને ચલાવવામાં આવ્યું. તેની જગ્યાએ, આખા સમાજના હિતની દૃષ્ટિએ વિચાર કરો, સમાજ આગળ વ્યક્તિ ગૌણ છે, સમાજના હિતમાં જ વ્યક્તિનું હિત આવી જાય છે એ જાતનો વાદ અમલમાં આવ્યો છે. અર્થોત્પાદનનાં તમામ સાધનો ઉપરથી ખાનગી માલકી કાઢી નાખી તેને સામાજિક માલકીનાં બનાવી દેવાની, તથા સંપત્તિનું ઉત્પાદન, વહેંચણી વગેરે તમામ અર્થપ્રવૃત્તિ ઉપરથી વ્યક્તિનો

અંકુશ કાઢી નાખી સમાજનો અંકુશ દાખલ કરવાની આ વાદ હિમાયત કરે છે. તેથી એ સમાજવાદ કહેવાય છે.

૩. આ સમાજવાદ એક આર્થિક બળ તરીકે યુરોપમાં ૧૯મી સદીમાં હસ્તીમાં આવ્યો એમ કહી શકાય. તેની અનેક યોજનાઓ છે. એ બધી યોજનાઓમાં ઉત્પાદનનાં સાધનો ઉપરથી ખાનગી માલકીહક નાબૂદ કરવો જોઈએ એ તત્ત્વ સામાન્ય છે. પણ હરકોઈ પ્રકારનું કામ કરનાર દરેકને સરખું જ મહેનતાણું મળવું જોઈએ અને સમાજમાં પૂરેપૂરી આર્થિક સમાનતા સ્થપાવી જોઈએ એમ બધા સમાજવાદીઓ માનતા નથી. પૂરેપૂરી સમાનતાનો આગ્રહ રાખનારાને બીજા સમાજવાદીઓથી અલગ ઓળખવા સામ્યવાદી (કૉમ્યુનિસ્ટ) કહેવામાં આવતા. પણ ૧૯૧૭ની રશિયાની ક્રાન્તિ પછી સમાજવાદી (સોશ્યલિસ્ટ) અને સામ્યવાદી (કૉમ્યુનિસ્ટ) એ શબ્દો વળી બીજા જ અર્થમાં વપરાય છે. જેઓ હિંસક ક્રાન્તિને અનિવાર્ય ગણે છે અને મજૂરોના બળવાથી રાજ્યસત્તા હસ્તગત કરી એ સત્તાદ્વારા આખા સમાજમાં ક્રાન્તિનો અમલ કરવા માગે છે તેઓ સામ્યવાદી (કૉમ્યુનિસ્ટ) કહેવાય છે અને જેઓ ચાલુ પ્રજાસત્તાક તંત્રમાં બહુમતી મેળવી, કાયદાની મદદથી આર્થિક બાબતોમાં ક્રાન્તિકારી ફેરફારો કરવા, એમ માને છે તેઓ સમાજવાદી (સોશ્યલિસ્ટ) કહેવાય છે. આપણા દેશમાં મોટા ભાગના સામ્યવાદીઓ (કૉમ્યુનિસ્ટો) રશિયાની કૉમ્યુનિસ્ટ પાર્ટી સાથે સંબંધ ધરાવનારા છે. મોટા ભાગના શબ્દ એટલા માટે વાપર્યો છે કે એ પાર્ટી સાથે સંબંધ નહિ ધરાવતા એવા પણ કેટલાક છે જેઓ પોતાને સામ્યવાદી (કૉમ્યુનિસ્ટ) માને છે. આપણા દેશના સોશ્યલિસ્ટો એમ માને છે કે સમાજવાદી અર્થરચનાની સ્થાપના કરવા માટે પ્રથમ તો પરદેશી સત્તાની ધૂંસરીમાંથી આપણે મુક્ત થવું પડશે અને એ ધૂંસરીમાંથી મુક્ત થવા માટે જેઓ સમાજવાદી વિચારો ન ધરાવતા હોય તેવાઓ સાથે પણ હમણાં તો આપણે સંયુક્ત મોરચો રચવો પડશે અને સ્વતંત્ર થયા પછી પ્રજાતંત્ર દ્વારા જ સમાજવાદી અર્થરચના સ્થાપવાના પ્રયત્નો શરૂ કરી શકાશે. અંતિમ હેતુ એક હોવા છતાં જુદી જુદી કાર્યપદ્ધતિની હિમાયત કરનારાઓ માટે સમાજવાદી અને સામ્યવાદી અથવા સોશ્યલિસ્ટ અને કૉમ્યુનિસ્ટ એ જુદા જુદા શબ્દો વપરાય છે. બાકી આ ફિલસૂફી માટે તો સમાજવાદ શબ્દ જ યોગ્ય છે. કારણ એ શબ્દથી મૂળ અર્થ પૂરેપૂરો સૂચવાય છે.

૪. ઉત્પાદનના કામમાં ભૌતિક શક્તિનો ઉપયોગ કરવાની શોધ થયા પછી યુરોપમાં મોટા પાયા ઉપર ઉત્પાદન કરનારાં કારખાનાં શરૂ થયાં જેને લીધે યંત્ર-યુગ અથવા ઉદ્યોગ-યુગ શરૂ થયો. તે યુગનાં અનિષ્ટોના પ્રતિકાર તરીકે સમાજવાદની ઉત્પત્તિ થઈ છે. અનેક સમર્થ લેખકો અને પ્રચારકોએ

સમાજવાદનાં જુદાં જુદાં રૂપો અને પ્રયોગોની હિમાયત કરી છે. એ બધામાં પોતાની વિદ્વત્તા, પ્રતિભા તથા પારમાર્થિકતાથી વિખ્યાત જર્મન ફિલસૂફ કાર્લ માર્ક્સ જુદો તરી આવે છે. એણે સમાજવાદને શાસ્ત્રીય રૂપ આપી દુનિયા આગળ તેનો આખો કાર્યક્રમ બહુ જ વિગતવાર રજૂ કર્યો છે. તેના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તોનું આ પ્રકરણમાં ટૂંકું વિવરણ કરીશું.

**મૂડીનો સંચય-મજૂરોનું શોષણ કરી કરેલી બચતનું પરિણામ**

૯. અત્યારે આપણે જે સંપત્તિ ભોગવી રહ્યા છીએ તે બધી જ માણસે પરાપૂર્વથી કરેલા શ્રમનું પરિણામ છે અને તેથી વસ્તુઓનું મૂલ્ય તે વસ્તુ પેદા કરતાં લાગેલા શ્રમ ઉપરથી અંકાવું જોઈએ એ જાતનો કાર્લ માર્ક્સનો સિદ્ધાન્ત જે 'લેબર થિયરી ઑફ વૅલ્યૂ'ને નામે ઓળખાય છે તેનું વિવેચન* કરતાં આપણે જોઈ ગયા છીએ કે ઉત્પત્તિનાં બધાં સાધનો મૂડીદારોને કબજે હોઈ, તેઓ મજૂરને તેની મજૂરીના જેટલા દામ ચૂકવે છે તે કરતાં, તેની મજૂરીના ફળસ્વરૂપ વસ્તુ બજારમાં વેચે છે ત્યારે પેલી મજૂરીના વધારે દામ ઉપજાવી લે છે. જ્યાં ઉત્પાદનનાં બધાં સાધનોનો માલિક પોતે જ મજૂરી કરતો હોય છે — જેમ કે હાથકારીગરીના ધંધાઓમાં — ત્યાં આવો જે કાંઈ વધારો મળે છે તે મજૂરી કરનારને જ મળે છે. પણ જ્યાં ઉત્પાદનનાં સાધનોનો માલિક અને મજૂરી કરનાર એ બે વ્યક્તિઓ ભિન્ન ભિન્ન હોય છે ત્યાં આવો વધારો ઉત્પાદનનાં સાધનોનો માલિક લઈ જાય છે અને એટલે દરજ્જે મજૂરનું શોષણ થાય છે. આવું શોષણ દુનિયામાં બહુ પ્રાચીન કાળથી, જ્યારથી માલિક અને મજૂર એ બે વર્ગ જુદા પડ્યા ત્યારથી ચાલ્યું આવ્યું છે. માલિકો ગુલામોનું શોષણ કરે છે, જમીનદારો અને શાહુકારો કિસાનોનું શોષણ કરે છે, વેપારીઓ હાથકારીગરોનું શોષણ કરે છે અને અત્યારના કારખાનાદારો મજૂરોનું શોષણ કરે છે. ઉત્પાદનનાં જુદી જુદી જાતનાં સાધનોના રૂપમાં જે કાંઈ મૂડી અત્યારે દુનિયામાં હસ્તી ધરાવે છે અને તેમાં જે વૃદ્ધિ થતી જાય છે તે મૂડી ઉપરની ખાનગી માલકી તે આવા શોષણનું કારણ છે. માણસ દુનિયામાં પેદા થયો ત્યારથી એણે જે જે ઉત્પન્ન કર્યું, તેમાંથી જે ખરચ્યું તે બાદ જતાં જે વધારો રહ્યો તે અત્યારની આપણી મૂડી છે. એ મૂડી આખા જનસમાજની મજૂરીના ફળરૂપ છે, નહિ કે અમુક વર્ગના જ, માટે તેની ઉપરની ખાનગી માલકી નાબૂદ થવી જોઈએ અને સામાજિક માલકી સ્થપાવી જોઈએ. પછી એ મૂડીને સાધન તરીકે વાપરી તેના ઉપર મજૂરી કરતાં જે કાંઈ વધારો રહેશે તે થોડાક મૂડીદાર અથવા માલિક વર્ગને ન મળતાં આખા જનસમાજને મળશે. એ વધારાનો ઉપયોગ મજૂરોના એટલે

* જુઓ પા. ૨૪૧ પ્રકરણ ૮ મું ભા. ૩.

કે આખા જનસમાજના જીવનની રહેણીનું ધોરણ વધુ ઊંચું લાવવામાં થશે તથા જૂની મૂડીનો ઘસારો પૂરવા અથવા ઉત્પાદનનું પ્રમાણ વધારવા માટે જૂની મૂડીમાં વધારો કરવા સારુ પણ થશે.

૬. અત્યારે જેઓ ઉત્પાદનનાં જુદાં જુદાં સાધનો ઉપર માલકીહક ધરાવે છે તેઓ ઉત્પાદન કાર્યમાં પોતાની જાત મહેનતથી અથવા અક્કલ હોશિયારીથી જે કાંઈ ફાળો આપે તેના બદલામાં બીજા મજૂરોને મળે છે તેમ તેમને પણ મહેનતાણું મળે. પણ કેવળ માલકી હકના દાવે તેમને કશું મળી શકે નહિ. એટલે પછી ઉત્પન્ન થયેલી સંપત્તિમાંથી ભાડું, વ્યાજ, ને નફાના રૂપમાં અમુક નાનો વર્ગ મોટો સિંહ-ભાગ ખેંચી જાય છે તેમાંનું કશું ખેંચી જવાપણું કોઈને ન રહે. ઉત્પાદન કાર્યમાં ભાગ લેનાર સૌને મહેનતાણું અથવા મજૂરી મળે.

## આર્થિક નિયતિવાદ

૭. અત્યારની આર્થિક અસમાનતા અને તેને અંગે ઊભાં થતાં પાર વિનાનાં અનિષ્ટોનું મૂળ મૂડી અથવા ઉત્પાદનનાં સાધનો ઉપરનો ખાનગી માલકીહક છે એ સમજાવી માર્ક્સ કહે છે કે મૂડી ઉપરના ખાનગી માલકી હકની નાબૂદી એ હવે માનવજાતિની વિશેષ પ્રગતિ માટે અનિવાર્ય છે અથવા એને માટેના સંજોગો નિર્માણ થઈ ચૂક્યા છે. પોતાનું આ કથન સિદ્ધ કરવા એ ઇતિહાસનો આશ્રય લે છે. ઐતિહાસિક ઘટનાઓ ને એક મહાન વિવેચકની દૃષ્ટિએ નિહાળી તેનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવાની તેની શક્તિ અદ્‌ભુત છે. યુરોપના ઇતિહાસમાંથી વિપુલ સામગ્રી રજૂ કરી તે સિદ્ધ કરે છે કે ઉત્પાદનની જુદી જુદી પ્રથાઓ તે તે કાળની ઐતિહાસિક પરિસ્થિતિને લઈને અમલમાં આવી છે. ઉત્પાદનનાં સાધનો જેમાં ઓજારો અને યંત્રો મુખ્ય ભાગ ભજવે છે એમાં જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ ઉત્પાદનની પ્રથા બદલાતી જાય છે. દુનિયામાં કોઈ પણ પ્રથા કે સંસ્થા હસ્તીમાં આવે છે ત્યારે પોતાની સાથે, પોતાના ગર્ભમાં જ, પોતાના વિનાશનાં તત્ત્વો તે બીજ-રૂપે લઈને અવતરે છે. ઉત્પાદનની અમુક પ્રથા ચાલુ થયા પછી વિકાસ પામીને વ્યાપક થાય તેની સાથે પેલાં વિનાશનાં બીજ પણ વ્યાપક થતાં જાય છે. એ પ્રથા વિકાસની એવી કોટિએ પહોંચે કે તેથી આગળ તેનો વધુ વિકાસ શક્ય ન હોય ત્યારે એ માનવજાતિની પ્રગતિમાં અંતરાય રૂપ થઈ પડે છે અને એ પ્રથાની સાથે જ જન્મેલાં પેલાં વિનાશનાં બીજરૂપ તત્ત્વો મોટું સ્વરૂપ ધારણ કરી એ પ્રથાને છિન્નભિન્ન કરી નાખે છે. ગુલામી પ્રથા, ઠકરાત પદ્ધતિ, શહેરો અને કસબાના સ્વતંત્ર હાથકારીગરો અને વેપારીઓ —એ બધાં તે તે વખતની આર્થિક જરૂરિયાતોને કારણે હસ્તીમાં આવ્યાં અને

પરિસ્થિતિ બદલાતાં નવાં ઉત્પન્ન થયેલાં આર્થિક બળોને કારણે વિનાશ પામ્યાં. માણસને ભૌતિક શક્તિનો ઉપયોગ કરતાં આવડયું ત્યારે તેની મદદથી મોટાં કારખાનાં, રેલવે, આગબોટો વગેરે ચલાવવા માટે મોટા સફરી વેપારીઓ પાસે એકત્રિત થયેલી મૂડી કામમાં આવી. ઉત્પાદનનો જથો તેમ જ વિવિધતા વધ્યાં. માણસ પહેલાં જેટલી વસ્તુઓ વાપરી શકતો તેના કરતાં વધારે વસ્તુઓ વાપરતો થયો, વધારે ઝડપથી અને વધારે સગવડથી મુસાફરી કરતો થયો, દૂર દૂરના દેશના લોકોને એકબીજા સાથે સંબંધમાં આવવાનાં સાધન વધ્યાં. તાર, ટપાલ વર્તમાનપત્રો, પુસ્તકો વગેરે સાધનોથી માણસની એકબીજા વિષેની માહિતી ખૂબ જ વધી ગઈ. પણ તેની સાથે આ ઉત્પાદનના મૂળમાં જ રહેલી ખામી — જે ખામીને લીધે ઉત્પાદનનાં સાધનો એક વધુ નાના બનતા વર્ગના હાથમાં એકઠાં થતાં જાય છે અને પોતાના હાથ પગ સિવાય બીજા કશા સાધન વિનાનો મજૂર વર્ગ વધતો જાય છે — તેને લીધે એવી પરિસ્થિતિ ઊભી થતી જાય છે કે ઉત્પાદન તો ખૂબ વધે છે પણ આમ જનતામાં તે ખરીદ કરવાની શક્તિ ઘટતી જાય છે. વળી યંત્રરચનામાં ઉત્તરોત્તર થતા સુધારાને લીધે માનવશક્તિ અથવા મજૂરોની જરૂર પણ ઓછી પડે છે એટલે બેકાર લોકોનું ટોળું પણ ઉત્તરોતર વધતું જાય છે. ઉત્પાદન વધ્યું હોવા છતાં લોકોને તંગી ભોગવવી પડે છે એ મોટી વિસંગતતા ઊભી થાય છે એને લીધે સમાજમાં તીવ્ર અસંતોષ પેદા થાય છે. એ વિસંગતતાના ઉપાય તરીકે અને પોતાના દેશના ગરીબ અને બેકાર લોકોને કામ આપી તેમની ગરીબી દૂર કરવા માટે ઉદ્યોગમાં આગળ વધેલા દેશો, પછાત દેશોમાં વસાહતો સ્થાપે છે તથા પોતાના વધતા જતા ઉત્પાદન માટે ત્યાં બજારો સ્થાપે છે. એટલે યંત્ર ઉદ્યોગમાં આગળ વધેલા દેશને રાહત મળે છે, પણ પછાત દેશોના જૂના હાથઉદ્યોગો પડી ભાંગે છે અને ત્યાંની અર્થરચના ખોરવાઈ જાય છે. ત્યાં વળી ગરીબી અને બેકારી મોટા પાયા ઉપર ફેલાય છે. ત્યાંના ઉત્સાહી માણસો પોતાના દેશમાં યંત્રઉદ્યોગો સ્થાપવા પ્રયત્ન કરે છે અને જૂના યંત્રઉદ્યોગોવાળા દેશો સાથે હરીફાઈમાં ઊતરે છે. જૂના દેશો તો એકબીજા સાથે હરીફાઈ કરતા જ હોય છે. આ બધી હરીફાઈને કારણે ઉદ્યોગ ધંધામાં ઊથલપાથલ અને મંદી વખતો-વખત આવ્યાં કરે છે. કારણ માલની છત અને માંગનું ત્રાજવું સમતોલ રહેવા જ પામતું નથી. અને એથીયે ભયંકર પરિણામ તો એ આવે છે કે બજારો કબજે કરવાની વેપારી હરીફાઈમાંથી વારંવાર યુદ્ધો થાય છે. જેમ જેમ ઉદ્યોગો કેન્દ્રિત થતા જાય છે તેમ તેમ તેના રક્ષણ અને ફેલાવા માટે રાજ્યસત્તાને પણ કેન્દ્રિત થવું પડે છે. ઘણા ખરા મોટા ઉદ્યોગો અમુક સ્થળ મર્યાદામાં ચલાવવાનું વધારે અનુકૂળ પડતું હોઈ, મજૂરો પણ એટલી જ

સ્થળ મર્યાદામાં કેન્દ્રિત થાય છે અને પોતાને માટે લાભો મેળવવા સારુ સંગઠિત થાય છે. ટૂંકમાં અમુક અમુક દેશોમાં વધારે પડતું ઉત્પાદન, પોતાના દેશ માટે આવશ્યક હોય તે કરતાં ઘણું વધારે ઉત્પાદન, એ ઉત્પાદનનો નિકાલ કરવા બજારો શોધવાની હરીફાઈ, ઉત્પાદનના પ્રમાણમાં સમગ્ર રીતે જોતાં લોકોની ખરીદશક્તિમાં ઘટાડો એટલે કે છત અને માંગની વિષમતા, તેને પરિણામે બજારોમાં આવતા મંદીના લાંબા લાંબા ગાળા, મજૂર વર્ગમાં વધતી જતી ગરીબી અને બેકારી, એ દૂર કરવા માટે સંગઠિત થઈને હડતાલો વગેરે દ્વારા માલિક વર્ગ સાથેના ઝઘડા, પોતાના દેશના મજૂરોને કામે લગાડવા બીજા દેશો ઉપરનું આર્થિક આક્રમણ, અને આ બધી આર્થિક હરીફાઈમાંથી નીપજતાં વિશ્વવ્યાપી મહાયુદ્ધો, દા. ત., ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ અને ચાલુ વિશ્વયુદ્ધ,— એ બધી અત્યારની મૂડીદારી અર્થરચનાની વિસંગતતાઓ છે. આ વિસંગતતાઓ માનવજાતિની પ્રગતિને ગૂંગળાવી રહી છે. અને તેથી જ આ વિસંગતતાઓને જન્મ આપનાર મૂડીદારી અર્થરચનનાનો નાશ કર્યા વિના માનવજાતિ રહેવાની નથી. આ વિસંગતતાઓ જ મૂડીદારી અર્થરચનાનો નાશ નિર્માણ કરે છે. પોતાની આ વિચારસરણીને કાર્લ માકર્સ आर्थिक नियतिवाद (ઇકોનૉમિક ડીટર્મિનિઝમ) એવું નામ આપે છે. તેનો અર્થ એવો છે કે અમુક કાળે પ્રવર્તતી ઉત્પાદન પ્રથા અમુક જાતની અર્થરચના નિર્માણ કરે છે. એ અર્થ-રચનામાં એ રચનાને તોડનારાં આર્થિક બળો ઉત્પન્ન થાય છે અને જૂની અર્થરચના તથા નવાં પેદા થયેલાં આર્થિક બળોના ઘર્ષણમાં જૂની અર્થરચનાનો નાશ થઈને તેમાંથી નવી અર્થરચના પેદા થાય છે અને માનવજાતિ વિકાસના ક્રમમાં એક ડગલું આગળ ભરે છે. આ નવી અર્થરચના સ્થિર થતાં એની પણ એ જ દશા થવાની.

૮. દુનિયાનો ઇતિહાસ તપાસીએ તો ભૂતકાળમાં આવાં અનેક ઘર્ષણો થયાં છે, જે દરેક ઘર્ષણે માનવજાતિને આગળ વધારી છે અને ભવિષ્યમાં પણ આવાં ઘર્ષણો દ્વારા જ માનવજાતિ પ્રગતિ કરશે. સમાજની આર્થિક પ્રગતિને માટે આ ક્રમ નિયત થયેલો છે તેથી તેને નિયતિવાદ એવું નામ આપ્યું છે. આ બધામાં માણસની નૈતિક ભાવનાઓ, આદર્શો, ફિલસૂફી, સાંસારિક રીતરિવાજો, ધાર્મિક માન્યતાઓ એ બધું ગૌણ રહે છે. અથવા કહો કે એ બધું અર્થોત્પાદનની પ્રથા ઉપર અને તેમાંથી નિષ્પન્ન થતી સમાજની અર્થ-રચના ઉપર નિર્ભર છે. સમાજમાં પ્રધાન અને પ્રવર્તક શક્તિ આર્થિક બળોની છે. માણસના જીવનનાં બીજાં બધાં ક્ષેત્રોની રચના, માણસના બીજા બધા વિચાર વ્યવહારો, ધર્મ અને નીતિની ભાવનાઓ સુદ્ધાં, તે તે કાળે પ્રવર્તતાં આર્થિક બળોમાંથી નિષ્પન્ન થતી અર્થરચનાને અનુસરીને રચાય છે અથવા

ઘડાય છે. અર્થતંત્રના પાયા ઉપર જ સમાજજીવનની આખી ઇમારત ઊભી થાય છે. આ બધું કાર્લ માર્કસે જૂના ઇતિહાસમાંથી અનેક દાખલા આપી સિદ્ધ કરી બતાવ્યું છે તેથી આ વાદને 'હિસ્ટોરિકલ મેટિરિયલિઝમ* પણ કહેવામાં આવે છે. આપણે તેને માટે इतिहासफलित भौतिकवाद એ શબ્દ વાપરીશું. આ વાદને અનુસરીને કાર્લ માર્કસ એમ કહેવા ઇચ્છે છે કે મૂડીદારી અર્થરચના જે વ્યક્તિવાદ ઉપર રચાઈ છે અને જેમાં વ્યક્તિના ખાનગી માલકીહકને ધર્મે, નીતિએ, કાયદાએ, સમાજના રીતરિવાજે, તથા માણસના અત્યારના સ્વભાવે માન્ય રાખ્યો છે તે નાબૂદ થવો જોઈશે અને તેને સ્થાને તમામ મૂડી ઉપર સમાજનો માલકીહક સ્થપાવો જોઈશે. અહીં મૂડી ઉપર સમાજનો માલકીહક એ શબ્દો ધ્યાનમાં રાખવાના છે. કારણ માણસની અંગત વાપરવાની વસ્તુઓ—જેવી કે કપડાં, પુસ્તકો, રહેવાનું ઘર,તેમાંનું રાચરચીલું, એના ઉપરના માલકીહકની નાબૂદીની આ વાત નથી. આવા માલકીહકથી કોઈનું શોષણ થઈ શકતું નથી. શોષણ તો મૂડી ઉપરના માલકીહકથી, ઉત્પાદનનાં સાધનો ઉપરના માલકીહકથી થાય છે. ટૂંકમાં એમ કહી શકાય કે જે વસ્તુમાંથી આવક કરી શકાય તે વસ્તુ ઉપર તમારો માલકીહક ન હોવો જોઈએ. ઘર તમે જાતે વાપરો તો કશો વાંધો નથી. પણ એ જો તમે ભાડે આપો એટલે તમે જાતે કશી મહેનત કર્યા વિના તેમાંથી આવક ખાઓ તો એ મૂડી થઈ અને તેના ઉપર તમારો માલકીહક ન હોઈ શકે.

૯. ૧૯ મી સદીના મધ્યભાગમાં જ્યારે માર્કસ આ બધું લખતો હતો અને પોતાના વિચારોને અમલમાં મૂકવા માટે પ્રચાર પણ કરતો હતો ત્યારે એને એમ લાગતું હતું કે આર્થિક નિયતિવાદ મુજબ મજૂરોનો બળવો હાથવેંતમાં છે. તેને એમ પણ લાગતું હતું કે મજૂરોનો બળવો જ્યાં મૂડીદારીનો વધારેમાં વધારે વિકાસ થયો છે અને જ્યાં મજૂરો વધારે એકત્રિત થયા છે એવા ઉદ્યોગમાં આગળ વધેલા દેશમાં પહેલો થશે. ઇંગ્લંડનાં કારખાનાંમાં અને ખાણોમાં તે કાળે મજૂરોની અને તેમની સ્ત્રીઓ તથા બાળકોની કમકમાટી ઉપજે એવી દશા થઈ રહી હતી. તેનું આબેહૂબ વર્ણન તેણે આપ્યું છે. તેના માનવા પ્રમાણે તો ઇંગ્લંડમાં ક્રાન્તિ વહેલી થવી જોઈતી હતી. પણ ઇંગ્લંડે પોતાના માલ માટે પોતાની વસાહતોનાં અને હિંદુસ્તાન જેવા બીજા કબજે કરેલા દેશોનાં બજાર શોધી કાઢી ત્યાં ચલાવેલી વેપારી લૂંટમાંથી પોતાના મજૂરોને પણ કટકોબટકું ભાગ આપવા માંડ્યો અને એ રીતે મજૂરોની સ્થિતિ સારી બનાવી તેમને સંતોષ્યા અને ક્રાંતિ માટેની પરિસ્થિતિ દૂર કરી

* ઇકૉનૉમિક ડીટર્મિનિઝમ, હિસ્ટોરિકલ મેટિરિયલિઝમ, ડાયલેક્ટિકલ મેટિરિયલિઝમ, એ બધા શબ્દો સમાનાર્થક છે.

અથવા આગળ ઠેલી. અને રશિયામાં આર્થિક પરિસ્થિતિ કરતાં — કારણ આર્થિક પરિસ્થિતિ તો એના જેવી ખરાબ બીજા કેટલાય દેશોમાં પણ હતી— એટલે આર્થિક . પરિસ્થિતિ કરતાં રાજકીય પરિસ્થિતિની વિશેષ અનુકૂળતાને લીધે તથા રશિયાને મળી આવેલી સમર્થ નેતાગીરીને લીધે સને ૧૯૧૭માં ક્રાંતિ થઈ. ભૂતકાળની બની ગયેલી ઘટનાઓનું પૃથક્કરણ જેટલી ચોકસાઈથી અને નિશ્ચિતતાપૂર્વક માણસ કરી શકે છે તેટલી ચોકસાઈથી અને નિશ્ચિતતા-પૂર્વક ભવિષ્યની આગાહી માણસ કરી શકતો નથી. એટલે આર્થિક નિયતિવાદનો શબ્દેશબ્દ ખરો માનવા જઈએ તો ગોથું ખાઈ જવાનો ભય છે. વળી યુરોપના ઇતિહાસના વાંચનમાંથી જે અનુમાનો કાર્લ માર્ક્સે તારવી કાઢ્યાં તે હિંદુસ્તાનના અને એશિયાના બીજા દેશોના ઇતિહાસમાંથી પણ નીકળવાં જ જોઈએ અથવા નીકળી જ શકે કે કેમ એ પણ એક મોટો સવાલ છે. આપણા દેશમાં ગુલામી પ્રથા બિલકુલ ન હતી એમ ન કહી શકાય પણ યુરોપના જેવી વ્યાપક તો નહોતી જ. ગ્રીસ અને રોમમાં જેમ ગુલામો દ્વારા જ બધું અર્થોત્પાદન થતું તેવું આપણા દેશમાં બિલકુલ ન હતું. યુરોપના જેવી ઠકરાત પદ્ધતિ આપણા દેશમાં હતી અને હજી પણ છે છતાં એ ઠાકોરોની સામે માથું ઊંચકી શકે અને પોતાનું સ્વત્વ અને સ્વાતંત્ર્ય જાળવી શકે એવી ગ્રામપંચાયતો જેટલી વ્યાપક અને બળવાન આપણે ત્યાં હતી તેવી યુરોપમાં ન હતી. વળી યુરોપના સામાજિક આદર્શે અર્થને જે પ્રાધાન્ય આપ્યું છે અને અર્થની જે ઉપાસના કરી છે તેવી પણ આપણા દેશના સામાજિક આદર્શે કદી નથી કરી. આ બધાં કારણોને લઈને યુરોપમાં જે ઢબે મજૂરોની મુક્તિની પ્રવૃત્તિ ચાલી છે અને ચાલે છે તે જ ઢબે આપણે ત્યાં ચાલવી જોઈએ એમ કહીએ તો આપણો ઇતિહાસ આપણે બરાબર નથી ભણ્યા એમ માનવું પડે.

### વર્ગવિગ્રહ

૧૦. કાર્લ માર્ક્સની આર્થિક ફિલસૂફીમાં બીજો એક મોટો સિદ્ધાન્ત વર્ગ વિગ્રહનો છે. તેનું કહેવું એ છે કે ઇતિહાસ તપાસતાં જણાય છે કે જુદે જુદે કાળે અર્થોત્પાદન અને વિનિમયની જે જુદી જુદી પ્રથાઓ હસ્તીમાં આવી છે તે પ્રથાના પાયા ઉપર જ તે તે કાળની રાજદ્વારી, ધાર્મિક વગેરે પ્રથાઓની રચના થઈ છે. માણસની તમામ પ્રવૃત્તિઓનો ખુલાસો, એ પ્રવૃત્તિઓના પ્રવર્તક કારણરૂપ તે તે વખતની અર્થોત્પાદનની પદ્ધતિમાંથી એ કાઢે છે. આ દૃષ્ટિએ સઘળી ઐતિહાસિક ઘટનાઓ તપાસીને એ સાર કાઢે છે કે માનવ-જાતિનો ઇતિહાસ એ બીજું કશું નહિ, પણ સમાજમાં ઊભા થયેલા વર્ગોનો

એકબીજા સાથેના વિગ્રહનો ઇતિહાસ છે. શોષક અને શોષિત, સત્તાધારી અને પદદલિત એ બે વર્ગો વચ્ચે સતત વિગ્રહ ચાલ્યાં કર્યો છે. માલિક અને ગુલામ, જમીનદાર અને કિસાન, વેપારી અને કારીગર, એ વર્ગો વચ્ચેના વિગ્રહોએ માનવજાતિની આર્થિક પ્રગતિ અને વિકાસમાં ફાળો આપ્યો છે. અત્યારે હવે એ વિગ્રહ મૂડીદાર અને મજૂર વચ્ચે ચાલી રહ્યો છે. મૂડીદાર પાસે ઉત્પાદનનાં બધાં સાધનો છે, રાજ્યસત્તા એની જ પાસે છે અથવા રાજ્યતંત્રમાં એનું જ ચલણ છે. મજૂર પાસે એની મજૂરી વિના બીજું કશું નથી. પોતાની મજૂરી મૂડીદારને વેચે તો જ એ પોતાનું ગુજરાન ચલાવી શકે. કારણ જેના ઉપર મજૂરી કરી શકાય એ તમામ મૂડી અથવા ઉત્પાદનનાં સાધનોથી એ વંચિત થયો છે. વળી જેમ જેમ નવી નવી યાંત્રિક અને વૈજ્ઞાનિક શોધો થતી જાય છે તેમ તેમ ઉત્પાદન માટે માણસની મજૂરીની ઓછી જરૂર પડે છે. જે કામ માનવશક્તિ અથવા માનવબળથી થતું તે કામ ભૌતિક શકિતથી થાય છે. એટલે માણસને તો સંચા ઉપર એ સંચો બરાબર ચાલે છે કે નહિ તે જોવા પૂરતા જ ઊભા રહેવાનું હોય છે. તેને લીધે સ્ત્રીઓ તથા બાળકોનો પણ મજૂરો તરીકે ઉપયોગ થઈ શકે છે. વળી નવી નવી શોધોને પરિણામે હાથઉદ્યોગોને મુકાબલે યંત્રઉદ્યોગોમાં માણસની કુશળતાની ઓછી જરૂર પડે છે. જેમાં કુશળ મજૂરોની જરૂર પડે એવાં કામો દિનપ્રતિદિન ઘટતાં જાય છે. કારણ યંત્ર જ એ કુશળતા પૂરી પાડે છે. આમ માણસની કુશળતાની તેમ જ માણસના બળની જરૂર ઉત્તરોત્તર ઓછી થતી જતી હોવાથી ઉત્પાદનનાં સાધનોથી વંચિત થયેલો એવો બહુ મોટો મજૂર સમુદાય બેકાર પડે છે. આ બેકારીને લીધે નીપજતી કંગાળિયતનું પરિણામ એ આવે છે કે મૂડીદાર જેટલું ઉત્પાદન કરે તેટલું ખરીદ કરવાની શક્તિ સમાજમાં હોતી નથી. દુનિયાની સમગ્ર વસ્તીનો જો વિચાર કરીએ તો એ વસ્તીનો બહુ મોટો ભાગ આજે સાધનહીન, બેકાર અને કંગાળ બન્યો છે. આ આખી પરિસ્થિતિના કારણરૂપ પેલો નાનો શોષકવર્ગ છે. પણ હવે આ શોષણ વધુ ચાલી શકે એમ નથી. કારણ શોષિત વર્ગમાં ચુસાવા માટેનું લોહી જ રહ્યું નથી. તેથી એ શોષક વર્ગની નાબૂદી અનિવાર્ય છે, ઐતિહાસિક ક્રમમાં નિયત થયેલી છે. પણ મૂડીદારી શોષણનો અંત કાંઈ એની મેળે નહિ આવે. મૂડીદાર વર્ગની સામે મજૂર વર્ગે ખૂબ તીખો વર્ગ-વિગ્રહ ચલાવીને મૂડીદાર વર્ગને નિર્મૂળ કરી નાખવો પડશે. એટલા પૂરતું આ નિયતિને નજીક લાવવામાં મજૂર વર્ગે નિમિત્ત બનવાનું છે. મૂડીદાર વર્ગ નાબૂદ થઈ જાય પછી વર્ગભેદ બિલકુલ રહેશે નહિ અને તમામ પ્રકારના શોષણ તથા પીડનનો અંત આવશે. જનસમાજની એકીસાથે અને કાયમી મુકિત માટે નવું પગલું ભરવાનું માનવજાતિને માટે નિર્માણ થઈ ચૂકયું છે. મજૂરો

જેટલા વહેલા જાગૃત અને સંગઠિત થાય એટલા વહેલા તેઓ પોતાનો આ ઇતિહાસનિયત ભાગ ભજવી શકે.

૧૧. અત્યાર સુધી તમામ અર્થપ્રવૃત્તિ એક એક દેશને અથવા એક એક રાષ્ટ્રને એક એક ઘટક માનીને ચાલી છે. અર્થશાસ્ત્રના તમામ પ્રશ્નોનો વિચાર રાષ્ટ્રની સંપત્તિ, રાષ્ટ્રની આવક, રાષ્ટ્રનો વેપાર, રાષ્ટ્રનો આર્થિક લાભ એ દૃષ્ટિએ કરવામાં આવે છે. પરંતુ દરેક રાષ્ટ્રમાં બહુ મોટો સમુદાય તો નિષ્કિંચન હોય છે. સંપત્તિ, આવક, વેપાર, આર્થિક લાભ એ બધું તો દરેક રાષ્ટ્રમાં ત્યાંના એક બહુ નાના વર્ગને માટે જ હોય છે. રાષ્ટ્રનો વેપાર-ઉદ્યોગ વધે, તેની સંપત્તિમાં વધારો થાય તો પણ તેનો લાભ તો રાષ્ટ્રમાં વસનારા થોડા માલદાર માણસોને જ મળે છે. પેલા નિષ્કિંચન અથવા મિસ્કીન મજૂર વર્ગને તો તેની સાથે બહુ થોડી, નહિ જેવી જ લેવાદેવા હોય છે. જુદા જુદા દેશના મૂડીદારો એકબીજા સાથે સ્પર્ધા કરે છે ખરા અને એ સ્પર્ધામાં પોતપોતાના રાષ્ટ્રનું નામ આગળ કરી રાષ્ટ્રમાં વસતા તમામની સહાનુભૂતિ અને મદદ તેઓ માગે પણ છે અને લોકો આમાં પોતાનું કશું હિત છે કે નહિ, તેનો વિચાર કર્યા વિના, પોતાના દેશના મૂડીદારોની વાત પણ વાજબી છે કે નહિ તેનો યે વિચાર કર્યા વિના રાષ્ટ્રને નામે પોતાના દેશના મૂડીદારોને બીજા દેશના મૂડીદારો સામે લડવામાં મદદ પણ કરે છે. કાર્લ માર્ક્સ કહે છે કે આ બધી વાહિયાત વાત છે. કારણ કોઈ પણ રાષ્ટ્રમાં ત્યાંના મજૂરોનું હોય છે શું? રાષ્ટ્રની ધનસંપત્તિ — કુદરતી કે માણસના શ્રમથી નિર્માણ કરેલી એમાં મજૂરોનો કશો હિસ્સો નથી હોતો. એક બહુ નાનો વર્ગ તેનો ઉપભોગ કરે છે અને વધુ સંપત્તિ ઉત્પન્ન કરવા તેનો ઉપયોગ કરે છે ત્યારે પણ મજૂર વર્ગનું તો શોષણ જ કરે છે. રાષ્ટ્રની રાજ્યસત્તા એમાં પણ મજૂરોનો કશો હિસ્સો હોતો નથી. મજૂરને મતાધિકાર — વોટ — આપવામાં આવેલો હોય છે ખરો, પણ રાજ્યતંત્રની આંટીઘૂંટીઓ એવી ગોઠવાયેલી હોય છે કે પોતાના મતાધિકારને બળે રાજ્યતંત્ર દ્વારા પોતાનો કશો સંગીન લાભ તે મેળવી શકતો નથી, જ્યારે માલદાર વર્ગ રાજદ્વારી પુરુષોને પણ પોતાની હથેળીમાં નચવી શકે છે. રાષ્ટ્રમાં જે જુદા જુદા ધર્મસંપ્રદાયો ચાલતા હોય છે તે પણ માલદાર અને સત્તાધારી વર્ગને જ અનુકૂળ રહે છે. માલદાર લોકો જો સુખ ભોગવતા હોય તો તે તેમનાં પૂર્વ સત્કર્મોનું ફળ છે અને મજૂર લોકોને દુઃખી અને કંગાળ હાલતમાં રહેવું પડતું હોય તો તે તેમનાં પૂર્વ દુષ્કર્મોનું પરિણામ છે એમ કહી આ ધર્માચાર્યો માલદારોની બિલકુલ અદેખાઈ ન કરવાનું અને પોતાની સ્થિતિમાં સંતોષ માની પડ્યા રહેવાનું મજૂરોને શીખવે છે. સમાજમાં પણ માલદારની પ્રતિષ્ઠા હોય છે,

સારાં મકાનો, સારા રસ્તા, ચોખ્ખું પાણી, હવા ખાવાની જગાઓ, સારી કેળવણી, દાક્તરો, નર્સો, વકીલો, એ બધાની સેવા રાષ્ટ્રમાં માલદાર માટે હોય છે અને મજૂરોને માટે તો હવાઉજાસ વિનાની ચાલીઓમાં, પાણી અને દીવાબત્તીની પૂરતી સગવડ વિનાના ગંદા લત્તામાં રહેવાનું, આખો દિવસ કારખાનામાં કાળી મજૂરી કરવાની, દારૂનાં પીઠાંમાં, ગંદી હોટેલોમાં અને હલકા સિનેમા શોમાં પૈસા બરબાદ કરવાના, વ્યાજખોરોના પંજામાં પડી લૂંટાવાનું, તથા પોતાનાં બૈરાં અને નાનાં છોકરાં પાસે પણ મજૂરી કરાવવાની, એવું રહે છે. રાષ્ટ્રનાં ધનસંપત્તિ, સાહિત્યસંસ્કાર, સ્વચ્છતા, કેળવણી કશાનો લાભ મજૂરોને નથી મળતો. છતાં રાષ્ટ્રની સંપત્તિના ઉત્પાદનમાં મોટો હિસ્સો તેઓ આપે છે અને મૂડીદારોએ પોતાના સ્વાર્થ અને લાભ સારુ બીજાં રાષ્ટ્રો સાથે ઊભાં કરેલાં યુદ્ધોમાં પણ દુશ્મનોની તોપોના ઘાસચારા બનવા સારુ લડવા પણ તેઓ જ જાય છે. આ સ્થિતિ હોઈ માર્ક્સ મજૂરોને કહે છે કે તમારે માટે રાષ્ટ્ર જેવી કોઈ ચીજ છે જ નહિ. રાષ્ટ્રની વાત તમે છોડી દો. તમારા રાષ્ટ્રના હો કે બીજા રાષ્ટ્રના હો તમારા ખરા દુશ્મનો તો મૂડીદારો છે, અને તમારા રાષ્ટ્રના હો કે બીજા રાષ્ટ્રના હો પણ તમારા ખરા બિરાદરો મજૂરો જ છે. માટે દુનિયા ભરના મજૂરો સંગઠિત થાઓ, અને મૂડીદારો સામે બળવો જગાવી તમારાં બંધનની બેડીઓ તોડી નાખો. દુનિયામાં તમારી આ બેડીઓ સિવાય બીજું કશું તમારી પાસે છે શું? તમારે કશું ગુમાવવાનું હોય તો આ બેડીઓ જ ગુમાવવાની છે.*

* મૂડીદારો અને મજૂરો વચ્ચેના આ સંબંધનું પૃથક્કરણ અથવા વર્ણન દુનિયા સમસ્તના સઘળા મૂડીદારો અને મજૂરોનો સમગ્ર રીતે વિચાર કરીએ તો સાચું ગણાય, પણ દરેક દેશની વાસ્તવિક પરિસ્થિતિ જોતાં એના સાચાપણા વિષે શંકા ઉઠાવી શકાય ખરી. દા. ત., ઇંગ્લંડમાં આજે મજૂરોની સ્થિતિ ઉપર વર્ણવ્યા મુજબની નથી. ત્યાંના મૂડીદારો અને રાજદ્વારી પુરુષો દૂરંદેશી ડહાપણ વાપરીને ત્યાંના મજૂરોને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે. સામ્યવાદીઓ આ વસ્તુસ્થિતિનો એ ખુલાસો કરે છે કે ઇંગ્લંડના મૂડીદારોને આવું દૂરંદેશીવાળું ડહાપણ અથવા બીજા શબ્દોમાં કહીએ તો ડહાપણભરેલી રીતે સ્વાર્થ સાચવવાનું પોસાય છે, કારણ શોષણ કરવા માટે તેની પાસે આખો હિંદુસ્તાન દેશ અને બીજી વસાહતો પડેલી છે. એટલે આ મોટા શોષણમાંથી પોતાના દેશના મજૂરોને તે ભાગ આપી શકે છે. તેથી ઇંગ્લંડના મજૂરોને તો ત્યાંના મૂડીદારોના નાના ભાગીદારો જેવા જ ગણવા જોઈએ. એ મજૂરો રાષ્ટ્રવાદી હોવા ઉપરાંત સામ્રાજ્યવાદી પણ છે. કારણ ઇંગ્લંડનું સામ્રાજ્ય ટકે તો જ અત્યારે તેમનું રહેણીનું જે ઊંચું ધોરણ છે તે તેઓ ટકાવી શકે એમ છે. વેપાર–ઉદ્યોગમાં આગળ વધેલું દરેક રાષ્ટ્ર આજે સામ્રાજ્ય જમાવવાનો પ્રયત્ન કરે છે અને જો સામ્રાજ્ય જમાવી શકે તો તેની લૂંટમાંથી પોતાને ત્યાંના મજૂરોને પણ તેઓ

## મજૂર પક્ષની સરમુખત્યારી

૧૨. અત્યારની મૂડીદારી સમાજરચનાને રાજ્યનો જબ્બરદસ્ત ટેકો છે. ઇંગ્લંડ અને અમેરિકા જે લોકશાહી તંત્રવાળા દેશો કહેવાય છે ત્યાં પણ ઊંડા ઊતરીને તપાસતાં રાજ્યતંત્રમાં ઉદ્યોગપતિઓ અને નાણાંપતિઓની જ સીધી કે આડકતરી સત્તા ચાલે છે. મૂડીદાર અને મજૂર વર્ગ વચ્ચે કોઈ નાના અથવા ઉપલકિયા મુદ્દા ઉપર ઝઘડો થાય અને તેમાં જો મજૂરનો પક્ષ કાયદાની દૃષ્ટિએ સાચો હોય તો કાયદો મજૂરને મદદ કરે ખરો, પણ મૂડીદાર અને મજૂરવર્ગ વચ્ચે જો જીવસટોસટનો ઝઘડો ઊભો થાય તો કાયદો, નીતિ, એ બધું ક્યાંય બાજુએ રહી જાય અને રાજ્યસત્તા મૂડીદારને પડખે પોતાની સંગીનો અને મશીનગનો સાથે ખડી થઈ જાય એ વિષે શંકા નથી. રાજ્યતંત્ર ઓળખાય છે લોકશાહીને નામે પણ એમાં ઉદ્યોગપતિ, નાણાંપતિ, સેનાપતિ અને સત્તાપતિ એ બધાની એકગાંઠ છે, અને તેમની ટોળકી પોતાના વર્ગના સ્વાર્થ ઉપર નજર રાખીને બધો રાજ્યકારભાર ચલાવે છે. તેથી માર્ક્સ કહે છે કે ઉત્પાદનનાં સાધનો ઉપરના ખાનગી માલકીહકવાળી અર્થરચના નાબૂદ કરીને મૂડીદારોના પંજામાંથી મજૂરે છૂટવું હોય તો મૂડીદાર સામે સખ્ત વર્ગવિગ્રહની તેણે તૈયારી કરવી જોઈશે અને બળવો જગાવી મજૂર વર્ગે રાજ્યસત્તા કબજે કરવી પડશે. રાજ્યસત્તા કબજે કરવી એ મજૂરની ક્રાંતિનું પહેલું પગથિયું છે. કારણ ક્રાન્તિનો અમલ તો રાજ્યસત્તા કબજે કર્યા પછી શરૂ થાય છે. મજૂરોના આ બળવામાં સ્વાભાવિક રીતે જ અમુક આગેવાનો ભાગ લેશે. અલબત્ત આખા મજૂર વર્ગની સહાનુભૂતિ અને ટેકો તેમને હશે. એટલે રાજ્યસત્તા પ્રથમ તો આ આગેવાનોના હાથમાં જ આવશે. તેઓ જો પાછું જૂનું લોકશાહી તંત્ર કાયમ રાખી ચૂંટણીઓ કરવામાં અને ધારાસભાઓ ચલાવવામાં પડશે તો તો મૂડીદાર વર્ગ તેમની ક્રાન્તિને આગળ નહિ ચાલવા દે અને એમના બળવાને નિષ્ફળ કરી નાખશે. માટે ક્રાંતિને ટકાવી રાખવા,

---

થોડોઘણો ભાગ આપવાની લાલચ આપે છે. તેથી તમારે રાષ્ટ્ર જેવું કશું છે જ નહિ એ વસ્તુ મજૂરોને સમજાવવા માંડચે લગભગ સો વર્ષ થવા આવ્યાં, છતાં હજી મજૂરોમાંથી રાષ્ટ્રભાવના નાબૂદ થઈ શકી નથી. બીજી રીતે જોઈએ તો રાષ્ટ્રભાવના એ મનુષ્યમાત્રના દિલમાં ઊંડી જડાઈ ગયેલી વૃત્તિ છે. તેથી તેને નાબૂદ કરવાને બદલે તેને વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. તેમાં રહેલી સંકુચિતતાને કાઢી નાખવામાં આવે, રાષ્ટ્રભાવના એ આંતરરાષ્ટ્રીયતા અથવા વિશ્વબંધુત્વની વિરોધી ભાવના જ હોઈ શકે અને પોતાના દેશની ભૂલો, ખામીઓ, નબળાઈઓ, ખોટા સ્વાર્થો એ બધાને રાષ્ટ્રભાવનાને નામે પોષણ આપવું જોઈએ એ વિચાર કાઢી નાખવામાં આવે તો રાષ્ટ્રભાવનાના ઘણા સદુપયોગ થઈ શકે એમ છે અને માનવજાતિના વિકાસમાં આજે એ પ્રબળ અંતરાયરૂપ થઈ પડી છે તેને બદલે પ્રબળ મદદરૂપ થઈ શકે એમ છે.

આગળ ચલાવવા અને ક્રાંતિકારી સિદ્ધાન્તો પ્રમાણે આખી સમાજરચના બદલી નાખવા તેમણે લોકશાહીની જંજાળમાં ન પડતાં અને એના સ્વાંગ ન સજતાં સીધેસીધી સરમુખત્યારી જ ચલાવવી પડશે. આગેવાન અને ક્રાંતિકારી મજૂરોની આ સરમુખત્યારીએ પોતાની સત્તા વડે સમાજમાં બધા ક્રાંતિકારી ફેરફારો દાખલ કરવા પડશે. તેનો વિરોધ કરનારાઓનો કશી દયામાયા રાખ્યા વિના તેમણે છેદ ઉડાડી દેવો જોઈએ. એમાં ઢીલાશ કરવી નહિ પાલવે. મૂડીદારી વર્ગની સાથે મૂડીદારી વૃત્તિને પણ સમાજમાંથી નિર્મૂળ કરી નાખવી પડશે. તે માટે આ સરમુખત્યારીએ નીચેનો કાર્યક્રમ હાથ ધરીને પોતાની સત્તા દ્વારા બને એટલો સત્વર તેને અમલમાં મૂકવો જોઈશે:

૧. ઉત્પાદનનાં તમામ સાધનો—જમીન, કારખાનાં વગેરે રાજ્યની માલકીનાં કરી નાખી રાજ્ય તરફથી ખેતી કરાવવી તથા કારખાનાં ચલાવવાં.

૨. ઉત્પાદનનાં સાધનો સિવાયની બીજી અંગત મિલકત હોય તે માણસ પાસે રહે, પણ તે મિલકતનો ઉપયોગ ભાડું, વ્યાજ કે નફો મેળવવાના કામમાં તે કરી શકે નહિ.

૩. વારસા-હક નાબૂદ કરવામાં આવે.

૪. જે લોકો ક્રાન્તિનો વિરોધ કરે તેમની તમામ માલમિલકત જપ્ત કરી તેમને સજા કરવામાં આવે.

૫. દેશનો આખો શરાફી વ્યવહાર રાજ્ય હસ્તક ચાલે.

૬. સંદેશા તથા વાહનના વ્યવહારનાં તમામ સાધનો રાજ્ય હસ્તક રહે.

૭. સમાજની આર્થિક ખિલવણી માટે સુરચિત યોજના તૈયાર કરી તે પ્રમાણે ખેતી અને બીજા ઉદ્યોગોની ખિલવણી રાજ્ય તરફથી કરવામાં આવે.

૮. આ યોજનામાં ખેતી અને બીજા ઉદ્યોગો વચ્ચેનું પ્રમાણ સારી રીતે જળવાવું જોઈએ, જેથી કરીને શહેર અને ગામડાં વચ્ચેનો ભેદ ક્રમે ક્રમે નાબૂદ થઈ જાય અને આખા દેશમાં વસ્તીનું પ્રમાણ યોગ્ય રીતે વહેંચાયેલું રહે.

૯. તમામ સશક્ત સ્ત્રી પુરુષોએ રાજ્ય તરફથી નક્કી કરવામાં આવે તે મુજબની સમાજોપયોગી મજૂરી ફરજિયાત કરવી જોઈએ. માંદાં, અપંગ તથા કામ કરવાને અશક્ત હોય તેમનો નિર્વાહ રાજ્ય તરફથી ચાલે.

૧૦. રાજ્યની શાળાઓનાં તમામ બાળકોને મફત કેળવણી આપવામાં આવે, અને દરેક બાળકને સારામાં સારી કેળવણી લેવાની સરખી તકો મળે.

**વર્ગવિહીન સમાજ**

**૧૩.** આ કાર્યક્રમ જેમ જેમ અમલમાં આવતો જાય તેમ તેમ સમાજમાંથી વર્ગભેદ નાબૂદ થતા જાય અને રાજ્યને સમાજના સુવ્યવસ્થિત સંચાલન માટે પોતાની સત્તા ઉત્તરોત્તર ઓછા પ્રમાણમાં વાપરવી પડે.

જેમ જેમ ક્રાન્તિ આગળ વધતી જાય તેમ તેમ રાજ્યનાં કામો ઓછાં થતાં જાય અને છેવટે સમાજ વર્ગવિહીન થઈ જાય એટલે કોઈ પણ જાતના ઘર્ષણનું કારણ ન રહે અને રાજ્યસત્તાની પણ જરૂર ન રહે.

૧૪. માર્ક્સ કહે છે કે મૂડીદારી સમાજમાં તો લોકોને તંગી ભોગવવી પડે છે. કારણ નફો મળે તેટલું જ અને તે જાતનું જ ઉત્પાદન થાય છે. પણ પછી તો તમામ લોકો આખા સમાજની જરૂરિયાત માટે ઉત્પાદન કરશે; દેશની કુદરતી સાધન સંપત્તિનો પૂરેપૂરો ઉપયોગ થશે; યાંત્રિક અને વૈજ્ઞાનિક શોધોનો આખા જનસમાજને લાભ આપવામાં મૂડીદારો તરફનો કશો અંતરાય નહિ રહે; એટલે સમાજની ઉત્પાદન શક્તિ અનેક ગણી વધી જશે અને સામાજિક સુખસગવડના બધા જ ઝરા અસ્ખલિત વહેવા માંડશે. પછી સામ્યવાદી સમાજ એવો ઝંડો ફરકાવી શકશે કે: "દરેક પોતાની શક્તિ પ્રમાણે કામ કરે અને દરેકને પોતાની જરૂરિયાત પ્રમાણે મળે."

૧૯. માર્ક્સના સિદ્ધાંતો અને કાર્યક્રમની બહુ જ આછી આ રૂપરેખા થઈ. સમાજવાદી સમાજની સ્થાપના માટે મજૂરોના બળવાને અથવા હિંસક ક્રાંતિને બીજા ઘણા સમાજવાદીઓ પણ અનિવાર્ય ગણે છે. જ્યારે એવા સમાજવાદીઓ પણ છે જેઓ ચાલુ લોકશાહી દ્વારા એટલે મજૂર વર્ગના પ્રતિનિધિઓની પાર્લમેન્ટોમાં બહુમતી કરીને બંધારણપૂર્વકની પદ્ધતિએ કાયદા કરીને સમાજવાદની સ્થાપના કરવાની આશા સેવે છે. આવકવેરો અને વારસાવેરો ક્રમે ક્રમે ઘણો વધારી દેવો તથા કારખાનાં, રેલવેઓ, બૅન્કો વગેરે આસ્તે આસ્તે રાજ્ય હસ્તક કરતાં જવાં એ તેમનો કાર્યક્રમ છે. બીજી એક વસ્તુ પણ સમાજવાદીઓ માનતા થયા છે કે રાષ્ટ્રભાવનાની અપીલ બિલકુલ કાઢી નાખીને આપણે ક્રાંતિ નહિ કરી શકીએ. અત્યારનાં સામ્રાજ્યોની ધૂંસરી નીચે જે રાષ્ટ્રો પડેલાં છે તેમની સ્વતંત્રતાની ઘોષણા પહેલી કરવી પડશે. વળી સ્વતંત્ર રાષ્ટ્રો પણ પોતપોતાના રાષ્ટ્રમાં જ પ્રથમ સમાજવાદની સ્થાપના કરે એ ઇષ્ટ છે. માર્ક્સનું માનવું એમ હતું કે બીજાં રાષ્ટ્રો જો મૂડીદારી ધોરણવાળાં રહે તો એવાં રાષ્ટ્રોની વચ્ચે કોઈ સામ્યવાદી રાષ્ટ્ર પોતાની ક્રાંતિ ટકાવી શકે નહિ. માટે એક રાષ્ટ્રમાં સામ્યવાદી ક્રાંતિ થાય તો તેણે બીજાં રાષ્ટ્રના મજૂરોને પણ એવી જ ક્રાંતિ કરવાને હાકલ કરવી જોઈએ અને તેને મદદ પણ કરવી જોઈએ. રશિયામાં ક્રાંતિ થઈ ત્યારે ટ્રૉટ્સ્કી એવા મતનો હતો ખરો કે બીજાં રાષ્ટ્રોમાં ક્રાંતિ કરાવવા રશિયાના ક્રાંતિવાદી સૈન્યથી તે રાષ્ટ્રો ઉપર ચઢાઈ કરવી. પણ લેનિને તેને વાર્યો. રશિયામાં જો ક્રાંતિ સફળતાપૂર્વક સિદ્ધ થશે તો બીજાં રાષ્ટ્રોમાં આપોઆપ ક્રાંતિ થશે એમ લેનિનનું માનવું હતું. પણ લેનિનના ગયા પછી સત્તા સ્ટૅલિનના હાથમાં આવી અને અત્યારે

ત્યાંનો સમાજ સામ્યવાદી સિદ્ધાંતો પ્રમાણે નથી ચાલતો, પણ ત્યાં સંકુચિત સ્વરૂપનો અને આક્રમણકારી એવો પૂરેપૂરો રાષ્ટ્રવાદ વ્યાપ્યો છે એમ કેટલાક જાણકારો કહે છે. વળી ત્યાં મૂડીદારીને પણ છૂટાદોર મળવા લાગ્યા છે. ઇંગ્લંડને વિષે કહેવાય છે કે ત્યાંની કુલ રાષ્ટ્રીય મિલકતનો નવ દશાંશ જેટલો ભાગ એક દશાંશ લોકોના હાથમાં છે, તો સામ્યવાદી કહેવાતા રશિયામાં આજે રાષ્ટ્રની અડધોઅડધ મિલકત તો એક દશાંશ લોકના જ હાથમાં આવી ગઈ છે.

૧૬. રશિયાના પ્રયોગ વિષે છેવટનો નિર્ણય હજી આપણે ન ઉચ્ચારી શકીએ. છતાં ત્યાંની જે વાતો બહાર આવે છે તે ઉપરથી ઘણા સમાજવાદીઓ, જેઓ માર્ક્સ અને લેનિનનાં લખાણોમાંથી પ્રેરણા મેળવીને જ સમાજવાદીઓ થયા છે તેઓ માર્ક્સના અને લેનિનના જ કાર્યક્રમ પ્રમાણે દરેક દેશમાં સમાજવાદ સ્થાપવાની શક્યતા વિષે સાશંક બન્યા છે ખરા.

# પ્રકરણ ૨ જું

# સમાજવાદની મીમાંસા

૧. માર્ક્સે પ્રાચીન ઇતિહાસનું પૃથક્કરણ કરી તથા અત્યારના આર્થિક અને સામાજિક સંજોગો તથા બળોનું બરાબર આકલન કરી જે આર્થિક નિયતિવાદ દુનિયા સમક્ષ રજૂ કર્યો છે તે મુજબ મૂડીદારી સમાજરચનાનો વિનાશ અનિવાર્ય છે એમ આપણે માનવા તૈયાર થઈએ. એ વિનાશનાં ચિહ્નો આપણને દેખાઈ રહ્યાં છે. ઇંગ્લંડ જેવા રૂઢિચુસ્ત દેશમાં જ્યારે પાર્લમેન્ટમાં રૂઢિચુસ્ત પક્ષ સત્તા ઉપર હતો તે વખતે પણ આવકવેરા તથા વારસાવેરાને લગતા કડક કાયદા થયા છે, રાષ્ટ્રમાં એકેએક માણસની આર્થિક સલામતીની યોજના વિચારાય છે એ બધાં કાર્યો અને યોજનાઓ સમાજવાદના આગમનની આગાહી આપનારાં છે. આખા સમાજના આર્થિક હિતની દૃષ્ટિએ સરકાર વિચાર કરતી અને કાયદા બનાવતી થઈ છે એટલે દરજ્જે તો આ સમાજવાદનો જ પ્રયોગ પણ ગણી શકાય. આમ માર્ક્સની આગાહી સાચી ગણાય. પણ એણે મજૂરોના બળવાનો અથવા મજૂરોની હિંસક ક્રાન્તિથી રાજ્યસત્તા કબજે કર્યા પછી મજૂર વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો તથા એ સરમુખત્યારી વડે ક્રાન્તિ સમાજમાં ફેલાવવાનું કામ જેમ જેમ સિદ્ધ થતું જાય તેમ તેમ રાજ્ય-સત્તા ધીમે ધીમે ખરી પડતી જાય અને છેવટે નિઃશેષ થઈ જાય એવો જે કાર્યક્રમ આપ્યો છે તે વિષે ભિન્ન મતો અને શંકાઓ જરૂર ઊઠે છે.

૨. મજૂરના બળવાનો અથવા હિંસક વિપ્લવની અનિવાર્યતાનો પ્રશ્ન લઈએ. આજે યુદ્ધના શસ્ત્રસરંજામમાં જે ભારે ખિલવણી થઈ છે અને સરકાર પાસે વિમાનો, ટૅંકો, મશીનગનો વગેરે સાધનોનો ઇજારો છે, તે જોતાં કોઈ પણ દેશની સરકાર સામે તેની પ્રજાનો હિંસક બળવો ટકી શકે એવી સ્થિતિ નથી. સરકાર પાસે હિંસાનાં જેવાં સાધનો છે તેના લાખમા ભાગનાં સાધનો પણ પ્રજા મેળવી શકે એમ નથી. પ્રજાના બળવાની તૈયારી અને સંગઠન ખુલ્લી રીતે તો સરકાર ન જ કરવા દે, અને ગુપ્ત રીતે બહુ મોટું સંગઠન થઈ શકે નહિ અને આવાં જબરદસ્ત સાધનો બનાવી શકાય નહિ. રશિયામાં પ્રજાએ બળવો કરીને રાજ્યસત્તા મેળવી એ વાત સાચી છે. પણ રશિયાને જે સંજોગો મળી આવ્યા તેવા સંજોગો કાંઈ વારેવારે બધા દેશોને મળતા નથી. ગયા મહાયુદ્ધમાં ઝારની સરકારનો ખજાનો ખૂટી ગયો, પોતાની ફોજને

ઝાર કપડાં, ખોરાક કે શસ્ત્રો પણ પૂરાં પાડી ન શક્યો. એટલે લશ્કર અસંતુષ્ટ અને નિરુત્સાહ થઈ કંટાળી ગયું, ઉપરીઓના હુકમનો અનાદર કરવા લાગ્યું અને છેવટે આપોઆપ વિખરાઈ જવા માંડયું. આમ ઝારનું લશ્કરી બળ ભાંગી ગયું ત્યારે જ લોકનેતાઓ રાજ્યસત્તા હસ્તગત કરી શક્યા. સરકાર લશ્કર વિનાની થઈ જાય એવી તક રશિયાની પ્રજાને મળી તેવી બીજા દેશને કાંઈ મળે જ એમ ન મનાય. રશિયાના વિપ્લવ પછી જર્મનીમાં, ઇટલીમાં, સ્પેનમાં, પોર્ટુગાલમાં અને ચીનમાં સમાજવાદીઓએ સશસ્ત્ર બળવા કરીને તે તે દેશની ચાલુ સરકારોને કબજે કરવા પ્રયત્નો કર્યા હતા પણ તે નિષ્ફળ ગયા. ચાલુ મહાયુદ્ધમાંથી રશિયા જેવી તક બીજા કોઈ દેશને મળી જશે કે કેમ તે કશું કહેવાય નહિ. અત્યારે તો એવી સ્થિતિ છે કે, ભલે સરકારની દુશ્મન રાજ્ય સાથે લડવાની શકિત ઓછી હોય, પણ દરેક દેશની સરકાર પોતાની પ્રજાને લશ્કરી બળથી દબાવી રાખવાની શક્તિ તો ધરાવે જ છે. લશ્કરને પ્રજાપક્ષમાં ફેરવી નાખીએ તો બળવો સફળ થઈ શકે એવી આશા સેવવામાં આવે છે. પણ જ્યાં સુધી લશ્કરને સરકાર તરફથી ખોરાકી પોશાકો અને પૂરતા પગાર મળ્યાં કરે છે ત્યાં સુધી એવી આશા સેવવી એ હવામાં કિલ્લા બાંધવા જેવી વાત છે. દરેક દેશમાં સરકારો લશ્કરને દુનિયાની પરિસ્થિતિથી અને નવા વિચારોથી એટલા બધા અજ્ઞાનમાં રાખે છે અને પ્રજા ગમે તેટલી ભૂખે મરતી હોય અને અગવડો વેઠતી હોય તો પણ લશ્કરને તો એના પ્રમાણમાં એટલું બધું સુખસગવડમાં રાખવામાં આવે છે કે કાર્યકર્તાઓ અને પ્રચારકો માટે લશ્કરમાં પહોંચી જઈ તેમને ફરી જવાનું સમજાવવું, એ અશક્ય નહિ તો અતિશય મુશ્કેલ છે. સરકારના વ્યવસ્થિત અને ભારે યાંત્રિક લશ્કરી બળની સામે, પ્રજાનાં મામૂલી શસ્ત્રો વડે કરવામાં આવતાં તોફાન, ભાંગફોડ અને છૂટીછવાઈ ખુનામરકીથી કશું વળી શકતું નથી એના તો છેલ્લાં દોઢસો વર્ષના ઇતિહાસમાં અનેક દાખલા મોજૂદ છે.

૩. આમ છતાં દલીલની ખાતર આપણે ધારી લઈએ કે મજૂરોનો બળવો સફળ થયો અને મજૂરવર્ગની સરમુખત્યારી સ્થપાઈ. તો પણ એ સરમુખત્યારી આખા મજૂર વર્ગની નહિ પણ મજૂર વર્ગના અમુક નેતાઓની જ હશે. દેશમાંના ક્રાન્તિ-વિરોધી પક્ષોનાં તોફાનો, ભાંગફોડો વગેરે સામે ક્રાન્તિનું રક્ષણ કરવા તેમને કડક લશ્કરી સત્તા ચલાવવી પડશે. દેશમાં શાન્તિ અને વ્યવસ્થા જાળવવા તથા બંદોબસ્ત રાખવા લશ્કરી અને પોલીસ અમલદારોનું કડક તંત્ર ઊભું કરવું પડશે. બીજી તરફથી કારખાનાં અને ખેતરોમાં ચાલતા ઉત્પાદન કાર્યની વ્યવસ્થા કરવા અને તેની દેખરેખ રાખવા પણ અમલદારોનું મોટું તંત્ર ઊભું કરવું પડશે. આ સરમુખત્યારી બહુ કડક

અમલદારશાહી અથવા નોકરશાહી મારફત જ પોતાનું કામ કરી શકશે. ભલે સરમુખત્યારી ભોગવતા મજૂર નેતાઓના દિલમાં મજૂરોનું હિત હોય અને તેઓ પોતાની સત્તાનો ઉપયોગ મજૂરો માટે કરવા ઇચ્છતા હોય પણ તેમના હાથપગ તો આ લશ્કરી ઢબની અમલદારશાહી જ હશે. એ અમલદારશાહી નીચે મજૂર સમુદાય કશી સ્વતંત્રતા ભોગવી શકે એમ માનવું એ ભોળપણ ગણાય. બધા ઉદ્યોગો અને આખું ઉત્પાદનતંત્ર ખાનગી માલકીનું મટી જઈ સરકારની માલકીનું થશે પણ એ સરકારીતંત્ર ઉપર લોકોની કશી સત્તા કે અંકુશ ચાલી શકશે નહિ. જૂના મૂડીદારો અને યોજકોને સ્થાને નવા સરકારી અમલદારો કારખાનાં વગેરેની વ્યવસ્થા કરવા ગોઠવાઈ જશે. અને આમ મજૂર તો હતો ત્યાંનો ત્યાં રહેશે. કારખાનાં વગેરેમાં ક્રાન્તિવિરોધી તત્ત્વો ભાંગફોડ અને દખલગીરી ન કરે એ સાચવવાની ચિંતા સરકારને એટલી બધી હશે કે પેલા વ્યવસ્થાપક અમલદારોને બહુ વિશાળ અને આપખુદ સત્તાઓ આપ્યા સિવાય તેને છૂટકો નહિ રહે. આપણો મુખ્ય પ્રશ્ન ઉત્પાદનનાં સાધનો ઉપરની કાયદેસર માલકી કોની હોય એ નથી, પણ તેના ઉપર મજૂર વર્ગનો અથવા તો આમપ્રજાનો અંકુશ છે કે નહિ, એ છે. બાકી અત્યારે આપણા દેશમાં લગભગ બધી રેલવે સરકારી માલકીની જ છે. પણ એ સરકાર આપણી નથી, તેથી રેલવેના તંત્રમાં લોકોનું કશું ચાલતું નથી. તેમ જ આ મજૂર વર્ગની સરમુખત્યારીમાં ઉત્પાદનનાં સાધનો ઉપર સરકારની માલકી હોવા છતાં, મજૂર વર્ગનો તેના ઉપર કશો અંકુશ નહિ હોય. વાત એ છે કે કોઈ પણ બહુ મોટા રાજ્યતંત્ર ઉપર—ખાસ કરીને મોટા ઔદ્યોગિક તંત્રવાળા રાજ્યતંત્ર ઉપર–અંકુશ ચલાવવા માટે જે બૌદ્ધિક જવાબદારીની શક્તિ, આવડત અને સામાજિક વિશાળ ભાવના જોઈએ તે જ હજી આમવર્ગમાં આવી નથી. અને તેથી મોટાં રાજ્યતંત્રોમાં ચૂંટણી દ્વારા પ્રજાને પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો અધિકાર હોય ત્યાં પણ પ્રજા સરકારી કામકાજ ઉપર ખાસ અંકુશ ધરાવી શકતી નથી.

૪. વળી આ રાજ્યતંત્ર તો મજૂર વર્ગના ચૂંટાયેલા પ્રતિનિધિઓનું નહિ પણ પોતાની મેળે મજૂરોના નેતા બનેલા એક નાના વર્ગ કે પક્ષની સરમુખત્યારીવાળું હશે. સરમુખત્યારી ભોગવતો પક્ષ પોતાના હાથમાં આવેલી સત્તા છોડવા તૈયાર થતો નથી એ વસ્તુ રાજ્યપ્રકરણી માણસોના રોજના અનુભવની વાત છે. જે વર્ગ કે પક્ષ પોતાના બળથી સત્તા મેળવે છે એ વર્ગ કે પક્ષ એ સત્તા પોતાના હાથમાં ટકાવી રાખવા ઇચ્છે જ છે. શરૂઆતમાં તો જનસમુદાયના હિતને અર્થે પોતે સત્તા ટકાવી રાખવી જોઈએ એમ એ માને છે અને એ એની માન્યતા પ્રામાણિક પણ હોય છે. પણ પછી તો

સત્તાનો મોહ ઉત્પન્ન થાય છે. રશિયા વિષેનાં પુસ્તકો તથા ત્યાં જઈને જોઈ આવેલાનાં વર્ણનો ઉપરથી જણાય છે કે હવે તો સરમુખત્યારીને પ્રજાતંત્રનો સ્વાંગ તેમણે આપ્યો છે. છતાં સરમુખત્યારી જરાયે ઓછી નથી થઈ, બલ્કે વધતી જાય છે. અને જે સિદ્ધાન્તો આગળ ધરીને ક્રાન્તિ કરી હતી તે સિદ્ધાન્તોનો પણ ભોગ અપાય છે. ઉત્પાદનનાં સાધનો ઉપર દેખીતી રીતે સરકારની માલકી હોવા છતાં ત્યાં જુદા જુદા વર્ગોમાં આવકોની એટલી અસમાનતા છે કે રશિયાની કુલ આવકનો અડધોઅડધ ભાગ ત્યાંના દશથી અગિયાર ટકા માણસને મળે છે અને બાકીના અડધા ભાગની આવક નેવું ટકા માણસોમાં વહેંચાય છે. સરકારી અમલદારો અને કારખાનાંના વ્યવસ્થાપક અમલદારો — એમની સત્તા એવી જામી ગઈ છે કે એ અમલદારશાહીને ખસેડવાનું મજૂરવર્ગ માટે બીજા કોઈ પણ દેશના જેટલું જ અશક્ય બની ગયું છે. રાજ્યસત્તા ધીમે ધીમે ખરી પડવાની અને છેવટે પ્રજાસમસ્ત સ્વતંત્ર થવાની આશા ત્યાં રાખી શકાતી નથી.

૯. સમાજવાદના બીજા સ્વરૂપનો હવે આપણે વિચાર કરીએ. હિંસક ક્રાંતિ દ્વારા નહિ પણ ઇંગ્લંડ અને અમેરિકાના ઘણા સમાજવાદીઓ માને છે તેમ બંધારણીય માર્ગે, પાર્લમેન્ટરી પદ્ધતિથી સમાજવાદની સ્થાપના કરવામાં આવે તો શી પરિસ્થિતિ હોય? જબરદસ્તીથી સ્થાપેલા સમાજવાદમાં ક્રાન્તિ-વિરોધી અને સમાજવાદવિરોધી બળો તરફથી જે તોફાન, ફિતૂર, ભાંગફોડ વગેરે થવાનો ભય રહે છે (રશિયામાં છેક ૧૯૩૯ સુધી એટલે ક્રાંતિ થયે બે દાયકા વીતી ગયા ત્યાં સુધી ભાંગફોડ અને ફિતૂરને લીધે વખતોવખત મુશ્કેલીઓ ઊભી થયાં કરતી હતી), તે આમાં ન રહે એ સંભવિત છે. છતાં આમવર્ગ પાસે માત્ર એક મતાધિકારનું સાધન છે તે દ્વારા મોટા રાજ્યતંત્ર — જેણે મોટા ઉદ્યોગો પણ હસ્તક લીધા હોય એટલે જે વધુ અટપટું બન્યું હોય — તેના ઉપર એ યોગ્ય અંકુશ નથી ધરાવી શકતો એ મુશ્કેલી તો ઊભી રહે જ છે. તેથી આવા સમાજવાદમાં સંભવ છે કે મજૂરોને વધારે રાહત મળે, તેમની આર્થિક સ્થિતિ અમુક દરજ્જે સુધરે, પણ તેઓને સાચું સ્વાતંત્ર્ય મળે, તેઓ પોતાના દેશના રાજ્યતંત્ર ઉપર ખરો અંકુશ ધરાવતા થાય, એ બનવું તો શક્ય નથી લાગતું. એ આખો પ્રશ્ન જ નિરાળો છે. લશ્કરી બળ ઉપર નભતા રાજ્યતંત્રમાં પ્રજા સાચું સ્વાતંત્ર્ય ભોગવી શકતી જ નથી. ગાંધીજી તો ઠોકી ઠોકીને કહે છે કે અહિંસાના તત્ત્વ ઉપર રચાયેલા સમાજ સિવાય બીજે ક્યાંય સાચું પ્રજાતંત્ર અથવા સાચો સમાજવાદ શક્ય નથી.

૬. હવે મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ સમાજવાદી અર્થરચના વિષે કેટલીક શંકાઓ ઊભી કરે છે તે તપાસીશું.

૭. તેમની એક દલીલ એ છે કે કારખાનાં, ખેતી વગેરેની વ્યવસ્થા કરવા સમાજવાદમાં તમારે વ્યવસ્થાપકો નીમવા પડશે. એમનું મહેનતાણું નક્કી કરેલું હોવાથી તેઓ સરકારી નોકરો જેવા હશે. મૂડીદાર જ્યારે પોતાના કારખાનાની કે પોતાની ખેતીની વ્યવસ્થા કરે છે ત્યારે તેને તો જો વ્યવસ્થા સારી થાય તો વધુ નફો મળવાની લાલચ રહે છે. પેલા સરકારી વ્યવસ્થાપકને આવી કશી લાલચ હોતી નથી. શરૂઆતમાં ક્રાન્તિનો નવો જુસ્સો હોય ત્યાં સુધી સંભવ છે કે નિઃસ્પૃહ અને સમાજહિતૈષી માણસો સારી વ્યવસ્થા કરી શકે, જોકે તેમનામાં પણ અનુભવની અને આવડતની ઊણપને લીધે ખામીઓ તો આવવાની જ, પણ વખત જતાં આખું તંત્ર એક નોકરશાહી બની જશે એટલે 'સહિયારી સાસુની ઉકરડે મોંકાણ'વાળી કહેવત પ્રમાણે ધણીધોરી વિના આખી વ્યવસ્થા બગડી જશે, નવી શોધખોળો કરી વિશેષ ઉત્પાદન કરવાની હોંશ કોઈને નહિ રહે અને આર્થિક પ્રગતિ અટકી પડશે.

૮. આની સામે એમ કહી શકાય કે અત્યારના મૂડીવાદી સમાજમાં પણ રેલવે, તાર, ટેલિફોન વગેરે કામકાજો સરકારી માલકી નીચે ચાલે છે અને તેની વ્યવસ્થા ખાનગી માલકી નીચે હોય તે કરતાં વધારે સારી ચાલે છે. મ્યુનિસિપાલિટીઓ તરફથી પાણી, વીજળી, ગૅસ વગેરે પૂરું પાડવાનાં કામકાજો પણ સાર્વજનિક ઢબે અને કુશળતાપૂર્વક ચાલે છે અને લોકોને સંતોષ પણ આપવામાં આવે છે. જો કે આ બધાં કામકાજો સરકારી અથવા સાર્વજનિક ઢબે ચાલતાં હોવા છતાં તેમાં ઓછા વધારે પગાર, કન્ટ્રાક્ટો આપવાની પદ્ધતિ એ બધી વસ્તુઓ તો મૂડીદારી ધોરણ મુજબની જ છે.

૯. બીજી તરફથી ખાનગી માલકી નીચે ચાલતાં બહુ મોટાં કારખાનાં, ટ્રસ્ટો, કમ્પનીઓ તથા સીન્ડીકેટો વિષે કહી શકાય કે તેના મૂળ વ્યવસ્થાપકો હોશિયાર અને મહેનતુ હોય, પણ પછી એ મોટાં કારખાનાં એમના વારસોના હાથમાં આવી પડે છે એ બધા જ કાંઈ કુશળ કે મહેનતુ હોતા નથી. વળી આવાં ખાતાંમાં ભાણેજો, જમાઈઓ વગેરે સગાંવહાલાંને ખોટી રીતે અને બિનહકનું રળાવવામાં આવે છે એ ખામી તો હોય છે જ.

૧૦. એમ ગુણ અને દોષ બન્ને પ્રથાઓમાં રહેલા છે. છતાં સાર્વજનિક પદ્ધતિની વ્યવસ્થામાં લોકો કાંઈકે અવાજ ઉઠાવી શકે છે, ઉહાપોહ કરી શકે છે. એટલે સરવાળે તો સાર્વજનિક વ્યવસ્થામાં ખાનગી માલકીની વ્યવસ્થા કરતાં લોકોને વધારે જ લાભ થવાનો સંભવ છે.

૧૧. બીજી શંકા એ ઉઠાવવામાં આવે છે કે તમારે જો આર્થિક અસમાનતા નાબૂદ કરવી હોય તો તમામ જાતનું કામકાજ કરનારાની આવક સરખી કરી નાખવી પડશે. વધારે સારું, વધારે અઘરું અથવા વધારે આવડત કે કુશળતાવાળું કામ કરનારને વધારે મહેનતાણું અને બીજાઓને ઓછું મહેનતાણું એમ રાખવું એ તો સમાજવાદના મૂળ સિદ્ધાન્તથી વિરુદ્ધ છે. આમ બધાને સરખું મહેનતાણું આપશો અને દરેકને — આવડતવાળા તથા બિનઆવડતવાળાને — કામની તથા નિશ્ચિત આવકની સલામતી કરી આપશો તો પછી આવડતવાળો માણસ ખંત રાખીને શું કામ સારું કામ કરશે? અઘરું અથવા કંટાળાભરેલું અથવા ગંદું અથવા શરીરને નુકસાન કરે એવું કામ કરવા સૌ જ ના પાડશે તો એવાં કામ કોની પાસે કરાવશો? જે આળસ અને દાંડાઈ કરીને બરાબર કામ જ નહિ કરે તેવાઓની પાસે કામ શી રીતે કરાવશો? એવાઓને પણ તમારા સિદ્ધાન્ત પ્રમાણે ખાવાનું આપવાની તમે ના તો પાડી શકશો નહિ. કેટલાક મસ્ત કવિઓ, ચિત્રકારો, અને બીજા કળાકારો પોતાને ઊર્મિ આવે ત્યારે કળાકૃતિનું સર્જન કરે અને બાકીના વખતમાં પોતાની કલ્પનાની ધૂનમાં રમમાણ રહે એવાના કામનું માપ શી રીતે કાઢશો? ધારો કે આવો કોઈ કળાકાર વરસને છેલ્લે દિવસે એકાદ સુંદર કળાકૃતિનું સર્જન કરે, અને એ રીતે પોતાના મહેનતાણાનો હકદાર થાય, પણ આખું વરસ સમાજ એનું ગુજરાન કયા ધોરણે ચલાવશે? વરસને છેલ્લે દિવસે એ સર્જન કરવાનો જ છે એની સમાજ પાસે કશી ખાતરી તો હોતી નથી. આવા અનેક પ્રશ્નો ઉઠાવી શકાય. સમાજવાદી આનો એટલો જ જવાબ આપે છે કે આર્થિક સમાનતા સમાજમાં સ્થાપિત કરવી એ તો અમારું અંતિમ ધ્યેય છે. સૌને પોતપોતાની જરૂરિયાત પ્રમાણે મળી રહે અને સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે કામ કરે ત્યાં અમારે પહોંચવું છે. પણ સમાજવાદી ક્રાન્તિ શરૂ થાય અને છેવટે એ ધ્યેયને પહોંચાય તે વચ્ચેના ગાળામાં તો ઘણીયે તડજોડ કરવી પડશે. જ્યાં સુધી મિલકત અને આવકના મૂડીવાદી વિચારોની અસર માણસના મન ઉપરથી નાબૂદ નહિ થઈ જાય ત્યાં સુધી કેટલાકને વધારે મહેનતાણું અને કેટલાકને ઓછું મહેનતાણું આપવું પડશે. પણ મૂડીદારનું શોષણ નાબૂદ કરવામાં આવ્યું હશે અને ફરી પાછો કોઈ એવી ખાનગી મિલકત સંપાદન ન કરી શકે જેને જોરે તે બીજાનું શોષણ કરી શકે એવી કાળજી રાખવામાં આવશે એટલે પછી વધારે ઓછી આવકને કારણે સમાજમાં ઝેર ઉત્પન્ન કરનારી અસમાનતા ફેલાવા પામશે નહિ. મહેનતાણું નક્કી કરવા માટે સામાન્ય રીતે નીચેનાં ધોરણો હોઈ શકે:

૧. માણસની શક્તિ અને આવડત પ્રમાણે એટલે કે તેની બજાર કિંમત પ્રમાણે.

૨. માણસને કેટલો ભોગ આપવો પડે છે એટલે કે એના શરીરને કેટલો ઘસારો વેઠવો પડે છે, એ કામ એને માટે કેટલું કંટાળાભરેલું છે, એ પ્રમાણે.

૩. માણસ કેટલા કલાક કામ કરે છે તે પ્રમાણે.

**૧૨.** ખાસ કુશળતા કે આવડતની જેમાં અપેક્ષા ન હોય એવી સામાન્ય મજૂરીમાં તો કામના કલાકનું ધોરણ જ બરાબર છે. માણસને ખાસ અક્કલ ન વાપરવાની હોય અને બતાવેલું કામ અમુક ઢબે કર્યાં કરવાનું હોય ત્યાં કામના કલાકનું ધોરણ જ લગભગ બધે ચાલે છે. વળી સંચા ઉપર કામ કરવાનું હોય ત્યાં મુખ્ય કામ તો સંચો કરે છે, માણસે તો સંચા ઉપર અમુક સંભાળ રાખતા ઊભા રહેવાનું હોય છે. હવે બીજા પ્રકારના કામમાં જ્યાં માણસના શરીરને તથા મનને વધારે ઘસારો પહોંચે છે, ત્યાં એવું કામ માણસ કાં તો લાચારીથી કરે છે, બીજું કામ મળતું ન હોય અને ખાવા તો જોઈએ એટલે નાછૂટકે એવું કામ કરે છે અથવા તો વધારે મહેનતાણાની લાલચથી કરે છે. સમાજવાદમાં લાચારીનો પ્રશ્ન તો હોય નહિ એટલે લાલચનો પ્રશ્ન રહ્યો. પણ મહેનતાણું વધારે આપો તો તો આર્થિક અસમાનતા ઊભી થાય. એટલે બીજી કાંઈ લાલચ શોધવી જોઈએ. આર્થિક લાલચ એ જ કાંઈ એકમાત્ર લાલચ નથી. આવાં કામ માટે મહેનતાણું બીજાં કામોના જેટલું જ રાખવામાં આવે પણ કામના કલાક બીજાં કામો કરતાં ઓછા રાખવામાં આવે તો સંભવ છે કે ફાજલ વખતમાં પોતાને મનપસંદ કામ કરી શકાય એ લાલચે આવાં કામ કરવાને માણસો પ્રેરાય.

**૧૩.** ત્રીજું ધોરણ વધારે શક્તિ અને આવડતવાળા માણસોની વધુ બજાર કિંમતનું રહે છે. આજે એ લોકો પોતાના મૂડીદાર માલિકોને વધારે લાભ કરી આપે છે એટલે તેમની બજાર કિંમત વધારે છે એ વાત સાચી. પણ સમાજમાંથી ખાનગી નફાનું અને ખાનગી મિલકત-સંપાદનનું તત્ત્વ એક વખત નાબૂદ થઈ ગયું એટલે પછી માણસોના વિચારમાં પણ પરિવર્તન થયા વિના રહેવાનું નહિ. ખાનગી નફો અને ખાનગી મિલકતને બદલે બીજાં બળો માણસને કામ કરવા પ્રેરશે. માણસનો સ્વભાવ જ એવો છે કે પોતાનામાં રહેલી શક્તિને વ્યક્ત કર્યા વિના તેને ચેન પડતું નથી. કીર્તિ અથવા નામનાની ઇચ્છા અથવા તો સમાજને વિશેષ ઉપયોગી થયાનો આત્મસંતોષ અથવા તો કેવળ સારું કામ કરવાની ખાતર સારું કામ કરવાની વૃત્તિ એ માણસમાં રહેલાં જ છે. અને આ નફાવાદી સમાજમાં પણ નફાની પરવા વિના એ વૃત્તિઓ

જો કામ કરતી જોવામાં આવે છે તો નફાનું તત્ત્વ નાબૂદ થઈ ગયા પછી તો એ વૃત્તિઓને વિશેષ અવકાશ રહેશે. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ માણસને કેવળ અર્થપરાયણ — ઓછી મહેનતે વધારે લાભ મેળવવાની વૃત્તિવાળો — કલ્પીને પોતાના બધા સિદ્ધાન્તો ઘડી કાઢ્યા છે. તેથી જ તેમને આ મુશ્કેલીઓ મોટી લાગે છે. વળી આજીવિકા મેળવવાનું સાધારણ માણસને વધુને વધુ મુશ્કેલ બને એવું અર્થતંત્ર ઊભું કરીને તે કેવળ અર્થપરાયણ છે એવો ભાસ ઊભો કરવામાં આવ્યો છે. બાકી કામ એ માણસને અણગમતી વસ્તુ છે જ નહિ. પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માટે માણસને પોતાના જ બંધુઓ સામે જીવન-સંગ્રામ ખેલવો પડે એવી પરિસ્થિતિ ઊભી કરવામાં આવી છે તેનો અંત આવશે એટલે તરત જ જણાશે કે માણસ અર્થપરાયણ નથી પણ સમાજપરાયણ છે. આળસ, દાંડાઈ, ખંધાઈ એ બધા દુર્ગુણો અત્યારની નફાવાદી અર્થરચનાનાં પરિણામ છે. અર્થરચના બદલાશે એટલે એ દુર્ગુણો આપોઆપ નાબૂદ થઈ જશે. અલબત્ત વચલા ગાળામાં આ બધા પ્રશ્નો મુશ્કેલીઓ ઊભી કરશે ખરા, પણ જેમ જેમ મુશ્કેલીઓ ઊભી થતી જશે તેમ તેમ તેના ઉકેલ શોધાતા જશે. કારણ મૂળ વાત એ છે કે માણસ કેવળ અર્થપરાયણ નથી. એટલે એની અર્થપરાયણતાને જ પાયારૂપ ગણીને ઊભી કરેલી મુશ્કેલીઓનો ઉકેલ લાવવાનું જરાયે મુશ્કેલ નથી. મૂડીદારી અર્થતંત્રે નિર્માણ કરેલો અર્થપરાયણ માણસ તો કયારનોયે સ્વધામ પહોંચી ગયો છે એ પિટર ડ્રકર નામના લેખકે પોતાના 'ધી એન્ડ ઑફ ધી ઇકોનોમિક મૅન' નામના પુસ્તકમાં બહુ સારી રીતે બતાવ્યું છે.

**૧૪.** મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ સમાજવાદની સફળતા વિષે ત્રીજી શંકા એ ઉઠાવે છે કે સમાજવાદી સમાજમાં કુટુંબસંસ્થા જેણે માનવજાતિની પ્રગતિમાં અત્યાર સુધી આટલો મોટો ફાળો આપ્યો છે તેને હસ્તી ધરાવવાનું કશું કારણ રહેતું નથી. એક તો વારસાહકની પ્રથા નાબૂદ થઈ જાય છે અને બીજું બાળકોની કેળવણીની તમામ જવાબદારી રાજ્ય અથવા સમાજ ઉઠાવી લે છે પછી કુટુંબસંસ્થાની જરૂર કયાં રહે છે? કુટુંબ સંસ્થાનો મોટામાં મોટો ઉદ્દેશ બાળકોની કેળવણીનો છે. પોતે જન્મ આપેલ બાળકોને સ્ત્રી તથા પુરુષ બન્ને સાથે મળીને સારી રીતે ઉછેરે અને સારી રીતે કેળવે તે માટે જ કુટુંબની આવશ્યકતા છે અને તેમાં જ કુટુંબની સાર્થકતા છે. બાળકના સર્વાંગી વિકાસ માટે જે કુદરતી અને નિઃસ્વાર્થ પ્રેમના વાતાવરણની જરૂર છે તે વાતાવરણ કુટુંબમાં જ મળી શકે એમ છે. તદ્દન નાનાં બાળકોને તમે નર્સરીમાં રાખો અને તેથી થોડાંક મોટી ઉંમરનાં બાળકો માટે બાળ છાત્રાલયો રાખો પછી કુટુંબની જરૂર શી રહી? માર્ક્સે પોતાના 'કૉમ્યુનિસ્ટ

મેનિફેસ્ટો 'માં આનો બહુ સજ્જડ જવાબ આપ્યો છે. એ કહે છે કે તમારી દલીલ સાવ સાચી છે. પણ એ બધું તમો ભદ્ર લોકને માટે છે. કુલ વસ્તીના નેવું ટકા ઉપરના અમો મજૂર લોકોને ક્યાં કશા વારસા આપવાના છે? અને ક્યાં કશી કેળવણી આપવાની છે? પુરુષોની સાથે સ્ત્રીઓને પણ કામે જવાનું હોય છે અને કારખાનાંમાં કામ કરતી સ્ત્રીને પોતાના બાળકને ધવડાવવા માટે પણ માંડ માંડ વખત મળતો હોય છે ત્યાં એની બીજી સંભાળની અને કેળવણીની વાત જ ક્યાં ઊભી થાય છે? હવે તમે કારખાનાંમાં ઘોડિયાં રાખવા માંડ્યાં છે પણ તે પહેલાં તો અમે બાળકોને સંચાખાતાના ઘોંઘાટમાં રાખતાં અને પછી ઘેર રાખી આવવા જેવડાં થાય એટલે તે બિચારાં અમારી ગંદી ચાલીઓમાં અને ગંદા લતામાં રખડતાં રવડતાં મોટાં થતાં, અને સહેજ સમજણાં થાય એટલે તો તમારા કારખાનામાં કામે આવતાં. અમારાં કુટુંબો તમારા કારખાનાં માટે મજૂરો ઉત્પન્ન કરવા સિવાય બીજું શું કામ કરે છે? અમારાં કુટુંબ જો નાબૂદ થાય તો તેનાં માબાપો મારફત પોતાના બાળકોનું થતું શોષણ નાબૂદ થવા ઉપરાંત બીજું કશું નાબૂદ થવાનું નથી.

૧૫. મજૂર વર્ગની અત્યારની પરિસ્થિતિમાં તો આ વાત સોએ સો ટકા સાચી છે, એની કોણ ના કહી શકે એમ છે? બીજી તરફથી બાળકોની કેળવણી માટે માતપિતાની પ્રેમાળ અને શીળી છાયા આવશ્યક છે અને તેનું સ્થાન નર્સરી કે બાળછાત્રાલયો નહિ લઈ શકે એની પણ કોણ ના પાડી શકે એમ છે? સાચો ઉપાય એક જ છે કે એવી અર્થરચના સ્થાપવા પ્રયત્ન કરવો જેમાં માતા ઉપર કમાણી કરવા જવાનો બોજો ન હોય, બાળકોનો ઉછેર અને બાળકોની કેળવણી એ જ તેનું પ્રધાન કર્તવ્ય ગણાય અને તે વિષેનું તેનું જ્ઞાન અને આવડત વધે એવી કેળવણી તેને આપવામાં આવે. ઉચ્ચ કેળવણીની સ્ત્રીઓ માટે વધારે જરૂર છે, પણ તે દાક્તરો, વકીલો અને પ્રોફેસરો થવા માટે નહિ. જે સ્ત્રીઓને એવા થવું હોય તે ભલે થાય, પણ તેનું મોટામાં મોટું કામ તો ભવિષ્યની પ્રજાને ઉત્તમ રીતે ઉછેરીને સુસંસ્કારી બનાવવાનું જ છે. અને એ કામ માટે કૌટુમ્બિક જીવન એ આવશ્યક વસ્તુ છે. અલબત્ત એ વસ્તુ સાધવા માટે અત્યારની અર્થરચનામાં ધરમૂળના ફેરફાર તો થવા જ જોઈએ. અને સ્ત્રીઓને પુરુષો કરતાં પણ વધારે સારી કેળવણી આપ્યા વિના તે થઈ શકવાનું નથી.

૧૬. મૂડીવાદીઓની ઉપરની ટીકાઓમાં બહુ વજૂદ નથી એ વાત સાચી, પણ આખી દુનિયાને પીડી રહેલાં અત્યારનાં બધાં અનિષ્ટોનો ઉપાય સમાજવાદમાંથી મળી રહે છે કે કેમ એ વિચારવાનું રહે છે. રશિયાના પ્રયોગે અત્યારે જે દિશા પકડી છે તે ઉપરથી એવી આશા બેસી શકતી નથી. એમ દલીલ કરી શકાય

કે રશિયાએ તો સમાજવાદના કેટલાક મૂળભૂત સિદ્ધાન્તો સાથે માંડવાળ કરી તેથી ત્યાં આવું બનવા પામ્યું છે. પણ રશિયાને શું કામ માંડવાળ કરવી પડી? સ્ટૅલિનની વાત તો જવા દઈએ, પણ ખુદ લેનિનને પણ શું કામ 'નવી આર્થિક નીતિ' (ન્યૂ ઇકૉનૉમિક પૉલિસી–NEP નેપ) ધારણ કરવી પડી, તેનો વિચાર વધુ ગંભીરતાથી કરવા જેવો છે. ઘણા આધુનિક વિચારકોને આનું કારણ એ લાગે છે કે મહાક્રાન્તિ માટે, નવીન સમાજ રચના માટે, સામાજિક આદર્શો અને સામાજિક મૂલ્યાંકનોમાં જે ધરમૂળના અને ક્રાન્તિકારી ફેરફારોની હિમાયત થવી જોઈએ તે સમાજવાદમાં નથી થઈ. ક્યાં તેની ન્યૂનતા છે તેનો અહીં ઉલ્લેખ કરીશું.

૧૭. સમાજવાદ હિંસક ક્રાન્તિને અનિવાર્ય ગણે છે. સાધ્યને માટે સાધનોની શુદ્ધતાનો આગ્રહ એ રાખતો નથી. વળી ક્રાન્તિ પછી પણ વ્યક્તિ-સુધાર અને વ્યક્તિવિકાસ કરતાં તંત્રસુધાર અને તંત્રવિકાસને એ વિશેષ મહત્ત્વ આપે છે. તમામ સામાજિક ફેરફારો એ કેળવણી મારફત નહિ પણ કાયદા મારફત કરવા ઇચ્છે છે. કેળવણીનો એટલે શાળાઓ વગેરેનો તે ઉપયોગ કરે છે, પણ રાજ્યતંત્રની અથવા કાયદાની એક દાસી તરીકે. એટલે આખી સમાજવ્યવસ્થા લશ્કરી ઢબની થઈ જાય છે અને તેમાંથી હીન સંસ્કૃતિ નિર્માણ થવાનો ભય રહે છે.

૧૮. તમામ ઉત્પાદન બની શકે તેટલું એ યંત્ર–ઉદ્યોગો મારફત કરવા ઇચ્છે છે. માણસના સ્વભાવ ઉપર અને માણસના જીવન ઉપર યંત્રની અમુક માઠી અસર થયા વિના રહેતી જ નથી એ વસ્તુ એ ધ્યાનમાં લેવાની ના પાડે છે. યંત્રનો ઉપયોગ કરવાથી કામના કલાક ઓછા થઈ શકશે અને કામના કલાક ઓછા થશે તો પછી યંત્રની જે કાંઈ માઠી અસર કદાચ થતી હશે તે નવરાશના વખતમાં કરેલી વિદ્યા, કળા અને સંસ્કારિતાની ઉપાસનાથી ધોઈ શકાશે એમ માનીને એ ચાલે છે પણ કામ અને નવરાશના આવા ભેદ પાડવામાં ભૂલ થાય છે. માણસ પોતાની આજીવિકા માટે જે પ્રકારનું કામ કરે છે તેની અસર તેની નવરાશની પ્રવૃત્તિઓ ઉપર પડ્યા વિના રહેતી જ નથી.

૧૯. સૌ ઉપર કામ કરવાની જવાબદારી એ નાખે છે પણ કામ કરવાની પદ્ધતિ અમુક રીતે ગોઠવવામાં આવે તો તેમાંથી પણ કેળવણી મળી શકે અને જીવનનો વિકાસ થઈ શકે એ તેના ધ્યાન બહાર રહી જાય છે. તેથી કામને એ ટાળવા જેવી વસ્તુ ગણીને કામના કલાક વધુને વધુ ઓછા કરવાની લાલસા તે રાખે છે. કામ કેવળ અર્થોત્પાદન માટે જ છે અને બધા અર્થેતર લાભો નવરાશમાંથી જ મળી શકે તેમ એ માને છે. તેથી એ પોતાની સંસ્કૃતિનો પાયો શ્રમ ઉપર નહિ પણ નવરાશ ઉપર માંડે છે; અને તેમ કરીને

આજનાં અનેક અનિષ્ટોને માટે અવકાશ રાખે છે. વળી તેઓ કહે છે તેમ દરેક માણસને માટે કામના કલાક રોજના ચાર અથવા તેથીયે ઓછા કરી શકાશે ત્યારે બાકીના નવરાશના વખતનો લોકો કેવો ઉપયોગ કરશે અને તેમાંથી કેવા કેવા પ્રશ્નો ઉપસ્થિત થશે તે એક મોટો સવાલ છે. આજે તો નવરાશનો સદુપયોગ કરવાની શક્તિ અને આવડત વિરલ માણસોમાં જ જોવામાં આવે છે અને તેથી જ 'નવરો બેઠો નખોદ વાળે' એ કહેવત આપણામાં પડી છે.

૨૦. માણસે પોતાની આર્થિક સુખસગવડો વધારતા જવું એને એ મનુષ્યજીવનનું એક મહત્ત્વનું ધ્યેય માને છે. અર્થોત્પાદન વધાર્યે જઈ ઉપભોગનાં સાધનો વધાર્યાં જ કરવાં એને તે મોટામાં મોટો સામાજિક પુરુષાર્થ ગણે છે. પણ એ બન્ને પ્રવૃત્તિઓ—અર્થોત્પાદન અને ઉપભોગ અથવા અર્થ અને કામ—ઉપર અમુક હદે ગયા પછી અંકુશ મૂકવાની જરૂર છે એમ એ નથી સ્વીકારતો અને તેથી ભય એ રહે છે કે દુનિયામાંથી આર્થિક હરીફાઈ અને યુદ્ધ નાબૂદ કરવામાં—તેનો એ જાતનો દાવો હોવા છતાં—એ નિષ્ફળ નીવડશે.

## પ્રકરણ ૩ જું

# ગાંધીજીનો આર્થિક કાર્યક્રમ

૧. અત્યારની મૂડીવાદી અર્થરચનાનાં અનેક અનિષ્ટો — ખાસ કરીને બેકારી, કંગાળિયત અને વિશ્વવ્યાપી યુદ્ધો — જેનાથી દુનિયા અકળાઈ રહી છે તેના ઉપાય તરીકે સમાજવાદી અર્થરચનાની સ્થાપના કરવાનું સૂચવવામાં આવે છે તેના મુખ્ય મુખ્ય સિદ્ધાન્તો આપણે જોઈ ગયા. વળી સમાજવાદની મીમાંસાવાળા પ્રકરણમાં સમાજવાદી અર્થરચનાની કેટલીક ન્યૂનતાઓ તરફ તથા વ્યક્તિ તેમ જ સમાજના જીવનને લગતી મહત્ત્વની બાબતો વિષેના મૂલ્યાંકનોમાં ધરમૂળના ફેરફાર તેમાં નથી થતા એ તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું. મૂડીવાદી અર્થરચનાનાં અનિષ્ટોના નિરાકરણ તરીકે ગાંધીજીએ પણ એક આર્થિક કાર્યક્રમ લોકો સમક્ષ રજૂ કર્યો છે. અલબત્ત ગાંધીજી શાસ્ત્રકાર નથી. તેથી કાર્લ માર્કસની માફક દુનિયાનો ઇતિહાસ તપાસી તથા કાર્ય-કારણની પરંપરા સમજાવી અમુક અર્થરચના પછી અમુક જ અર્થરચના નિર્માણ થવી જોઈએ અથવા થશે એવો કોઈ વાદ તેમણે નથી ઊભો કર્યો. ગાંધીજી તો જીવનના પોતે પસંદ કરેલા અમુક આદર્શોના ઉપાસક હોવાની સાથે એક વ્યવહારુ વિચારક અને સુધારક છે. અને એ રીતે તેમની આગળ જે જે પ્રશ્નો આવી પડ્યા તેનો ઉકેલ શોધતાં બીજી બાબતોની સાથે આર્થિક બાબતોમાં પણ અમુક નિર્ણયો ઉપર તેઓ આવ્યા છે. તેમની પ્રવૃત્તિનું ક્ષેત્ર એટલું વ્યાપક છે કે જીવનને લગતા લગભગ બધા જ પ્રશ્નો તેમને છણવા પડ્યા છે. અને એ રીતે કોઈ પણ ક્ષેત્રમાં શાસ્ત્રકાર અથવા વાદ રચનારા ન થવા છતાં અથવા થવાનો પ્રયત્ન ન કરતાં છતાં તેમણે તે તે ક્ષેત્રમાં સુધારાનો વિગતવાર કાર્યક્રમ તો આપ્યો જ છે. વળી તેઓ જીવનનો સમગ્ર દૃષ્ટિએ વિચાર કરતા હોઈ તેમના કાર્યક્રમમાં અમુક નિશ્ચિત વિચાર-સરણીની સળંગસૂત્રતા જોવામાં આવે છે. તેમનો આર્થિક કાર્યક્રમ પણ આવો સળંગસૂત્ર છે એમ કહી શકાય.

૨. અહીં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. તેમણે જે આર્થિક કાર્યક્રમ રજૂ કર્યો છે તે આપણા દેશની પરિસ્થિતિને અનુલક્ષીને રજૂ કરેલો છે. આપણા દેશના આર્થિક પ્રશ્નોના ઉકેલ શી રીતે કરી શકાય એ, એ કાર્યક્રમ દર્શાવે છે. પણ આપણા દેશના આર્થિક પ્રશ્નોને દુનિયાથી કાંઈ

નિરાળા પાડી શકાય નહિ. તેમાંના ઘણાખરા તો ઇંગ્લંડ સાથેના સંબંધને લઈને જ ઉપસ્થિત થયેલા છે. ઇંગ્લંડે આપણા દેશમાં રાજકીય સત્તા જમાવી તે પહેલાં આપણી ઉપર તેણે આર્થિક આક્રમણ શરૂ કરી દીધું હતું. અને આજે તે આપણા ઊપર કેવળ રાજદ્વારી સત્તા નથી ભોગવતું પણ આર્થિક સત્તાયે ભોગવે છે. અને આ બે સત્તાઓથી પણ અધિક તો એણે આપણા શિક્ષિત સમાજ ઉપર વિચારોની સત્તા જમાવી દીધી છે, એ છે. આ બધી સત્તાઓ સામેના ખુલ્લા બળવામાંથી ગાંધીજીના આર્થિક તેમ જ બીજા કાર્યક્રમોનો ઉદ્‌ભવ થયો છે. એમના કાર્યક્રમમાં એક પરાધીન પ્રજાએ સ્વાધીન થવાને માટે જે ઉપાયો યોજવા જોઈએ તે સૂચવાય છે. તેથી ઉપલક જોતાં એવું લાગે કે ગાંધીજીનો કાર્યક્રમ કેવળ પરાધીન પ્રજાઓ માટેનો, સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટેનો, શોષણમાંથી છૂટવા માટેનો કાર્યક્રમ છે. પણ આધિપત્ય ભોગવનારી અથવા શોષણ કરનારી પ્રજાઓને પણ એ કાર્યક્રમ સારી રીતે લાગુ પડી શકે એવો છે. એમના કાર્યક્રમના પાયામાં આર્થિક ન્યાય અને સમાનતાનું તત્ત્વ રહેલું હોઈ શોષિત પ્રજાને જેમ એ પોતાના છુટકારાને માટે ઉપયોગી છે તેમ જ શોષક પ્રજાને પોતે જે અન્યાય આચરી રહી છે એમાંથી ઊગરી જવાને માટે ઉપયોગી છે. એટલે મૂળ એ કાર્યક્રમ કેવળ હિંદુસ્તાન માટે હોવા છતાં દુનિયામાં શાન્તિ સ્થાપવાની દૃષ્ટિએ બીજા દેશોને પણ લાગુ પાડી શકાય એવો છે.

૩. ગાંધીજીના આર્થિક કાર્યક્રમમાં એક તત્ત્વ એ ધ્યાનમાં રાખવાનું છે કે આર્થિક પ્રશ્નોનો વિચાર તેને બીજા સામાજિક અને નૈતિક પ્રશ્નોથી જુદા પાડીને તેઓ કરતા નથી. વ્યક્તિ અથવા તો સમાજને લગતા કોઈ પણ પ્રશ્નનો કે કોઈ પણ સામાજિક શાસ્ત્રના સિદ્ધાન્તનો વિચાર કરવામાં ધર્મ અને નીતિનો એટલે કે સમસ્ત માનવજાતિના આત્યંતિક કલ્યાણનો વિચાર સદા નજર સામે રાખવો જ જોઈએ એ તેમનો એક મૂળ સિદ્ધાન્ત છે. અર્થશાસ્ત્રીઓ એમ કહે છે કે આર્થિક પ્રશ્નોનો વિચાર શુદ્ધ શાસ્ત્રીય પદ્ધતિએ કરવો હોય તો તેમાં ધર્મ કે નીતિને વચ્ચે લાવવાં જોઈએ નહિ. ગાંધીજી એમ કહે છે કે મનુષ્યજીવનને લગતા કોઈ પણ પ્રશ્નનો વિચાર ધર્મ અને નીતિને છોડીને કરવાની વાત જ અશાસ્ત્રીય છે. કારણ ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ધારાશાસ્ત્ર એ બધાં એકબીજા સાથે એવાં સંકળાયેલાં છે કે તે બધાંને એકબીજાથી અલગ ગણીને તેને લગતા પ્રશ્નોનો વિચાર કરવાનું શક્ય જ નથી.

૪. ગાંધીજીનો કાર્યક્રમ વધારે વ્યાપક અને વધારે મૂળ સુધી જનારો છે. આધુનિક જીવનમાં તે ધરમૂળના ફેરફારો માગી લે છે. આપણી ટેવો,

રૂઢિઓ, ફેશનો અને વિચારોમાં પણ તે ધરમૂળનું પરિવર્તન ઇચ્છે છે. ટૂંકમાં તેમાં આખા જીવનનો નવેસરથી વિચાર કરવાનો આવે છે. ગાંધીજીના કાર્યક્રમનું આ પ્રધાન સ્વરૂપ ધ્યાનમાં રાખી આપણે તેની વિગતોમાં ઊતરીશું :

**સ્વદેશી**

૯. ગાંધીજીની આખી આર્થિક યોજનાનો પાયો સ્વદેશી છે. આપણા દેશમાં સ્વદેશી હિલચાલનો જન્મ, પરદેશી ઉદ્યોગધંધાની હરીફાઈમાં આપણા દેશના ઉદ્યોગધંધાને રક્ષણ આપવાની અને દેશી કારીગરીને ઉત્તેજન આપવાની જરૂરિયાતમાંથી થયો છે. આપણા દેશમાં પરદેશી માલના ઢગલા થવા માંડ્યા અને દેશના ઉદ્યોગધંધા પડી ભાંગવા લાગ્યા ત્યારે એ ધંધાને બચાવવા માટે સરકારે પરદેશથી આયાત થતા માલ ઉપર જકાતો નાખવાની જરૂર હતી. પણ સરકાર પરદેશી હોઈ તેને એવી કશી પડી ન હતી. ઊલટું તેની દાનત તો આપણા દેશને ભોગે પોતાના દેશના ઉદ્યોગધંધા ખીલવવાની હતી. એટલે સ્વદેશી હિલચાલ દ્વારા લોકોએ આ કામ પોતાના હાથમાં લીધું. પણ ગાંધીજીએ સ્વદેશીનો આટલો સંકુચિત અર્થ કર્યો નથી. ગાંધીજીના સ્વદેશીમાં તો કેવળ પરદેશના જ યંત્રોદ્યોગો સામે નહિ પણ આપણા દેશના કારખાનાવાળા સામે પણ આપણાં ગામડાંના ઉદ્યોગોને રક્ષણ આપવાની વાત છે. આપણા દેશના કેટલાયે નાના નાના ઉદ્યોગો મરવા પડ્યા છે અને કેટલાક તો મરી પણ ગયા છે તેનું કારણ વિદેશી તેમ જ દેશી મોટાં કારખાનાં છે. આપણા ગ્રામઉદ્યોગો આપણી ખેતીને પોષક હતા. આપણા ખેડૂતોને બારે મહિના કામ નથી હોતું એટલે નવરાશના વખતમાં તેઓ ખાદીનો અથવા બીજો ઉદ્યોગ કરીને ટેકો મેળવતા. પણ શરૂઆતમાં પરદેશી અને પછીથી દેશી મિલોના કાપડને લીધે ખાદીનો ઉદ્યોગ નાશ પામ્યો અને તે જ રીતે કારખાનામાં તૈયાર થયેલા માલને લીધે બીજા ગ્રામઉદ્યોગો નાશ પામ્યા. આપણા દેશના ખેડૂતોની કંગાલિયત તથા ફરજિયાત બેકારીનું જે દર્શન ગાંધીજીને થયેલું છે તેવું આપણા મોટામાં મોટા આંકડાશાસ્ત્રી કે અર્થશાસ્ત્રીને કદાચ નહિ થયું હોય. એનું પૃથક્કરણ કરતાં ગાંધીજીને જણાયું છે કે સ્વદેશીનું વિસ્મરણ એ આપણી આજની દુર્દશાનું મોટામાં મોટું કારણ છે. સ્વદેશીને તેઓ અત્યારનો યુગધર્મ કહે છે. "બધા સમજી શકે એવો, બધાને જે પાળવાની આ યુગમાં, આ દેશમાં બહુ આવશ્યકતા છે એવો કયો સ્વદેશી ધર્મ હોઈ શકે? જેના સહજ પાલનથી પણ હિંદુસ્તાનના કરોડોની રક્ષા થઈ શકે એવો કયો સ્વદેશી ધર્મ હોય? જવાબમાં રેંટિયો તથા ખાદી મળ્યાં." પાછળથી બીજા ગ્રામઉદ્યોગોનો પણ તેમાં ઉમેરો કરવામાં આવ્યો.

૬. આ સ્વદેશી ધર્મ કેવળ આપણા દેશને જ નહિ પણ સૌ દેશોને માટે આવશ્યક છે. આજે એકેએક સુધરેલો ગણાતો અને ઉદ્યોગધંધામાં આગળ વધેલો દેશ પોતાના દેશનો માલ બીજા દેશોમાં ઘુસાડવા પ્રયત્ન કરી રહ્યો છે. દેશ પરદેશનાં બજારો કબજે કરવા માટે એ મોટા ગણાતા દેશો વચ્ચે જીવલેણ હરીફાઈ ચાલી રહી છે. વળી તે માટે જકાતો નાખી પરદેશી માલને પોતાના દેશમાં આવતો અટકાવવાની તથા પોતાના દેશના ઉદ્યોગોને જુદી જુદી રીતે મદદ આપી પોતાના દેશનો માલ પરદેશનાં બજારોમાં ખડકી ત્યાં સોંઘો વેચવાની પ્રથાનો આશ્રય પણ લેવામાં આવે છે. એ ઉપરાંત બજારો કબજે કરવા રાજકીય સત્તાનો તથા કુટિલ નીતિનો તેમ જ લશ્કરી બળનો ઉપયોગ પણ છૂટથી કરવામાં આવે છે. દરેક દેશને પોતપોતાના વેપાર-ઉદ્યોગના રક્ષણ માટે શસ્ત્રસજ્જ રહેવું પડે છે; અને જનતા એ લશ્કરી ખર્ચના બોજા નીચે કચડાઈ મરે છે. ગયું મહાયુદ્ધ પણ આવી વેપારી હરીફાઈનું જ પરિણામ હતું અને ચાલુ વિશ્વયુદ્ધ પણ એવાં જ કારણે છે. આખી દુનિયા આ યુદ્ધોથી ત્રાહિ ત્રાહિ પુકારી રહી છે. સઘળા દેશો શુદ્ધ સ્વદેશીનું પાલન કરતા થઈ જાય એ જ આ ભયંકર યુદ્ધપરંપરામાંથી બચવાનો એક માત્ર ઉપાય છે. તેથી જ ગાંધીજી સ્વદેશીને આ યુગના મહારોગનું મહાઔષધ કહે છે.

૭. મોટાં કારખાનાંમાં મજૂરવર્ગનું શોષણ થાય છે અને ઉત્પાદન સમાજને જરૂરી વસ્તુઓ પૂરી પાડવાના ઉદ્દેશથી નહિ પણ નફાના ઉદ્દેશથી થતું હોવાથી ઘણીયે જરૂરની વસ્તુઓ વિના લોકો રવડતા હોય ત્યારે ભળતી જ વસ્તુઓનું વધારે પડતું ઉત્પન્ન થાય છે, તેના ઉપાય તરીકે કાર્લ માર્ક્સ ઉત્પાદનનાં તમામ સાધનો ઉપર સમાજની અથવા રાજ્યની માલકી કરી નાખી ઉત્પાદનને નિયંત્રિત કરવાનું કહે છે. પણ સમાજવાદની મીમાંસામાં આપણે જોઈ ગયા કે ઉત્પાદનનાં સાધનો ઉપર રાજ્યની માલકી થાય, પણ રાજ્ય ઉપર લોકોની માલકી ક્યાં થઈ શકે છે? કોઈ પણ રાજ્ય ખરું પ્રજાસત્તાક તો ત્યારે કહેવાય જ્યારે આમવર્ગ રાજ્યના વહીવટ ઉપર ખરો કાબૂ ધરાવી શકતો હોય. પણ આવો આમવર્ગનો કાબૂ પશ્ચિમનાં કહેવાતાં પ્રજાસત્તાક રાજ્યોમાંથી કોઈ પણ રાજ્યમાં — રશિયામાં સુદ્ધાં — જોવામાં આવતો નથી. પશ્ચિમનો પ્રજાતંત્રનો પ્રયોગ નિષ્ફળ ગયો છે એમ મોટા મોટા રાજ્યનીતિજ્ઞ પુરુષોનું કહેવું છે. એ તંત્રની કેવળ રચનામાં જ નહિ પણ તેના પાયામાં ખામી છે. એ આખું તંત્ર હિંસા ઉપર રચાયેલું છે. જ્યારે ગાંધીજી કહે છે કે સમાજતંત્રના પાયા તરીકે, તેના મુખ્ય આધાર તરીકે અહિંસાનો સ્વીકાર કરવામાં નહિ આવે ત્યાં સુધી સાચું પ્રજાસત્તાક સ્થાપી

શકાશે જ નહિ. અને અહિંસાના તત્ત્વ ઉપર સમાજને ચલાવવો હોય તો માનવજાતિની પ્રગતિને અત્યારને તબક્કે તો બહુ મોટાં તંત્રો આપણે ચલાવી શકીશું નહિ કારણ મોટાં તંત્રને કેવળ લોકમતના બળ ઉપર ચલાવવાની શક્તિ અને આવડત હજી માણસે પ્રાપ્ત કરી નથી. માણસ એટલો વિકસિત નથી થયો. તેથી મોટાં તંત્રો ચલાવવા માટે રાજ્યદંડ અથવા લશ્કરી બળ અનિવાર્ય થઈ પડે છે. ઉત્પાદનને કેન્દ્રિત કરીને મોટા પાયા ઉપર ચલાવવા માટે મોટાં મોટાં કારખાનાંના તથા આંતરરાષ્ટ્રીય વેપારના અને નાણાં વ્યવહારના રક્ષણ માટે કેન્દ્રિત રાજ્યસત્તા — અલબત્ત લશ્કરી બળવાળી — અનિવાર્ય છે. માટે આ લશ્કરી સત્તાની ધૂંસરીમાંથી છૂટવું હોય તો ગાંધીજી કહે છે કે અત્યારના સમાજના જટિલ અર્થવ્યવહારોને આપણે તિલાંજલિ આપવી પડશે અને આપણા વ્યવહારોને સાદા અને એકબીજાની ઉપર નૈતિક અસર પાડી શકાય એવા નાના ક્ષેત્રમાં મર્યાદિત કરવા પડશે. આજના અર્થપ્રકરણી અને રાજ્યપ્રકરણી પ્રશ્નોની ચર્ચામાં મોટા નાણાંશાસ્ત્રીઓ, ઉદ્યોગશાસ્ત્રીઓ, ધારાશાસ્ત્રીઓ તથા બીજા નિષ્ણાતોને રસ પડતો હશે, પણ સાધારણ માણસને તો એમાંનું કશું સમજાતું નથી. કેટલાક માણસો છાપાંમાં આ પ્રશ્નોની ચર્ચા વાંચી તથા નિષ્ણાતોએ રજૂ કરેલા તૈયાર અભિપ્રાયો મોઢે કરી આ બધી વસ્તુઓ સમજવાનો દાવો અથવા ડોળ કરી શકે છે પણ આવા પ્રશ્નો વિષે નિર્ણય કરવાની સત્તા તો દરેક દેશમાં રાજ્યદંડ ધરાવતી એક નાની ટોળકીના હાથમાં જ હોય છે. અને એક દેશના બીજા દેશની સાથેના સંબંધની બાબતમાં પણ જે દેશ જબરો હોય તેનું ચાલે છે એટલે છેવટને સરવાળે તો આખી દુનિયાને ડરાવી શકનારા જબરા દેશના સત્તાધારી વર્ગ ઉપર જ બધો આધાર રહે છે. એટલે સામાન્ય માણસે, આમ-માણસે જો પોતાની સ્વતંત્રતા સાચવવી હોય તો એણે પોતાની દુનિયાને નાની બનાવી દેવી પડશે. પોતે સમજી શકે અને તેના ઉપર અંકુશ પણ ધરાવી શકે એટલા પોતાના વ્યવહારો તેણે ટૂંકાવી નાખવા પડશે. પોતાના જીવનના આધારરૂપ વસ્તુઓ માટે અને જીવનની સાથે લાગતીવળગતી બીજી બાબતો માટે તેણે દૂર દૂરના નહિ પણ નજીકના સમાજ સાથે પોતાનો વ્યવહાર ગોઠવવો પડશે. તો જ તે સ્વતંત્રતા ભોગવી શકશે અને તો જ તે સાચા પ્રજાસત્તાકનો અનુભવ કરી શકશે.

૮. જીવનની રોજની જરૂરિયાતની વસ્તુઓનાં બજાર પણ આજે દુનિયાવ્યાપી થઈ ગયાં છે તે ગાંધીજીની સ્વદેશીની યોજનામાં નાબૂદ થઈ જાય છે. કારણ ગાંધીજી અત્યારની આખી ઉત્પાદનની પ્રથા જ બદલી નાખવા માગે છે. મૂડીદારી રચનામાં વેપારી અથવા સટોડિયા માટે અને સમાજવાદી રચનામાં રાજ્યના અમલદારની સૂચના પ્રમાણે લોકો માટે ઉત્પાદન થાય તેને

બદલે ગાંધીજીની રચનામાં ઉત્પાદક મોટે ભાગે પોતાને માટે ઉત્પન્ન કરે છે. એક ગામ અથવા સમાન કુદરતી પરિસ્થિતિવાળો એક પ્રદેશ અર્થવ્યવહારનું લગભગ સ્વયંસંપૂર્ણ જેવું એક ઘટક બની રહે, દરેક કુટુંબ પાસે ઉત્પત્તિનાં સાધનો તેનાં પોતાનાં જ હોય, વસ્તુઓનું ઉત્પાદન નફાને માટે અથવા દૂરના બજારમાં એ માલ વેચવાને માટે નહિ, પણ પોતાની તથા પોતાના પાડોશીઓની અગાઉથી વિચારી લીધેલી જરૂરિયાતો પૂરી પાડવા માટે હોય, આવી વ્યવસ્થામાં વધારે પડતા ઉત્પાદનનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. એ ગામ અથવા પ્રદેશનાં ઘણાંખરાં કુટુંબો પોતાના ઉપભોગની લગભગ બધી જ વસ્તુઓ જાતે તૈયાર કરી લેતાં હોય, જે વસ્તુઓ જાતે ન બનાવી શકાતી હોય અને છતાં જરૂરની હોય તે વસ્તુઓ પણ જ્યાં સુધી પડોશમાં તૈયાર થતી હોય ત્યાં સુધી બહારથી લાવીને ન વાપરવાના સ્વાભાવિક ધર્મનું તેઓ પાલન કરતાં હોય, એટલે અત્યારે જે આયાતનિકાસના વેપારની મોટે ભાગે અનાવશ્યક અને નિરર્થક વૃદ્ધિ થઈ ગઈ છે, તથા જે વેપારે દેશદેશ વચ્ચે લડાઈનું સ્વરૂપ પકડ્યું છે તે વેપાર આપોઆપ ઓછો થઈ જાય. પછી તો પોતાની પાડોશમાં જે વસ્તુઓ બનવી અશક્ય જ હોય, અથવા વધારે પડતી અને ન કરવા જેવી મહેનતે જ બની શકે તેવી હોય, તેની જ આયાત થાય, અને પોતાના પ્રદેશમાં બનતી વસ્તુઓથી આખા પડોશની જરૂરિયાતો પૂરી પડ્યા પછી જે ફાજલ રહે તેનો જ નિકાસ થાય.

૯. આ યોજનામાં માણસને કચડી નાખનારાં રાક્ષસી યંત્રોનો ઉપયોગ નહિ થાય, એટલે સંભવ છે કે ઉત્પાદનનું પ્રમાણ ઓછું થાય અથવા અત્યારે સાધારણ માણસને પણ કારખાનાંમાં બનેલી અનેક જાતની વસ્તુઓ વાપરવા મળે છે તે ન મળે. પહેલાં મોટા અમીરઉમરાવો અને રાજામહારાજાઓને પણ વાપરવા નહોતી મળતી એવી કેટલીયે વસ્તુઓ આજનો મામૂલી માણસ પણ વાપરતો થઈ ગયો છે, એમ કહી દુનિયાએ કેવડી મોટી આર્થિક પ્રગતિ કરી છે એમ આજના અર્થશાસ્ત્રીઓ આપણને સમજાવે છે. અને તમે જો આ રીતે ગ્રામઉદ્યોગની અર્થરચના ઉપર જશો તો જીવનને અગવડભરેલું જ રાખશો એમ તેઓ કહે છે. પણ ગામડામાં થોડાક માણસોએ 'ટૉર્ચ લાઈટ' વાપરી, થોડાક જુવાનિયાએ 'રિસ્ટ વૉચ' બાંધી અથવા ખિસ્સામાં 'ફાઉન્ટન પેન' રાખી અથવા થોડાકના ઘરમાં 'પ્રાઈમસ' સળગ્યો અથવા ગામમાં 'પેટ્રોમૅક્સ'નું અજવાળું વારતહેવારે થયું અથવા ગામના થોડાક નવરા જુવાનિયાઓએ હોટેલમાં બેસીને ચાના કપ પીધા કે સિગરેટો ફૂંકી અથવા થોડાક માણસોએ મોટરબસમાં મુસાફરી કરી તેથી શું લોકનાં દળદર ફીટ્યાં છે? લોકોને પેટપૂર ખાવાને અન્ન શું વધારે મળતું થયું છે? સારાં શાકભાજી

લોકોને શું ખાવાને મળે છે? અથવા લોકોના પેટમાં દૂધ ઘી શું વધારે જાય છે? એટલે આપણે પસંદગી તો પેલી અવળચંડી ચેનબાજી અને પૌષ્ટિક ખોરાક, શોષણ અને સલામતી, ગુલામી અને આઝાદી, એની વચ્ચે કરવાની છે.

૧૦. આ સ્વદેશી નીતિ અથવા ધર્મ સામે એમ કહેવામાં આવે છે કે આ નીતિ તો તમારી આસપાસ દીવાલો ઊભી કરી તેની વચ્ચે ગોંધાઈ મરવા જેવી છે. પોતાનાનું સાચવવા માટે પારકાનો દ્વેષ કરવાની આ નીતિ છે, એમ પણ કહેવામાં આવે છે. પણ આ શંકાઓ સ્વદેશીનો સાચો અર્થ ન સમજવાથી જ થાય છે. વિશાળ અથવા ઉદાર દૃષ્ટિ રાખવાને માટે ચોરને ચોરી કરતો અથવા લૂંટારાને લૂંટ કરતો ન અટકાવવો એમ તો કોઈ ન જ કહે. અત્યારનો વેપાર ચોર અને લૂંટ જેવો નથી તો બીજું શું છે? આપણે સ્વદેશીનું પાલન કરી ગ્રામઉદ્યોગના સિદ્ધાન્ત ઉપરની અર્થરચના કરીએ તેથી સ્વદેશી કે વિદેશી મિલોવાળાના ધંધા ન ચાલે એમ બને. પણ તેથી દુનિયાને શું નુકસાન થવાનું હતું? દુનિયામાંથી એટલું શોષણ અને એટલી આપખુદી ઓછી થશે. અયોગ્ય રીતે જેઓ અર્થ સાધતા હોય અને સત્તા જમાવતા હોય તેમના એ અર્થનો અને સત્તાનો નાશ થાય તેમાં તેમને અને જગતને લાભ જ છે. જે પાડોશીઓ વચ્ચે આપણું જીવન રાતદિવસ જાય છે, જેમની અને આપણી વચ્ચે અનેક બાબતોમાં સંબંધો ઊપજ્યા છે અને ઊપજતા રહે છે, તેમની સાથે જ આપણો પહેલો વહેવાર ઘટે છે. આવા વહેવારની અવગણના કરી આખી દુનિયા સાથે વહેવાર બાંધવા જતાં દંભ અને ડોળ જ થાય. અને સ્વદેશીથી જે વહેવાર છોડવાનું કહેવામાં આવે છે તે તો શોષક અને શોષિત વચ્ચેનો, જાલિમ અને ગુલામ વચ્ચેનો વહેવાર છે, પરાણે બંધાયેલો અથવા કુટિલ પ્રયોગોથી બંધાયેલો વહેવાર છે. બાકી સ્વાવલંબી અને તુલ્યબળ સમાજો એકબીજા સાથે સ્વેચ્છાપૂર્વક અને શુદ્ધ વ્યવહાર બાંધે તેની સ્વદેશીમાં ના છે જ નહિ. ગાંધીજી કહે છે કે: "સ્વદેશી ધર્મ જાણનાર પોતાના કૂવામાં ડૂબી નહિ જાય. જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જવું એમાં સ્વદેશી ધર્મ નથી. સ્વદેશી ધર્મ પાળનાર પરદેશીનો કદી દ્વેષ કરશે જ નહિ. સંપૂર્ણ સ્વદેશીમાં કોઈનો દ્વેષ નથી. એ સાંકડો ધર્મ નથી — એ પ્રેમમાંથી, અહિંસામાંથી ઉત્પન્ન થયેલો સુંદર ધર્મ છે." જે આર્થિક સંબંધો સ્વદેશીને અંગે છોડવાના આવે છે તે તો જેમાં ખોટો સ્વાર્થ રહેલો છે, શોષણ રહેલું છે, દગોફટકો રહેલો છે, લૂંટ રહેલી છે, ગુલામી રહેલી છે, એ છે. બાકી શુદ્ધ આર્થિક સંબંધો જેટલા આવશ્યક હોય તેટલા ભલે ચાલુ રહે. અને વિદ્યા, સંસ્કાર, વગેરે અર્થેતર બાબતોને

લગતા સંબંધો તો ચાલુ રહે જ. અશુદ્ધ અર્થ સંબંધો બંધ થશે તો બીજા શુદ્ધ સંબંધોને વિશેષ અવકાશ મળશે.

### યંત્રની મર્યાદા

૧૧. ગાંધીજીની ગ્રામઉદ્યોગની હિમાયત સાંભળીને એવો સવાલ પૂછવામાં આવે છે કે યંત્રોની આટલી બધી શોધખોળો થઈ છે અને તેને લીધે સ્થળ અને કાળનાં બંધનો ઓછાં થઈ ગયાં છે, દુનિયા જાણે સાંકડી થઈ ગઈ છે, અને આપણી ઉત્પાદન શક્તિ અનેક ગણી વધી ગઈ છે, એ બધી સગવડો શું જતી કરવી? ગાંધીજી યંત્રનો વિરોધ કરે છે ખરા, પણ તેઓ યંત્રના એકાન્તિક વિરોધી નથી. તેમણે યંત્રોનો યંત્ર તરીકે કદી વિરોધ કર્યો જ નથી. તેમનો વિરોધ તો યંત્રના દુરુપયોગ સામે, જ્યાં યંત્ર વાપરવું હિતકારી નથી ત્યાં પણ યંત્ર દાખલ કરવાની સામે, જ્યાં યંત્ર માણસનું સેવક બનવાને બદલે તેને ગુલામ બનાવે છે અને તેની શક્તિઓને વિકાસ પામતી અટકાવી કુંઠિત કરી નાખે છે, તેની સામે છે. યંત્રો વિષેનું તેમનું વલણ તેમનાં લખાણોમાંથી જ કેટલાક ઉતારા આપીને સ્પષ્ટ કરીશું:

૧૨. "મારો વાંધો યંત્રો સામે નહિ, પણ યંત્રોની ઘેલછા સામે છે. જેને શ્રમનો બચાવ કરનારાં યંત્રો કહેવામાં આવે છે તેની આજે ઘેલછા લાગી છે. એક તરફથી શ્રમનો બચાવ થયે જ જાય છે, અને બીજી તરફથી લાખો માણસો યંત્રોને લીધે બેકાર બની ભૂખે મરતા થઈ રસ્તા ઉપર રઝળતા થઈ જાય છે. સમય અને શ્રમનો બચાવ હું જરૂર ઇચ્છું, પણ તે અમુક વર્ગને માટે નહિ, આખી માનવજાતિને માટે થવો જોઈએ. સંપત્તિનો સંચય થોડા ગણ્યાગાંઠ્યાના હાથમાં થાય એમ નહિ, પણ સહુની પાસે થાય એ હું ઇચ્છું. આજે થોડા માણસોને કરોડોની કાંધ ઉપર ચઢી બેસવામાં યંત્રો મદદગાર થઈ રહ્યાં છે. અત્યારની આ વ્યવસ્થા સામે મારી તમામ શક્તિ ખર્ચીને હું યુદ્ધ ચલાવી રહ્યો છું."

૧૩. "હું એટલું ઉમેરવા ઇચ્છું છું કે વૈજ્ઞાનિક અને યાંત્રિક સંશોધનો, એ પ્રથમ લોભનાં સાધન મટી જવાં જોઈએ. પછી મજૂરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં નહિ આવે અને યંત્રો નડતરરૂપ થવાને બદલે મદદરૂપ થઈ પડશે. મારો ઉદ્દેશ તમામ યંત્રોનો વિનાશ કરવાનો નથી, પણ તેની મર્યાદા આંકવાનો છે."

૧૪. પણ યંત્રોને સામાજિક માલકીનાં બનાવી દેવામાં આવે તો મજૂર વર્ગનું આર્થિક શોષણ બંધ કરી શકાય છે અને યંત્રોના બીજા પણ ઘણા દુરુપયોગો નાબૂદ કરી શકાય છે. છતાં યંત્રોના સાર્વત્રિક ઉપયોગ સામે

ગાંધીજીનો વિરોધ ઊભો રહે છે. એક તો યંત્રોનો ઉપયોગ મુખ્યત્વે કરીને મોટા પાયા ઉપરના ઉત્પાદન માટે જ થઈ શકે છે. અને મોટાં કારખાનાં ગમે તેટલાં સામાજિક માલકીનાં કરવામાં આવે તો પણ તેમાં વ્યવસ્થાપકોની અને નિષ્ણાતોની સત્તા કાયમ રહે છે. એ સત્તા ઉપર મજૂરવર્ગ અથવા આમવર્ગ અંકુશ ધરાવી શકતો નથી એટલે કદાચ મજૂર વર્ગનું આર્થિક શોષણ થતું અટકે તો પણ તેને બીજું બધું સ્વાતંત્ર્ય તો નથી જ પ્રાપ્ત થતું. બીજો વાંધો એ છે કે જેમ જેમ યંત્રોમાં સુધારા થતા જાય છે, તેને પૂર્ણ બનાવવાના પ્રયત્ન થતા જાય છે તેમ તેમ તેની મારફત કામ કરવામાં માણસની કુશળતાનો અને અક્કલહોશિયારીનો ખપ ઓછો થતો જાય છે. તેથી ગાંધીજી કહે છે કે, 'યંત્રની દરેક શોધની પાછળ માણસનો વિચાર પ્રધાન હોવો જોઈએ. માણસને ગજા ઉપરવટના વૈતરામાંથી બચાવવા માટે યંત્રનો ઉપયોગ થાય એ ઠીક છે, પણ વપરાશને અભાવે માણસના અવયવોને નકામા અને જડ કરી નાખવા તરફ યંત્રોની પ્રવૃત્તિ ન હોવી જોઈએ.' મોટા શહેરમાં મોટું મકાન બાંધવું હોય અને પાંચમે કે સાતમે મજલે મોટા પથ્થર અથવા બીજી વજનદાર વસ્તુઓ ચઢાવવી હોય તો એ શ્રમ માણસને માટે કાળજાતૂટ થઈ પડે છે, એમાં માણસ તૂટી જાય છે. ત્યાં યંત્રનો ઉપયોગ ઇષ્ટ ગણાય. અથવા આગબોટોમાં વજનદાર દાગીના ભરવા હોય કે તેમાંથી ખાલી કરવા હોય ત્યાં પણ માણસો મહેનત કરે તેને બદલે યાંત્રિક ઊંટડા વાપરવામાં આવે એ જરૂરનું છે. અથવા દરડાયેલી ત્રાકને સીધી કરવામાં આંખને એટલી બધી તાણ પડે છે કે એ કામ વર્ષો સુધી કર્યાં કરનારની આંખને ચોક્કસ નુકસાન થાય છે તેને બદલે દરડાયેલી ત્રાકને યંત્ર દ્વારા સીધી થઈ શકતી હોય તો એ યોગ્ય છે. પણ યંત્રો વડે તમે ઢગલાબંધ ત્રાકો બનાવો અને અનેક લુહારોનો ત્રાક બનાવવાનો ધંધો જ ભાંગી પડે અને તેઓ બેકાર પડી જાય એ વાજબી નથી.

**૧૯. હવે** જે યંત્રોનો તમે સ્વીકાર કરો તેવાં યંત્રો બનાવવા માટે તો મોટાં કારખાનાં ચલાવવાં જ પડે. આગગાડીને આપણે અનિવાર્ય ગણીએ તો તે આખી પ્રવૃત્તિ જ મોટા પાયા ઉપર ચાલી શકે એવી છે અને તેને લગતો સરસામાન તથા સંચા બનાવવા માટે મોટાં કારખાનાં પણ આવશ્યક છે. ખાણોનો ઉદ્યોગ મોટા પાયા ઉપર જ ચાલી શકે એવો છે. એટલે તમામ ઉત્પાદનકાર્ય કાંઈ નાના પાયા ઉપર નહિ ચાલી શકે. જે ઉદ્યોગધંધા સમાજને માટે નિતાન્ત આવશ્યક હોય અને જે મોટા પાયા ઉપર જ ચાલી શકે એવા હોય તેને વિષે ગાંધીજી કહે છે કે: "હું એટલો સમાજવાદી તો છું જ કે આવાં કારખાનાં રાષ્ટ્રની માલકીનાં હોય અથવા રાજ્ય તરફથી ચાલતાં

હોય એમ હું કરું. આવાં કારખાનાં અત્યંત સુંદર અને આદર્શ પરિસ્થિતિમાં ચલાવવામાં આવે. નફાને માટે નહિ પણ લોકહિતને માટે તેની હસ્તી હોય. મારે તો એ જોઈએ છે કે મજૂરોની સ્થિતિમાં સુધારો થાય. ધનનો જે ગાંડો ધો લાગ્યો છે તે અટકે. મજૂરોને કેવળ સારી રોજી મળે એટલું જ નહિ પણ જેમાં સખ્ત વૈતરું ન હોય એવું કામ તેમને હંમેશ મળી રહે."

૧૬. એટલે યંત્ર વિષે ગાંધીજીનું મંતવ્ય નીચે પ્રમાણે મૂકી શકાય:

૧. યંત્ર વિના ચાલી શકતું હોય અને લોકો સુખે જીવન ગાળી શકતા હોય ત્યાં સુધી યંત્ર ન દાખલ કરવું.

૨. જે ઉદ્યોગ કે પ્રવૃત્તિ સમાજ માટે નિતાન્ત આવશ્યક હોય પણ જે ચલાવનાં માણસને કાળજાતૂટ શ્રમ કરવો પડે એમ હોય ત્યાં યંત્રનો ઉપયોગ કરી શકાય.

૩. હરકોઈ યંત્ર દાખલ કરતી વખતે તેની માણસ અને સમાજ ઉપર શી અસર થશે તેનો વિચાર કરવો. માણસની શક્તિઓના વિકાસમાં આડે આવનારાં યંત્રો નહિ વાપરવાં જોઈએ. તેમ જ સમાજમાં બેકારી અને અવ્યવસ્થા ઉત્પન્ન કરનારાં યંત્રો પણ નહિ વાપરવાં જોઈએ.

૧૭. પણ આપણા દેશને જો કંગાલિયતમાંથી મુક્ત કરવો હોય તો આપણે ખૂબ પ્રમાણમાં યંત્રો દાખલ કરવાં જ પડશે અને મોટાં કારખાનાં કાઢવાં જ પડશે એમ લગભગ બધા જ અર્થશાસ્ત્રીઓ આપણને કહે છે અને આપણા ઉદ્યોગપતિઓ તથા નાણાંપતિઓ તો તેની યોજનાઓ કરવા પાછળ મંડી પડ્યા છે. આપણા ગ્રામઉદ્યોગો નહોતા પડી ભાંગ્યા ત્યારે ખેતી તથા એને પોષક એવા ગ્રામઉદ્યોગો વડે આપણો આર્થિક અને સામાજિક વ્યવહાર સુવ્યવસ્થિત અને રૂડી રીતે ચાલતો. યંત્રોએ અથવા તો યંત્રો મારફત બનેલા પશ્ચિમના માલે આપણા ગ્રામઉદ્યોગો પાયમાલ કરી નાખ્યા. લોકો ધંધા વિનાના થઈ પડ્યા, અને ગામડાં નિસ્તેજ તથા દળદરી થવા લાગ્યાં. આપણા ગ્રામઉદ્યોગોની પાયમાલી એ આપણા લોકોની કંગાલિયતનું મોટામાં મોટું કારણ છે. આપણા દેશમાં હમણાં હમણાં શહેરો વધ્યાં છે. તે તો થોડીક મિલો આપણા દેશમાં સ્થપાઈ છે તેને કારણે અને પરદેશ સાથેના વેપાર રોજગારને કારણે છે. ગામડાંને ભિખારી બનાવીને શહેરો ફૂલેફાલે છે. શહેરોનો ભભકો, ધમાલ અને રોશની ગામડાંની કંગાલિયત, બેકારી અને અંધકારને આભારી છે. આવી સ્થિતિમાં આપણા દેશમાં વધારે કારખાનાં કાઢવામાં આવશે તેથી તો ધન, સત્તા, બુદ્ધિ એ બધું શહેરોમાં વધારે પ્રમાણમાં કેન્દ્રિત થશે. એમાં હિંદુસ્તાનનાં ગામડાં તો પાયમાલ જ થઈ જશે.

## જરૂરિયાતોની વૃદ્ધિ ઉપર અંકુશ

૧૮. આજે દુનિયા યંત્રોદ્યોગો તરફ એટલા માટે ખેંચાઈ રહી છે કે ાણસે પોતાની જરૂરિયાતો વધારતા જવું એ સુધારાની અને પ્રગતિની નિશાની મનાય છે. અને યંત્રોદ્યોગો મારફત માલનો જથો તેમ જ વિવિધતા બન્ને વધારી શકાય છે. જોકે હજી સુધી તો યંત્રો મારફત સુખ સગવડ અને મોજશોખની વસ્તુઓના ઉત્પાદનમાં જ વધારો થયો છે. ખોરાક જેવી પ્રાથમિક જરૂરિયાતની વસ્તુમાં આપણે બહુ મોટો વધારો કરી શક્યા નથી. આજે તો આટલા યંત્રોદ્યોગો છતાં મૂઠીભર લોકોની જ જરૂરિયાતો વધારી શકાઈ છે. કરોડો લોકો તો આપણા દેશમાં જ નહિ પણ બીજા દેશોમાં પણ ભૂખે મરતાં હોય છે અને ટાઢે ઠરતાં હોય છે. વળી ધનાઢ્ય દેશોમાં લોકોની જરૂરિયાતો વધી ગઈ છે અને રહેણીનું ધોરણ બહુ ઊંચું બનાવી મૂકવામાં આવ્યું છે તે બીજા દેશના લોકોને ભોગે જ બની શક્યું છે. બાકી અમર્યાદપણે લોકો પોતાની જરૂરિયાતો વધાર્યે જ જાય તો સૌની એટલી જરૂરિયાતો પૂરી પડી શકે કે કેમ એ શંકા છે. એટલે આપણે જરૂરિયાતો વધાર્યે જવાનો નહિ પણ અમુક નક્કી કરેલી જરૂરિયાતો દુનિયામાં સૌને સારી રીતે કેમ પૂરી પડી રહે તેનો વિચાર કરવાનો છે. એ વિષે ગાંધીજી કહે છે કે, આ દુનિયામાં કોઈ પણ દેશમાં કે સમાજમાં દરેકે દરેક માણસને, અથવા આર્થિક અને સામાજિક ઘટક કુટુંબને ગણીએ તો કહો કે દરેક કુટુંબને, પોતાના શરીરનિર્વાહને માટે આવશ્યક એટલો પૌષ્ટિક અને સ્વચ્છ ખોરાક મળે, શરીરનાં ઢાંકણ તથા રક્ષણ માટે આવશ્યક એટલાં સ્વચ્છ અને સાદાં કપડાં મળે અને ટાઢ, તડકા અને વરસાદથી બચવાને માટે સારી હવા અજવાળાવાળું સુઘડ ઘર મળે એ તેનો અધિકાર છે અને દરેક કુટુંબને એટલું મળી રહે છે કે કેમ તે જોવાનો સમાજનો ધર્મ છે. આ ઉપરાંત બીમારી તથા ઘડપણ દરમ્યાન માણસની સારવાર તેમ જ તેના નિર્વાહની જોગવાઈ હોવી જોઈએ, તેમ જ બાળકો મોટી ઉંમરનાં થાય ત્યાં સુધીના તેમના ભણતરની પણ વ્યવસ્થા હોવી જોઈએ. ગાંધીજી કહે છે કે: "વસ્તુતઃ પોતાની હાજત કેટલી છે એ માણસ હંમેશાં જાણતો નથી ને લગભગ આપણે બધાં આપણી હોવી જોઈએ તે કરતાં વધારે હાજત કરી મૂકીએ છીએ. પરંતુ વિચાર કરતાં આપણે જોઈશું કે આપણી ઘણી હાજતો આપણે સંકેલી શકીએ છીએ." "માણસ પોતાની જરૂરિયાત કરતાં વધારે વાપરે છે, તેથી જ આ જગતમાં ઘણી કંગાલિયત પેદા થાય છે." વળી ઘણા માણસો પોતે વાપરી શકે તે કરતાં વધારે વસ્તુઓનો સંગ્રહ કરીને બેસે છે તે બાબતમાં ગાંધીજી કહે છે: "સૌ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન

આવે અને સૌને સંતોષ રહે." "ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર અને ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ અને ખરો સંતોષ વધે છે. અભ્યાસથી માણસ પોતાની હાજતો ઘટાડી શકે છે; તે જેમ જેમ ઘટાડતો જાય તેમ તેમ તે સુખી, શાન્ત અને બધી રીતે આરોગ્યવાન થાય છે."

૧૯. જોકે આ વચનો તો શ્રીમંત વર્ગના અથવા મધ્યમ વર્ગના લોકો જેઓ વધારે વસ્તુઓ વાપરી શકે છે તેમને જ લાગુ પડે છે. આમ જનતાને તો પોતાની પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓ પણ પૂરતા પ્રમાણમાં મળતી નથી. આપણા દેશમાં કરોડો લોકોને પૂરતો ખોરાક અને પૂરતાં કપડાં મળતાં નથી. તેવાઓ માટે જરૂરિયાતો ઓછી કરવાનો પ્રશ્ન નથી, પણ તેમની રહેણીનું ધોરણ શી રીતે ઊંચું લાવવું એ પ્રશ્ન છે. એટલે ગાંધીજી જરૂરિયાતોની વૃદ્ધિ ઉપર અંકુશ મૂકવાની વાત કરે છે ત્યારે જરૂરિયાતો વધાર્યે જવાને સુધારાનું લક્ષણ માનવામાં આવે છે અને સમાજની આર્થિક પ્રવૃત્તિના એક ધ્યેય તરીકે એ વસ્તુને સ્વીકારવામાં આવે છે, એના વિરોધ તરીકે જ એમ કહે છે. બાકી આપણી રહેણીનું ધોરણ ઊંચું લાવવા માટે આપણું આર્થિક શોષણ થતું અટકાવવું જ પડશે અને આપણું અર્થોત્પાદન પણ વધારવું પડશે. પણ આજના આપણા અર્થોત્પાદનમાં તો ભારે અરાજક ચાલે છે. અમુક વસ્તુ માણસના જીવનનિર્વાહ માટે ખૂબ જ આવશ્યક હોય પણ તે વસ્તુ ખરીદવાની તેનામાં શક્તિ ન હોય તો અર્થશાસ્ત્ર કહે છે કે એને એ વસ્તુની જરૂર નથી, કારણ બજારમાં એ વસ્તુની માંગ એ કરી શકતો નથી. હવે કોઈ વસ્તુ જીવનની દૃષ્ટિએ બહુ મહત્ત્વની ન હોય પણ બજારમાં જો એની માંગ થતી હોય, કારણ જેમની પાસે વધારે પડતું નાણું હોય તેઓ એવી વસ્તુ ખરીદવા તૈયાર હોય, તો એ વસ્તુનું ઉત્પાદન કરવા તરફ મૂડીદારો દોડશે. ગાંધીજી આ અરાજક અટકાવી અર્થોત્પાદનને સમાજની સાચી જરૂરિયાત પ્રમાણે નિયંત્રિત કરવા માગે છે અને સાચી જરૂરિયાતો કેટલી ગણવી તેની પણ મર્યાદા આંકવા માગે છે.

૨૦. સમાજની સાચી જરૂરિયાતો કેટલી ગણવી એનો જો આપણે વિચાર કરતા થઈએ અને નકામી જરૂરિયાતોની વૃદ્ધિ જો અટકાવીએ તો આજે ખાસ કરીને યંત્રોત્પાદનને કારણે આપણે કુદરતની સાધનસંપત્તિનો અવિચારી બગાડ કરી રહ્યા છીએ અને એ રીતે ભવિષ્યની પ્રજાનું જે શોષણ કરી રહ્યા છીએ તે પણ અટકે. વૈજ્ઞાનિકો કહે છે કે પૃથ્વીના પેટાળમાંથી આપણને કોલસો, તેલ વગેરે ખનિજો મળે છે તે કાંઈ અખૂટ નથી. પૃથ્વીનાં ઊંડાણોમાં એ ખનિજોને તૈયાર થતાં હજારો બલ્કે લાખો વર્ષો લાગે છે. અને જે

ઝડપથી અને જે જથામાં આપણે એ વાપરી રહ્યા છીએ અથવા તેનો બગાડ કરી રહ્યા છીએ તે જોતાં બે ત્રણ પેઢીમાં એ વસ્તુઓ ખૂટી જવાનો ભય ઊભો થયો છે. દૈનિક વર્તમાનપત્રોમાં જુઠ્ઠી જાહેરખબરોમાં જે કાગળ વપરાય છે તે બનાવવા માટે રોજનાં હજારો એકર જંગલ સાફ થઈ જાય છે. જે ઝડપે આપણે એ જંગલો સાફ કરી રહ્યા છીએ એ ઝડપે કાંઈ એ ઊગી શકતાં નથી. અત્યારનાં યુદ્ધો જે આપણી ખોટી અર્થવ્યવસ્થાનાં અનિવાર્ય પરિણામરૂપ છે તેમાં કેટલો બગાડ આપણે કરી રહ્યા છીએ. આવા બધા બગાડ અટકાવવા માટે આપણી જરૂરિયાતોની વૃદ્ધિ ઉપર અંકુશ મૂક્યા વિના છૂટકો જ નથી. અને જરૂરિયાતો ઉપર અંકુશ મૂકીએ એટલે યંત્રો ઉપર આપોઆપ અંકુશ આવી જાય છે.

## જાતમહેનત

૨૧. મહેનત બચાવવાના સાધન તરીકે યંત્રને આવકારવામાં આવે છે. પણ માણસની બધી મહેનત કાંઈ બચાવવા જેવી નથી હોતી, માણસ મહેનત કરતો મટી જાય એવું કરવાની કશી જરૂર નથી. માણસના શરીરને નુકસાન પહોંચાડે એવી મહેનતમાંથી માણસ માત્રની મુક્તિ ઇષ્ટ છે. પણ અમુક મહેનત તો મનુષ્યમાત્રને સારુ આવશ્યક છે એમ ગાંધીજી માને છે. જીવનને આવશ્યક પદાર્થો ઉત્પન્ન કરવા માટે દરેક માણસ જો જાતમહેનત કરતો થઈ જાય તો આજના ઘણા આર્થિક કોયડાની સાથે બીજા કેટલાયે સામાજિક કોયડા પણ આપોઆપ ઊકલી જાય એમ છે. 'તું તારે કપાળેથી પસીનો પાડીને તારો રોટલો કમાજે' એ બાઇબલના વાક્ય ઉપરથી અંગ્રેજીમાં 'બ્રેડ-લેબર' પરસેવાનો રોટલો એ શબ્દ આવ્યો છે. બ્રેડ-લેબરનો અનુવાદ ગાંધીજીએ જાતમહેનત શબ્દથી કર્યો છે. જાતમહેનત ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? એ પ્રશ્ન પૂછીને અધિકાર ન જ હોય એવો ઉત્તર આપતાં ગાંધીજી સમજાવે છે: "કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટ્યાં કરે અને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે જ તે ખાય, તો તે લાંબો વખત ખાઈ નહિ શકે, તેમાં તેને રસ પણ નહિ રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે અને ખાય છે તો પોતાનાં જ હાથ મોં હલાવીને. જો આમ કોઈક રીતે પણ અંગકસરત રાયરંક બધાંને જ કરવી પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે? ખેડૂતને હવા ખાવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસોનો નિર્વાહ તો ખેતીથી જ ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાન્તિ અને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર

થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચનીચના ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચનીચપણાની ગંધ પણ નહોતી ત્યાં, એટલે વર્ણવ્યવસ્થામાં યે, તે પેસી ગઈ છે. માલિક-મજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડચો છે, ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટી પૂરતી મજૂરી કરે તો ઊંચનીચનો ભેદ નીકળી જાય, ને પછી પણ ધનિક વર્ગ રહે તો તે પોતાને માલિક નહિ માને, પણ પોતાને તે ધનનો કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, અને તે ધનનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવાર્થે કરશે."

## ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત

૨૨. આમાંથી આપણે ગાંધીજીના ટ્રસ્ટીપણાના સિદ્ધાન્ત ઉપર આવીએ છીએ. સમાજવાદી મંડળોમાં ગાંધીજીના આ સિદ્ધાન્તની સારી પેઠે ઠેકડી થઈ છે. આ સિદ્ધાન્તના ઓઠા નીચે ગાંધીજી પોતાના મૂડીદાર મિત્રોનો અને મૂડીદારી પ્રથાનો પણ બચાવ કરે છે એમ આક્ષેપ કરવામાં આવે છે. જોકે હમણાં હમણાં 'સોશ્યાલિઝમ રીકન્સિડર્ડ' સમાજવાદનો પુનઃ વિચાર એ પુસ્તકમાં શ્રી. મીનુ મસાણીએ અને 'ગાંધીઇઝમ રીકન્સિડર્ડ' ગાંધીવાદનો પુનઃ વિચાર એ પુસ્તકમાં પ્રો. દાંતવાળાએ ટ્રસ્ટીપણાના સિદ્ધાન્તનું મહત્ત્વ સ્વીકાર્યું છે.

૨૩. આ ટ્રસ્ટીપણાનો વિચાર ઉત્પાદનનાં સાધનો ઉપરના માલકી હક પરત્વે જ આપણે કરીશું. અંગત વાપરવાની વસ્તુઓ ઉપરના માલકી હકનો આપણે અહીં વિચાર નથી કરતા એ ધ્યાનમાં રાખવાનું છે. મૂડીદારી પ્રથામાં માલિક બધો નફો પોતે રાખે છે. સરકારને જે કાંઈ કરવેરા ભરવાના હોય તે સિવાય નફામાંથી કશો હિસ્સો તે સમાજને આપતો નથી. વળી તેને જે વસ્તુમાંથી વધારે નફો મળે તેમ હોય તેનું ઉત્પાદન તે કરે છે. તેમાં સમાજની સાચી જરૂરિયાત કે સમાજનું હિત જોવાની તે પોતાની ફરજ સ્વીકારતો નથી. દા. ત., પોતાનું લોખંડનું કારખાનું હોય અને તેમાંથી લોકોના વપરાશ માટેની લોખંડની ચીજો બનાવવામાં તેને જેટલો નફો મળે તે કરતાં તોપના અથવા બોમ્બના ગોળા બનાવવામાં તેને વધારે નફો થતો હોય તો તે એવા ગોળા બનાવવામાં જ કારખાનાનો ઉપયોગ કરશે. સમાજવાદી યોજના પ્રમાણે ઉત્પાદનનાં તમામ સાધનો રાષ્ટ્રીય માલકીનાં બનાવી દેવામાં આવે તો નફાનો પ્રશ્ન ન રહે તેમ જ ઉત્પાદન પણ સમાજની જરૂરિયાત મુજબ કરવામાં આવે. પણ તેમાં આપણે કહી ગયા તેમ રાજ્યસત્તા ઉપર જ બધો આધાર રાખવામાં આવે છે. અને લોકો રાજ્યસત્તા ઉપર અંકુશ નથી રાખી શકતા એટલે વ્યવસ્થાપકોની એક નોકરશાહી ઊભી થાય છે અને જૂના મૂડીદાર માલિકોનું

સ્થાન એ નોકરશાહી લે છે. ગાંધીજીની પદ્ધતિ અહિંસક હોવાથી એ બળ-જબરીનો આશ્રય લેવાને બદલે લોકોની કેળવણી ઉપર વધારે ભાર મૂકે છે. કારખાનાદાર કે જમીનદારનો માલકીહક નાબૂદ કરી તેને કાઢી મૂકીને તેની જગ્યાએ નવો વ્યવસ્થાપક નીમવાને બદલે તેને તેઓ પોતાને સ્થાને રહેવા દે છે, પણ મજૂરો અને ખેડૂતો પાસે તેને કહેવડાવે છે કે માલકીપણાના હકની-તું વાતો કરે છે તેને બદલે માલકીપણાની ફરજો તારે બજાવવી પડશે, એટલે કે નિરંકુશ માલિક તરીકે નહિ પણ દેશના કાયદાથી તથા લોકમતથી નક્કી થયેલા અંકુશવાળા ટ્રસ્ટી તરીકે તારે કામ કરવું પડશે. માલિકની ટ્રસ્ટી તરીકેની ફરજોની રીતસર યાદી બનાવવામાં આવે અને એ ફરજોનું પાલન કરાવવાનું કામ અમુક અંશે કાયદો કરે પરંતુ વધારે અંશે તો સુસંગઠિત મજૂરો અને ખેડૂતોનો બળવાન થયેલો લોકમત જ કરે. અત્યારના મૂડીદારો અને જમીનદારોને મજૂરો અને ખેડૂતોનો સહકાર મળી શકે છે તેથી જ તેઓ પોતાના માલકીહકનો લાભ ઉઠાવી શકે છે. મજૂરો અને ખેડૂતો પોતાની શરતે જ સહકાર આપે અને જરૂર પડે તો અમુક વખત માટે અસહકાર પણ કરે એટલા સંગઠિત અને શક્તિશાળી તેમને બનાવવા જોઈએ. એટલે મૂડીદાર અથવા જમીનદારને પોતાની મિલકતના ટ્રસ્ટી બનવું જ પડે છે. પોતાની મેળે સમજી જઈને તે જેટલો વહેલો ટ્રસ્ટી બને તેટલું સમાજને માટે અને તેને પોતાને માટે સારું છે.

૨૪. એક જમીનદાર ટ્રસ્ટી બને તો શું થાય તે આપણે જોઈએ. પ્રથમ તો પોતાની જમીન સુધારી તેમાં પૂરતું ખાતર નાખી તથા સારું બી વાપરી જમીનનું ઉત્પન્ન વધારવા તરફ તેણે ધ્યાન આપવું જોઈએ. તે માટે જે કાંઈ મૂડી રોકવી પડે તે પણ તેણે રોકવી જોઈએ. પાક થાય તેમાંથી ખેડૂતના કુટુંબને ખાવા માટે પૂરતું તેની પાસે રહેવું જ જોઈએ. આ ઉપરાંત ખેડૂતોનાં બાળકોની કેળવણી પાછળ તે ધ્યાન આપે, ખેડૂતો માટે દવા સારવારની સારી વ્યવસ્થા કરે, તેમને રહેવા માટે સારાં ઘરની વ્યવસ્થા કરે. જમીનના ઉત્પન્નમાંથી આ બધી ફરજો અથવા જવાબદારીઓનાં ખર્ચ કાઢતાં જે બાકી રહે તે માલિક — ટ્રસ્ટી પાસે રહે. તેમાંથી તે પોતાના ઉપભોગ માટે પોતાના વાજબી મહેનતાણા જેટલું જ લઈ શકે. તેમ કરતાં પણ કાંઈ વધે તો આખા સમાજના હિતને અર્થે વાપરવા તે એની પાસે એક ટ્રસ્ટ તરીકે રહે. આજે જમીનદાર ઘેર બેઠાં કશું કર્યા વિના ગણોત અને સાંથ ખાયાં કરે છે અને ખેડૂતો દેવામાં અને કંગાળિયતમાં ડૂબતા જાય છે એ સ્થિતિ પલટાઈ જાય. જમીનદાર આ બધી ફરજોનું પાલન ન કરે તો ખેડૂતો તેનો શાન્ત અસહકાર કરે, તેનો બહિષ્કાર પણ કરે, અને સરકાર જો રાષ્ટ્રીય અને

ખેડૂતો પ્રત્યે સહાનુભૂતિવાળી હોય તો ખેડૂતોને મદદ પણ કરે. તેવું જ કારખાનાદાર અને મજૂર વિષે સમજી લેવાનું છે. ગાંધીજીની કાર્યપદ્ધતિમાં માલિકોને ટ્રસ્ટી બનાવવા માટે અને ટ્રસ્ટી તરીકેની ફરજો બજાવવા માટે પ્રથમ તો સમજાવવામાં આવે, તેમને પોતાનો વ્યવહાર બદલી સુધારવાની તક આપવામાં આવે, પણ જો તેઓ રાજીખુશીથી ટ્રસ્ટી બનવાની ના પાડે તો તેમને ટ્રસ્ટી બનવાની ફરજ પાડવા માટે અથવા વચમાંથી ખસી જવા માટે રાજ્યદંડ અથવા કાયદા કરતાં વધારે આધાર મજૂરો અથવા ખેડૂતોની સંગઠિત શક્તિ ઉપર જ રહે. અહિંસક પદ્ધતિમાં તાત્ત્વિક રીતે તો રાજ્યસત્તાની હસ્તી જ નથી રહેતી પણ પૂર્ણ રીતે અહિંસક સાધનોનો ઉપાય કરતાં આખો સમાજ ન શીખે ત્યાં સુધી થોડીઘણી રાજ્યસત્તા રહેવાની, જો કે એ રાજ્યસત્તા આપખુદ ન હોય પણ લોકમતના ટેકાવાળી હોય. તેથી માલિકને ટ્રસ્ટી બનાવવામાં કાયદાનો થોડોઘણો હિસ્સો હશે એમ માની લીધું છે. પણ સમાજ જેમ જેમ અહિંસામાં આગળ વધતો જાય અને શક્તિશાળી બનતો જાય, તેમ તેમ પોતાની યોજનાઓનો અમલ કરવા માટે તેને કાયદાની ઓછી ને ઓછી જરૂર પડવાની.

૨૯. ગાંધીજીના ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત ટૂંકમાં નીચે પ્રમાણે મૂકી શકાય :

૧. એ અત્યારની મૂડીશાહી પ્રથાના મૂળમાં પ્રહાર કરે છે. આજે માલકીપણાના જે હકો ગણાય છે તેને એ માન્ય નથી રાખતો, પણ માલકીપણાની ફરજો ઉપર ભાર મૂકે છે અને પોતાના કબજામાંની મિલકતની વ્યવસ્થા સમાજને હિતકારી થાય એ રીતે કરવાનું એ માલિકને સમજાવે છે અને માલિક ન સમજે તો તેમ કરવાની એને ફરજ પણ પાડે છે.

૨. માલિકો અથવા મૂડીદારોનો નાશ કરવાને બદલે તેમને પોતાનાં જીવનમાં તથા અર્થવ્યવહારમાં પરિવર્તન કરી, શોષક મટી જવાની અને સમાનતાને ધોરણે સમાજના ઉપયોગી અંગ બનવાની એ તક આપે છે. મનુષ્યસ્વભાવને વહેલો મોડો સુધારી જ શકાય એ શ્રદ્ધા ઉપર એ સિદ્ધાંત રચાયેલો છે.

૩. પોતાની પાસેની મિલકતના માલિક મટી ટ્રસ્ટી બનવા અથવા બનાવવા માટે કેળવણી, લોકમતનું દબાણ અને છેલ્લે શાન્તિમય અસહકાર એ મુખ્ય સાધનો છે.

૪. માલકીહકના નિયંત્રણ માટે અને માલિકને પોતાના કબજામાંની મિલકતની સમાજને હિતકારી થઈ પડે એવી વ્યવસ્થા કરવાની ફરજ પાડવા માટે કાયદા ઘડવા પડે તો તેનો ગાંધીજીને નિષેધ નથી.

૫. લોકમતથી તેમ જ રાજ્યના કાયદાથી નિયંત્રિત એવા ટ્રસ્ટીપણામાં, કોઈ પણ વ્યક્તિ પોતાના અંગત સ્વાર્થ માટે મિલકત ધારણ નહિ કરી શકે, તેમ સમાજના હિતમાં અંતરાય આવે એવી રીતે તેનો ઉપભોગ પણ નહિ કરી શકે. મિલકતનો ઉપયોગ માલિકે સમાજના હિતને અર્થે જ કરવાનો છે.

૬. અત્યારનાં કારખાનાં, વાહન વગેરે ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ કઈ વસ્તુઓના ઉત્પાદન માટે કરવો, તેનો વિચાર સમાજની જરૂરિયાતો ધ્યાનમાં લઈને કરવામાં આવશે, વ્યક્તિના મનસ્વી તરંગ પ્રમાણે કે લોભની દૃષ્ટિએ બિલકુલ નહિ.

૭. પોતાના કબજામાંની મિલકતની વ્યવસ્થા ટ્રસ્ટી સમાજની સેવાને અર્થે કરશે. તે બદલ તેને નક્કી કરેલું મહેનતાણું મળશે. ઓછામાં ઓછું અમુક નિર્વાહવેતન તો મળવું જ જોઈએ એ જેમ ઠરાવવામાં આવશે, તેમ વધારેમાં વધારે અમુકથી વધારે કોઈને પણ ન મળે એ પણ ઠરાવવામાં આવશે.

૮. ઓછામાં ઓછા અને વધારેમાં વધારે મહેનતાણા વચ્ચેનો તફાવત વાજબી અને ન્યાયી હોવો જોઈએ. એ તફાવતનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટાડવા તરફ અને આખરે બે વચ્ચેનો ફરક નિર્મૂળ કરી નાખવા તરફ વલણ રહેવું જોઈએ.

## ક્રાન્તિકારી મૂલ્યપરિવર્તન

૨૬. ગાંધીજીના આર્થિક કાર્યક્રમના મુખ્ય મુખ્ય મુદ્દા આપણે ચર્ચી ગયા. સમાજવાદી કાર્યક્રમમાં ઉત્પાદનનાં સાધનો ઉપર ખાનગી માલકી હક નાબૂદ થાય છે અને તેને લીધે મજૂરોની આર્થિક સ્થિતિ સુધરે છે તે ઉપરાંત બીજાં વધારે મહત્ત્વનાં આર્થિક અને સામાજિક મૂલ્ય પરિવર્તનો થતાં નથી. પણ મૂલ્ય પરિવર્તનોની દૃષ્ટિએ જોઈએ તો ગાંધીજીનો કાર્યક્રમ વધારે ક્રાંતિકારી છે. ગાંધીજીની ક્રાન્તિ અહિંસક હોવાથી ઉપર ઉપરથી જોતાં કાંઈક ધીમી અને ઓછી આંજી નાખનારી દેખાય છે છતાં તે વધારે ચોક્કસ અને ઊંડી છે. પોતાના ધ્યેયની સિદ્ધિને માટે તે દ્વેષ અને ખુનામરકી ઉપર આધાર નથી રાખતી, પણ આત્મબલિદાન અને કષ્ટસહન દ્વારા વિરોધી મનાતા પક્ષના દિલમાં પોતાને માટે સહાનુભૂતિ અને અનુકૂળ વાતાવરણ ઊભું કરે છે. હિંસામય સાધનોથી રાજ્યસત્તા કબજે કરી બળજબરીથી સમાજમાં ફેરફારો કરાવવામાં આવે ત્યારે ક્રાન્તિવિરોધી તત્ત્વો તરફથી અનેક પ્રકારની દખલો ઊભી થવાનો તથા ભાંગફોડ ઊભી થવાનો ભય હમેશાં રહે છે. એટલે રાજ્યસત્તાને ભલે ને તે ક્રાન્તિકારી મંડળના હાથમાં હોય છતાં, એને વધારેને વધારે આપખુદ અને કડક થવું પડે છે. જ્યારે અહિંસક ક્રાન્તિમાં રાજ્યસત્તા ધારણ કરવાનો ઉદ્દેશ જ નથી હોતો અને રાજ્યસત્તા અનુકૂળ હોય તો પણ તેનો આશ્રય ઓછામાં ઓછો

લેવાનું ધ્યેય હોય છે, તેથી લોકો પોતાની શક્તિ ઉપર આધાર રાખતા થાય છે અને જેમ જેમ લોકોની શક્તિ વધે છે અને પોતાનાં બધાં કામો પોતે જ કરતા થઈ જાય છે તેમ તેમ રાજ્યસત્તાનું બળ કમી થતું જાય છે, અને લોકો વધારે રાજકીય સ્વાતંત્ર્ય ભોગવતા થાય છે. જ્યારે હિંસક ક્રાંતિમાં તો સરમુખત્યારીને કારણે આમજનતા લાંબા વખત માટે રાજકીય સ્વાતંત્ર્ય ગુમાવી બેસે છે અને એ સરમુખત્યારીનું પરિવર્તન લોકશાહીમાં ક્યારે થશે એની ભારે શંકા રહે છે. મોટામાં મોટું મૂલ્યપરિવર્તન તો એ છે કે એકલ દોકલ માણસ પણ જ્યારથી અહિંસાનો પ્રભાવ સમજ્યો અને જીવનમાં ઉતારતો થયો ત્યારથી આઝાદ બને છે.

૨૭. તેવી જ રીતે ગાંધીજીના કાર્યક્રમમાં ખેતી અને ગ્રામઉદ્યોગો ઉપર અથવા બીજા શબ્દોમાં કહીએ તો નાના પાયા ઉપર ઉત્પાદન તથા સ્વદેશી, સાદાઈ (જરૂરિયાતોની વૃદ્ધિ ઉપર અંકુશ) અને જાતમહેનત, એના ઉપર ભાર મૂકવામાં આવતો હોવાથી માણસના અર્થવ્યવહારનું વર્તુળ બહુ મર્યાદિત રહે છે. તેને લીધે પોતાના અર્થવ્યવહાર ઉપર સાધારણ માણસ પણ કાબૂ ધરાવી શકે છે અને આર્થિક બાબતમાં વિશેષ સ્વાતંત્ર્ય ભોગવી શકે છે. માણસના આર્થિક જીવનનો પાયો ખેતી અને ગ્રામઉદ્યોગો ઉપર રચવાને લીધે કુટુંબો અને ગામડાં એટલાં સ્વાવલંબી અને સ્વપર્યાપ્ત બની શકે છે કે ઉત્પાદનની વ્યવસ્થા તેમ જ સંપત્તિની વહેંચણી અને વિનિમયને લગતા અટપટા પ્રશ્નો ઊભા થવા જ પામતા નથી. એ બધી વ્યવસ્થા આપોઆપ અથવા બહુ જ નાના તંત્રની મદદથી થઈ શકે છે. એવા નાના તંત્ર ઉપર એની સાથે સંબંધ ધરાવનાર દરેક માણસ સહેજે કાબૂ ધરાવી શકે છે. આર્થિક અસમાનતા અને બિન-સલામતી ઊભી જ થવા પામતી નથી, એટલે આર્થિક સલામતીની મોટી રાષ્ટ્રવ્યાપી યોજના ઊભી કરવાપણું રહેતું જ નથી. વળી ઉત્પાદનની આખી પ્રવૃત્તિ નફા અથવા લોભ માટે નહિ પણ મુખ્યત્વે કરીને પોતાના વર્તુળમાં આવતા નાના સમાજની જરૂરિયાતને અનુલક્ષીને ચાલતી હોઈ આર્થિક સુયોજન પણ આપોઆપ જ થાય છે. તેને માટે રાષ્ટ્રીય સુયોજનના મોટા કાર્યક્રમો કરવા પડતા નથી. આખો અર્થવ્યવહાર બાહ્ય અથવા ઉપરી સત્તાની દખલગીરી વગર ચાલે છે. તંત્ર બહુ નાનું હોઈ સ્વશાસિત રહી શકે છે અને તેમાં કાંઈ અડચણ આવે કે વિક્ષેપ ઊભો થાય તો તેનો તત્કાલ ઇલાજ થઈ શકે છે.

૨૮. સમાજવાદી અર્થરચનામાં આખો મદાર તંત્ર અથવા કાયદા ઉપર છે, જ્યારે ગાંધીજીના કાર્યક્રમમાં આખો મદાર માણસની કેળવણી ઉપર છે. તંત્ર સારું રચવામાં આવશે તો એ તંત્રને લીધે માણસને એની મેળે સુધરવું

જ પડશે અથવા માણસ તંત્રને અનુકૂળ વર્તે ત્યાં સુધી એ સુધર્યો છે કે નહિ તે જોવાની જરૂર નથી એ જાતની વિચારસરણી ઉપર સમાજવાદી કાર્યક્રમો ચાલે છે. જ્યારે ગાંધીજી કહે છે કે તમે ગમે તેવું તંત્ર રચશો પણ માણસ જ્યાં સુધી નહિ સુધરે, તે પોતાના જીવનના આદર્શો નહિ બદલે, પોતાનાં મૂલ્યાંકનો નહિ સુધારે ત્યાં સુધી સફળતા મળવી અશક્ય છે. કારણ માણસ જો એવો ને એવો રહેશે તો એ તંત્રને ફેરવી નાખશે અથવા બગાડી મૂકશે. અલબત્ત સારા તંત્રની અસર માણસ ઉપર થોડી ઘણી થાય છે પણ માણસની અસર જેટલી તંત્ર ઉપર થાય છે તેટલી તંત્રની અસર માણસ ઉપર થઈ શકતી નથી. અને જ્યારે તંત્ર બહુ મોટું હોય, તેનું સંચાલન દૂરથી અને સત્તાના જોરથી થતું હોય ત્યારે તો માણસ ઉપર તે બહુ થોડી અસર કરી શકે છે. બળજબરીથી તે માણસ પાસે અમુક કામ થોડો વખત કરાવી શકે, પણ માણસને સુધારીને પોતાની મેળે એને કામ કરતો એ કરી શકતું નથી.

૨૧. પણ આનો અર્થ એ નથી કે ગાંધીજી કેવળ વ્યક્તિસુધાર ઉપર જ દૃષ્ટિ રાખે છે અને સમાજને ભૂલી જાય છે. પોતાના કાર્યક્રમમાં ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત દાખલ કરીને વ્યક્તિના પૂર્ણ સ્વાતંત્ર્ય સાથે સામાજિક હિતનો તેઓ મેળ સાધે છે. કારખાનાદાર અને જમીનદારે ટ્રસ્ટી બનવું જોઈએ, અથવા તેમના ઉપર ટ્રસ્ટીપણાની ફરજો નંખાવી જોઈએ, એ વાત આપણે કરી ગયા, પણ ખરી રીતે તો ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત દરેક માણસને લાગુ પડે છે. સમાજમાં દરેક માણસ કામ કે સેવા કરનારો પણ હોય છે અને બીજી બાજુ કામ કે સેવા ભોગવનાર પણ હોય છે, દરેક માણસ ઉત્પાદક પણ હોય છે અને ભોક્તા પણ હોય છે. જે માણસ કોઈ ને કોઈ રીતે સમાજને ઉપયોગી થઈ પડે એવું ઉત્પાદક કામ નથી કરતો તે તો સમાજને ભારરૂપ જ છે. એવો માણસ તો સમાજનો સભ્ય જ નથી. સમાજની ફરજ એવા માણસને પણ સભ્ય બનાવવાની રહી. સમજાવટ, અસહકાર, બહિષ્કાર વગેરે સાધનોનો ઉપયોગ કરી તેને સમાજનો સભ્ય બનાવવામાં આવે, એટલે સમાજમાં પુખ્ત વયનાં અને સશક્ત એવાં સઘળાં જ માણસો કાંઈ ને કાંઈ સમાજોપયોગી કામ કરતાં ઉત્પાદકો બની રહે છે. તેઓ રોજના કામકાજમાં અન્યોન્ય પ્રત્યેની વફાદારી અને ફરજથી પ્રેરાઈ અરસપરસ ટ્રસ્ટીપણાના સંબંધથી બંધાયેલા હોય. દા. ત., દરેક માણસ પોતાનું કામ સારામાં સારી રીતે કરવા માટે ઉત્પાદક તરીકે જોઈતી આવડત શક્ય તેવા બધા માર્ગોએ કેળવે અને સમાજના બીજા માણસો પણ પોતાના બંધુની સારામાં સારું કામ કરવાની શક્તિ વધારવામાં તેને મદદ કરે. બીજી બાજુ ભોક્તા તરીકે દરેક માણસ વિચાર કરે કે પોતાને જે

વસ્તુઓ અને સેવાઓ જોઈએ છે, તે પૂરી પાડવામાં અથવા ઉત્પન્ન કરવામાં બીજાઓને એવી મજૂરી કરવી પડતી હોય જેથી તેઓ જડ અથવા મૂઢ બની જાય, તેમના શરીરને નુકસાન પહોંચે તો તેવી સેવાઓ કે વસ્તુઓ માટેની પોતાની માગણી બંધ કરી દે અથવા નિયંત્રિત કરી નાખે. આ બધી ફરજો એવી છે કે, જે કદી બહારના દબાણથી માણસ ઉપર લાદી ન શકાય. આવી ફરજો માણસ અદા કરતો થશે તો તે પોતાની રાજીખુશીથી જ તેમ કરતો થવાનો છે. તેથી જ તંત્ર ઉપર નહિ પણ માણસની શક્તિઓ અને ગુણો કેળવવા ઉપર ગાંધીજી ભાર મૂકે છે. અને તેથી જ એ કાર્યક્રમ વ્યક્તિના તેમ જ સમાજના જીવનના આદર્શોમાં તેમ જ મૂલ્યાંકનોમાં ક્રાન્તિકારી પરિવર્તનો માગી લે છે.

૩૦. ગાંધીજી ગ્રામઉદ્યોગની અને રેંટિયાની વાત કરે છે તે ઉપરથી કેટલાક ટીકાકારો કહે છે કે એ તો ઘડિયાળનો કાંટો પાછો ઠેલી સમાજને મધ્યયુગમાં લઈ જાય છે. પણ તેમના આખા કાર્યક્રમનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરીએ તો જણાય છે કે પ્રચલિત વિચારો અને પ્રચલિત પ્રણાલિકાઓ તથા રૂઢિઓ છોડીને આગળ ધપવાની વાત જેટલી તેમના કાર્યક્રમમાં આવે છે તેટલી બીજા કોઈ કાર્યક્રમમાં નથી આવતી. સમાજની બુદ્ધિ અને માનસને સખ્ત આંચકા લાગે એવી નવી નવી વાતો તેમના જેટલી બીજા કોઈએ છેલ્લાં કેટલાંયે વર્ષના ગાળામાં સમાજ આગળ નહિ મૂકી હોય. તેઓ આપણને વીસમી સદીમાંથી બારમી કે પંદરમી સદીમાં લઈ જવાની વાત નથી કરતા પણ આ વીસમી સદીની આખા જનસમાજને અને માનવ સંસ્કૃતિને તદ્દન જંગલીપણા તરફ ખેંચી જતી ભયંકર આફતોમાંથી બચી જઈ એકવીસમી સદીમાં સારી રીતે કેમ કરીને જઈ શકીએ તેનો માર્ગ બતાવે છે.

# પ્રકરણ ૧ લું

# ખેતી

## ખેડૂતની દુર્દશા

૧. ખેતી એ આપણા દેશનો મુખ્ય ઉદ્યોગ છે. દેશની વસ્તીના લગભગ ૭૩ ટકા ભાગનો નિર્વાહ ખેતીના ઉદ્યોગમાંથી થાય છે. પણ આપણા દેશના જેવી કંગાલ ખેતી ભાગ્યે જ બીજા કોઈ દેશમાં હશે. એનો પ્રત્યક્ષ પુરાવો આપણાં ગામડાંની બિસ્માર દશા અને આપણા ખેડૂતોની કંગાળ હાલત એ છે. આપણાં ગામડાંનો દેખાવ ગરીબાઈની પ્રત્યક્ષ મૂર્તિ સમાન થઈ પડ્યો છે. આપણા દેશમાં દર ચાર માણુસે ત્રણ માણુસના નિર્વાહનું સાધન ખેતી હોવા છતાં, એ ત્રણને એમાંથી નિર્વાહ પૂરતું મળી રહેતું નથી. અને દેવું કરીને તેઓ પોતાનું ગાડું ગબડાવે છે. બૅન્કિંગ ઇન્કવાયરી કમિટીએ બ્રિટિશ હિંદુસ્તાનના ખેડૂતોના દેવાનો અડસટ્ટો સને ૧૯૨૯માં કાઢ્યો હતો તે લગભગ એક હજાર કરોડ રૂપિયાનો થયો હતો. ત્યાર પછી ૧૯૩૫માં ૧૨૦૦ કરોડનો અને ૧૯૩૮માં ૧૮૦૦ કરોડનો અંદાજ કાઢવામાં આવ્યો છે. બ્રિટિશ હિંદુસ્તાનની ખેતીના ઉપયોગમાં લેવાતી જમીનનો આંકડો ૨૬ કરોડનો * છે. એટલે એક એકર દીઠ લગભગ રૂ. ૭૦નું દેવું થયું. ઘણી જમીન તો એવી છે જેની કિંમત પણ એક એકરના રૂ. ૭૦ ન ગણાય. એટલે જમીનની દેવાનો બોજો ઉપાડવાની શક્તિની પણ હદ આવી ગઈ છે. પરિણામે વસ્તીના બહુ મોટા ભાગને, લગભગ દસ કરોડ માણસને અધભૂખ્યા રહેવું પડે છે. આને લીધે આપણા દેશનું મરણ-પ્રમાણ ઘણું મોટું આવે છે. રોગચાળા કે દુકાળ સામે ટકવાની તો લોકોમાં હામ જ રહી નથી. આપણા દેશની ખેતીનો પ્રશ્ન બહુ જ અટપટો

---

* સને ૧૯૪૦-૪૧ની ગણતરી પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં જમીનનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે :

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | જેમાં વાવેતર થયું | ૨૧,૪૦ | લાખ | એકર, |
| ૨. | પડતર રહી | ૪,૧૦ | ,, | ,, |
| ૩. | ખેડી શકાય એવી પણ ખેડાણમાં નહિ આવેલી | ૯,૮૦ | ,, | ,, |
| ૪. | ન ખેડી શકાય એવી | ૮,૭૦ | ,, | ,, |
| ૫. | જંગલો | ૬,૮૦ | ,, | ,, |
| | કુલ | ૫૧,૨૦ | લાખ | એકર |

અને મુશ્કેલ બની ગયો છે. એને લાગેલા રોગનાં મૂળ બહુ ઊંડાં ગયાં છે. ક્રાન્તિકારી ફેરફારોથી જ એ પ્રશ્નનું નિરાકરણ લાવી શકાય એમ છે. જેઓ વિશાળ જમીનોના માલિકો થઈ બેઠા છે તેઓ ખેતી કરતા નથી. તેમને ખેતી આવડતી નથી. તેઓ તો ખેડૂતોને શી રીતે ચૂસવા એ જ માત્ર જાણે છે. વળી તેમની ચૂસવાની પદ્ધતિ પણ એટલી ઘાતકી અને ટૂંકબુધિયા છે કે તેને પરિણામે ખેડૂતો આળસુ, અજ્ઞાન અને કંગાળ બની જાય છે. ખેડૂતો દેવાના ડુંગર નીચે દબાયેલા છે. તેઓ સરકારના તેમ જ જમીનદારોના કરવેરાના ભારે બોજા નીચે કચડાય છે. તેમની ખેતી નાના નાના ટુકડામાં વહેંચાઈ ગયેલી છે. તેમાં ખેતી કરવી પોસાતી નથી. પાકનું પ્રમાણુ ઘણું ઘટી ગયું છે અને હજી ઘટતું જાય છે. ખેડૂત પાસે બીજા કશા ઉદ્યોગ રહ્યા નથી. ખેતી અને બીજા ઉદ્યોગો વચ્ચેનું તથા ગામડાં અને શહેર વચ્ચેનું અંતર દિનપ્રતિદિન વધતું જાય છે.

### કંગાલિયતનાં કારણો

૨. ખેતીની આ દુર્દશા અને ખેડૂતોની કંગાલિયતનાં કારણો નીચે મુજબ ગણાવી શકાય.

૧. આપણા દેશમાં ખેતીની એકર દીઠ સરેરાશ ઊપજ બહુ જ ઓછી આવે છે. દુનિયાના બીજા કોઈ પણ દેશ કરતાં એ ઘણી ઓછી છે. દા. ત., બીજા દેશો સાથે ચોખા તથા ઘઉંની ઊપજના સને ૧૯૩૧–૩૨ના તુલનાત્મક આંકડા જુઓ :

| | હિંદુસ્તાન | જપાન | ઈટલી | ઇજિપ્ત | યુ. સ્ટેટ્સ |
|---|---|---|---|---|---|
| ચોખા (રતલ) | ૭૭૬ | ૨૭૬૭ | ૪૬૦૧ | ૨૩૬૬ | ૨૧૧૨ |
| ઘઉં ( „ ) | ૭૦૮ | ૧૫૦૮ | ૧૨૪૧ | ૧૬૯૮ | ૯૭૩ |

ચોખા તથા ઘઉં બન્ને ચીન આપણા કરતાં એકર દીઠ લગભગ બમણા પકવે છે અને ઇજિપ્તની કપાસની એકર દીઠ ઊપજ આપણા કરતાં ત્રણ ગણી છે.

૨. એકર દીઠ ઓછી ઊપજ આવવાનું કારણ એ છે કે આપણા ખેડૂતો ગરીબાઈને કારણે જમીનમાં પૂરતું ખાતર નાખી શકતા નથી. સારા બળદ નહિ હોવાને કારણે જોઈએ તેવી ખેડ કરી શકતા નથી. સારું બી પણ વાપરી શકતા નથી. નીંદણ માટે મજૂરો જોઈએ પણ મજૂરોને ચૂકવવાના પૈસા નહિ હોવાથી, આવાં કામ કરવાની ખરી તક હોય તે તક તેઓ સાચવી શકતા નથી. મૂડી અને સાધનને અભાવે ખેતી સારી નથી થતી અને ખેતી સારી નથી થતી તથા ઊપજ ઓછી આવે છે તેથી મૂડી અને સાધનની જોગવાઈ કરી શકાતી નથી એમ ભમરાળા ચક્ર જેવો પ્રકાર ચાલે છે અને એ ચક્રમાં ખેડૂત પિલાયાં કરે છે.

૩. દરેક ખેડૂત પાસે ઓછામાં ઓછી અમુક જમીન હોય તો ખેતી આર્થિક દૃષ્ટિએ પોસાઈ શકે. દાખલા તરીકે એક ખેડૂત કુટુંબ પાંચ માણસનું માની લઈએ. એમાં પુરુષ પૂરો વખત કામ કરે અને સ્ત્રી તથા બાળકો દોઢ કે બે માણસ જેટલું કામ આપે તો અઢી કે ત્રણ માણસને પૂરી મજૂરી મળી રહે તથા ખેતી માટે બળદની એક જોડ રાખવી પડે તે બળદ જોડને પણ પૂરતું કામ મળી રહે એટલી જમીન એક ખેડૂત કુટુંબ પાસે હોય તો એ ખેતી આર્થિક દૃષ્ટિએ પોસાય એવી કહેવાય. એટલે કે ખેતીનું ખર્ચ કરતાં તેની જે ચોખ્ખી ઊપજ રહે તેમાંથી ખેડૂત કુટુંબનો નિર્વાહ સારી રીતે ચાલી શકે. આટલી જમીનને ખેતીનો આર્થિક ઘટક (ઇકોનૉમિક હોલ્ડિંગ) કહે છે. આપણા દેશમાં ખેતીના મોટા ભાગના ઘટકો આર્થિક દૃષ્ટિએ પોસાય એવા નથી. એટલે કે તેમાં ખેડૂત કુટુંબનાં માણસોને તથા તેની બળદ જોડને બારે માસ પૂરતું કામ મળી રહેતું નથી અને તેથી જ તેમાંથી એમનું ગુજરાન પણ ચાલી શકતું નથી.

ખેડા જિલ્લાના બોરસદ તાલુકાની આર્થિક તપાસ કરીને શ્રી. પટેલે 'ઇન્ડિયન ઍગ્રિકલ્ચરલ ઇકૉનૉમિકસ' નામનું પુસ્તક લખ્યું છે તેમાં ખેડૂતોનાં ખાતાંની સ્થિતિ તેમણે નીચે પ્રમાણે બતાવી છે:

| | ૧૯૦૧ | | ૧૯૨૧ | |
|---|---|---|---|---|
| | સંખ્યા | ટકા | સંખ્યા | ટકા |
| પાંચ એકર અને તેની નીચેનાં ખાતાં | ૭,૭૪૦ | ૫૮ | ૧૯,૭૪૦ | ૮૨ |
| ૬ અને ૨૫ એકર વચ્ચેનાં | ૫,૧૦૭ | ૩૮ | ૩,૯૧૬ | ૧૬ |
| ૨૬ અને ૧૦૦ એકર વચ્ચેનાં | ૫૭૦ | ૪ | ૪૩૨ | ૨ |
| ૧૦૦ અને ૫૦૦ એકર વચ્ચેનાં | ૩૦ | | ૨૯ | |
| કુલ એકર | ૯૪,૬૬૦ | | ૯૨,૬૩૯ | |
| ખાતાંના સરેરાશ એકર | ૭ | | ૩.૮ | |

૧૯૦૧થી ૧૯૨૧ના ૨૦ વર્ષમાં ખાતાનું સરેરાશ ક્ષેત્રફળ ૭ એકરથી ૩.૮ એકર ઉપર આવ્યું તો ત્યાર પછીનાં આ ૨૫ વર્ષમાં તો સરેરાશ ક્ષેત્રફળ ૨ એકર ઉપર આવ્યું હશે. ઉપર ખેતીના આર્થિક ઘટકનું વર્ણન આપ્યું છે તે પ્રમાણે બોરસદ તાલુકામાં ખેતીનો આર્થિક ઘટક સાડા બાર એકરનો ગણાય છે તેને બદલે ૧૯૨૧માં ૮૨ ટકા ખાતેદારો તો પાંચ એકરથી પણ ઓછી જમીનવાળા હતા.

સુરત જીલ્લાના ઓરપાડ તાલુકામાં કેટલાંક પસંદ કરેલાં ગામની શ્રી. શુકલે તપાસ કરી હતી, તેમાં પરિણામ નીચે પ્રમાણે જણાયું હતું. તેમણે આર્થિક ઘટક ૨૦ એકરનો લીધો છે.

| ગ્રામસમૂહ | કુલ ખાતાં | આર્થિક ઘટક અથવા તે કરતાં મોટાં ખાતાં | આર્થિક ઘટક કરતાં નાનાં ખાતાં | અનાર્થિક ઘટકના ટકા |
|---|---|---|---|---|
| ૧. | ૯૨ | ૧૯ | ૭૩ | ૭૯.૩ |
| ૨. | ૧૨૮ | ૭ | ૧૨૧ | ૯૪.૫ |
| ૩. | ૭૬ | ૯ | ૬૭ | ૮૮.૧ |
| ૪. | ૯૨ | ૩ | ૮૯ | ૯૬.૭ |
| ૫. | ૨૦૩ | ૮ | ૧૯૫ | ૯૬.૦ |
| કુલ | ૫૯૧ | ૪૬ | ૫૪૫ | ૯૨.૨ |

મદ્રાસ, બંગાળ, પંજાબ વગેરે પ્રાન્તોમાં પણ આવી જ સ્થિતિ છે.

૪. આ ઉપરાંત બીજી મોટી અગવડ એ છે કે દરેક ખેડૂતની જમીન એક જથે નથી હોતી પણ જમીનનો એક ટુકડો ગામની ઉત્તરમાં હોય તો બીજો ટુકડો ગામની દક્ષિણમાં હોય છે, એક પૂર્વમાં હોય તો બીજો પશ્ચિમમાં હોય છે. આવી રીતે દરેક ખેડૂતની જમીન ચાર પાંચ જુદી જુદી દિશામાં અને એકબીજાથી દૂર આવેલી હોઈ કામ કરવા માટે જવા આવવામાં વખતનો બહુ બગાડ થાય છે તથા જુદી જુદી દિશામાં આવેલાં ખેતરોની બરાબર સંભાળ રાખી શકાતી નથી. તેથી ખેતીનું ખર્ચ વધુ આવે છે અને પાક ઓછો ઊતરે છે.

શ્રી. મુખત્યારે સુરત જિલ્લાના વલસાડ તાલુકામાં અટગામની આર્થિક તપાસ ૧૯૨૭–૨૮માં કરી હતી. એક એક ખાતેદારની જમીન કેટલા ટુકડામાં વહેંચાયેલી હોય છે તે બાબત તેમની તપાસમાં નીચે પ્રમાણે પરિણામ જણાયું હતું :

| ટુકડા | એટલા ટુકડાવાળા ખાતેદારોની સંખ્યા | ટુકડા | એટલા ટુકડાવાળા ખાતેદારોની સંખ્યા |
|---|---|---|---|
| ૧ થી ૫ | ૨૮૬ | ૨૧ થી ૨૫ | ૭ |
| ૬ થી ૧૦ | ૬૨ | ૨૬ થી ૩૦ | ૮ |
| ૧૧ થી ૧૬ | ૪૨ | ૩૧ થી ૪૦ | ૬ |
| ૧૬ થી ૨૦ | ૨૨ | ૪૦ ઉપર | ૩ |

૫. ખેતીના ટુકડા વહેંચાયેલા હોવાથી પાકની દેખરેખ અને ચોકી સારી રીતે રાખી શકાતી નથી. વાંદરાં, રોઝ, હરણ, ભૂંડ વગેરે જાનવરોના ત્રાસમાંથી પણ પાકનું સારી રીતે રક્ષણ થઈ શકતું નથી. હથિયારબંધીનો કાયદો પણ આમાં અડચણરૂપ છે.

૬. ઉંદર, કાતરા સામે અથવા પાકના જુદા જુદા રોગો સામે રક્ષણ કરવા માટે જે શાસ્ત્રીય આવડત જોઈએ તે તથા તેને લગતાં સાધનો આપણા ગરીબ ખેડૂતો પાસે હોતાં નથી. અને સરકારી ખેતીવાડી ખાતું આ બાબતમાં બહુ નજીવી મદદ કરી શકે છે.

૭. જ્યાં જમીનદારી પદ્ધતિ છે ત્યાં ખેડૂતો જમીનના માલિક નથી. વળી જ્યાં જમીનદારી પદ્ધતિ નથી ત્યાં પણ દેવાના બોજાને લીધે મોટા ભાગની જમીનની માલકી શાહુકારો એટલે કે બિન–ખેડૂતોના હાથમાં જઈ પડી છે. આ કારણે જેઓ જાતે મહેનત કરીને ખેતી કરનારા છે તેમના હાથમાં પોતાની મહેનતનું ફળ રહેતું નથી. ખેડૂત મહેનત કરીને વધારે પકવે તો જમીનદાર તથા શાહુકાર વધારેલી સાંથના અથવા વ્યાજના રૂપમાં બધું ખેંચી જાય છે એટલે ખેડૂતને ખેતીમાં કશો રસ રહેતો નથી અને તેથી ખેતી ખરાબ થાય છે. શાહુકાર પોતાની લેણી રકમના અથવા વ્યાજના બદલામાં જ્યારે પાક ખેંચી જાય છે ત્યારે તેના ભાવ બહુ ઓછા ગણે છે અને પછી જ્યારે ખેડૂત પાસે ખાવાનું ખૂટે ત્યારે તેને ખાવા માટે અનાજ ધીરે છે તેના ભાવ બહુ ઊંચા મૂકે છે. આમ આપતી તથા લેતી બન્ને વખતે ખેડૂત લૂંટાય છે.

૮. આપણા દેશમાં દર વરસે લગભગ પંદર લાખ માણસો મૅલેરિયાથી મરે છે. પરંતુ મરે છે તે કરતાં દશગણા વધારે મૅલેરિયામાં સપડાઈ, ભાદરવા આસો મહિનામાં એટલે પાકની ખરી મોસમ વખતે જ્યારે બહુ કામ કરવાનું હોય છે તે જ વખતે કામ કરવા અશક્ત બને છે. તેથી પણ ખેતી જોઈએ તેવી થતી નથી.

૯. જમીન મહેસૂલનો બોજો બહુ ભારે છે. વળી પાક લગભગ તૈયાર થવા આવે તે જ વખતે તે વસૂલ કરવાની કડક રીતથી ખેડૂતને પોતાના પાકના ભાવ સારા ઊપજતા નથી. મહેસૂલના હપતાનો તકાદો થતો હોય તેથી શાહુકાર અથવા વેપારી માગે તે ભાવે ખેડૂતને પોતાનો માલ વેચી નાખવો પડે છે.

૧૦. બીજી રીતે પણ ખેડૂત સાધનસંપન્ન નહિ હોવાથી અને પાકના ભાવનો આધાર દુનિયાનાં બજારો ઉપર તથા સટોડિયાની કરામતો ઉપર આધાર રાખતો હોઈ આપણા દેશના ખેડૂતોને પોતાના પાકના સારા ભાવ ઊપજતા નથી. સને ૧૯૩૦થી ૧૯૩૬ વચ્ચેના પાકના ભાવના આંકડા બતાવે છે કે ખેડૂતને પોતાનો માલ પોતાના ઉત્પાદન ખર્ચ કરતાં પણ ઓછે ભાવે એટલે ચોખ્ખી ખોટ ખાઈને વેચવો પડ્યો છે.

૧૧. અફીણ, દારૂ તથા બીજાં વ્યસનોની બદી એ પણ ખેડૂતોની પાયમાલીનું એક જબરું કારણ છે.

૧૨. ઉપરના બધા કરતાં મોટું અને મૂળ કારણ તો એ છે કે ખેડૂતના મદદગાર એવા ગૃહઉદ્યોગો તથા ગ્રામઉદ્યોગો યંત્રઉદ્યોગોની હરીફાઈમાં નાશ પામ્યા છે અને કોઈ રહ્યાસહ્યા હોય તો તે નાશ પામતા જાય છે. આને લીધે ખેડૂતને વધારાની આવકનું સાધન બંધ થયું છે અથવા બીજી ભાષામાં કહીએ તો પોતાની વપરાશની નાની મોટી અનેક વસ્તુઓ ખેડૂત પોતાના ફાજલ વખતમાં બનાવી લેતો તે હવે તેને રોકડેથી તૈયાર લાવવી પડતી હોઈ તેનું ખર્ચ વધ્યું છે. અને એનો પેલો ફાજલ વખત તો નકામો જ પડ્યો રહે છે. આપણા દેશની બહુ મોટા ભાગની ખેતી કેવળ વરસાદ ઉપર આધાર રાખતી હોઈ ઘણાખરા ખેડૂતો પોતાની જમીનમાંથી વરસમાં એક પાક જ લઈ શકે છે. એવી ગણતરીઓ કરવામાં આવેલી છે કે ઘણા ખેડૂતોને વરસમાં ચારથી છ મહિના તદ્દન કામ વિનાના બેકાર બેસી રહેવું પડે છે. આ ગાળામાં ખેડૂતની માફક એના બળદ પણ બેકાર પડે છે. પહેલાં તો બળદનો ઉપયોગ ગાડાંમાં થતો પણ હવે માલ લાવવા લઈ જવા માટે રેલ્વે ઉપરાંત મોટર લૉરીઓનો ઉપયોગ મોટા પ્રમાણમાં થાય છે એટલે બળદગાડાં નકામાં પડતાં જાય છે. વળી ગામડાના કારીગરો જેવા કે કુંભાર, લુહાર, ચમાર, વણકર વગેરેના ઉદ્યોગો પણ યંત્ર ઉદ્યોગોની હરીફાઈમાં પાયમાલ થયા હોઈ એ લોકોને ખેતીનો જ આશ્રય લેવો પડ્યો છે. તેથી ખેતી ઉપર ગુજારો કરનારાની સંખ્યા વધતી ગઈ છે. સને ૧૮૯૧માં કુલ વસ્તીના ૬૧ ટકા ભાગના ગુજરાનનો આધાર ખેતી ઉપર હતો ત્યારે સને ૧૯૩૧માં કેવળ ખેતી ઉપર પોતાના ગુજરાનનો આધાર રાખનારની સંખ્યા ૭૩ ટકા જેટલી થઈ છે. આ ચાળીસ વર્ષના ગાળામાં એકર દીઠ પેદાશની ગણતરીએ તો ખેતી ઉત્તરોત્તર બગડતી જ ગઈ છે. કંગાળ બનતી જતી ખેતી ઉપર ગુજરાન કરનારી વસ્તીનો બોજો વધતો જાય છે એ બેવડો માર છે. વળી ખેતીની જમીનનું પ્રમાણ તો એનું એ રહે છે.

## ઉપાયો

૧. ખેડૂતોને કચડી નાખનારો અથવા તેમને ગૂંગળાવી મારનારો દેવાનો જે બોજો તેમના ઉપર છે તે કોઈ પણ ઉપાયે બને તેટલો સત્વર નાબૂદ થવો જોઈએ. આમાંનો મોટા ભાગનો બોજો તો શાહુકારોની વ્યાજખોરી તથા કૂડકપટને લીધે કેવળ ખોટી રીતનો વધી પડેલો છે. ઋણમુક્તિના કડક કાયદાથી જ આનો ઉપાય થઈ શકે એવો છે. તે જ પ્રમાણે આજે જેટલા ખેતીના અનાર્થિક ઘટકો છે તેના ઉપરથી જમીન મહેસૂલનો બોજો

બિલકુલ કાઢી નાખવો જોઈએ. બીજા સુધારા કરીને ખેતી આર્થિક દૃષ્ટિએ પોસાય એવી ન થાય ત્યાં સુધી ખેડૂતો પાસેથી જમીન મહેસૂલ લેવું એ ભારે અન્યાય છે.

૨. બીજી તરફથી ખેતીની પેદાશ વધારવા માટે શક્ય તેટલી સઘળી બાજુથી પ્રયત્નો થવા જોઈએ. વરસોવરસ ખાતર નાખ્યા વિના પાક લીધા કરીને જમીનનો કસ આપણે લૂંટયે જઈએ તેથી કાંઈ બરકત ન આવે. આપણી પાસે જે ખાતર ઉપલબ્ધ છે તેનો પણ આપણે આજે પૂરેપૂરો ઉપયોગ કરતા નથી. ખાતરના ઉકરડા રાખવાની આપણી ઢબ ખામી ભરેલી હોઈ તેનો પચીસ ટકા ઉપરાંત કસ તો હવામાં જ જતો રહે છે. ગામડાંની ચોમેર માણસો ઝાડે ફરવા બેસી ગંદકી કરે છે તેને બદલે પાયખાનાંની વ્યવસ્થા કરી મનુષ્યના એ મળનો ઉપયોગ ખાતર તરીકે કરવામાં આવે તો એટલું કીમતી ખાતર મળે અને ગંદકી નાબૂદ થાય. ઘરનો સામાન્ય કચરો-પૂંજો, ઝાડનાં ખરી પડેલાં પાંદડાં, ઢોરના ખાતાં વધેલાં રાડાં એ બધું એકઠું કરી, 'કૉમ્પોસ્ટ'ની પદ્ધતિથી તેનું પણ ખાતર બનાવી શકાય છે. એક જ જમીનમાં પાકની શાસ્ત્રીય ઢબે ફેરબદલી કરીને પણ જમીનનો કસ વધુ સચવાઈ રહે એવી ગોઠવણ થઈ શકે છે. આવા કેટલાક સુધારા તો કેવળ વધારે કાળજી રાખવાથી જ વિના ખર્ચે થઈ શકે એવા છે. છતાં આ બાબતમાં ખેડૂતને મદદ તો કરવી જ પડશે. ખાતર ઉપરાંત સારા ચોખ્ખા બીનો પણ પ્રશ્ન છે. સુંદરમાં સુંદર બી માટે કેટલીક ખેતી સરકાર તરફથી કરવામાં આવે અને પૂરતા પ્રમાણમાં ખેડૂતને સારું બી પૂરું પાડવામાં આવે એ જરૂરનું છે. ખેડૂતોને પણ સારું બી સંઘરી રાખવાનું સમજાવવું જોઈએ. વળી ખેતીની પેદાશ વધારવી હોય તો કેવળ વરસાદ ઉપર આધાર રાખ્યે પણ નહિ ચાલે. પંજાબ, સિંધ તથા યુક્તપ્રાંતમાં નહેરો કાંઈક વધુ પ્રમાણમાં છે ખરી, પણ જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં નહેરો ઘણી વધારવાની જરૂર છે. અને જ્યાં નહેરો ન થઈ શકે એમ હોય ત્યાં મોટી સંખ્યામાં કૂવા તથા તળાવ ખોદાવવાની તથા જ્યાં જરૂર હોય ત્યાં કૂવામાં બોરિંગ કરી વધુ પાણી મળે એવી સગવડો ઊભી કરવાની જરૂર છે. આ કામો એવાં છે કે સરકાર મારફત જ થઈ શકે. બીજાં ખાતાંઓમાંથી ખર્ચ બચાવીને અથવા જે વર્ગ ખમી શકે તેમ હોય તેમના ઉપર વધારે કર નાખીને પણ આ કામ સરકાર તરફથી ઉપાડવાની જરૂર છે. આમાંથી કેટલાંક વર્ષો સુધી બદલાની આશા સરકારે ન રાખવી જોઈએ. સરકાર અને બિન-ખેડૂત વર્ગ ખેડૂતને બહુ વરસો થયાં ચૂસતા આવ્યા છે. હવે તેની હદ આવી ગઈ છે. હવે એ શેરડીમાં રસ બિલકુલ રહ્યો નથી એટલે ગમે તેટલા વધુ સત્તાબળથી અથવા ચતુરાઈવાળી યુક્તિ-

પ્રયુક્તિથી એ ચૂસણ આગળ નભી શકે એમ નથી, એ સરકાર તેમ જ શાહુકાર વર્ગે સમજી લેવાની જરૂર છે. કોઈ પણ વર્ગનું શોષણ આખા જનસમાજના હિતમાં અંતરાય નાખે જ છે. પણ હિંદુસ્તાનના ખેડૂતોની દશા તો ત્યાં સુધી પહોંચી છે કે બિન–ખેડૂત વર્ગના તથા સરકારના નજીકના સ્વાર્થ ખાતર પણ હવે એ શોષણ બંધ થવું જોઈએ. જાતમહેનતથી અને જરૂર પડતાં હાળી તથા ઉભડિયા મજૂરોની મદદથી ખેતી કરનારો ખેડૂત પોતાની જમીનનો પૂરો માલિક હોવો જોઈએ. વળી દરેક પ્રદેશમાં ખેતીનો આર્થિક ઘટક કેટલો હોવો જોઈએ એ નક્કી કરી દરેક ખેડૂત પાસે ઓછામાં ઓછી અમુક જમીન તો હોવી જ જોઈએ, અને કોઈ ખેડૂત અમુક જમીનથી વધારે રાખી પણ ન શકે એવી વ્યવસ્થા થવી જોઈએ.

૩. ઘણાંયે ખેતરો સરખાં સપાટ નથી હોતાં. તેને લીધે વરસાદનું પાણી તેમાં રહી શકતું નથી અને પાણી વહી જવાની સાથે ખેતર ધોવાતું જાય છે. તેમાં ખાતર નાખ્યું હોય તો તે પણ ઘસડાઈ જાય છે. એટલે આવાં ખેતર તદ્દન કસ વિનાનાં બની જાય છે. આવાં ખેતરને સપાટ બનાવવા માટે તેના નીચાણવાળા ભાગ તરફ બંધ બાંધવાની રીત સસ્તામાં સસ્તી છે. આ કાર્યક્રમ બહુ વિશાળ પાયા ઉપર ચલાવવાની જરૂર છે. તેની સાથે વાવેતરની કેટલીક સુધરેલી રીતો તથા પાકને લગતા રોગો તથા ખેતરોમાં પડતાં જીવજંતુઓ, કાતરા, ઉંદર વગેરેને નાબૂદ કરવાની રીતોનો પ્રચાર અને એ બાબતમાં મદદ સરકારી ખેતીવાડી ખાતા તરફથી થવાની બહુ જરૂર છે. સરકારનું ખેતીવાડી ખાતું પ્રયોગો અને સંશોધનો તો કર્યાં કરે છે પણ એ ખાતાનો ખેડૂતવર્ગ સાથે જોઈએ તેવો સંપર્ક નહિ હોવાથી ખેડૂતોની ખરી મુશ્કેલીઓ જ તે જાણતું નથી અથવા સમજી શકતું નથી. કેટલીક વાર તેમના સુધારા ખેડૂતોને પોસાય એવા નથી હોતા. વળી ખેડૂતોનો વિશ્વાસ સંપાદન કરી શકે એવી યોગ્યતા તથા આવડતવાળા તેમ જ ખેડૂતોની મુશ્કેલીઓ સમજી શકે એવા અનુભવવાળા તથા ખેડૂતો પ્રત્યે સહાનુભૂતિવાળા પ્રચારકો પણ સરકારના ખેતીવાડી ખાતા પાસે નથી. ખેડૂતો અજ્ઞાન છે તથા રૂઢિચુસ્તતાને લીધે કોઈ પણ સુધારા નહિ સ્વીકારવાના જક્કીપણાવાળા છે એવા આક્ષેપો ખાતા તરફથી ખેડૂતોને વિષે કરવામાં આવે છે તે તદ્દન ખોટા છે. જો સુધારાથી પોતાને લાભ થાય એમ હોય તો એ સુધારા ઝટ સ્વીકારીને તેનો અમલ કરવા મંડી પડવા જેટલો પોતાનો સ્વાર્થ ખેડૂતો બરાબર સમજે જ છે. પણ કેટલીક વાર એ સુધારા એવા હોય છે કે જેનો અમલ કરવાનું તેમની આર્થિક સ્થિતિની દૃષ્ટિએ તેમના ગજા ઉપરવટનું હોય. કેટલીક વાર પ્રચારકો વ્યાવહારિક ખેતીના અનુભવ વિનાના પણ હોય છે અને પોતે જે સુધારા સૂચવે છે તે તેમણે

પોતે જ અજમાવી જોયેલા હોતા નથી. અને તે ઉપરાંત તેમનામાં અમલદારી અકડાઈ હોય છે એટલે તેઓ ફાવી શકતા નથી. ખાતું આ વસ્તુ સમજી લે અને પોતાની કાર્યપદ્ધતિમાં સુધારો કરે એ બહુ જરૂરનું છે.

૪. ખેતીને ઉપદ્રવ કરનારાં તથા નુકસાન પહોંચાડનારાં જંગલી જાનવરોનો પણ નાશ થવાની જરૂર છે. એક ખેડૂત પોતાના ખેતરમાંથી બીજી તરફ આવાં જાનવરોને હાંકી કાઢે એટલું બસ નથી. આ માટે પણ પદ્ધતિસર કાર્યક્રમ યોજાવો જોઈએ.

૫. આર્થિક દૃષ્ટિએ ખેતી કરવી પોસાય એટલી પૂરતી જમીન ઘણા ખેડૂતો પાસે નથી હોતી તથા જેટલી હોય છે તેટલી ચોદિશ છૂટી છવાઈ વેરાયલી હોય છે તે મુશ્કેલી દૂર કરવા ગામના જેટલા ખેડૂતો બની શકે તેટલા ભેગા થઈ સહકારી ધોરણે સહિયારી ખેતી કરવા માંડે એ જરૂરનું છે. એમ કરવાથી માણસની તથા બળદની મજૂરી નાહક વેડફાઈ જતી બચાવી શકાશે. સારાં સાધનો પણ વાપરી શકાશે અને સુધરેલી ઢબના પ્રયોગો પણ કરી શકાશે. જેઓ સહકારી ધોરણે સહિયારી ખેતી કરવા તૈયાર થાય તેમને સરકાર તરફથી કેટલીક સગવડો કરી આપીને તથા આવી સહિયારી ખેતીમાં રહેલા ફાયદા સમજાવવાનો જબરદસ્ત પ્રચાર કરીને આપણા ખેડૂતોને આ રસ્તે વાળ્યા સિવાય ખેતીના અનાર્થિક ઘટકો (અન-ઇકૉનૉમિક હોલ્ડિંગ્સ) તથા દરેક ખેડૂતનાં ચોદિશ છૂટાંછવાયાં આવેલાં ખેતરોને (ફ્રૅગ્મેન્ટેશન ઑફ હોલ્ડિંગ્સ) લીધે થતાં નુકસાનોનો ઉપાય થઈ શકવાનો નથી.

૬. ખેડૂતોને પોતાના નવરાશના વખતમાં મદદગાર ઉદ્યોગ મળી રહે તે માટે ખાદી તથા બીજા ગ્રામઉદ્યોગોને સજીવન કરવા જોઈએ. તેનું વિશેષ વિવેચન તે વિષેના અલગ પ્રકરણમાં આપણે કરીશું. ખેડૂત આવા મદદગાર ધંધાનો આશ્રય લઈને પોતાની વપરાશની વસ્તુઓની બાબતમાં બહુ મોટે ભાગે જો સ્વાશ્રયી થઈ જાય તો અત્યારે વેચવા જતાં તેમ જ ખરીદવા જતાં બન્ને વખતે તે લૂંટાય છે એ લૂંટમાંથી તે સહેજે બચી જાય. આજે આપણા ખેડૂતોની એવી સ્થિતિ છે કે પોતાની રોજની જરૂરિયાતો માટે તેને શહેરના વેપારી ઉપર આધાર રાખવો પડે છે. અને કાંઈ પણ રોકડ તેની પાસે હોય તે આવી ખરીદીમાં જતી રહેતી હોઈ પોતાની ખેતી સુધારવા માટે તેની પાસે કશું રહેતું નથી. અત્યારની સ્થિતિમાં આપણા ખેડૂત માટે ઉત્તમ ઉપાય એ છે કે તે નાણાંવ્યવહારની ચુંગાલમાંથી આપમેળે નીકળી જાય અને પોતાને જોઈતી વસ્તુઓનો પોતે જ ઉત્પાદક તથા પોતે જ ઘરાક બની જાય.

૭. દરેક ખેડૂત દુઝાણા માટે ઢોર રાખે છે. તેમાંથી તેને દૂધ ઘી મળી રહે છે તથા પોતાનાં ખેતરો માટે ખાતર પણ મળી રહે છે. આજકાલ ખાસ

કરીને આપણી ગુજરાતમાં ખેડૂતો દુઝાણા માટે ભેંસો રાખતા થઈ ગયા છે. તેમાંથી તેમને ઘીની પેદાશ ઠીક ઠીક થાય છે. પણ ભેંસને બદલે જો તે ગાય રાખે તો દૂધ, ઘી અને ખાતર ઉપરાંત તેને બળદ પણ મળી રહે, અને એ રીતે એની અર્થવ્યવસ્થા પૂર્ણ બની રહે. આજે ખેડૂતો બળદ વેચાતા લાવે છે પણ જેમ જેમ આપણે ગાયની અવજ્ઞા કરવામાં આગળ વધીએ છીએ તેમ તેમ બળદ મોંઘા થતા જાય છે અને વધુ કિંમત આપતાં સારી જાતના અને બળવાન બળદ મળતા નથી. ખેડૂતને એક બળદ અથવા બળદ જોડ ખરીદવી હોય ત્યારે સામટી સો બસોની રકમ જોઈએ તે તેની પાસે હોતી નથી એટલે તે માટે તેને શાહુકારનાં બારણાં ઠોકતા જવું પડે છે. અને આ રકમ મેળવવા તેને જે કોથળી છોડામણી, તથા ભારે વ્યાજ વટાવ આપવા પડે છે તે એને બહુ મુશ્કેલીમાં મૂકી દે છે. ખેડૂતોને દેવામાં ફસાવું પડે છે, તેનાં ઘણાં કારણોમાં બળદ ખરીદવા માટે જોઈતી એક સામટી મોટી રકમ એ પણ એક કારણ છે. પોતે ઘેર ગાય રાખે તો એને વધુમાં વધુ ચાર છ વર્ષે એક બળદ જોડ સહેજે મળી રહે. ચાર છ વર્ષે આ બળદ જોડ તૈયાર થાય તેનું ખર્ચ એટલે કે વાછડાનું ખોરાકી ખર્ચ તથા તેને ઉછેરતાં પોતાને થયેલી મજૂરી એ બધું નાણાંના રૂપમાં જો કોઈ ગણવા બેસે તો સંભવ છે કે બળદ જોડ વેચાતી લાવતાં જે ખર્ચ થાય તે કરતાં પેલા ખર્ચનો આંકડો વધી જાય. પણ હકીકત જુદી જ હોય છે. ખેડૂતને ઘેર આ વાછડા પોતાની ખેતીની આડ-પેદાશમાંથી અને પોતાની ફાજલ મહેનત મજૂરીમાંથી એવી રીતે ઊછરે છે કે ખેડૂતને વસ્તુતાએ બહુ ઓછું રોકડ ખર્ચ થાય છે. રૂપિયા આના પાઈની ગણતરીથી હિસાબ કરવા જતાં ભુલાવામાં પડી જવાય એવી આ બાબત છે.

૮. પોતાના કુટુંબમાં લગ્ન તથા મરણ પ્રસંગે ખેડૂતો પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરી નાખે છે એ તેમની દેવાદારીનું એક બહુ મોટું કારણ છે, એમ કહી ખેડૂતોની આ ટેવની ઘણા અર્થશાસ્ત્રીઓ ઝાટકણી કાઢે છે. ખેડૂતને આ બાબત દોષ દેતાં પહેલાં વસ્તુસ્થિતિ જરા ઊંડા ઊતરીને તપાસવાની જરૂર છે. લગ્નમરણ પ્રસંગે ખાસ કરીને લગ્ન પ્રસંગે કાંઈ ને કાંઈ વિશેષ ખર્ચ કરવાનો રિવાજ દરેક સમાજમાં જોવામાં આવે છે. સામાજિક વ્યવહારમાં આનંદઉત્સવના પ્રસંગોને સ્થાન હોય અને તેને અંગે કાંઈક વિશેષ ખર્ચ થાય એ સ્વાભાવિક છે. કુટુંબના ખર્ચના બજેટમાં આવા આનંદઉત્સવના પ્રસંગો પરત્વેના ખર્ચને યોગ્ય સ્થાન મળવું જ જોઈએ. ખેડૂતોમાં આવાં ખર્ચ કરવાના રિવાજ જે વખતે પડ્યા હશે તે વખતે તેમની ખેતીની આવકમાંથી આવાં ખર્ચ સહેજે નીકળી રહેતાં હોવાં જોઈએ. પણ તેમના

સતત ચાલી રહેલા શોષણને કારણે તેઓ જે કંગાળ હાલતમાં આવી પડચા છે તે હાલતની સાથે પોતાની સારી સ્થિતિમાં પડી ગયેલા રિવાજો મુજબ કરવામાં આવતા ખર્ચનો મેળ આજે બેસતો નથી. એટલે પોતાની સ્થિતિ સુધરે ત્યાં સુધી એટલી તાણુ વેઠી ખેડૂતો આવાં સામાજિક ખર્ચો ન કરે અને જે કાંઈ બચાવી શકાય તે પોતાની ખેતી સુધારવા પાછળ જ ખર્ચે એમ તેને કહેવું એ વાજબી છે. પણ ખેડૂતની સારી સ્થિતિ થઈ તો ત્યારે જ કહેવાશે જ્યારે તેના બજેટમાં સામાજિક આનંદઉત્સવના પ્રસંગોએ યોગ્ય ખર્ચ કરવાની જોગવાઈ હશે. એટલું જ નહિ પણ પોતાના કુટુંબમાં માંદગી આવી પડે તે માટે દવા તથા સારવારની, પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી આપવાની, પોતે પ્રસંગોપાત્ત પ્રવાસ કે તીર્થયાત્રા કરી શકે તેની, તથા સંસ્કારી જીવનને આવશ્યક એવી બીજી બાબતો માટે કાંઈ ખર્ચ કરવું પડે તેની જોગવાઈ પણ તેના બજેટમાં થઈ શકવી જોઈએ.

આપણા દેશના ખેડૂતોની તથા આપણી ખેતીની દુર્દશાનાં કારણો તથા ઉપાયોનો આપણે વિચાર કરી ગયા. હવે આપણી ખેતીને અંગે બીજા કેટલાક મહત્ત્વના પ્રશ્નોનો આપણે વિચાર કરીશું.

### ખેડાણ જમીનમાં વધારો

૩. એક પ્રશ્ન આપણી વધતી જતી વસ્તીને કારણે તેમ જ બીજાં કારણોએ ખેતી ઉપર ગુજરાન કરનારની સંખ્યા વધતી જાય છે તેને લગતો છે. દેશની વસ્તી વધતી જાય છે તેની સાથે તેના ગુજરાન માટે ખેતીની પેદાશ વધવી જોઈએ. તે માટે બે રીતો છે. જેટલી જમીન અત્યારે ખેડાય છે તેટલી જ જમીનમાંથી વધારે ઉત્પન્ન કરવું અથવા કે તથા દેશમાં ખેડવા લાયક વધુ જમીન છે કે કેમ તેનો વિચાર કરી વધુ જમીન ખેડાણ કરવી. સરકારી આંકડા પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનમાં લગભગ ૧૦ કરોડ એકર જમીન ખેતીનો વિસ્તાર કરવા માટે મળી શકે એમ છે. પરંતુ એ જમીન ખેડાણ કરતાં વધારા પડતું ખર્ચ લાગી જવાનો સંભવ હોવાથી તથા આવી જમીન જે પ્રદેશમાં આવેલી છે તે પ્રદેશનાં હવા પાણી ખરાબ હોવાથી ઘણા ખેતી-નિષ્ણાતોનું માનવું એવું છે કે એકંદરે જોતાં આપણા દેશમાં વધુ જમીન ખેડાણ કરવાનો અવકાશ બહુ જ મર્યાદિત છે. માટે જે જમીન છે તેની જ ખેતી સુધારીને તેમાંથી વધુ ઉત્પન્ન લેવાની દિશામાં જ સારા પ્રયત્નો થવા જોઈએ. ખેતીની દુર્દશાનાં કારણો તથા તે દશા સુધારવાના ઉપાયોની જે ચર્ચા ઉપર આપણે કરી ગયા તે ઉપરથી કહી શકાય કે બરાબર પ્રયત્નો કરવામાં આવે તો ચાલુ ખેડાણ જમીનનું ઉત્પન્ન લગભગ ૫૦ ટકા

જેટલું તો સહેલાઈથી વધારી શકાય. પરંતુ ખેતીનો વિસ્તાર કરવાની દિશામાં પણ કશા પ્રયત્નો કરવા જેવા નથી એમ માનવું યોગ્ય નથી. વસવાટ વિનાના શાની પ્રદેશમાં હવા પાણી સારાં ન હોય એ વાત સાચી છે પણ આધુનિક વિજ્ઞાને જે પ્રગતિ કરી છે તેની મદદથી હવાપાણી સુધારવાની આશા આપણે જરૂર રાખી શકીએ. વળી આવી કુંવારી પડેલી જમીન વધુ કસવાળી હોય અને વધુ ઉત્પન્ન આપે એવો પણ સંભવ છે. એટલે ચાલુ ખેતી સુધારવી તથા વધુ જમીન ખેડાણ કરવી એ બન્ને દિશામાં આપણે પ્રયત્નો કરવાની જરૂર છે.

### યંત્રનો ઉપયોગ

૪. બીજો પ્રશ્ન આપણા દેશની ખેતીમાં ભૌતિક શક્તિથી ચાલતાં યાંત્રિક સાધનોનો ઉપયોગ કરવા માટે કેટલો અવકાશ છે તેને લગતો છે. આવાં સાધનોમાં જમીન ખેડનારાં ટ્રૅક્ટરો, જમીનને સપાટ કરનારાં ગ્રેડરો, ઘાસ કાપવાના સંચા, કૂવામાંથી પાણી ખેંચવાના પમ્પો વગેરે મુખ્ય છે. જ્યાં એક જથે મોટી જમીન હોય અને તે પહેલી વાર તોડવાની હોય ત્યાં ટ્રૅક્ટર બહુ ઉપયોગી થઈ પડે એ વિષે શંકા નથી. તે જ પ્રમાણે ઘાસનું બીડ મોટા વિસ્તારમાં હોય ત્યાં ઘાસ કાપવાનાં તથા તેની ગાંસડીઓ બાંધવાનાં યંત્રો પ્રમાણમાં વધારે સારું કામ આપે છે. પણ આપણા દેશમાં આવાં બીડો તથા વિશાળ ખેતરો અપવાદરૂપ છે, અને તેથી આ સાધનોનો ઉપયોગ અતિશય મર્યાદિત જ રહેવો જોઈએ. સહકારી ધોરણે અથવા તો સમાજવાદી સિદ્ધાન્ત પ્રમાણે નાના નાના ખેડૂતો પોતાની જમીન એક જથે કરી સંયુક્ત ખેતી કરે, તો આવાં યંત્રોને માટે અવકાશ પેદા થાય ખરો. પણ આપણા દેશમાં માનવશક્તિ તથા બળદશક્તિ બહુ મોટા પ્રમાણમાં ઉપલબ્ધ હોવા છતાં અને તે શક્તિ અમુક પ્રમાણમાં તો બેકાર પડી રહેતી હોવા છતાં આપણે ભૌતિક શક્તિના ઉપયોગની વાત કરીએ એ ઇષ્ટ છે ખરું? ભૌતિક શક્તિથી ચાલતાં ઉપર જણાવેલાં યંત્રો પુષ્કળ માણસોને અને તેથી યે વધારે પ્રમાણમાં બળદોને વધુ પ્રમાણમાં બેકાર બનાવી મૂકે. અત્યારે મોટરગાડીઓ ગામડે ગામડે પહોંચી જતાં બળદો બેકાર પડવા લાગ્યા જ છે. પહેલાં ખેતીના કામ ઉપરાંત ભારવાહનમાં બળદનો ઉપયોગ થતો અને તેથી બળદનો બધો ખર્ચ એકલી ખેતી ઉપર પડતો નહિ. ટ્રૅક્ટર રાખવામાં આવે તોપણ ખેતીને લગતાં કેટલાંક નાનાં નાનાં કામ માટે બળદ વિના ચાલે એમ તો છે જ નહિ. માટે ખેતીમાં કોઈ પણ યંત્ર દાખલ કરતા પહેલાં માણસની સાથે બળદના પેટ ઉપર તે પગ મૂકે એમ છે કે નહિ તે વિચાર કરવો જ જોઈએ. અને એ રીતે જોઈએ તો ટ્રૅક્ટરને આપણી ખેતીમાં આપણે સ્થાન આપી શકીએ

નહિ. તદ્દન નવી જમીન ખેડવા માટેના અપવાદરૂપ સંજોગોમાં તેનો ઉપયોગ કરવામાં આવે એ જુદી વાત છે.

૫. જમીનને સપાટ કરનારાં ટ્રેક્ટરનો પ્રશ્ન જુદી રીતે વિચારવા જેવો છે. આપણા દેશમાં કેટલાયે ખેતરો ઢાળવાળાં હોઈ ઓછું ઉત્પન્ન આપે છે. આવાં ખેતરોમાં અમુક અમુક જગ્યાએ પાળા બાંધી તથા અનુકૂળ જગ્યાએથી પાણી જવા માટેના નિકાલ મૂકીને તેને સપાટ કરવાના પ્રયત્નો ચાલે છે. આ વસ્તુ આવશ્યક હોઈ ઉત્તેજન આપવા જેવી છે. તેમાં ઘણા માણસોને કામ મળી શકે એમ છે. વળી જેટલું ખર્ચ કરવામાં આવે તેના પ્રમાણમાં ઉત્પન્ન ઘણું વધે એમ છે. પણ કેટલીક જગ્યાએ સપાટ કરવાનું કામ ઘણું જ વધારે હોય છે. પાળા બાંધીને તેવી જમીનોને સપાટ કરતાં વર્ષો વીતી જાય. આવી જમીનોને સપાટ કરવા માટે રાજ્ય તરફથી અથવા લોકલબોર્ડ જેવી સ્થાનિક સંસ્થાઓ તરફથી ટ્રેક્ટરો રાખવામાં આવે અને નજીવું ભાડું લઈ ખેડૂતોને તે વાપરવા આપવામાં આવે એ ઇષ્ટ છે. આ યંત્ર સાર્વજનિક માલકીનું રહેવું જોઈએ જેથી તે દ્વારા કોઈ જાતના શોષણને અવકાશ ન રહે.

૬. કૂવા ઉપર ભૌતિક શક્તિથી ચાલતા પમ્પ મૂકવાની બાબતમાં પણ હા કે ના એવો નિયમ બાંધી શકાય એમ નથી. આપણા દેશમાં મોટા ભાગની ખેતી કેવળ વરસાદ ઉપર આધાર રાખનારી છે. નહેરોની સગવડ દેશમાં બધે જ થઈ શકશે નહિ. પણ કૂવાની સગવડ લગભગ બધે થઈ શકે એમ છે. દરેક ખેડૂત જો કૂવાવાળો હોય તો, દુકાળ વખતે તે લાચાર અને હાલહવાલ થઈ જાય છે, એવું તેને થવું પડે નહિ. કૂવા ઉપર કોસ જોડી પોતાના બળદને પણ તે કામ આપી શકે. પણ કેટલીક જગ્યાએ કૂવાનાં પાણી બહુ જ ઊંડાં હોય છે ત્યાં બળદ કરતાં પમ્પ વધારે અનુકૂળ પડે. વળી જ્યાં બોરિંગ કરવું પડ્યું હોય અને બોરિંગની પાઇપમાંથી જ સીધું પાણી ખેંચવાનું હોય ત્યાં તો એન્જિનપમ્પ સિવાય છૂટકો જ નથી હોતો. પણ બોરિંગ કરવાનું અને એન્જિનપંપ મૂકવાનું ખર્ચ કરવાની ગુંજાશ સામાન્ય ખેડૂતની નથી હોતી. આવા કેસોમાં પણ સહકારી ધોરણે વ્યવસ્થા થવી જોઈએ. કૂવા ઉપર એન્જિનપમ્પ મૂકવામાં એક તરફથી બળદનું કોસનું કામ જાય છે જ્યારે બીજી તરફથી કૂવાને લીધે ખેતીનું કામ વધારે થઈ શકવાથી બળદને વધારાનું કામ મળી પણ રહે છે. એક ખેડૂત કુટુંબ પાસે એક બળદ જોડ, એક કૂવો અને તેટલાં સાધનથી બરાબર ખેડી અને વાવી શકાય એટલી જમીન એ આપણા દેશમાં સૌથી વધુ ઇષ્ટ સ્થિતિ છે. પણ જ્યાં શરૂઆતનું મોટું ખર્ચ કર્યા સિવાય છૂટકો ન જ હોય ત્યાં થોડાક ખેડૂતો ભેગા થઈ સહકારી ધોરણે એ ખર્ચ ઉપાડી લઈ અને સહિયારી ખેતી કરે એ જરૂરનું છે.

# પ્રકરણ ૨જું

# ગોપાલન

૧. આપણા દેશમાં ઉપયોગિતા તેમ જ મહત્ત્વમાં ખેતીથી બીજે નંબરે આવતો ઉદ્યોગ પશુપાલન તથા દુઝાણાનો છે. એમ તો એને બીજો નંબર આપવો એ પણ વાજબી નથી. કારણ ખેતીનો ઉદ્યોગ એના વિના ચાલી જ શકે એમ નથી. ખેતીને માટે પશુપાલન અનિવાર્ય છે, અને પશુપાલન ખેતી વિના અશકય છે. એટલે બન્ને ધંધા એકબીજાના પોષક છે. અમે એને ગોપાલન નામ એટલા માટે આપ્યું છે કે આપણાં પાળેલાં પશુઓમાં ગાય સૌથી મહત્ત્વની છે અને આપણે જોઈશું કે ગોપાલન વિના ખેતી ચલાવવી અશકય થઈ જાય એમ છે.

### ઢોરની સંખ્યા

૨. સને ૧૯૩૧ની ઢોરની ગણતરી મુજબ આપણા દેશમાં ઢોરની સંખ્યા લગભગ ૨૩ કરોડ છે. જેમાંનાં લગભગ ૧૬ કરોડ બ્રિટિશ હિંદમાં અને ૭ કરોડ દેશી રાજ્યોમાં છે. તેનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે :

૧૨.૫ કરોડ ગાય, બળદ તથા ભેંસ
૪.૬ ,, ઘેટાં
૫.૮ ,, બકરાં

---

૨૨.૯ કરોડ કુલ.

આખી દુનિયાનાં ઢોરની સંખ્યા ૧૯૨૬–૩૦ની ગણતરી મુજબ ૬૯ કરોડ ગણાય છે એટલે દુનિયાનાં કુલ ઢોરના લગભગ ત્રીજા ભાગનાં ઢોર આપણા દેશમાં છે. કોઈ પણ એક દેશ કરતાં આપણા દેશમાં ઢોરની સંખ્યા વધારે છે. ઢોરમાં આપણા દેશથી બીજે નંબરે રશિયા આવે છે. ત્યાંની સંખ્યા ૬.૫ કરોડ છે અને ત્રીજે નંબરે યુનાઇટેડ સ્ટેટ્સ આવે છે. ત્યાંની સંખ્યા ૫.૮ કરોડ છે. આમ છતાં દૂધની પેદાશમાં યુનાઇટેડ સ્ટેટ્સનો નંબર પહેલો છે. તેની દૂધની કુલ વાર્ષિક પેદાશ ૧૩૦ કરોડ બંગાળી મણ છે, જ્યારે આપણા દેશની દૂધની કુલ વાર્ષિક પેદાશ ૮૦ કરોડ બંગાળી મણ ગણવામાં આવે છે.+ યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં ઢોરની સંખ્યા

---

+ ઉપરના બધા આંકડા તથા આ પ્રકરણમાં બીજા જે આંકડા આપ્યા છે તે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયાના 'રિપોર્ટ ઑન ધ ડેવેલપમેન્ટ ઑફ ધ કેટલ ઍન્ડ ડેરી

લગભગ સાડાત્રણ ગણી હોવા છતાં દૂધની પેદાશ ૬૦ ટકા જેટલી જ છે. એટલે આપણા દેશના કરતાં યુનાઇટેડ સ્ટેટ્સનાં ઢોર ૭ ગણું વધારે દૂધ આપે છે એમ થયું.

### ઢોરની પેદાશ

૩. સને ૧૯૩૬ના આંકડા પ્રમાણે આપણા દેશની ખેતીની વાર્ષિક ઊપજ જ વીસ અબજ રૂપિયાની ગણવામાં આવી છે અને ઢોરની વાર્ષિક ઊપજ દસ અબજ ગણવામાં આવી છે. તેની વિગતો નીચે મુજબ છે.

| | |
|---|---|
| દૂધ, દહીં, ઘી વગેરેની | ૩૦૦ કરોડ રૂપિયા |
| બળદની મજૂરી | ૪૦૦ ,, ,, |
| ચામડાં | ૪૦ ,, ,, |
| ઢોરનું ખાતર | ૨૭૦ ,, ,, + |
| | ૧૦૧૦ કરોડ રૂપિયા |

ઉપરની દરેક વિગતની આવક જ્ઞાનપૂર્વકની વિશેષ કાળજી અને મહેનતથી વધારી શકાય એવી છે.

### ખેડૂત વિ૦ રબારી

૪. આપણા ખેડૂતો ઢોર રાખે છે ખરા, પણ દુધાળાં ઢોરની ખાસ કરીને ગાયોની મોટી સંખ્યા હજી રબારી ભરવાડો પાસે જ છે. તેઓ વિશાળ બીડો તથા જંગલોમાં પોતાનાં ઢોર ચરાવતા હતા. પણ જેમ જેમ બીડો ખેડાણ થતાં ગયાં તેમ તેમ ઢોર ચરાવવા માટે તેમની પાસે સાધનો રહ્યાં નથી અને તેથી ખેડૂતોની ખેતીમાં તેમને ભેલાડ કરવો પડે છે. આપણે છાપામાં દરરોજ રબારી ભરવાડોના ભેલાડના તથા ખેડૂતો સાથેના તેમના લડાઈટંટાના કેસો વાંચીએ છીએ તેનું મૂળ કારણ એ છે કે મોટી સંખ્યામાં ઢોર રાખનારા એ રબારી ભરવાડો પાસે પોતાનાં ઢોરને જિવાડવા માટે પૂરતી જમીન રહી નથી. પૂરતી શું, લગભગ રહી નથી એમ કહીએ તો ખોટું નથી. રબારી અને ખેડૂત વચ્ચેના આ ઝઘડાનો નિકાલ તો જ આવી શકે એમ છે, જો ખેડૂતો ગાયો રાખતા થાય. ખેડૂતો વધારે ગાયો રાખતા થાય એટલે રબારી ભરવાડો પાસે આપોઆપ ગાયો ઓછી થશે. પછી રબારી

---

ઇન્ડસ્ટ્રીઝ ઇન ઇન્ડિયા' લે. ડૉ. રાઈટ, સને ૧૯૩૭, એ પુસ્તકમાંથી લીધેલા છે.

\+ આ રકમ બહુ વધારે પડતી અને ભૂલભરેલી લાગે છે. ડૉ. રાવે ઢોરમાંથી થતી કુલ પેદાશ ૨૬૮ કરોડ રૂપિયા ગણી છે પણ બળદની મજૂરી ૪૦૦ કરોડ અને ખાતરની કિંમત રૂ. ૨૭૦ કરોડ, તે ડૉ રાવની ગણતરીમાં નથી આવતાં.

ભરવાડો પાસે જે ઓછી ગાયો રહે તે માટે તેઓએ જમીન સંપાડવી જોઈએ અથવા તેમને જમીન મળી રહે એવી સગવડ સરકાર તરફથી થવી જોઈએ. પરંતુ આપણી પાસે જમીન તો પૂરતી છે નહિ એટલે જે જમીન ઉપલબ્ધ છે તેનો આપણે પૂરેપૂરો ઉપયોગ કરવો પડશે. આપણા દેશમાં અનાજનું સરેરાશ ઉત્પન્ન જેમ બહુ ઓછું છે તેમ આપણાં બીડ અથવા ચરણ પણ બહુ કંગાળ દશામાં હોઈ ઘાસનું ઉત્પન્ન પણ બહુ ઓછું છે. એ બન્ને સુધારવા માટે જમીન વધારે સાફ રાખવી તથા સારી રીતે ખાતરીને જમીનની ફળદ્રૂપતા વધારવી એ સિવાય છૂટકો નથી. તે વિના આપણી પ્રમાણમાં વધુ ગીચ વસ્તીનું પોષણ થઈ શકે નહિ. ઢોર રખડતાં ફરીને ચરી ખાય છે તેમાં તેના છાણનો ખાતર તરીકે થવો જોઈએ તેવો ઉપયોગ થતો નથી અને ઘાસનો પણ વધારે બગાડ થાય છે. કેવળ ચરણ ઉપર આધાર રાખનારાં ઢોરની સ્થિતિ સારી રહેતી નથી. ચોમાસા પછી ઘાસ ઊગી નીકળે ત્યારે થોડા મહિના તેમને મિજબાની મળે છે ખરી, પણ હોળી આવતાં ચરવાનું લગભગ ખલાસ થઈ જાય છે અને ઉનાળામાં તો તરણું પણ ન મળે એવી સ્થિતિ થાય છે, ત્યારે ઢોરને ફાકા કરવા પડે છે. નિયમિત ખોરાકથી ઢોરની તંદુરસ્તી જેવી રહે તેવી આ પ્રકારની થોડા દિવસની મિજબાની અને વધારે દિવસના ફાકાથી ન જ રહે. તેથી ઢોરનો દૂધ આપવાનો કાળ બહુ ટૂંકો રહે છે. વળી પોષણને અભાવે ગાયને પુખ્ત વયની થતાં વાર લાગે છે. પહેલું વિયાણ બહુ મોટી ઉંમરે એટલે કે ગાયની છ સાત વરસની ઉંમરે થાય છે અને ત્યાર પછીનાં વિયાણ બબ્બે ત્રણ ત્રણ વરસે થાય છે એટલે આવાં ઢોર વધુ બોજારૂપ થઈ પડે છે. જે ગાયને નિયમિત ખોરાક મળે તેનું પહેલું વિયાણ ત્રણ ચાર વર્ષની ઉંમરે થાય છે અને ત્યાર પછી સવાદોઢ વર્ષે ગાય વિયાયાં કરે છે. એટલે દૂધ વહેલું મળવા માંડે છે અને વધુ પ્રમાણમાં પણ મળે છે. આ બરાબર તો જ થઈ શકે જો ખેતી અને ગોપાલન જુદા જુદા ધંધાદારીઓના હાથમાં ન રહેતાં બન્ને કામો એક જ ધંધાદારીના હાથમાં આવે. એ બન્ને ધંધા એક બીજાને એટલા બધા પોષક છે કે તે જુદા પાડવાથી બન્ને ધંધાને નુકસાન થાય છે. માટે ખેડૂતે પોતાની ખેતીની સાથે ગોપાલક બનવું જોઈએ અને ગોપાલક રબારી–ભરવાડે પોતાના ગોપાલનના ધંધા સાથે ખેડૂત બનીને ખેતી પણ કરવી જોઈએ. આવો યોગ સાધવાથી જમીનને વધુ ખાતર મળશે અને ખેતી સુધરશે. વળી ઢોરને માટે એકલા ચરણ ઉપર આધાર ન રાખતાં ઘાસ ચારાની પણ રીતસર ખેતી કરવી જોઈશે. આવી ખેતી કરવાથી ઢોરને લીલી ચાર અને સારું ઘાસ વધુ પ્રમાણમાં મળશે તથા કેટલાક ઘાસચારાના પાક જમીનમાં નાઈટ્રોજનનું તત્ત્વ વધારનાર હોઈ જમીનને સુધારશે. ખેતી સુધારવાથી

પાક સારા થશે અને ઢોરને નિયમિત ખોરાક મળશે. એટલે ઢોર વધુ દૂધ આપશે. આમ બન્ને બાજુએથી ઊપજમાં વધારો થશે. કેવળ આ જાતના સુધારાથી જ ખેતીની વાર્ષિક વીસ અબજની ઊપજ અને ઢોરની વાર્ષિક દસ અબજની ઊપજ* એ બંનેમાં પચાસ ટકા વધારાને તો સહેજે અવકાશ છે.

## ગાય વિ૰ ભેંસ

૯. ઉપરના વિવેચન ઉપરથી એટલું નક્કી થાય છે કે પશુપાલનનો ઉદ્યોગ ખેડૂતો (રબારીએ ખેડૂત બનવું પડશે તેથી રબારીને પણ ખેડૂત કહ્યો છે) પોતાની ખેતીના મદદગાર ઉદ્યોગ તરીકે ચલાવે એ ઉત્તમ રીત છે. પછી વિચાર એ કરવાનો રહે છે કે ખેડૂતોએ ભેંસો રાખવી કે ગાયો? આજે આપણા દેશમાં એકંદરે ભેંસો કરતાં ગાયોની સંખ્યા જરૂર વધારે છે. ૧૯૩૪–૩૫ના ઢોરના વસ્તીપત્રક પ્રમાણે બ્રિટિશ હિંદમાં ગાયોની સંખ્યા લગભગ ચાર કરોડની છે, ત્યારે ભેંસોની સંખ્યા દોઢ કરોડની છે. તેમ છતાં દૂધના કુલ ઉત્પન્નના ૪૭.૫ ટકા જેટલું દૂધ ભેંસો આપે છે. એટલે ભેંસ વધારે દૂધ આપનારી છે અને તેના દૂધમાં ઘીના ટકાનું પ્રમાણ પણ ગાયના દૂધ કરતાં વધારે છે એ વિષે શંકા નથી. આપણા ગુજરાતમાં તો ખેડૂતો ભેંસો જ રાખતા થઈ ગયા છે. ગાય તો ભાગ્યે જ કોઈ ખેડૂતને ત્યાં હોય છે. રબારી ભરવાડને ત્યાં જ ગાયો જોવામાં આવે છે. મુંબઈ ઇલાકામાં કુલ અઢાર લાખ ગાયો અને સાડા અગિયાર લાખ ભેંસો છે, જ્યારે ભેંસોનાં દૂધનું પ્રમાણ બાવન ટકા છે. બંગાળ અને આસામમાં ગાયો ઘણી વધારે અને ભેંસો બહુ ઓછી છે. તેથી એ બે પ્રાંતોમાં ૯૭ ગાયનું દૂધ ઘણા મોટા પ્રમાણમાં વપરાય છે. પંજાબમાં ગાયો કરતાં ભેંસો કાંઈક વધારે છે. ડૉ. રાઈટે પોતાના અહેવાલમાં ગાયભેંસની સંખ્યા તથા દૂધના પ્રમાણની સરખામણી દર્શાવતા કોઠામાં બ્રિટિશ હિંદના દસ પ્રાંતના આંકડા આપ્યા છે તે બહુ બોધક અને રસિક હોઈ એ કોઠો જ અહીં આપ્યો છે:

---

* ઢોરના વાર્ષિક ઊપજમાં બળદની મજૂરીની તથા ખાતરની કિંમતની જે રકમ મૂકી છે તે ખેતીના ખર્ચમાં સમાઈ જતી હોવાથી, ખેતી અને ઢોરની બેની ભેગી વાર્ષિક ઊપજ ગણવી હોય તો લગભગ ૨૪ અબજ રૂપિયા ગણવી જોઈએ. વળી ખેતીની વાર્ષિક ઊપજ ૨૦ અબજની પણ બહુ વધારે પડતી લાગે છે. ઉપરના આંકડા વધારે પડતા હોય તો પણ એક વસ્તુ નક્કી છે કે દેશની કુલ આવકમાં ખેતી અને ગોપાલનની આવકનો હિસ્સો ઘણો મોટો છે અને તેમાં સારી પેઠે વધારો કરવાને અવકાશ છે.

**ગાય અને ભેંસની સંખ્યા તથા દૂધનું પ્રમાણ**

| પ્રાંત | દૂધાળાં ઢોર | | દૂઝણુકાળ દરમ્યાન દૂધની સરેરાશ રતલ | | કુલ દૂધ* હજાર મણ બંગાળી | | ભેંસના દૂધના |
|---|---|---|---|---|---|---|---|
| | દૂઝતી ગાયો | દૂઝતી ભેંસો | ગાય | ભેંસ | ગાય | ભેંસ | ટકા |
| આસામ | ૧,૩૦૫,૧૮૮ | ૧૧૨,૭૮૧ | ૧૭૦ | ૪૩૦ | ૨,૭૭૧ | ૬૨૮ | ૧૮·૪ |
| બંગાળ | ૭,૬૭૩,૦૬૭ | ૨૫૬,૬૬૯ | ૪૨૦ | ૯૬૦ | ૪૦,૨૮૩ | ૩,૦૮૦ | ૭·૬ |
| બિહાર અને ઓરિસ્સા | ૫,૭૯૨,૫૨૮ | ૧,૬૨૫,૭૯૨ | ૪૪૦ | ૧,૭૭૦ | ૩૧,૯૧૩ | ૩૭,૧૬૬ | ૫૩·૯ |
| મુંબઈ | ૧,૭૯૬,૮૯૬ | ૧,૧૫૩,૮૬૯ | ૫૦૦ | ૮૮૫ | ૧૧,૧૩૫ | ૧૨,૦૩૫ | ૫૧·૯ |
| મધ્ય પ્રાન્તો | ૩,૨૧૬,૮૯૩ | ૮૩૦,૦૯૪ | ૫૦૦ | ૭૦૦ | ૧૯,૭૪૫ | ૭,૨૨૧ | ૨૬·૮ |
| મદ્રાસ | ૪,૨૮૦,૬૬૧ | ૨,૩૯૫,૮૭૦ | ૪૩૦ | ૭૭૫ | ૨૩,૧૧૨ | ૨૩,૧૭૫ | ૫૦·૧ |
| વાયવ્ય સરહદ પ્રાંત | ૨૦૬,૯૭૪ | ૧૩૭,૬૪૮ | ૮૦૦ | ૧૨૦૦ | ૨,૦૬૯ | ૨,૧૬૪ | ૫૧·૨ |
| પંજાબ | ૨,૫૪૯,૭૭૮ | ૨,૮૭૩,૬૯૨ | ૧૪૦૦ | ૨,૧૬૦ | ૪૪,૭૪૫ | ૭૮,૦૪૦ | ૬૩·૬ |
| સિંધ | ૭૬૧,૧૦૭ | ૩૩૯,૫૭૩ | ૧૦૦૦ | ૧૫૦૦ | ૯,૫૧૩ | ૬,૩૫૦ | ૪૦·૦ |
| યુક્તપ્રાંતો | ૫,૭૨૬,૨૪૯ | ૪,૦૬૦,૮૭૭ | ૮૦૦ | ૧,૦૦૦ | ૫૭,૨૬૨ | ૫૦,૭૬૦ | ૪૬·૯ |

* કુલ દૂધમાં ઘેટાં બકરાંનું દૂધ બાદ કરીને ગણતરી કરવાની કાળજી રાખી છે.

૬. એટલે અત્યારે ભેંસ પ્રમાણમાં વધારે દૂધ આપનારી હોઈ કમાતલ (ઇકોનોમિક) છે અને ગાય ખાતલ (અન-ઇકોનોમિક) છે. પણ ભેંસ પાળવામાં એક મોટી ત્રૂટી એ છે કે ભેંસના પાડા કામમાં આવી શકતા નથી, જ્યારે ખેતીને માટે અનિવાર્ય આવશ્યક એવા બળદ માટે ગાયને પાળ્યા સિવાય તો છૂટકો જ નથી. બહુ ભેજવાળી હવા હોય અને પાણીની જ્યાં છૂટ હોય એવા કોંકણ જેવા પ્રદેશમાં પાડા પાસેથી કામ લઈ શકાય પણ દેશના બીજા બધા ભાગમાં તો પાડો મોટે ભાગે નિરુપયોગી જ છે. પાડા પાસેથી કામ લેવા જઈએ તો પણ એ શરીરે મોટું હોવા છતાં એટલું ધીમું અને પ્રમાદી પ્રાણી છે કે કામ બહુ ઓછું આપે અને ખાય ખૂબ. એટલે પાડા પાસેથી કામ લેવું પોસાય એમ જ નથી. તેથી જ ભેંસને પાડો અવતરે ત્યારે ખેડૂતો નિરાશ થાય છે અને ભેંસ પાસેથી દૂધ લેવું હોય તેટલા પૂરતો જ તેને જીવવા દે છે પછી તેને ખવડાવતા નથી તેમ તેની કાળજી પણ રાખતા નથી એટલે એ વહેલો મરી જાય છે, અથવા આપણે જ એને ભૂખે મારી નાખીએ છીએ અને પછી કહીએ છીએ કે પાડો તો હંમેશાં ઓછું આયુષ્ય લઈને જ અવતરે. આવી રીતે આપણા સ્વાર્થને માટે ભેંસને પાળવા છતાં તેના સંતાન પાડાને કમોતે મરવા દેવો અથવા મારી નાખવો એ કુદરતની અર્થશક્તિનો દુર્વ્યય કરનારું અને આપણા હૃદયને નિષ્ઠુર બનાવનારું છે.

૭. બીજી તરફથી વિચારીએ તો આપણી ખેતીનો મોટો આધાર બળદ ઉપર છે અને બળદને માટે ગાય રાખ્યા સિવાય છૂટકો નથી. તો પછી દૂધઘી માટે પણ ગાયને જ કેળવીએ તો કુદરતની અર્થશક્તિનો આપણે બચાવ કરીએ છીએ. દૂધઘી માટે ગાયને કેળવીએ એવી ભાષા વાપરવી પડી છે. તેનું કારણ તો એ છે કે આપણે ભેંસને પાળતા થયા તે કારણે, તેમ જ બીડો તથા જંગલોની બાબતમાં બદલાતી જતી પરિસ્થિતિની સાથે ગાયને સાચવવા આપણે જે વિશેષ કાળજી રાખવી જોઈતી હતી તે ન રાખી તે કારણે, ગાય દૂધઘીમાં ઊતરી ગઈ છે. આપણા દેશમાં ગાયોની સંખ્યા તો હજી ઘણી મોટી છે પણ એ ગાયોને ઘાસચારો મળી રહે તે માટે જમીનની જે જોગવાઈ રાખવી જોઈએ તે આપણે દિન-પ્રતિદિન ઓછી જ કરતા જઈએ છીએ. બીજી રીતે પણ આપણે ગાયોને ખવડાવવા કરવાની કાળજી રાખતા નથી. ઉપર જણાવી ગયા તેમ ઘણી ગાયો તો એ ગાયો માટેના ઘાસચારાના કશા સાધન વિનાના બિન-ખેડૂતોની પાસે છે. તેથી જ આજે ગાયોને કોળિયા ઘાસને માટે જ્યાં ત્યાં મોઢાં ઘાલતાં ચોમેરથી હડે હડે થતાં ભટકવું પડે છે.

### ગાયની સુધારણા

૮. આજે ગાયની આવી દશા હોવા છતાં, નિષ્ણાતો તો કહે છે કે ગાયનું દૂધ તથા તેના દૂધમાં ઘીનું પ્રમાણ બન્ને વધારી શકાય એમ છે. આપણા દેશમાં ટકે ત્રીસ ત્રીસ રતલ દૂધ આપનારી ગાયોની વાતો સાંભળવામાં આવે છે તથા યુરોપમાં મુખ્યત્વે કરીને ડેન્માર્કમાં એ વસ્તુ આજે પણ સિદ્ધ થયેલી છે તે ઉપરથી ઉપરના કથનને ટેકો મળે છે. એટલે ગાયને તથા તેના વંશને સુધારવા આપણે મંડી પડવું જોઈએ. સુધારણા માટે નીચેના ઉપાયો લેવા જોઈએ.

૧. સૌથી પ્રથમ તો ઉપર કહ્યું તેમ ખેડૂતોએ ગોપાલક બનવું જોઈએ એટલે કે ભેંસોને બદલે ગાયો રાખતા થઈ જવું જોઈએ અને ગોપાલકો એટલે રબારી ભરવાડોએ ખેડૂત બનવું જોઈએ.

૨. સારા જાતવાન સાંઢ પાસે જ ગાયને ફળાવવી જોઈએ. આજે ગાયો દૂધ આપવામાં તથા સારા બળવાન વાછડા આપવામાં ઊતરી ગઈ છે. પરંતુ એ ગાયોને સારા જાતવાન સાંઢ દેખાડવામાં આવે તો તેના વાછડાવાછડી જરૂર સુધરે. તમામ ગાયોની વંશવૃદ્ધિ ખૂબ કાળજી રાખી સારા જાતવાન સાંઢો મારફત જ કરવામાં આવે તો ત્રણ ચાર પેઢીમાં ગાયની આખી ઓલાદ સુધરી જાય એટલે કે વાછડીઓ વધારે દૂધ આપનારી ગાયો બને અને વાછડા વધારે બળવાન બળદ થાય.

કેટલાક દુગ્ધાલય નિષ્ણાતો કાંઈક ભ્રામક વિચાર ધરાવે છે તેની અહીં નોંધ લેવી ઘટે છે. તેઓ કહે છે કે ગાયનો દૂધ તથા બળદ બેને માટે ઉપયોગ કરવાનો વિચાર ભૂલ ભરેલો છે. જો આપણે ગાયનું દૂધ વધારવું હોય તો એ ગાયમાંથી સારા બળવાન બળદની આશા નહિ રાખી શકાય. અને જો ગાય પાસેથી સારા બળવાન બળદ મેળવવા હશે તો વધારે દૂધની આશા નહિ રાખી શકાય. તેથી ગોવંશ સુધારમાં બેમાંથી એક જ હેતુ લક્ષ્યમાં રાખી પ્રયોગો કરવા. કેટલીક ગાયો એવી છે ખરી, દા. ત. સિંધી જે વધારે દૂધ આપનારી છે પણ જેના બળદ બહુ જ ઠંડા, ધીમા અને ખેતીના કામમાં લગભગ નકામા જેવા હોય છે, જ્યારે દક્ષિણમાં અમૃતમહાલ નામની ઓલાદથી ઓળખાતી ગાય જે ઓલાદ હૈદર અને ટીપુના વખતમાં ખાસ તોપો ખેંચવાના બળદ માટે કેળવવામાં આવી હતી તેના બળદ બહુ બળવાન અને તેજ હોય છે, જ્યારે તે ગાય દૂધ બહુ ઓછું આપે છે. પરંતુ આવી ઓલાદોને અપવાદ રૂપ ગણવી જોઈએ. મોટા ભાગની ગાયો તો એવી હોય છે કે જે દૂધ પણ વધુ આપે અને બળદ પણ સારા આપે. ગાયમાંથી આ

બન્ને હેતુ સરે છે તે તો ગાયનો મોટામાં મોટો ગુણ છે. એટલે બન્ને હેતુ સરે તે રીતે જ ગોવંશ સુધારના પ્રયત્નો અને પ્રયોગો આપણે કરવા જોઈએ.

૩. ગાયની ઓલાદ સુધારવા માટે સારા જાતવાન સાંઢ મોટી સંખ્યામાં ઉપલબ્ધ હોવા જોઈએ. જાતવાન સાંઢ એ કહેવાય જેનાં માબાપ તથા માનાં તથા બાપનાં માબાપ વિષે તેઓ કેટલું દૂધ આપનાં તથા તેના વાછડા કેવા થતા એ વિષેની ચોક્કસ માહિતી હોય. સરકારી તથા બિનસરકારી ગૌશાળાઓમાં જેમાં આવો વિગતવાર ઇતિહાસ રાખવામાં આવતો હોય ત્યાંથી સારા જાતવાન સાંઢ મળી શકે. અનુભવી રબારીઓ પણ આવી જાતની માહિતી રાખે છે પણ તે મોઢાની હોય છે, એટલે એ માણસ જેટલો ભરોંસાલાયક હોય એટલી જ એની માહિતી ભરોંસાલાયક ગણી શકાય. કેવળ સાંઢના દેખાવ ઉપર આધાર રાખવામાં ભૂલ થવાનો સંભવ છે.

૪. આજે ગમે તેવા સાંઢોથી વંશવૃદ્ધિનું કામ ચાલે છે. એમાંના કજાત સાંઢો જેનો વંશ નબળો નીવડવાનો સંભવ છે તે બધાને વંશવૃદ્ધિ કરતા અટકાવવા સારુ ખસી કરી નાખવા જોઈએ. સારો ઉપાય તો એ છે કે જે વાછડાને તેના ગુણ તથા લક્ષણો ઉપરથી સાંઢ તરીકે ઉછેરવો ન હોય તેને આઠ દસ મહિનાનો થાય કે ખસી કરી જ નાખવો જોઈએ, જેથી આવા કજાત અને રખડતા સાંઢનો પ્રશ્ન જ ઉપસ્થિત ન થાય. પણ ખસી કરવામાં પાપ છે એવી આપણા ખેડૂતોની — ખાસ કરીને હિંદુ ખેડૂતોની માન્યતા હોવાને લીધે આ વિષે ખૂબ પ્રચારકાર્ય કરી એ વહેમ નિર્મૂળ કરવાની જરૂર છે. સારા જાતવાન સાંઢ પૂરતા પ્રમાણમાં પૂરા પાડી શકાય એવી વ્યવસ્થા થઈ જાય ત્યારે ખસી વિષે કાયદો પણ કરવાની જરૂર છે. આપણા ખેડૂતો ગાયો પાળતા બંધ થઈ ગયા છે તેમાં વાછડાને ખસી કરવામાં ગણાતા પાપની માન્યતાએ બહુ મોટો ભાગ ભજવ્યો છે. પણ એ ખેડૂતો બળદ તો વાપરે જ છે. ખસી કરવાનું કામ પોતાને બદલે બીજા પાસે કરાવે છે. પણ બળદ ઉછેરનાર લોકો પાસે આજે ગાયને સારી રીતે પાળવા પોષવાનાં સાધનો રહ્યાં નથી એટલે બળદની કિંમત ઉત્તરોત્તર વધતી જતી હોવા છતાં બળદ નબળા અને હલકી જાતના થતા જાય છે. ગાય અને તેની સેવા આપણે જો લઈએ જ છીએ અને આપણા સ્વાર્થ ખાતર પણ લીધા વિના ચાલવાનું નથી, તો પછી ગાય અને તેની પ્રજા જે રીતે સારામાં સારી હાલતમાં રહે એ માટેના બધા ઉપાયો યોજવાની આપણી ફરજ છે.

૫. બીડો અને જંગલોમાં કશી મહેનત કર્યા વિના ગાયોને ચરાવી શકાતી એ હવે ઓછું થયું છે અને માણસની વસ્તી જેમ વધતી જાય તેમ એ ઓછું થાય એ અનિવાર્ય છે. માટે જેટલાં ચરણ રાખી શકાય તેમાંથી કાંટાઝાંખરાં,

બોરડીઓ તથા નકામી વનસ્પતિ કાઢી નાખી તથા સારા ઘાસનાં બી વેરી તેમાંથી વધારે પ્રમાણમાં અને સારી જાતનું ઘાસ ચરવાનું મળી શકે એવા પ્રયત્નો કરવા જોઈશે. આ ઉપરાંત પાણીની સગવડો ઊભી કરી લીલો ઘાસચારો જેટલો બને તેટલો વધારે ઉગાડવાના પ્રયત્નો પણ આપણે કરવા જોઈશે. વળી ચોમાસામાં ઘણો લીલો ચારો થાય તે 'સાયલો'માં સંઘરી રાખી ગાયોને ઉનાળામાં આપવામાં આવે તો તે લીલા ઘાસની જ ગરજ સારે છે. 'સાયલો' કરવાની પ્રથા બહુ ફેલાવવાની જરૂર છે.

૬. ગાયોને સારો ખોરાક નિયમિત રીતે આપીને તથા તેની શાસ્ત્રીય ઢબે માવજત કરીને તેનો દૂધ નહિ આપવાનો એટલે કે અનુત્પાદક કાળ બને તેટલો ઓછો કરી નાખવો જોઈશે. આજે સારા ખોરાકને અભાવે ઘણી ગાયો ૭ ૭ વરસની થાય ત્યાં સુધી ફળતી નથી. તેને બદલે ત્રીજા વરસ પછી તરત ફળી જાય એવું સહેજે થઈ શકે એમ છે. તે જ પ્રમાણે બે વિયાણ વચ્ચેના તેના દૂધ નહિ આપવાના દિવસો પણ બને તેટલા ઓછા કરી શકાય એમ છે.

૯. ઉપર મોટા મોટા ઉપાયો જ બતાવ્યા છે, ગોવંશ સુધારવા માટે શાસ્ત્રીય જ્ઞાનની સાથે ઝીણવટ અને પ્રેમભરી કાળજીની જરૂર છે. પણ ઉપર સૂચવેલા મુખ્ય મુખ્ય ઉપાયોનો અમલ કરીએ તો પણ આપણે ગાયને સહેજે કમાતલ બનાવી શકીએ છીએ. ગાય અને તેનો વંશ જન્મે ત્યારથી તે મરતાં સુધી આપણી કીમતી સેવા કરે છે અને મર્યા પછી પણ આપણને ચામડું, હાડકાં, ચરબી વગેરે ઉપયોગી વસ્તુઓ આપે છે તેનો વધ કરવાપણું ન હોવું જોઈએ એ કહેવાની જરૂર નથી.

### ગોવધ અશક્ય બનાવો

૧૦. ગોવધના નિષેધમાં હિંદુઓએ તો ધાર્મિક વૃત્તિ દાખલ કરી છે પણ આપણે એનો વિચાર કેવળ આર્થિક દૃષ્ટિએ જ કરીશું. વાત એ છે કે આજે આપણા દેશમાં ગોવધ થાય છે તેનું કારણ એ જ છે કે જીવતી ગાય બોજારૂપ થઈ પડી છે અને ગાયને જીવતી રાખવા કરતાં મારી નાખવામાં વધારે અર્થ–લાભ થાય છે. જીવતી ગાય તદ્દન દૂબળી હોઈ થોડા નિઃસત્ત્વ ખાતર સિવાય બીજું કશું આપતી નથી અને જેટલું ઘાસ તે ખાય એટલો તે ખુટાડો જ કરે છે. તેથી ઊલટું ગાયને મારી નાખવાથી તેના માંસના, હાડકાંના, જે થોડીઘણી ચરબી નીકળે તેના તથા તેના ચામડાના પૈસા ઊપજે છે. સારી ગાય દૂધ ઘી ઉપરાંત બળદ આપ્યાં કરે છે એટલે ખેતીપ્રધાન દેશમાં ગાયને મારવી પોસાવી જ ન જોઈએ. ધાર્મિક હેતુને બાજુએ રાખીએ તો પણ આપણા દેશમાં કેવળ આર્થિક દૃષ્ટિએ જોતાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે કોઈને પણ ગોવધ એ બેહૂદી વસ્તુ લાગવી જોઈએ. ઘણા મુસલમાન

બાદશાહોએ ગોવધની મના કરેલી તેમાં પોતાની હિંદુ પ્રજાની લાગણી ન દૂભવવાના ખ્યાલ ઉપરાંત ગાયનું આ આર્થિક મહત્ત્વ પણ તેમના ખ્યાનમાં હતું જ. ગાયનું પાલનપોષણ સારી રીતે કરવામાં આવે તો તે મરે ત્યાંસુધી માણસને લાભ જ આપ્યાં કરે છે. એવી લાભ આપનારી વસ્તુનો કોણ નાશ કરે ? તેથી જ જેઓ ગોવધ બંધ કરાવવામાં ધર્મ માને છે તેમણે પોતાનો હેતુ પાર પાડવો હોય તો વધારે શાસ્ત્રીય દૃષ્ટિએ ગોપાલન કરી ગોવંશની સુધારણા કરી ગાયને આર્થિક દૃષ્ટિએ મારવી પોસાય જ નહિ એવી સ્થિતિમાં લાવી મૂકવી જોઈએ.

## દૂધનું ઉત્પન્ન વધારો

૧૧. પરંતુ આજે તો ગાય સમાજ ઉપર બોજારૂપ થઈ પડી છે. દેશમાં આટઆટલી ગાયો હોવા છતાં દૂધના વાખા પડે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં તથા યુરોપના ઘણાખરા દેશોમાં માણસ દીઠ દૂધનું ઉત્પન્ન બે રતલ કરતાં વધારે છે અને તેઓનો જણદીઠ વપરાશ પણ બે રતલ કરતાં વધારે છે. ઇંગ્લંડમાં ઉત્પન્ન જણદીઠ ૧૪ અધોળનું છે પણ વપરાશ તો જણ દીઠ અઢી રતલનો છે. પણ ડેન્માર્કનું ઉત્પન્ન જણદીઠ સવાનવ રતલ અને વપરાશ અઢી રતલ હોઈ ઇંગ્લંડને દૂધની બનાવટની ખૂટતી વસ્તુઓ ડેન્માર્કમાંથી મળી રહે છે. દૂધના ઉત્પન્નમાં અને દૂધ અને તેની બનાવટની વસ્તુઓના વપરાશમાં આપણા દેશનો નંબર છેક છેલ્લો આવે છે. આપણા દેશમાં જણદીઠ આઠ અધોળ ઉત્પન્ન અને સાત અધોળ વપરાશ છે. આ સાત અધોળ દૂધના વપરાશમાં ઘી તથા મીઠાઈઓ બનાવવામાં જે દૂધ વપરાય છે તે બધાનો સમાવેશ થાય છે. જેઓ માંસાહારી નથી તેમને તો શરીરને આવશ્યક પ્રોટીન તત્ત્વ માટે કેવળ દૂધ ઉપર જ આધાર રાખવો પડે છે. એટલે આપણે પૂરતો પૌષ્ટિક ખોરાક મેળવતા થવા માટે દૂધનું ઉત્પન્ન વધાર્યા સિવાય છૂટકો નથી. આપણે ત્યાં દુધાળાં ઢોર કાંઈ ઓછાં નથી પણ એ દુધાળાં કહેવાતાં ઢોરમાં દૂધ નથી. ચાર કરોડ ગાયોને પડતી મૂકી આપણે દૂધ માટે ભેંસ ઉપર આધાર રાખતા થઈએ એ પણ વાજબી નથી. કારણ બળદ માટે તો ગાય સિવાય બીજો છૂટકો જ નથી. એટલે દૂધ, ઘી, બળદ તથા ખાતર એ ચારે વસ્તુઓ જે આપી શકે એમ છે તેવી ગાયનો જ જે દશામાં આજે તે છે તેમાંથી ઉદ્ધાર કરી, તેને સુધારવી એ આર્થિક રીતે જોતાં આવશ્યક છે.

## સરકારી મદદની જરૂર

૧૨. આ કામ એકલદોકલ ખેડૂતથી થઈ શકે એમ નથી. સાંઢ તથા ચરણની બાબતમાં તેમ જ લીલો ઘાસચારો ઉગાડવાની બાબતમાં ખેડૂતોને ગાય પાળવાનું ઉત્તેજન આપવા માટે ઠીક ઠીક મદદ કરવી પડશે. વળી

ગોપાલનના શાસ્ત્રનો પણ આપણે વિકાસ કરવો પડશે. રાષ્ટ્રીય સરકારે આ કામ પહેલું જ ઉપાડવું પડશે.

## પાંજરાપોળો અને ગૌશાળાઓ

૧૩. પણ સરકાર તે કામ હાથ ધરે તે પહેલાં અથવા સરકારના કામમાં એક વધારાની પુષ્ટિ તરીકે આપણા દેશની પાંજરાપોળો અને ગૌશાળાઓ જેની પાછળ લાખો બલ્કે કરોડો રૂપિયા ખર્ચાય છે, તેમણે આ કામ ઉપાડી લેવાની જરૂર છે. પાંજરાપોળો અત્યારે પોતાનો મુખ્ય ઉદ્દેશ એ ગણે છે કે અનાથ, અપંગ તથા ઘરડાં અને માંદાં ઢોરોનું પાલનપોષણ કરવું. આમાં જીવદયાની દૃષ્ટિ રહેલી છે. પણ ખરેખર જીવદયા કરવી જ હોય તો તેમણે પોતાની દૃષ્ટિ વિશાળ કરીને આપણા દેશમાં કરોડો ગાયો અસહાય દશામાં આવી પડી છે તેમની સ્થિતિ સુધારવાના ઉપાયો યોજવા જોઈએ. જેથી એ ગાયોને પાંજરાપોળોમાં આવવાપણું જ ન રહે. તે માટે પોતાને ત્યાં તેઓ પ્રયોગો કરે, અને ગોપાલન શી રીતે યશસ્વી થઈ શકે તેના માર્ગો શોધે. અનાથ ગાયોને પોતાને ત્યાં સંઘર્યાં કરવાને બદલે ગાયો અનાથ દશામાં રહેવા જ ન પામે, એવા ઉપાયો તેમણે યોજવા જોઈએ. આ કામ કરવા માટે બીજાં ઢોરો જેવાં કે ભેંસો તથા બોકડા (બકરીનાં નર બચ્ચાં) પાછળ તેઓ જે ખર્ચ કરે છે તે બંધ કરી પોતાની બધી શક્તિ ગાયો પાછળ જ વાપરવી જોઈએ. ભેંસ, બોકડા અને ગાય ત્રણેને બચાવવા જતાં એકેને બચાવી શકાશે નહિ અને ગાયને બચાવવામાં વધારે લાભ રહેલા છે માટે પાંજરાપોળો તથા ગૌશાળાઓએ પોતાની તમામ શક્તિ ગાયને બચાવવા પાછળ જ ખર્ચવી જોઈએ. પાંજરાપોળો ભલે અપંગ અને ઘરડી ગાયોને પાળે પણ તેની સાથે વધુ ગાયોને અનાથ થતી અટકાવવા સારુ તેણે ગોવંશ સુધારનો વિભાગ કાઢી તે શાસ્ત્રીય ઢબે ચલાવવો જોઈએ. તે માટે પાંજરાપોળો અને ગૌશાળાઓ પાસેથી આપણે નીચે મુજબ અપેક્ષા રાખીએ :

૧. આવી દરેક સંસ્થા વસ્તીથી ખૂબ દૂર ખુલ્લામાં હોવી જોઈએ, જ્યાં સારું ઘાસ થતું હોય અને ન થતું હોય તો જમીન સુધારી સારું ઘાસ થાય એવી વ્યવસ્થા કરવામાં આવે. વળી ઢોરોને મોકળાશથી ફરવા મળે એવી પુષ્કળ જમીન હોવી જોઈએ. આ ઉપરાંત ત્યાં પાણીની સારી વ્યવસ્થા હોય અને તે વડે લીલો ઘાસચારો ઉગાડવાના પણ પ્રયોગો થાય.

૨. આ પાંજરાપોળો તથા ગૌશાળાઓ નિષ્ણાત ગૌશાસ્ત્રીઓ અને ગોપાલકોની દેખરેખ નીચે ચાલવી જોઈએ.

૩. પાંજરાપોળો તથા ગૌશાળાઓમાં સારા જાતવાન સાંઢ ઉછેરવામાં આવે અને તે સાંઢ આસપાસના પ્રદેશમાં આવેલાં ગામોને કિફાયત ભાવે પૂરા પાડવામાં આવે.

૪. પોતાને ત્યાં જન્મેલા જે વાછડાઓને સાંઢ તરીકે ઉછેરવાના ન હોય તેમને ખસી કરી નાખવામાં આવે. ખસી કરવામાં વાછડાને દર્દ ન થાય એવા શાસ્ત્રીય ઢબના ચીપિયાનો ઉપયોગ કરવામાં આવે અને આસપાસના પ્રદેશમાં પણ વાછડાઓને આવી દર્દ વિનાની શાસ્ત્રીય ઢબે ખસી કરવા માટે પોતાના માણસો મોકલી આપે.

૫. તેઓ નમૂનેદાર દુગ્ધાલય ચલાવે, જેથી પોતાની નજીકના શહેરમાં ઘી તથા આસપાસના પ્રદેશમાં ચોખ્ખું દૂધ પૂરું પાડવાના કામમાં તેઓ યોગ્ય ફાળો આપી શકે અને પોતાના ગોવંશ સુધાર વિભાગને શક્ય તેટલો સ્વાશ્રયી બનાવી શકે.

૬. ઢોરનાં છાણમૂતરનો ઉપયોગ સારામાં સારું ખાતર બનાવવામાં કરે.

૭. પોતાને ત્યાં મરી જતાં ઢોરની પણ અર્થદાયી વ્યવસ્થા શાસ્ત્રીય ઢબે કરવા સારુ આ સંસ્થાઓએ નમૂનેદાર ચર્માલય ચલાવવાં જોઈએ. કોઈ પણ મૂએલા ઢોરને ફેંકી ન દેતાં તેનું ચામડું, હાડકાં, આંતરડાં, ચરબી તથા માંસ વગેરે ઉપર શાસ્ત્રીય ક્રિયાઓ કરી એ વસ્તુઓનો વધારેમાં વધારે ઉપયોગ કરવો જોઈએ. આપણે ઉપર જણાવી ગયા કે ઢોરનાં ચામડાંની કુલ વાર્ષિક ઊપજ રૂપિયા ૪૦ કરોડની છે. તેમાંથી સને ૧૯૩૯-૪૦ના આંકડા પ્રમાણે લગભગ ૧૧ કરોડ રૂપિયાની કિંમતનાં કાચાં ચામડાં દેશની બહાર નિકાસ થાય છે. એ ઉપરથી જણાશે કે ચામડાના ઉદ્યોગના વિકાસ માટે આપણા દેશમાં બહુ અવકાશ છે.

૮. દરેક પાંજરાપોળ અથવા ગૌશાળા ગાયો માટેનું દવાખાનું તથા ઇસ્પિતાલ હોવા ઉપરાંત ગોવિદ્યાની પાઠશાળા પણ હોય. ત્યાં શાસ્ત્રીય ગોપાલકોને તૈયાર કરવાની તાલીમ અપાવી જોઈએ અને ત્યાંથી ગોવિદ્યાના પ્રચારકો દેશમાં કામ કરવા બહાર પડવા જોઈએ.

### ડેરીના સંચા

૧૪. એક મહત્ત્વની વસ્તુની નોંધ કરી આ પ્રકરણ પૂરું કરીશું. આપણા દેશમાં દૂધના ઉત્પન્નનું પ્રમાણ ઘણું જ ઓછું હોવા છતાં ગામડાંમાં 'ડેરીના સંચા' મારફત દૂધની ક્રીમ ગામડામાંથી બહાર જાય છે અને સેપરેટ દૂધનું 'કેસીન' બનાવવામાં આવે છે. આ આખી પદ્ધતિ બહુ હાનિકારક છે. ખેડૂતો દૂધ ન વેચી દેતાં જો ઘી બનાવે તો કાંઈ નહિ તો છોકરાંને ખાવા

માટે છાશ પણ રહે છે પણ ખેડૂત જ્યારે સંચાવાળાને ત્યાં દૂધ ભરવા માંડે છે ત્યારે કુટુંબનાં માણસો ટીપું પણ દૂધ દેખવા પામતાં નથી. અલબત્ત ઘી બનાવવા કરતાં દૂધ જ વેચી દેવાથી પૈસા વધારે મળે છે ખરા, પણ એ પૈસા કુટુંબનાં માણસોનાં ખાસ કરીને છોકરાંનાં મોંમાંથી દૂધ ઝૂંટવી લઈ તેમને ભોગે મળે છે. વળી સેપરેટ દૂધ પણ એક ઉત્તમ ખોરાક હોવા છતાં તેનું કેસીન બનાવવું એ એનો ભારે દુરુપયોગ છે. ઉત્તર ગુજરાત, રજપૂતાના, પંજાબ તથા સિંધ જ્યાં દુધાળાં ઢોરની સંખ્યા પ્રમાણમાં વધારે છે અને જ્યાં ઘીનું ઉત્પન્ન મોટા પ્રમાણમાં થાય છે ત્યાં કન્ડેન્સ્ડ (લાંબો વખત ટકી શકે એવું ઘટ્ટ) દૂધ તથા દૂધની ભૂકી બનાવનારાં કારખાનાં નાંખવાં જોઈએ એવી સૂચના કેટલાક દુગ્ધાલય નિષ્ણાતો કરે છે. તેમની દલીલ એ છે કે પશુપાલકોને ઘીની જે ઊપજ થાય છે તે કરતાં દૂધ વેચવાથી વધુ ઊપજ થશે. પણ આવાં કારખાનાંથી લોકોને છાશ મળે છે તે પણ મળતી બંધ થઈ જશે અને પૈસાના લોભમાં ટીપેટીપું દૂધ કારખાનામાં જતાં લોકો એક પૌષ્ટિક ખોરાકથી વંચિત થશે.

૧૯. જેમ ખેતીની બાબતમાં સૂચવ્યું છે તેમ જ ગોપાલનની બાબતમાં સહકારી ઢબે કામ કરવાની બહુ જરૂર છે. સારો સાંઢ રાખવો, ગાયોને માટે સારાં ચરણ રાખવાં, ઘીના વેચાણની વ્યવસ્થા કરવી, ગાયો માટે ખાણ ખરીદવું એ બધામાં સહકારી ધોરણે કામ થવાનો બહુ અવકાશ છે.

## પ્રકરણ ૩ જું

# ખાદી

૧. ખાદીનો વિચાર આપણે મુખ્યત્વે ચાર રીતે કરવાનો છે.

૧. ગરીબ ખેડૂતોને પોતાની બેકારીના વખતમાં એક મદદગાર ધંધા તરીકે; ૨. આપણાં ગામડાંને વસ્ત્રની બાબતમાં સ્વાવલંબી બનાવવાના એક કાર્યક્રમ તરીકે; ૩. સ્વરાજ માટેના સંગઠનના એક કાર્યક્રમ તરીકે; અને ૪. કોઈ પણ જાતના આર્થિક શોષણ અને અન્યાય વિનાની તથા જગતની શાંતિને પોષક એવી નવીન સમાજરચના સ્થાપવાનું માનસ નિર્માણ કરવાના એક સાધન અથવા ઉપાય તરીકે. આ ચારે મુદ્દા આપણે તેના અનુક્રમમાં લઈશું.

### ખેડૂતોની બેકારી

૨. પરદેશના તથા શહેરોના યંત્રઉદ્યોગોને લીધે આપણા ગામડાંના ખેતી સિવાયના બીજા બધા ઉદ્યોગો ભાંગતા ગયા છે અને તેથી ખેતી ઉપર નિર્વાહ કરનારાની સંખ્યા વધતી જાય છે. જોકે જમીન એટલી ને એટલી રહી છે તથા પાકની ઊપજ ઉત્તરોત્તર ઓછી થતી જાય છે. પરિણામે ખેડૂતો દિનપ્રતિદિન કંગાળ થતા જાય છે. વળી ચાલુ ખેતીમાં ખેડૂતોને બારે મહિના કામ મળી શકતું નથી. મોટા ભાગના ખેડૂતોને ચારથી પાંચ મહિના કામ વિના બેકાર રહેવું પડે છે. ખેતીની મોસમમાં ખેતી કરવી અને બાકીના વખતમાં મજૂરી માટે શહેરમાં જવું એ ખેડૂતોને પરવડે એવું નથી. કારણ ખેતીમાં બરાબર કામ ન હોય ત્યારે પણ થોડીઘણી દેખરેખ રાખવાપણું તો હોય જ છે. વળી પોતાનાં ઢોરઢાંખર પણ સંભાળવાનાં હોય છે. એટલે એ છોડીને તેઓ શહેરમાં જઈ શકે નહિ. નાનાં મોટાં કારખાનાં ગામડાંમાં સ્થાપ્યાં હોય તો બેકાર ખેડૂતોને રોજી આપી શકાય એવી દલીલ ઘણા કરે છે પણ આ ખેડૂતોની બેકારી કેવા પ્રકારની હોય છે તે આવી દલીલ કરનારા બરાબર જાણતા નથી. ખેતીમાં ચારપાંચ મહિના કામ નથી હોતું તેનો અર્થ એવો નથી કે લાગલાગટ ચાર પાંચ મહિના કામ નથી હોતું. એમ તો ભાગ્યે જ આખો મહિનો એવો જાય છે જ્યારે ખેતીનું કાંઈ ને કાંઈ કામ ન હોય. પણ એ કામ કલાક બે કલાકનું હોય છે. એ કલાક બે કલાકનું કામ ન કરે તો આખી ખેતી બગડે, પણ બીજી તરફથી કલાક બે કલાક કામ કર્યા પછી આખો દિવસ બેસી રહેવાનું હોય છે. વળી આવા ઓછા કામના દિવસ પણ

લાગલાગટ નથી આવતા, પણ આખું વરસ છૂટક છૂટક વિખરાયેલા હોય છે. બહુ થોડા દિવસ બિલકુલ જ કામ નહિ એવા હોય છે અને ઘણા દિવસ કલાક બે કલાક અથવા ત્રણ ચાર કલાક કામના હોય છે. વળી ખેતીની ભરમોસમમાં બે ત્રણ પખવાડિયાં એવાં પણ આવે છે, જ્યારે ખેડૂતને સોળ સોળ કલાક કામ કરવું પડે છે. તે વખતે ખેતીમાં ઘણા મજૂરોની જરૂર પડે છે. કારણ કામ એટલા દિવસોમાં પૂરું ન થઈ જાય તો બગડે અને એ બે ત્રણ પખવાડિયાંના કામ ઉપર આખા વરસનો આધાર હોય છે. એટલે ખેડૂતોની બેકારીનો ઉપાય વિચારતી વખતે બેકારીનું આ સ્વરૂપ બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. ખેડૂતોની બેકારી એ લાગલાગટ અમુક દિવસની સંપૂર્ણ બેકારી નથી, પણ આખા વરસમાં છૂટક છૂટક આવતા ઘણા દિવસોની પા, અડધી કે પોણી, એવી બેકારી છે.

૩. સને ૧૯૩૧ના વસ્તીપત્રક મુજબ આપણા દેશમાં ૧૧ કરોડ ૭ લાખ પુખ્ત વયનાં માણસો ખેતી તથા ગોપાલનના ઉદ્યોગમાં કામ કરનારાં છે (એ બે ઉદ્યોગો ઉપર નિર્વાહ કરનારાની સંખ્યા તો ૨૫ કરોડ કરતાં પણ વધારે છે). એટલે આપણી સામે પ્રશ્ન આટલાં માણસોને વરસમાં અનિયમિત રીતે વચ્ચે વચ્ચે આવતા બેકારીના દિવસોમાં કામ આપવાનો છે.

૪. ૧૯૪૧ના વસ્તીપત્રક પ્રમાણે વસ્તી વધી છે એટલે ખેતી અને ગોપાલનના ઉદ્યોગમાં કામ કરનારાની સંખ્યા ૧૨ કરોડની મૂકીને આપણે ગણતરી કરીશું. પ્રમાણ ગ્રંથકારો ખેડૂતોની બેકારી વરસમાં ચાર મહિના ગણે છે તે આંકડો લઈએ તો કુલ ચાર કરોડ માણસોને પૂરું પડી રહે એટલું અને એ લોકો ગામડાંમાં પોતાને ઘેર રહીને પોતાની ખેતી સંભાળી તેની સાથે સાથે કામ કરી શકે એવું કામ શોધવાનો પ્રશ્ન આપણી સામે છે.

## બેકારીના ઉપાય

૯. ખેતી ઉપરની ભીડ ઓછી કરવા આ બાર કરોડ માણસોમાંથી બની શકે તેટલા માણસોને નવાં નવાં કારખાનાં ખોલી તેમાં ઉદ્યોગે લગાડવા જોઈએ એવી સૂચનાઓ ઘણા લેખકો કરે છે. પણ એની શક્યતા કેટલી છે એ વિચારવા જેવું છે. આપણા દેશમાં નાનાં મોટાં કુલ ૯,૪૨૨ કારખાનાં છે અને તેમાં સાડીઓગણીસ લાખ માણસો રોકાયેલાં છે. અત્યારે પરદેશથી આવતી તમામ ચીજો બનાવવા આપણા દેશમાં જ કારખાનાં ખોલીએ અને દલીલની ખાતર માની લઈએ કે આપણે આપણી જરૂરિયાતો છે તે કરતાં વધારીએ તો પણ આપણે પચાસ લાખથી વધુ માણસોને કામ આપી શકીએ નહીં. એથી વધારે કારખાનાં ખોલીએ તો પરદેશનાં બજારોમાં પગપેસારો કરવાની હરીફાઈમાં આપણે ઊતરવું જ પડે. એમ કરવા જતાં

બીજા દેશોને આપણે ત્રાસરૂપ થઈ પડીએ. વળી આજે આપણું રહેણીનું ધોરણ બહુ નીચું છે અને તે ઊંચું લાવવા આપણી જરૂરિયાતો આપણે વધારવી પડશે એમાં શંકા નથી. પણ એ સમજી લેવાની જરૂર છે કે આપણે કારખાનાંમાં બનતી વસ્તુઓની જરૂરિયાતો તો બહુ જૂજ જેવી વધારવાની છે. આપણે ખરેખરું ધોરણ તો ઊંચું કરવાનું છે ખોરાકની બાબતમાં, પહેરવા ઓઢવાની બાબતમાં, સ્વચ્છતાની બાબતમાં અને હવાઅજવાળાવાળાં સુઘડ રહેઠાણની બાબતમાં. આપણા દેશમાં કરોડો લોકોને પેટપૂરતું ખાવાનું નથી મળતું અને જેમને પેટપૂરતું ખાવા મળે છે તેમનો ખોરાક નિઃસત્વ હોઈ તેમાં પૌષ્ટિક તત્ત્વો ઘણા ઓછા પ્રમાણમાં હોય છે. ઘણા માણસોને શરીરના રક્ષણ માટે પહેરવા ઓઢવાનાં પૂરતાં કપડાં નથી મળતાં, વળી આપણાં કપડાં, આપણાં રહેઠાણ, આપણી આસપાસની જગા એ બધું આપણે સ્વચ્છ નથી રાખતા. આપણને પીવાનું પાણી પણ સ્વચ્છ મળતું નથી. આપણે રહેણીનું ધોરણ ઊંચું કરવાનું છે તે આવી બધી બાબતમાં કરવાનું છે. એ માટે કારખાનાં કામ આવે એમ નથી. આપણે જે વસ્તુઓ વિના ન ચાલે એમ હોય અને એ વસ્તુઓ આપણા દેશમાં બની શકે એવી હોવા છતાં પરદેશથી આવતી હોય અને એ વસ્તુઓ યંત્રઉદ્યોગો મારફત જ બની શકે એવી હોય તો એ માટે આપણે જરૂર નવાં કારખાનાં ખોલીએ. પણ આમજનતાની દૃષ્ટિએ વિચારીએ તો એવી વસ્તુઓ બહુ ઓછી નીકળશે અને દરેક વિગત લઈ ચોક્કસ ગણતરી કરીશું તો આપણા બેકાર માણસોને કામ આપવા જેટલાં કારખાનાં કાઢવાની જરૂર નથી એમ આપણને સ્પષ્ટ જણાઈ આવશે.

૬. ખેતીમાંથી ફાજલ પડતા માણસોને કારખાનામાં કામ આપવાની સૂચનાનો વિચાર કરવામાં એક બીજી હકીકત પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ખેડૂતોને ખેતીમાં બધો વખત કામ નથી હોતું તથા ખેતી ઉપર નિર્વાહ કરનારાં માણસોની સંખ્યા વધારે પડતી છે અને તેમાં ઘટાડો થવાની જરૂર છે એ વાત બરાબર હોવા છતાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ખેતીનાં અમુક કામોની મોસમ વખતે એકદમ વધારે મજૂરોની જરૂર પડે છે. આવી મોસમ વરસમાં બે વાર તો આવે જ છે. માણસો જો ગામડાં છોડીને કારખાનાંમાં જતા રહ્યા હોય તો આવી મોસમ વખતે ખેતીમાં મજૂરોની તાણ પડે અને ખેતી બગડે. તેથી ખેતી ઉપરની વધારે પડતી ભીડ ઓછી કરવા માટે તથા ખેડૂતોને તેમના ફાજલ વખતમાં કામ આપવા માટે આપણે એવા ઉદ્યોગો યોજવા જોઈએ જે ગામડાંમાં જ ચાલતા હોય અને જરૂર પડ્યે જે વગર હરકતે છોડીને ખેતીમાં જઈ શકાય એમ હોય. ખેતી અને ઉદ્યોગોને એકબીજાથી સાવ અલગ પાડી નાખવાં એ યોગ્ય નથી. એ બેનું

એકબીજા સાથે પરસ્પરાવલંબન સાચવીને જ કાંઈ પણ નવી યોજના આપણે વિચારવી જોઈએ.

૭. ખેડૂત પોતાના ફાજલ વખતમાં મદદગાર ધંધા તરીકે કરી શકે એવા ઉદ્યોગો તેને આપવા જોઈએ. વળી જે ઉદ્યોગો આખો દિવસ સ્વતંત્ર ઉદ્યોગો તરીકે બિન–ખેડૂત માણસ કરતો હોય તે પણ એવા હોય જે છોડીને ખેતીના કામમાં જરૂર પડ્યે જતાં એ ઉદ્યોગને કશી હરકત ન આવે.

૮. રેંટિયો કાંતવો, પાટી વણવી, દોરડાં ભાંગવાં, મધમાખીઓ પાળવી, મરઘાંબતકાં રાખવાં, વાંસકામ, નેતરકામ, લાખકામ વગેરે કરવું, એ ખેડૂત પોતાની ખેતીની સાથે જ પોતાના ફાજલ વખતમાં કરી શકે. આવા ઉદ્યોગોને આપણે ગૃહઉદ્યોગો કહ્યા છે. વણાટકામ, ચમારકામ, મોચીકામ, કુંભારકામ, સુથારી, લુહારી, વગેરે આખા દિવસના સ્વતંત્ર ઉદ્યોગો છે. તેને આપણે ગ્રામઉદ્યોગો કહ્યા છે. પણ તેમાંથીયે જરૂર પડ્યે માણસ ખેતીમાં મજૂરી કરવા જઈ શકે એ જરૂરનું છે. આજે વણકરો અને ચમારોમાંથી ખેતીના કામમાં મોસમ વખતે સારા પ્રમાણમાં મજૂરો મળી રહે છે, એ વ્યવસ્થા ઇષ્ટ જ ગણાય.

૯. યંત્રઉદ્યોગોની અનર્થકારી હરીફાઈને લીધે આ ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગોની પાયમાલી થતે કરીને આપણાં ગામડાં કંગાળ બન્યાં છે, એ કંગાળિયત મિટાવવા માટે અને ગામડાંને આબાદ કરવા માટે ખેતી અને ગોપાલનની સુધારણાની સાથે આ તથા આવા બીજા ગૃહઉદ્યોગો તથા ગ્રામ-ઉદ્યોગોને સજીવન કરવા એ જ એક ઉપાય છે. આમાં પીંજણ તથા કાંતણનો ઉદ્યોગ મદદગાર ગૃહઉદ્યોગ તરીકે વિશેષ મહત્ત્વનો છે.

## શા માટે રેંટિયો ?

૧૦. ખેડૂતો માટે ઉપર જે બીજા ગૃહઉદ્યોગો જણાવ્યા છે તે તથા તે ઉપરાંત પણ બીજા કોઈ ગૃહઉદ્યોગો કરવા માટે સ્થાનિક પરિસ્થિતિ વિશેષ અનુકૂળ હોય અને પીંજણ કાંતણ કરતાં એવા ઉદ્યોગોમાં વધારે મળતર હોય તો રેંટિયાને બદલે અથવા તે ઉપરાંત એ ધંધા ખેડૂત જરૂર કરે. પણ ગૃહઉદ્યોગ તરીકે પીંજણકાંતણની ખાસ હિમાયત કરવાનાં કારણો નીચે પ્રમાણે છે :

૧. એમાં કરોડો માણસોને સહેલાઈથી અને તરત કામ આપી શકાય એમ છે. પીંજણ અને રેંટિયા માટે બહુ મોટી મૂડીના રોકાણની જરૂર પડતી નથી. ગામડાના સુથાર પાસે એ સહેજે બનાવરાવી શકાય એવી વસ્તુઓ છે. કાંતવા માટે હમણાં જે ધનુષતકલીની શોધ થઈ છે અને જે મોટા રેંટિયા જેટલું જ કામ આપે છે તે તો ખેડૂત પોતાની મેળે પણ

બનાવી શકે એમ છે. તે જ પ્રમાણે પીંજવાનું કામ તુનાઈ પદ્ધતિથી વાંસની કામડીને દોરી બાંધેલા એક સામાન્ય ધનુષ્ય વડે થઈ શકે એમ છે.

૨. આ ઉદ્યોગ માટે કાચા માલ તરીકે કપાસ જોઈએ તે આપણા દેશમાં લગભગ બધે પાકે છે. કપાસ નથી પાકતો એવા પ્રદેશો બહુ જ થોડા અને અપવાદરૂપ છે.

૩. આ ઉદ્યોગ શીખવા માટે ઝાઝી વાર લાગતી નથી. આપણી નિરક્ષર જનતા તે સહેજે શીખી લે છે. વળી એમાં વિશેષ બળની જરૂર નથી. તેથી નાનાં છોકરાં તથા ઘરડાં માણસો પણ આ કામ કરી શકે છે. વળી આ કામ કંટાળાભરેલું કે થકવી નાખે એવું નથી. ઊલટું આનંદદાયક અને આસાયેશ આપનારું છે.

૪. આપણી સગવડે જ્યારે નવરાશ મળે ત્યારે એ કામ હાથમાં લઈ શકાય એવું છે અને વચમાં ઘડી બે ઘડી છોડવું હોય ત્યારે કશા નુકસાન કે હરકત વિના છોડી શકાય એવું છે.

૫. લોકોમાં રેંટિયાની પરંપરા હજી જીવતીજાગતી હોવાથી તેને દાખલ કરવા માટે લોકોને નવેસરથી કશું સમજાવવા બેસવું પડે એમ નથી.

૬. આ ઉદ્યોગ સૌની રોજની જરૂરિયાત પૂરી પાડનારો છે. ખોરાકથી બીજા નંબરની આવશ્યકતા કાપડની છે. એટલે પોતે કાંતેલા સૂતરનો ઉપયોગ પોતાના જ કાપડ માટે થવા ઉપરાંત તેને માટે બીજી માંગ પણ પૂરતા પ્રમાણમાં હોય છે.

૭. ખેડૂતને એક મદદગાર ધંધો પૂરો પાડવા ઉપરાંત, વણકરના ભાંગતા જતા ઉદ્યોગને પણ રેંટિયો બહુ મોટો ટેકો આપી શકે એમ છે. પરદેશી કાપડ અને મિલો આવતા પહેલાં આપણા દેશમાં વીસ લાખ હાથ-સાળો ચાલતી એવી ગણતરી છે. આજે પણ લગભગ આઠ લાખ હાથ-સાળો ચાલે છે. રેંટિયાના પુનરુદ્ધારથી બીજા વીસ લાખ કરતાં પણ વધુ વણકરોને કામ મળી શકે એમ છે.

૮. તે જ પ્રમાણે રેંટિયાને લીધે ગામડાંના બીજા કારીગરો — જેવા કે સુથાર, લુહાર, ધોબી, છીપા, રંગારા વગેરેને પણ રોજી મળતી થાય છે.

૯. આ ઉદ્યોગ વરસાદ ઉપર આધાર નહિ રાખતો હોવાથી દુકાળના વખતમાં સારી રીતે ચલાવી શકાય એમ છે. તેથી દુકાળ અને ભૂખમરા સામે ગામડાંના લોકોને એ વીમારૂપ બની રહે એવો છે.

૧૦. ખેડૂતોની બેકારી દૂર કરવા ઉપરાંત આ ઉદ્યોગને સજીવન કરવાના સાદા પણ મહત્ત્વના અને દેશવ્યાપી કામમાં હજારો ભણેલા માણસો રોકાઈ

શકે એમ છે. એટલે આજના ભણેલા લોકોની બેકારી દૂર કરવામાં પણ તે મદદરૂપ થાય એમ છે.

૧૧. રેંટિયાના ઉપર જણાવેલા સઘળા ગુણની કોઈ ના પાડતું નથી, અથવા ના પાડી શકતું નથી. પણ દલીલ એવી કરવામાં આવે છે કે રેંટિયામાંથી આવક બહુ જૂજ થતી હોવાથી, બીજો કોઈ ઉદ્યોગ ન જ જડતો હોય ત્યાં સુધી રેંટિયો ભલે ચલાવો, પણ ખેડૂતોને સંગીન આર્થિક મદદ થાય એમ કરવા માટે રેંટિયા ઉપર આધાર રાખ્યે નહિ ચાલે અને બીજા વધુ આવક આપે એવા મદદનીશ ઉદ્યોગો આપણે શોધવા જ જોઈશે. આવા જે જે ઉદ્યોગો જડી આવે તે સામે અમારો વાંધો છે જ નહિ. જેટલા જડી આવે તેટલાને અપનાવવા અમે તત્પર જ છીએ. એવા કેટલાક ઉદ્યોગો ઉપર ગણાવ્યા પણ છે, અને જ્યાં જ્યાં તે ચલાવવાની સગવડ હોય ત્યાં ત્યાં તે ચલાવવાની ખેડૂતોને અમારી ભલામણ પણ છે. પણ મદદનીશ ઉદ્યોગ તરીકે તો ખેડૂતનો તારણહાર રેંટિયો જ છે. કારણ બીજા બધા ઉદ્યોગો દેશવ્યાપી ધોરણે ચાલી શકે એવા નથી. તેમાંથી પેદા થતા માલની માગ પ્રમાણમાં મર્યાદિત છે. એટલે ખેડૂતોનો નવરાશનો બધો વખત તે ભરી શકે નહિ. તેથી જ રેંટિયાનો પ્રચાર એક રાષ્ટ્રીય કાર્યક્રમ તરીકે હાથ ધરવામાં આવ્યો છે. તેમાં કેટલા માણસોને કામ આપવાની શક્તિ પડેલી છે અને તેમાંથી કેટલી આવક થઈ શકે એમ છે તેની આપણે ગણતરી કરીએ.

## રેંટિયાની આવક

૧૨. સને ૧૯૩૪-૩૫ના આંકડા પ્રમાણે આપણા દેશની કાપડની કુલ વપરાશ ૫૭૬ કરોડ ચોરસ વારની છે. એટલે કુલ વસ્તીના જણદીઠ ૧૫ ચોરસ વાર કાપડ થયું. આપણે મોટે ભાગે ૮ થી ૨૦ આંકના સૂતરનું કાપડ વાપરીએ છીએ. એટલે ગણતરીની સરળતા ખાતર સરેરાશ ૧૨ આંકનું સૂતર લઈએ તો તેવા એક વાર કાપડ માટે ૩૨૦૦ વાર સૂતર જોઈએ. જાતે પીંજીને એટલું સૂતર કાંતી લેતાં એક માણસને દશ કલાક લાગે અને ચરખા સંઘના ચાલુ દર પ્રમાણે તેની મજૂરી રૂ. ૦–૩–૬ મળે. (આ આંકડા શ્રી. કૃષ્ણદાસ ગાંધીએ સને ૧૯૩૯ના ડિસેમ્બર માસમાં કરેલી ગણતરી મુજબના છે. તેની વધુ વિગત માટે જુઓ પા. ૫૭૫ 'ઇકોનૉમિક્સ ઑફ ખાદી'—ગાંધીજીના ખાદી ઉપરના લેખોનો સંગ્રહ — પહેલી આવૃત્તિ સને ૧૯૪૧ પ્રકાશક, નવજીવન કાર્યાલય). ખેડૂત વરસમાં ઓછામાં ઓછો ત્રણથી ચાર મહિના તો બેકાર રહે જ છે એ આપણી ગણતરી છે. એટલે કામના રોજના આઠ કલાક પ્રમાણે ગણતાં દરેક ખેડૂત પાસે ૭૨૦ થી ૯૬૦ કલાક ફાજલ છે. એટલા વખતમાં તે ૭૨ થી ૯૬ ચોરસ વાર માટે જોઈએ તેટલું સૂતર પીંજીને

કાંતી લઈ શકે. આપણે કુલ ૫૭૬ કરોડ ચોરસ વાર કાપડ જોઈએ છે. $\frac{૫૭૬}{૯૬}$=૬ અથવા $\frac{૫૭૬}{૭૨}$=૮, એ પ્રમાણે છથી આઠ કરોડ માણસોને એમના ફાજલ વખતમાં આપણે રેંટિયા દ્વારા કામ આપી શકીએ. આવો ફાજલ વખત બાર કરોડ માણસ પાસે છે એ આપણે કહી ગયા છીએ. તેમના બહુ મોટા ભાગને આપણે રેંટિયા દ્વારા કામ આપી શકીએ એમ આ ઉપરથી સિદ્ધ થાય છે.

**૧૩.** હવે રેંટિયા દ્વારા એમને કેટલા પૈસા મળશે તેની ગણતરી કરીએ. એક ચોરસ વાર કાપડ માટેના સૂતરનું પીંજામણ કંતામણ રૂ. ૦–૩–૬ આપવામાં આવે છે, એ ગણતરીએ ૫૭૬ કરોડ ચોરસ વાર કાપડના સૂતર માટે $\frac{૫૭૬}{૧}\times\frac{૭}{૩૨}\times$ =૧૨૬ કરોડ રૂપિયા પીંજામણ કંતામણના થયા. એટલે એક વરસમાં છથી આઠ કરોડ માણસોને તેમના ફાજલ વખતમાં કામ આપીને તેમનામાં એટલા રૂપિયા વહેંચી શકાય છે. આટલી મજૂરી ૭ કરોડમાં વહેંચાય તો જણ દીઠ રૂ. ૨૧) આવે અને આઠ કરોડમાં વહેંચાય તો જણ દીઠ રૂ. ૧૫–૧૨–૦ આવે. અહીં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની છે કે આટલી આવક ખેડૂતને એના ફાજલ વખતના કામમાંથી થાય છે. જે દેશમાં જણ દીઠ સરેરાશ વાર્ષિક આવક રૂ. ૬૫) ની છે ત્યાં આટલો વધારો એ નાનીસૂની વાત નથી.

**૧૪.** આપણે જોઈતું બધું કાપડ હાથસાળ ઉપર વણવામાં કેટલા વણકરો જોઈએ અને તેમને કેટલી રોજી મળે તેનો વિચાર કરીએ. એક સાળ ઉપર એક વણકર રોજના સરેરાશ ૭ ચોરસ વાર કાપડ વણે એ હિસાબે ગણીએ અને એક વરસમાં ૩૨૦ દિવસ કામ કરે એમ માનીએ તો વરસમાં એક સાળ ઉપર ૧૯૨૦ ચોરસ વાર કાપડ થાય. એટલે આખા દેશની જરૂરિયાત માટે $\frac{૫૭૬}{૧૯૨૦}$ કરોડ=૩૦ લાખ વણકરોએ કામ કરવું જોઈએ. અત્યારે હાથસાળ ઉપર ૧૪૬ કરોડ ચોરસ વાર કાપડ તો વણાય છે અને લગભગ આઠ લાખ વણકરો એ કામમાં રોકાયેલા છે જ. બીજા બાવીસ લાખ વણકરો જોઈએ, અને એટલી સંખ્યા તૈયાર પણ છે. કારણ વણાટનો ધંધો પડી ભાંગવાથી લાખો વણકરો બેકાર છે અને કેટલાકને તો શહેરોમાં ઝાડુ વાળવાના અને ભંગીના કામમાં પણ જવું પડયું છે. ભાઈ કૃષ્ણદાસ ગાંધીએ બાર આંકના સૂતરના કાપડની એક ચોરસ વારની વણકરી દોઢ આનો ગણી છે તે મુજબ એક હાથસાળ ઉપર સરેરાશ રોજની નવ આનાની કમાણી થાય. અને ૩૦ લાખ વણકર કુટુંબોમાં વરસ દિવસે ૫૪ કરોડ રૂપિયા વણકરીના વહેંચાય.

આપણી ખાદી મારફત પૂરું વસ્ત્ર સ્વાવલંબન સિદ્ધ કરીએ તો રૂ. ૧૨૧ કરોડ પીંજામણ કંતામણના ૭ થી આઠ કરોડ ખેડૂતોમાં અને રૂ. ૫૪ કરોડ વણકરોમાં વહેંચી શકાય. આ ઉપરાંત ધોબી, રંગારા, વગેરેને મળે તે જુદું.

૧૫. આટલું કાપડ તૈયાર કરવામાં ૧૮૦ કરોડ રતલ રૂ. જોઈએ. (એક ચોરસ વાર માટે સાડા બાર તોલા પ્રમાણે $\frac{૨૫}{૨} \times \frac{૧}{૪૦} \times \frac{૫૭૬}{૧} = ૧૮૦$). તેની કિંમત સને ૧૯૩૯ના ભાવ પ્રમાણે રૂ. ૫૭ કરોડ થાય છે, ખાદી માટે બધું જ રૂ આપણા દેશમાં પાકેલું ચાલે છે, પણ મિલ-કાપડમાં તો મિશ્રણ કરવા માટે ઇજિપ્ત અને અમેરિકાનું રૂ ઠીક ઠીક પ્રમાણમાં વપરાય છે. તેથી આજે આપણે રૂ ઠીક ઠીક આયાત કરીએ છીએ અને ઠીક ઠીક નિકાસ પણ કરીએ છીએ. અત્યારે આપણું રૂનું ઉત્પન્ન લગભગ ૨૪૦ કરોડ રતલ જેટલું છે. કાપડ માટે તો આપણે ૧૮૦ કરોડ રતલ જ જોઈએ છે. આપણે કાપડ માટે જોઈએ તેટલું જ રૂ પકવીને આપણે બેસી રહીએ તો કપાસ માટે વપરાતી જમીનમાં ૨૫ ટકાનો ઘટાડો કરી શકીએ. લગભગ ૩ કરોડ એકર જમીનમાં કપાસનું વાવેતર થાય છે એટલે ૭૫ લાખ એકર જમીન આપણે અનાજ માટે ફાજલ પાડી શકીએ એ પણ એક બહુ મોટો લાભ છે.

૧૬. આપણા દેશની કાપડની મિલોની ભરપાઈ થયેલી મૂડી ૩૨ કરોડની ગણાય છે. આ મૂડીનો મોટો ભાગ પરદેશમાં બનતા સંચા ખરીદવામાં રોકાયેલો હોય છે, જ્યારે રેંટિયા અને હાથસાળ મારફત વસ્ત્રસ્વાવલંબન કરવામાં આપણે જે કાંઈ મૂડી રોકવી પડશે તે આપણા ગામડાના સુથારો તથા લુહારોને રોજી આપવામાં જશે. મિલો ચલાવવામાં કોલસો, સ્ટોર વગેરે માટે બીજી પણ ચાલુ મૂડી મોટા પ્રમાણમાં જોઈએ છે. સ્ટોર તો મોટા ભાગનો પરદેશી આવે છે. પણ રેંટિયા અને હાથસાળમાં આવી કશી ચાલુ મૂડીની જરૂર પડતી નથી. ચાલુ મૂડીમાં કપાસ કે રૂ જોઈએ તે તો દરેક ખેડૂતે પોતે સંઘરી રાખ્યું હોય, વળી મિલોમાં તો મૂડી કેન્દ્રિત હોય છે અને એનો બધો કારભાર થોડાક મૂડીદારોના હાથમાં હોય છે. આખા ઉદ્યોગને અંગે થતી સંપત્તિની વહેંચણીમાંથી પેલા મૂડીદારો એમની સંખ્યાના પ્રમાણમાં બહુ મોટો હિસ્સો લઈ જાય છે અને મજૂરોને ભાગ એમની સંખ્યાના પ્રમાણમાં ઘણું ઓછું રહે છે. જ્યારે ખાદી ઉદ્યોગમાં તો કાચા માલ માટે, ઓજારો માટે તેમ જ મજૂરી માટે વપરાતાં તમામ નાણાં આપણા દેશના જ ગરીબ લોકોમાં વહેંચાય છે. રૂની કિંમત ખેડૂતોને મળે છે, સાળ અને રેંટિયા બનાવવાની મજૂરી ગામડાંના સુથાર-

લુહારને મળે છે અને પીંજવા, કાંતવા તથા વણવાની મજૂરી બેકાર ખેડૂતોમાં તથા ગામડાંના વણકરોમાં વહેંચાય છે. આ આખી વહેંચણી વચગાળાના માણસોની ઝાઝી દરમ્યાનગીરી વિના આપોઆપ અને તદ્દન ન્યાયપુરઃસર થાય છે. આમ સંચાની તથા સ્ટોરની ખરીદીમાં તેમ જ મિલોમાં તૈયાર થતાં ખૂટતું પરદેશી કાપડ ખરીદવામાં જે પૈસો આપણા દેશમાંથી બહાર ઘસડાઈ જાય છે તે ખાદીઉદ્યોગ દ્વારા અટકાવીને આપણા દેશના જ ગરીબોમાં વહેંચાય છે.

## ખાદી મોંઘી છે?

૧૭. પણ કાપડ ખરીદનારને ખાદી મિલના કાપડ કરતાં મોંઘી પડે છે તેનું શું? કેવળ નાણાંના ગજથી અને ખરીદનારની દૃષ્ટિએ ખાદી અને મિલકાપડ સરખાવીએ તો મિલકાપડની સરખામણીમાં ખાદી મોંઘી ગણાય ખરી. પણ મિલકાપડનું ઉત્પાદન ખર્ચ ગણતી વખતે મિલના મજૂરોને જે શારીરિક, માનસિક અને નૈતિક નુકસાન પહોંચે છે તે જો આપણે ગણતરીમાં લઈએ તથા કાપડની મિલોને લીધે દેશમાં ઊભી થયેલી બેકારીના કારણે ખેડૂતોની અને દેશની જે પાયમાલી થાય છે તેનું નુકસાન પણ ગણતરીમાં લઈએ તો મિલકાપડનું ઉત્પાદન ખર્ચ બહુ ભારે અને સત્વર ટાળવા યોગ્ય અનિષ્ટ જેવું જણાશે. કોઈ પણ વસ્તુનું મૂલ્ય કેવળ તેના મોંઘાસોંઘાપણાની દૃષ્ટિએ ગણવાની જે ટેવ આપણને પડી ગઈ છે તે તદ્દન ખોટી છે. વસ્તુના ઉત્પાદનમાં નાણાંના ખર્ચ ઉપરાંત, અમુક ઉત્પાદનની પદ્ધતિને લીધે બીજાં નુકસાનો થતાં હોય તો તે નુકસાનોને પણ ગણતરીમાં લેવાં જોઈએ. એ નુકસાનોની કિંમત નાણાંના રૂપમાં કશી ન હોય પણ સમાજનું તેથી અહિત થતું હોય તો નાણાંના નુકસાન કરતાં એ નુકસાન કાંઈ ઓછું નથી. અમુક વસ્તુ મોંઘી છે કે સોંઘી એટલું જ વિચારવાને બદલે એ વસ્તુ બનાવતાં માણસની શી દશા થાય છે, તેનું સમાજ ઉપર શું પરિણામ આવે છે વગેરે બાબતો પણ વિચારવી જોઈએ. આમ ખાદી અને મિલકાપડની સરખામણી નાણાંના ગજથી નહિ કરવી જોઈએ. પણ આખા દેશને એકંદરે લાભ મિલ દ્વારા કાપડ તૈયાર કરવામાં છે કે રેંટિયા દ્વારા એ જ આપણે જોવું જોઈએ. વળી જે માણસ પોતાના નવરાશના વખતમાં પીંજી કાંતી તથા વણીને પોતાના પૂરતું કાપડ તૈયાર કરી લે છે તેને તો ખાદી મોંઘી પડતી જ નથી.

## ખાદીદ્વારા સ્વરાજ્ય

૧૮. આ વિચારમાંથી જ સ્વરાજ્ય માટેના સંગઠનમાં ખાદીકાર્યનું મહત્ત્વ કેટલું બધું છે તે વિચાર ઉપર આપણે આવીએ છીએ. રેંટિયાદ્વારા વસ્ત્રસ્વાવલંબન સિદ્ધ કરવા માટે આપણે દેશનાં સાત લાખ ગામડાંમાં પથરાયેલું એવું વ્યવસ્થાતંત્ર

ગોઠવવું જોઈએ અને તેમાં દેશના ગરીબો અને બેકારો પ્રત્યે ઊંડી દાઝવાળા તથા દેશભક્તિની સાથે આ મહાન કાર્ય પાર ઉતારવાને માટે જોઈતી કુશળતા-વાળા હજારો કાર્યકર્તાઓ રોકાઈ શકે. તેઓ રેંટિયાદ્વારા ગામડાંની આમજનતા સાથે તેમને ઘેર જઈને સંપર્ક સાધી શકે છે. આપણા ગરીબ ખેડૂતોના પેટમાં મોટો ખાડો છે તે પૂરવાનો ઉપાય આપણે તેમની આગળ રજૂ ન કરીએ ત્યાં સુધી સ્વરાજ્યની વાતો તેમને લૂખી લાગે અને તેમને જગાડી શકાય નહિ. પણ સ્વરાજ્યવાળા નવરાશના વખતમાં ઉદ્યોગ બતાવે છે, પોતાની ટૂંકી કમાણીમાં કાંઈ ને કાંઈ વધારો કરવાનું શીખવે છે, ભૂખ્યા પેટમાં કોળિયો ધાન વધારે નાખવાની રીત બતાવે છે અથવા છોકરાં છાંટો દૂધ દેખતાં થાય એવી પેરવી કરે છે એ વસ્તુ રેંટિયાના પ્રયોગથી એમની આગળ સિદ્ધ થાય એટલે સ્વરાજ્યના આગળના કાર્યક્રમમાં તેમને આપોઆપ રસ જાગશે. આપણા દેશમાં ખાદી કામ અત્યારે બહુ આગળ વધ્યું છે એમ ન કહેવાય. હજી તો ઘણું કરવાનું બાકી છે છતાં જેટલું થયું છે તેટલું બહુ આશા જગવનારું અને ઉત્સાહ વધારનારું છે. જે જે ગામમાં રેંટિયો ગયો છે ત્યાં ત્યાં લોકોની કમાણીમાં થોડો વધારો થવા ઉપરાંત ભારે નૈતિક અને રાજકીય જાગૃતિ પણ આવી છે. જેમણે રેંટિયો પકડ્યો છે તેઓ પોતાની ખેતીમાં વધારે મહેનત કરતા થયા છે, શરીર, કપડાં અને ઘરઆંગણાં વધારે સ્વચ્છ રાખતા થયા છે, દારૂના વ્યસનમાંથી જ નહિ પણ બીડી તંબાકુના વ્યસનમાંથી પણ મુક્ત થયા છે, તેમના કુટુંબોનાં ઉદ્યમ, સંપ અને આનંદનું વાતાવરણ પ્રસરી રહ્યું છે અને એ સઘળા કરતાં યે વિશેષ તેમનામાં સ્વમાન, નિર્ભયતા અને સ્વાતંત્ર્યની ભાવના જાગવા માંડી છે. પોલીસ, શાહુકાર અથવા દારૂના પીઠાવાળાથી તેઓ ડઘાઈ જતા તેને બદલે પોતાની સાચી વાતમાં તેઓ સામો જવાબ આપતા થયા છે. જે લોકો વેરાયેલા કણો જેવા અલગ અલગ પડી ગયા હતા અને ભેગા થતા તો કેવળ કજિયા કરવા માટે જ, તેમનામાં સંપ અને સહકારની ભાવના પ્રગટી છે અને સાર્વજનિક પ્રવૃત્તિઓ માટેનો રસ તેમનામાં પેદા થયો છે. કરોડો નાગાં-ભૂખ્યાં તથા અજ્ઞાન સ્ત્રી-પુરુષોને જાગૃત કરી તેમને સ્વરાજ્યને માર્ગે ચઢાવવા માટે રેંટિયો અને ખાદી ઉત્તમ સાધન પુરવાર થયાં છે.

### અહિંસક સમાજરચના

૧૯. ખાદીમાં લોકોને ગરીબો પ્રત્યેના અન્યાય વિનાની, ઊંચનીચના ભેદભાવ વિનાની અને બળિયાના બે ભાગવાળા કાયદાને નાબૂદ કરનારી નવી સમાજરચનાની ઝાંખી થાય છે. જ્યાં કેન્દ્રિત મૂડીવાળાં મોટાં કારખાનાં હોય અને નાનો મૂડીદાર વર્ગ મોટા આમવર્ગને ચૂસતો હોય ત્યાં એ મૂડીદાર વર્ગના

તથા તેમનાં કારખાનાંના રક્ષણ માટે કેન્દ્રિત સત્તાવાળાં લશ્કરી રાજ્યતંત્રની જરૂર ઊભી જ થાય છે. દરેક દેશ મોટા પાયા ઉપર ઉત્પાદન કરવા માંડે અને આવાં લશ્કરી રાજ્યતંત્ર ઊભાં કરે, અને પછી એકબીજા સાથે હરીફાઈમાં ઊતરે તેનું પરિણામ વારંવાર યુદ્ધ અથવા યુદ્ધ માટેના સતત ફૂંફાડા સિવાય બીજું શું આવે? મોટાં કારખાનાંના મૂળમાં જ અમર્યાદ અર્થલોભ, જીવલેણ હરીફાઈ અને વિશ્વયુદ્ધનાં બીજ રહેલાં છે. જ્યારે ખાદી એ આર્થિક સંતોષ, જીવનદાયી સહકાર, અને વિશ્વશાન્તિનું પ્રતીક છે. ખાદીમાં કોઈનું પણ શોષણ કરવાપણું કે કોઈની સાથે પણ હરીફાઈમાં ઊતરવાપણું નથી; અને તેની જ સાથે ગમે તેવા બળયુક્ત અથવા ચાતુર્યયુક્ત શોષણના ભોગ થવાનો પણ તેમાં ઇન્કાર છે.

૨૦. યંત્ર-ઉદ્યોગમાં આગળ વધેલા દેશો અત્યારે તો પોતાનું વધારે પડતું ઉત્પાદન પછાત ગણાતા દેશોમાં જઈને ઠાલવે છે. પણ એ દેશો હવે જાગૃત થયા છે. તેઓ યા તો કારખાનાંદ્વારા યા તો ખાદી પદ્ધતિદ્વારા પોતાને જોઈતી વસ્તુઓ પોતે જ બનાવી લેતા થઈ જાય પછી યંત્ર-ઉદ્યોગોવાળા દેશો શું કરશે? પછાત ગણાતા દેશો પણ કારખાનાંદ્વારા એટલે કે યંત્ર-ઉદ્યોગોદ્વારા સ્વાશ્રયી થવાનો પ્રયત્ન કરે તો તો પેલા દેશો એના યંત્ર-ઉદ્યોગો તોડી પાડવા માટે એના ઉપર અનેક યુક્તિ-પ્રયુક્તિઓ કરી શકે અને છેવટે લશ્કરી બળ પણ વાપરી શકે. કારણ યંત્ર-ઉદ્યોગો ચલાવનારને છેવટે લશ્કરી બળની હરીફાઈમાં ઊતર્યા વિના ચાલી શકે જ નહિ. પણ પોતાની જરૂરિયાતો માટે ઉત્પાદનની ખાદીપદ્ધતિનો આશ્રય લેનાર સમાજ આર્થિક હરીફાઈની સાથે લશ્કરી હરીફાઈનો પણ છેદ ઉડાડી દઈ શકે છે. અને જ્યાં લશ્કરી બળ પહોંચી ન શકે એવી જુદી જ ભૂમિકા ઉપર જઈને બેસે છે. જ્ઞાનપૂર્વક રેંટિયો ચલાવનાર તો કહે છે કે કોઈને લૂંટવો એ હું જેમ અધર્મ ગણું છું તેમ અજ્ઞાનથી અથવા મરજી વિરુદ્ધ લૂંટાવું એને પણ હું એટલો જ મોટો અધર્મ ગણું છું. સામાના બળથી ડરીને, અથવા તો સામો માણસ મારી આગળ જે પ્રલોભનો બતાવે તેથી ફસાઈને હું કોઈનો ગુલામ બનવા ઇચ્છતો નથી તેમ જ કોઈના ફંદામાં ફસાવા માગતો નથી. સમાજના ન્યાયપુરઃસરના વ્યવહારમાં તેમ જ સમાજની સુખશાન્તિ વધારવામાં મારે બને તેટલો વધારે ફાળો આપવો છે. મારે સમાજ ઉપર બોજારૂપ થવું નથી તેની સાથે કોઈ માણસ બળજબરી કરીને મારી મરજી વિરુદ્ધ મારા ઉપર બોજો લાદવા જાય તો તે બોજો મારે ફગાવી દેવો છે. કોઈ પરાણે પોતાને ઊંચ ગણાવવા આવે તો તેનું ઊંચપણું હું સ્વીકારવાનો નથી, તેમ હું કોઈને પણ મારાથી હલકો ગણતો નથી. મારે તો સમાજમાં બળાત્કાર અને અન્યાયથી લાદવામાં આવેલા ઊંચનીચના બધા ભેદભાવ ભૂંસી

નાખવા છે. રેંટિયાની પાછળ આ જાતનું માનસ ઘડવાનો પ્રયત્ન રહેલો છે. તેથી જ રેંટિયાને સ્વતંત્રતા, બંધુતા અને સ્વેચ્છાપૂર્વકની જાતમહેનતનું પ્રતીક ગણી આપણા રાષ્ટ્રીય ઝંડામાં વચ્ચોવચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. ખાદી માનસવાળો કોઈનો પણ ગુલામ નથી, પણ સૌનો સેવક છે; કોઈનો પણ હરીફ નથી, પણ સૌનો બંધુ છે; કોઈને પણ બોજારૂપ થવા ઇચ્છતો નથી, પણ સૌનો બોજો હળવો કરવા તત્પર છે. આમ રેંટિયાની ઉપાસનામાં નવી સમાજરચના માટેની તૈયારી રહેલી છે. રેંટિયાની પાછળ ગાંધીજીની છેલ્લા પચીસ વર્ષની ઉગ્ર તપશ્ચર્યા છે, ગાંધીજીએ અહોનિશ તેના જ વિકાસ અને પ્રચારનું ચિંતન કર્યું છે એટલે સુધી કે રેંટિયામાં રામનાં દર્શન કરવાની મહત્ત્વાકાંક્ષા તેમણે સેવી છે. સમજીબૂઝીને જે રેંટિયો પકડે તેને તેની પાછળ રહેલી આ બધી ઉચ્ચ ભાવનાઓનો સહેજે લાભ મળે છે અને તે અહિંસક સમાજરચનાની સ્થાપનામાં ફાળો આપી શકે છે.

## પ્રકરણ ૪ થું

# ગ્રામ-ઉદ્યોગ

૧. ગાંધીજીએ દેશની આગળ રેંટિયાની વાત સને ૧૯૨૦માં મૂકી અને રચનાત્મક કાર્યક્રમમાં એને પ્રાધાન્ય આપવામાં આવ્યું, ત્યાં સુધી કે 'સૂતરને તાંતણે સ્વરાજ્ય,' એ સૂત્ર દેશવ્યાપી બન્યું. ૧૯૩૩-૩૪માં ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણના પ્રચારને અર્થે આખા દેશમાં પ્રવાસ કર્યો ત્યારે ગાંધીજીને આપણાં ગામડાંની દશાનું વધારે વિશાળ તેમ જ વધારે ઊંડું દર્શન થયું. તેમને પ્રતીત થયું કે ગામડાંના પુનરુદ્ધાર માટે રેંટિયો તો આવશ્યક છે જ, પણ એકલા રેંટિયાથી ગામડાંને પૂરાં સ્વાલંબી નહિ બનાવી શકાય. ગામડાંના મરી ગયેલા અને મરવા પડેલા મુખ્ય મુખ્ય પાયારૂપ ઉદ્યોગોનું પુનરુજ્જીવન કરવામાં રેંટિયાનું પણ પોષણ રહેલું છે. તેથી તેમણે ગામડાંની સંજીવનીરૂપ સાધનોને સૂર્ય અને તેના ગ્રહમંડળની ઉપમા આપી. નાના મોટા ગ્રામઉદ્યોગોને નાના મોટા ગ્રહોને સ્થાને મૂકી રેંટિયાની સ્થાપના સૂર્યને સ્થાને કરી.

### ચૂલો, વલોણું, ઘંટી, ખાંડણિયો અને રેંટિયો

૨. ગ્રામ ઉદ્યોગમાં ગાંધીજીએ પ્રથમ સ્થાન હાથઘંટીએ દળેલા આટાને, હાથે ખાંડેલા ચોખાને તથા ગોળને આપ્યું. સંચાની ઘંટીએ દળેલા આટામાં તથા હલરમાં ખંડાયેલા તથા છડાયેલા ચોખામાં આહારની દૃષ્ટિએ રહેલાં પોષક તત્ત્વોનો નાશ થાય છે અને તેથી ઘંટી તથા ખાંડણિયાના ગૃહઉદ્યોગોનો નાશ થતે બેકારી ઉત્પન્ન થવા ઉપરાંત ઓછા પોષણ તત્ત્વવાળો આટો તથા ચોખા મળવાથી અર્થ સાથે આરોગ્યનું નુકસાન પણ થાય છે. સાફ કરેલી સાકરમાંથી ગળપણ મળે છે પણ એ આંતરડાં તથા હોજરીને કાંઈક નુકસાન કરે છે જ્યારે ગોળ શરીરને ગળપણ પૂરું પાડવાની સાથે કાંઈક પોષણ આપે છે. ઘંટી તથા ખાંડણિયાને આપણે ગ્રામોદ્યોગ ન કહી શકીએ. એ તો દરેક ઘરની જરૂરિયાત પૂરતા ઘેરેઘેર ચાલવા જોઈએ એવા ગૃહઉદ્યોગો છે. જેમ ચૂલા વિના ઘર એ ઘર ન ગણાય તેમ ઘંટી અને ખાંડણિયા વિના ઘર ખરું ઘર નથી બની શકતું. એમ તો જોવા જઈએ તો ઘરને સુખી અને ખરા અર્થમાં સંપત્તિમાન તથા આરોગ્યવાન બનાવવું હોય તો ચૂલો, વલોણું, ઘંટી, ખાંડણિયો અને રેંટિયો એ એનાં આવશ્યક અંગો છે. આજે એકલો ચૂલો અને કેટલાંક ખેડૂત કુટુંબોમાં વલોણું એ બે રહ્યાં છે. બાકીનાં ત્રણનો

લોપ થયો હતો અથવા લગભગ થવા આવ્યો હતો તેમાંથી એમને ફરી સજીવન કરીએ તો આપણે અર્થ અને આરોગ્ય બંને સાચવી શકીએ છીએ.

મુખ્ય ગ્રામ-ઉદ્યોગો

૬. હવે આપણે બીજા કેટલાક મુખ્ય મુખ્ય ગ્રામોદ્યોગોનો વિચાર કરીશું.

ચામડાંનો ઉદ્યોગ: વ્યાપકતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ આ ઉદ્યોગનો નંબર ખાદી ઉદ્યોગથી બીજો આવે છે. આપણે જોઈ ગયા છીએ કે આપણા દેશમાં ઢોરની સંખ્યા બીજા કોઈ પણ એક દેશ કરતાં વધારે છે. કુદરતી મોતે મરી જતાં તથા કતલ કરવામાં આવતાં ઢોરનાં ચામડાં દર વર્ષે રૂ. ૪૦) કરોડની કિંમતનાં થાય છે. એમાં હાડકાં, માંસ, લોહી, ચરબી, શીંગડાં, આંતરડાં વગેરેની કિંમત ઉમેરીએ તો ૫ થી ૧૦ કરોડનો વધારો થાય. પણ એનો આપણે બરાબર ઉપયોગ કરતા નથી. ગામની સીમમાં ઢોરના મુડદા ઉપર કૂતરાં અને ગીધ ઉજાણી કરતાં ઘણી વાર જોવામાં આવે છે. દર સાલ મળતાં રૂ. ૪૦) કરોડનાં ચામડાંમાંથી ૧૯૩૯-૪૦ના આંકડા પ્રમાણે ૪ કરોડ રૂપિયાનાં તદ્દન કાચાં ચામડાં અને ૬ કરોડ રૂપિયાનાં અડધાં કમાવેલાં ચામડાં આપણે પરદેશ નિકાસ કર્યાં હતાં. એનો અર્થ એ થયો કે ૭૫ ટકા ચામડાંનો ઉપયોગ દેશમાં કરવામાં આવે છે અને ૨૫ ટકા ચામડાં કાચાં અથવા થોડાં કમાવેલાં આપણે પરદેશ ચઢાવી દઈએ છીએ. જેટલા પ્રમાણમાં કાચો માલ આપણે પરદેશ ચઢાવીએ તેટલા પ્રમાણમાં આપણા દેશના લોકોને ઓછો ઉદ્યોગ મળે અને બેકારી વધે. વળી આપણા દેશમાં જે ચામડાં રહે છે તે પણ આપણે સારી રીતે પકવી જાણતા નથી. એ ધંધો ગામડાંના ચમાર લોકોના હાથમાં છે અને તેમની એ ધંધો ચલાવવાની રીત બહુ ગંદી અને દુર્ગંધ પેદા કરે એવી છે. ચમાર લોકો પણ એનાથી કંટાળી એ ધંધો છોડતા જાય છે. તેઓ કાચાં ચામડાં જ વેચી નાખે છે. એટલે ઉપર આપણે ૭૫ ટકા ચામડાં દેશમાં રહે છે એમ કહ્યું તે બધાં ચામડાં પણ ગામડાંમાં પકવાતાં નથી, પણ પ્રતિ વર્ષ વધુને વધુ પ્રમાણમાં ચામડાં શહેરોનાં કારખાનાંમાં પકવાતાં જાય છે, અને ગામડાંના ચમારો બેકાર પડતા જાય છે.

આ મરવા પડેલા ગ્રામઉદ્યોગને ગ્રામઉદ્યોગ તરીકે જ ખીલવવાનો બહુ અવકાશ છે. પણ એ ત્યારે જ બની શકે જ્યારે આ ધંધા પ્રત્યેની ઘૃણા લોકોના મનમાંથી દૂર થાય. વળી આ ધંધાની સાથે ગંદકી અને દુર્ગંધ કાંઈ અનિવાર્ય રીતે જોડાયેલાં નથી. સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતા અને સુશિક્ષિત માણસો આ ધંધો હાથમાં લઈ ખીલવે તો એના પ્રત્યેની ઘૃણા દૂર થાય અને તેમાં રહેલી ગંદકી તથા દુર્ગંધ દૂર થાય એવા સુધારા પણ કરી શકે. ખાદી પ્રતિષ્ઠાનવાળા શ્રી. સતીશ બાબુ, ગોસેવાસંઘવાળા શ્રી. વાળુંજકર,

રત્નાગીરીના શ્રી. આપ્પા સાહેબ પટવર્ધન તથા કાઠિયાવાડના શ્રી. રતુભાઈ અદાણી તથા બીજા કેટલાક નવજુવાનો આ ઉદ્યોગમાં પડ્યા છે. અને તેમાં તેમણે ઠીક ઠીક સુધારા પણ કર્યા છે. વળી આ કામમાં સુશિક્ષિત માણસો પડે છે ત્યારે હાડકાં, માંસ, લોહી ચરબી, આંતરડાં વગેરેનો પૂરેપૂરો ઉપયોગ કરી લે છે. માંસ, લોહી અને હાડકાંનું બહુ કીમતી ખાતર થાય છે. વળી હાડકાં તથા શીંગડાંની જાતજાતની વસ્તુઓ પણ બને છે. અત્યારે તો આમાંની મોટા ભાગની વસ્તુઓ નકામી જાય છે. આ ઉદ્યોગને સફળ કરવો હોય તો ઢોર મરી જાય કે તરત એનો કબજો લેવો જોઈએ. મરી ગયેલા ઢોરનું ચામડું ઉતરડવામાં વાર થાય, તે બે ચાર કલાક તડકામાં પડ્યું રહે તો પણ ચામડું બગડવા માંડે છે. વળી જ્યાં ઢોર મરી ગયું હોય ત્યાંથી ચામડું ઉતરડવાની જગ્યાએ લઈ જતાં એને જો ઢસરડીને લઈ જવામાં આવે તો એટલા ભાગનું ચામડું ઘસાઈ જાય છે અને ચામડાને નુકસાની લાગે છે. આ બાબતમાં પૂરતી કાળજી પહેલેથી જ લેવાવી જોઈએ. બળદને હાંકવા માટે આર ભોંકવાનો ઘાતકી રિવાજ જીવદયાની દૃષ્ટિએ બંધ કરવા જેવો છે જ. પણ આ રિવાજથી બળદનું જ્યાં આર ઘોંચાઈ હોય એ ભાગનું ચામડું કાણાંકાણાંવાળું નીકળે છે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

આજે ચમાર લોકો ચામડું ઉતરડી લીધા પછી મુડદાલ માંસનો અને ચરબીનો ખાવામાં ઉપયોગ કરે છે. આ પ્રથા પણ બંધ કરવા જેવી છે. વળી હાડકાં, આંતરડાં, શીંગડાં, વગેરે તો તેઓ એમ જ રહેવા દે છે. એ ખુલ્લામાં પડ્યાં પડ્યાં સડ્યાં કરે છે અને હવામાં દુર્ગંધ ફેલાવે છે તથા એને અનારોગ્ય બનાવે છે. મરેલા ઢોરના એકેએક ભાગનો પૂરેપૂરો સદુપયોગ કરવામાં આવે તો આ નુકસાન અટકે અને એ ઉપરાંત રાષ્ટ્રીય સંપત્તિમાં ઠીક ઠીક ઉમેરો થાય. એમાં ઘણા માણસોને રોજી પણ આપી શકાય.

આ ઉદ્યોગ બુદ્ધિમાન માણસો હાથમાં લે તો તેઓ એનાં ઓજારોમાં પણ સુધારા કરી શકે. ચામડું સહેલાઈથી કેળવવા તથા વધુ મુલાયમ બનાવવા કેટલાંક રાસાયણિક દ્રવ્યોનો પણ ઉપયોગ કરવાની જરૂર છે. વળી કેટલીક ક્રિયાઓ માટે યંત્રો વાપરવામાં આવે તો કેટલીક ગંદી ક્રિયાઓ હાથે ન કરવી પડે અને ચામડું વધુ સફાઈદાર બનાવી શકાય. પણ ગામડે ગામડે ચમારોને આવાં યંત્રો રાખવાં પોસાય નહિ. માટે ઘણાં ગામડાંની વચ્ચે ચમારોના સહકારી સંગઠનથી જ એક મધ્યવર્તી ચર્માલય ચલાવવામાં આવે, જ્યાં આવી કેટલીક ક્રિયાઓ યંત્રો મારફત કરવામાં આવે. આવા મધ્યવર્તી ચર્માલયમાં ગામડાંના ચમારોએ પકવેલા ચામડાંને છેલ્લો ઓપ આપી વધુ સફાઈદાર બનાવી શકાય.

## ગોળનો ઉદ્યોગ

૪. પહેલાં આપણા લોકો ખાવામાં ગોળ જ વધુ વાપરતા. પણ ચા પીવાની ટેવ લોકોમાં ફેલાતી ગઈ અને મીઠાઈનો ઉપયોગ પણ સમાજમાં વધ્યો તેમ લોકો ગોળને બદલે વધુ પ્રમાણમાં ખાંડ વાપરવા લાગ્યા. જ્ઞાતિભોજન વગેરે જમણવારમાં પણ ગોળને બદલે ખાંડ વાપરવાનું વધારે પ્રતિષ્ઠિત ગણાવા લાગ્યું. એમ કરતે કરતે ખાંડનો પ્રચાર એટલો વધી ગયો કે આપણે દર વર્ષે ૧૫ કરોડ રૂપિયાની ખાંડ પરદેશથી આયાત કરવા લાગ્યા. આ સ્થિતિ સને ૧૯૩૧ સુધી ચાલી. ૧૯૩૨માં ખાંડના ઉદ્યોગને સરકાર તરફથી સંરક્ષણ મળ્યું અને બિહાર તથા યુક્ત પ્રાંતોમાં એકદમ ખાંડનાં મોટાં મોટાં કારખાનાં ઊભાં થયાં. બહારથી આયાત થતી ખાંડનો જથો ઝપાટાબંધ ઘટવા લાગ્યો સને ૧૯૩૬–૩૭માં બહારથી આવતી ખાંડનું પ્રમાણ બહુ જૂજ થઈ ગયું. આજે હિંદુસ્તાન દુનિયાના કોઈ પણ દેશ કરતાં વધારે ખાંડ ઉત્પન્ન કરે છે.

પણ ખાંડનું આ બધું ઉત્પાદન યંત્ર-ઉદ્યોગની ઢબે થાય છે. તેથી ગામડાના ઉદ્યોગને તો જરાયે પોષણ મળતું નથી, ઊલટું એના ઉપર આક્રમણ થાય છે. એટલે સુધી કે જ્યાં ખાંડનાં કારખાનાં હોય છે ત્યાં શેરડી પકવનારાને પોતાની શેરડીમાંથી ગોળ બનાવવાની બંધી કરવામાં આવે છે. એમને પોતાની બધી શેરડી ન પોસાય એવા ભાવે ખાંડનાં કારખાનાંવાળાને વેચી નાખવી પડે છે. જેમ શરૂઆતમાં પરદેશી કાપડે આપણા ખાદી ઉદ્યોગને તોડી પાડયો અને અત્યારે દેશી મિલોનું કાપડ ખાદીને આગળ વધવામાં અંતરાયરૂપ થઈ પડે છે તેના જેવું જ પરદેશી તથા દેશી કારખાનાં મારફતના ખાંડના ઉદ્યોગનું અને ગ્રામઉદ્યોગની ઢબના ગોળના ઉદ્યોગનું છે. જો કે ખાદી તો નામશેષ થઈ ગઈ હતી અને આજે પણ આપણી કાપડની જરૂરિયાતનો બહુ જૂજ હિસ્સો ખાદી મારફત પૂરો પડે છે. પણ ગોળનું તેવું નથી. હજી એકંદરે તો ખાંડ કરતાં લોકો ગોળ જ વધારે પ્રમાણમાં વાપરે છે. દેશના કુલ પાકની ૬૦ ટકા શેરડી તો ગોળ બનાવવામાં જ વપરાય છે. વળી આરોગ્યની દૃષ્ટિએ તો ખાંડ વાપરવી એ જ અનાવશ્યક છે. જેટલી ખાંડ વાપરવામાં આવે એટલું ધન ગામડાંમાંથી શહેરમાં ઘસડાઈ જાય છે એટલે ખાંડને બદલે શરીરને વધારે પૌષ્ટિક એવો ગોળ વાપરવાનું લોકોને સમજાવીને ગોળના ઉદ્યોગની જ વિશેષ ખિલવણી કરવા તરફ આપણે લક્ષ આપવાની જરૂર છે. તાડી તથા ખજૂરાંના રસની કેફી તાડી બનાવવાને બદલે એ રસનો ગોળ બનાવવાની પ્રવૃત્તિ ગ્રામઉદ્યોગ સંઘ તરફથી શરૂ થઈ છે. બંગાળમાં તો આવો તાડ–ગોળ પહેલેથી પણ લોકો ખૂબ પ્રમાણમાં વાપરે છે. લોકોને તાડીના કેફી પીણામાંથી બચાવવા માટે અને આપણા દેશમાં તાડ તથા ખજૂરાં લાખોની સંખ્યામાં છે તેનો ઉપયોગ કરવા

માટે આ તાડ-ગોળ બનાવવાની પ્રથા સારી છે, પરંતુ મોટા પ્રમાણમાં તો ગોળ શેરડીમાંથી જ થાય છે. ગોળના ઉદ્યોગની ખિલવણી માટે શેરડીના એકર દીઠ પાકનું પ્રમાણ પણ વધારવા તરફ ધ્યાન આપવું જોઈએ. બીજા પાકોનો ઉતાર જેમ આપણા દેશમાં ઓછો છે તેમ શેરડીનું વાવેતર કરનારા બીજા દેશોને મુકાબલે આપણા દેશનો શેરડીનો ઉતાર પણ બહુ ઓછો છે. જાવામાં એકરે દસ હજાર રતલ શેરડી થાય છે, ત્યારે આપણા દેશમાં એના ચોથા ભાગની થાય છે.

## તેલ-ઘાણી

૯. આ પણ એક બહુ મહત્ત્વનો ગ્રામ ઉદ્યોગ છે. તેલની મિલો આપણા દેશમાં સ્થપાઈ તે પહેલાં ઘાણીમાં પિલાયેલું તેલ જ વપરાતું. પણ તેલની મિલોની સામે ઘાણીનો ઉદ્યોગ તૂટવા માંડ્યો છે. એમાં મુખ્ય કારણો તો એ છે કે મિલ કરતાં બળદ-ઘાણીમાં તેલનો ઉતાર ઓછો આવે છે. એટલે ઘાણીનું તેલ મોંઘું પડે છે. પહેલાં ગામડામાં લોકો પોતાને વાપરવા જેટલું તેલ જોઈએ તેટલા પ્રમાણમાં તેલીબિયાં સંઘરી રાખતા અને ગામના ઘાંચી પાસે જોઈએ તેમ પિલાવી લઈ તાજું તેલ વાપરતા. પિલામણી બદલ ખોળ ઘાંચીને આપી દેતા અથવા ખોળ પાછો લે તો પિલામણીના ઘાંચીને પૈસા આપતા. તેલ પીલવાનું ન હોય ત્યારે ઘાંચી કાં તો ખેતીમાં મજૂરી કરતો, કાં તો બેલગાડી ભાડે ફેરવતો અને કેટલીક વાર તો એ ગાદલાં માટે રૂ પીંજી આપવાનું કામ પણ કરતો. પણ મિલનું પ્રમાણમાં સસ્તું તેલ ગામડાંમાં પેઠું અને બીજી રીતે પણ લોકોમાં પોતાની જરૂરની વસ્તુઓ ગરગથ્થુ ઢબે મેળવી લેવાને બદલે વેચાતી લાવવાની આદત વધતી ચાલી તેમ તેલીબિયાં પિલાવી લેવાને બદલે તૈયાર તેલ લેવાની પ્રથા પડી. એટલે ઘાંચીને ઘાણી ચલાવવી હોય તો આખા વરસ માટેનો તેલીબિયાંનો જથો તેણે સંઘરી રાખવો જોઈએ. એક ઘાણીને આખા વરસ માટે પંદરસોથી બે હજારનાં તેલીબિયાં જોઈએ. તે જો એ મોસમ વખતે ખરીદી રાખે તો જ એને સસ્તાં પડે. પણ ઘાંચીની પાસે આટલી મૂડી હોય નહિ એટલે તેને તો તેલીબિયાં કટકે કટકે ખરીદવાં પડે. મોસમ પછી એનો ભાવ વધી જાય એટલે પણ એનું તેલ મોંઘું પડે અને મિલના તેલની હરીફાઈમાં ટકી શકે નહિ.

મિલનું તેલ ઘાણીના તેલ કરતાં કાંઈક સસ્તું હોય છે, પણ મિલના બજારમાં વેચાતા તેલમાં ભેળ થવાનો ભય બહુ રહે છે. એટલે શુદ્ધ ખોરાકની દૃષ્ટિએ ઘાણીનું તેલ વાપરવું એ જ વધુ ફાયદાકારક છે. ગામડાંના ગરીબ લોકોને તો ચીકટ માટે તેલ ઉપર જ આધાર રાખવાનો હોય છે અને એ પણ જો ભેળવાળું મળે તો આરોગ્યને હાનિ થાય. ઘાણીમાં તેલનો ઉતાર

ઓછો આવે છે તેનો અર્થ એ થયો કે ખોળમાં એટલા ટકા તેલ વધારે રહી જાય છે. પણ ખોળ એ પણ ખોરાકની એક કીમતી વસ્તુ છે. ઢોરને મિલનો બિલકુલ ચીકટ વિનાનો ખોળ આપવામાં આવે તે કરતાં ઘાણીનો તેમાં તેલ રહી ગયેલો ખોળ આપવામાં આવે તેમાં કશું નુકસાન નથી. વળી કોપરાનો, મગફળીનો તથા તલનો ખોળ તો માણસને માટે પણ બહુ કીમતી ખોરાક છે. આપણો ખોરાક દિનપ્રતિદિન એટલો સત્ત્વહીન બનતો જાય છે કે કોઈ પણ રીતે આપણે ખોરાકમાં ખોળ દાખલ કરીએ એ સારું જ છે. કોપરા અને મગફળીના ખોળનાં તો બિસ્કીટ પણ બહુ સારાં બને છે.

આપણા દેશમાં તેલીબિયાં આપણે જેટલું તેલ વાપરીએ છીએ તે કરતાં વધુ પ્રમાણમાં પાકે છે. આપણે લગભગ ૧૨ કરોડ રૂપિયાનાં તેલીબિયાં પરદેશ ચઢાવીએ છીએ. વજનમાં ગણીએ તો લગભગ દસ લાખ ટન એટલે પાંચ કરોડ અને સાઠ લાખ મણ (કાચા) તેલીબિયાં પરદેશ ચઢે છે. જો આપણે આ તેલીબિયાં ગામડાંની ઘાણીમાં પીલી તેનું તેલ પરદેશ મોકલીએ તો એ પીલવાની મજૂરી આપણા દેશનાં ગામડાંમાં વહેંચાય. તેલીબિયાંનું પિલામણ એક કાચા મણે આઠ આના ગણીએ તો આપણા દેશમાં બે કરોડ ને એંસી લાખ રૂપિયા રહે. આ ઉપરાંત તેનો ખોળ આપણા દેશમાં રહે એ જુદો. કેટલાક ખોળ માણસના તથા ઢોરના ખોરાક તરીકે કામમાં આવે અને બીજા કીમતી ખાતર તરીકે ઉપયોગમાં લઈ શકાય. વળી આ તેલને તેલ તરીકે બહાર ન મોકલતાં તેમાંથી સાબુ, વારનીશ, વગેરે બનાવવામાં આવે તો એટલી વધુ રોજી આપણા લોકને મળે. જ્યાં વ્યાપક બેકારી પડેલી છે ત્યાં જ્યાં જ્યાંથી રોજી મળે એમ હોય એ બધા ઉપાય આપણે લેવા જ જોઈએ.

ઘાણીનો ઉપયોગ સાવ નાશ પામ્યો નથી એટલે આપણે પ્રયત્ન કરીએ તો તેની ખિલવણી સારી રીતે થઈ શકે એમ છે. લોકો પોતાની જરૂરિયાત પૂરતાં તેલીબિયાં સંઘરી રાખે અને જેમ જેમ તેલની જરૂર પડે તેમ તેમ એ પિલાવતા જાય તો સામટી મૂડીનું રોકાણ કર્યા વિના તથા તેલીબિયાંના ભાવમાં થતી વધઘટનું જોખમ ટાળીને ઘાણી ચલાવી શકાય એમ છે.

### હાથકાગળ

૬. આપણા દેશમાં ગામેગામ આ ઉદ્યોગ પહેલાં પણ ચાલતો હોય એમ લાગતું નથી. દેશમાં કેટલાંક ગામોમાં જ કાગદીઓની વસતી હતી અને તેઓ કાગળ બનાવતા. પહેલાં કાગળની વપરાશ આજના જેટલી નહોતી. ખાસ કરીને હિસાબના ચોપડા માટે કાગળ જોઈએ તેટલો કાગળ આપણા દેશમાં જ બનતો. અત્યારે તો આપણે ૩ કરોડ ૪૬ લાખ રૂપિયાના કાગળ તથા પૂઠાં

અને ૬૫ લાખ રૂપિયાની સ્ટેશનરી આયાત કરીએ છીએ. આ ઉપરાંત ૧૯૩૯–૪૦માં આપણા દેશની કાગળની મિલોમાં ૭૩ હજાર ટન કાગળ પેદા થયો હતો. અંદાજે તેની કિંમત લગભગ પોણા બે કરોડની ગણી શકાય. ગયા યુદ્ધ દરમ્યાન બહારથી કાગળ ન આવી શકયો તેથી આપણા દેશની કાગળની મિલોને સારું ઉત્તેજન મળી ગયું.

કાગળ મુખ્યત્વે તો છાપાં અને પુસ્તકોમાં જ વધારે વપરાય છે. કાગળની એ માંગ હાથકાગળ મારફત પૂરી પડી રહે એવું અત્યારની સ્થિતિમાં તો દેખાતું નથી, અને ભવિષ્યમાં પણ એ પ્રયત્ન કરવા જેવો છે કે કેમ એ શંકા પડતી વાત છે. આજે આખા દેશમાં થઈને માંડ એક લાખ રૂપિયાનો હાથકાગળ આપણે બનાવતા હઈશું. તેમાં કાચા માલ તરીકે મુખ્યત્વે જૂના કાગળનું કતરણ તથા થોડેક ભાગે ચીંથરાં વપરાય છે. પણ ઘણો કાગળ બનાવવો હોય તો તો વાંસમાંથી અથવા કાગળ બનાવવાને અનુકૂળ હોય એવાં ઘાસમાંથી બનાવવો જોઈએ. અત્યારે પગે ચાલતી ઢેંકી વડે હાથકાગળનો માવો કુટાય છે એવી ઢેંકી મારફત વાંસને કૂટીને માવો બનાવી શકાતો નથી. એટલે કાગળ માટેનો માવો બનાવવા સારુ ભૌતિક શક્તિથી ચાલતું યંત્ર વાપરવાની ગ્રામ ઉદ્યોગ સંઘે છૂટ રાખી છે. છતાં આપણી હાથકાગળની ઉત્પત્તિ મર્યાદિત રહેવાની અને આપણે એ મારફત સ્ટેશનરીને પહોંચી જઈએ તો પણ ઠીક પ્રગતિ કરી ગણાય. આ દરેક ગામે ચાલી શકે એવો ઉદ્યોગ નથી, અને ગામડાંને કાગળની એટલી જરૂર પણ નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

## સાબુનો ઉદ્યોગ

૭. સાબુના ઉદ્યોગનું પણ આવું જ છે. ૧૯૩૦–૩૧ સુધી લગભગ એક કરોડ રૂપિયાનો સાબુ પરદેશથી આવતો હતો. ૧૯૩૯–૪૦માં બહારની આયાત ઘટીને ૨૪ લાખ ઉપર આવી. આ યુદ્ધ દરમ્યાન તો બહારથી સાબુ આવતો બિલકુલ બંધ થઈ ગયો. અને આપણા દેશનાં સાબુનાં કારખાનાંને ઘણું ઉત્તેજન મળ્યું. પણ તેમાં એક વાત યાદ રાખવા જેવી છે કે આપણા દેશમાં થતા સાબુના ઉત્પાદનનું ત્રીજા ભાગનું ઉત્પાદન આપણા દેશમાં સ્થપાયેલી એક પરદેશી કંપની કરે છે.

કારખાનાંમાં સાબુ બનાવવા માટે કૉસ્ટિક સોડા વપરાય છે, અને તે ઘણું ખરું પરદેશથી જ લાવવો પડે છે. એટલે સાબુનું ઉત્પાદન વધવાની સાથે કૉસ્ટિક સોડાની આયાત પણ વધતી જાય છે. યુદ્ધ દરમ્યાન કૉસ્ટિક સોડા મેળવવામાં મુશ્કેલી પડી ત્યારે તે અહીં બનાવવા પ્રયત્નો થયાં પણ તેમાં હજી જોઈએ તેવી સફળતા મળી ન ગણાય.

ઊસમાં ચૂનો ભેળવી તેનું પાણી નિતારવામાં આવે તો એ કૉસ્ટિક સોડાવાળું થાય છે. એવા પાણી વડે સાબુ બનાવવાના પ્રયત્નો ગ્રામઉદ્યોગ સંઘ તરફથી થવા માંડ્યા છે. પણ તેનું ઉત્પાદન બહુ જૂજ છે. જો કે જ્યાં જ્યાં ઊસ મળી શકે એમ છે ત્યાં ત્યાં ગ્રામઉદ્યોગની ઢબે સાબુ બનાવી શકાય ખરો. સાબુ માટે તેલ જોઈએ તે તો બધાં ગામડાંમાં મળી શકે.

## કુંભારનો ઉદ્યોગ

૮. છાપરા ઉપર નળિયાંની અવેજીમાં ટીનનાં પતરાં, માટીની કોઠીઓની અવેજીમાં ટીનનાં પીપ, સીધું સામાન ભરવા વપરાતાં હાંલ્લાંની અવેજીમાં ઘાસલેટના ડબા તથા દીવા માટેનાં કોડિયાંની અવેજીમાં વપરાતાં ફાનસોએ કુંભારના ઉદ્યોગને તોડી પાડ્યો છે. હવે કુંભાર પાસે પીવાનું પાણી રાખવા માટેનાં માટલાં જ બનાવવાનું રહ્યું છે. કુંભાર હજી ઈંટો પકવે છે, પણ સિમેન્ટ કૉન્ક્રીટની દીવાલો બનવા માંડે તો ઈંટોનો ધંધો પણ જાય. આ એક બહુ મહત્ત્વના અને કળામય ગ્રામઉદ્યોગનો નાશ થયો છે તે ઉપરાંત પતરાં વાપરવા માંડવાથી આપણે અનારોગ્યને પણ નોતર્યું છે. આજે ગામડાંમાં જુઓ તો ઘેરેઘેર પતરાંનાં છાપરાં દેખાય છે. આપણા જેવા ગરમ મુલકમાં પતરાંનાં છાપરાંવાળા ઘરમાં રહેવું એટલે શેકાઈ જવા બરાબર છે. વાંદરાં અને મોર નળિયાં ભાંગી નાખી ચૂતા કરે છે એ વસ્તુ આગળ કરવામાં આવે છે, પણ ટીનનાં પતરાંથી આરોગ્યને જે નુકસાન થાય છે તે ઘણું મોટું છે. આ ઉદ્યોગને સજીવન કરવા માટે લોકોની માન્યતામાં પરિવર્તન કરવાની જરૂર છે.

૯. આ ઉપરાંત બીજા ઘણા ઉદ્યોગો ગામડામાં ચાલી શકે એવા છે. વાંસના ટોપલા બનાવવા, ખજૂરાંનાં છોટિયાંની સાદડીઓ બનાવવી, કાથાનાં દોરડાં ભાંગવાં, મરઘાં બતકાં પાળવાં, મધમાખીનો ઉછેર કરવો વગેરે ઉદ્યોગો સ્થાનિક સગવડો પ્રમાણે જુદા જુદા ગામમાં ચાલી શકે. ઉદ્યોગોની ખિલવણીની સાથે ગામડાંની ગંદકી આપણે દૂર કરીએ અને માણસના મળમૂત્રનો ખાતર તરીકે ઉપયોગ કરીએ તો સ્વચ્છ હવાપાણી મળવાની સાથે આર્થિક લાભ પણ થાય એમ છે. આપણી કેટલીક કુરૂઢિઓ અને વહેમ પણ ગામડાં ઉપર મોટા આર્થિક બોજા નાખવા ઉપરાંત નૈતિક નુકસાન કરે છે. આપણાં ગામડાંમાંથી ગરીબી, બેકારી, ગંદકી, અજ્ઞાન, વહેમ અને કુસંપ આપણે દૂર કરીએ તો જ ગ્રામજીવનનાં જે આકર્ષક વર્ણનો કાવ્યોમાં આપણે વાંચીએ છીએ તે ફરી પાછાં ગામડાંમાં અનુભવવા મળે. આપણાં ગામડાંને સુખી, સ્વાવલંબી અને આનંદમય બનાવવાં હોય તો ખેતી સુધારવા ઉપરાંત ઓછામાં ઓછી નીચેની વસ્તુઓ દરેક ગામમાં હોવી જોઈએ :

૧. ઘેર ઘેર ગાય અને ઘેર ઘેર રેંટિયો, ઘંટી તથા ખાંડણિયો

૨. ગ્રામસમાજને આવશ્યક એવા કારીગરો — વણકર, સુથાર, લુહાર, ચમાર, મોચી, કુંભાર તથા ઘાંચી

૩. પીવાના સ્વચ્છ પાણીની તથા નાહવાધોવાની વ્યવસ્થા

૪. સ્વચ્છ જાજરૂ અને પેશાબખાનાં

૫. ત્રણથી સાત વર્ષનાં બાળકો માટે પૂર્વ-બુનિયાદી તાલીમની વ્યવસ્થા

૬. ૭ થી ૧૪ વર્ષની ઉંમરનાં બાળકો માટે બુનિયાદી તાલીમની વ્યવસ્થા

૭. માબાપને તાલીમ આપવા માટે પ્રૌઢશિક્ષણની વ્યવસ્થા

૮. પુસ્તકાલય અને વાચનાલય તથા પ્રસંગોપાત્ત મનોરંજક કાર્યક્રમો દ્વારા તથા ઉત્સવોની ઉજવણી દ્વારા સંસ્કાર તથા કળાને પોષણ મળે એવી વ્યવસ્થા

૯. ગામની સફાઈ તથા ચોકી માટે સ્વયંસેવકદળ

૧૦. ગામના સાર્વજનિક કામો માટે તથા ઇનસાફ માટે કુશળ અને ન્યાયી ગ્રામપંચાયત.

૧૦. આમ આપણાં ગામડાંને આર્થિક તેમ જ બીજી ઘણી બાબતોમાં આપણે સ્વાવલંબી અને સ્વશાસિત બનાવી શકીએ તો દુનિયામાં અત્યારે ચાલી રહેલી સર્વસંહારક હરીફાઈમાંથી આપણા દેશને આપણે બચાવી લઈ શકીએ એટલું જ નહિ પણ દુનિયાને પણ બચવાનો માર્ગ બતાવી શકીએ. હરીફાઈની આગ આખી દુનિયામાં અત્યારે એટલી ભભૂકી ઊઠી છે અને તેને લીધે દેશ દેશ વચ્ચે વેરઝેરની લાગણીઓ એટલી બધી તીવ્ર બની ગઈ છે કે શસ્ત્રાસ્ત્રોથી નખશીખ સજ્જ થયેલા દેશો પણ પોતાની સલામતીને માટે અંદરખાનેથી તો કાંપી રહ્યા છે. દરેક દેશ આજે પોતાને આર્થિક બાબતમાં સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાની નીતિ ગ્રહણ કરવા લાગ્યો છે. આમ છતાં મોટી રાજ્યસત્તાઓ પોતાનો લોભ છોડી શકતી નથી અને આખી દુનિયાને વહેંચી ખાવાની પેરવીમાં પડી છે. જાવા બટેવિયામાં, સિયામમા, બ્રહ્મદેશમાં, ચીનમાં, આપણા દેશમાં, ઇરાનમાં, પેલેસ્ટાઈનમાં તથા મધ્ય યુરોપમાં સામ્રાજ્યશાહી સત્તાઓ જે કુટિલ, નિર્લજ્જ અને અન્યાયી પ્રકાર ચલાવી રહી છે તે જોતાં જણાય છે કે ઓછાં શસ્ત્રબળવાળાં રાજ્યોએ પોતાની સ્વાતંત્ર્તા સાચવી રાખવી હોય અથવા પાછી મેળવવી હોય તો શસ્ત્રબળની ભૂમિકા ઉપરથી ખસી જઈ, જ્યાં વિરોધીનાં શસ્ત્રાસ્ત્ર બુઠ્ઠાં થઈ જાય એવી નિરાળી જ શાન્તિમય પ્રતિકારની ભૂમિકા ઉપર ઊભા રહીને આ ભક્ષક સત્તાઓનો

